# વૈષ્ણવજન



વર્ષ : ૫ — એપ્રિલ : ૧૯૬૬ — અંક : ૧

## અનુક્રમણિકા





સંપાદક : નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

'આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો' જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**
દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

"વૈષ્ણવજન"
૬, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ





# દાન-વૃત્તિ

ગુરુદયાલ મલ્લિક

જીવનમાં ધર્મ અને કર્મ, શાંતિ અને શ્રમ સાથે સાથે થાય છે. એ બધું રસપૂર્ણ હોવું તો જોઇએ જ. જો રસ ન પડતો હોય તો કોઈ પણ કામ સારું નહિ થાય. જો રસોઇ નીરસતાથી, આનંદ વિના કરવામાં આવે તો તે ખોરાક પુષ્ટિકારક ન બને. એ જ રીતે શાળામાં વિદ્યાર્થીઓ ત્યારે જ બરાબર શિક્ષણ પામી શકે, જ્યારે શિક્ષક પોતાની શીખવવાની પદ્ધતિ રસપૂર્ણ બનાવે. આમ ત્યારે જ થઇ શકે, જ્યારે શિક્ષક સાધના કરીને આત્માનો અનુભવ, અંતરનો રસ પોતાની શિક્ષણ-પદ્ધતિમાં ઉમેરે.

ગુરુદેવ જીવનની સંપૂર્ણતાના આદર્શમાં માનતા હતા અને ધર્મ તેમ જ કર્મને એક સાથે સંલગ્ન થયેલા ગણતા હતા. આ વસ્તુ બીજી ભાષામા કહીએ તો ' લેવું અને દેવુ. આપણો આખો જન્મારો લેવાની વૃત્તિમાં જ પસાર થઈ જાય છે. 'મને આપો, મને આપો,' 'આ મારું છે, આ મારુ છે.' એવી જ આપણી વૃત્તિ હમેશા રહે છે. દેવાની વૃત્તિ જ આપણને થતી નથી. પરંતુ જ્યાં સુધી દેવાની વૃત્તિ આપણે કેળવીએ નહિ ત્યાં સુધી આપણે પ્રભુની સાચી મિત્રતા પ્રાપ્ત કરી શકીએ નહિ.

દેવાની આ વૃત્તિ વેળાએ કોઈ પ્રકારનો ભેદભાવ ન હોવો જોઈએ. ઊંચ – નીચનો પંડિત – મૂર્ખનો એવો કશોય ભેદભાવ ન રાખી સૌને સરખાં ગણવાં જોઇએ. કારણ કે પ્રભુ આપણને પ્રેમ કરે છે ત્યારે આવો ભેદ-ભાવ કદી કરતો નથી. આ પ્રમાણે સહુના ઉપર એક સરખો પ્રેમ કરવો એનો અર્થ જ દેવું. ઘરમાં કોઇ કમાનારું હશે અને કોઇ અપંગ હશે. મા તો બન્નેને સરખો જ પ્રેમ કરશે; કદાચ અપંગને વધારે કરશે કારણ કે એવું કરવામાં પોતે વધારે ધર્મ પાળી રહી છે, એમ તે માનશે.

હવે પ્રશ્ન એ થાય છે કે, દરેક માણસ આપી શકે ખરો ? અને આપવું પણ શું ? તો તેનો જવાબ એ છે કે, કોઈ વ્યક્તિ એવી નથી જે કોઈ ને કાંઇ ન આપી શકે

સ્વર્ગમાં એક વખત મજૂર ગયો ભગવાને પૂછયું · 'પચાસ વર્ષ દુનિયામાં રહીને તેં શું કર્યું ?' પેલો મજૂર બોલ્યો : 'હું તો શું આપી શકું, પ્રભુ ? હું તો રોજ બે ચાર આના કમાવાવાળો ગરીબ મજૂર ! પણ મહાર જનો ત્યારે હંમેશાં હસતો રહેતો. હસીને મારાં કામ કરતો ' પ્રભુની નજરમાં આવી વૃત્તિની ઘણી કિંમત છે. બીજાને પ્રેમથી, આનંદથી સહાનુભૂતિથી જોવા તે લાખો રૂપિયાના દાન કરતાં પણ વધારે કીમતી છે.

બીજો એક માણસ હતો તેણે ધર્મશાળા બંધાવી, વિધવાઓને સહાય કરી, મંદિરો બંધાવ્યાં, વિદ્યાર્થીઓને શિષ્ય-વૃત્તિઓ આપી વગેરે ઘણાં ધર્માદાનાં કામો કર્યાં. તે માણસને ભગવાને પૂછ્યું : 'આ બધું તેં કર્યું તો ખરું; પરંતુ એ તો તેં તારા અહંકારને પોષવા તૃપ્ત કરવા કર્યું. આમાં તેં તારું પોતાનું તો કંઈ આપ્યું જ નહિ.'

દાન તો પોતાની વસ્તુનું હોઈ શકે. ભગવાનના સામે ફળ, ફૂલ ધરીએ છીએ તે તો ભગવાને જ આપણને આપેલાં હોય છે! આપણે આપણું પોતાનું શું આપીએ છીએ? મંદિરમાં જઇએ છીએ ત્યારે આપણે માથું નમાવવું પડે છે. એનો અર્થ એ થાય છે કે, આપણે ભગવાનને માથું અર્પણ કરીએ છીએ. માથું અર્પણ કરવું એટલે આપણો અહંકાર, આપણું અભિમાન આપણે પ્રભુને અર્પણ કરીએ છીએ. આપણી પોતાની આ જ વસ્તુ પ્રભુને અર્પવાની છે.

ગુરુદેવના આ કાવ્યમાં એક માસણ રોજ ઘેર ઘેર ભિક્ષા માગીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક દિવસ તે રસ્તાની બાજુએ ઊભો હતો, ત્યારે સોનાના રથમાં બેસીને કોઈ મહારાજાધિરાજ તેની તરફ આવતા દેખાયા. પેલા ભિખારીને થયું કે, બસ આજ તો મારું ભાગ્ય ફળશે. મહારાજાધિરાજ આવે છે. પછી મળવાનું શું બાકી રહે? એવામાં રથ તેની પાસે આવીને ઊભો રહ્યો. ભિખારીના આશ્ચર્યની વચ્ચે રાજાએ પોતે જ રથમાંથી ઊતરીને ભિખારી સામે યાચક બનીને હાથ લાંબો કર્યો! પેલો ભિખારી તો વિચારમાં પડી ગયો. શું આપું? શું આપું? એમ એને થાય છે. લોભ આવીને તને લલચાવે છે. આપવાનું મન થતું નથી. પણ રાજા હાથ પાછો ખેંચતો જ નથી. પેલો ભિખારી છેવટે પોતાની ઝોળીમાંથી એક દાણો કાઢીને રાજાના હાથમાં મૂકે છે. રાજા તો દાણો લઈને ચાલ્યો જાય છે. ભિખારી વિચારવા લાગ્યો કે, વાહ, રાજા, વાહ! મારી ખીચડીમાંથી તેં એક દાણો ઓછો કર્યો! દુઃખ સાથે તે ઘેર ગયો. અને ઝોળી ખાલી કરી તો, તેમાં એક સોનાનો દાણો દેખાયો. તેની આંખમાં આંસુ ભરાઈ આવે છે અને તેને થાય છે : અરે રે, મેં મારી આખી ઝોળી શા માટે તારી આગળ ઠાલવી ન દીધી?

આપણી પણ છેવટે આવી જ દશા થાય છે. આપવાના શુભ વખતે આપણે કંઈ આપતા જ નથી. અને જ્યારે વખત વહી જાય છે ત્યારે પસ્તાવો કરીએ છીએ. એનું કારણ એ છે કે, જે આવે તે સઘળું ભેગું કરવાની વૃત્તિ જ આપણામાં વધારે હોય છે. પરંતુ જો શરીર એવો નિયમ કરે કે, જે કંઇ ખાઇએ તે ભેગું જ કરવું, તો તેની શી દશા થાય? નદી પણ પાણીને વહેવા ન દે અને બંધનમાં રાખે તો પાણી ગંધાઇ ઊઠે. પ્રકૃતિ પણ આપણને આપવાનું જ શીખવે છે. સૂર્ય, ચંદ્ર, તારાઓ રોજ આપણને તેજ, પ્રકાશ, શીતળતા આપ્યા જ કરે છે. પણ ફકત માણસ-જ એક એવું પ્રાણી છે જે માગ માગ કર્યા કરે છે! કોઇ વખતે એમ થાય છે ખરું કે, અમુક પ્રાપ્તિ થઇ જાય પછી આપણે કંઈ વધારે મેળવવાની ઇચ્છા કરીશું નહિ. પરંતુ એ વિચાર યોગ્ય નથી. ઇચ્છાઓનો તો આરો જ નથી. એકમાંથી બીજી એમ ઇચ્છાઓ વધતી જ જાય.

વળી આપવાની બાબતમાં પ્રમાણ-આપણે કેટલું આપીએ છીએ-એ મહત્ત્વની વસ્તુ નથી. સાચા દિલથી આપણે આપીએ છીએ કે નહિ એ મહત્ત્વનું છે. એક મંદિર બાંધવા માટે ફાળો ઊઘરાવતાં અનેક નાનાં મોટાં દાનો આવી પડયાં પરંતુ તે બધાંય કરતાં એક ડોશીમાએ પોતાની પાસે બે પૈસા જે તેનું સર્વસ્વ હતું તે અર્પણ કર્યા તેનું દાન જ મહત્ત્વનું ગણાયું. તેની કિંમત બધાં કરતાં વધી ગઇ. શ્રીકૃષ્ણ ભગવાનને ભૂખ લાગતાં સોનારૂપાનાં કીમતી વાસણોમાં બધાં દૂધ,

દહીં વગેરે લઈ આવ્યા. પરંતુ ભગવાને તો એક ડોશીમાના ભાંગેલા માટીના વાસણમાંની ખાટી છાશ જ સ્વીકારી. કારણ કે એ છાશ ડોશીમાનું સર્વસ્વ હતું.

મુખ્ય વસ્તુ તો એ જ છે કે, આપવાની વૃત્તિ કેળવવી બીજું કાંઇ આપવા જેવી સ્થિતિ ન હોય તો પ્રેમથી કોઈની સારવાર કરવી, માથું દાબવું, પગ દાબવા એટલું તો થઇ શકે એમ છે. છેવટે કંઇ નહિ તો બીજાના ભલા ખાતર પ્રાર્થના કરી શકાય. આમ કરવાથી મન મોટું થાય છે અને સાચો આનંદ અનુભવાય છે. બુદ્ધ ભગવાન પણ કહેતા કે, કંઈ ન થઇ શકે તો સવાર સાંજ થોડી ક્ષણ માંદાઓ માટે, પડોશીઓ માટે શાંતિ અને સુખની કલ્પના કરો; તેમની સાથે મૈત્રીભાવ કેળવો.

આપણું શરીર પણ આપણને એકઠું કરવાનું શીખવતું નથી. પેટનો કચરો બહાર કાઢી નાખીએ તો શરીર સારું રહે અને આપણને પણ શાંતિ મળે. તેવી જ રીતે માણસ જ્યારે દેવાની વૃત્તિ, અર્પણ કરવાનો ભાવ કેળવે છે, ત્યારે જ તેને ખરી શાંતિ પ્રાપ્ત થાય છે. ભગવાન અને કુદરત બંને આપણને અર્પણ કરવાનું જ શીખવે છે. ભગવાનની અર્પણ કરવાની રીત આપણે સમજી શકતા ન હોઇએ તો આપણે આપણી બાનું નિરીક્ષણ કરવું. બા કેવી પોતાનાં બાળકો માટે આપ્યા જ કરે છે! અને તે પણ કશા ભેદભાવ વિના. બાનું હૈયું તો સારા તેમજ ખરાબ દીકરા માટે હંમેશ ખુલ્લું જ હોય. તે પોતાનું વહાલ બધા દીકરા પર સરખું જ વરસાવે. એવી જ ભાવનાથી, એવી જ મનોવૃત્તિથી આપણે અર્પણ કરવાની વૃત્તિ કેળવવી જોઇએ.

# આપણું એ કામ નહીં

સડકને કાંઠે એક ભવ્ય ઈમારત ઊભી હતી. ચોપાસ બગીચામાં ભાતભાતના પુષ્પો ખીલી ઉઠયાં હતાં.

"આ વળી કોનો રાજમહેલ બંધાણો ?" સડક ઉપરથી પસાર થતા રહેલા થોડા ગ્રામવાસીઓના વૃન્દમાંથી એક જણ બોલી ઊઠયો.

"હજી તને રાજમહેલના સ્વપ્ના આવતા લાગે છે. પણ હવે એ જમાનો ગયો. આ તો આપણા પંથકના લોકોના કલ્યાણ માટે સ્થપાયેલ સેવા કેન્દ્રનુ મકાન છે." એક શિક્ષિત જણાતા ગ્રામવાસીએ ખુલાસો કર્યો.

સેવા કરવાવાળાનેય મજા છે હો! આવા રાજમહેલ જેવા મકાનમાં રહેવા મળતું હોય તો કોને સેવા કરવાનું મન ન થાય ?" બીજા એક જણે ટકોર કરી.

"એની જ તાણ છે. સેવા કેન્દ્રનું મકાન બાંધવા માટે દાન મળી ગયું અને મકાન પણ બંધાઇ ગયું. પરન્તુ સેવાભાવી કાર્યકરોને અભાવે સેવા પ્રવૃત્તિ શરૂ થઈ શકી નથી. મકાન ખાલી પડયું છે. થાય છે મરજી ?" શિક્ષિત ગ્રામવાસીએ પ્રશ્ન કર્યો.

આગળ વધતા ટોળામાંથી જવાબ મળ્યો : "તો તો ખોટનો ધંધો લાગે છે, આપણું એ કામ નહીં."

— પ્રવાસી

# પરિભ્રમણ

'આશુતોષ'

## નંદલાલ બોઝ

કલાગુરુ નંદલાલ બોઝનું શાંતિનિકેતન ખાતે ૮૩ વર્ષની ઉંમરે અવસાન થયું છે. રવીન્દ્રનાથ ટાગોરના અંતેવાસી, અને અવનીન્દ્રનાથના તેઓ શિષ્ય. ૧૯૨૦ થી ૧૯૫૦ સુધી શાંતિનિકેતનમાં ચિત્રકલા વિભાગમાં પ્રિન્સિપાલ તરીકે રહ્યા. એક હજાર ઉપરાંત તેમના ચિત્રો ભારતીય સંસ્કૃતિના પ્રાણથી રંગાયેલા છે. ભારતની ચિત્રકલા ઉપર પાશ્ચાત્ય અસરનું આક્રમણ થવા લાગ્યું તેને ખાળવામાં નંદબાબુ મોખરે રહ્યા હતા એટલું જ નહિ તેમનો વિશાળ શિષ્યગણ આજે પણ એ વાતનું ગૌરવ લઇ શકે છે કે ભારતની આગવી ચિત્રશૈલીને દુનિયાભરમાં ખ્યાતિ અપાવવામા નંદલાલની ચિત્રકલાએ વિશિષ્ટ પ્રદાન કર્યું છે. શાંતિનિકેતન સંસ્થા દુનિયાભરમા એક સાંસ્કૃતિક ધામ તરીકે અજોડ રહી છે અને તેની સરખામણી પ્રાચીન નાલંદા અને તક્ષશિલા જેવા વિદ્યાધામો સાથે કરવી પડે. એમ તો આપણે ત્યા યુનિવર્સિટીઓનો તોટો નથી. અને ઉચ્ચ શિક્ષણ આપતી કોલેજોની સંખ્યા દિવસે નહિ તેટલી રાત્રે, અને રાત્રે નહિ તેટલી દિવસે વધતી જાય છે. પણ એકંદરે સરવાળો મીંડું છે. જ્યારે શાંતિનિકેતન સંસ્થાએ જે પ્રણાલિકા સ્થાપી છે તેને પરિણામે સો ટચના સોનાની નગદ મહોરો જેવા પંડિતો, કલાકારો અને નિષ્ણાતો દેશને મળ્યા છે. તેનું મુખ્ય કારણ એક જ છે. કર્તવ્યનિષ્ઠા અને પોતાનો પ્રાણ સંસ્થાને આપનારા મહાન આત્માઓ તેને સાપડતા રહ્યા છે. નંદબાબુ આવા એક મહાન પુરુષ હતા. તેમના મૃત્યુથી ભારતે અને ચિત્રજગતે એક વિરાટ વિભૂતિ ગુમાવી છે.

## 'ઉત્તરાયન'નો કવિ

ગુજરાતને એક જ કાવ્યસંગ્રહ જીવનની ઉત્તરાવસ્થામાં અર્પનાર કવિ દેશળજી પરમાર એક ભારે માનવતાવાદી અને ઊર્મિશીલ વ્યક્તિ હતા. તેમના ગેય કાવ્યોની મીઠાશ આમ તો ગુજરાતે અવારનવાર ચાર દાયકાઓ સુધી માણી છે. દેશળજી પરમારનું જીવન સંઘર્ષમય રહ્યું હતું અને આજીવિકા માટે ઝઝૂમવું પડેલું. વિધિની વક્રતાએ સૌથી મોટો પ્રહાર ત્યારે કર્યો જ્યારે તેમની ચક્ષુનું તેજ હણી લીધું. કવિની છેલ્લી અવસ્થા દરેક કવિની પેઠે કરુણ જ રહી. અનેક ઝંઝાવાતો સામે દેશળજી ઝઝુમ્યા અને જોનારાઓએ તો હંમેશા બાળસુલભ નિર્દોષ ખડખડાટ હાસ્ય જ તેમના મોં પર જોયું છે. એ હાસ્ય હવે વિલીન થયું છે.

## મરણોન્મુખ

'વિક્ટોરિયા' ગાડી એ પચરંગી મુંબઈ શહેરનું આગવું વાહન છે. આમ તો ત્યાં અદ્યતન વાહનોની ખોટ નથી. ઇલેક્ટ્રીક ગાડી, બે માળની બસ, લક્ઝરી બસ, મોટર ટેક્સી, સ્કુટર ઇત્યાદિ અનેક આધુનિક વાહનો રાત અને દિવસ મુંબઇના રાજમાર્ગો પર દોડધામ કરતા હોય છે. આ બધામાં 'વિક્ટોરિયા'નો ભારે વટ પડે છે. તેને વળાંક લેવો હોય ત્યારે રસ્તા ઉપર બંને બાજુ અન્ય વાહનો થંભી જાય છે. અને ઘોડાને ચાબૂક મારતો અલી કોચમીન ભારે સિફતથી ઘોડાના દાબડાના તાલ સાથે મુંબઇના જીવનનો તાલ મેળવે છે. પણ તેની સ્થિતિ હવે કફોડી થતી જાય છે. આવા જૂનવાણી વાહનમાં બેસનારાઓની સંખ્યા હવે ઘટતી જાય છે. મશીનની સામે ઘોડાની હરીફાઈ ક્યાં સુધી ટકે! વળી 'વિક્ટોરિયા' ગાડી તેઓ ભાડે લઇને ફેરવતા હોય છે અને ખુદ માલિકને રોજના વીશ થી ત્રીસ રૂપિયા આપવા પડે છે. તેથી તેમણે પોલીસ કમિશ્નરને અરજ કરી છે 'સાહેબ, હવે પછી લાઇસન્સ આપશો નહિ—રીબાઇ રીબાઇને મરવા કરતાં આ ધંધો જ બંધ કરવો બહેતર છે.' મુંબઇમાં ટ્રામે વિદાય લઇ લીધી છે અને વિક્ટોરિયા પણ જઇ

રહી છે ત્યારે તેના જાજ્વલ્યમાન ઇતિહાસની નોંધ કોણ રાખશે ! અને વિક્ટોરિયાની વિદાય ઉપર આંસુ કોણ પાડશે ? મુંબઈગરો આધુનિક થાય તેની સામે કોઈને વિરોધ નથી પણ તે માનવતાને ન ભૂલે તેટલી જ વિનંતિ વિક્ટોરિયા હાંકનારાઓ જીવનનિર્વાહનુ સાધન શોધે છે

## વીરશ્રી

ભારત અને સિલોન વચ્ચેની ૨૨ માઇલ પહોળી દરિયાઇ ખાડી કલાકમા ઓળંગીને શ્રી. મિહિરસેને 'ઉજ્જ્વળ'નો અણનમ વિક્રમ સ્થાપ્યો છે અત્યાર સુધીના તરવૈયાઓ ફ્રાન્સ અને ઇન્ગ્લેન્ડ વચ્ચેની ઇંગ્લીશ ખાડીમા જ વિક્રમ નોંધાવતા હતા એ હિસાબે ભારતને સિલોનથી અલગ પાડતી પાલ્કની સામુદ્રધુની દુનિયામા મહત્વ ધારણ કરે છે વળી આ ખાડીમા મનુષ્ય માટે જોખમી ગણાતી શાર્ક માછલીઓ વસે છે અને સમુદ્ર પણ તોફાની છે શ્રી મિહિરસેને અગ્રેજી ખાડી પણ આળંગી છે અને વિશ્વની બે અલગ ખાડી તરનારા તેઓ સર્વપ્રથમ ભારતીય છે એ વાતનુ ગૌરવ દેશ અવશ્ય અનુભવશે જો કે તેમના ઉપર અભિનંદનની વર્ષા ચોમેરથી થઇ રહી છે તે નિ શક તેમના ઉત્સાહમા ઉમેરો કરશે, પરતુ ભારત જેવા વિશાળ સાગરકાંઠો મહાન નદીઓ અને વિશ્વનો ઊંચો પર્વત ધરાવતા દેશ માટે તેની વીરશ્રી હજુ અનેક રીતે ઝળહળી ઊઠે તે દિવસની અપેક્ષા રાખવી પણ ઉચિત લેખાશે રમતગમત, વ્યાયામ અને શરીરસ્વાસ્થ્ય એ કોઇ પણ મહાન પ્રજાના આવશ્યક ગુણો છે અને તેમાં ભારતનો વધુ પુરુષાર્થ જરૂરી બને છે

## વિદેશયાત્રા

દરેક વ્યક્તિ માટે તેનું આગવુ ક્ષેત્ર હોવુ જરૂરી છે ઇન્દિરા ગાંધી માહિતી અને પ્રસારણ ક્ષેત્રમા નવી વિશિષ્ટતા દર્શાવી શક્યા નહી તેમજ વડાપ્રધાન બન્યા પછી પણ કોઇ પ્રભાવશાળી દેખાવ કર્યો નહી પરતુ વિદેશયાત્રામાં, પિતાને પગલે પુત્રીએ ભાત પાડી બતાવી પેરિસ, વોશિંગ્ટન, લડન અને મોસ્કો એમ દુનિયાના ચાર પાટનગરને એક જ ફેરકુદરડીમાં પૂરા કરી તેમણે સ્થિતિસ્થાપકતા તેમજ પીઢ મુત્સદીગીરીના દર્શન કરાવ્યા છે ખાસ કરીને અમેરિકન પ્રમુખ સાથેની મુલાકાત વસમી હતી કેમકે જોનસનની મદદ આપવાની નીતિ સહેતુક હોવાથી, તેમજ વિયેટનામના પ્રશ્ને અમેરિકન પ્રમુખની લાગણી છછેડાઈ જતી હોવાથી, ઇન્દિરા ગાંધીએ સાવચેતી રાખવાની હતી તે તો તેમણે રાખી પ્રમુખને અણગમતી વાત તેમણે ઉચ્ચારી નહી તેમજ ભારતને અણગમતી વાતનો ઉચ્ચાર થવા ન દીધો વળી એશિયામાં, ચીન સામે અગર કોઇ મોરચો માંડીને બેઠું હોય તો તે ભારત એકજ છે અને તેથી તેને અપાતી મદદ ચીન સામે લોકશાહીના રક્ષણ માટે છે એ પ્રતીતિ અમેરિકન લોકો સમક્ષ કરાવી શક્યા ન્યૂયોર્કમા આપણા વડાપ્રધાનનુ ભાષણ ગૌરવપૂર્ણ બની રહ્યું એટલુ જ નહી તેમની મોહક પ્રતિભાએ જ્યા ગયા ત્યા જાદુ પાથર્યું વળી મદદ માટે તેમણે ખોળો પાથર્યો નહી પણ એવી હવા ઊભી કરી કે અમેરિકા તેમજ બ્રિટનને મનમા ઠસી ગયું કે ભારતને મદદ તો કરવી જોઇએ રશિય તો તાસ્કદ કરારથીજ આપણી પડખે છે આ વખતે ફ્રાન્સની મદદનો સહયોગ અમુક ક્ષેત્રે મળ્યો તે વધારાની સિદ્ધિ છે વળી વિદેશયાત્રા અગે પોતે પાર્લામેન્ટમા જે નિવેદન કર્યું તેમા વડાપ્રધાને જણાવ્યુ કે તાસ્કદ કરારના પાલનમા પાકિસ્તાન તરફથી ગેગેફે થાય છે તે બદલ કોસિગિને કોઇ રશિયન મુત્સદ્દીને ત્યા મોકલેલ છે એટલે પાકિસ્તાની અડપલા માટે રશિયાએ ચિંતા રાખવી પડશે.

## સંતાકૂકડી

ગાવા કોગ્રેસ પ્રમુખ શ્રી. પુરુષોત્તમ કાકોડકરને વૃદ્ધાવસ્થામા બાળકની જેમ રમત કરવાની ઇચ્છા જાગી તે સ્વાભાવિક છે જો કે તેઓ એટલા બધા વૃદ્ધ નથી તો પણ વૃદ્ધત્વ એ બીજું બાળપણ છે અને નાના બાળકો ઘણીવાર રમત રમે છે અને આગળ પાછળ સતાઇ જાય છે અને કોઇક તેમને શોધી કાઢે ત્યારે "હાઉક" કરીને બહાદુરીપૂર્વક

બહાર પડે છે. શ્રી. કાકોડકરે આ રમતનું પુનરાવર્તન કર્યું છે. અને ઋષિકેશના સૌમ્ય વાતાવરણમાં સુખાનંદ માણી રહ્યા છે. જ્યારે દેશભરમાં તેમની શોધ પોલીસ ચલાવી રહી ત્યાં સુધી તેમણે સબૂરી પકડી અને પોલીસ થાકી, ત્યારે આપમેળે બહાર પડ્યા છે. આશા રાખીએ કે જે આધ્યાત્મિકતાનો રંગ તેમને સાંપડ્યો છે તેની મદદથી તેઓ ગોવાની અને દેશની વધુ ઉજ્જવળ સેવા કરે.

## મજૂરપક્ષનો વિજય

હેરોલ્ડ વિલ્સન બડભાગી છે. છેલ્લી ચૂંટણીમાં મજૂર પક્ષે એકસો ઉપરની બહુમતી મેળવીને અત્યારસુધીની ડગુમગુ સ્થિતિને મજબૂત બનાવી દીધી છે. મજૂરપક્ષ ભારે સાંકડી સંખ્યાથી સત્તા ઉપર આવ્યો હતો અને બે વાર અવિશ્વાસની દરખાસ્ત વખતે કટોકટીભર્યો મામલો બન્યો હતો. એટલે સત્તાના સમય દરમ્યાન મજૂર પક્ષે ભૂલો સુધારી લેવા જહેમત અચૂક ઉઠાવી છે. રહોડેશિયાના પ્રશ્ને બ્રિટિશ સરકાર માટે મોટું માથાફૂટ ઊભું કર્યું છે. ભારતને લાગેવળગે છે ત્યાં સુધી ગયા સપ્ટેમ્બરના અનુભવે હિંદ અને બ્રિટન વચ્ચે ભારે કટુતા ઉદ્ભવી છે. પાકિસ્તાનનો ઉઘાડો પક્ષ લઈને વિલ્સને બે દેશો વચ્ચેના સંબંધો ઉપર છીણી મારી છે. બ્રિટનનું ચૂકવણી પાસું ભારે પ્રતિકૂળ છે એવા સંજોગોમાં વિલ્સન સાહેબ જે રીતે નાવ હંકારી રહ્યા છે તેનાથી ત્યાંના પ્રજામતને હૈયાધરપત મળી ગઈ હોય તેમ લાગે છે.

## બસ્તર

વાવંટોળના તોફાનની જેમ અચાનક જ બસ્તરનું પ્રકરણ આલેખાઈ ગયું. આદિવાસીઓ પદભ્રષ્ટ રાજવીના નેતૃત્વ તળે 'કંઈક' કરવાની વેતરણમાં હતા. રાજ્યસરકારે ત્વરાથી કામ લીધું અને ગોળીબારનો આશરો લેવો પડ્યો. જે મૃત્યુ થયાં તેમાં રાજવી ભંજદેવનો પણ સમાવેશ થાય છે, તેથી ભારે સનસનાટી ફેલાઈ ગઈ. પાર્લામેન્ટમાં વિરોધપક્ષોએ એવો શોરબકોર મચાવી દીધો કે સંસદના ૧૮ વર્ષના ઇતિહાસમાં અજોડ અને અભૂતપૂર્વ રીતે મોકૂફ રાખવી પડી અને સ્પીકરનું પણ કાંઈ ચાલ્યું નહિ. જોકે ત્યારપછી સાતમી એપ્રિલે લોકસભામાં જે ચર્ચા થઈ તેમાં ગૃહપ્રધાને મક્કમપણે આ વિષયને રાજ્યસરકારના અધિકારની ગણાવી, વચ્ચે પડવા ના પાડી દીધી. મધ્યપ્રદેશની સરકારે તપાસપંચ નીમી દીધું છે પણ નંદાજીના કહેવા પ્રમાણે સદ્ગત રાજવી આ કમનસીબ બનાવ માટે જવાબદાર હતા. તપાસપંચનો અહેવાલ આવે ત્યાં સુધી રાહ જોવી રહી.

## કર્મણ્યેવાધિકારસ્તે

કોઈ પણ કામ હલકી કોટિનું ગણાય કે કેમ તેનો નિર્ણય એ સાંપ્રત બનાવોના સંદર્ભમાં કરવો રહે છે. બ્રિટનના એક ગામમાં મીના નામની હાથણીને, બીજા બે બચ્ચાઓની સહાય આપી વૃક્ષછેદન કરી, જમીનને સપાટ કરવાનું કામ સોંપવામાં આવ્યું. કેમકે ભૂતકાળમાં આ કામ તેણે સારી રીતે કરેલ હતું. પ્રાણી સંગ્રહાલયમાં રહીને આ પ્રવૃત્તિ તેને માટે ભૂતકાળની એક યાદ બની ગઈ હતી. મીનાના વડપણ નીચે તેમને સોંપેલું કામ કરવાની હાથીના જૂથે સત્યાગ્રહ કરીને ના પાડી ત્યારે સત્તાવાળાઓ ભારે અચંબામાં પડી ગયા હતા અને આવું કામ કરાવવાનું માંડી વાળ્યું હતું. આની સરખામણીમાં મુંબઈના ફેશનેબલ બાબુઓ, પોતાને મળતાં પગાર અને મોંઘવારી અપૂરતાં છે, તે બનાવવા બૂટપાલિસ કરવા બેસી ગયા અને એ રીતે જાહેર જનતાની સહાનુભૂતિ જાગૃત કરવા તેમજ આવક અને જાવકના બે છેડા સરખા કરવા નાનીશી કમાણીની પણ કેટલી કિંમત છે તે દર્શાવવા, પાટિયાં અને ચમકનાં સાધનો સાથે મુંબઈ જેવા શહેરમાં છાપરે ચડ્યા તે વિચારણા માગે છે. અમુક કામ પોતાના મોભાનું નથી એમ જો મીના જેવી હાથણી સફળતાપૂર્વક કહી શકે તો મુંબઈનો બાબુ કેમ હારી જાય છે? બૂટપોલિશ કર્યા સિવાય, બીજે રસ્તે પોતાનો અવાજ બુલંદ કરી શકતો નથી? હાથીને સ્વમાન હોય તો માનવીને કેમ નહીં? જો સ્વાશ્રયની

વાત હોય તો કોઇ કામમાં નાનમ નથી – ગાંધીજી પણ જાજરૂ હાથે સાફ કરવામાં માનતા હતા. પણ જ્યારે મોંઘવારીનો પ્રશ્ન જોડવામાં આવે છે ત્યારે પ્રશ્નની વ્યાખ્યા ફરી જાય છે. ભાઇ, કામ કર્યે જાવ... ફળ તો મળશે જ !

## ચીન–વિયેટનામ–પાકિસ્તાન

દક્ષિણ વિયેટનામમાં ફરીથી આંતરવિગ્રહ જેવી પરિસ્થિતિ અટકી ગઈ છે. લશ્કરી શાસન સામે બૌદ્ધધર્મી વર્ગનો વિરોધ હજી શમ્યો નથી. એર વાઇસ માર્શલ કી કાંઇક ફૂણા પડયા છે અને વહીવટી સુધારા દાખલ કરવા તેમ જ પ્રજાકીય શાસનનું બંધારણ ઘડવા સંમત થયા છે. અહીં અમેરિકાની તૈયારી દિનપ્રતિદિન વધતી જાય છે. છેવટે કોઈક પ્રદેશમાં તો ચીનનો મુકાબલો કરવો જ પડશે તે અમેરિકા જાણે છે. તાજેતરમાં ચીનના પ્રમુખ પાકિસ્તાનની મુલાકાતે જઇ આવ્યા તેની પાછળ ત્રણ સ્ફરયો છે. તાજેતરમાં આફ્રિકામાં તેમજ ઇન્ડોનેશિયામાં ચીનનાં વળતાં પાણી થયા છે અને ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા તેણે પાકિસ્તાનમાં દેખાવ કર્યો છે. વળી ચીને એવી ડંફાસ પણ મારી છે કે ચાલુ વર્ષે અથવા આવતા વર્ષે અમેરિકા સાથે અથડામણ અનિવાર્ય છે. એટલે ચીનનો ઇરાદો અગ્નિએશિયા તેમજ ભારતની ભૂમિપર યુદ્ધ ખેલી લેવાનો હોઇ શકે. ચીન એટલું તો જાણે છે કે ભારતમાં બહુ પોલું છે ને વાગે છે. એટલે બે મોરચા ખોલાય તો ભારતને પરાજય આપી એશિયામાં પોતાની વાહ વાહ બોલાવી શકાય. પાકિસ્તાનને જે સમય મળ્યો છે તેનો સદુપયોગ કરી શસ્ત્રસજ્જ બની રહ્યું છે. ઇસ્લામી જૂથ રચીને તે મધ્યપૂર્વમાં નાસર – વિરોધી રાજ્યોનો સહકાર મેળવી રહ્યું છે. વળી તાશ્કંદ કરાર નીચે પાકિસ્તાન રશિયા પાસેથી પણ કાંઇક અવશ્ય મેળવશે. અત્યારે પાકિસ્તાનને આવકની ચાર બાજુ છે. અમેરિકા, ચીન, ઇસ્લામી જૂથ અને રશિયા. અમેરિકા પછી ચીનનો કોઈ કટ્ટર શત્રુ હોય તો ભારત કેમકે લોકશાહીને નામે એશિયામાં ચીનને આગળ વધતું અટકાવવા તેણે એક જ હામ ભીડી છે. અમેરિકાને વિયેટનામમાં રોકી રાખીને, ચીન–પાક ધરી, આ બાજુ ભવિષ્યમાં શું કરી શકે તેના તરફ રાજદ્વારીઓ અને લશ્કરી નિષ્ણાતોની ચકોર દૃષ્ટિએ ઝીણવટભરી નજર રાખવી ઘટે છે. એમ પણ બને કે અમેરિકા અને બ્રિટનની મદદ આવી પહોંચતાં મોડું થાય. ઘણી જ તાકીદનું સ્વાવલંબન ભારે અગત્યનું છે.

## ગુરુદક્ષિણા

કૉલેજો તેમજ યુનિવર્સિટીના અધ્યાપકોના જે નવાં પગાર ધોરણ શ્રી. ચાગલાએ જાહેર કર્યાં તે આવકાર્ય છે. ઉચ્ચ શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા વિદ્વાન અને કેળવાયેલ પ્રાધ્યાપકોની જરૂરત અનિવાર્ય બને છે. કોઇ વિષયમાં નિષ્ણાત બનવું સહેલું નથી. બુદ્ધિમતા ઉપરાંત પૈસાની પણ જરૂર રહે છે. એટલે સારા પ્રમાણમાં વિદ્યા પ્રાપ્ત કરનારને જે દ્રવ્યવ્યય થાય છે તેના વળતરની આશા રહે જ છે. પહેલાના જમાનામાં શિષ્યો ગુરુદક્ષિણા આપતા તેથી ગુરુજીનું ગાડું ચાલ્યા કરતું. પરંતુ કળિકાળમાં, ભીષણ મોંઘવારી ગુરુજીનો ભરડો લઇ નાખે છે ત્યારે મધ્યસ્થ સરકારે ચોથી પંચવર્ષીય યોજના સુધી ૮૦ ટકા ખર્ચ ભોગવીને પણ રાજ્યોની યુનિવર્સિટીને જે મદદ કરી છે તે એક સ્તુત્ય અને હિંમતભર્યું પગલું છે. હવે રાજ્યોએ પાંચવર્ષના ગાળામાં તૈયાર થઇ જવું પડશે, અને વધારાના ખર્ચને પહોંચી વળવા પગલાં વિચારી રાખવા પડશે.

## વિશ્વ આરોગ્ય દિન

પાકિસ્તાને આ દિવસની શરૂઆત સારી રીતે કરી છે. રોગનો ફેલાવો જંતુ મારફત સવિશેષ થાય છે અને ખાસ કરીને માખીઓ એક ભયંકર પ્રચાર જંતુ બની રહે છે. ચીન આ દુશ્મનને ઝબ્બે કરી શક્યું છે. તેનો રીતસરનો નાશ કરવાની યોજના ચીનમાં અમલી છે. પાકિસ્તાને માખી મારવાની ઝુંબેશ શરૂ કરી છે અને તેને માટે બદલો જાહેર કર્યો છે. કામ વગરના માણસો માટે આ શ્રેષ્ઠ કામગીરી છે. રોજગાર વિનિમય કાર્યાલય આ જાહેરાત કરે તો, તેની યાદીમાં કોઇ પણ નામ બાકી ન રહે તેટલા પ્રમાણમાં ઉમેદવારો મળી આવે તેમ છે. વળી

રોજીનો દર પણ ઋતુ પ્રમાણે વધુ ઓછો રાખી શકાય. ચોમાસામાં માખીઓ ખૂબ થાય છે ત્યારે એક શેર વજનની માખીનો રૂપિયો હોય તો શિયાળામાં બે રૂપિયા દર રાખી શકાય.

માખી ઉપરાંત મચ્છર, વાંદા તથા ઉંદરને પણ આ નિયમ લાગુ કરી શકાય. તેનાથી અનાજની બચતમાં ફાળો અપાશે. આને માટે, દરેક શહેર અને ગામમાં, એક જૂથની રચના કરી હોય જે દરેક ઘેર ફરીફરીને જંતુનાશક દવા આપવા ઉપરાંત સક્રિય મદદ પણ આપે. આટલું જ બસ નથી. દરેક મકાન, દરેક મહોલ્લો તેમ જ શેરીમાં ફરીને જ્યાં ત્યા થતી ગંદકી તરફ તે તે લત્તાના રહેવાસીઓનું ધ્યાન ખેંચી નાબૂદ કરાવી શકાય. ચોખ્ખાઈ એ સંસ્કૃત પ્રજાનો ગુણ છે અને જેમ માણસ સુશિક્ષિત હોય તેમ ચોખ્ખી આદતવાળો હોય તે એટલું જ જરૂરી છે. સ્વચ્છતા અને ચોખ્ખાઈની ટેવ પાડો – સમજાવટથી અને પછી કાયદાથી.

## ભાગ્યોદય ભીંડો

ભારત ખાતેથી વાંદરાની નિકાસ બે કરોડ જેટલા દેશોમાં થાય છે, અને તેનાથી લાખો રૂપિયાનું હૂંડિયામણ મળે છે. કપિરાજનું સ્થાન ભારતના આર્થિક માળખામાં મહત્ત્વનું છે. તેવી જ રીતે મનુષ્યના વાળનો 'વીગ' બનાવવા માટે તેમજ અન્ય ઉપયોગ માટે પરદેશમાં નિકાસ થાય છે. કુંભમેળામાં સ્નાન પહેલાં માથે ટકો કરાવવાનો હોય છે અને લાખોની સંખ્યામાં લોકો વાળ ઉતરાવે છે. આવે સમયે નિકાસ માટેની ઉમદા તક દીર્ઘદૃષ્ટિ વાળા વેપારીઓ શોધે છે. તાજેતરમાં દિલ્હીના એક વેપારીએ લંડન ખાતે ભારતીય ભીંડાનું બજાર શોધી કાઢ્યું છે અને દર અઠવાડિયે હવાઈ જહાજ મારફત એક ટન ભીંડો મોકલી શકે છે. નમણી નારીની ચોળાફળી જેવી અંગુલિઓ સાથે ભીંડાનું સામ્ય હોવાથી, તેમજ તેનું અંગ્રેજી નામ Lady's Finger હોવાથી, આ શાક તરફ બ્રિટન વાસીઓ મુગ્ધ બન્યા હશે. પણ જો ભીંડાની માંગ વધી જાય તો ભાદરવાનો ભીંડો ભૂતકાળની વસ્તુ બની જશે. ટૂંકમાં વિકાસ માટે બજાર તો તૈયાર છે. પણ બુદ્ધિ જો ચાલે તો ભીંડામાંથી ભાગ્યોદય સરજી શકાય છે.

## દરદી અને ચિત્ર

દિલ્હીની વિલિંગ્ડન હોસ્પિટલને મુંબઇના ચિત્ર કલાકારોએ ભીંતપર ચોડવા માટે કલાકૃતિઓ મોકલી તે ઘટના તત્વચિંતનથી ભરપૂર છે. ઇસ્પિતાલમાં દરદી ખાટલા પર સૂતો સૂતો દિવાલ સામે શુન્યમનસ્ક તાકી રહે અથવા મૃત્યુના ઓળાનો તેને ભ્રમ થાય તેના કરતાં કોઇ સુંદર ચિત્રોમાં તેની દૃષ્ટિ પરોવાય તો! ચિત્રની વસ્તુ ભલે અસામાન્ય ન હોય –શ્રી કૃષ્ણ કે ઇશુ ખ્રીસ્તની છબી જ હોય – પણ તેના દર્શન માત્રથી અને પડ્યાં પડ્યાં દરદમેહ તેના રટણથી, દરદીને એક જાતની સાંત્વના અવશ્ય મળશે. તે એકાકી હશે તો તેને થશે જ કે જગતનો નાથ તેની ખબર લે છે. કોઇ નાસ્તિક હશે, તેને આધ્યાત્મિક પ્રેરણા મળશે અને કોઇ આસ્તિકને તો સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થશે. જો કે હોસ્પિટલનું જડભરત તંત્ર આવા ચિત્રોને દિવાલ પર ટાંગવા દેશે કે કેમ એ બીજો સવાલ છે. પણ એક સુંદર ચિત્ર માનવજીવનમાં જે સંવેદન જગાડી શકે છે તે, ડીગ્રીધારી, પરદેશ જઇ આવેલ સરજન કે સ્પેશિઆલીસ્ટ ભાગ્યે જ કરી શકશે. આ વાત લોકોએ ઉપાડી લેવી જોઇએ. વળી ઇસ્પિતાલને દરેક વસ્તુનું દાન અપાય છે તેમાં ચિત્રોનો પણ સમાવેશ થવો જોઇએ. આમાં એક બીજી મઝાની બાબત અભિપ્રેત છે. કલાકારને આમાં અહ્વાન રહેલું છે. મરણોન્મુખ માનવી કલાકાર પાસે શાની આશા રાખે છે? તે મૃત્યુ સામે ઝઝૂમતો હોય છે–જીવનથી હારી ગયો હોય છે અને દવાખાનું કદાચ તેને યમધર જેવું લાગતું હોય છે; આવી કંઇ લાખો નિરાશામાં અમર આશા, કલાપીની જેમ તેને કોણ આપી શકે? કોઇ માનવતાવાદી ચિતારો!

[અનુ. પાન ૨૯ પર]

# જૈનનો ધર્મ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

જોગંધરોની ચિતશાંતિ જેવું નિઃસ્તબ્ધ અંધારૂં ગરવા ગિરનારની ટૂંકો અને સોરઠની સેંજલ નદીઓના નીરને સ્પર્શતું રાજકોટની ધરતી પર રેળાઈ રહ્યું હતું. સંતોના સ્વચ્છ હૃદય જેવા તારલા એ નિબિડ અંધકારમાં ટમટમી શોભા આપી રહ્યા છે. રાજકોટની ધરતીના ખોખડધજ ઝાડવાંઓ ઉપર થઇ પવન ઘુમરીઓ લઇ રહ્યા છે. તે ટાંકણે એક ઘરમા બે પુરુષો વાતો કરી રહ્યો છે.

'ઇ ન્યાયધીશ આજ આંઈ રાજકોટ આવ્યો છે હો!'

'કેને કહ્યુ?'

'કાં વવાણિયેથી આપણો ભાણેજ રાયચંદ એની ભેગો આવ્યો.'

'તમે રાયચંદને પૂછ્યું તું?'

'હા પૂછ્યુ' ને એણે કહ્યું કે હું મોરબીના આપણા નાતીલા ન્યાયધીશ ધારશીભાઇ ભેગો રાજકોટ આવ્યો.'

'તો હવે?'

'હવે શું ટૂંકો કરી નાખીએ.'

'કે દિ?'

'કાલ જ.'

'હા, આપણું દટણપટણ મોરબીમા એણે કર્યું છે, મેં સોગન ખાધા છે એને મારવાના.'

'પછી મારનારા... '

'સ્વારમાં જઇ કરી આવાશ ને એના મહેનતાણાના પૈસા ઠરાવી રાખ્યા છે.

મધરાતના કાજલ ઘેરા અંધકારમા આ કાળી યોજના નક્કી થઇ. પણ આ વાત બીજું કોક સાંભળતું હતું.

એ હતા ભવિષ્યમા શ્રીમદ્ રાજચંદ્રના નામે મહામશહૂર બનનાર વાત કરનાર બેઉ મામાનો સગો ભાણેજ રાયચંદ.

ઊમર નાની. સાવ નાની હતી. પણ પરભવના સંસ્કાર જબ્બર હતા. જૈનધર્મના સિદ્ધાંતો બચપણુમાંય રગરગમાં ઉતરી ગયા હતા. દયા એ પુણ્ય અને હિંસા એ ઘોર પાપ આ વાત એના હૈયામાં જડેલી હતી.

એણે આ બધી વાત સાંભળીને એના હૈયામાં ઉથલ-પાથલ ચાલી. જૈનનો દીકરો પ્રત્યક્ષ થતી હિસાની વાત સાંભળી એને રોકવા કટીબદ્ધ ન થાય તો એ જૈન નહિ. વળી ધારશીભાઇનો તો એના પર ઉપકાર હતો. મોરબીથી ખાસ સંભાળપૂર્વક એની બગીમાં બેસાડી રાજકોટ લાવ્યા હતા.

એણે જોયું કે વેરની આગ હૈયામાં સંઘરી બેય મામા જંપી ગયા છે.

રાજકોટમાં પ્રથમ આવેલ. કદી જોયેલ નહિ. પણ ધારશીભાઇના ઘરેથી મામાના ઘરે એનો પટાવાળો મૂકી ગયેલ આટલી ધરતી જોયેલ. ભાવીના દશાવધાની ને શતાવધાની શ્રીમદ્‌ના અંતઃકરણમાં આ માર્ગ જડાઇ ગયો હતો.

એજન્સી કોઠીના કાંગરે સંત્રીએ ઝાલર પર બારના ડંકા માર્યા. એનો ઝણઝણાટ રાજકોટ પર છાઈ નીરમી ગયો કે રાયચંદ હળવેથી ઊઠ્યો. ધીરેથી બધ ખડકી ઉઘાડી ને અંદરની સાકળ હાથ માહે નાખી દઇ ભગવાન મહાવીરનું નામ રટતા એણે દિવસે જોયેલ ધારશીભાઇના ઘરની વાટ પકડી.

ઘર શોધી કાઢ્યું. જીવને શાતા વળીને હળવેથી કમાડ પર ટકોરા માર્યા : ટક : ટક : ટક :

અંદરથી અવાજ આવ્યો : 'કોણ છે?'

એ અવાજ ધારશીભાઇનો હતો. રાયચંદે હળવેથી કહ્યુ :

'ધારશીભાઈ જરા કમાડ ખોલજો.'

'કોણ રાયચંદ!'

'હા, હું રાયચંદ છું.'

'અત્યારે મોડી રાતે! એકલો?'

'બહુ જરૂરી કામ છે. ખોલો ધારશીભાઇ.'

હળવેથી ધારશીભાઇ ન્યાયધીશે કમાડ ખોલ્યું. રાયચંદ અંદર ગયો. બેઉ આઘેરા ઓરડામાં જઇ ઓંપતળિયે બેઠા. ધારશીભાઇએ દીવાની વાટ સતેજ કરી.

'કાં રાયચંદ, શું કામ છે કહે.'

'તમારે ને મારા મામાને કાંઈ અણબનાવ છે?'

પળવાર ન્યાયધીશ ચૂપ રહ્યા ને પછી બોલ્યા : 'હા.'

'તમે મોરબીરાજના ન્યાયધીશ છો?'

'હા.'

'તો જુઓ તમને કાલે મારા મામાઓ મારાઓ પાસે મારી નખાવવાના છે. જરાય ગાફેલ ના રહેશો.

દીવાના અજવાળે આ ભયાનક વાત ઉચ્ચાર નાર રાયચંદના મોં સામે ધારશીભાઈ એકીટસે જોઇ રહ્યા. નાનકડો ઉગીને ઊભો થતો બાળક, આવી મધરાતે અજાણ્યા શહેરમાં સ્વજન સમા મામાની ગોપનિય વાત મને મારો જીવ બચાવવા કહેવા આવ્યો છે.

'રાયચંદ તને અહીં કહેવા આવવાનું કેમ ઊગ્યું?'

'વડીલ! જૈનધર્મ કહે છે. હિંસા સાંભળવી એ પાપ છે તો હિંસા થતી હોય એ કેમ સહી શકું? વળી આપે મારા પર ઉપકાર કર્યો છે અહીં રાજકોટ પહોંચાડવાનો એથી તો મારો આ વાત કહેવાનો બેવડો ધર્મ બને છે.'

બાળક રાયચંદના બેઉ પગ પકડી ધારશીભાઇ બોલ્યા :

'ભાઇ તું માનવ નથી, માનવના દેહમાં છૂપાયેલ ભવ્ય આત્મા છો, તારી આંખોમાં, ચ્હેરાની રેખાઓમાં, વાણીમાં, શ્વાસ શ્વાસમાં માનવતા નીઝરે છે. કોઇ બાળકને આવું સૂઝે નહિ ને સૂઝે તો આવી મધરાતે એજન્સીના વહીવટમાં આટલે દૂર એકાકી આવવા હામ ન કરી શકે.'

'મુરબ્બી! મને વંદના કરી પાપમાં નાખોમાં. હું તો તમારા પુત્ર સરખો ગણાઉં, હવે મારો અહીં આવવાનો શ્રમ લેખે લાગ્યો અને મોટું પુણ્ય હાંસલ કર્યું જે હાંસલ કરવા જીવતરમાં કોક જ આવી ઘડી આવે છે. એટલે એ પુણ્ય મને અપાવવા બદલ મારે આપને વંદના કરવી જોઇએ.'

કહી બાળક રાયચંદે ધારશીભાઇના ચરણે પોતાનું મસ્તક ઝૂકાવ્યું.

ધારશીભાઇની વાણી ચૂપ થઈ ગઇ. એની આંખમાં આનંદના આંસુ છલકાયા.

'ભગવાન મહાવીર તમારું કલ્યાણ કરો.'

'મારું તમારું અને સૌ માનવસમાજનું પશુ પંખી કીટ પતંગ સાનું-લ્યો હવે મને રજા દયો મામા જાગી જઇ કદાચ પથારી જોશે.'

કહી બાળક રાયચંદ ઊઠ્યો. પાછળ ધારશીભાઇ ઊઠ્યા, હળવેથી દ્વાર ઉઘાડી દેવદૂત સમો બાળક રાયચંદ અંધકારમાં ઓગળી ગયો.

ને ચાલ્યા જતા એ નાના દેહધારીમાં વસેલા ભવ્ય આત્માના દર્શન કરવા આભના ઓવારે ટમટમતા તારલા નમી નમી એની ટચુકડી કાયા પર પોતાના તેજ ઓળી રહ્યા હતા.



# પંજાબમાં રમખાણ અને શાંતિસેના

નારાયણ દેસાઈ

પંજાબી સૂબા અંગે જે રમખાણો થયાં તે રાજનૈતિક જ હતાં. ભાષા કે સંપ્રદાય સાથે એનો ઝાઝો સંબંધ નહોતો. છેવટ સુધી પંજાબના આગેવાનો એમ કહેતા હતા કે 'પંજાબી સૂબો બનશે તો અમારી લાશ પર બનશે.' અચાનક કોંગ્રેસ વર્કિંગ કમિટીના ઠરાવથી આ વલણ બદલાઈ ગયું અને એને લીધે લોકશાહીનો એક મુખ્ય સવાલ આગળ આવ્યો. સવાલ એ હતો કે લોકશાહીમાં રાજ્યકર્તા પક્ષ જે ઠરાવ કરે તેને અમલમાં મૂકતા પહેલાં એવાં કયા કામો કરે કે જેને લીધે નિર્ણય લોકો પર લાદવામાં ન આવે, એમને માટે એ સ્વાભાવિક બની રહે.

ઉપરથી લાદવામાં આવેલો નિર્ણય જો પસંદ ન હોય તો તેનો વિરોધ કઈ રીતે કરવો કે જેથી વિરોધ તો જાહેર થાય, પણ લોકશાહીનાં મૂલ્યો ન જોખમાય, એ બીજો પ્રશ્ન હતો.

દુર્ભાગ્યે બન્ને સંબંધિતપક્ષો પાસે આ પ્રશ્નોના સંતોષકારક જવાબ નહોતા. પરિણામે પંજાબના નામને કલંક લાગી ગયું. ઠેર ઠેર થોડાના ટોળાંઓએ મધ્યસ્થ સરકારની માલિકીની વસ્તુઓને તોડી ફોડીને બાળી, વ્યક્તિગત દુકાનોને બાળી કે લૂંટી; પાણિપતમાં આવા એક અગ્નિકાંડમાં ત્રણ કોંગ્રેસીઓને જીવતાં બાળી દીધા. પોલીસ તરફે ઠેર ઠેર લાઠી, અશ્રુગેસ અને ગોળીબારનો ઉપયોગ થયો. લોકો તરફે ઈંટ પથ્થર અને સોડાવોટરની બાટલીઓનો.

શાંતિસેનાએ પંજાબમાં સંગઠિત રીતે કામ ૧૩મી તારીખથી આરંભ કર્યું. પ્રત્યક્ષ હિંસા ૧૨મી સુધીમાં ઘણી થઈ ચૂકી હતી. તેથી પ્રત્યક્ષ અશાંતિ શમનનું કામ તો એક બે જગાઓએ જ થયું. પણ લોકોનાં ઉત્તેજિત મનોને શાંત કરવાનું કામ શાંતિસેના ઘણે અંશે કરી શકી. લુધિયાણામાં શાંતિસૈનિક શ્રી. અમરનાથ ભારદ્વાજે તથા તેમની સાથે કેટલીક શાંતિસૈનિકાઓએ જે ભીડમાં પોલીસ જવાની હિમ્મત નહોતી કરતી તેમાં ઘસી જઈને શરૂઆતમાં લોકોનો માર ખાધો. પછી તેમને શાંત પાડયા. બીજા શહેરમાં શાંતિની અપીલ લઈને હજારો નાગરિકો પાસે પહોંચી તેમનાં મનમાંથી ક્રોધ અને ભય કાઢવાનું કામ મુખ્ય હતું. ઘેર ઘેર જઈ લોકોની ગાળો ખાઈ, વળતું સ્મિત પીરસી ચર્ચા કરવાનું મન હોય તો પોતાની ટુકડીના આગેવાનો પાસે શાંતિસેનાની છાવણીમાં આવવાનું નિમંત્રણ આપવું એ સ્વયંસેવકોનું કામ વર્ણન ઉપરથી લાગે છે એટલું સહેલું નહોતું.

અમૃતસર, જલંધર, લુધિયાણા, બટાલા, હિસાર અને અંબાલામાં શાંતિસેનાએ કામ કર્યું. પાણિપતમાં શાંતિસેના મોડી પડી. પરંતુ અત્યારે લોકોના મનનો ભય દૂર કરવાનું કામ તે કરી રહી છે. આ કામમાં લગભગ સવાસો લોકોએ સહકાર આપ્યો. આટલા થોડા લોકોના કામની પણ પંજાબના માનસ ઉપર સારી છાપ પડી. ઠેર ઠેર શાંતિકેન્દ્ર સ્થાપિત કરવાની માગણી થઈ.

પંજાબના રમખાણોનું એક શુભ લક્ષણ એ હતું કે રમખાણોને કોમી સ્વરૂપ ન મળ્યું. વળી રમખાણો શહેરો પુરતાં જ મર્યાદિત રહ્યાં – ગામડાંમાં ન ફેલાયા. પણ લોકોના મનમાં ઉશ્કેરાટ હજુયે ભારેલો છે. પંજાબના બધા શાંતિપ્રેમી તત્ત્વોએ એ બાબત જાગતા રહેવું પડશે.

# બાળકનું શિક્ષણ અને વિરોધી સંસ્કારો....

આચાર્ય રજનીશજી

પ્રશ્ન : બાળકો પર ધર્મ કે આદર્શની માન્ય, પ્રચલિત વાતો લાદવી એ જો શિક્ષણનો સાચો માર્ગ નથી તો બાળકની જ્ઞાન–ચેતના કેવી રીતે જગાડી શકાય ?.... ધર્મનું શિક્ષણ ન આપવું જોઇએ તો બાળકને શું શિક્ષણ આપવું ?

ઉત્તર : મજા એ છે કે શિક્ષણ આપવામાં 'ઉપદેશ' આપવામાં ભારે રસ આવે છે. ઉપદેશ અને શિક્ષણમા જે રસ છે તે અહંકારનો છે. તમે બાળકના જીવનને બદલવામાં, તેને સત્ય પ્રત્યે જાગૃત કરવામાં નહીં પણ તેને શિક્ષણ આપવામા ઉત્સુક છો.

ઔરંગઝેબે પોતે ધારેલા શિક્ષણને લાદવા માટે ૩૦ બાળકોને જેલમા રાખ્યા હતા અને તેના પર જબરદસ્તીથી લાદતો હતો.

વિચારો કે જ્યારે તમે કોઈને શિક્ષણ આપવા ઇચ્છો છો ત્યારે તમારી ઉત્સુકતા શી હોય છે ? જો તમને તેના જીવનમા રસ હોય તો તેને 'જીવનને જાણવાની' પ્રતિભા આપો, પ્રેમ આપો, પોતાની 'સમજ' કે 'ઉપદેશ' નહીં ! તમારી સમજ, તમારું શિક્ષણ, તેને જડ કરી દેશે.

પછી તમને પ્રશ્ન થાય છે કે બાળકમાં 'બોધ કેવી રીતે જગાડવો ?.... પણ પહેલાં પોતાના 'બોધ'ને જગાડો તો તમે જાણશો કે બોધ જાગવાના નિયમ શા છે ? ત્યારે તમે પ્રેમ વડે એ વિચારોન પરિચિત કરાવી શકો છો. પણ પરિચિત કરાવવામા, આપણે જે કહીએ છીએ એ સાચું છે એવું ન લાદો. ઠીક લાગે તો તેઓ કરે. તમે તેમને જે શીખવવા ઇચ્છો છો તેમાં હકીકતમાં તમારો અહંકાર એ છે કે, બાળકોને પોતાના જેવા બનાવીએ. હરેક પેઢી આવનારી પેઢીને પોતાના જેવી બનાવવા માગે છે એ ઉપદ્રવ છે. એટલે નક્કી કરવું રહે કે બાળકો પર લાદવું નથી પણ તેમને આપણા વિચારોથી મુકત કરવા છે બાળકો જો લીટે લીટો માબાપ જેવાં થશે તો દુનિયા ડૂબી જશે. એટલે બાળકો માબાપથી આગળ જઇ શકે તેવું થવું જોઇએ. બાળકોને આગળ જવાની સ્વતંત્રતા આપવી જોઇએ. તમારા જીવનમાં તમે કેવી કેવી અસફળતાઓ મેળવી, સંકટો સહ્યાં અને કેવા કેવા પરિવર્તનો થયા–એ બધું તમે તેને બતાવો – આગ્રહ રાખ્યા વગર અને તેમને બાધ્યા વગર ! ભાગ્યે જ એવાં માબાપ મળશે કે જેઓ બાળકોને આમ કહેતા હોય ! "તમે મુકત થઇ જાઓ, અમારાથી આગળ વધો, અમારી પેઢીનું દુઃખ તમારું ન રહે... !"

બાપ જીવનભર અહંકારથી, કામવાસનાથી પીડિત રહે છે અને બાળક પર આદર્શની વાતો લાદે છે. આ ખોટું શિક્ષણ છે. પોતાના જીવનને જગાડીને ઉઘાડો. બતાવો કે જીવન શું છે. વિનમ્રતાથી પોતાનું હૃદય ખોલી દો ! બાળકનું નિર્માણ એ એક અદ્ભુત ઘટના છે. તેના સાથે રમત ન કરો. પોતાના જીવનથી તમે જે શીખ્યા છો એ બાળકોને બતાવો. છુપાવો નહીં, પ્રમાણિક રહો. જે માબાપ બાળકોની સામે પ્રમાણિક નથી તે બાળકોને નહીં શીખવી શકે. વાસ્તવમાં બાળકને 'શીખવવાનું' હોતું નથી પણ તેના સાન્નિધ્યમાં બધું 'ખોલી દેવાનું' હોય છે. તેને એ બતાવો કે કેમ તેનું ચિત્ત શાંત થાય, કેમ તે વિચારોથી 'ઉપર' ઊઠે, કેમ તેનામાં સાહસ જાગે, કેમ તે 'સંતુષ્ટિ'થી મુકત બને. તેનામાં તમે જીવનભર 'દ્વન્દ્વ' ઉત્પન્ન ન કરો. તમે તે

બાળકને 'સત્ય બોલો' એમ પણ કહેવા ઈ છો છો અને તેને સુખી ને પદ-પ્રતિષ્ઠાવાળો પણ જોવા ઝંખો છો. તમે ઇચ્છો છો કે એ સત્ય-વાદી પણ હોય અને સુખી પણ હોય! આ બન્ને વાતો વિરોધી છે. દ્વન્દ્વયુક્ત છે બન્નેને એક સાથે જોડીને તમે બાળકના જીવનમા 'દ્વન્દ્વ' ઉત્પન્ન કરી દો છો સંભવ છે કે, સત્ય બોલવાવાળાને સુખ અને પ્રતિષ્ઠા વગેરે ન પણ મળે! તેને અનિવાર્યપણે સુખ ઇત્યાદિ મળે એ શકય નથી એણે તો કૂના થવું પડે છે સત્ય બોલવાવાળાને સડક પર ભીખ પણ માગવી પડે છે. એટલે નક્કી કરો કે તમે સત્ય શીખવવા ઇચ્છો છો કે 'સુખી' જીવન ઇચ્છો છો? જો સત્ય બોલતા શીખવવુ છે તો જે વસ્તુથી સરળતા આવે, સત્ય આવે, એવા પીડા, અપમાન, સંકટ, દુઃખ, કષ્ટ વગેરે સહન કરવા માટે તેમને તૈયાર કરો. તેમને સાહસિક બનાવો!

તાત્પર્યમા મારે કહેવાનુ એ છે કે બાળકને આપણે વિરોધી સંસ્કારોથી, દ્વન્દ્વોથી ભરી દઇએ છીએ. સરળ બાળક મા-બાપની 'કૃપા' થી દ્વન્દ્વ-યુક્ત બની જાય છે આ વસ્તુનું નિવારણ કરવા માટે જેમ જેમ બાળક મોટા થવા લાગે તેમ તેમ તમે તેમને પોતાની ખામીઓ બતાવી દો તેઓ કેમ શાંત થાય, અદ્વન્દ્વ (દ્વન્દ્વ વગરના) થાય, સાહસિક થાય એવો માર્ગ કાઢો. બાળકને 'સાહસ' શીખવી દો તો બધું શીખવી દીધું એમ હું સમજું છું. આપણે સાહસ લગીરે નથી શીખવતા. આપણે બાળકને દબાવીએ છીએ, લાદીએ છીએ, વિરોધ કરે તો મારીએ છીએ અને એમ કરીને તમે બાળકને શીખવો છો શુ? બળની સામે ઝુકવાનું! કેમકે જયા બળ છે તેને માનવાની અને તેના સામે નમવાની વાત તમે તેને શીખવી! થવું તો એ જોઇતુ હતું કે સુખ સગવડને માટે અસત્યના બળની સામે ઝુકવાનુ શીખવવાને બદલે તમે તેને સત્ય યા ધર્મને માટે જીવન પણ નષ્ટ થઈ જાય એવું સાહસ શીખવો! હું કહીશ કે તમે બાળકને 'સાહસ' અને 'વિવેક' શીખવો. "શુ સાચું છે અને શું ખોટું છે"-એ તમે ન કહો પરંતુ એ પોતે જ સાચા-ખોટાને (કેમ) પરખી શકે એવુ શીખવો આખી દુનિયા એના વિરોધમાં ઊભી થઈ જાય તો પણ એ ટૂટે નહી, ઝૂકે નહીં', એવી ક્ષમતા તેનામા ઉત્પન્ન કરી દો. એટલે હું ભાર દઉં છું 'સાહસ' અને 'વિવેક' પર, સત્યને માટે મરી મીટવાની તત્પરતા પર અને સાહસ-વિવેક એ બન્ને ચીજો મોટા ભાગે તમારા બાળકોમા નથી હોતી, કેમકે એ તમારામા નથી હોતી!

—અનુવાદક: પ્રા પ્રતાપ જ. ટોલિયા.

*

ગઇકાલે પવનની લહેરીઓમા સામેના વૃક્ષો જોતો હુ બેઠો હતો મે જોયુ કે નિત્ય પરિવર્તન પામતા આ મહાન વૃક્ષોની અંદર એવુ કઈક છે જે ચિરકાળ ટકી રહે છે દરેક પાંદડાનુ પોતાનુ અલગ જીવન હોય છે. એ ખરી પડે છે અને કરમાઇ જાય છે, પરંતુ ઝાડ જીવતુ રહે છે દરેક ઝાડ પણ કાળે કરીને અથવા તો ઘાતકી કુહાડીથી મરણને શરણ થાય છે પરંતુ જંગલ, જેનો આ ઝાડ એક ભાગ છે, તે જીવે છે આપણે પણ માનવવૃક્ષના આવા પાંદડા જ છીએ આપણે કરમાઇ જઇએ પણ આપણામા જે સનાતન છે તે અનંતકાળ સુધી પરિવર્તન પામ્યા વિના ટકી રહે છે.

— ગાંધીજી

# કર્તવ્યનિષ્ઠાની મૂર્તિ

પ્રવાસી

તુલસીશ્યામના શાન્ત, સુંદર, પવિત્ર તીર્થધામમાં ત્રણ દિવસ માટે સાધના શિબિર યોજવામાં આવી છે એમ જાણવા મળતાં મેં પણ એક શિબિરાર્થી તરીકે આ શિબિરનો લાભ ઉઠાવવાનું નક્કી કર્યું અને ત્રીજી તારીખે જૂનાગઢથી તુલસીશ્યામ માટે ખાસ ઉપડેલી બસમાં રવાના થઈને સમયસર શિબિરમાં પહોંચી ગયો. વિહારધામની બાજુમાં આવેલી એક ટેકરી ઉપર 'કૈવલ્યધામ'નું નામ આપીને અમારે માટે ખાસ ઊભા કરવામાં આવેલ મંડપની એક કુટિરમાં ઉતારો મેળવીને ત્યારથી જ હું શિબિરના કાર્યક્રમમાં ગૂંથાઈ ગયો.

ગીરના જંગલમાં રૂપાળી ટેકરીઓની વચ્ચે આવેલું તુલસીશ્યામનું રમણીય ધામ એ જમાનાથી ભાવિકો અને યાત્રીઓ માટે એક આકર્ષણ રહ્યું છે. દૃષ્ટિપૂર્વક અને યોજનાપૂર્વક નવનિર્માણ અને વિકાસ પામી રહેલ આ તીર્થધામ યાત્રીઓ અને પ્રવાસીઓ – સૌને માટે વિશેષ આકર્ષતું ધામ બની રહ્યું છે. ટાંચા સાધનો અને મર્યાદિત સગવડો વચ્ચે ચારસો જેટલા શિબિરાર્થીઓને ઉતારા, ભોજન, સ્નાન, વ્યાખ્યાન, સાધના, સફાઈ અને અન્ય સેવાઓની પૂરી સગવડ મળી રહે એ માટે વ્યવસ્થિત રીતે અને દૃષ્ટિપૂર્વક કરવામાં આવેલી રચનાને કારણે વિશેષ રળિયામણું બનેલું આ તીર્થધામ સાચા અર્થમાં શાન્તિ અને આનંદ આપનારું સ્થાન બની રહ્યું હતું. પરંતુ શિબિરના દિવસો પૂરતું તો સૌથી વિશેષ અને મહત્વનું આકર્ષણ હતું આચાર્ય શ્રી રજનીશજીના મુખેથી એમની સાધના અને ચિંતનના નિચોડ રૂપે પીરસાતા અને મીઠી, મધુરી, મસ્ત વાણીમાં વહેતા, પણ જીવનને ઢંઢોળી નાખતા અને હલચલ મચાવી મૂકતા એમના ક્રાન્તિકારી વ્યાખ્યાનો સાંભળવાનું. બીજા કાર્યક્રમોની, સગવડની અને સેવાઓની મજા માણતાં માણતાં સૌ શિબિરાર્થીઓ તો વ્યાખ્યાનના કાર્યક્રમમાં ઘડિયાળને કાંટે હાજર થઈ જતા, પણ સાથે સાથે શિબિર અંગેની જુદી જુદી વ્યવસ્થાઓની જવાબદારીનો ભાર વહેતા કાર્યકરો અને સેવકો પણ મળે એટલી અનુકૂળતા મેળવીને વ્યાખ્યાનના કાર્યક્રમનો લાભ ઉઠાવવા પ્રયત્ન કરતા.

જોતજોતામાં શિબિરના બે દિવસ પૂરા થઈ ગયા. ત્રીજા અને છેલ્લા દિવસે સાયંભોજન બાદ સૌ સભામંડપમાં જઈ પહોંચ્યા. ગેસબત્તી-ટ્યૂબથી ઉત્પન્ન થતી વીજળીના ઝળહળાટમાં, સુગંધિત ધૂપથી મહેકતા શાન્ત વાતાવરણમાં મધુર ભજનથી કાર્યક્રમ શરૂ થયો. શિબિરનો એ છેલ્લો કાર્યક્રમ હતો. આચાર્ય રજનીશજીનું એ છેલ્લું પ્રવચન હતું.

શિબિરની સુંદર રચના, સંતોષકારક વ્યવસ્થા અને વાતાવરણની જમાવટ કરવાનો જેમને યશ ઘટે એમાંના એક શ્રી જયમલ્લભાઈએ સભામંડપમાં આવી, વ્યાસપીઠની બાજુમાં આવેલા ઝાડના થડની ઓથે ઊભા રહીને સભા ઉપર પોતાની ચકોર નજર ફેરવી અને મને આંગળીનો ઇશારો કરીને એમની પાસે બોલાવ્યો.

"તમારા કાર્યક્રમમાં થોડો વિક્ષેપ તો પાડું છું. પરન્તુ એક કામ કરશો? ભોજનાલયમાં જગુભાઈ હશે, એમને વ્યાખ્યાનમાં એક પણ વખત મેં જોયા નથી. એમને બોલાવી આવશો?" કોઈ પણ શિબિરાર્થીને ખબર ન પડે એ રીતે શિબિરની વ્યવસ્થાના કાર્યમાં પરોવી લેવાની એમની કળા જોઈને હું મુગ્ધ થઈ ગયો.

ભોજનાલયમાં જઈને જોઉં છું તો બધા શિબિરાર્થીઓના ભોજનનો કાર્યક્રમ પતાવીને જગુભાઈ બીજા દિવસે આપવાના ઉપાહારની મથામણમાં પડયા હતા.

"ગમે તેવું કામ હોય તો પણ છોડીને થોડા સમય માટે તમને સભામંડપમાં આવી જવા જયમલ્લભાઈએ કહેવરાવ્યું છે." મેં જગુભાઈ પાસે જઈને સંદેશો આપ્યો.

"સભામંડપ સાથે મારે કંઈ સંબંધ નથી. ત્યાં મને બોલાવવાનું કંઈ પ્રયોજન જણાય છે?" કામમાં દટાયેલા જગુભાઈએ માથું ઊંચું કરીને જવાબ પણ આપ્યો અને પ્રશ્ન પણ કર્યો.

"તમે એક પણ વ્યાખ્યાનમાં આવ્યા નથી અને અત્યારનું વ્યાખ્યાન છેલ્લું છે માટે તમને બોલાવ્યા હશે." મેં સ્પષ્ટતા કરી.

વ્યાખ્યાન સાંભળવા મને બોલાવ્યો હોય તો તો નહીં આવું તોય ચાલશે. કહેજો કે અત્યારે મારાથી એક ક્ષણ પણ ભોજનાલય છોડી શકાય એમ નથી." જગુભાઇએ કહ્યું.

"તમે અહીં આવ્યા જ છો તો થોડા સમય માટે પણ શિબિરનો લાભ ઉઠાવવાનું મન થતું નથી?" મેં જગુભાઇને પ્રશ્ન કર્યો.

"સાચું કહું? સાધના શિબિરનો મેં તો પૂરો લાભ ઉઠાવ્યો છે. ખરું જોતા તો તમે બધા કટકે કટકે લાભ ઉઠાવો છો." તવામા ઘીનો ડબ્બો ઠાલવતા ઠાલવતાં જગુભાઇ થોડી વાર થંભીને મારી સામું જોઇ હાસ્ય વેરી રહ્યા.

"મેં તો તમને કયારેય આ ભોજનાલયની બહાર નીકળતા જોયા જ નથી." મેં આશ્ચર્ય દર્શાવ્યું.

"એટલે જ તો હું કહું છું કે હું આ સાધના શિબિરનો પૂરો લાભ ઉઠાવી શકયો છું. જલદી સભામંડપમા જઇ પહોચો, નહીં તો તમે નાહક વ્યાખ્યાનનો લાભ ગુમાવશો." જગુભાઇએ લોટ ભેળવાનું શરૂ કરતા કરતા કહ્યું.

"મારું મન ત્યાં જ છે પણ તમારી વાત પણ સમજવાનું મન થયું છે. ચોવીસે કલાક ભોજનાલયમા રહીને તમે શિબિરનો પૂરો લાભ ઉઠાવ્યાનું કહો છો એ સમજાતું નથી." વ્યાખ્યાનમા જવાની મને ઉતાવળ હોવા છતા મારાથી આ પ્રશ્ન પૂછાઇ ગયો

"એમા સમજવા જેવુ શું છે? તમે સૌ મિત્રો આચાર્ય રજનીશજીના વ્યાખ્યાનો સાંભળવાના ઉદ્દેશથી આ સાધના શિબિરમા આવ્યા છો. તમારે માટે ધ્યાનપૂર્વક વ્યાખ્યાનો સાભળવા, સમજવા અને પચાવવા એ સાધના ગણાય. હું શિબિરની વ્યવસ્થામાં ઉપયોગી થવાની દૃષ્ટિથી અહીં આવ્યો છું. અમને થોડા મિત્રોને ભોજનાલયમાં વ્યવસ્થા સોપવામાં આવી. તમને સૌને નિયમિત રીતે સારું, સ્વાદિષ્ટ ભોજન આપવુ એ અમારું કર્તવ્ય. બીજે કયાંય મનને રઝળવા દેવાને બદલે, ભાગે આવેલું કર્તવ્ય સ્થિરપણે અદા કરવું એ અમારી સાધના ગણાય. કોઇ કોઇ વખત વ્યાખ્યાન અને બીજા કાર્યક્રમમા જવાનું મને પ્રલોભન નથી થયું એમ તો હું નહીં કહું. પણ ઇશ્વર કૃપાથી મનને રોકીને મારા કર્તવ્યને વળગી રહી શકયો છું માટે જ કહું છું કે હું શિબિરનો પૂરો લાભ ઉઠાવી શકયો છું." મેલા ઘેલા લુગડામાં રસોયાઓની વચ્ચે બેઠેલા અને અજાણ્યાને મન રસોયા જેવા લાગતા જગુભાઈમાં આટલી જાગૃતિ, કર્તવ્યનિષ્ઠા અને સાધનાદૃષ્ટિ જોઇને હું તો આશ્ચર્યમાં ડુબી ગયો.

સભામંડપમાં જઈને એક છેડે ઉચક મને બેઠેલ જયમલ્લભાઇને મે જણાવ્યું કે જગુભાઈ આવવાની ના કહે છે. એટલે તેઓ હળવેકથી ઊઠીને સભામાંથી સરકી ગયા. મારું મન તો વ્યાખ્યાનમાં જ હતુ. પણ જગુભાઇએ પણ મને એટલો જ આકર્ષી લીધો હતો. જિજ્ઞાસાવૃત્તિથી હું પણ જયમલ્લભાઈની પાછળ પાછળ ભોજનાલય તરફ ગયો.

ભોજનાલયના એક ખુણામા રસોયાઓની વચ્ચે કામમાં ગળાડૂબ બેઠેલા જગુભાઇ પાસે જઈને જયમલ્લભાઇ ઊભા રહ્યા.

"કા ભાઇ! જમવા જેટલો વખત ન હોય તો થોડો નાસ્તો કરી લેવો છે? અમે પણ તમારી રાહ જોઇને હજી ખાધું નથી." જગુભાઇએ જયમલ્લભાઈ સામે જોઇને હસતા હસતા પ્રશ્ન કર્યો.

"હું જમવા કે નાસ્તો કરવા નથી આવ્યો. પણ તમને એક પ્રશ્ન પૂછવા આવ્યો છું." જયમલ્લભાઇએ ગભીર બનીને વાત શરૂ કરી.

"મને પૂછ્યા વિના વળી તમારું કયું કામ અટકી પડયુ?" જગુભાઈ મરક મરક હસી પડયા.

"તમે અહી જેટલું કામ સંભાળીને બેઠા છો એ કામ માટે બીજા પાંચ જણાને મોકલુ તો તેઓ એ સંભાળી શકે?" જયમલ્લભાઇએ દાખલો પૂછતા હોય તેમ પ્રશ્ન કર્યો.

"પાંચ જણા શું, ગમે તે એક જણ પણ સંભાળી શકે. પણ આવો પ્રશ્ન કેમ પૂછવો પડયો?" જગુભાઇએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

હું બીજા પાચ ભાઈઓને તમારા કામ માટે મોકલુ પણ તમે થોડો વખત વ્યાખ્યાનના કાર્યક્રમમા હાજરી આપવા મારી સાથે ચાલો." જયમલ્લભાઈએ જગુભાઈનો હાથ પકડયો.

"મને નહી ફાવે. હું ત્યા આવીશ તોય મને ચેન નહી પડે. સવારે શિબિરાર્થીઓ વિદાય લે ત્યાર પહેલા નારતામા શુ આપવુ એની ગડમથલમા અમે છીએ. તમે અમારી ચિંતા કરો મા." જગુભાઈએ શાન્તિથી ઉત્તર આપ્યો.

"તમારી ચિંતા હું કરતો નથી. હું તો મારી ચિંતા કરું છુ. તમે અરધા વેણે મદદ કરવા અહી આવી પહોચ્યા અને ભોજનાલયમાં જ તમારે ગોંધાઈ રહેવું પડયુ. તમે એક પણ વ્યાખ્યાનમા હાજરી આપી શકયા નથી એનો અમારા મન ઉપર અને ખાસ કરીને રતુભાઈના મન ઉપર ખૂબ જ ભાર રહે છે. અમારો ભાર હળવો કરવા માટે પણ થોડો વખત તમે વ્યાખ્યાનના કાર્યક્રમમા આવી જાઓ એટલી મારી વિનતી છે. તમને એમ હોય તો તમારા કામ માટે, તમારે બદલે હું અહી રોકાઉં. પણ તમારે અમારા સંતોષ ખાતર પણ થોડો સમય વ્યાખ્યાનના કાર્યક્રમમા જવુ જ પડશે." જયમલ્લભાઈએ આગ્રહપૂર્વક જણાવ્યુ.

"જો ભોજનાલયમાથી હુ બહાર નીકળુ તો અહીંના કામમા કશી મુશ્કેલી નહી આવે એમ તમને લાગતુ હોય તો મારે વ્યાખ્યાનમા જવાને બદલે એક વિનતી કરવી છે." જગુભાઈનો અવાજ બદલાઈ ગયો.

"વિનતી શું કામ! તમે તો હુકમ કરી શકો એવો અધિકાર પ્રાપ્ત કર્યો છે." જયમલ્લભાઈએ જગુભાઈ પ્રત્યેનો પોતાનો આદર વ્યક્ત થવા દીધો.

"તો હવે મને ઘેર જવાની રજા આપો." વિદાય માગતા હોય એમ બે હાથ જોડીને જગુભાઈ બોલ્યા.

"આટલા દિવસે અત્યારે એકાએક ઘર યાદ આવી ગયુ." જયમલ્લભાઈએ વિનોદ કર્યો.

"ઘર તો યાદ શુ આવે? પણ ત્રણ દિવસ પહેલા ઘેરથી સમાચાર મળ્યા છે કે મારા દીકરાને મુદતિયો તાવ આવે છે. અને એના ઉપચાર માટે મારી ત્યાં જરૂર હોય સૌ મારી રાહ જોઈ રહ્યા છે. પણ ભોજનાલયનું મને સોપેલું કામ છોડીને જઈ શકું એવુ લાગે તો જ મારાથી જઈ શકાયને? હવે તમને લાગતું હોય કે હુ ભોજનાલયમાથી બહાર નીકળું એમા વાધો નથી અને તમે રજા આપતા હો તો હું ઘેર જાઉ." જગુભાઈએ સ્વસ્થ ચિત્તે વાત કરી.

જગુભાઈની વાત સાંભળીને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહી. અમે તો જાગૃત થવા માટે સાધના શિબિરમા ગયેલા. જગુભાઈ તો શિબિરમા આવ્યા પહેલા જ જાગૃતિની અવસ્થા પામી ચૂકયા હોય એમ જણાયુ. થોડે દૂર ઊભા ઊભા મનોમન કર્તવ્યનિષ્ઠાની મૂર્તિને પ્રણામ કરી રહ્યો.

"ભલા માણસ! દીકરાને મુદતિયો તાવ છે એવા ખબર આવ્યા તો પણ ત્રણ દિ'થી કંઈ બોલના નથી! કાલના નારતાનુ જે થવુ હશે એ થશે. એની ઉપાધિ છોડી સામટા થઈ જાઓ. ક્ષણનો પણ વિલબ કર્યા વિના તમારે ઘેર પહોચી જવું જોઈએ." જયમલ્લભાઈએ જગુભાઈને લઈને ભોજનાલયમાથી બહાર આવતા કહ્યુ.

થોડી વારમા જગુભાઈને ઉના જતા વાહનમાં બેસાડી, ભાવભરી વિદાય આપી આભારવશ અને લાગણીવશ બનેલા જયમલ્લભાઈ સભામંડપ તરફ ચાલ્યા હુ પણ એમની પાછળ પાછળ સભામંડપમા જઈ પહોચ્યો. આચાર્ય રજનીશજીનું અર્ધું વ્યાખ્યાન મેં ગુમાવ્યુ, પણ એનો મને અફસોસ ન થયો. કારણ કે એના બદલામા મને એક સાચા, નિષ્ઠાવાન, સેવાભાવી, કર્તવ્યપરાયણ અને જાગૃત એવા સાધકનો પરિચય પામવાની તક મળી. જગુભાઈની વાત સાચી. એમના શબ્દો કયાંય સુધી કાનમા ગૂંજયા કર્યા: "સાધના શિબિરનો મેં પૂરો લાભ ઉઠાવ્યો છે."

જ્યારે જ્યારે આ પ્રસગ તાજો થાય છે ત્યારે ત્યારે મેલાઘેલા લૂગડામા પોતાનુ કામ સંભાળીને બેઠેલા જગુભાઈમા હુ એક જાગૃત અને સાચા સાધકના અને કર્તવ્યનિષ્ઠાની મૂર્તિના દર્શન પામું છું.

# કિશોરાવસ્થાની મારી દૈનંદિની

પ્રભુદાસ ગાંધી

**પ્રાસ્તાવિક :**

અમદાવાદમાં કોચરબ ગામનાં ખેતરો વચ્ચે શ્રી. જીવણલાલ વ્રજરાય બેરિસ્ટરના બંગલામાં ઈ. સ. ૧૯૧૫ના ઉનાળામાં બાપુજીએ સત્યાગ્રહ આશ્રમનો આરંભ કર્યો. એ શરૂ થયા પછી બે ત્રણ મહીને આશ્રમવાસીઓના માર્ગદર્શનને સારુ એક નિયમાવલિ છપાવી. એમાં એમણે આશ્રમવાસીઓની ત્રણ કક્ષાઓ ઠરાવી. પ્રબંધક, ઉમેદવાર અને વિદ્યાર્થી.

આશ્રમના કડક યમ નિયમોનું પૂરેપૂરું પાલન કરવાનો તથા જાણ્યે અજાણ્યે એમાં ભંગ ન થવા દેવાનો સંપૂર્ણ-જાગૃત પ્રયત્ન જે કરે અને પ્રતિજ્ઞા પૂર્વક વ્રતધારી બને તે પ્રબંધક આશ્રમવાસી ગણાય.

પ્રતિજ્ઞા લેતાં પહેલાં યમ નિયમાદિનું વિધિવત્ આચરણ કરી તે પાળવાની આત્મશ્રદ્ધા કેળવે તથા એ દિશામાં અનુભવનું ભાથું સંઘરી વ્રતધારી બનવાની અહર્નિશ તૈયારી કરે તે ઉમેદવાર આશ્રમવાસી લેખાય. અને,

સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અભય, અસ્વાદ, સ્વદેશી, શરીરશ્રમ આદિ વ્રતોનો પરિચય મેળવી તે દિશાએ ચાલવા માટે જરૂરી ટેવો કાચી ઉંમરથી જ કેળવવાનું તન-મનથી સ્વીકારે તે આશ્રમવાસી વિદ્યાર્થી કહેવાય.

આ ત્રણે કક્ષાના આશ્રમવાસીઓએ સાથે મળી એક બીજાનો સહકાર વધારી બાપુજીના સ્વપ્નનું રામરાજ્ય ભારતમાં શરૂ કરવાને ઝૂઝવાનું હતું તથા રામરાજને અનુકૂળ સમાજરચનાની પરંપરા સ્થાપવાની હતી.

આશ્રમવાસી વિદ્યાર્થીઓને કેમ ભણાવવા, કયાં ભણાવવા અને શું ભણાવવું એ ભારે કઠણ કોયડો હતો. જૂની ઘરેડવાળી નિશાળમાં મોકલવાનું કે એવી ચલાવાઉ શાળા આશ્રમમાં જ શરૂ કરવાનું બાપુજીને જરાયે પસંદ ન હતું. સત્ય-અહિંસા અને અપરિગ્રહ-સ્વદેશીને પાયે જ આશ્રમમાં વિદ્યાર્થીઓને કેળવણી આપવાનો બાપુજીનો દૃઢ આગ્રહ હતો. એટલે આશ્રમનુ આખું સામુહિક જીવન બાપુજી એ ઉદ્દેશની પૂર્તિની દૃષ્ટિએ ઘડી રહ્યા હતા. એ અંગે ઠીક ઠીક તૈયારી કર્યા પછી ઇ. સ. ૧૯૧૭માં કોચરબ આશ્રમમા રાષ્ટ્રીયશાળાનો પાયો નખાયો.

કોચરબમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ વધ્યા એટલે જગ્યાની બહુ ખેંચ પડવા લાગી. ઉદ્યોગો ચલાવવાને સારુ જમીન કે સ્થાન નહીં જેવા જ હતા. એટલે ઘણી શોધાશોધ પછી જેલની પાસે સાબરમતી નદીને કાંઠે, સત્યાગ્રહ આશ્રમને સારૂ જમીન ખરીદવામાં આવી અને ૧૯૧૭ના ઉતરતા ચોમાસામાં કોચરબ આશ્રમમાંથી આખું આશ્રમ સાબરમતી તીરે રહેવા ગયું. એ જમીનમાં એ વખતે આવળ, બાવળ અને આકડા સિવાય ઝાડોમાં કેવળ એક એકલવાયો ટચુકડો આંબો જ હતો. બળબળતી રેતી, પાર વિનાની ઉધઈ અને પગલે પગલે ગોખરૂના કાંટાથી આખી ધરતી છવાયેલી હતી. ટાઢક આપનારાં કેવળ સાબરમતીનાં નિર્મળ નીર હતાં. આ જમીન ઉપર જલજતી કાંકરાળી સડકની પશ્ચિમે, સડકની સમ રેખાએ રાષ્ટ્રીયશાળા માટે જમીનનો કટકો જૂદો માપવામાં આવ્યો અને તે પર વાંસની બનેલી સાદડીનાં ઝૂંપડાં ઊભાં કરવામાં આવ્યાં. અને તેમાં અમારી રાષ્ટ્રીયશાળા વ્યવસ્થિત પણે ચાલુ થઈ.

*રાષ્ટ્રીયશાળાના શિક્ષકોમાં એ સમયે આચાર્ય* હતા શ્રી સાકળચંદભાઈ શાહ. ગુજરાતભરમાં તેઓ કુશળ વિદ્યાનશાસ્ત્રી લેખાતા. એમની સાથે અધ્યાપોમાં, કાકાસાહેબ કાલેલકર, નરહરિભાઈ પરીખ, કિશોરલાલભાઈ મશરૂવાળા, વિનોબા ભાવે ઇત્યાદિ હતા. બાપુજી પોતે દેશના કામને માટે ઘણો વખત આશ્રમની બહાર પ્રવાસમાં રહેતા. પણ ... [illegible] થી જ્યારે જ્યારે આશ્રમમાં આવે ત્યારે

તેમજ વિદ્યાર્થીઓને સમય આપતા અને માર્ગદર્શન કરાવતા. વિદ્યાર્થીઓમાં તે વખતે આચાર્ય કૃપલાનીના ભત્રીજા ગિરધારી કૃપલાની, કિશોરલાલભાઈના ભત્રીજા નીલકંઠ મશરૂવાલા અને ગાંધી કુટુંબના અમે નાનામોટાં ભાઈબહેનો તથા બીજા પણ અનેક કિશોર-કિશોરીઓ હતાં.

અમારી આ રાષ્ટ્રીયશાળા ઘણી જ અવનવી હતી. મિડિલ સ્કૂલો અને હાઈસ્કૂલો સાથે એનો કશો મેળ ન હતો. અમારૂં ભણતર એકધારું ઓછું ચાલ્યું. નવા-નવા અનુભવો અમારે ભાગે આવતા. આથી અમારા મનમાં શ્રદ્ધા અશ્રદ્ધા, આશા નિરાશાના ભીભરા આવતા અને મનમાં તેની ઊંડી અસર થતી. એ પરથી મને રોજે-રોજના અનુભવો થોડા-થોડા નોંધી લેવાનો વિચાર મનમાં જાગો. એટલે એક જાડી મજાની આડેલા પાનાની નોંધવહી મેળવી મેં રોજરોજની વાત લખવા માંડી.

આજે હવે એ વાતને લગભગ અર્ધો સૈકો પૂરો થવા આવ્યો છે. આટલો સમય વીત્યે મારી એ સૌ પહેલી દૈનદિની વાંચતા કંઈક રમૂજ અને કંઈક રસ જણાય છે. એટલે વૈષ્ણવજનના માસિકના સંપાદકની માગણીથી થોડું થોડું છાપવાને આપવાનું વિચાર્યું છે. મૂળ લખાણમાં જોડણીની ભૂલો પાર વિનાની છે. ક્યાંક ભાષાની અસ્પષ્ટતા છે. તેટલા પૂરતું સુધારી આ લખાણ જેમનું તેમ આપ્યું છે.

[ સત્યાગ્રહ આશ્રમ સાબરમતી ] —લેખક

(૧) ફાગણ સુદ ૧, બુધવાર, સવંત ૧૯૭૪ (૧૩-૩-૧૯૧૮)

સવારે પાંચ વાગ્યાના ઘંટ પછી ઊઠ્યો. કસરતમાં મોડો થયો. પરમદિવસે રાતે શહેરમાં ગયો હતો. ત્યાંથી બાપુજી સાથે મોડો આવ્યો. અને બાર વાગ્યે સૂતો તેથી કાલે કસરતમાં ગેરહાજર રહ્યો. અને મંગળનો ઉજાગરો હોવાથી આજે પણ મોડો ઉઠ્યો. પા વાગ્યે કસરત કરવા ગયો અને નાહ્યો. અને પ્રાર્થનામાં મોડો થયો.

પ્રાર્થનામાં પહોંચ્યો ત્યાં બાપુજી મિસિસ બેસંટનો લાભ કેમ લેવાય તે કહેતા હતા. તે સમજાવ્યા બાદ શિક્ષકો ઉપર શહેરમાં ક્યારે જવું તેનો નિશ્ચય કરવાનું નાખીને તેઓ શહેરમાં ગયા. શિક્ષકોએ શાળામાં રજા પાળવાનું નક્કી કર્યું અને અમે બધાં છોકરાંઓ તથા શિક્ષકો એનીબાઈનું કેળવણી ઉપરનું ભાષણ સાંભળવા ગયાં. છોકરાઓ શહેરમાં બ-બેની હાર કરી ચાલ્યાં. સભામંડપ આગળ ઘણી ભીડ હતી. રાધા* તથા સાકળચંદભાઈ અમારાથી નોખા પડી ગયાં. તેમની છત્રી ખોવાઈ ગઈ. અમે પણ માંડ-માંડ મંડપમાં ગયા અને ટેબલ પાસે બેઠા. થોડી વારમાં મિસિસ બેસંટ અને બાપુજી આવ્યા. મારા બાપુ તથા બા ત્યાં આવી ગયા હતાં. અમે પ્લેટફોર્મ ઉપર ચડી હિંદીમાં

* રાધાબહેન ગાંધી . મગનલાલ ગાંધીના મોટા પુત્રી.



અપ માતૃભૂમિ ગાયું હતું. ત્યાં અશાંતિ ખહુ હતી.

બાપુજીને પ્રમુખ નીમવામાં આવ્યા પછી પ્રમુખે લોકોને શાંત રાખ્યા. તેમણે એક વચન એ પણ કહ્યું કે સૌ ડાહ્યા થઈને બેસી જાઓ. એકબીજાને બેસવાનું ન કહો. તે કહેવાનો અધિકાર તમે હાલને માટે મને આપ્યો છે. પ્રમુખના ભાષણ પછી મિસિસ બેસંટે અંગ્રેજીમાં ભાષણ કર્યું. તે હું લગભગ સમજી શક્યો. તે ભાષણનો સાર ગુજરાતીમાં મગનભાઈ બેરિસ્ટરે, જે તે સભાના સેક્રેટરી હતા, તેમણે સમજાવ્યો. એ નીચે પ્રમાણે છે.

'હિંદુસ્તાન સિવાય બીજો કોઈ પણ દેશ નથી જ્યાં શિક્ષણ આપવાનું કામ વિદેશી વૃદ્ધોના હાથમાં હોય. એ કાર્ય તો સ્વદેશના જ વૃદ્ધો પાસે હોવું જોઈએ દરેક દેશમાં સ્વભાષામાં જ શિક્ષણ આપવું જોઈએ. અને તે હિંદ સિવાય બધે અપાય છે. રોમમાં કે ઇંગ્લૅંડમાં વિદ્યાર્થીઓના મેજ ઉપર જોશો તો દેખાશે કે તે પોતાના દેશના મહાન પુરુષોના નામથી ચીતરાયેલા હશે અને હિંદમાં જોશો તો શેક્સપિયર, વગેરેના નામથી ચીતરાએલા હશે. વગેરે...વગેરે...!

ભાષણ પૂરું થયા પછી અમે અનસૂયાબહેનને ત્યાં જઈ ફળાહાર કર્યો. ત્યાં મારા સેન્ડલ સમા કરાવવા રાખી આવ્યો. અમે પછી અંબાલાલભાઈને બંગલે ગયા. બંગલાની બહાર રસ્તા ઉપર બેઠા. થોડો વખત બેઠા પછી અંદર જતા હતા ત્યાં મોટર આવી પહોંચી તેમાં મારા માતા-પિતા આવેલાં. પછી અમે મિસિસ બેસંટને મળ્યા. બે મિનિટ જ.

અંબાલાલભાઈના બગીચામાં થોડો વખત બેસી ત્યાં એક, એક સંતરું ખાઈ અમે બધાં અહીં આવ્યાં. અહીં આવી હું નાહવા ગયો. આજે સવારે મામા× અને મગનકાકા વચ્ચે સભામાં જવા વિષે સંવાદ ચાલ્યો હતો. નાહી આવી થોડું સંગીત લખી જમ્યો. રાત્રે બંને દફતર ગોઠવ્યાં અને સૂતો.

---

× મામા સાહેબ અર્થાત્ શ્રી. વિટ્ઠલ લક્ષ્મણ ફડકે, પ્રખર હરિજન સેવક.

*

એક અમીર ચાર ધામની યાત્રાએ નીકળ્યો. સાથે એક ગરીબ નોકર હતો. તે તેને રસોઈ બનાવી જમાડતો.

પૂરા ત્રણ વર્ષ એ અમીરે આખા ભારતની યાત્રા કરી. બધાં તીર્થોમાં સ્નાન કરી તે ઘેર પહોંચ્યો કે તરત જ તેણે ઊંચા દરે ગરીબોને રૂપિયા ધીરવાનો ધંધો શરૂ કરી દીધો!

નોકર ગરીબ હતો. પણ બુદ્ધુ નહતો. તેણે માલિકને એક અજબ શાક ખવરાવ્યું.

શાક ખાતાં માલિકે પૂછ્યું: "અરે તેં આ શાનું શાક બનાવ્યું છે. આમાંથી તો અસહ્ય દુર્ગંધ આવે છે."

"છિ, છિ, સરકાર! એવું કાં બોલો છો? આપને તો મેં પવિત્રમાં પવિત્ર શાક ખવડાવ્યું છે."

શેઠ આશ્ચર્યથી નોકરનું મોં તાકવા લાગ્યો. ત્યારે નોકરે રહસ્યોદ્ઘાટન કર્યું, "શેઠજી! જ્યારે આપણે તીર્થયાત્રાએ નીકળ્યા હતા ત્યારે મેં બરોર બટાટા સાથે લઈ લીધા હતા. આપે જે જે તીર્થોમાં સ્નાન કર્યું ત્યાં ત્યાં મેં તેમને પણ સ્નાન કરાવ્યું હતું. ગંગા, યમુના, ગોદાવરી, નર્મદા, સિંધુ કાવેરી સર્વ નદીઓમાં પવિત્ર બનાવી તેનું શાક તમને ખવડાવ્યું છે. તેને તમે ગંદું કહો છો? તમે સૌ તીર્થોમાં નાહ્યા છો તો તમે ગંદા છો?"

શેઠ સાનમાં બોધપાઠ સમજી ગયા: "તીર્થસ્નાન કરવાથી કોઈ પવિત્ર થઈ શકતું નથી પવિત્રતા તો સાફ દિલની વાત છે."
—વિનોબાજી

# સુગંધ

સતીશચંદ્ર વૈષ્ણવ

ગ્રામપંચાયતની ઓફિસના ચોપડા તપાસી માંડ સાંજના પાંચ વાગે ફારક થયો. સરપંચે ઘણા જ વિનયથી હવે પછીનો કાર્યક્રમ પૂછ્યો. મેં વિચાર્યું કે અત્યારે જીપમાં ઘેર જવા નીકળું તો પણ રાત તો કોઈ બીજા જ ગામમાં ગાળવી પડશે. એના કરતાં અહિં જ એક રાત શું કામ ન રોકાઈ જવું. મેં કહ્યું 'છ સાડા છ સુધી હું જરા બહાર ફરી આવું. સાતેક વાગે તદ્દન સાદું જમવાનું તૈયાર રાખજો'

ગામડાના ખેતરોની વચ્ચેથી ડામરની પાતળી સડક ચાલી જતી હતી. એ સડક પર હું મદમદ વહ્યે જતો હતો. જાણે મદ વહેતા પવનનું અનુકરણ કરતો ન હોઉં! લીલા કુંજાર ખેતરો પર નયનને ઠેરવી એક જાતની તૃપ્તિ પામી રહ્યો હતો. શાંત એકાંત ચોમેર હતું. ખેતરોમાં ખેડૂતોનો બોલાશ આછી હવાના આવરણમાંથી ચળાઈ ચળાઈને આવતો હતો.

માઈલેજ સ્ટોન આવ્યો ત્યાં બેસવા માટેની પથ્થરની બેઠક જોઈ હું બેઠો. આજુબાજુના ખેતરો જોવા લાગ્યો. પ્રતીચી તરફના બે ખેતરે મારું ધ્યાન ખેંચ્યું. એક ખેતર જરા વધુ ઢોળાવવાળું હતું. ત્યાં ઘઉં ઝુમી રહ્યા હતા ત્યારે બાજુનું ખેતર સાવ સૂનું હતું. તે જ ખેતરને એક ખૂણે ગદમ-એક જાતનું ઘાસ ઊગેલી હતી.

મને ઘણું આશ્ચર્ય થયું. પાસેપાસેના જ બે ખેતરોમાં પણ કેવી પાકની બાબતમાં વિસંવાદિતા છે! પછી તો હું દેશની અન્નસમસ્યાને વિચારે ચડ્યો ત્યાં મારે કાને શબ્દો અથડાયા 'રામ રામ! બાપુ!'

મારી સન્મુખ એક ખેડૂત ઊભો હતો. લાલ લાલ આંખોમાંથી પરખાતી સાધુતા, અને મોટી મોટી મૂછોના વાળામાં કોમળતા છુપાઈને બેઠી હતી!

મેં પણ રામરામ' કર્યા.

"બાપુ, ઈ કોર શું જોઈ રહ્યા છો?"

"ઈ તો આ ઢોળાવવાળા ખેતરમાં ઘઉંનો મબલખ પાક અને એની બાજુના ખેતરમાં માત્ર ગદમ જ!"

"હા હા હા હા," તે હસતો મારી સામે બેઠો. થોડીવારમાં જ એ ગંભીર થઈને બોલ્યો: 'બાપુ, ઈ ઘઉં ને ઈ ગદમ સુનતા સુનતા થોડાક જ દન પેલા થયેલ બનાવની વાતું કરી રહ્યા છે"

"એટલે?"

'માણસાઈનું જીવતુંજાગતું સત બનાવી રિયા છે-ઈ ઘઉં ને ઈ ગદમ!"

'તમે કંઈ સરખી વાત કરો તો ખબર પડે"

પેલા ખેડૂતે "લ્યો ત્યારે પાટનો માંડીને જ તમારી પાસે વાત કરું" કહી વાત શરૂ કરી.

"સામેનું ઢોળાવવાળું ખેતર છે ને ઈ ખેતર પરમતનું છે ઈ પરમત બાપુ! બાર વરહનો થયો ન થયો ત્યાં આ જ ગામના જેન્તી શેઠ ઈને મુંબાઈ લઈ ગ્યા'તા ઈને ત્યાં એક ફરસાણવાળાને ત્યાં નોકરીએ લગાડી દીધો'તો. તે પૂરા વીસ ને માથે પાંચ વરહ મુંબઈમાં રિયો. માળો કુંભારનો છોકરો પણ કાંય ફરસાણ બનાવે કાંય બનાવે. ભલભલા પણ મોંમાં આંગળાં ઘાલી જાય! આટલાં બધાં વરહ એ મુંબઈ જેવી અલકાપુરીમાં રિયો પણ ઈને નહિ દારૂ-બીડીનું કે ચાનું બંધાણ ફરસાણ પણ ઈ કટકીયે નો ખાય. રોજ સવારે જાગીને ચ્યાર માળા ફેરવી લે પછે હાથે બાજરાનું ઢેબર બનાવી ઈ ઢેબરને દહિનું છાલિયું-ઈ ખઈ-પીને જાય તો રાતે આવે. રાતે પાશેર દૂધ ઘટઘટાવીને સૂઈ જાય. આજ એની ટેવ એને નહિ હોળી કે નહિ દિવાળી. સાતમ આઠમે બધા વરહ એકનું સામટું ખાય પણ ઈને બાજરાનું ઢેબર ને દહિં ઈ જ પકવાન!"

આવી નર્યી સાદાઈને લીધે માળાએ થોડોક જીવ

પણ ભેગો કર્યો ને થોડાક વરહ પેલા એ ગામમા આવ્યો – મુગધને રામરામ કરીને! બધાયે ઇને ગામડામા ફરસાણુની દુકાન ખોલવાનુ કીધુ પણ ઇ વટના કટકાએ કીધુ 'હું હાથે કરીને જેવું તેવુ ખવડાવીને મારા ગામના લોકોની તબિયત નય બગાડુ' સારી એકની જમીન મળે તો ઇ ખેતી કરવાનો'તો. પણ સારી જમીન ઠેઠ હમણા મળી તિયા સુધી પરમત જેવો કામનો કીડો નવરો કયમ બેઠી શકે? ઈ આજે શંભુ ગોરની જમીન ખેડવી શરૂ કરી. શભુ ગોરે એવી કરી કે ફસલ સારી ઉતરશે તો જ સારુ મેતાણુ મળશે નીતર ઓછુ પરમતે પણ રાત-દન એક કરીને એક પછી એક પાક તો એવા ઉતારવા માડયા કે ગનદા શભુ ગોરના મો પર લોહી જામવુ ગ્યુ! ને બાપુ! પરમતેય એવો એક આદમી કે શભુ ગોર જે આપે ઇનેથી જ રોકવી લ્યે અણહકનુ ખાતા તો જરાય ન શીખ્યો!

"હવે વાત ઈમ થય કે શભુ ગોરના ખેતરની બાજૂની જ જમીન એક કાળાએ વેચવા તૈયારી બતાવી. પરમતને થ્યુ કે લાવને થોડો જીવ છે તો આ જ જમીન લય લઉ! ને ઇ જમીન લય પણ લીધી."

"ઘેવર જેવા કૂણા પરમતે શભુ ગોરને આરતે કથી આ વાત કરીને કીધુ · 'હુ મારીયે જમીન ખેડીશ ને તમારીયે જમીન ખેડીશ એક દાણો ઓછો ઉતરેને તો હુ મારી ઉપજમાથી આપી દઈશ' પણ ઈ શભુ ગોરનો કરોધ તો વાત હાભળના જ સાતમે પાતાળે પોગ્યો. કફના ગળફા થુકતે થુકતે શભુ ગોરે પરબત બચારાને સાત પેઢી સુધી ગાળો દીધી ને પરબતને કાઢી મેલ્યો. પાછુ ઉપર જાતા શભુ ગોરે કીધુ 'હુ તો કોઇને રાખી લઈશ પણ તુ કુભારડા જા જે તને ખેતરમા એક દાણો પણ નો પકવવા દઉ'"

મે વચ્ચે કહ્યુ · "તે પરમતની ઢોળાવવાળી જમીનની પાસેની જમીન શભુ ગોરની છે?"

"ઇ જમીન શભુ ગોરની હતી! પણ ઇ ગલઢા શભુ ગોરનો સવભાવ એવો વેરી તે પરમત પર વેર લેવા ઇ જમીન આ ગામના એક બેપાની દાદુભાને પચાસ રૂપિયા ઓછા લઇને વેચી દીધી. વેચતા એવી બોની કરી કે ઇ દાદુભા પરબતને હેરાન કર્યા કરે ને દાદુભાને જોઇએ પણ શુ?"

"દાદુભા દરબાર?" મને આશ્ચર્ય થયુ: "મે સાભળ્યુ છે કે ઇતો બે વાર જેલમા પણ."

"બેવાર નય બાપુ બાર વાર કો' ઇ દાદુભા તો પોતાના ખેતરમા કાય વાવે નહી ને પરબતનો મોલ કેમ બગાડવો એના જ વચાર કર્યા કરે કોકવાર પાણીનું નાળુ ભાગી નાખી પાણી પોતાના ખેતરમા આવે ઇમ કરે કોકવાર વાડ તોડીને ઘણુ પાછુ આવે ત્યારે ગાય-ભેસને પરબતના ખેતરમા ઘૂસાડે. પણ બાપુ' મારે કેવું જોશે ઇ પરમત હેમાળો જેવ લ્યો! દાદુભાના તોફાન વધતા આ ઇમ ઇમ પરમતનો શાત સ્વભાવ વધતો ગ્યો! સુખડિયા લાકડાને જેમ જેમ ઘસો ઇમ ઇમ ઇની સુગંધ વધતી જાય કમ પરમત પણ વધુને વધુ નરમ થાતો ગ્યો"

"કોક મનખાને પરમત પર દયા આવતી તો ઇ કે'તો · 'ભલા મારા ઇ જ દાદુભાને એક દિ' તો પોતાની ભૂલ સમજાશેને! મે' દાદુભાનું શુ બગાડયુ' છ તી મને વધુ હેરાન કરવાનો છ. બાકી ઉપરવાળો આખે આધળો નથી હો" દાદુભા જ્યારે આ વાત સાભળતો તિયારે માળાને સમુકનો વધુ ચોરસ ચડતો ઇ એવકૂફ ઇમ માનતો હતો કે એક દિ' પરબત ઇને આફરડો પગે પડતો આવશે."

"ચોમાસુ આ યુ ને ગ્યુ' દાદુભા તો પોતાના ખેતરમા કાય વાવા માગતા ન'તા. પણ ઇના ઘરવાળાએ ઢોરને ખવડાવવા ગદબ વાવી. દાદુભાને પચાત શુ હોય? ઇના લખણ પણ એવા કે ઇ ભૂખે નો મરે! ગમે તિયાથી હાથફેરો કરી લ્યે! પરબતે તો મુઠી ફાટે એવા ઘઉ વાવ્યા. ઇ સનનો આદમીને તી વરસાદ સારો ન થ્યો તી આખા ગામના ખેડુતોના ઘઉં બરોબર ન થ્યા તિયારે પરમતના ઘઉ થોડાક જ દિવસમાં ઊગ્યા આવી ગ્યા! ઘઉંના ડૂડામા મોટા મોટા દાણા જોઇને દાદુભાની આંખ્યુમા ઝેરની ટસર ફૂટી."

"દાદુભાએ વચાર કર્યો કે રાતે છાનું'માનું' પરમતના ખેતર્યમાં ધૂસીને ઊભા મોલને દિવાસળી લગાડી દેવી ને ઘાસતેલ છાંટી દેવુ."

"દાદુભાએ એ કામ પુરું પાડવા ચાર સાગરીતોને તૈયાર કર્યા. એક દિવસ નક્કી પણ થઇ ગ્યો. પણ ઉપરવાળાને કરવુંને બાપુ! ઇ બાતમી પરબતને પહોંચી ગઇ! પરબત તો શાંત જ રિયો. નઇ પોલીસપટેલને કીધું કે નઇ સરપંચની મદદ માગી ઇ કહે: "ભલે ને ઇમ કરવાથી દાદુભાના હૈયાને શાંતિ મળતી હોય તો ભલે ઇમ કરે. હુ જ ઇ કામમા મદદ કરીશ!"

"ને માનશો બાપુ! ઇ પરમત રાતના આઠ પણ ન'તા થ્યાને તિયાં દાદુભાને ઘીરે પહોચ્યો! ઇ ટાણે દાદુભા લુગડાના કાકડા વાળી રહ્યો'તો. પરમતને જોઇને દાદુભા તો હેમતાય જ ગ્યા! તિયાં પરમત કે' દાદુભા તમે કાકડા મા વાળો' હજી બઉ વે'લું છે. જરા બાર તો આવો."

"દાદુભાને ઇમ કે ઇ કું'ભારડો શું' કરી લેવાનો છ. તે ઇ છાતી કાઢીને પરમત સાથે મા'ર ગ્યો! પરબત એનો હાથ ઝાલીને સીધો એના ખેતર્યે લય ગ્યો! ખેતર્ય જેમ જેમ પાડે ને પાડે આવતું ગ્યું ઇમ ઇમ દાદુભાનું જોર ઓસરવા લાગ્યુ. પરમત પોતાના ખેતર્યની અદર જઇ ને કે, "દાદુભા ઊભા રિયો. મારો મોલ સળગાવવાનું' કામ કાય મોટું નો કેવા'ય. નકામા મધરાત સુધી જાગવુ ને દોસ્તારને આવા નાના કામ માટે નોતરવા! વળી દાદુભા આપણે તો ગરીબ માણહ કેવાઇયે'. માંડ બે છેડા સાધતા હોઇયે તિયા ઘાસતેલના ડબ્બાના ભાવ આપણને કિ'મ પોસાય! એના કરતા લ્યો આ દિવાસળી!" એમ કહી પરમતે કેડીયામાંથી બાકસ કાઢયું ને દિવાસળી સડકનારી સળગાવીને દાદુભાને હાથમા આપતા કહ્યુ: "લ્યો દાદુભા હું ઊભો છું' તમતમારે મોલને ચાંપી દ્યો"!"

વાત કરનાર ખેડૂતની આંખમાંથી આંસુઓ ટપકયા. તે સાફ કરતો તે આગળ વધ્યો: "બાપુ, દાદુભા તો ઢીલો ઢફ થઇ ગ્યો! દિવાસળીનો ઘા કરીને ઇ પરબતને પગે પડયા!

"બાપુ, આજ ચ્યાર જમણ થ્યાં ઇ બિના બન્યે. ચ્યાર જમણમાં તો દાદુભાના આયખામાં ચ્યાર પલટા આવી ગ્યા. પેલાનો દાદુભા તો જાણે બદલાઇ જ ગયો. દારૂ-જુગારનું બ'ધાણ મેલી દીધું. લોકોને ર'જાડવાનુ' છોડી દીધું. પરબતુ' નામ લેતાં લેતાં ને લોકોના આશીર્વાદ લેતા લેતાં આયખું પૂરું કરવુ' એવો દાદુભાએ વચાર કરી લીધો છે."

સુરજનારાયણ અદૃશ્ય થયા હતા. સંધ્યાનો રંગ આકાશમા પથરાયો હતો. રાત પડવાની પૂર્વતૈયારી થઇ ચૂકી હતી. અમારી વાતો ચાલતી હતી ત્યાં જીપ આવીને ઊભી રહી! તેમાંથી મારો ડ્રાઇવર ઉતરીને મને કહે: "સાહેબ, કેટલી વાર છે હવે! જમવાનું તો કયારનું થઇ ગયુ છે! સરપચે મને ખાસ મોકલ્યો. ચાલો ઝટ!"

ડ્રાયવરના મોઢેથી 'સાહેબ' શબ્દનું સ'બોધન સાંભળી પેલો ખેડૂત જરા ચમકયો પછી મને કહે: "તિયારે સાબ! રામરામ! આ વિતકકથા છે. અને આ છે ધઉ'ના ખેતરની ને ગદબના ખેતરની કથની! ચાનો તિયારે હું મારે ખેતર્ય જાઉં."

હું જીપમા ગોઠવાયો. ડ્રાયવરે સ્ટિયરી'ગ સ'ભાળ્યું. જીપ ચાલુ થઇ. "આની સાથે સાહેબ શું બેઠા'તા? વાતું કરવા બીજું કોઇ ન મળ્યુ?" ડ્રાઇવરના આ શબ્દોએ મને ચોંકાવ્યો.

"કા? એ માણસ સારો નથી?"

"મારા સાહેબ, હું આ જ ગામનો વતની છું'. આ ગામની એકે એક વ્યક્તિને હું જનમથી ઓળખું છું'. તમારી સાથે એને બેઠેલો જોઇને મને ફાળ પડી! ઇ આ પથકનો હરામખોરમાં હરામખોર માણસ દાદુભા દરબાર છે. એના નામે આજ સુધી કેટલાય ડી એસ. પી.ઓની ઊઘ હરામ કરી હશે!"

મને આશ્ચર્ય થયું: "શુ એ દાદુભા હતો!"

ડ્રાયવરની 'હા' સાંભળતા જ મે એને જીપનો ટર્ન લેવાનું કહ્યુ. થોડીવારમા અમે ઢોળાવાળા ખેતરની બાજૂના બેઢ પાસે ઊભા રહ્યા. આકાશમા કાળા વાદળો વિંધીને ચંદ્ર પોતાનું મુખડું બતાવતો હસુ હસુ કરી રહ્યો હતો.

# બે શબ્દચિત્રો

મધુકુંજ પટેલ

બે આગણા.
રોજ સ્વચ્છ રહે
બે વૃદ્ધો
રોજ ખાટનો ઢાળી એમાં આરામ કરે
બન્નેની પુત્રવધૂઓ એ આગણા સાફ કરે અને પાણી છાંટે
બન્ને વૃદ્ધોને એવા સ્વચ્છ આંગણામા બેઠેલા જોતા આનદ ઉપજે
પરતુ એમના હૈયામા પ્રવેશવા માટે પ્રભાતનુ દૃશ્ય નીરખવુ પડે
પ્રભાત–
'વહુ બેટા, આ આગણુ સાફ કરજો તો જરા'
'હા, કરીએ છીએ રોજ ઊઠ્યા કે આગણુ, એમા શુ ધૂળ ભરાઈ જાય છે! કરુ છુ હમણા આ જરા દાતણ-પાણી કરી લેવા દો'
'સૂરજ ઊગે એ પહેલા આગણું વળાય–ઝુડાય તો સારું'
તમે બૂમો ના માર્યા કરો તમારે તો કહેવાનુ ને મારે તો કરવાનુ જાતે કરવાનુ હોય ત્યારે ખબર પડે.
'એમ નહિ, હું તો એમ કહેતો હતો કે આજે ભૂલી ના જશો.'
'નહિ ભૂલુ. એક વાર કહ્યુ કે સાફ કરું છું જીવ ના ખાશો'
'વારુ, તમને ઠીક લાગે તેમ કરો.'
'રોજ કહ્યા વગર ચેન નથી પડતુ તમને કરીશુ જ તો માથે પડયુ છે તે કાઇ કર્યા વગર છૂટકો થેડો છે? ટકટકારો નહિ કરવો હુ મારી મેળે કરીશ ને ઘરમાં કામ વધી પડે તો રહી પણ જાય, આગણાને શુ ચાટવુ છે?'
વૃદ્ધ મૌન સેવે છે
સાવરણો લઇને પુત્રવધૂ આગણુ સાફ કરે છે ઊડેલી ધૂળ ઘરમા પેસે છે.
ઝટ ઝટ આગણું વાળીને ઘરના એક ખૂણામાં સાવરણો ફેકાય છે.
પુત્રવધૂ બબડે છે, 'લો આ વળા નાખ્યુ. સવારમા ઊઠો ત્યારથી જીવ ખાઇ જાઓ છો હવે થયું!'
તેની આખમાંથી અગ્નિ વરસે છે
આખો તતડાવતી તે વૃદ્ધ સામે ઘુરકે છે
પછી બીજું કામ કરવા ઘરમા દોડી જાય છે
હવે બીજુ આગણુ
ત્યાનુ પ્રભાત–
'અરે વહુ બેટા, આજે તો બહુ વહેલા ઊઠયાં? અત્યારથી શી ઉતાવળ છે?'
'ના બાપા, આગણુ ગદુ રહે એ મને ગમે નહિ ચોખ્ખુ ચટ આગણુ જોઈને જોનારનુ હૈયું ઠરે'
શાતચિત્તવાળી પુત્રવધૂ નાની સરખી સાવરણી લે છે ધીરજથી ચીવટપૂર્વક આગણુ સાફ કરે છે
ધૂળ તો નામની જ ઊડે છે
વૃદ્ધ કહે, 'વહુ બેટા, તમે હો ત્યારે મારે આટલુ સુખ રોજ સવાર-સાજ આગણું સાફ રહે છે કેવુ ચોખ્ખુ ચદન જેવુ બનાવી દો છો!'
'એ તો બાપા ચોખ્ખુ ઘરનું આગણુ, ચોખ્ખો ઘરનો ચોક'
આખુ આગણુ સાફ કરીને વાળનારી એના પર બરાબર નજર ફેરવી લે છે
અને 'લો બાપા, અહી ખાટનો ઢાળી આપુ, બેસો નિરાતે.' કહી હસતી હસતી ઘરમા ચાલી જાય છે
આ બે શબ્દચિત્રો.
પહેલામા પણ સ્વચ્છ આગણામા એક વૃદ્ધ નિરાતે બેઠેલા છે બીજામા પણ એવુ જ છે
પરતુ એમના હૈયામા પેસીને જુઓ
આગણા જેવી ચોખ્ખાઇ અને પ્રભાત જેવો ઉલ્લાસ બન્નેના વૃદ્ધના હૃદયમા હશે ખરો?
એકાએક જોનારને બન્ને વૃદ્ધો સરખા લાગશે
પ્રભાતનુ વાતાવરણ જોયા પછી બન્નેમા તફાવત જણાશે.

# ધન્નાસિંહ

ધન્નાસિંહ શિખ હતા. પંજાબના આઇબલપુર નામના ગામમાં તેનો જન્મ થયો હતો. તે શરીરે બળવાન હતા. સાહસ અને ઉત્સાહ એની નસે નસમાં ભરેલાં હતાં. બીક શી ચીજ છે એ તો તે જાણતા જ નહિ.

ગુરૂકા બાગમાં અકાલિયો ઉપર બ્રિટિશ સત્તાવાળાઓએ જે અત્યાચારો કર્યા, એ જોઇ એમની આંખમાં લોહી તરી આવ્યું. તેમને પ્રતીતિ થઇ ગઇ કે પરદેશી સરકાર હિંદીઓના શાંતિમય આંદોલનની કદી કદર કરવાની નથી અને તેનું કશું જ પરિણામ પણ આવવાનું નથી. માટે જેવા સાથે તેવા થવું જ પડશે. એ વખતે બીજા કેટલાક શિખ દેશભકતો ભારતને અંગ્રેજોની નાગચૂડમાંથી છોડાવવા કોઈ બીજો જ માર્ગ ગ્રહણ કરી રહ્યા હતા એ વખતે બબ્બર અકાલી આંદોલનની યોજના થઇ અને ધન્નાસિંહે પણ શરૂઆતથી જ એમાં ઝુકાવી દીધું.

પ્રચારકાર્ય અને સંગઠન એ વસ્તુ આ આંદોલનના પાયામાં જ પડી હતી. પણ સાથે સાથે જે લોકો દેશદ્રોહી બની વિશ્વાસઘાત કરી સરકારને બાતમી પહોંચાડે ને દેશભકતોને ગિરફતાર કરવામાં મદદ કરે તેમને ઉચિત દંડ દેવાની નીતિ પણ આ આંદોલનમાં સ્વીકારવામાં આવી હતી. પટવારી અર્જુનસિંહ પોલીસ સાથે મળી અકાલીઓને દરેક રીતે નુકસાન પહોંચાડી રહ્યો છે એ વાત જાણવામાં આવતા ધન્નાસિંહ અને એના સાથીદારોએ એને યમસદન પહોંચાડવા પ્રયત્ન કર્યો અને આખરી પ્રયત્નમાં તેમને સફળતા પણ મળી.

એક દિવસની વાત છે. ધન્નાસિંહ અને એના સાથીઓ પોતાના ગુપ્તવાસમાં બેઠા બેઠા બબ્બર અકાલી આંદોલન અંગે વિચાર કરી રહ્યા છે એ વખતે એક સાથીદારે કહ્યું "ભાઇ હમણાં રાણી થાણાના જમાદાર બિસનસિંહે ખૂબ ઉપાડો લીધો છે. આપણા કામમાં તે દરેક રીતે પથરા નાખી રહ્યો છે ને આંદોલનને દબાવી દેવા પૂરી કોશિશ કરી રહ્યો છે."

"તો એનો પણ હિસાબ પતાવી લઇએ." ધન્નાસિંહે કહ્યું.

અને એ પછી થોડા દિવસમાં જ એટલે ૧૯૨૩ના ફેબ્રુઆરીની ૧૦મી તારીખે ધન્નાસિંહ અને તેના એક સાથીદાર બન્તાસિંહને હાથે બિસનસિંહ માર્યો ગયો. એ પછી તુરત જ ક્રાંતિકારી મથકેથી જાહેર કરવામાં આવ્યું કે બિસનસિંહ દેશદ્રોહનું કામ કરી રહ્યો હતો. એ બગડી ગયો હતો. એને સુધારવા માટે જ આ દુનિયામાંથી રજા આપવામાં આવી છે. હવે એ પૂરેપૂરો સુધરીને નવો જન્મ ધારણ કરશે."

બન્તાસિંહ ધામિયા અને ધન્નાસિંહે સાથે મળી 'બુટા' નામના મુખી (લમ્બરદાર)ની હત્યા કરી હતી. કારણ આ બુટાએ કેટલાયે નિર્દોષ અકાલી વીરોને પોલીસની જાળમાં ફસાવી હેરાન પરેશાન કરી દીધા હતા. ૧૯૨૩ના માર્ચની ૧૬મી તારીખે ધન્નાસિંહે ત્રણ સાથીઓનો સાથ લઇને 'મિસ્ત્રી' લાભસિંહને 'સુધાર્યો' એ પછી એના જ ગામનો હાજરા નામનો માણસ જેબેવફા નીકળ્યો અને અકાલી વીરોની નીતિરીતિ અંગે તેમજ આંદોલન સંબંધમાં બીજી ઘણી બાતમીઓ સરકારને પહોંચાડવા લાગ્યો તેના સાથે સીધી લડાઇ કરીને તેને પૂરો કર્યો. એ પછી 'બબ્બર અકાલી' નામની પત્રિકામાં એ વિષેની ખબર નીચે મુજબ આપવામાં આવી...

ઇનામ! ઇનામ! ઇનામ!

આજે માર્ચ મહિનાની સતાવીશમી તારીખે હાજરા સિંહને અકાલી વીરો વિરુદ્ધ બ્રિટિશ સરકારને બાતમી પહોંચાડવાના કામ માટે ત્રણ વીઘા જમીન-એટલે કે ત્રણ ગોળી ઇનામમાં મળી છે

આ પ્રમાણે વિશ્વાસઘાતી અને દેશદ્રોહી બાતમીદારોને એમના અપરાધનો દંડ દેવા તથા બબ્બર

અકાલી આંદોલનનું પ્રચારકાર્ય કરતાં કરતાં એક દિવસ ધન્નાસિંહ સરકારી ગિરફ્તને હાથે ઘેરાઈ ગયા. એ દિવસે ૧૯૨૩ના ઓક્ટોમ્બરની ૨૫મી તારીખ હતી. ધન્નાસિંહને તેના જ એક સાથીદાર જ્વાલાસિંહે દગો દીધો હતો. અને એ કારણે જ એ આ રીતે ફસાઈ ગયા હતા.

બબ્બર અકાલી વીર તરુણ દિલીપસિંહ જ્યારે સરકારની પોલીસને હાથે પકડાઈ ગયાના સમાચાર ધન્નાસિંહને કાને આવ્યા ત્યારે એ પોતાના સાથીદાર જ્વાલાસિંહને મળવા ગયા. તેને પૂછ્યું કે તરુણ દિલીપ કેવી રીતે પકડાઇ ગયો ? જ્વાલાસિંહે જવાબ આપ્યો, "મને પણ એની જ નવાઈ લાગે છે. ઘરના ભેદિયા સિવાય આ બાતમી સરકારમાં કોઈ પહોંચાડી શકે નહિ. જરૂર કોઈએ દગો દીધો લાગે છે. આપણે તેની તપાસ કરવી જોઈએ."

ધન્નાસિંહ જ્વાલાસિંહની વાતથી ભોળવાઇ ગયા. ખરી વાત એ હતી કે તરુણ દિલીપસિંહ સાથે પોલીસને બાતમી આપનાર જ્વાલાસિંહ પોતે જ હતો. તે સરકારના જાસૂસો સાથે મળી ગયો હતો અને બીજા અકાલી વીરોને પકડાવવાનું સરકારને વચન આપ્યું હતું.

એ પછી જ્વાલાસિંહે ધન્નાસિંહ સાથે વધુ ને વધુ મળવાનું ચાલુ રાખ્યું. એક દિવસ બન્ને જણ એક ગામની સીમમાં શેરડીના વાઢમાં સંતાઈને બેઠા હતા. ત્યારે કંઈક કામનું બહાનું બતાવી જ્વાલાસિંહે ધન્નાસિંહને કહ્યું : "તમે અહીં બેસો હું હમણા જ ગામમાંથી થોડો નાસ્તો લઈને આવું છું ધન્નાસિંહ બિચારા તેની વાટ જોઈને બેઠા રહ્યા.

આ બાજુ જ્વાલાસિંહે પોલીસ થાણામાં જઈને ખબર આપી કે ધન્નાસિંહ ગામની સીમમાં શેરડીના વાઢમાં બેઠા છે. આ ખબર સાંભળી પોલીસ સબ ઇન્સ્પેક્ટર ગુલ્જારસિંહે હોશિયારપુરના ગોરા પોલીસ ઉપરીને બાતમી પહોંચાડી પોલીસ ઉપરી મિ. હાર્ટને તુરત જ ચુનંદા પોલીસોની ટુકડી તૈયાર કરી ને જ્વાલાસિંહને કહ્યું કે તમે કોઇ રીતે ધન્નાસિંહને સીમમાંથી ગામમાં લઇ આવો. જ્વાલાસિંહ નાસ્તો વગેરે લઇ સીમમાં આવ્યો. બન્નેએ નાસ્તો પાણી કર્યા પછી ધન્નાસિંહને કહ્યું, "ગામ આખું અકાલી આંદોલનની તરફેણમાં છે વળી મારા બે ત્રણ ભાઈબંધો છે. આપણે ગામમાં જઈને રાત રહીએ. જ્યારે આટલી સગવડ છે ત્યારે નકામાં ખેતરમાં રાત શું કામ વીતાવવી?" આમ કહીને ધન્નાસિંહને તે મનનહાના નામના ગામમાં લઈ આવ્યો ને એને ઘેરે બેસાડી કહ્યું કે હું હમણાં જ ભરી તૈયારી કરીને આવું છું એ પછી કર્મસિંહ નામના એક ગામડિયાને ત્યાં એ લોકોને ઢોરના વાડામાં ખુલ્લા ફળિયામાં બે ખાટ ઉપર પથારી કરી બન્ને જણ સૂતા. ધન્નાસિંહને તો કશો જ વહેમ ન હતો. ઘણા દિવસનો થાકેલોપાકેલો એટલે પથારીમાં પડતા જ તેને ઊંઘ આવી ગઈ

નક્કી કર્યા મુજબ બરાબર મધરાતનો ગજર ભાંગ્યો એ વખતે પોલીસના માણસોએ આવીને કર્મસિંહના વાડાને ઘેરી લીધો પોલીસના માણસોને આવતા જોઇ જ્વાલાસિંહ ત્યાંથી ધીમેથી સરકી ગયો આ ભરી હલચલ થતા જ ધન્નાસિંહ પણ જાગી ગયા ને ખાટ ઉપરથી ઉતરી જ્વાલાસિંહ જે રસ્તેથી નાસી ગયો તે રસ્તેથી તેણે પણ નાસવાની કોશિશ કરી. પણ ત્યાં ખુણામાં જ ગુલ્જારસિંહ હાથમાં લાકડી લઈ સંતાઇને ઊભો હતો સામેથી પોલીસને આવતા જોઇ ધન્નાસિંહે આત્મરક્ષા માટે તુરત જ કમરેથી રિવોલ્વર કાઢવા હાથ મૂક્યો. પણ હજી એ રિવોલ્વર કાઢે એ પહેલા જ ખુણા ઉપર સંતાઇને ઊભેલા ફોજદાર ગુલજારસિંહે તેના ઉપર લાકડીનો ફટકો માર્યો. આ અચાનક ફટકાથી તે એકદમ જમીન ઉપર પડી ગયા. એટલામાં ચારે બાજુથી પોલીસો છૂટયા અને તેના ઉપર ઢગનો થઇ પડયા. ધન્નાસિંહે આ માંથી છૂટવા કોઈને લાત, કોઈને મુક્કા વગેરે માર્યા પણ પોલીસો ઘણા હતા અને પોતે એકલો હતો એટલે છેવટે પોલીસો ફાવ્યા અને તેને જીવતો ઝાલી લીધો તુરત જ એના ગળામાં દોરડું અને હાથમાં હાથકડી નાખી દીધી. પોલીસ અફસરોના હર્ષનો પાર ન હતો. તેમના મનમાં હતું કે બબ્બર અકાલી આંદોલન અંગે હવે

અગત્યની બાતમી આ માણસ પાસેથી મેળવી શકાશે.

આ બાજુ ધન્નાસિંહના મનમાં બીજા જ વિચાર ઘોળાઇ રહ્યા હતા. તેને પોલીસના મારની ત્રાસની, રીબામણીની કંઇ જ પડી ન હતી. પણ ઘવાયને પાંજરે પુરાયેલા સિંહ જે સ્થિતિ અનુભવે એ સ્થિતિ ધન્નાસિંહની હતી. એક તો પોતે સાથીદારના દગાથી આ રીતે જીવતો પકડાયો એ અપમાન તેને શૂળની જેમ ખટકતું હતું. તેમાં પોતે પ્રતિજ્ઞા કરી હતી કે મારા શરીરના ભલે ટુકડા થઇ જાય પણ હું પોલીસના હાથમાં કદી જીવતો નહિ પકડાઉં તે પ્રતિજ્ઞા પૂરી ન થઇ શકી તેનું દુઃખ લાગ્યું. અધૂરામાં પૂરું પોલીસ અમલદારો તેની મશ્કરી કરવા લાગ્યા તેણે બળતામાં ઘી હોમ્યું.

ધન્નાસિંહે ક્ષણવારમાં જ બધો વિચાર કરી લીધો ને પોતાની પ્રતિજ્ઞા ચરિતાર્થ કરવા શું કરવું એ મન સાથે નક્કી કરી લીધું. એના હાથમાં હાથકડી હતી. ચારે બાજુ પોલીસો ઘેરો વળીને ઊભા હતા એ સ્થિતિમાં તેણે હાથકડીવાળા હાથે જ કમરમાં કોણીથી એક ઝટકો માર્યો. ઝટકો મારતાં જ કમરમાં ગુપ્ત રીતે રાખેલ એક ભયંકર બોંબ ફાટયો. દિવાળીના દિવસોમાં જેમ બંબોટિયો ફાટે ને એના ચુંથા થઇ જાય તેમ બોંબ ફાટતાં જ ધન્નાસિંહના શરીરના ફુરચે ફુરચા ઉડી ગયા. તે જ્યાં બેઠો હતો ત્યાં જ લોહી માંસ અને હાડકાનો ઢગલો થઇ ગયો. એની સાથે જ બીજા પાંચ સિપાહીઓના પણ ફુરચા ઉડી ગયા. બીજા ત્રણ જણ ભયંકર રીતે ઘવાયા તેમાં ગોરો પોલીસ અફસર હાર્ટન પણ હતો. ઘવાયેલા ત્રણ જણને તુરત જ હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાં મિ. હાર્ટનનું તેમજ એક બીજા સિપાહીનું મૃત્યુ થયું. આ રીતે દુશ્મનના હાથમાં પકડા છતા ધન્નાસિંહે વીરતાથી છેવટ સુધી દુશ્મનોને લડાઈ આપી અને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી શહીદીને વર્યા.

*

# મધુર વાણી બોલીએ

એક સરદાર જ્યોતિષી પાસે ભવિષ્ય પૂછવા ગયો. જ્યોતિષી મહારાજ સત્યવકતા હતા. સ્પષ્ટવકતા પણ તે પૂરા હતા. તેમણે સરદારનો હાથ જોઇ કહ્યું :

" તમારા મરતા પહેલાં જ તમારાં સર્વ સગાં મરી જશે. "

એ સાંભળી સરદાર ખૂબ ગુસ્સે થયો. પણ ક્ષત્રિયને બ્રહ્મહત્યા ન શોભે. તેથી તે ગુસ્સો પી ગયો. ને ગમ ખાઇ બીજા જ્યોતિષી પાસે ગયો.

આ જ્યોતિષી બુદ્ધિમાન હતો. તેણે હસ્તરેખા વાંચી કહ્યું: " સરદારજી! આપ નસીબદાર છો. તમારું આયુષ્ય ઘણું લાંબું છે. ઓછામાં ઓછા નવ દશકા જીવવાનું તો તમારા ભાગ્યમાં લખાયેલું છે."

બંને જ્યોતિષીના કહેવાનો ભાવ એક જ હતો. પણ ભાષા અલગ અલગ હતી.

માટે જ શાસ્ત્રોમાં સાચું પણ પ્રિય બોલવાની આજ્ઞા છે.

ખરેખર, જેવી ભાષા તેવી અસર. – વિનોબાજી

# પ્રેરણાની પરબ

વિનોબાજી

## મમતા તો માતાની

એક માતાને ૭ દીકરા હતા.

સૌ દીકરા એક દિવસ રમવા ગયા. રમતાં રમતાં એક જંગલમાં ખોવાઈ ગયો.

માતા ખૂબ દુ:ખી થઈ. દીકરાને શોધી કાઢ્યા વિના તેને ચેન પડે તેમ નહોતું.

તે પોતે શોધવા નીકળી પડી અને પાંચેય દીકરાને પણ શોધવા મોકલ્યા.

સૌએ ખૂબ શોધ કરી. પણ તે ન મળ્યો. તેથી મા રાત-દિવસ રડી રડીને વિતાવવા લાગી. માનું દુઃખ જોઈ દીકરા ફરી શોધમાં નીકળી પડ્યા.

ઘણી શોધને અંતે ભાઈ મળ્યો.

ખોવાયેલો દીકરો મળતાં માને ખૂબ ખુશી થઈ.

માની એ પ્રસન્નતા જોઈ પાંચેય પુત્રોએ પૂછ્યું : "મા! જ્યારે અમે પાંચ દીકરા તારી પાસે હતા ત્યારે તું આટલી પ્રસન્ન નહોતી દેખાતી જેટલી ખોવાએલો એક બેટો મળતાં અત્યારે તું દેખાય છે! તો તું પણ શું પક્ષપાત કરે છે?"

"દીકરાઓ! આમાં પક્ષપાત નથી. એ તો માની મમતાની વાત છે, માના દિલની વાત છે. તમે અત્યારે માનું દિલ ઓળખતા નથી માટે પક્ષપાતની વાત કરો છો.

"તમે પાંચેય માની પાસે હતા ત્યારે સુખી હતા. પણ જે મારી પાસે નહોતો તે દુઃખી હતો. માને મગરના માછલીની જેમ તે તડપતો દેખે. તેનું તે દુઃખ દૂર કર્યા વિના માને ચેન કેમ પડે?"

અંતરની ઊંડી લાગણીનો સંબંધ હોય ત્યાં દલીલ માટે જગ્યા રહેતી નથી.

## લાત ખાવાની આઝાદી

એક અમીર ખૂબ ખાઉધરો હતો. આખો દિવસ ખાધા કરતો. જેમ જેમ ખાતો ગયો તેમ રોગ વધતો ગયો અને દવાની બાટલીઓ પણ સાથે સાથે વધતી ચાલી.

આખરે તે દવા પીને ખૂબ કંટાળ્યો. કંઈ સૂઝ પડતી નહોતી. ત્યારે એક વૃદ્ધે ઉપાય બતાવ્યો :

"ભાઈ, ખેતરમાં જાઓ, ખુલ્લા શરીરે શ્રમ કરો. નખમાંય રોગ નહીં રહે."

અમીરે એ સલાહ માની. ખેતરમાં શ્રમ કરવો શરૂ કરી દીધો. થોડા દિવસમાં જ તેનું શરીર નિરોગી થઈ ગયું. શરીર શક્તિશાળી અને ચહેરો તેજસ્વી બની ગયો.

બસ હવે જે કોઈને દવા ખાતા દેખે તેને પોતાની અનુભવસિદ્ધ આરોગ્યસાધના બતાવવા લાગ્યો. શીશીઓ છોડીને શ્રમ કરવાની શિખામણ આપવા લાગ્યો.

ત્યારે લોકો ટોણા મારવા લાગ્યા : "બંદા તો શક્તિવર્ધક દવાની બાટલીઓ પીને મસ્ત બન્યા છે અને અમને ના પાડે છે"।

જગત આવું છે. થોડા શાણા જ બીજાના અનુભવનો બોધપાઠ લે છે. મોટાભાગના લોકોને તો સ્વાનુભવની ઠોકરો કે લાતો જ જોઈએ.

આનું નામ છે-ઠોકરો ખાવાની આઝાદી.

## ચોરી કરવા આવ્યો, સાધુ બનીને ગયો

ગામની ચારે બાજુ લીલાંછમ ખેતરો લહેરાતાં હતાં. મબલખ અન્ન પાકતું હતું. ફળ–ઝાડની વાડીઓ હતી. કેળાં અને કેરીનો પાક તો તે ગામની ખાસ વિશિષ્ટતા હતી. ઘેર ઘેર દશવીશ શેર દૂધ દેનારી ભેંસો હતી. કોઠારો અન્નથી ભરપૂર હતા. શેરડીનો પાક લહેરાતો હતો.

એવા એ ગામમાં મધરાતે એક ચોર જઈ ચડ્યો. તે ઘણાં ઘણાં ઘરમાં ઘૂસ્યો પણ દમડી હાથ ન લાગી. સર્વને ત્યાં અન્ન, દૂધ અને ફળો પડ્યાં હતાં.

ચોરે વિચાર્યું : "અહીંથી લઈ જવા લાયક તો કશું નથી મળવાનું તો લાવને પેટ ભરી ખાઈ લઉં."

એમ વિચારી તે ખાવા લાગ્યો.

અવાજ સાંભળી ગૃહિણી જાગી. તેના મનમાં

ચોરીની કલ્પનાય ન આવી. તેણે તો તેને અજાણ્યો મહેમાન માન્યો. ને ઘરમાં જે કાંઇ સારું ખાવાનું હતું તે લાવીને પીરસતાં બોલી :

"અરે ભાઇ, આમ મધરાતે એકલા કેમ આવ્યા? ઘરના સૌને લઇને દિવસે સાથે આવ્યા હોત તો સૌ સાથે જમત તો અમને અપાર આનંદ થાત. અમારે ત્યાં અન્ન કે ઘી-દૂધની જરાય ખોટ નથી." એમ કહી તે ઘરમાં ગઈ ને સુંદર સ્વાદિષ્ટ કેરીઓ લઇ આવી. ને પ્રેમથી પરોણાને ખવડાવવા લાગી.

ગામની અન્ન-દૂધ વર્ધન પ્રધાન સંસ્કૃતિમાં બિચારો ચોરી કરવા આવ્યો હતો, પણ સાધુ બનીને ગયો. બહેનના પ્રેમથી ગામનો ભક્ત બની ગયો!

જ્યારે આપણું અર્થતંત્ર ધન-પ્રધાન નહીં પણ અન્ન-દૂધ વર્ધન-પ્રધાન બનશે ત્યારે ચોર ચોરી નહીં કરી શકે. શ્રમ પ્રધાન સંસ્કૃતિમાં જ જનતાનાં દિલ એવાં દિલાવર બની શકે.

અન્ન-દૂધ-પ્રધાન અર્થતંત્ર થતું જશે તેમ તેમ ચોરી, લૂંટ અને કલેશ ઘટશે.

જરૂર છે એ માર્ગે મક્કમ ડગલાં ભરવાની.

## દૃષ્ટિ મંગળ તો સર્વ મંગળ

એક માણસને પોતાનું ઘર અમંગળ લાગ્યું.

તે ઘર છોડી ગામમાં ગયો. તો ગામ ગંદું લાગ્યું.

તે જંગલમાં જઈ એક વિશાળ વૃક્ષની છાયામાં બેઠો. 'હાશ અહીં ઠીક છે' એમ સાંત્વન લેતો હતો ત્યાં ઊપરથી એક કાગડે વિષ્ટા કરી, બરાબર તે માથા પર પડી.

"અરે! આ જંગલ પણ અમંગળ છે." એમ કહી તે નદીના પવિત્ર નીરમાં આવી ઊભો.

પણ ત્યાં નાની માછલીઓને મોટી માછલીઓ ગળી જતી જોઇ. તેથી તે ત્યાંથી પણ ભાગ્યો.

તેને સર્વત્ર અમંગળ દેખાતું હતું. તેથી તેણે આખરે મરવાનો વિચાર કર્યો. સ્મશાનમાં જઇ ચિતા ખડકવા લાગ્યો. પણ અમંગળ દૃષ્ટિ માનવીને સર્વત્ર ફજેતો જ કરે છે ને!

પાસે કાંઈ મડદું કે માણસ ન જોતા એક ભલા માણસે તેને પૂછ્યું: "કેમ ભાઈ કોને બાળવાની તૈયારી ચાલે છે?"

"મારી જાતને."

"કેમ ભાઈ, આપઘાત કરવા તૈયાર થઇ ગયા છો?"

"અરે, આ જગત જ અમંગળ છે. તો શું કરું?"

"અરે ભાઇ, તો તો તારા દેહ બાળવાનું જ બંધ રાખ."

"કેમ એમ કહો છો?"

"જોને ભાઇ, એક વાળ બળે તો પણ કેટલી બધી દુર્ગંધ ફેલાય છે? તો આટલા મોટા તારા દેહની ચરબી ચરર ચરર બળવાથી તો કેટલી બધી દુર્ગંધ ફેલાશે? અમે પણ પાસે રહીએ છીએ. એ દુર્ગંધ કેમ સહી શકીશું?"

"અરે! તો તો આ જગતમાં નથી જીવવાની સગવડ કે નથી મરવાની જગ્યા. હાય! ક્યાં જાઉં? શું કરું?" પેલો માણસ બોલ્યો.

## આઝાદીનું એકમાત્ર રહસ્ય

એક રાક્ષસ હતો. ભારે તમોગુણી હતો. તમોગુણી એવા હોય છે. એટલે રાક્ષસે પોતાનું કામ કરાવવા એક માણસને ગુલામ પકડયો.

રાક્ષસ તેની પાસે ખૂબ કામ લેતો હતો. દિનરાત કામમાં જોતરી રાખતો હતો.

રાતદિવસ કામ કરતાં માણસ થાકતો, તેને થોડો આરામ કરવા બેઠેલો દેખતો કે રાક્ષસ બરાડતો.

"અરે! બેઠો છે કેમ? કામ કર, નહીં તો ખાઇ જઇશ."

રાતદિવસ કામ કરવા છતાંય ખાઇ જવાની ધમકી!

ધમકી સાંભળી માણસ કંટાળી ગયો. ડરનો માર્યો શરીરે કંતાઇ ગયો. તેણે વિચાર્યું, "આખરે એક દિવસ તો મરવાનું જ છે. તો આમ શાને

ક્ષણે અને કણે કણે શા માટે મરણુ ને શરણુ થાઉં !"

તેણે રાક્ષસને સંભળાવી દીધું - "અરે ! દરરોજ ખાઈ જઈશ, ખાઈ જઈશ કહે છે તો લે ખાઈ જા. આ લીલો." એમ કહી તે રાક્ષસ સામે રૂઆબથી છાતી કાઢી ઊભો રહ્યો.

રાક્ષસ તેને ખાઈ જવા માગતો નહોતો. પણ ધમકીથી કામ કરાવવા માગતો હતો. ખાય જાય તો કામ કોણ કરે ? તેથી રાક્ષસ તો ચૂપ થઈ ગયો. તેણે જરા નરમાશથી કહ્યું:

"અરે ! એમ નારાજ શા માટે થાય છે થાકી ગયો હોય તો જા આરામ કર."

માણસ સમજ્યો કે આ ખરી તક છે, જરાય ડરીશ તો સેતાન શિર પર સવાર થઈ જશે. તેથી તેણે બેધડક કહ્યું: "ના, મારે હવે કામ જ નથી કરવું. લે મને ખાવો હોય તો ખાઈ જા"

ડર ગયો કે સેતાની ધમકી ગઈ. બધા સંકટ દૂર થયા.

મરણનો ભય ગયો કે માનવી આઝાદ થયે માનવો.

[ સં. હરિભાઈ છો. પટેલ.

*

## પરિભ્રમણ

[ પાન ૮ થી ચાલુ ]

## પ્રકીર્ણ

ભારત પાકિસ્તાન વચ્ચેની પ્રધાનકક્ષાની પ્રથમ બેઠક લગભગ નિષ્ફળ ગઈ છે તેમ કહી શકાય. પાકિસ્તાનની ટીમમાં જનાબ ભૂટ્ટો અગ્રભાગ હતા અને કાશ્મીરનો પ્રશ્ન સર્વસ્વ ને તેમનો હઠાગ્રહ જોતા મંત્રણાઓ આગળ વધી શકી નહિ હવે પછીની બેઠક નવી દિલ્હી ખાતે ચાલુ માસ દરમ્યાન યોજાશે.

આનાથી ઊલટું, ભારત અને જાપાન વચ્ચેની પ્રથમ ઉચ્ચ કક્ષાની વિચાર વિનિમય મંત્રણા ઠીક સફળ થઈ. દુનિયા સમક્ષના તમામ રાજદ્વારી પ્રશ્નો ઉપર બે દેશના વિચારો વચ્ચેનું અંતર બહુ નથી. આવી બેઠક યોજવાથી બે દેશો ઘણા નજીક આવી શકે છે. પંડિત નહેરુ જાપાન ગયા ત્યારે તેમની અતિ પૂજા થઈ હતી હવે પછીની આવી બેઠક ટોકિયો ખાતે વર્ષાન્તે મળશે.

પશ્ચિમ બંગાળના નાદિયા જીલ્લામાં પરિસ્થિતિ કાબૂ બહાર ગઈ છે અને સરકારી મિલકત તેમ જાહેર મિલકતો પર હુમલાઓ થાય છે વળી આ અને લૂંટફાટના બનાવો પણ બન્યા છે ખાસ કરી કૃષ્ણનગર, શાંતિપુર અને રાણાઘાટ ખાતે મામલો બેકાબૂ બન્યો છે, ત્રણ પોલીસનાં મૃત્યુ થયા અને લશ્કર બોલાવવું પડયું છે. અનાજના પ્રશ્ન લોકલાગણી ઉશ્કેરી વિદ્યાર્થીઓ મારફત ઉદ્દામ વાદીઓ આ કરાવી રહ્યા છે. આ રાહ સાચો નથી

બર્માના જનરલ ને-વિન ભારતની શુભેચ્છ મુલાકાતે આવી ગયા. આ નિયમનુ પુરુષ નિયમિ રીતે ભારતની રાજધાનીમાં આવીને આતિથ્ય તાજી કરી જાય છે જો કે આ મુલાકાત શાસ્ત્રી ત્યાં ગયા, અને આમંત્રણ આપેલું તેના જવાબ હતી. ચીન અને ભારત વચ્ચે બર્મા એક 'બફર રાજ્ય છે. અને તેની પોતાની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી છે.

*

છતી આંખે ઘણું જોયા છતાં જોયુ નથી જગમાં
નજરની આંધળા વિણ બીજે અંધાર શું હોય ? અનિલ

*

# અન્ન સમો નહિ દેવતા

કાલિદાસ પંડિત

આફતાબના ઓસાતા ઓજસ પણ વસુંધરાને સોનેરી પ્રકાશમાં જતાં જતાંય ઝગમગી રૂપ દેતા જાય છે તે ટાંકણે સોરઠના હાલાર વિભાગના મોરાણા નામે ગામના પાદરમાં શિવાલય પડખેના નાના આવાસમાં પુજારી અને તેનાં પત્ની હળવેથી વાતો કરી રહ્યાં છે.

'તમારે હવે વિચાર કરવો ઘટે.'

'શાનો ?' પુરૂષ જવાબ વાળતો હતો.

'આ કાનડગરના કાંઇ વાવડ નથી પાંચ પાંચ વરસ થીયાં. દીકરી જુવાન થઈ છે.'

'હા. ઇ વાત તો સાચી.'

'બસ તો આપણી નાતમાં ક્યાં મૂરતિયાનો તૂટો છે બીજે વેવિશાળ કરી દઈ. એ ભભૂત ચોળી ફરવા માંડનારનો ભરોસો શું ? મારી રૂપરૂપના અંબાર સમી દીકરીનો ભવ મારે નથી બગાડવો !'

'ભલે ઇ સગપણ ફોક કરી બીજે પરણાવીએ.'

'હા, ને ઝટ કરો. કાલે જ ક્યાંક જાઓ ને ઠેકાણું નક્કી કરી આવો.'

'હે શંકર !' કરી પુરુષ પૂજા કરવા ગોઠયો કે સ્ત્રી પાસે કોક હળવેથી આવી બેસી ગયું.

'કેમ બેટા !'

'તમે વાત કરતા હતાં એ મેં બધી યે સાંભળી છે માડી.'

'તે તારા બાપને મેં એ સારૂ જ કાલ બહારગામ જવા કહ્યું છે.'

'પણ એમ નથી કરવું"

'કેમ ?'

'મેં જેની ચૂંદડી ઓઢી, જેની ચૂડીઓ પહેરી ને ચાંદલો કર્યો, એ હવે આખો અવતારેય ન આવે તો કાંઇ નહિ. એજ મારો જીવનસંગાથી મા ! ભલે વિવાહ ન થયો હોય, હિંદુ કન્યાનું વાગ્દાન એ ભવોભવનો વિવાહ જ છે. મારા બાપને ના કહી દેજો !

'વાનુ થાય વાલબાઈ ! બાકી તો થાવાનું હોય એમજ થાય.'

'ના માડી, એવી વાતેય ફરી વાર કરશો મા નીકર...'

ને વાલબાઇના મોં પરની રેખાઓ દૃઢ બની આંખોમાં તેજ તરવરી આવ્યું. માએ એ જોયું ને વિચાર્યું કે દીકરી સાચી વાત કરે છે. સગપણ ફોક નહિ થાય.

'કાંઇ નહિ બાપા, વાલબાઇ કાંઇ નહિ, તારી વાત રહી હું કે એમ. અમારે શું !'

દીકરીને ધરપત આપી મા ઊઠી.

એ પછી કદીએ માબાપે સગપણ રદ કરવા વાત ન ઉચ્ચારી.

આમ ને આમ બીજા પાંચ વરસ ગયાને વાલબાઇના એ બાપુ મધુવનને ખબર થયા કે, બંગાળાના સંત અજીત ભારતી સાથે બંગાળા ગયેલ તમારા જમાઈ પાછા આવ્યા છે ને ઝીંઝુડામાં જગ્યા સ્થાપી રહ્યા છે.

મધુવન ગોસાંઈ ઝીંઝુડા ગયા. નવલખી બંદરથી આથમણી દશ્યે દરિયાકાંઠા પર આવેલ આ ગામે મધુવન જમાઇ પાસે આવ્યા.

કાનડગરને તો આ સગપણ ટક્યું હશે તેવી શ્રદ્ધા ન હતી. પણ સાંભળીને તો એ હેરત પામી ગયો.

મધુવન સાથે વિવાહનો દિવસ નક્કી થયો ને વાલબાઇ પરણીને ઝીંઝુડા આવ્યાં.

સ્વામીની મઢુલીએ તો ગાયોના જતન, ભક્તિનો પ્રવાહ અને અન્નદાનનું ઝરણું વહેતું હતું.

અનાજ વગર આજની જેમ તડપતા દેશવાસીઓને સદનસીબે તે કાળે 'અન્ન સમો નહિ દેવતા' ના ગાન ગાનારા—અન્નદાનને જીવનકાર્ય ગણનારા જાત જોગંદરો આ ધરતીના ગામે ગામ હતા.

વાલબાઇ સ્વામીનાં આ ધર્મકાર્યમાં સહભાગી બન્યાં પણ અચાનક થોડી માંદગીથી માત્ર તેત્રીસ વરસની ઉંમરે કાનડગર મૃત્યુ પામ્યા.

વાલબાઇએ સ્વામીના અવસાન પછી શરીર પર ગેરૂઆ વસ્ત્રો પહેરી કપાળે ભસ્મ લગાવી દીધી.

માનવો આખર આ ભસ્મમાં જ ભળવાના છે અને આથી જ માનવ દેહ પરાયા કાજે છે એ સતત યાદ જાણે એમનું ભસ્મયુક્ત લલાટ બધાને દેતું હતું.

એ સાચા અર્થમા અર્ધાંગના બન્યા. સ્વામીનું અન્નદાનનુ કામ એમણે મંદ પડવા ન દીધું. અભ્યાગતો માટે એ પ્રથમના જેમજ રોટલા જાતે ટીપવા બેસતા.

થોડો જ સમય ગયો ને સંવત ૧૯૫૬નો રાષ્ટ્ર વ્યાપી કારમો દુકાળ પડયો સદાય અનાજની ખેંચ અનુભવતા સૌરાષ્ટ્રવાસીઓને આ દુકાળ સાક્ષાત મરણ સમો હતો. નાણા દેનાર મળતા પણ અનાજ આપનાર તે વખતે જવલ્લે જ હતા.

વાલબાઇએ આ જોયુ ને જગ્યામા આવનારા અભ્યાગતો માટે આ દુકાળમા બાર બાર મહિના રોટલા પૂરા પાડવા એમણે હામ ભીડી.

એ નારી ગાડુ જોડાવી બહાર નીકળી. ભેળા એકતારો, મંજીરા ને સાધુસમાજ લીધો. એ કાળે નવલખી બંદર ન હતુ પણ શ્રીમદ રાજચંદ્રનું જન્મસ્થાન વવાણિયા ધીખતું બંદર. વવાણિયામા માતબર વેપારીઓ વસે વાણિયા, લુહાણા ને ભાટિયા.

વાલબાઇ વવાણિયા આવ્યા. શાહુકારોને વિનતી કરી, 'જગા સારૂ ધન નહિ, અનાજ આપો'

વવાણિયામા અનાજની મોટી મોટી વખારો હતી. ઇરાન, અરબસ્તાન, જાવા, સુમાત્રા ને ભારતના અન્ય દરિયાકાંઠાના બંદરો જોડે વેપાર કરતા વેપારીઓને આ અનાજ આપવુ કઠણુ ન હતું

વવાણિયામાથી છ મહિના ચાલે તેટલું અનાજ ઝીંઝુડા પહોંચાડયુ.

ત્યાથી જોડીઆ ગયા.

જોડીઆ પણ એ કાળે ધીખતું બંદર. ત્યા પણ માતબર વેપારીઓ.

વાલબાઇએ સાધુ સમાજ સાથે ત્યાં જઇ ભૂખ્યા-ઓ સારૂ અનાજની રેલ નાખી.

ત્યાથી પણ ઠીક પ્રમાણમા અનાજ મળ્યુ

વાલબાઈ પાછા આશ્રમે આવ્યા.

પણ જગ્યામાં રોજબરોજ એટલા તો બુભુક્ષિતો ઊભરાવા માંડયા કે તેમના રોટલા માટે લોટ પૂરો જ ના પડે.

ઘાણધા તે વખતે પથરની ખાણો માટે મશહૂર. વાલબાઇએ ઘાણધાથી પથર સાથે સલાટોને ઝીંઝુડા બોલાવ્યા ને બે બળદથી ફરે તેવી મોટી ઘંટી બનાવી જેમા કલાકે પાંચ મણ અનાજ પીસાતું.

પુરા એક વરસ આ ઘંટી ફરતી રહી. લોટ પીસાતો રહ્યો ને ભૂખ્યાઓને એ લોટમાથી જાતે રોટલા બનાવી વાલબાઈ જમાડતા રહ્યા સ્વામીનો અધૂરો અન્નદાનનો મહાયજ્ઞ અર્ધાંગિની તરીકે એ જાણે પૂરો કરતાં હતા

છપ્પનની આખી સાલ ભૂખ્યાંઓની દુવા એમણે મેળવી

એ પછી એઓ જાત્રાએ નીકળ્યા, પણ સ્થાનમા નિત્ય ભોજન લેવા આવનારા સાચા તીર્થરૂપ ભૂખ્યાઓ માટે એ ભરપૂર અનાજ મૂકતા ગયા ને આ વ્યવસ્થા એક બાઇને સોંપતા ગયા.

છ મહિને જાત્રા કરી પાછા વળ્યા ત્યારે એમણે જોયુ તો અનાજ લગભગ જેમનું તેમ હતું. વ્યવસ્થાપકબાઇને બોલાવી પૂછ્યુ

'કેમ અનાજ બીજે ક્યાયથી આવ્યુ હતુ ?'

'ના'

'તો ઘટયુ કેમ નથી ? અભ્યાગતો નહોતા આવતા ?'

'આવતાં'તા પણ હું એ બધાને એક દિવસ પછી બીજે જ દિવસ રજા આપી દેતી હતી'

સાભળી વાલબાઇને ભારે દુઃખ થયું. એને થયું કે ઇશ્વરરૂપ આ માનવોની સેવા જે ચડિયાતી છે તે મૂકી બીજે ગઇ તે મારો જ આ દોષ છે. આ ભૂલ અક્ષમ્ય છે ઇશ્વર મને માફ નહિ કરે.

આ દોષ ટાળવા એમણે આવેલુઓને મહિના મહિના પર્યંત રોકી રોકી મીઠા ભોજનો ખવડા યા

સંવત ૧૯૭૭મા સંત વાલબાઈ કાળધર્મને પામ્યા.

જામનગર જિલ્લાના જોડીઆ તાલુકાનુ એ ઝીંઝુડા ગામમા આજ એ કાનડગર-વાલબાઇનુ સ્થાન હયાત છે ને સંવત ૧૯૫૬ના દુકાળમા-દુકાળિયાઓ માટે લોટ પીસવા બન વેલ બળદથી ફરતી ઘંટી પણ હાલ ત્યા મોજૂદ છે

# અજ્ઞાનનો શોક

સત્યાનંદ

ભગવાન બુદ્ધની ધર્મપતાકા સઘળે ફરકવા લાગી હતી. સવાર પડતાં જ સેંકડો ભિખ્ખુઓ ગામડાં અને શહેરોમાં બુદ્ધનો સંદેશો ફેલાવવા નીકળી પડતા હતા. પુરતરકિયા ધર્મને ઠેકાણે બધે જ મનુષ્યધર્મનું સન્માન થવા લાગ્યું હતું. બધા લોકો ધીમે ધીમે સમજવા લાગ્યા હતા કે દુઃખ અને અશાંતિનું મૂળ કારણ અજ્ઞાન છે.

આ વખતમાં, કાશી નગરીમાં ભિખ્ખુ વગૌતમ ભિક્ષા લેવા નીકળ્યા હતા. બધા જ ઘરેથી એમને ભિક્ષા મળી. પણ એક ઘરથી કશો જ ઉત્તર ન મળ્યો. ત્યાં સ્મશાન જેવી શાન્તિ હતી. ઓટલા ઉપર એક આધેડ માણસ વિષાદ અને નિરાશાની મૂર્તિ બનીને બેઠો હતો. ભિખ્ખુનું હૃદય ભરાઈ આવ્યુ. પ્રેમથી એને પૂછ્યું :

'ભાઇ ભગવાન બુદ્ધનો સંદેશ તેં નથી સાંભળ્યો શુ ? માણસથી મોટું કાંઇ જ નથી. એવું શું થયું છે કે તમે આટલા દુખી જણાઓ છો ?'

'જાઓ ભિખ્ખુ' તમે અમારા દુઃખોની કલ્પના પણ કઇ રીતે કરી શકો ? આજે મેં મારું સઘળું જ ધન ગુમાવ્યું. જે શાહુકારને ત્યાં રાખ્યું હતું તે હવે દેવાનો જ ઇન્કાર કરે છે.'

'ત્યારે તમારી પાસે ખાવા ય કાંઇ નહિ બચ્યું હોય !' ભિખ્ખુએ હસીને પૂછ્યુ.

'ખાવા સારુ તો છે.'

'તો પછી પહેરવા કપડાં નહિ હોય ?'

'ના, કપડા તો છે - આ ચાર પેટી ભરી પડી !'

'તો તો પછી રહેવા ઘર નહિ બચ્યુ હોય ?'

ભગવાનની કૃપાથી પેલું મોટું ઘર છે તે મારું છે.' - આંગળી ચીંધીને ઘર બતાવતા તેણે કહ્યુ.

ભિખ્ખુનું મો હસી ઊઠયું. 'તો ભાઇ, તારે જે વસ્તુનો શોક છે તે વસ્તુ તો નિરાળી જ લાગે છે. જે ધન તેં શાહુકારને ત્યાં રાખ્યું હતું, તે હજુ સુધી ત્યાં જ રાખ્યુ છે. તે તો રાખવાનું જ હતું તે રાખ્યું પડયું છે. ચાહે જ્યાં પણ હોય ! તારા ઉપયોગમાં તો તે આવતું નહોતું, તેથી તેનું હોવું ન હોવું તારા માટે કોઇ મહત્ત્વનું નહોતું જ. તો પછી તેના જવાથી તારું શું ગયું ? તારે તો તારા આ અજ્ઞાનનો શોક કરવો જોઇએ.'

એ પછી ભિખ્ખુ એ પોતાની ઝોળીમાંથી બધી જ ભિક્ષા તેના આંગણામાં પ્રસારી દીધી અને પ્રસન્ન થઇને બીજા ઘર ભણી ચાલ્યા.

... ... ના સૌજન્યથી









## —ક્ષ મા પ ન—

છેલ્લા મહિનાઓથી 'વૈષ્ણવજન' નિયત સમયે પ્રગટ થઈ શકતું ન હોવાથી કેટલાક વાચકો તથા મિત્રોનો રોષ અમારા પર સારી રીતે ઉતર્યો છે.

પણ ...

જૂનાગઢથી રાજકોટ કાર્યાલય તથા પ્રેસ ખસેડવાની અગવડતાએ અમે સમયને ન પકડી શકયા, એનું દુ:ખ છે. બે મહિનાનો સંયુક્ત અંક બહાર પાડીને સમયનો ગાળો પૂરી શકાત પણ વર્ષમાં ૧૨ અંકો આપવાની અમારી લાલચે અમે એ ન કરી શકયા.

હવે ..

બધું ગોઠવાતું જાય છે. અમને આશા છે કે બે ત્રણ અંકો પછી અમે નિયમિત અંક આપને આપી શકીશું.

ત્યાં સુધી ..

વાચકો, મિત્રો અમારી આ ઢીલને નિભાવી લેશે તેવી આશા છે.



'હે નરોત્તમ; હે નરોત્તમ.' સંજોગવશાત્ પેલા ખેડૂતનું નામ પણ નરોત્તમ જ હતું. પરંતુ જાગીરદારના મનમાં આ દૂર આવતા અવાજે જુદી જ અસર ઉત્પન્ન કરી. એને તો થઈ આવ્યું કે મારો પ્રભુ મને ક્યારનો 'નરોત્તમ નરોત્તમ, કહીને બોલાવી રહ્યો છે, પણ હું તો આ બધી માયામાં ફસાઈ રહ્યો છું. તરત જ એને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એ તો બધું તજીને પ્રભુનો ભકત બની ગયો. આમ કોઈ બીજાનાં જ અવાજમાં એણે પ્રભુનો આદેશ સાંભળ્યો.

આવો એક બીજો સાચો પ્રસંગ મને યાદ આવે છે. એક પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ હતો. તે રાતે જુદે જુદે સ્થળે ચોકી કરતા સિપાઈઓની હાજરી લેવા સાયકલ પર બેસી નીકળતો હતો. ચોકી કરતા સિપાઈ પાસે જઈ સાદ પાડતો: 'રામચંદ્ર!' તરત જ પેલો સિપાઈ જવાબ આપતો. 'જી હાજર સા'બ!' પછી વળી આગળ જઈને સાદ પાડે 'મહાદેવ!' તરત જ બીજો સિપાઈ જવાબ આપતો 'જી હાજર સા'બ!'

આમ એ દરરોજ તપાસ કરવા નીકળે. એક દિવસે એ એક સિપાઈ પાસે જઈને બોલ્યો: 'બાલકૃષ્ણ!' પેલા સિપાઈએ જવાબ આપ્યો, 'જી હાજર સા'બ' અને આવું તો એ દરરોજ સાંભળતો, પણ આજે કોણ જાણે કેમ આ સવાલ અને જવાબે એના ઉપર જાદુઈ અસર કરી. એ તો એકદમ વિચારમાં પડી ગયો. તેને થયું મારો પ્રભુ પણ મારું નામ લઈને સાદ પાડી મારી હાજરી લઈ રહ્યો છે, પણ હું તો કોઈ જવાબ જ આપતો નથી! બસ એને તો વૈરાગ્ય ઉત્પન્ન થઈ ગયો. એણે તો બીજે દિવસે રાજીનામું આપી દીધું. મોટા અમલદારો એને ખૂબ સમજાવવા લાગ્યા. વધારે મોટી પદવી આપવાની લાલચેય આપવા લાગ્યા, પણ પ્રભુના આદેશ આગળ આ બધું તુચ્છ લાગ્યું. અને એ બધાનો ત્યાગ કરીને પ્રભુને જવાબ આપવા નીકળી પડયો.

બીજો એક પ્રસંગ પણ સાથે સાથે કહી દઉં. એક માણસ હતો. તેને ઇશ્વરમાં શ્રદ્ધા ન હતી. ઇશ્વરના અસ્તિત્વમાં પણ એ માનતો ન હતો. એક દિવસે એને ઇશ્વર પર એવી તો ચીડ ચડી કે એણે પોતાના ઘરમાં મોટા અક્ષરે લખ્યું 'God is nowhere'

પછી તો એ પરણ્યો. એને એક બાળક પણ થયું. છોકરો ધીમે ધીમે મોટો થવા લાગ્યો. એને નિશાળે મૂકયો. ધીમે ધીમે એ વાંચતા શીખ્યો. અને અક્ષરો વાંચતા આવડયું કે એના બાપુજી સાથે એ બહાર જાય, ત્યારે રસ્તા પર લગાડેલાં પાટિયાં પર લખેલાં અક્ષરો વાંચી એ કહે, 'બાપુ આ 'B' છે, 'બાપુ આ 'M' છે!' આમ પોતાનું અક્ષર જ્ઞાન વ્યકત કરવા લાગ્યો. ઘેર પણ કહે, 'બાપુ આ 'G' છે,' 'આ 'O' છે,' 'બાપું, આ 'D' છે.'

પછી તો એ શબ્દો પણ વાંચતાં શીખ્યો. એક દિવસે એ એના બાપુ પાસે આવીને કહેવા લાગ્યો: 'બાપુ, બાપુ, હવે તો મને વાંચતાં આવડી ગયું. આ સામે ભીંત પર શું લખ્યું છે એ વાંચું? 'God is now here'

આ સાંભળીને પેલો માણસ એકદમ ચમકી ગયો. એના બાળકે ઉચ્ચારેલા શબ્દોમાં એણે નવો જ ધ્વનિ સાંભળ્યો. બાળકે ભૂલમાં 'Nowhere' એ શબ્દ એક સાથે વાંચવાને બદલે 'Now here' એમ ભિન્ન શબ્દો વાંચ્યા. અને આમ એક શબ્દને બે શબ્દોમાં વિભકિત કરી વાંચવાથી આખા વાકયનો અર્થ જ ફરી ગયો. 'God is now here' (ઇશ્વર હમણાં અહીં છે) અને એ વાકયે પેલા માણસના મનમાં નવો જ તણખો મૂકયો. એ તો તરત જ પ્રભુને માનતો થઈ ગયો અને ખૂબ ભાવથી પ્રભુની ભક્તિ કરવા લાગ્યો.

આ જોઈને એના સ્વભાવ જાણનારા પૂછવા લાગ્યા: 'કયા ગુરુના પ્રતાપે તમારામાં આટલું

પરિવર્તન આવ્યું ?' ત્યારે આગળી ચીંધીને છોકરાને તે બતાવે અને જાણે કહેતો હોય : 'આ મારો છોકરો જ મારો ગુરુ છે!'

આમ ગુરુનાં દર્શન ક્યારે થાય છે એ કંઇ કોઈન પહેલાંથી સમજાતું નથી. અંગ્રેજીમાં કહેવત જેવું છે : 'If the disciple is ready, the master is at hand.' જો શિષ્ય તૈયાર હોય તો ગુરુ હાજરાહજૂર જ છે. એને શોધવા આમ તેમ જવાની જરૂર નથી. આપણે જો તૈયાર હોઇએ, આપણામાં એટલી તીવ્રતા હોય તો આપણને યોગ્ય માર્ગે દોરનાર ગુરુ મળી જાય છે. આપણામાં એવી તાલાવેલી તીવ્રપણે થતી હોવી જોઇએ, તો પ્રભુની આપણને ઝાંખી થાય, અને એના આદેશને પણ આપણે સમજી શકીએ.

## "માનવશરીર"

એક દિવસ ભગવાને ચંદ્રનું સ્મિત, ગુલાબની સુગંધ અને અમૃતની મધુરતાને એક સાથે મેળવી તેને એક માટીના ખોળિયામાં ભરી દીધાં. ખોળિયામાં ચમક આવી. દેવદૂતો તો આશ્ચર્યથી જોઈ જ રહ્યા. એકે પૂછ્યું તો ભગવાને કહ્યું, "મેં આ એક નવી ચીજ બનાવી છે. એનું નામ છે જીવન. દુનિયાની સર્વોત્તમ વસ્તુઓમાંથી એ બનાવ્યું છે" પણ વાતને વચમાંથી જ અટકાવતાં એક ઘરડા દેવદૂતે કહ્યું, "ધૃષ્ટતા માટે ક્ષમા કરજો પ્રભુ! દુનિયાની શ્રેષ્ટચીજોમાંથી આપે જીવનનું સર્જન કર્યું એની પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે, પરંતુ તમે એને માટીમાં કાં નાખ્યુ ? માટી તો સૌથી તુચ્છમાં તુચ્છ અને જડમાં જડ વસ્તુ છે!" એ સાંભળતા જ ભગવાનના હોઠો પર એક મધુર હાસ્ય વિલસી રહ્યું. હસીને ભગવાનને પેલા દેવદૂતને જવાબ આપતા કહ્યું "એજ તો જીવનનું રહસ્ય છે. માટીના શરીરમાં મેં સંસારનું બધું જ સુખ–સૌંદર્ય ઢાળી દીધું. છે જડમાં આનંદતું પરમચૈતન્ય પ્રગટાવ્યું છે; આ અમૂલ્ય સંયોગનો જે તે ઉપયોગ કરી શકે છે. શરીરને જ મહત્ત્વ આપનારો માટીની જડતાને ભોગવશે, અને આનંદ માણશે. પણ તે માટીના ઘર પેઠે ક્ષણિક હશે. એટલા માટે જીવનની દરેક ક્ષણ મૂલ્યવાન છે. જેટલું ઉંઘશે તેટલું ગુમાવશે.

ભગવાનના ખુલાસાથી ઘરડા દેવદૂતની શંકાનું તો સમાધાન થઈ ગયું, પરંતુ એક યુવાન દેવદૂત ની જિજ્ઞાસા શાંત ન થઈ. તેણે ભગવાનને પૂછયું, "પરંતુ ભગવાન? આપે પરમ સુખ–સૌંદર્ય આપનારી એ દુર્લભ ચીજો, ને જીવન જેવા જીવનને, માટીમાં કાં ઢાળ્યાં? સોના જેવી કિંમતી ધાતુમાં નહિ તો લોખંડમાંય ઢાળ્યાં હોત તો ?"

ભગવાને સૌમ્યભાવે કહ્યું "વત્સ! તું માટીના અવગુણો જ જુએ છે. ગુણો કાં નથી જોતો? તને ખબર છે ને કે માટીમાં જ અંકુર ફુટે છે? મેં શરીરને કર્મક્ષેત્ર બનાવ્યું છે એમાં કર્મોનો અંકુર ફુટશે, એ રીતે મેં મનુષ્યની ખેતી ખુદ એના પોતાના હાથમાં સોંપી છે. જેવું વાવે તેવું લણે.

બી. એમ. વૈદ

# અમૃત-કણ

રજનીશજી

## સત્ય

જેમ્સ લાવેલે કહ્યું છે : 'સત્યને હમેશાં શૂળી ઉપર લટકતું અને અસત્યને હમેશાં સિંહાસન પ્રાપ્ત કરતું જોવામાં આવે છે.' હું કહું છું કે આ વાત સાચી છે પણ પૂરેપૂરી નહીં, અધી' સાચી છે કારણ કે સત્ય શૂળી ઉપર લટકેલું હોવા છતાં પણ સિંહાસન ઉપર હોય છે અને અસત્ય સિંહાસન ઉપર બેઠું હોવા છતા એ શૂળી ઉપર લટકતું હોય છે.

## અહિંસા

અહિંસા એવા હૃદયમાં વાસ કરે છે જે, સારાયે જગતમાં ઉત્પન્ન થતા ફૂલોને સમાવી શકે એટલું વિશાળ હોય પણ એક પણ કાંટો સ્થાન પામી શકે એટલી એમા જગ્યા ન હોય.

## અપરિગ્રહ

'હું કોણ છું" એ ન જાણવામાંથી જ પરિગ્રહ પેદા થાય છે. અંદરની સંપત્તિનું જ્ઞાન થતાંની સાથે જ બાહ્ય સંપત્તિ વિપત્તિમા પરિણમતી હોય છે. જેની પાસે હીરા મોતી નથી હોતા એ જ કાંકરા વિણવામાં સમય બરબાદ કરી શકતા હોય છે.

## અજ્ઞાન

"અજ્ઞાનને છૂપાવવું હોય તો બીજા પાસેથી થોડું જ્ઞાન શીખી લો. પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો એ માર્ગ નથી. વસ્તુતઃ બીજાના જ્ઞાનથી જ્ઞાની બનવાની ચેષ્ટાથી બીજું કોઇ મોટું અજ્ઞાન નથી.

## ધર્મ

શું એ ઉચિત નથી કે તમારો ધર્મ તમારા ધર્મગ્રન્થોમાં અને ધર્મસ્થાનોમાં નહીં પણ તમારામા જ દેખાયા કરે ? એ પણ કેવળ તમારી વાણીમાં જ પ્રગટ થયા કરે તો એ અસત્ય છે. સત્યનું પ્રમાણ શબ્દ નહીં પણ કેવળ જીવન હોય છે. કાયલરે કહ્યું છે, દીપક બોલતો નથી, બળી જાણે છે.' ધર્મ પણ પોતાના જીવનમાં પ્રકાશે છે ત્યારે જ બોલતો થાય છે.

## આત્મ વિશ્વાસ

બીજા કોઇમાં શ્રદ્ધા રાખવાની વાત હું કરતો નથી. બીજામાં શ્રદ્ધા રાખીને ચાલવામાંથી જ સર્વ પ્રકારના પાખંડ પેદા થયા છે. વસ્તુતઃ કોઇએ કોઇનું અનુકરણ કરવાની જરૂર નથી, કારણ કે દરેક વ્યકિત બીજા જેવી થવા માટે નહીં પણ જાતે પ્રગટ થવા માટે નિર્માણ થઇ છે."



# પરિભ્રમણ

'આશુતોષ'

## ગોખલે શતાબ્દી

નવમી મે ૧૯૬૬ – ગોપાલકૃષ્ણ ગોખલેજીના જન્મદિને ૧૦૦ વર્ષ પૂરાં થયાં. દેશભરમાં રજા પાડીને તેની ઉજવણી થઇ. જે આદર્શો ખાતર ગોપાલકૃષ્ણ જીવ્યા અને મર્યા તેનું નામનિશાન ક્યાંય દેખાતું નથી. ગાંધીજીએ તેમને ગુરુ માન્યા હતા. અંગ્રેજો પણ ગોખલેની પ્રસંશા કરતાં થાકયા નથી. દેશ માટે મરી ફીટનાર સમાજ સ્થાપવાની તેમની નેમ હતી, અને 'સર્વન્ટસ ઓવ ઇન્ડિયા સોસાયટી' એ તેમનું સર્જન. આજે તો રડયાખડયા જૂના સભ્યો સિવાય તેને કોઇ યાદ કરતું નથી. પરીક્ષામાં પ્રશ્ન પૂછાય તો કદાચ જવાબ લખવા પુરતું આજના યુવાનને તેનું જ્ઞાન હશે. પણ ગોખલેજી એક ક્ષણ માટે સજીવન થાય અને આજના ભારતવાસીઓની હીન મનોદશા જુએ તો તેમના આત્માને કેટલી ગ્લાનિ થાય! જેના ઇતિહાસનું જ્ઞાન સિનેમાના નટનટીઓના અંગત જીવન પુરતું મર્યાદિત છે. અને જેનો એક માત્ર ધંધો હલકી કોટિના ચલચિત્રો જોવાનો છે તે આજનો યુવાન, ગોખલેજીની સંસ્થામાં સભ્ય થવા અને દેશ માટે ન્યોચ્છાવરી કરવા શપથ લેશે? આવી શતાબ્દીનું મહત્ત્વ કેટલું? ટપાલખાતાએ ગોખલેની સ્મૃતિમાં ટિકિટો કાઢી તેનું થોડું વેચાણ થશે. માસિકો તથા દૈનિકોને બે ચાર દિવસ માટે સામગ્રી મળી; કોઈ નેતાઓને ભાષણ કરવાનો મોકો મળી રહે; કદાચ સિનેમાના નિર્માતાઓ તેમનું ચલચિત્ર બનાવવાનું બીડું ઝડપે. તેમના જીવંત પ્રસંગો ટાંકીટાંકીને આજની પેઢી સમક્ષ મૂકવામાં આવે. અમદાવાદમાં ગોખલે દિન નિમિત્તે જે ભાષણ રાખવામાં આવેલું તેમાં શ્રોતાઓની સંખ્યા દર એક લાખે બે જણાની હતી! પણ એ પણ નહિ! જે કમનસીબ પ્રશ્ન આપણી સમક્ષ છે–અથવા કહો પ્રશ્નોનો પ્રશ્ન–તે આ છે: બીજો ગોખલે ભારત ક્યારે પેદા કરશે? અથવા કરી શકશે? બીજો ગાંધી–બીજો જવાહર–બીજો શાસ્ત્રી......! જવાબમાં નકાર!

## યમન

સંયુક્ત આરબ પ્રજાસત્તાક તથા સાઉદી એરેબિયા યમનના પ્રશ્ને અથડામણમાં સંડોવાયાં છે. ઇજીપ્તે પોતાનું અમુક લશ્કર ત્યાં રાખ્યું છે. સાઉદી એરેબિયાના રાજા ફૈઝલને–પશ્ચિમી રાષ્ટ્રો તેમજ ઇરાન જેવા દેશોનો ટેકો છે અને નાસરનું વર્ચસ્વ સ્થપાઇ ન જાય તે ખાતર જમીન–આસમાન એક કરી રહ્યાં છે, વાસ્તવમાં શસ્ત્રો અથડામણનો અંત ભલે મૌન થકવી મુકે છે. અને તેથી નાસરે લશ્કરી ટુકડીઓ ધીમે ધીમે પાછી ખેંચીને, વાતાવરણ હળવું કરવા પ્રયાસ કર્યો છે. ૧૯૬૬ના નવેમ્બરમાં જેનેવા યોજનાની અગાઉની દરખાસ્ત ગીલીજ છે અને તેના અનુસંધાનમાં નાસરે શુભ પહેલ કરી છે. આરબ સામે આરબનું લોહી રેડાય તેનો ઇજીપ્તનું ગણરાજ્ય વિરોધ કરે છે. અહીં તેવનું રાજકારણ છે. પશ્ચિમી રાષ્ટ્રોને જૂના સામંતશાહી અવશેષો મદદ કરી રહ્યા છે તેમાં નાસરનું સમાજવાદી રાષ્ટ્રીયકરણ આવી જાય તો સુએઝની નહેર જેવું બને.

## જેવી કરની......

ઇરાકના પ્રમુખ અબ્દુલ સલામ મહમ્મદ આરીફનું વિમાની દુર્ઘટનામાં અવસાન થયું અને તેમની સાથેના પ્રધાનો મળી બીજાં દસ મૃત્યુ થયાં. એમ કહેવાય છે કે તેમના હેલિકોપ્ટર ઉપર ક્રુર બળવાખોરોની નજર હતી, ઇજીપ્તના પ્રમુખ નાસરનો તેમણે વિશ્વાસ સંપાદન કર્યો હતો. ઇરાકમાં બે પક્ષ વચ્ચેનો ગજગ્રાહ નવો નથી. જનરલ કાસીમ સામે બંડ થયું અને તેમને મૃત્યુનો દંડ થયો ત્યારે, આરીફને મરણમાંથી બચાવનાર કાસીમે, જીવન માટે કોશિશ કરી હતી જે નકારી કાઢવામાં આવી હતી અને કાસીમને ગોળી દેવામાં આવી હતી. હવે નવા પ્રમુખ તરીકે સદ્ગતના ભાઇ મેજર જનરલ

અબ્દુલ રહેમાન આરીફ ચુંટાઇ આવ્યા છે. રક્તપાતથી ખ્યાતનામ થયેલ આ દેશમાં સુખ, સમૃદ્ધિ અને શાંતિ વિસ્તરે એવી સૌ કોઇની ઇચ્છા હશે. નાસર તરફી રાજ્યની ધુરા સંભાળી રહ્યા છે; તેમના પડોશીઓ જ (જોર્ડન તથા ઇરાન) નાસરના વિરોધીઓ છે, જેમાં હવે યમન અને સાઉદી એરબિયા ભળ્યાં છે.

## વિષનો પ્યાલો

સૂરત જીલ્લાની વાત ચમકી છે. પોતાની પત્નીને સાસરે નહીં મોકલતાં, જમાઇરાજ શ્વસુર-ગૃહે આવી ચડયા અને પત્નીને પોતાની સાથે મોકલી લગ્નહક્ક પૂરા કરવા સસરાજીને સમજાવ્યા. સામાન્ય રીતે આવા પ્રસંગોમાં વાગ્યુદ્ધ જામી પડે છે. એટલે દલીલબાજીમાંથી લાગણીનો ઉશ્કેરાટ જ્યારે વધી પડયો ત્યારે સસરાએ પોતાની, પુત્રીને બદલે ઝેર મૂક્યું. જમાઈ ભાવુક હતા અને મીરાબાઇનો કિસ્સો નજર સમક્ષ હતો : “અમૃત જાણી મીરા પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ”–કાવ્યના એ ચરણને આધારે જમાઇ ઝેર તો સ્વાહા કરી ગયા પણ ‘શ્રી હરિની મદદ આવી પહોંચે તે પહેલાં સ્વધામ પધાર્યા. હવે કાયદાની અદાલતમાં છટકબારીઓ હોય છે તેનો લાભ-શ્વસુરને અવશ્ય મળશે પણ પોતાની પુત્રીનું સૌભાગ્ય પોતાને જ હાથે ભૂસી જવા સુધી તેમને શી જરૂર પડી હશે? અને જમાઇએ આટલા બધા લાગણીશીલ થવાની કઇ જરૂર?

## સહયોગ ?

ભારત- અમેરિકી પ્રતિષ્ઠાનના પ્રશ્ને જબ્બર વંટોળિયો ચગ્યો છે. અને ચગવો જોઇએ. બેંશ ભાગોળે હોય અને છાશ છાગોળે– તો પણ વાતને વમળમાં ફસાવી ધૂમરી ખવડાવવામાં આપણે નિપુણ છીએ. કેળવણીના ક્ષેત્રે અમેરિકા મદદ કરવા તૈયાર છે. પરંતુ પાર્લામેન્ટની ડખલ પણ ન હોય તેટલી સ્વતંત્રતા તેને જોઇએ. વળી જે નિષ્ણાતો, પંડિતો અને વિદ્વાનો આવશે, તેમની અસરનીચે આપણું સત્વ નહીં રહે–“આપણો ઉધાઇ જઇશું” તેવો ભય ઘણાને રહે છે. ભારતને અમેરિકન વિચારસરણીથી પ્રભાવિત કરવાનો આમાં હેતુ છે, અને રાસાયણિક કારખાનાઓની બાબતમાં, ભારત હંમેશા અમેરિકાનું ગરજવાન રહે તેવી ઔદ્યોગિક નીતિ છે તેમ આ કેળવણી બાબતમાં, બીજા ક્ષેત્રમાં, વધુ સંચાર હોવાનું કૃષ્ણમેનન જેવા બુદ્ધિવાદી પણ માની રહ્યા છે. ખરી રીતે વિચારીએ તો આપણામાં પગભર થવાની કોઇ લાયકાત અઢાર અઢાર વર્ષમાં આપણે બતાવી નથી. સરકારને અંકુશો મુકવા પડે અને ઝોનબંધી કરવી પડે એટલી હદ સુધી કાળા બજારની નફટાઇ કરી છે અને લોકશાહીના અંચળા નીચે મુક્ત બજારની વાત કરી છે. અનાજ આયાત કરવું પડે, દેશ-પરદેશો પાસે ભીખ માગવી પડે એવી સ્થિતિમાં સરકારને મુકી છે પરંતુ દરરોજ એક ટંક અનાજ જતું કરીને, એકને બદલે બીજા અનાજથી ચલાવીને, ભાણામાં એકાદ વાનગી ઓછી કરીને, ભારતનું ગૌરવ સ્થાપવાની કોઇ વાત હરગીઝ મંજૂર નથી! ટેરેલિનના કોટપાટલુન માટે પૈસા છે, હલકી કોટિના દરેક ચલચિત્ર જોવાં પૈસા છે; ચા-પાન સિગારેટ માટે પૈસાની કમી નથી પરંતુ નાની બચત યોજનામાં રોકવા એક રૂપિયો નથી! સ્ટેનલેસ સ્ટીલના વાસણનો સેટ વસાવ્યો છે પરંતુ દરિદ્રનારાયણની મુર્તિ સમા વિનોબાજીના ‘ભૂમિપુત્ર’ માટે રૂપિયાં નથી! અને અમેરિકાની મદદની વાત આવે ત્યારે કોણ જાણે કયાંથી રાષ્ટ્રભાવનાની સરવાણી ફુટી નીકળે છે કે બાંયો ચડાવીને સરકારને ઉપદેશ આપવા તૈયાર થાય છે! અરે ભાઈ, તારી બુદ્ધિનું માપ તો કાઢ– ઘુમ્મા ખાતે એક હજાર ફુટ ઊંચે ચડે તેવું રોકેટ તારા પિસ્તાલીસ કરોડમાંથી કોઇ બનાવી શકે તેમ નથી, અને જે આવતી કાલે ચંદ્ર ઉપર ઉતરાણ કરશે તેનાથી ડરે છે શા માટે? વિદ્યા જ્યાંથી મળે ત્યાંથી લેવાય, તેમાં રાષ્ટ્રનો, વ્યક્તિનો, જાતિનો કોઇ બાધ નથી. પાકીસ્તાને અમેરિકાની મદદ લઇ, આપણી સામે શસ્ત્રો વાપર્યાં તે તેની દ્રષ્ટિએ કેટલું દૂર દેશી ભર્યું ગણાય? કોઇ મદદ આપે તો લેવાની પણ એક કળા છે.

## ડો. રઘુનાથ પરાંજપે

જાણીતા ગણિતશાસ્ત્રી, પ્રખર કેળવણીકાર, સમાજ સુધારક અને શુદ્ધ રાજકરણના હિમાયતી

ડૉ. પરાંજપેનું ૯૦ વર્ષની ઉંમરે પુના ખાતે અવસાન થયું છે સ્વ. ગોખલે અને રાનડેની વિચારસરણી ધરાવતા આ સ્વચ્છદિલ મહાનુભાવે વ્યાસપીઠ ઉપરથી ગર્જનાઓ કરી નથી– પોતાની વિદ્વત્તાની સૌરભ શાંત અને નિરભિમાનપણે ફેલાવી છે. આંગળીને વેઢે ગણી શકાય એટલા 'રેંગલર' માંથી ભારતે એક સમર્થને ગુમાવ્યો છે, જે વિષયમાં ભારતને તજજ્ઞોની ખોટ છે, ત્યાંજ તેની રહીસહી સંપત્તિ લુંટાતી જાય છે તે ભામાના અવસાન પછી આ બીજો ફટકો લાગ્યો છે પોતાની એકની એક પુત્રી માટે ડૉ પરાંજપે એ કશું રાખ્યું નથી–તમામ સંપત્તિ રાષ્ટ્રને ચરણે ધરી દીધી છે. અનુપાર્જિત મિલકત સંતાનો માટે રાખવાના તે વિરોધી હતા વળી મરણોત્તર ક્રિયા માટે જે સૂચનાઓ વીલમાં લખતા ગયા છે તેમાં સુધારકની દૃષ્ટિ જોઈ શકાય છે.

## ચન્દ્રની કઠણાય

ચન્દ્ર ઉપર પહોચવા માટે રશિયાની તૈયારીઓ જોર પકડતી જાય છે ચંદ્રને ફરતી ભ્રમણકક્ષામાં લ્યુના–૧૦ મોકલીને તેણે અમેરિકાની ચિંતામાં વધારો કરી દીધો છે પ્રેસિડેન્ટ જોનસને કહ્યું છે કે ચંદ્ર ઉપર પહોચ્યા પછી લશ્કરી તૈયારીઓ ન કરવા તેમજ માલિકીહકક રજૂ ન કરવા હરીફ રાષ્ટ્રો વચ્ચે સમજુતી કરવાની જરૂર છે. ચન્દ્ર ઉપર માનવી પહોચે તે પહેલાજ શંકા–કુશંકાનું વાતાવરણ ઊભું થઈ રહ્યું છે, તો પછી બે રાષ્ટ્રોના પ્રતિનિધિઓ ત્યાં કદાચ પગ માંડે તો શું થશે? માનવીના આગમનથી તેની હોંસાતુંસીથી અને તેની અપૂર્ણતાથી ચન્દ્ર ફિક્કો પડી જશે, તેની આહ્લાદક શીતલતામાં માનવયુદ્ધની ગરમી પ્રસરી જશે. પણ ચન્દ્રનો જે ડાઘ છે તે ગૌણ બની જશે અને પૃથ્વીના' ગૃહનો આ માનવતાનો ડાઘ, બીજા નક્ષત્રો, દયા ભરી રીતે નિર્દેશ કરશે।

## રેવરન્ડ સ્કૉટ

આ કટારોમાં માનનીય પાદરી સાહેબનો ઉલ્લેખ પૂર્વે થયો છે રાડ્યા પછી સરકારને ડહાપણ સૂઝે છે તેનો એક વધુ પુરાવો–નાગાપ્રશ્નમાં વર્ષોથી દોઢડહાપણ કરવાની સરકારે તેમને છૂટ આપી અને પોતે બહુ લોકશાહી છે તેવું દુનિયાને દેખાડયું! નાગા અને મીઝો મગીને, ચીન તથા પાકિસ્તાનની સહાયથી હવે શું નહી કરે તે જ જોવું રહ્યું. આપણે કાંઈ જ કરવાનું નથી રેલવેના બે ધડાકા થયા અને નિર્દોષ યાત્રીઓ માર્યા ગયા તે માટે દુઃખ દર્શાવવાનું; પૂર્વ પાકિસ્તાનમાં બંડખોરોને તાલીમ કયાં અપાય છે તે આપણી જાણમાં છે, વળી વિદેશી સત્તાઓ ભાગફોડમાં મદદ કરે છે તે આપણે કયાં નથી જાણતા!

તદુપરાંત પાદરી સાહેબે જતા જતા ધમકી આપી કે 'ભારતમાંથી હદપાર કરો છો તેથી શું થઈ ગયું' લંડનમાં બેઠા હું મદદ કરીશ!' તેનાથી આપણે થોડા ડરી જવાના હતા? બીજો કોઈ દેશ હોય તો પાદરી સાહેબને હાથકડી પહેરાવી કોર્ટમાં કામ ચલાવત અને જેલમાં ગોંધી રાખત પણ આપણી લોકશાહીની આબરુ એટલી ઊંચી છે કે નાગા, મીઝો જેવી ટેકરીઓ જતી કરીને પણ શાંતિનું મૂલ્ય સ્થાપવું જોઈએ

## લૂલીબાઈ

ઇટાલીમાં ૭૫ વર્ષના પતિએ ૭૨ વર્ષની પોતાની પત્નીની જીભ કાપી નાખી કેમકે તે બહુ બોલબોલ કરતી હતી અને એના કર્કશ અવાજથી પતિ વાજ આવી ગયો હતો. હવે સવાલ એ છે કે આટલા વર્ષ ચલાવ્યા પછી, ૭૫ વર્ષે, રહીરહીને તેની ધીરજ કેમ ખૂટી હશે? આથી સૌએ આ બાબત ગંભીરતાથી વિચારવાનો સમય આવી ગયો છે એમ તો ભારતની સ્ત્રીઓ પણ બોલકણી છે અને ગરવી ગુજરાતણ તો બહુ જ બટકબોલી છે 'તમારા ભાઈ'ની રામાયણ શરૂ કરે તો અંત આવતો જ નથી તેમાં જો બે ગુજરાતણો સામસામી 'તમારા ભાઈ'ની વિવેચના માંડે તો કાવ્યના ૭ એ રસ ખુટી પડવાના પણ પતિ સાથે જો જીભાજોડી થાય તો માત્ર યુદ્ધનો રસ પ્રધાનપદ ભોગવે છે ઈટાલીના પતિએ જે કર્યું તે અહીં ન બને માટે લુલી સંભાળો!

## આપત્તિ કાળ

ભારતમાં લોકો જન્મે છે ત્યાંથી માંડીને

સુધી આપદાથી ઘેરાયેલા રહે છે. જન્મ, જરા કે મૃત્યુ કોઈ સ્થિતિ તેને માટે આનંદદાયી નથી. ગરીબ દેશના કંગાળ વાતાવરણમાં તે ઊછરે છે; હાસ્યાસ્પદ કેળવણી પામે ન પામે, ત્યાં જીવનના સંઘર્ષમાં જોતરાય છે, પરણીને - પણ કંગાલોની સંખ્યામાં ઉમેરો કરે છે, સંતાનો માટે ભાગ્યે જ કાંઇ કરી શકે છે; પેટિયું રળી જેમતેમ મૃત્યુ સુધી પહોંચે છે. તેના જીવનમાં કોઇ શિસ્ત નથી; કોઇ આદર્શનો તે હિમાયતી નથી: ગમે ત્યાં ગમે તેમ રહી શકે છે અને ગાડરિયા પ્રવાહમાં તણાતા કાષ્ટના ટુકડાની જેમ અહીંથી તહીં - નિરર્થક રઝળપાટ જેવું તેનું જીવન બની રહે છે. 'ઇમરજન્સી' કેવી હોય, તેમાં નાગરિકે શું કરવાનું અને શું નહિ તેનું બહુ ઓછું જ્ઞાન મોટાભાગના જનસમાજને છે. તે હોય કે ન હોય-બહુ ફેર પડતો નથી. તેને ઉઠાવી લેવાની માગણી શા માટે થાય છે? છો રહે-કાંઇ નડતર કરે છે? આપણી 'ઇમરજન્સી' શિંગડા વગરની છે; વળી તે કાંઇ મારકણી નથી પણ ગરીબ ગાય જેવી છે - એક ખૂણે છો પડી રહેતી!

## કોયડો

ન્યૂયોર્કના માર્ગીબેનની મૂંઝવણનો પાર નથી. તેમના પતિના મસ્તકમાંથી ચિત્રવિચિત્ર અવાજો તેને સંભળાય છે; ક્યારેક સિસોટી જેવો, ક્યારેક રોતી ઢીંગલીના જેવો, તો વળી ક્યારેક દેડકાઓ "ડ્રાઉં ડ્રાઉં" કરતા હોય તેવો-વળી અવાજ દશ ફૂટ દૂર સુધીથી સંભળાય છે. એમ કહેવાય છે, કે તેમના પતિને અકસ્માત માથામાં ઇજા થવાથી મગજની શિરાઓ સ્થાનભ્રષ્ટ થવાથી લોહીના પરિભ્રમણમાં અવરોધ થવાથી આમ બને છે. તો પછી લોહીવાહિની શિરાઓની થોડી મરામત કરવામાં આવે અને જે અવાજ અસંબંધ સંગીતરૂપે નીકળે છે તેનું નિયંત્રણ કરી; પિયાનો અથવા સિતારની સુરાવલિના સ્વરૂપે તે પ્રગટ થાય તો માર્ગીબહેનને કાંઇક રાહત થાય. અલબત્ત આને માટે વૈજ્ઞાનિકો તથા સંગીતજ્ઞોએ સાથે બેસીને સંશોધન કરવું રહે છે. અવાજનું પ્રકાશમાં રૂપાંતર થાય, તેમજ કિરણોની મદદથી ચંદ્ર ઉપરથી પૃથ્વી ઉપર ફોટા મોકલી શકાય તો મનુષ્યના મગજમાં વિચારનાં મોજાનું આવર્તકરણ કેમ ન થાય? હજુ વિજ્ઞાન આગળ વધ્યું નથી પણ એ સમય દૂર નથી જ્યારે મનુષ્યની સમક્ષ એક નાજુક યંત્ર મૂકી દેવાથી તે તેના વિચારો નોંધી લેશે અને ટેઇપ રેકર્ડની માફક તેમાંથી બહાર પડશે! દરમ્યાન શ્રીમતી માર્ગીનો કોયડો ઉકેલ માગે છે અને ભારતમાં કોઇને આમાં રસ હોય તો આગળ આવવાની તક છે.

## વિસ્મયકારક!

ઇટાલીમાં એક રેડિયો શોખીન ભાઈએ સંગીતની તર્જ સાંભળવા સ્વીચ ફેરવી તો એક અપીલ સાંભળી "૧૭ વર્ષની એક બાળાની જીંદગી બચાવવા બુએનોસ એર્સ ખાતે તાકીદના ઓપરેશન માટે અમુક દવા માત્ર રશિયા ખાતે જ મળી શકે છે તે ૨૪ કલાકમાં પહોંચાડી શકે તો માનવતાનો સાદ છે." તે ભાઇએ તરત જ રોમના આંતરરાષ્ટ્રિય ટેલિફોન મથકનો સંપર્ક સાધી, મોસ્કો મેળવ્યું. ત્યાંના ટેલિફોન ઓપરેટરને વાત કરી, રશિયન ડોક્ટરોને વિનંતી પહોંચાડી, દવાનું પાર્સલ હવાઇ રસ્તે મોકલી આપવા અરજ કરી. રશિયન ટેલિફોન તંત્રે તાત્કાલિક ડોક્ટરને વાત કરી. પાર્સલને હવાઇ રસ્તે લંડન મોકલ્યું અને ત્યાંથી બીજી હવાઇ સર્વિસ મારફત બુએનોસ એર્સ પહોંચાડયું. બીજે દિવસે એજ રેડિયો ઉપર છોકરીના માતપિતાનો રશિયાના માનવતાવાદી ડોક્ટરનો આભાર માનતો લાગણીવશ સંદેશો લહેરાતો હતો! ક્યાં મોસ્કો અને ક્યાં બુએનોસ એર્સ! વચ્ચે દેશ-પરદેશના ટેલિફોન તંત્રો! સંદેશો ઝીલનાર એક ઇટાલિયન! સેવાઓ આપનાર વચ્ચેની ટેલિફોન ગર્લ્સ! એકમેકને જોડતી બે ત્રણ દેશની હવાઇ સર્વિસ! અને છતાં સાંગોપાંગ પાર ઊતર્યું એ નવાઇ નથી? ધારો કે આવી કોઇ અપીલ આકાશવાણી મુંબઇ કેન્દ્રથી પ્રસારિત થઇ હોત, અને કાશ્મિરમાં કોઇ દર્દી માટે મદ્રાસથી ઔષધિ મગાવી હોત તો આટલી ત્વરિત કાર્યક્ષમતા શક્ય બની હોત? [અનુ. પાન ૬૪ પર]

# સમાજસેવા અને પ્રભુભક્તિ

શાળાજી

કેટલાક યુવાનો એક વાર ભગવાન રામકૃષ્ણ પરમહંસ પાસે ગયા અને જણાવ્યું કે, 'અમે સમાજસેવા કરવાનો વિચાર કર્યો છે'.

આ ઉત્સાહી યુવાનોને શ્રી રામકૃષ્ણે કહ્યું : 'તમારો નિર્ણય સાચે જ પ્રશંસાપાત્ર છે. સમાજસેવામા ગુંથાઇ જવું એ સારું કામ છે. પણ પહેલા પ્રભુની ભક્તિ કરો, પ્રભુનું ધ્યાન ધરો, તમારું હૃદય પવિત્ર કરો, પછી સમાજસેવામાં જોડાઓ. ભગવાનની ભક્તિપૂર્વક પ્રાર્થના કરશો તો તમને સત્કાર્યો કરવાની પ્રેરણા પ્રાપ્ત થશે. પરમાત્માની કૃપાથી તમે તમારું કામ સારી રીતે કરવા બુદ્ધિ અને સુવિધા મેળવશો. પ્રભુની સતત પ્રાર્થના કરો. એના વહાલા ભક્તોએ ગાયેલાં ભજનો ગાઓ અને ત્યારે જ તમને સામાજિક કાર્યો સારી રીતે સાંપડશે.'

પ્રત્યેક દેશભક્ત જે સમાજસેવા કરવા ઇચ્છે છે તેણે રામકૃષ્ણદેવની આ અગત્યની શીખ ધ્યાનમા રાખવી ઘટે. સમાજની સુખાકારી કરવાની વધારે પડતી ઇચ્છાથી 'હું આ કરીશ ને પેલું કરીશ' એમ કહેતાં કામની શોધમા ભટકશો નહિ; પણ જે કાર્ય હાથ પર છે તે જ દિલ લગાવીને કરજો નામ અને યશ કમાવાની ઇચ્છાથી આ કામ પેલા કરતા ઊંચા પ્રકારનું છે એવા ગાણા ગાતા ફરશો નહિ. સમાજ માટે કામ કરવું એટલે યશ અને લાભના વિચારો બધા જ છોડીને કર્તવ્ય બજાવવું. ભક્તિભાવ કેળવવા અને હૃદયની પવિત્રતા જાળવવા એકાગ્રતાપૂર્વક પ્રભુની પ્રાર્થના કરતા રહો.

દેશની સેવા જુદી જુદી રીતે થઈ શકે. જો કે સમાજસેવા કરવી, એ સારું તો છે જ; પણ એનો પ્રારંભ કીર્તિ કમાવાની આશા સાથે ન થવો ઘટે. કટોકટીના સમયમાં કીર્તિની આ આશા સમાજના કાર્યકરોના પ્રયત્નોને અવરોધશે. યશની ઇચ્છા અથવા તો એવી બીજી કોઈ સ્વાર્થી આસક્તિ હૃદયના ખૂણામાં છુપાયેલી હશે તો ગમે તેવા ઉમદા પ્રયાસોનું પરિણામ શૂન્ય જ આવશે

કેટલાક દેશભક્તોને આપણે કહેતા નથી સાભળતા કે "મેં બીજા માટે આટલું કર્યું પણ મને કશો જ લાભ ન થયો." આ પશ્ચાતાપનું, મનની આ કડવાશનું કારણ શું ? અમુક ઇચ્છાથી કામ કરવાની વૃત્તિ અને એ ઇચ્છાની પરિપૂર્ણતા. દેશની અથવા તો પોતાના સમાજની સેવા યશ અને નામના મેળવવાની ઇચ્છાથી કરવાની જે કોઈ શરૂઆત કરે છે એણે અંતે દુખી જ થવું પડે છે. અપવિત્ર એવી આ અભિલાષા કોઈ પણ સારા કાર્યને બગાડશે. આપણે બીજાના ભલા માટે કાંઇ કરીએ અથવા સમાજસેવા કરીએ ત્યારે એનું ફળ ઈશ્વરાધીન કરીને આપણે એમાંથી મુક્ત બની જવુ જોઇએ. જો આપણે આમ કરીશું તો જ સફળતા આપણને મુગ્ધ નહિ કરે, અને નિષ્ફળતા હતાશ નહિ કરે.

આપણને લાભ થાય અથવા તો નામના મળે એવી ઇચ્છા મનમા રાખીને આપણે કાર્ય કરીએ; તો એ સાચી સેવા નથી એ તો એક પ્રકારનું ધંધાદીય વલણ છે એ સાચું છે કે દેશની સેવા કરનાર કેટલાક દેશભક્તોને નામ અને નામના બંને મળ્યા છે. એમની આ કીર્તિ અને વિજયનું રહસ્ય નિષ્કામ ભાવે સેવા કરવાની વૃત્તિમા છુપાયેલું છે આપણે ઘણીવાર જોઇએ છીએ કે આ સત્યને ભૂલી જઈને આવા પ્રકારની કીર્તિ મેળવવા કેટલાક

મોટો પ્રયાસ કરે છે, તેઓ ભારે નિરાશાનો અનુભવ કરે છે.

કોઇ પ્રશ્ન કરશે કે સામાજિક કાર્યમાં નામના અથવા બદલીની આશા વિના પરોવવું કેવી રીતે શકય બને? આવી શંકા કરનારાઓ પોતાના નિત્યના કર્તવ્યમાં વળગેલ રહે અને આસક્તિ-રહિત જીવન ગાળે, તો એક રીતે એ પણ સમાજની સારી સેવા થયેલી જ ગણાશે. તેમણે સામાજિક સેવાના ક્ષેત્રમાં પ્રવેશવાની અને પસ્તાવાના તથા કડવાશના ભાવો અનુભવવાની કોઇ જરૂર નથી.

આસક્તિ અને આકાંક્ષા વિના સમાજ-સેવા કરવી મુશ્કેલ તો છે જ. અને આથી જ શ્રીરામકૃષ્ણે કહ્યું:' તમે સેવાના કાર્યમાં પરોવાઓ તે પહેલાં પ્રભુની કૃપા પામો. પ્રથમ પ્રભુને પ્રાર્થના કરો, "હે પ્રભુ!-મારું હૈયું ભક્તિભાવથી ભરી દે".'

સમાજના કાર્યમાં રત રહેનારાઓ માટે શ્રી રામકૃષ્ણની આ ચેતવણી અતિ અગત્યની છે. કેટલાક આવા દુઃખનો અનુભવ કરે છે કે તેમણે કરેલી મહેનત અને તેમણે ખર્ચેલા પૈસા નકામા ગયા છે. આનું રહસ્ય માનસિક વલણની શરૂની ભૂલમાં રહેલું છે. આ ભૂલની અસર દહીંનો એક ફોરો પ્યાલામાંના દૂધમાં પડે ને બધા જ દૂધને દહીંમાં ફેરવી નાખે તેના જેવી થાય છે યશ અને નામની અભિલાષાના પાયા પર આધારિત સ્મારકનું ભવિષ્ય બીજું શું હોઇ શકે? એ તો ઊખાડી જ પાડે અને દુઃખં જન્માવે. અને આથી જ રામકૃષ્ણ ભગવાને કહ્યું: 'સામાજિક સેવાનો આરંભ કરો એ પહેલાં પ્રભુને પ્રાર્થો. ભક્તિભાવના જળથી તમારું મન પવિત્ર કરો,.પછી કાર્યની શરૂઆત કરો. જો પાયો સલામત હોય તો પછી ઇમારત ગમે એટલી ઊંચી હોય તો પણ તેને આંચ નહીં આવે.'

શસ્ત્રક્રિયાના આરંભ કરતાં પહેલાં સરજનો શું કરે છે? જંતુનાશક પદાર્થોથી તેઓ હાથ અને હથિયારો ધૂએ છે. આ રીતે જ સમાજ સેવાના કાર્યની યોજના કરનારે તેમનાં મન પવિત્ર કરવાં ઘટે. પછી પ્રભુની કૃપાથી બધું પાર ઉતરી જશે. કાર્યની સફળતા અને મનની શાંતિ માટે બીજું સાધન નથી. ગ્રંથના મંત્રો બોલવાથી પ્રભુ પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ નહીં પ્રગટી શકે. શુષ્ક વિધિઓ કરવાથી કાંઇ નહીં વળે. સાચી ભક્તિ હૈયામાં જાગવી જોઇએ. આ થયા પછી જ કોઇએ પણ સમાજના કોઇ પણ કાર્યનો આરંભ કરવો જોઇએ. પ્રભુની સહાય પ્રાપ્ત કર્યા વિના પ્રારંભાયેલું કોઇ પણ કાર્ય આભાસી તથા છેતરામણું બનશે અને દુઃખ, ક્રોધ તથા ઇર્ષાને જન્મ આપશે.

સમાજની સેવા અને પ્રભુની ભક્તિ એ બે જુદી બાબતો છે એમ માનવું ભૂલ ભરેલું છે. પ્રત્યેક કાર્ય પ્રભુની ભક્તિ રૂપે જ થવું જોઇએ. ઇશ્વર વિશેનો વિચાર કોઇ પણ કાર્યમાં બાધક નહિ બને. પ્રભુ પ્રત્યેના ભક્તિભાવથી થનારું દરેક કામ આપણને આનંદનો અનુભવ કરાવે છે. એનાથી આપણા કાર્યમાં બુદ્ધિબળ ઉમેરાય અને ઉત્સાહ પુરાય છે હું શ્રદ્ધાપૂર્વક કહી શકું છું કે મહાત્મા ગાંધીજીની સફળતાનું પણ આ જ રહસ્ય હતું. જે કોઇ કાર્ય તેઓ કરતા, જે યોજના તેઓ ઘડતા, તેમાં તેમજ કોઈ પગલું તેઓ લેતા; ત્યારે એની સાથે ઇશ્વર રહે છે એમ એમના હૈયામાં ઇશ્વર વિશેના વિચાર રહેતા. આ વિચારે એમના કાર્યમાં ક્યારે ય વિઘ્ન ઊભું નહોતું કર્યું. ઊલટાનું એ જ એમની સફળતાનું મૂળ કારણ બની રહ્યું જે કોઇ નાનાં કામો પણ આપણે કરીએ છીએ, ત્યારે ઇશ્વર વિશેનો આ વિચાર આપણી સમીપ પડછાયાની જેમ ઊભો રહે છે અને આપણને શાંતિમાં સહાયરૂપ બને છે સમાજનો સેવક પોતાના ચિત્તમાં પ્રભુનું સતત સ્મરણ-કરતો રહી મહેનત કરે; એ અતિઆવશ્યક છે.શસ્ત્રક્રિયા માટે જેટલી જંતુનાશકતા એટલું જ અસરકારક કાર્ય માટે આ અનિવાર્ય છે. પવિત્ર મન મોટી થાપણ છે કદી નિષ્ફળ ન નિવડનારી સાધના છે. ભક્તિ એ જ એને પામવાનો માર્ગ છે.

# આ કઈ નિશાળનું ભણતર હશે ?

**પ્રવાસી**

હું ભાવનગરથી મેઈલમાં રાણપુર જઈ રહ્યો હતો. ધોળા આવ્યું. સડસડાટ દોડી જતી ગાડી આચકો ખાઈને ઊભી રહી. ખરા બપોરનો સમય, માથું ફાડી નાખે એવો તડકો, ગરદીનો કોઈ પાર નહીં. ધાધા ઉતારૂઓની દોડમદોડ અને ફેરિયાઓના બૂમબરાડા, સ્ટેશન ધમાલથી ગાજી ઊઠ્યું.

મારો ડબ્બો લગભગ છેવાડે હતો એટલે ત્યાં પ્રમાણમા કંઈક ધમાલ ઓછી હતી. તો પણ ઉતરનારા કરતા ચડનારાની સંખ્યા વધી ગઈ. પહોળા થઈને બેસેલા ઉતારૂઓને કોચવાના કોચવાતા સંકડાવું પડ્યું.

સો કંઈક થાળે પડયા ત્યા હાંફળા ફાંફળા એક બહેને મારા ખાનાનું બારણું ઉઘાડયું અને "આંહી મારગ છે, આવતા રયો." એમ રાડ પાડી. એટલે બીજા બે બહેનો આવી પહોંચ્યા. એક ગોળ ડબ્બો, એક અડધિયું ડબલું અને એક પોટલું એટલો સામાન લઈને ત્રણે બહેનો મારા ખાનામાં દાખલ થયા.

" માણહ પણ ઢિંઢિયારાની જેમ ઉસરાય છે." એક બહેને પાટલી નાચે ડબ્બો અને અડધિયું ગોઠવતા ગોઠવતા કહ્યું.

"પણ તોય આપણે ભાગશાળી. બેહવા જેટલી જગ્યા તો મળી ગઈ." બીજા બહેને મારી અને એમની વચ્ચે પોટલું ગોઠવતા ગોઠવતાં ' નિરાંતનો દમ ખેંચ્યો.

પોટલાને મારગ કરી દેવા મારે ય સારી પેઠે સંકડાવું પડ્યું.

નાની ઉંમરના એક બહેને સફેદ કિનારીનો કાળો સાડલો અને હાથમા કેવળ સોનાની બંગડી પહેરી હતી, જ્યારે પીઢ જણાતા બન્ને બહેનોએ રાતી કિનારીના કાળા સાડલા અને હાથમાં ચીપ વિનાના બલોયાં પહેર્યાં હતા. બોના કપાળ કોરા હતાં. સોગની આ નિશાનીઓ ઉપરથી કુટુંબમાં કોઈ મરણું થયું હોય એમ લાગતું હતું.

ત્રણેય બહેનો મારગ કરીને ગોઠવાઈ ગયા.

" માસીમા! ગાડી ઉપડવાને હજી વાર હશે. પોટલામાંથી કળશ્યો કાઢીને પાણી મળે તો ભરી લઈ. મારું તો ક્યારનું ગળું ચોંટવાઈ ગ્યું છે." એક બહેને બારીમાથી ડોકાઈને બહાર જોતાં જોતાં કહ્યું.

' પાણી તો પીજે પણ તેં સવારનું કંઈ ખાધું નથી. રેંકડીવાળો નીકળે તો કાંક ગાંઠિયા, ભજિયા લઈ લે! બોટાદ ક્યારે પોગશું અને ક્યારે ખાવા ભેગા થાશું એનું કાંઈ કે'વાય નંઈ." માસીમાએ પોટલું છોડીને લોટો કાઢતા કહ્યું.

"તમે અને ફઈમા કાંક ખાવ તો લેવાનું મન થાય. મને એકલીને ગળે શે ઉતરે?" બહેને કહ્યું.

"તને ખવડાવવા અમે ય બે બુકડા ભરશું. બેટા શાન્તુ! કાળને ગમે એવો ઘા લાગ્યો હોવ તોય દેહને ભાડું ચૂકાવ્યા વિના છૂટકો છે?" ફઈમાએ બજરની ડાબલીમાથી ચપટી ભરીને સડાકો લેતા લેતા કહ્યું.

ભજિયા ગરમ!

દાલ મેસાને !

તાજા, માવાના શિહોરી પેંડા !

મીઠા મધ પોપૈયા !

એક પછી એક રેંકડીવાળા પસાર થઈ રહ્યા હતા. શાન્તુબહેને અડધો શેર ગરમાગરમ ભજિયા બંધાવ્યા. પાશેર પેંડાનું પડીકું બંધાવ્યું. અને પીળું ફગફગ જેવું જોઈને એક પોપૈયું લીધું. સાડલાને છેડે બાંધેલી ગાંઠ છોડીને પૈસા ચૂકવ્યા.

" આટલામાં પાણીનો નળ ક્યાંય દેખાતો નથી. ગાડી ઉપડવાને હવે વાર નહીં હોય. હેઠ ઉતરીએ

અને ગાડી ઉપડે તો આપણે બાઇ માણસથી થોડી હડી કઢાય છે ?" શાન્તુબેન મૂંઝવણ અનુભવી રહ્યા.

ગાડી ઉપડવાને હજી વાર હતી, પણ પાણીનો નળ થોડે દૂર હતો. એમની મૂંઝવણ ટાળવા મેં એમનો લોટો માગીને પાણી લાવી આપ્યું.

બે પાટલી વચ્ચે ડબ્બો ગોઠવી એની માથે અડધિયું મૂકી એના ઉપર પડીકા છોડી ત્રણે બહેનોએ ખાવાનું શરૂ કર્યું.

"જુવાન જોધ દીકરાને બે દિ'ના મંદવાડમા કાળે ભરખી લીધો." માસીબાએ મોઢામાં ભજિયું મૂકતા મૂકતાં કહ્યુ.

"પૂંભડા જેવી વહુ ધૂળને ઢગલે જઇને બેઠી" ફઇબાએ પેંડાનું બટકું ભાગતા ભાગતા નિસાસો નાખ્યો

"આપણા જેવાના ય કાળજાં વલાઇ જાય છે ત્યારે એના માવતરને શું થાતું હશે ?" ફઇબાની સૂડીથી પોપૈયું સમારતાં સમારતા શાન્તુબહેન બોલ્યાં.

"મગન શેઠ આવતા લાગે છે!" માસીબાનું એકાએક પ્લેટફોર્મ ઉપર ધ્યાન ગયું.

"આપણને ભાળશે એટલે આંઇ આવ્યા વિના નહીં રહે." ફઇબાએ ફડકો અનુભવ્યો.

"શાન્તુ ! ઝટ પડિકા ઢાંકી દે!" માસીબાએ સાડલાના છેડાથી મોઢું લૂતા લૂતા સૂચના આપી.

શાન્તુબહેને અડધિયું ઉપાડી, ઉતાવળે ઉતાવળે એમાં ભજિયા, પેંડાના પડિકા અને સમારેલું પોપૈયું ઢાંકી દીધા. બધાયે ઘૂમટા તાણી લીધા અને પાટલી ઉપર બરાબર ગોઠવાઇને બેસી ગયાં.

મગન શેઠ જેવા ડબ્બામાં ચડયા, કે માસીબાના અને ફઇબાના હિબકા શરૂ થઇ ગયા.

"કાળો કેર થઇ ગયો, મગન શેઠ! ચંપકને નખમાંય રોગ નહી અને બે દિ'ના મંદવાડમાં હાલી નીકળ્યો." માસીબા ડુસકાં ભરતાં ભરતાં બોલ્યાં

"આવી ખબર હોત તો લગનની ઉતાવળ શીદ કરત ! પદુડા જેવી ગભરૂ બાળકીનો અવતાર રોળાઇ ગયો. એનો જનમારો શે જાશે !" ફઇબાએ કંપતા અવાજે અને લાંબે લહેકે ખરખરો કર્યો.

શાન્તુબેન ડુસકા ભરતાં, સડકા બોલાવતાં બેસી રહ્યાં.

"સમતા રાખો બેન ! આપણા કરમ ફૂટેલા. જાતે જનમારે ચંપકના માબાપને આ દુઃખ જોવું સરજાણું હશે. નહીં તો કલૈયા કુંવર જેવો દીકરો બે દિ'ના મંદવાડમા આમ થોડો હાલી નીકળે !" મગન શેઠે ઉધરસ ખાતા ખાતાં આશ્વાસન દીધું.

બે ત્રણ મિનિટ ખરખરાના અને આશ્વાસનના વાકયોની આપ લે થઇ એના ઉપરથી એટલું કળી શકાયું કે બોટાદના કોઇ સુખી કુટુમ્બમાં તાજા જ પરણેલા કોઇ જુવાનનું બે દિવસની માંદગીમાં અવસાન થયુ છે. અને એ સમાચાર સાંભળીને એમના સંબંધીઓ ત્યાં લૌકિકે જઇ રહ્યાં છે.

મગનશેઠની સાથેના બીજા સબંધીઓ બાજુના ડબ્બામાં બેઠા હોઇને, ગાડી ઉપડવાનો સમય થતાં ધીરજ અને સમતા રાખવાની ફરીને સલાહ આપી ઉતરી ગયા. અને જેવી ગાડી રવાના થઇ કે તરત જ ત્રણેય બહેનોએ ઘૂમટા દૂર કર્યા. આંખો કોરી હતી. પાણીનો એકેક ઘૂંટડો પીને ગળું સાફ કરી લીધું. શાન્તાબેને અડધિયું ઉઘાડયુ અને એમણે ચેંપાય ગયેલ પોપૈયાની ચીરીને તેમજ બાકી રહેલા ભજિયા, પેંડાને ન્યાય આપવો શરૂ કર્યો.

"સારૂ થયું મગનશેઠ ઉતરી ગયા." માસીબા બોલ્યા.

"કેમ" શાન્તુબેને પૂછ્યું.

"કેમ શું ? એ બેઠા હોત તો તારા ભજિયાં, પેંડા અને પોપૈયું અડધિયામાં કહવા રે'ત અને તું રે'ત ખાધા વિનાની. બોટાદ પોગ્યા પછી તો કાણ-માથી પરવારશું ત્યારે ધાન પાણી પામશું." ફઇબાએ પેંડાનું છેલ્લુ બટકું મોઢામાં મૂકતાં મૂકતાં ફોડ પાડયો.

બોટાદ આવતાં પહેલાં ત્રણેય બહેનો પરવારીને કાણ માટે સાબદા થઇ ગયાં.

મનેય થયું કે સારૂં થયું, મગનશેઠ ઉતરી ગયા. નહીં તો આ તાલ અને તમાસાનો છેલ્લો ભાગ જોવા મળત નહીં. પણ સાથે સાથે પ્રશ્ન થયો કે "આ કઇ નિશાળનું ભણતર હશે ?"

# પ્રેરક પ્રસંગો

## રુશવત

જાન્યુઆરી, '૬૬માં સોજીત્રા ગયો ત્યારે ભાનુભાઈ નામના એક ભાઈનો ભેટો થયો હતો.

ભાનુભાઈ ખૂબ પ્રભાવશાળી હતા. વાતચીત દરમિયાન તેમણે જણાવ્યું હતું : 'હું આફ્રિકામાં યુગાન્ડામાં વેપાર કરું છું. મારા પિતાજી માંદા પડ્યા એટલે જરા ખબર કાઢવા આવ્યો હતો.'

દેખાતા જ એ સુખી જણાતા હતા. ત્યાંની રીતરસમો જાણવાની જિજ્ઞાસાથી મેં એમની સાથે ખેલદિલીપૂર્વક વાતો કરવા માંડી. સામેથી તેમણે પણ ત્યાંના લોકો અંગે છૂટથી વાતચીત કરી. તેમ છતાં તેમનું વલણ જરા જુદું હતું. તેમને તે લોકો વિશે વાત કરવા કરતાં પોતાની વાત કરવામાં વધારે રસ હતો.

પોતાની રીતરસમો અંગે પોતે જણાવવા લાગ્યા. 'મારું તો ખાતું જ જુદું. ત્યાંના બધા અધિકારીઓ સાથે મારે ઉઠબેસ. દેશ-વિદેશની નવી-નવાઈની ચીજો આવે એટલે પહેલી મારે ત્યાં પહોંચતી થઈ જાય.'

'એ શી રીતે?' મેં પૂછ્યું.

'કેમ! એટલુંય ન સમજ્યા ભલા માણસ! મારે ને અધિકારીઓને 'ફ્રેન્ડશિપ' રહી એટલે એટલી શરમ એમને ન પડે?'

''ફ્રેન્ડશિપ' તો કંઈ બહુ મોટી વાત થઈ ગઈ!' મેં પૂછ્યું.

'તમે કાંઈ સમજતા નથી. આ 'બિઝનેસ' કાંઈ જેવી તેવી નહિ. આ હું અહીંથી યુગાન્ડા જઉં ત્યારે અહીંથી સારું કાપડ, સુંદર ગૂંથણી વાળા સ્વેટર વગેરે 'મારા કુટુંબના માણસો માટે છે' એમ જણાવીને લેતો જઉં ને પછી પેલા અધિકારીઓને ત્યાં પહોંચતાં કરું. તે બિચારા વિવેક ખાતર એની કિંમત પૂછે. હું કિંમત ન કહું પણ લઉં કશુંય નહિ. પછી તમે જ કહો, એ પણ વ્યવહાર શું ખરા કે?'

મને થોડી સમજ પડી.

મેં પૂછ્યું : 'આને તમે વ્યવહાર કહો છો?' તે અકળાયા.

બોલ્યા 'તમે તે કેવા માણસ છો! જગતમાં રહેવું હોય તો સારાસારી રાખતાં શીખવું પડે. તમે શું ધંધો કરો છો?'

હું શિક્ષક છું.

હં... ત્યારે જ આવું પૂછો છો, પંતુજી રહ્યા ને. તમને આટીઘૂંટીની કશી ગમ ના પડે. તમતમારે માસ્તરગીરી જ કર્યા કરવાના ....' એ તિરસ્કાર ભર્યું હસ્યા

મારે તો બોલવાનું જ શું રહ્યું!

* * *

આ પ્રસંગ યાદ આવે છે ત્યારે મને બીજો પણ એક પ્રસંગ સાંભરે છે.

મારા પિતાજી ખેતી કરાવે છે. ગયે વર્ષે કપાસની સીઝન આવી હતી ત્યારે મારે વતનમાં જવાનું થયું હતું. ખેતરમાં કપાસ વીણવા માટે આઠ મજૂર કર્યા હતાં. એક હાળી (મજૂર) તો અમારે કાયમ રાખવાનો જ હોય છે એટલે આઠ અને એક એમ નવ જણ થયાં.

પેલા આઠમાં એક તો અમારા હાળીનો દીકરો જ હતો, હશે બારેક વર્ષનો.

શરત ઘડીબંધ વીણવાની હતી. એટલે કે સાંજ પડ્યે જેણે જેટલો કપાસ વીણ્યો હોય તેટલા પ્રમાણમાં તેને પૈસા મળે. એક ઘડી (૨૪ કિલોગ્રામ) નો દોઢ રૂપિયો દર રાખેલો.

સાંજે સૌની ગાંસડીઓ જોખવામાં આવી. પેલા હાળીની ગાંસડી હિસાબના મેળ ખાતર જેમ તેમ જોખવામાં આવી, નહિ તો એને કંઈ જુદા પૈસા ચૂકવવાના ન હતા કારણ કે એ તો આખા વર્ષના હિસાબે બંધાયેલો મજૂર હતો. પણ એના દીકરાની ગાંસડી જોખતા તે ત્રાસ કિલો ઓછી થઈ

નવાઈ!

બધાને હિસાબ પ્રમાણે પૈસા ચૂકવાયા. રાત્રે મારી મોટીબહેન કહેવા લાગી: 'ભાઈ, મંગાનો કપાસ ત્રીસ કિલો થયો! એમાં કાંઈ કાળુંધોળું

લાગે છે. બીજા મોટા મોટા મરદો ય પચ્ચીસ સત્તાવીસ કિલો વીણી લાવે છે ને આ બાર વર્ષનો છોકરો ત્રીસ કિલો લાવે !'

'કેંધું પડે !'

'એમ નહિ. પેલો એનો બાપ છે ને, એણે પોતાનો કપાસ મંગાની ઢગલીમાં નાખ્યો હશે.'

'એ ય પચ્ચીસ કિલો તો લાવ્યો છે.'

'તો ય શું ! મને તો એમ જ લાગે છે'.

મને ય શંકા ગઈ

બીજે દિવસે કેટલાક મજૂરોમાંથી મેં એક જણને કહી રાખ્યું, 'તપાસ રાખજે. મંગાના કપાસમાં એનો બાપ ભેળવતો તો નથી ને?'

'ના ભાઈ ! એવું અમને ના આવડે. અમારું લોક પરસેવાના પૈસા લે છે. એ કોઈ દિ' એવું ના કરે. મગો તો છે જ હોશિયાર. એ બીડી નથી પતો. તેથી અમે સૌ બેસીએ ત્યારે પણ એ વીણતો જ રહે છે. બહુ ઉતાવળો વીણે છે, અમારી આગળ ને આગળ રહે છે !' હું સજ્જડ થઈ ગયો.

* * *

ક્યાં પેલા 'જેન્ટલમેન' વાળા ભાઈ અને ક્યાં આ 'આદિવાસી' ગણાતા મજૂર !

## પોચી પુરી

અમારા આચાર્યે વર્ગમાં કહેલો એક પ્રસંગ ઘણો વેધક હતો.

એક દિવસ એમની પાંચ વર્ષની બાળકીએ પોતાની મમ્મીને કહ્યું, 'મમ્મી આપણી પુરીઓ બહુ કડક છે. પોચી ના બને ?'

'કેમ ?' મમ્મીએ પૂછ્યું.

'કેમ શું ? પુરીઓ બહુ કડક છે.'

બાળકી બાળમંદિર રોજ જાય ત્યારે પાંચેક પુરીઓ એક નાનકડા ડબ્બામાં લેતી જતી હતી. તેને અંગે આ વાતચીત ચાલતી હતી.

'પણ છે શું ? તારા દાંત તો નવા છે. તારાથી ચવાતી નથી ? તકલીફ પડે છે ?'

'એમ નહિ, મમ્મી.' કહીને બાળકી ઘડીભર તો મમ્મી સામે સ્થિર નજરે જોઈ રહી.

પછી ધીમે રહીને આંખો નચાવતી એ બોલી, 'મમ્મી, હું બાળમંદિરે જાઉં છું ને ત્યારે પેલા લાઈટના થાંભલા આગળ એક ડોશી બેઠેલી હોય છે. હું રોજ એને બે પુરીઓ આપું છું. કાલે એ ડોશીને પુરીઓ ચાવતાં વાર લાગી'તી. હું ઊભી ઊભી જોતી'તી. મમ્મી, ડોશીનું મોં બોખું છે. હેં ! પોચી પુરીઓ હોય તો ઝટ ઝટ ખવાય ને !'

મમ્મી તો પોતાની બાળકીની આ સદ્‌ભાવના ભરી વાત સાંભળીને આનંદ અનુભવી રહી.

તેની આંખો હર્ષાશ્રુથી છલકાઈ ગઈ.

બાળકી આંખો નચાવતી મમ્મી સામે જોઈ રહી હતી.

સાડીના પાલવથી આંસુ લૂછતા મમ્મીએ કહ્યું, 'એમ ! સારું. આજથી હું પોચી પુરીઓ બનાવી આપીશ હોં !'

ને બાળકી કૂદતી કૂદતી બીજા ખંડમાં સરકી ગઈ.

## ...ને એ પીગળી ગયો

૧૯૬૫ના ડીસેમ્બરમાં બનેલી આ સાચી વાત છે. વલ્લભવિદ્યાનગરની એમ. બી. પટેલ કૉલેજ ઓફ એજ્યુકેશનના એક ખંડમાં પ્રાધ્યાપક શ્રી. મોતીભાઈ ટી. પટેલ પ્રવચન કરી રહ્યા હતા.

તેવામાં એમની નજર એક ઊંઘતા વિદ્યાર્થી પર ગઈ. બાંકડા ઉપર માથું ટેકવીને એક વિદ્યાર્થી ઊંઘ ખેંચતો હતો

મોતીભાઈએ બાજુના વિદ્યાર્થીને ઊંઘનારને જગાડવા સૂચવ્યું. પેલા ભાઈ જાગ્યા. મોતીભાઈએ જણાવ્યું, 'કેમ ભાઈ, ઊંઘ આવે છે ? મોઢું ધોઈ આવો, જાઓ.'

પેલાનો પિત્તો ગયો.

એ બોલ્યો, 'ઊંઘીએ પણ ખરા. તમારા બાપનું શું જાય છે ? સ્વતંત્ર દેશમાં બધું જ કરી શકાય.'

મોતીભાઈ સસ્મિત તાકી રહ્યા.

પછી બોલ્યા, 'જુઓ. હું માનું છું કે તમે ઘેર જઈને ઊંઘશો તો વધારે આરામથી ઊંઘાશે.'

પેલાનો મિજાજ ગયો.

તે બોલ્યો, 'ઊંઘીશું તમે તમારું કામ કરોને.'

બીજા વિદ્યાર્થીઓએ એ વિદ્યાર્થીને બહાર મૂકી આવવા તૈયારી બતાવી. પણ મોતીભાઈએ ધીરજપૂર્વક જોયા કરવાનું જણાવ્યું. એમના ચહેરા ઉપર જરા પણ ગુસ્સો ન હતો.

વિદ્યાર્થીને તેમણે કહ્યું, 'જો ભાઈ, હું તારો શિક્ષક છું. હું તને ન ઊંઘવાનું કહેવાનો જ. બહાર નીકળીશ ત્યારે પણ તારે ખભે હાથ મૂકીને આ વાત હું તને કહીશ જ. બીજું આ જગતમાં તને કહે પણ કોણ?'

વિદ્યાર્થી સમસમી રહ્યો. તેણે મૌન સેવ્યું.

પરીક્ષા આવી.

આંતરિક મૂલ્યાંકન થવા માંડ્યું.

વિદ્યાર્થી પેલો જ, પરીક્ષક મોતીભાઈ.

મોતીભાઈએ પૂછ્યું. 'કેટલા ગુણ મૂકું?'

વિદ્યાર્થીના ચહેરા ઉપરથી નૂર ઊડી ગયું.

પણ મોતીભાઈએ વાજબી કરતા પણ બે ગુણ વધારે મૂક્યા.

એ દિવસ પછી એકાએક મોતીભાઈ પેલા ભાઈનું ઘર શોધતા શોધતા એક અજાણ્યા ફળિયામાં પ્રવેશ્યા.

વિદ્યાર્થીએ નરમાશથી તેમનો સત્કાર કર્યો.

તપાસતાં ખબર પડી કે, તે વિધુર હતો. તેને ત્રણ બાળકો હતાં. અધારે તે રાંધીને ખવડાવતો-પીવડાવતો.

હવે મોતીભાઈને પેલી ઊંઘનું કારણ સમજાયું. વિદ્યાર્થી તેને પગે પડ્યો.

સદ્ભાવનાના ફળ મળ્યા વગર રહેતા નથી.

—મધુકુંજ પટેલ

## સંસ્કાર કોના?

એક વખત હું અમદાવાદથી મુંબઈ જઈ રહી હતી. ગુજરાત મેઈલને ઉપડવાને દશ મીનીટની વાર હતી ત્યારે જ હું સ્ટેશને પહોંચી. બહેનો માટે ફર્સ્ટ ક્લાસમાં મારી જગ્યા રીઝર્વ થઈ હોઈ હું તે ડબ્બા તરફ ગઈ. ત્યાં પહોંચીને મારી સીટ પર બિસ્તરો પથરાવી તેમ જ બીજો સામાન સીટ નીચે ગોઠવાવી મેં કુલીને પૈસા આપી છૂટા કર્યો.

ડબ્બો છ સીટનો હતો. ત્રણ નીચે અને ત્રણ ઉપર. સામેની નીચેની સીટ ઉપર એક બહેન બેઠાં હતાં. તેમનો ચહેરો તથા પહેરવેશ અત્યંત આકર્ષક હતા. જેથી સ્વાભાવિક રીતે જ તે તરફ મારાથી જોવાઈ ગયું. તેમણે પહેરેલ હીરાના દાગીના ઉપરથી પૈસાદાર કુટુમ્બનાં તેઓ હશે એમ માનવામાં શંકાને સ્થાન ન હતું. ઉપરાંત સરસ સાડી, બ્લાઉઝ, લાલી-લીપસ્ટીક તેમજ શાંતિનિકેતનના કલાત્મક ચંપલ તરફ મારી નજર ફરી વળી. તેમનો સ્નેહાળ ચહેરો, હાસ્ય ઝરતી માંજરી આંખો તેમજ મલકાતાં ખંજર પાડતા ગાલો હજી મારી આંખ સામે તરવરે છે. પરસ્પર અમારી નજર એક થતાં તેમણે મને અંગ્રેજીમાં પૂછ્યું : 'ગાડી ઉપડવાને કેટલી વાર છે.' મેં અંગ્રેજીમાં જ કહ્યું : 'પાંચ મિનિટ'. ત્યાં તો સ્ટેશન ઉપર દોડધામ વધી ને દિલ્હી મેઈલના પેસેન્જરો ગુજરાત મેઈલ પકડવા માટે દોડાદોડ આવતા જણાયા. બે પુરુષો અમારા ડબ્બામાં આવ્યા ને ફટાફટ સામાન ગોઠવવા મંડી ગયા. તેમની પાછળ અત્યંત જરઝવેરાતથી લદાયેલ બે સ્ત્રીઓ ચઢી. તેમાંથી એક બહેને એકાદ વર્ષના એક બાળકને તેડેલું હતું. બધોજ સામાન અમારા ડબ્બામાં મૂકી તે બહેનોને ત્યાં બેસાડી સીટી વાગતા તે બંને પુરુષો, 'અમે ગમે ત્યાં ચઢી બેસીશું,' કહી ઉતરી ગયા.

આ બંને બહેનો મારવાડની જણાતી હતી. તેમનો પોષાક જ તેમનું વતન કહી આપતો હતો. તેઓનો સામાન એટલો બધો હતો કે આખા ડબ્બામાં વચ્ચે જરા સરખી જગ્યા ખાલી ન રહી. આથી મારી સામે બેઠેલ બહેને મારી સામે જોઈ ફરીથી અંગ્રેજીમાં જ કહ્યું : 'જોયું! મુસાફરી કરે છે તે! આટલો સામાન છે તો બ્રેકમાં મુકાવતા શું થાય? જરા સરખો પણ બીજાનો ખ્યાલ કરે છે! મેં અંગ્રેજીમાં જવાબ આપતાં કહ્યું : ઉતાવળ હોય ને ટ્રેન ચૂકી જવાય તેમ હોય એટલે બ્રેકમાં કઈ રીતે મુકાવા જાય? ત્યાં તો તે બહેન તાડૂકી ઉઠ્યા : 'તો બીજી ટ્રેન પકડવી જોઈએ. આ તે કંઈ ગોડાઉન થોડું છે? પાંચ મિનિટમાં

તો જાણે શુ હલ્લો મચાવી દીધો કે બસ જાણે તેઓ એક જ મુસાફરી કરનાર છે' હું તો ચૂપ જ રહી. સામે બેઠેલ બન્ને મારવાડી બહેનો આ વાત સાભળી શકે તેટલુ જોરથી તેઓ બોલ્યા હતા મને હતુ કે હમણા તેઓ તાડુકી ઉઠશે ને અહી વાગયુદ્ધ ખેલાશે પણ ઈશ્વરની મહેરબાની કે પેલા બન્ને બહેનો કઈ પણ બોલ્યા નહી. તેમના મો ઉપરના ભાવથી મને લાગ્યુ કે કદાચ તેઓ અગ્રેજી સમજતા નહી હોય નહીતર સ્વભાવિક રીતે જ કઈક બોલ્યા હોત

થોડીવારે બને મારવાડી બહેનોએ કઇક કઈક બોલવા માડયુ થરમોસ કાઢયુ ને તેમાથી પાણી કાઢી તે બાળકનુ મો ડબ્બામા જ સાફ કરી લૂછી નાખ્યુ થોડીવારે પેલુ બાળક રડયુ એટને તેને બીસ્કીટ કાઢીને આપ્યુ તે તેણે ખાધુ પણ પછુ રડવાનુ' શરૂ કર્યું એટને તેની માએ તેનેધવરાવવા લીધુ દૂધ પી લીધા પછી બાળકે કઈક તોફાન શરૂ કરતા તેની માએ ચોકલેટ કાઢીને અપી ત્યા તો આણદ સ્ટેશન આવ્યુ ને ટ્રેઈન ઊભી રહી ફરી બાળક રડવા માડયુ એટને તેને એક કેળુ આપ્યુ. કેળુ થોડુક ખાઈ બાળકે ફેકી દીધુ ને પાછુ' રડવાનુ ચાલુ કર્યું' તેથી તેની માએ ફરી ધવરાવવા મડ્યુ. આ બધુ જોઈ મારી સામે બેઠેલ બહેને ફરી મારી સાથે અગ્રેજીમા વાતચીત શરૂ કરી તેમણે મને કહ્યુ, "જોયુ ! કેવુ ગદુ કરે છે ? બાળકને તો બસ દીધા જ કરે છે માદુ પડી જશે" મે કહ્યુ 'હા' ત્યા તો તેઓ બોલ્યા 'બાળકને કેમ ઉછેરવુ તેનો જરા સરખો પણ ખ્યાલ લાગતો નથી' પારકી પચાતમા નહી પડવાના મારા વિચારને કારણે મે હકારમા માથુ જ હલાવ્યુ થોડીવાર તેઓ પેલા બન્ને બહેનો શુ કરે છે તે જોતા મુગા રહ્યા ટ્રેઈન ઉપડી તેમની વાતમા મે ખાસ રસ ન દર્શાવ્યો કે ગમે તેમ પણ તેમણે સુવાની તૈયારી કરી હાશ અનુભવી મે પણ લબાવ્યુ.

અમને આમ બાળકના રડવામા ને તેની માતાના તેને શાત રાખવાના પ્રયત્નોમા ઘડીક જાગતા ને ઘડીક ઊંઘતા અમારી રાત પસાર થઈ ને જ્યારે ટ્રેઈન ઊભી રહી ત્યારે જોયુ' તો બોરીવલી સ્ટેશન આવેલુ હતું. મારા સામેની સીટ ઉપર બેઠેલા બહેને ઉભા થઈ મશ કર્યું. પફ-પાવડર કરી મથુ ઓળ્યુ ને કપડા બદલાવીને બિસ્તરો બધ કરી તૈયાર થઈને તેઓ બેઠા ત્યા તે એક ભાઈ કઈક મોટા પોટકા જેવુ તેમને આપી ગયા પોટકુ દેવાની રીત ઉપરથી લાગતું' હતુ કે તે બહેનના તેઓ નિકટના સગા કે સ્નેહી હોવા જોઈએ ટ્રેઈન બોરીવલીથી ઊપડી તે મારી પાસે આવીને બેઠા તેમની સાથેની વાતો ઉપરથી જાણવા મળ્યુ કે તેમને બે બાળકો છે ને ભણે છે બાળકોના ઉછેર ને સરકાર માટે તેઓ કેટલો ખ્યાલ રાખે છે તે પણ તેમણે વિસ્તારથી મને કહેવા માડયુ ને કહેતા કહેતા સામે બેઠેલ મારવાડી બહેનો તરફ જોઈ મને કહે 'કેટના પૈસાદાર છે પણ છે કઈ સરકાર કે સુઘડતા ?' મે કહ્યુ 'દરેક પોતાના બાળકમા સારા સરકાર કેમ આવે તે માટે તેમની રીતે પ્રયત્ન કરતુ જ હોય છે' તેમને મારુ કહેવુ કાચ ગમ્યુ હોય તેમ ન લાગ્યુ કારણુ તેઓએ ત્યાર પછી મૌન જ ધારણ કર્યું'

દાદર આવ્યુ, તે બહેન પોટકુ લઈ બાથરૂમમા જઈને બુરખો પહેરીને સડસડાટ નીચે ઉતરી ગયા. પોટકુ આપી ગયેલ ભાઈ પણ આવી પહોચેલ તેમણે મજૂર પસે સામાન ઉતરાવવા માડયો અને પછી પેલી બુરખાવાળીની પાછળ ચાલવા માડયુ. આ બધુ એટલુ બધુ ઝડપથી એક આખના પલકારામા બની ગયુ કે આ બુરખાવાળુ કોણુ હતયુ' તેમ વિચારુ ત્યા તો પેલી બે મારવાડી સ્ત્રીઓને વાતો કરતી સાભળી એક કહી રહી હતી જોયુ હતી કેવી અપટુડેઈટ મો' ઉપર પાઉડર લાલી લીપસ્ટીકના ગમે તેટલા લપેડા કરે પણ તેના જૂના સરકાર કઈ ઢાકયા રહે ? આજના જમાનામા હજીયે આવા પડયા છે'

આ સાભળી હું વિચારતી જ રહી, સરકારિતાનો દાવો કોણુ નથી કરતુ ?

—જયાબહેન દોશી

# સોરઠી ધરાનું ધાવણ

બાણુભાઈ પેથાણી

"કેમ દરબાર હવે કેટલી વાર છે આ ?" માથે કાઠીયાવાડી પાઘડી બાંધેલ ને અચકનનો લાંબો ડગલો પહેરેલ રામજી શેઠે મદારસંગની દોઢીમાં પગ મુકતા કહ્યું.

"અરે આવો આવો શેઠ, હવે વાર શીની આ જરા બંદુકનો કંદો ને ખરીતો ભરી લઉ, બસ." જુવાન મદારસંગે જવાબ આપ્યો.

"પણ દરબાર જાનના ગાડા જુતી ગયા હો" રામજી શેઠના મુખ ઉપર દરબારની ઢીલાશનો કચવાટ હતો.

"લ્યો શેઠ, આ થઇ ગયુ" કહેતા ઉતાવળે ઉતાવળે કામ આટોપવા માંડયુ ખભે બંદૂક લટકાવી, ભેટમા જમૈયો ખોસ્યો, કેડે તલવાર બાંધી ને બીજી બંદૂક પણ ખભે લટકાવી. ને સાથે જ ઉમેર્યું · 'ભેગાભેગી બે'ક સટ હોકાની લઈ લઉ શેઠ, તો લગ ણુમા તમે જાનના ગાડાઓને ઝાંપે હાંકો વાટમા ટેમ નઇ મળે ને હુ રીયો પાછો બધાણી કેને ખબર છે .."

"બાળા દરબારડાઓને આમ હોકામા જ રાજ ખોયા છે ને! નકર કાંઇ ચૂડાસમાની ગાદી બીજાનીના બાપનો બાપ આવે તોય ચઢ આપે!" શેઠ મનોમન બબડયા. ને ઉમેર્યું "ઠીક દરબાર, પણ હવે ઝટ કરજો હો ફરી અમારે યાદ દેવરાવવા આવવુ ન પડે" આમ કહી રામજી શેઠ ચાલતા થયા. હજુ તો ડેલીએ પુગ્યા હશે ત્યાં જ કંઇ યાદ આવતા પાછા વળ્યા ને કહ્યુ—"જુઓને બાપુ! જાણું વાત એમ છે ને ...." ને રામજી શેઠે અડખેપડખે જોયુ જાણે દોઢી દરવાજાના પથ્થરો પણ સાંભળે નહિ તેમ ધીમેકે'રી મદારસંગના કાનમા કહ્યુ. 'દરબાર, એ લ્યો કાળમુખો કાદુ'ો વકરીને ધૂમાડે ગ્યો છે એ તો તમને .."

"હા હા" મદારસંગનું મુખ મલક્યુ.

"તે હું કહું છુ કે જરા ચેતના ચાલવું સારું."

મદારસંગ કશું ન બોલ્યો ને રામજી શેઠ તેના મુખ સામે તાકી રહ્યા. થોડા ખસિયાણા પડી ગયા પણ પછી મેટેથી કહ્યુ · "પણ દરબાર, તમારુ ઓળાવુ હોય પછે અમારા પેટમા પાણી નો હલે બાપુ! તમારી ઓથ છે એટલે તો અમે નિર્ભય થઇ કાદુગાના બા'રવટા છે તોય હરીયે—ફરીયે છીએ. પણ આ તો ઘેડનો કાંઠો, ઓજત નદીની ઊંડી ઊંડી કંદરાઓ ને ડુંગરાળ પ્રદેશમાથી આપણે હાલવાનુ છે ને ઉપરથી કાદુળાનું બા'રવટું ..."

રામજી શેઠ વાત વાતમા કાદુ બહારવટિયાનો ઉલ્લેખ કરતા હતા મદારસંગને લાગ્યુ કે શેઠ કાદુના નામથી પૂરેપૂરા ભડકી ગયા છે.

"અરે રામ રામ કરો શેઠ' અરણીનારીની જાન વખતે એને બો ભારી કરાવી'તી એ તમને કયા ખબર નથી?"

"હા એ ખરુ."

"ને રામજી શેઠ તમારા બાપુ ને મારા બાપુ ભાઇબંધ હતા કેમ ખરુ ને?"

"હા..."

"તો તમો એમ માનો છો કે હુ વાણિયા બ્રાહ્મણનો દીકરો છુ?"

"નારે બાપુ! એમ કેમ કેવાય!"

"બસ તો શેઠ ધરપત રાખજો મારા જીવતા રામજી શેઠના દીકરાની જાન લૂંટાય તો તો મારે જીવતા વખ ઘોળવા પડે હો. તમારી ત્રણ પેઢીનો અન્નનો દાણો અમારા પેટમા છે .."

ત્યાં જ ડેલીએ ફરી રાડય સંભળાણી, "એ બાપુ હાલો હાલો જાન ઉપડી ગઇ. હવે તો નીકળો!"

મદારસંગ કેશોદનો ચૂડાસમો રજપૂત હતો. આભને ટેકો આપે એવું સોરઠનું ગૌરવ એનામા

ઝોકતું હતું. ઘેડ અને નાઘેરમાં એનું વોળાવુ વખણાતું. તે એ બંદૂક બાધતો અને એના નિશાન અચૂક હતા. એની બંદૂકમાથી છૂટેલી ગોળી કદી ખાલી ન જતી. અફીણના પાશેર પાશેરના દડા છૂટે હાથે વેરાતા. એની દોઢીએ કાયમ કસુબાની ઠોર બોલતી. ચારણ, ગઢવી, મીર કે ભાટ ગામમા પગ મુકતા જ પહેલા મદારસગની દોઢી પુછતા ને ઉતરતા. આખા ઘેડ, બરડામા ને કહો તો સોરઠ આખામાં એની કીર્તિ ફેલાયેલી હતી. ચોર, લુંટારા કે બહાર વટિયા એના નામથી ડરતા

રામજી શેઠના દિકરાની જાન કેશોદથી માધુપુર પરણવા જતી હતી. વરરાજો માફાવાળા લાલ ચંદરવા બધ વેલડામા લાલ ચણોઠી જેવી પાઘડી બાધી બેઠો હતો. ને બાજુમા જેતપુરના પટોળાને ગવનમાં ભાતીગળ ચૂદડીઓ ઓઢી જાનડીઓ મીઠા સુરે ગીત ગાતી હતી.

મોર જાજે ઉગમણે દેશ,
મોર જાજે આથમણે દેશ,
વળતા જાજેરે વેવાયુને માડવે હો રાજ.

જાણે ગરનમા ઘૂટાયને સોનાની ઘટડી જેવા મીઠા સૂરો વગડાને ભરી દેતા હતા. પાછળ બે ગાડા પણ ચાલ્યા આવતા હતા. તેમાં પણ સ્રી વર્ગ પોતાના બાળકોને લઇ કોયલની માફક ટહૂકતી આવતી હતી.

જરા દૂર રહીને બગલાની પાંખ જેવી ધોળી ઘોડીને રાગમા રમાડતો ને મૂછે તાવ દેતા મદારસગ વોળાવીઓ સાથેસાથ ચાલતો હતો. એની બન્ને બગલમા એક એક બદૂક ગેલ કરતી જાય છે. શીના જેવી છાતી શરાતનથી વેત વેંત ફુલી ગઇ છે. અગેઅગમા જુવાની નીતરી રહી છે.

મદારસંગની આ મગરૂમી ઉપર વરરાજાના ડામા બેઠેલ એક સ્રી વારી ગઇ મનોમન મલ તી જાય છે. ને તીરછી નજરે જોતા એનું દેહું પ્રેમથી હાસેહાસ ભરાય જાય છે. વાહ જવાન વાહ પુરુષ ઘડયો છે ને પ્રભુએ માધવો નર. તે મનોમન આને ઝંખી રહી.

પીપળી .ગામ વટાવ્યા પછી, હરણી જેમ આંખો નચાવતાં એ સ્રીએ મદારસગનું પણ બે ત્રણ વાર ધ્યાન ખેચ્યું હતું. પણ આ બધા માણસોનો સમૂહ જોઇ તે ગોઠુ ઘાલી જતો હતો. છતા મનમાં ગાઠય વાળી હતી કે માધુપુર જઇને એની ખબર લઇ નાખવી.

દિ' જળવજળ રહ્યા ત્યારે જાન માધુપુર પહોંચી ગઇ. સામૈયા થયા, ઉતારો દેવાણો ને રાત્રે ફેરા પણ ફરાયા લગન ધામધૂમથી થઇ ગયા. જાનને બે દિવસ રોકવામા આવી

બીજે દિવસે જાનના બધા માણસો માંડવે ગયાં હતા મદારસગ એકલો બેઠો બેઠો ઉતારે બદૂક સાફ કરતો હતો. ત્યારે બારણામાથી શાત મક્કમ પગને એક સ્રી પેઠી. પહ્દસચાર થતા મદારસંગે એના તરફ જોયું.

"કોણ, માણેક ?"

"હા..."

ને કશું જ નવું ન હોય તેમ ફરી બંદૂક સાફ કરવા લાગો. ઘોડો એક બે વખત ઉચો નીચો કરી તેણે બદૂકની નાળ્ય નિશાન મેળવતો હોવ તેમ, દીવાલ તરફ તાકી.

માણેકની ધીરજ ખૂટી. તેણે મીઠા છતા કરડાકી ભરેલા શબ્દોમા કહ્યુ "કાં દરબાર, કાંઇ બઉ ફાટય ચડી છે ?'

"ચડી હશે .." એજ અદાથી મદારસંગે કહ્યું.

માણેક ખડખડાટ હસી પડી "દરબાર રસ્તામાથી જ મે તો પરખી લીધું હતું કે તમે લપટાણા છો હો...."

છતા પણ મદરસંગ કશું ન બોલ્યો.

ને સ્રીએ આગળ વધી તેના તરફ નજર નોધતા ઉમેર્યું "દરબાર હું ખરું જ કહું છું. તમારા તરફ રોજ પ્રભુની માફક જોયા કરું છું. આજ ત્રણ ત્રણ મહિનાથી તમારા નામની માળા જપુ છું. પણ તમે તો સાવ નિષ્ઠુર થતા જાવ છો. મારા સામુ શેની આંખ્ય કરીને પણ જોતા નથી." ને થોડી વાર

અટકી ફરી કહે: "અરે મેં તો તમને જ્યારથી જોયા છે ત્યારથી જ મનમાં ગાંઠ્ય..."

"હા-હા-હા-" કરતો મદારસંગ હાથમાં બંદૂક લઇ બેઠો થઇ ગયો.

"નિષ્ઠુરતા નથી માણેક! પણ આબરૂ ને લોહીના સંસ્કાર છે. સોરઠી ધરાનું ઉકળતું ધાવણ ધાવ્યો છું. એ ધાવણ તારા જેવી માટે ખોઇ નાખવા તૈયાર નથી. જે દિવસે સોરઠનો સપૂત તારા જેવી સ્ત્રીઓના ફંદામાં ફસકાસે તે દિવસે સોરઠની ધરતી ઉપર વીર પુરુષો પાકતા બંધ થશે."

આ શબ્દો સાંભળતા માણેક ખસિયાણી પડી ગઈ. સમુદ્રના ફીણની માફક ઉભરાતો પ્રેમ વિરહના પૂરથી એકદમ શાંત થઇ ગયો.

"માણેક તું તો મારી બે'ન કહેવાય જીવણ શેઠની દીકરી ને મહાજનની વહુ દીકરીઓ બધી બહેન ગણાય" મરકતા મુખે મદારસંગે કહ્યું.

"અરે! હ... હં...દરબાર!"

"ખબરદાર.. એક શબ્દ પણ ઉચ્ચાર્યો છે તો!" મદારસંગના ડોળા લાલ ત્રાંબા જેવા થયા.

"દરબાર પરમેશ્વી થાળી ઠેલો છો તો પછી પસ્તાશો હો..."

"પસ્તાવાનું તો હું નથી શીખ્યો, બહેન! પણ મને એટલી ખબર છે કે જે દિવસે રજપૂત બચ્ચો ઉઠી આવુ કામ કરશે, તે દિ'થી સોરઠી ધરામાંથી રસકસ જશે, ધરણી જાકારો દેશે. ડેલીએ ડેલીએ ને ઘેર ઘેર માયકાંગલી પ્રજા પાકશે પણ યાદ રાખજે" ને દરબારનો સીનો ટટાર થયો એક ડગલું આગળ વધી તેણે કહ્યું:

ખળ ધુખળ રહ્યુ આગ હોય દગ મોતી હણે,
મરને કેશર મરજાય, તુણને ન ભખે કોઈ દિ'

હું ચૂડાસમો રજપૂત છું. સોરઠી ધરાનું ફરજંદ છું. સિંહ કદી તરણું ખાશે નહિ.

સ્વામી ઉગારી રહ્યુ રહે એ રજપૂતા રીત,
જ્યાં લગી પાણી આવટે, ત્યાં લગી દૂધ ન ચીં'ત.

રજપૂતની રખાવટમાં જે દિ' ફેર પડશે તે દિ' રજપૂતોમાંથી રજપૂતાઇ જશે, શૂરવીરતા જશે ને માણસો માથે થુંકશે. બહેન માટે તને ચેતવું કે હવેથી આવું કરીશ તો ગોળીએ દઇશ."

માણેક રડી પડી.

"બહેન" મદારસંગે માણેકના વાંસામાં હાથ મુકતા ઉમેર્યું: "જા તારે જે દિ' જરૂર પડે તે દિ' આ ધરમના ભાઇને યાદ કરજે. તે દિ' રખાવટમાં પાછી પાની કરું તો થુંકજે આ ભાઈના નામ ઉપર..."

માણેક ધ્રુજતા પગે પાછી વળી ગઈ. મનનો ઉભરો દઢતાથી દબાવીને, ત્યારે જાનને ઉઘલાવવાની તૈયારી થઇ રહી હતી. પણ જાનના કામ એટલે ઉતાવળ કરતા કરતા પણ મોડું થઇ ગયું રસ્તાપર પીપળીને પાદર દિ' આથમી ગયો. છતાં મદારસંગ જેવો વેળાવીયે ભેળો એટલે રામજી શેઠ ને ભોં (બીક) જેવું તો હતું જ નહિ.

પીપળીથી જાન નિકળી ત્યારે દૂર દૂરથી શિયાળવાની લાળી સંભળાઈ. જાનમાં અંદરોઅંદર વાતો થવા લાગી "માળુ ભો જેવુ તો કંઇ કળાય છે હો.. વિઠ્ઠલ શેઠ ચેતજો. ઓલા અઘોરી માણેકચંદ ચેતજો. જુવો સામે ધારમાં ટપકા કળાતા હોય એમ લાગે છે."

"એવા માળા તું તો હામુકો ફોસી જ છો" એકે કહ્યું ને બીજાએ ઉમેર્યું. 'દરબાર ભેળા છે પછે શું ઉપાધિ છે. જાણે પટારામાં પડયા છીએ. એના નામથી મકરાણી કાદુ્ળો ય રાડ નાખે તમને ખબર નહીં હોય જીવણ દા.'

"હા. હા. એ વાત ખરી છે અમારા કેશોદનું નાક છે દરબાર હો. નકર તો કેટલીય વાર કાદુની ગાનુએ કેશોદ ભાંગીને લુંટાઇ ગયું હોય. પણ પ્રભુને પરતાપે અમારે તો લીલાલે'ર છે કેશોદમાં."

"અરે ભઇ! અમારી મરણીયારી ગામમા તો રાત પડે ને માણસો પાંદડાની માફક થરથરે."

તે થરથરે જ ને તમારી અરણીયારીએ કોઇના રખોપા થોડા છે?"

ત્યાં જ ગાડાઓ ધારનો પડથાર ઉતરી ગયા. સામે બીજી ધાર આવતી હતી. રાત ધીમે ધીમે જામતી જતી હતી, તમરાના અવાજ કાનને ભરી દેવા લગ્યા. પીપળાની ધાર એટલે દિવસમાં પણ સુમસામ લાગે. રાતે એકલ-દોકલ માણસને નીકળવું એટલે મોતને નોતરવા જેવું. એવી એ વંકી જગ્યા. દૂર . દૂર... કેશોદ દેખાય ને પશ્ચિમે ઝીંડી ઝીંડી પીપળીના ઝાંખા ઝાંખા ઝાડવા કળાય.

અંધારાના ઝાંખા ઝાંખા તેજમાં ગમજી શેઠને સામી ધાર ઉપર કઇંક કળાયું. તે ગાડામાંથી ઠેકડો મારતા ને ખોખારતા દરબાર પાસે આવ્યા.

તેણે સામી ધાર તરફ આંગળી ચીંધી સૂચવ્યું. "દરબાર સામે માણસ જેવું ધોળકાય છે. બે પાંચ માટી હોય એમ લાગે છે. ભો છે હો દરબાર."

મહારસંગ જવાબમાં હસ્યો.

"દરબાર દાંત કાઢવાનો વખત નથી હો." ને વળી વિચાર કરીને તેણે ઉમેર્યું: 'આ તો કાદુભાના બા'રવટાની ભોં. દરબાર જાનમાં જોખમ છે હો!"

'તમ તમારે ધરપત રાખો શેઠ" મહારસંગે હૈડે હલેજે જવાબ દીધો.

"પણ દરબાર કાદુને નામે અટાણે ખાટસવાદિયા કુદી પડયા છે હો.. કાદુ હોય તો તમારું મોઢું રાખે પણ..."

"અરે શેઠ એવા મોળા વેણ કાં કાઢો! તમારે મારું નામ બોળાવવું છે?" ને તેણે સામે ઝીણી નજરથી જોઇ ઉમેર્યું, "શેઠ તમરો કે જાનનો કોઈ વાળ વાંકો કરે તો જાણજો કે દરબારનું દૂધ બીજું હતું. પણ મારા જીવતા સુધી હો..." આમ કહેતા મહારસંગે તેજણને ગાડાઓની આગળ લીધી.

ગાડાઓ બરાબર નેળમાંથી નીકળી ધારના પડથારમાં ચડયા ત્યાં જ પાંચ માણસે બુકાની બાંધેલા ચીલામાં આડા ઉભા રહ્યા.

"એલા કોણ છ માટી." ગર્ભિણીના ગર્ભ છૂટી પડે એવી ત્રાડ મહારસંગે નાખી.

જવાબમાં નરી શૂન્યતા જ વ્યાપી ગઇ.

દરમિયાન એક જણે શિયાળવાની લાળી જેવી લાળી કરી, ને એ લાળીના જવાબ રૂપે બીજા પાંચ બુકાની બાંધેલા માણસો જાણે જમીનમાંથી ઉગી નીકળ્યા હોય તેમ ટપોટપ ઉપરી આવ્યા. બધાના હાથમાં જામગરી વાળી બંદૂકો હતી.

ધાડાના મોવડીએ કહ્યું: "મહારસંગ આજ તો ભા અમે જાન લૂંટીને જ જશું હો. તારી સરમ બહુ રાખી. બેલી હવે અમથી નઈ રીયે."

મહારસંગ અવાજ ઓળખી ગયો.

"કાદુ, મારી રખાવટમાં ફેર નો પડે હો. મારા જીવતા જાન લૂંટાય એ પહેલાં હું માથુ પટકી મોતને માગી લેવાનું વધારે પસંદ કરૂં છું." એમ કહેતા તેણે બંદૂકનો ભડાકો ર્યો.

કાદુ નામ સાંભળતા તો જાનૈયાઓનું લોહી ઠંડું પડી ગયું બધા થરથર ધ્રૂજવા લાગ્યા. ને થોડા તો ભડાકાની સાથે જ શું થયું એ ગભરાટે નિર્જીવ પુતળા જેવા જડવત્ જાણે જમીન સાથે જડાઇ ગયા.

"ઓહો આટલું બધુ ગુમાન."

"કેમ નઈ કાદુ, મારું મોત મરદને હાથે થશે, તો સરગ (સ્વર્ગ) મળશે. સોરઠની ધરામાં પાળીયા તરીકે પૂજાવાનું વધારે પસંદ કરૂં છું."

"દરબાર નકામો ચૂથાઇ જઇશ."

"એમાં હું મારી નાનપ નથી સમજતો કાદુ. આજ તો ભલે થઇ જાય ધુબાકા. આ વોળાવીયાનુય પાણી માપતો જા ભા."

ને બીજી જ પળે ધીંગાણું જામી ગયું.

અષાઢની ગાંડી બનેલી વીજળી ત્રણ ત્રણ કટકા કરીને ધરણી માથે ઝીંકે ને પાછળ મેઘની હુણુણુણુ ગડેડાટી થાય તેમ ધારોના પડથાર બંદૂકોના બારથી ધણધણી ઉઠયા...ગાડામાં બેઠેલા આહેરો પણ આડા લઇ કુદી પડયા.

બંદૂકો ખાલી થઇ એટલે તલવારો ઉછળી. ભાલા ને બરછી પણ ચમકી.

જોતજોતામાં તો મહારસંગે બેંકને તો ઢાળી નાખ્યા. મકરાણીઓ ઝનુને ચડયા "મારી વીંઝો

મારી વોલ" એવા પડકારા કરતા એક સામટા તૂટી પડયા.

"પકડો...પકડો" એવા રીડીયા ને ઘોડાના ડાબલા ધારની પડથારમાં સંભળાયા. જુનાગઢની ગીસ્ત ધાસારી ગામ તરફથી અવાજ સાંભળી ધસી આવી હતી.

બહારવટિયા ચેત્યા. કામિયો રચ્યો....અને મહારસંગની ચીસ સંભળાઈ....મહારસંગને છેતરીને પાછળથી ભાગતા બહારવટિયાઓએ ધ્રસ...ધ્રસ... મહારસંગના પડખામાં બરછી ભોંકી દીધી હતી. ને રાતનો ઓથાર લઈ બહારવટિયા ધારનો પડથાર ઉતરી ગયા, અંધારામાં ઓગળી ગયા.

ફરી શૂન્યતા પ્રસરી ગઈ.

એજ પળે જાનના ગાડામાંથી એક સ્ત્રી આવી. તેના મુખ ઉપર નરી ગમગીની હતી. અંતરમાં ઉઠતા હતા ધરમના ભાઈ પ્રત્યેના છેલ્લા અભિષેક-ના પડઘા. ને પોતાની ભૂલ પ્રત્યેનાં છેલ્લાં પસ્તાવાનાં બે આંસુના ટીપાની ભાઈની છેલ્લી વીર વિદાયની ભભક...તે હતી માણેક.

મહારસંગે તેના સામે જોયું ને તે જ ઘડીએ તેણે મુખ ફેરવી લીધું.

માણેકના દિલમાં ચેરકો પડયો. અચાનક જ મુખમાંથી શબ્દો સર્યા: "ભાઈ, આ છેલ્લી પળે પણ તું મારું મુખ જોવા રાજી નથી." અને તે રડી પડી.

જાનના માણસોને કશી સમજ પડી નહિ.

મહારસંગે રામજી શેઠ તરફ જોયું ને ફરી જાન તરફ જોઈ તેણે હાથ ઊંચો નીચો કર્યો. તે ચેષ્ટા કહેતી હતી કે શેઠ જાન તો સલામત છે ને ?.

પાસે બેઠેલ માણેકના કપાળમાં મહારસંગે લોહીનો ચાંદલો કર્યો. ભાઈ તરીકેની ફરજ અદા કરવા તેણે માણેક માથે હાથ ફેરવ્યો...ને થોડી જ વારમાં તે ચીરનિદ્રામાં પોઢી ગયો.

આજે પણ પીપળીની ધારમાં મહારસંગનો પાળિયો સિંદૂરે રંગાયેલ વીરતાના પ્રતીક રૂપે નીતિના, રક્ષક, રખાવટ તેમજ વફાદાર વળાવિયા તરીકે અડગ અણનમ ઊભો છે.

*

એક વખત ચૈતન્યદેવનાં જોવામાં એક ભગત આવ્યો. તે જ્યારે એક પંડિતજી ગીતાજી વાંચતા હતા, ત્યારે આખો વખત રડયા કરતો હતો. આ ભક્તને કક્કો પણ આવડતો ન હતો, ગીતાના એક પણ શબ્દનો અર્થ તે સમજતો ન હતો. તેને જ્યારે પૂછવામાં આવ્યું કે તમારી આંખમાં આંસુ કેમ આવે છે ત્યારે તેણે જવાબ આપ્યો, "એ વાત ખરી છે હું ગીતાનો એક શબ્દ પણ સમજતો નથી. પણ ગીતાજીનું વાંચન ચાલતું હતું એ બધો વખત કુરુક્ષેત્રના રણમેદાનમાં એક રથમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનની આગળ બેઠેલા છે, અને તેને ગીતાજીમાં એકત્ર થયેલા બધા ઉન્નત વિચારો સંભળાતા રહ્યા છે, એવું સ્પષ્ટ મારા માનસિક ચક્ષુ સામે સ્પષ્ટ દેખાતું હતું. એ જોઈને મારી આંખોમાંથી આનંદ અને પ્રેમનાં અશ્રુ વહેતાં હતાં."

આ માણસ તદ્દન નિરક્ષર હોવા છતાં પૂર્ણ જ્ઞાની હતો. કારણ તેનામાં ભગવાન માટે વિશુદ્ધ પ્રેમ હતો અને તે ભગવાનનો સાક્ષાત્કાર કરી શકયો હતો.



# નિર્વિચાર ચેતનાના અનંત સાગરમાં....[1]

આચાર્યશ્રી રજનીશજી

હું પરમાત્માને શોધતો હતો. તેના મંદિરમાં પ્રવેશ કર્યો વિના જીવનનો અર્થ મૃત્યુના સિવાય બીજો કશો નથી. અને શું મૃત્યુ પણ કોઈ અર્થ છે? ઘણાયે મંદિરોમાં ગયો, પરંતુ કોઈ પણ તેનું મંદિર ન હતું. પત્થર ત્યાં હતા, પરમાત્મા નહીં! ... શાસ્ત્રોના સ્મશાનમાં ભટક્યો. મૃત શબ્દ હતા ત્યાં, જીવંત સત્ય નહીં. અને ત્યારે મન નિરાશ થવા લાગ્યું. શું સત્ય છે જ નહીં? પરંતુ મારી સામે તો બે જ વિકલ્પ હતા: પરમાત્મા અથવા મૃત્યુ. અમૃતને પામ્યા વિના જીવન એ જીવન નથી. આવી જ અંધાર-અવસ્થામાં વિદ્યુતની જેમ એક વિચાર ચમક્યો: "ક્યાંક એવું તો નથી કે હું જ તેનું મંદિર છું?" અંધારું ઘેરું હોય તો તેનું ઘેરાપણું જ પ્રકાશનું દ્વાર બની જાય છે. એક નવી દિશા ખુલી. સ્વયંમાં જ શોધવા લાગ્યો. પરંતુ શોધવા– 'ખોજવાનું' શું હતું? 'ખોદવાનું' જ હતું! ચિત્ત પર ઘણા આવરણો હતા, ઘણા પ્રકારના પક્ષપાત હતા. અને સત્ય તો ત્યારે આવી શકે છે કે જ્યારે પૂર્ણ નિષ્પક્ષ ચિત્ત તેના સ્વાગતને માટે તૈયાર હોય! શાસ્ત્ર અને સિદ્ધાંત છોડવા પડયા. કારણકે તે જ એ સિંહાસન પર બેઠા હતા કે જ્યાં સત્યને બેસવાનું છે. આ કાર્ય હતું અતિકઠિન, કારણ કે જ્ઞાનનો અહંકાર છોડવો હતો અને સ્વયંના અજ્ઞાનનો સ્વીકાર કરવો હતો. અજ્ઞાનની સ્વીકૃતિ એ જ્ઞાનશ્રેણી પહેલું અનિવાર્ય પગલું છે. વિવેક પ્રાપ્ત કરવા માટે વિશ્વાસ છોડવો જ રહેશે. અંધાપાની રાખપર જ તો આંખનો જન્મ થઈ શકે છે! વિશ્વાસ અને અવિશ્વાસ બન્ને જ અવરોધો છે. એકમાં પડવાથી કૂવો અને બીજામાં પડવાથી ખાઈ છે. માર્ગ છે બન્નેની મધ્યમાં અને મધ્ય છે બન્નેથી મુક્ત! ન આસ્તિક ન નાસ્તિક – એવું ચિત્ત જ જે છે તેને શોધવામાં સમર્થ થાય છે. વિચાર માત્ર છોડી દીધા તો કિનારો છૂટી ગયો અને અજ્ઞાત સાગરની સફર શરૂ થઈ. નિર્વિચાર ચેતના અનંત સાગર જ છે. શૂન્યની નૌકા અને અજ્ઞાત ચેતનનો સાગર પગના નીચેથી ભૂમિ ખસી ગઈ. બધા સહારા તૂટી ગયા. બધા આધાર ખોવાઈ ગયા. નિરાધાર થઈ ગયો અને જાણે અતલ ખાઈમાં પડવા લાગ્યો. પડતો જ જતો હતો–પડતો જ જતો હતો, લાગ્યું કે જાણે અમૃતની શોધમાં મૃત્યુના જ મોંમાં આવી ગયો હું! બાકીનું બધું તો ખોવાઈ જ ગયું હતું. હું જ બચ્યો હતો એ પણ અંતે સ્વપ્નની જેમ વીખરાઈ ગયો. પછી 'કંઈ પણ' ન રહ્યું અને 'સર્વકાંઈ' બની ગયો. પરમાત્માનું મંદિર આવી ગયું હતું. હું જ હતો શોધવાવાળો, હું જ હતો શોધમાં અવરોધ અને હું જ હતો એ જેને કે શોધાતું હતું! આ કેવું રહસ્ય છે? પામ્યો કે જ્યાં સ્વયં હતું ત્યાંજ સર્વ છે. પામ્યો કે જ્યાં મૃત્યુ હતું ત્યાં જ અમૃત છે. પછી શ્વાસ-શ્વાસમાં આનંદ વહેવા લાગ્યો અને પ્રેમ વહેવા લાગ્યો. અંદર આનંદ, બહાર પ્રેમ. ધર્મ આ જ છે. સત્ય આ જ છે.

અનુ. પ્રતાપ ટોલિયા

# 'પણ'નો પાળનાર

ટનુભાઈ કે. શાહ, 'કનક'

"ના શેઠીયા, ઇ ન બને; તમારે કંઇક 'પણ' તો લેવુ જ પડશે!"

"પણ બાપુજી, હું સાચક માણસ; એટલે તમારી છાતી સાગે 'પણ', લઉં ને ન પળાય તો તમારો ને મારો બેયનો આત્મા દુભાય માટે મને આગ્રહ કરો મા!" ગામના નગરશેઠ જેવા ગણાતા ઓતમચંદ શેઠે બે હાથ જોડયા.

"શેઠ 'પણ' લઇને પાળવુ કે પાડવું ઈ માટે તમારો આત્મા વદે તેમ કરજો પણ અત્યારે મારી સામે તો તમારે 'પણ' લીધા વગર છૂટકો જ નથી." મહારાજના અવાજમા દઢતા હતી.

"મહારાજ, કૃપા કરી જીદ છોડી દયો હું વેપારી માણુસ. ધધા આડે ઇ બધુ ન પરવડે બાપજી ને ગામ આખાએ 'પણ' લીધું છે પછી એક હું ન લઉ તો શો વાંધો?" શેઠે વેપારી લાઇનની વાત કરી.

"બસ મારું એમ જ કહેવું છે કે પભવા પશાંયતાથી માંડીને પરસોતમ મુખી સુંધીના બધાએ 'પણ' લીધું છે ને તમે જ કેમ બાકી?"

મહારાજ ખરેખરા જીદે ભરાયા હતા.

સુરેન્દ્રનગર જીલ્લાનું એ નાનકડું ગામ, ગામ ગણો તો કસબો કહેવાય ને કસબો કહો તો ગામ ગણાય એવુ સાઇઠેક ઘર કણબીના, પાત્રીસ-ચાળીસ વાણિયાના, બે-ચ ર મુસલમાનના, હિન્દ-પાકિસ્તાનના ભાગલા વખતે કરાચીથી ભાગીને આવેલા એક સરદારજી, થોડાક કારીય વરણીયા ને ઢેઢ, ચમાર, ભંગીના.

દરેક ગામમા બને છે તેમ આ ગામમાય નાન-જાતના ઝગડા ખરા પણ એક વાતે એ બધાવથી જુદું પડે. ત્યાં ધર્મની ધાધલ ન મળે. નગરશેઠ ઓતમચંદ, જુમઅને બેટીને દદની 'મુબારકબાદી' આપે ને જુમઅ ઓતમચંદ શેઠના આયંબિલ ઉત્સવમાં ભાગ લ્યે ને એ બંને ભેગા થઇ ને પરસોતમ મુખી ને ત્યા થતી સત્યનારાયણની કથા સાંભળીને અતિ ભક્તિભાવે સત્યનારાયણના શીરાનો પ્રસાદ ગ્રહણ કરે. વળી પ્રસંગોપાત્ત સરદાર પ્રીતમસિંહને ત્યાં કીર્તન હોય તોય ગામ આખું ઉમટી પડે.

આવા અજનબી ગામમાં એક અજનબી મહારાજ પધાર્યા.

એમને અજાચક વ્રત. કોઈ શ્રદ્ધાપૂર્વક આપી જાય તો જમવું ને ન આપે તો ભૂખ્યાપેટ હરિભજન કરવું પણ કોઇની સામે હાથ ન લંબાવવો ને લેવામાંય પાછો નિયમ ને સંયમ. પેટ પૂરતો પ્રસાદ લેવાય પણ ધનના ઢગલાને હાથ ન લગાડાય. જરૂર હોય તો જ ભગવાનો ટુકડો ખપે પણ કપડાનો તાકો ન ખપે.

આ મહારાજે ગામમાં હરિકથા શરૂ કરી.

આ અજનબી મહારાજની કથામાં ય અજનબી.

એમાં, ખભે કાવડ લઇને હરિદ્વાર ને મથુરા-વૃંદાવન કરતા શ્રવણની વાત પણ આવે ને દીકરી કુંવરબાઇના મામેરા વખતે મૂંઝાયેલા મહેતાજીની મૂંઝવણ દૂર કરવા સાક્ષાત ભગવાન દામોદર શેઠ બનીને પધાર્યા હતા તે વાત પણ આવે. એમાં, ગરૂડપુરાણ ય ગવાય ને શેઠ સગાળશા ય સંભળાવાય. એમા, રામાયણના રામ હનુમાનજીને લઈને પધારે ને કનૈયો સારથિ બનીને કુરુવંશનું નિકંદન પણ કાઢી નાખે. એમાં, મહાવીર સ્વામીનો ય મહિમા ગવાય ને બુદ્ધની ય ઓળખાણ થાય.

કથા શ્રવણ કરવા આવતું ગામ, મહારાજ કયના હતા કે મહારાજ ભણ્યા છે કેટલું તે નહોતું જાણતું ને મહારાજની સીધી, સાદી, સરળ પણ અવિરત્ સાંભળ્યા જ કરવાનું મન થાય તેવી ભાષા સાંભળ્યા પછી એ જાણવાની કોઇએ પરવા પણ નહોતી કરી. બસ, એક જ વાત. રાતનું વાળું-પાણી ઝપટભેર પતાવી આકડીયા હનુમાનની મઢીમાં પહોચી જવું તે ઠેઠ રાતે એક વાગે 'સાભળેવાનું સ્મરણ' કરતાં સુઇ જવું.

ને આમ સાત દિવસ પુરા થયા ને 'અચ્યુતમ્-કેશવમ્' થયું.

પછી ભજનમાં મહારાજે ભજનમાં પ્રસ્તાવ રજૂ કર્યો.

"સપ્તાહભર કરેલી મારી મહેનત હું ત્યારે સફળ થયેલી માનીશ કે જ્યારે ગામના બધાય લોકો મારી સમક્ષ કંઈક 'પણ' લ્યે, કંઈક 'બાધા' લ્યે."

ને તભાએ હરજી સામે, હરજીએ જીવણ સામે, જીવણે જુસબ સામે, જુસબે ઓતમચંદ શેઠ સામે, ને ઓતમચંદ શેઠે પરસોતમ મુખી સામે જોયું. પાછા બધાં યથાવત થઈ ગયા.

"મહારાજ, આજથી આપણે હોકા – પાણી બંધ!" થોડીક પળો પછી પારસોતમ મુખી ઊભા થયા.

"મહારાજ, આજથી આપણા....શ...શરાબ બધ!!" આસ્તે આસ્તે ઊભા થયેલા ને બોલતાં ક્ષોભ અનુભવતા સરદાર પ્રીતમસિંહ આટલું બોલી ઝડપથી બેસી ગયા.

"મહારાજ અપની ભાંગકી લોટી ઔર ગાંજેકી કલી બધ!!!" રામજીરી બાવો ઊઠયો, બોલ્યો ને બેસી ગયો.

પછી તો પભલો પસાયતો, હરજી, તભો, જીવણ, જુસબ એમ બધાય વારાફરતી ઊભા થયા. ઊભા થઈને 'પણ' લીધું ને 'પણ' લઈને બેસી ગયા. ને ઓતમચંદ શેઠ...? એ તો ઊભા જ નહોતા થયા એટલે બેસવાનો સવાલ જ નહોતો.

"કાં મહાજન, તમે કાંઈ ન બોલ્યા?" મહારાજે ઓતમચંદ શેઠને પૂછ્યું.

"મહારાજ મેં તો આપની કથા શ્રવણ કરી એ ઘણું છે. 'પણ' લેવાનું કામ મારું નહિ, બાપજી." ઓતમચંદ ઓચર્યા.

"તો શેઠ, હું તમને 'પણ' લેવરાવ્યા વગર ત્યારે જ છોડીશ કે જ્યારે મારો આત્મા છોડી શકીશ!" અલબત્ત, મહારાજનો સૂર સત્તાવાહી હતો પણ તેમાં ભારોભાર લાગણી ભરી હતી.

"હા શેઠ, કંઈક તો બોલવું જ પડશે!"

"ઓતમ શેઠ, મહારાજની વાત માનો!"

"મહારાજને દૂભવો મા શેઠ!!!"

મહારાજના સૂરમાં ગામલોકોનો સૂર ભળ્યો.

ઓતમચંદ શેઠ મૂંઝાયા.

"મહારાજ, તમે નહિ જ માનો?" શેઠે પૂછ્યું.

"ના શેઠ, કોઈ વાતે નહિ." મહારાજે જવાબ આપ્યો ને ઓતમચંદ શેઠ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયા. પાઘડી સમીનમી કરી, સરી ગયેલો ખેસ ખભે નાખી ઓતમચંદ શેઠ ધીરે રહીને ઊભા થયા. 'શેઠ શું 'પણ' લ્યે છે?' એ સાંભળવા ગામ લોકોએ કાન સરવા કર્યા.

"મ...હા...રા...જ...!" ઊંડી ગુફામાંથી કોઈ જુગ-જુગજૂના જોગીનો અવાજ આવતો હોય તેવો અવાજ શેઠના ગળામાંથી નીકળ્યો. "મહારાજ, હું 'પણ' લઉં છું કે," શેઠે, ચોપાસ આંખો ફેરવીને મહારાજ સામે સ્થિર કરી. "મારે મારા ડાબા કે જમણા હાથથી કોઈને કોઈ પણ પ્રકારનું દાન ન આપવું." શેઠ બોલ્યા પણ 'બાર વર્ષે બાવો બોલ્યો, જા બચ્ચાં, નખ્ખોદ જાયગા' એના જેવું.

શેઠ બેસી ગયા, ને ગામ લોકોએ ઘીચણભેર ઊભાં થઈ, પહેલાં ફાટી આંખે શેઠ સામે જોયું ને પછી ઝીણી આંખે મહારાજ સામે.

"ભલે શેઠ, એમ તો એમ! મેં તો તમને કોઈ પણ પ્રકારનું 'પણ' લેવાનું કહ્યું હતું. પરંતુ 'પણ'નો પ્રકાર તમારે નક્કી કરવાનો હતો. ભગવાન તમારું કલ્યાણ કરે ને 'પણ' જાળવી રાખવાનું બળ આપે!" શેઠ, યાચકોનું 'અકલ્યાણ' ઇચ્છી ઘેર ગયા ને મહારાજ શેઠનું 'કલ્યાણ' વાંછી બીજે ગામ.

"જૈ ગંગા મૈયાકી!" સાધુ રામ-રોટી માટે આવે,

"આશ્રમવાળા છીએ, શેઠજી." બહારગામથી અનાથ છોકરા આવે;

"ધર્મલાભ" ચોમાસું ગાળવા આવેલા મહારાજ ગોચરી વહોરવા આવે.

પણ...પરંતુ આંગણે ઊભીને આશાભેર ફેલાવેલી ઝોળી કે મહારાજનું પાત્ર, 'મેં કોઈને કોઈપણ પ્રકારનું 'દાન' ન આપવાનું 'પણ' લીધું છે' એમ કહી શેઠ નિરાશાથી ભરી દે.

ને આમ કરતાં, કાળની થપાટે વીસ વર્ષ, વખતનાં વહેણમાં વહી ગયા.

" શેઠ, હવે આપણે જુવાન મટી ઘરડાં થયાં ને છોકરાંઓ છોકરાં મટી જુવાન થયાં!" શેઠ, એક દિવસ જમી ને હિંડોળા પર વામકુક્ષી કરતાં હતા ત્યાં 'વહુ-છોકરાં આધાપાછા છે' તેની ખાત્રી કર્યા પછી શેઠાણી વદ્યાં.

" સાચું!" ધોળા થયેલાં વાળ ઉપર હાથ ફેરવી શેઠે મોઢું બગાસુ ખાધું.

"હવે આપણે વહુવારૂઓને મોકળાશ આપીએ!"

"હેં...એટલે?" શેઠાણીના ધડાકાથી શેઠ ચમકીને બેઠા થઈ ગયા.

"એટલે કે આપણે જાત્રાએ નીકળીએ." શેઠાણી શાંતિથી બોલ્યાં.

"તયેં...તયેં તો ઠીક!" શેઠને શાંતિ થઇ ને વળી હિંડોળાપર આડા પડયા.

"ને જાત્રા પણ કેવી?"

"તમે જ કયો ને! કેવી?" શેઠે સૂના-સૂના જ પૂછ્યું.

"પાલીતાણા ને દેલવાડા, હરદ્વાર ને કાશી; સોમનાથ ને દ્વારકા એમ બધાય તીરથની જાત્રા કરીએ, આ ગામમાં રહીને આપણે બધાયના ધરમ પાળવા છે તે જાત્રા પણ બધીય કરવી જોય ને? હાં, બોલ્યા નહિ!" શેઠાણીએ કહ્યું.

"સાચું, સાવ સાચું. પહેલા કયાં જશું?શેઠે પૂછ્યું.

" કાશી" શેઠાણીએ કહ્યું.

" જાઇએ, પહેલા કાશી જઇએ; કરાવો તમારી ને હું જરા પેઢીએ જઇ છોકરાઓને વહિવટ સમજાવી આવું." શેઠ ઉભા થઈ પેઢીએ ગયા.

ચારેક નોકર, અનાજ, પાણી, મસાલા, કપડા ને બીજી જરૂરિયાતની વસ્તુ સાથે સંઘ ઉપડયો. એ જમાનામાં ગાડી નહિ એટલે જવાનું પગપાળા. હરિસ્મરણ કરતા જાય ને વાટ કાપતા જાય. એમ કરતા બે મહીને કાશીના દરવાજે આવ્યો ને બ્રાહ્મણોનું ટોળું શેઠના સંઘને વીંટળાઇ વળ્યું.

"શેઠ, જજમાન; ચાલો અમારે ત્યાં."

"જુઓ ભાઇઓ," શેઠે બ્રાહ્મણોના ટોળાને કહ્યું "અમે અહી ધર્મશાળામા જ ઉતરવાનું નક્કી કર્યું છે. એટલે તમારે કોઇને ત્યાં નહીં આવીએ. છતાય એક વાતની ખાતરી રાખજો કે, અમે તમારે ત્યાં નહિ ઉતરીએ તોય, અમે બે દિવસ પછી ગંગાસ્નાન માટે આવીશું ત્યારે તમને બધાયને તમારી દાન-દક્ષિણા મળી જશે" શેઠે બ્રાહ્મણોને એમ તેમ કરી વિદાય કર્યાં.

'સાલુ, આ તો ભારે થઇ! અહીંના બ્રાહ્મણો દાન-દક્ષિણા લીધા વગર કોઇ રીતે ગામમાંથી બહાર નહિ નીકળવા દે ને મારે મારું 'પણ' સાચવવું ભારે થઈ પડશે!' શેઠ ધર્મશાળામાં બેઠા બેઠા વિચાર કરે છે.

'કોઇ રસ્તો તો કાઢવો જ પડશે ને!' શેઠે 'પણ' સાચવવાનો ઉપાય વિચાર્યો ને ખૂબ વિચાર કરતાં મળી ગયો.

"ચાલો બધાં ઉઠો, સામાન બાંધો. આપણે હમણાં ને હમણાં જ ગંગાસ્નાન કરીને આગળ જવાનું છે!" ત્રણેક દિવસ વીતી ગયા પછી ચોથા દિવસની રાત્રે શેઠે બધાને ઢંઢોળ્યા. શેઠનો હુકમ એટલે 'ખુદાઇ અકકલમેં ઉખલ નહિ' એના જેવું. ગંગાકિનારે ચાલતા જાય છે. ખૂબ દૂર નીકળી ગયા પછી શેઠે આજુબાજુ જોયું. સાવ નિર્જન. કોઇ કરતા કોઇ ન મળે.

"બસ અહીં જ ગંગાસ્નાન કરી લઈએ." શેઠે કહ્યું ને બધાં ગંગાસ્નાન કરવામાં પડયા. 'વાહ પ્રભુ, વાહ! જાત્રાની જાત્રા થઇ' ગંગાસ્નાનનું પુણ્ય મળ્યું ને 'પણ' પણ જળવાયું તે નફામાં.' શેઠ સ્નાન કરતાં જાય છે ને પોતે અજમાવેલી યુક્તિથી મનમાં હરખાતાં જાય છે. ગંગાસ્નાન પતાવી શેઠ કિનારે આવ્યા ને શરીર લૂછવા માંડયા. ત્યાં જ પાછળથી અવાજ સંભળાયો.

"શેઠ તમે ગંગાસ્નાન કરી લીધું, હવે લાવો દક્ષિણા!" ને શિકારીને જોઈ સસલું ચમકે તેમ શેઠ અવાજ સાંભળી ચમક્યા. પાછળ ફરીને જોયું તો એક અત્યંત વૃદ્ધ, લગભગ અપંગ જેવો, ક્ષીણ થઈ ગયેલ શરીરવાળો ને કોઈ મોટા રોગનો ભોગ થઈ પડ્યો હોય તેવો બાવો, અતિ દયાર્દ્ર મોં બનાવી, તેમની પાસે હાથ ફેલાવીને ઊભો હતો.

"મ...મહારાજ, ત...ત...મે...તમે ક્યાંથી? અમે અહીં આવ્યા ત્યારે તો કોઈ નહોતું!!" શેઠની આંખોમાં નર્યું અચરજ તરતું હતું.

"શેઠ, આપ અત્રે પધાર્યા ત્યારે હું મારા ઝૂંપડામાં જ હતો. જુઓ, સામે રહ્યું મારું ઝૂંપડું." બાવાએ આંગળી ચીંધી. સાચે જ થોડે દૂર ઝૂંપડું હતું.

શેઠે વિચાર કર્યો, : 'સાલું મેં તો ચારે બાજુ ચાર-ચાર વાર નજર ફેરવી હતી પણ કંઈ નહોતું દેખાયું ને આ અચાનક ઝૂંપડું ક્યાંથી ઉભું થઈ ગયું ને આ મડદાલ બાવો ક્યાંથી ફૂટી નીકળ્યો? કદાચ, કદાચ એમ પણ બને કે અંધારામાં એટલે દૂર મારી નજર ન પહોંચી હોય! ઇ તો ઠીક પણ હવે શું કરવું?' ને પછી, થોડીવારે બોલ્યા.

"જુઓ મહારાજ," શેઠે બાવાને બે હાથ જોડ્યા "અમે કાશીએ જાત્રા કરવા આવ્યા છીએ ઇ સાચું, અમે ગંગાસ્નાન કર્યું ઈ પણ સાચું ને તમે દાન-દક્ષિણાના હકદાર બન્યા તે પણ એટલું જ સાચું. પરંતુ બાવાજી, વાત એમ છે કે, મને આ જાત્રામાં ધાર્યો કરતાં ખરચ થઈ ગયો બમણો ને મારા ગામની વાટ છે લાંબી એટલે જો તમને દાન-દક્ષિણા દઉં તો વાટમાં અમારે બધાંયને મુશ્કેલીમાં મૂકાવું પડે." શેઠે ગોળો ગબડાવ્યો.

"કાંઈ વાંધો નહિ દાતાર, તમારા ગામનું, તમારું ઠેકાણું લખી આપતા જાવ. ત્યાં આવીને લઈ જઈશ. તમારા માથેથી દક્ષિણાનો ઋણભાર તો ઓછો કરાવવો જ પડશે ને!" બાવો માથાનો નીકળ્યો.

શેઠે જરા પણ અચકાયા વગર મડદાલ બાવાને પોતાના ઘરનું ઠેકાણું આપ્યું. એ વિચારે કે, 'મારા ગામની વાટ, ભલભલા માણસ માટે ય સાઠ દિવસની છે ને બાવાની સૂરત-મૂરત જોતાં તેની જીંદગી વધુમાં વધુ દશ-પંદર દિવસની છે.' શેઠના ઘરનું ઠેકાણું લઈ બાવો પોતાના ઝૂંપડામાં ગયો ને શેઠ, બીજી ઘણી જાત્રાઓ કરી આઠેક મહિને ઘેર પહોંચ્યા.

વળી વર્ષ વીતી ગયું.

"જે ગંગા મૈયાકી, શેઠજી!" શેઠ દેરાસર પૂજા કરવા જતાં હતાં ત્યાં જ એક અભ્યાગત દેખાયો ને શેઠના હાથમાંથી, પૂજન-અર્ચનની સામગ્રી ભરેલ સોનાની ડબ્બી પડી ગઈ. 'આ તો કાશીના ગંગા સ્નાન વખતે મળેલો જ બાવો! આ મડદાલ બાવલાએ તો ગજબ કર્યો!!'

શેઠે પોતાના એક ખાસ વાણોતરને એક બાજુ બોલાવીને કહ્યું : "આ બાવાને તારા ઘેર લઈ જા. બે દિવસ એની સારી આગતા-સ્વાગતા કરજે ને પછી તારા ખિસ્સામાંથી પાંચ રૂપિયા એને આપીને કહેજે કે 'બાવાજી, લ્યો આ તમારી દક્ષિણા ને હવે તમારે એકાદ દિવસ વધુ રોકાવું હોય તો રોકાવ.' સમજ્યો?"

"જી." વાણોતર જવાબ આપી બાવાને પોતાને ઘેર લઈ ગયો અને શેઠની આજ્ઞા પ્રમાણે તેની બે દિવસ સુંદર આગતા-સ્વાગતા કરી, તેના તરફ પાંચ રૂપિયા રોકડા ધરીને કહ્યું : "બાવાજી, લ્યો આ તમારી દક્ષિણા ને હવે તમારે એકાદ દિવસ વધુ રોકાવું હોય તો રોકાવ, સમજ્યા?"

"ભાઈ એકાદ દિવસ વધુ રોકાવા ન રોકાવાનું તો જાણે સમજી ગયો પણ આ દક્ષિણા મારે તમારા હાથેથી ન લેવાય." બાવાએ જવાબ આપ્યો.

"દક્ષિણા મારા હાથથી લેવાય! કાં?" વાણોતર અચંબામાં પડી ગયો.

"ના, દક્ષિણા તમારા હાથથી ન લેવાય પણ જેણે ગંગાસ્નાન કર્યું હોય તેના હાથથી જ લેવાય." બાવાએ કહ્યું ને બાવાનો જવાબ સાંભળી વાણોતર શેઠ પાસે ગયો ને વાત કરી.

"સાહ્યો બાવલો, સાહ્યો લોભી લાગે છે! તું કાલે એને તારા ખિસ્સામાંથી દસ રૂપિયા આપીને કહેજે કે 'આ શેઠે'જ આપ્યા છે ને શેઠ માંદા હોઈ એ જાતે આવીને તમને દક્ષિણા આપી શકે તેમ

નથી કારણ કે વૈદ્યે તેમને ઘરમાંથી બહાર નીકળવાની ના કહી છે. માટે તમે જાવ.' સમજ્યો!"

"સમજ્યો" વાણોતર સમજીને ગયો. બીજે દિવસે તેણે બાવાની સામે દશ રૂપિયા ધરીને કહ્યું: "મહારાજ, લો આ દસ રૂપિયા તો ઘણા કહેવાય, લઈને જાવ. શેઠ માંદા છે ને વૈદ્યે તેમને ઘરમાંથી બહાર પગ મૂકવાની ના કહી છે." પણ બાવો તો બાવો જ નીકળ્યો. તેણે જવાબ આપ્યો:

"ભાઈ, રૂપિયા વધુ-ઓછા કોને કહેવાય તે તમે વેપારી જાણો. મને બાવાને એમાં કાંઈ ખબર ન પડે. હું તો એક જ વાત સમજું કે શેઠ પોતે આવીને મને જે આપવું હોય તે આપે. ને શેઠ માંદા હોય અને વૈદ્યે તેમને ઘરમાંથી બહાર નીકળવાની ના કહી હોય તો સાજા થાય ને વૈદ્ય ઘરમાંથી બહાર નીકળવાની રજા આપે ત્યારે વાત! આપણે કાંઈ ઉતાવળ નથી!!"

ને વળી વાણોતરે શેઠને જઈને વાત કરી.

"જો હવે તું એમ કર, આવતી કાલે સવારે તારા ખિસ્સામાંથી ઇ બાવલાને પચીસ રૂપિયા આળીને કહે કે, 'શેઠ, ગઈકાલે રાત્રે ગુજરી ગયા, હા, ગઈ કાલે રાત્રે ગુજરી ગયા ને તમે હવે આ પચીસ રૂપિયા લઈને જાવ.' સમજ્યો?" શેઠે કહ્યું.

"પણ શેઠ, એવું કેમ સમજાય! તમે તો સાજા નરવા..."

"અરે તું હવે ડાહ્યો થયા વગર કહું તેમ કર, જા!" શેઠે વાણોતરની વાતને કાપી નાખતા કહ્યું. વાણોતર ગયો. તેણે પોતાના ખિસ્સામાંથી પચીસ રૂપિયા કાઢીને બાવા તરફ ધર્યા અને કહ્યું:

"બાવાજી, શેઠ તો ગઈકાલે રાત્રે ગુજરી ગયા ને તમે હવે આ પચીસ રૂપિયા લઈને જાવ." પણ બાવાએ વાણોતરે ધરેલા રૂપિયા સામે નજર પણ ન કરી અને અત્યંત ગળગળા અવાજે બોલ્યો:

"શેઠજી ગઈકાલે રાત્રે ગુજરી ગયા એમ ને! ગજબ થઈ ગયો!! ભગવાન, ભગવાન; આ તો માઠી થઈ. બિચારા બહુભલા માણસ! જબરા દાતાર!!" બાવાએ 'ખરખરો' કર્યા પછી કહ્યું: "ભાઈ, હવે હું ન જઈ શકું!"

"હવે નહિ જઈ શકો! કાં, શેઠની ગાદીએ બેસવાનો વિચાર છે?" વાણોતરની કમાન છટકી. કારણ કે રોગી ને ગંધાતા બાવાના ધામા એને ઘેર હતા.

"ના ભાઈ, શેઠની ગાદીએ તો એના છોકરા બેસે, હું નહિ. આ તો બિચારા શેઠે આટલા દિવસ સારી રીતે અહીં મને રાખ્યો......"

"બાવાજી, તમને શેઠે નહિ પણ મેં સારી રીતે રાખ્યા છે." વાણોતરે બાવાને બોલતો અટકાવીને કહ્યું.

"ભાઈ, એ સાવ ખરું પણ તમે ય વાણોતર તો શેઠના જ ને! એટલે શેઠે જ રાખ્યો ગણાય!" બાવાએ કહ્યું.

"ચાલો એમ તો એમ! પણ તમારે હવે અહીં શું કામ છે?" વાણોતર ખૂબ અકળાયો હતો.

"ભાઈ, હવે તો બીજું શું કામ હોય? પણ શેઠે મને આટલા દિવસ સારી રીતે રાખ્યો તે હવે તો તેમના મડદાને અગ્નિદાહ દેવાશે પછી જ જઈશ!" બાવાએ જવાબ આપ્યો ને સાંભળીને વાણોતર જાય ભાગ્યો શેઠ પાસે. તેણે બધી વાત કરી. સાંભળીને શેઠ પણ ઘડીભર તો અસ્વસ્થ બની ગયા. થોડીવાર પછી તેમણે કહ્યું:

"કાંઈ વાંધો નહિ. તમે હવે વધુ વાત કર્યા વગર ગામના દસ-વીસ માણસ ભેગાં કરો ને નનામીનો સામાન પણ લેતા આવો. મારે મારી નનામી કાઢી આ બાવાને મારા હાથે દાન ન આપી 'પણ' જાળવવું છે. તું જા, જલ્દી જા; વાર ન લગાડ."

વાણોતર ગયો ને શેઠની આજ્ઞા પ્રમાણે બધો બંદોબસ્ત કરી લાવ્યો. નનામી બંધાઈ. સ્મશાનયાત્રા નીકળી ને બાવો પણ તેમાં જોડાયો. સ્મશાન આવ્યું એટલે બાવો બધાં ડાઘુઓથી જરા વધુ દૂર જઈને બેઠો. શેઠને ચિતા પર સુવાડ્યા, ઉપર હળવાહળવા લાકડા ગોઠવ્યા– શેઠને ઇજા ન થાય તે રીતે.

" શેઠ, બાવો તો હજુય બેઠો છે ! " વાણોતરે ધીમેથી કહ્યું.

"તમે એમ કરો, તેને તમારા ખિસ્સામાંથી પચાસ રૂપિયા આપીને કહોકે 'બાવાજી, હવે તમે આ દક્ષિણા લઇને જાવ. અમે શેઠની 'વિધિ' પતાવી લેશું.' સમજયો ?" શેઠે ચિતામાં સુતા સુતા કહ્યું.

"જી" કહીને વાણોતર ગયો બાવા પાસે તેણે બાવા સામે રૂપિયા ધરીને શેઠની સૂચના પ્રમાણે કહ્યું પણ બાવાએ રૂપિયા ન લીધા અને બોલ્યો :

" હવે મારે દાન દક્ષિણા ન જોઇએ ! "

"તો ?" વાણોતરને થયું કે વળી બાવો કાંઈક નવું તૂત પેદા કરશે. ને થયું પણ તેમજ. બાવાએ કહ્યુ :

" મારે શેઠના અસ્થિ જોઇએ ! "

"શેઠના અસ્થિ ! વાણોતરની આંખો પહોળી થઇ ગઇ.

"હા ભાઇ, શેઠના અસ્થિ ! ટાઢી હરશે એટલે હું અસ્થિ લઇને જ જઇશ " એવા પવિત્ર માણસના અસ્થિ ગંગામા પધરાવવા પડશેને ? તે હું જ લેતો જઇશ. "

ને વાણોતર દોડતો ગયો. તેણે ચિતા પાસે જઇ ધીમે અવાજે શેઠને વાત કરી.

"બાવો બેઠો, આ બાવને તો લોહી પી ગયો ! પણ હું એનોય ગુરૂ છું. તું તારે ચાપ દિવાસળી, ભલે એ મારા અસ્થિ લઇ જાય ને ગંગામા પધરાવે ! મરી જઇશ પરંતુ મારું 'પણ' નહિ મરવા દઉં !" શેઠે દાંત ભીંસીને કહ્યું.

"પણ તમને જીવતાને મારાથી......" વાણોતર બોલતા અચકાયો.

" હું તને પગાર આપુ છુ તે મારો હુકમ માનવા, સામે દલીલ કરવા માટે નહિ, સમજ્યો? ચાપ, દીવાસળી ચાંપી દે ! " શેઠે હુકમ કર્યો ને વાણોતરે દીવાસળી ચાંપી. ચિતા ભડભડ બળવા લાગી. શેઠના દેહને ઝાળ અડી ને દાઝી બળતરા ઉપડી પરંતુ શેઠ પોતાનું 'પણ' જાળવવા વેદના સહન કરીને ચૂપ જ રહ્યાં. તેમણે ન ચીસ પાડી કે ન હલ્યા.

...ને...ને... ત્યાં જ બાવો બેઠો હતો ત્યાં અચાનક ઝળહળાટ થયો. ડાઘુઓએ પાછળ જોયું. તેમની આંખો કોઈ તેજસ્વી પ્રકાશથી અંજાઇ ગઇ. બધાય ડાઘુઓ ' ...ભૂત....ભૂત ' કરતાં ભાગ્યા. ખાસ વાણોતર પણ ચિતા છોડીને ભાગ્યો.

પેલો તેજસ્વી પ્રકાશ, અતિ તેજસ્વી બનીને આગળ વધ્યો. એ ભૂત નહોતું પણ સાક્ષાત કાશી વિશ્વનાથ ભગવાન હતા. તેમણે ચિતા પાસે આવી સળગતી ચિતા સામે હાથ ઊંચો કર્યો ને તે ઠરી ગઇ. તેમણે પોતાના હાથથી લાકડા ખસેડી શેઠને ચિતામાથી બહાર ઉપાડીને મૂકયા.

" પ્રભુ, મારાદેવ; આપ ! " શેઠ ભગવાનને ઓળખી ગયા, તેમણે ભગવાનના પગ પકડી લીધા.

" ઉઠ વત્સ, તું મારી કસોટીમાંથી પાર થયો છે ! " ભગવાને શેઠને બે હાથ પકડીને ઉભા કર્યાં ' પણ ' લેનાર તો ઘણા જોયા છે. પરંતુ તારી જેમ પાળનાર ઓછા જાણ્યા છે ! "

" પ્રભુ, આપના આશીર્વાદ...!"શેઠ હર્ષથી ગળગળા બની ગયા.

મારા આશીર્વાદ જોઇએ તો જેવી પરાયણતા તે તારા 'પણ' માટે રાખી તેવી જ મારા માટે રાખ તો તું મોક્ષને પામીશ!" એમ કહી પ્રભુ અંતર્ધાન થઇ ગયા.

શેઠ ઘેર આવ્યા. તેમના મોપર અપૂર્વ ને પરમ તેજ હતું. તેમણે પોતાની મિલકતમાથી અરધી છોકરાઓ વચ્ચે વહેંચી દીધી ને બાકીની સત્કાર્યમા વાપરી નાખી ને પ્રભુપરાયણ થવા પત્ની સાથે હિમાલયની વાટ પકડી.

[ 'હનુમાન જયંતિ' (તા. ૫-૪-૬૬ મંગળવાર) નિમિત્તે સુરેન્દ્રનગર 'શ્રી ખીજડીયા હનુમાન મંદિર' ના આશ્રયે કીર્તન કરવા આવેલા ગ્રામ્ય કીર્તનકાર શ્રી અમરામ ભગતના સૌજન્યથી – લેખક. ]

:સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીયશાળાના

# એક વિદ્યાર્થીની દૈનંદિની

પ્રભુદાસ ગાંધી

(૨)

:ફાગણસુદ બીજ ૧૯૭૪ ગુરુવાર તા. ૧૪-૩-૧૯૧૮

આજે પણ મોડો ઊઠયો. મગનકાકાએ આગલા દિવસનો થાક હશે એમ માનીને મોડો ઊઠાડયો. કસરત કરી પ્રાર્થનામાં ગયો. ત્યાં છેવટે બાપુજીએ મિ. બેસંટ વિષે કહ્યું કે, "તેઓએ પોતાનું લગભગ બધું હિન્દુસ્તાનને અર્પણ કર્યું છે; 'લગભગ' શબ્દ પણ તમારે માટે તો કાઢી નખાય. અને બીજું તેમનામાં એ એક મોટો ગુણ છે કે તેમના મનમાં એક ક્ષણ પણ બીજો ખ્યાલ નથી આવતો. ફક્ત હિન્દુસ્તાનને સ્વરાજ કેવી રીતે અપાવવું તેનો જ વિચાર કરે છે."

બાપુજીએ કહ્યું કે, "હું જોઇ શકયો કે તે જયારે જમવા બેઠાં ત્યારે તેમને બહુ જ અકળામણ થઇ. અને મને તો તેમણે કહ્યુ કે 'આ લોકોએ (અમદાવાદના શહેરના નાગરિકોએ) અંગ્રેજોની ખરાબમાં ખરાબ રીતો ગ્રહણ કરી છે.' સાંજે જ્યારે વાળુ કરતી વખતે તેમની સાથે નકામી વાતો થવા લાગી ત્યારે તે બાઇ અકળાઇને ઊઠી ગઇ. અને મને સાથે લઈ સ્ટેશને ચાલી ગઇ." '

બાપુજીએ કહ્યુ કે, "આવી બાઇ તેનામાં બીજા ગમે તેટલા અવગુણ હોય તો પણ પૂજ્ય છે."

પ્રાર્થનામાંથી ઊઠયા પછી શાળામાં ગયો ત્યાં નિત્યનિયમ પ્રમાણે ચાલ્યું હતું. વિનોબા આજે સાંજે આવ્યા છે. રાત્રે અંગ્રેજી લખીને નવ વાગ્યે સૂતો.

ફાગણ સુદ, ત્રીજ શુક્રવાર; (૧૫-૩-૧૯૧૮)

આજે સવારે સાડાચાર વાગ્યે ઊઠયો હતો. પાંચ વાગ્યે કસરતમાં પહોંચ્યો હતો. સવારે નાહ્યો. પ્રાર્થના બાદ વિનોબાએ પોતાના દોઢ વર્ષના (૧) અનુભવ વિષે એમ જણાવ્યું કે 'એકાંતવાસ જેવું બીજું સુખ કાંઇ છે જ નહીં.'

પ્રાર્થના પછી નાસ્તો કરી શાળામાં ગયો. વિજ્ઞાનના વર્ગમાં દાખલા ગણ્યા. ગુજરાતીના બંને વર્ગોમાં વ્યાકરણ, શ્રુતલેખન તથા હારમાળા (૨) થઇ. પછી શુક્રવાર હોવાથી રજા મળી ગઈ.

છૂટયા પછી મિલ મજૂરો (૩) કેવી રીતે કયાં, શું કામ કરે છે તે જોયું અને નદીએ નહાવા ગયો. ત્યાં હુ કેશુનું (૪) પહેરણ પોતો હતો તે વખતે કેશુ પાસે મેં મારું પહેરણ માગ્યું અને કહ્યુ કે તેના ખિસ્સામાં જે હોય ત રૂમાલમા બાંધી મારા ખિસ્સામાં મૂકી દે. નાહ્યા પછી પુરુષોત્તમને (૫) તે તોફાન કરતો હોવાથી વાંસા ઉપર એક થપ્પડ મારી. તેથી તે ખૂબ રોયો. નાહીને ઘેર આવ્યો. કપડાં સૂકવ્યાં પછી મને ખબર પડી કે હું મારા ચશ્મા નદીએ ભૂલી આવ્યો છું. તેથી નદીએ ગયો પણ એ ન મળ્યા. એની ચિંતામાં જમવા બેઠો.

લગભગ જમી રહ્યો ત્યારે એક માણસે ખબર આપી કે સભામાં (૬) પૂજ્ય બાપુજીએ પ્રતિજ્ઞા લીધી છે કે, "૩૫ ટકા (૭) નહીં મળે ત્યાં સુધી હું ખાઇશ પણ નહીં ને મોટરમાં પણ નહીં બેસું." આ સાંભળીને અમે બધા ડઘાઇ ગયા.

મેં જમી લીધું ત્યાં કૃષ્ણે (૮) કહ્યું કે 'બાપુજી આવ્યા છે અને તમને માથે ઘણી છત્રીઓ (૯) ઓઢાડેલી છે.' ત્યાંને ત્યાં થાળી રાખીને ઊઠયો

ને દોડયો. ને તંબૂમાં (૧૧) આવ્યો ત્યાં જોયું તો બાપુજી બધા મજૂરોને પૈસા૧ આપવાની ગોઠવણ કરતા હતા અને અનસૂયાબહેન (૧૨) રોતાં હતાં.

આ જોઈ મારું મન પણ રડવા લાગ્યું. આંખનું રૂંધું તો મેં ખાળ્યું. આ બધું જોઇ હું મારા વાસણ ઉટકી આવ્યો ને કપડાં લેવા ગયો. ત્યાં મને મારું ધોતિયું ન મળ્યું. કારણ કે તે કોઇ મજૂરે ચોરી લીધું હતું. મને પુરુષોત્તમે આવીને કહ્યું કે તમારા ચશ્મા મળ્યા. તે નદીમાં દાટેલા હતા, પણ અનાયાસે મળી ગયા.

પછી હું આમતેમ ફરવા લાગ્યો. મજૂરો સાથે થોડી ટોપલીઓ (૧૩) ઉપાડી. શિક્ષકો પાસે બેઠો. એમ બધું કર્યું પછી હું ઓફિસમાં (૧૪) ગયો. ત્યાં મજૂરોની બહુ ભીડ હતી. અને એક મજૂર કહેતો હતો કે, "અનસૂયાબાઈ તમારે તો જમવું જ પડશે. નહીં જમો તો અમે પચાસ જણા તમારી પાછળ મરશું. જુઓ આજ સાંજ સુધીમાં તો તમે મને જીવતો નહીં જુઓ." આમ કહી કેડેથી જમૈયો કાઢયો ને બતાવ્યો. "આ રહ્યો, આનેથી હું મારા પ્રાણ છોડીશ." આ બધું સાંભળી અનસૂયાબહેને બે-ત્રણ પેશી ખજૂર ખાધી ને બધાને ખવરાવ્યું. પછી અમે નાહી ખાસ સભામાં ગયા. ત્યાં સભા ખલાસ થઈ હતી. ત્યાં મારાં મા-બાપ મળ્યાં તેમણે અપવાસ કર્યો હતો. પણ બાપુજીએ તેમને ખવરાવ્યું. પછી અહીં આવી કેટલીક ટોપલી ઉપાડી પ્રાર્થના કરી. વહેલો સૂઈ ગયો. રાત્રે મહાદેવભાઈ દોઢ (૧૫)વાગ્યે આવ્યા હતા તે અરધી ઊંઘમાં જાણ્યુ. બાપુજી રાત્રે નહોતા આવ્યા.

(૧) શ્રી. વિનોબા ભાવે કોચરબ આશ્રમમાં બાપુજી પાસે આવેલા અને સ્થાયી આશ્રમવાસી બનેલા, પોતે સંસ્કૃતના ભારે વિદ્વાન હોઇ વાતચીતમા અમને શ્લોકો સંભળાવતા ને શીખવતા. અમારા જેવડા કિશોર જેવા જ દેખાતા, મૂછો પણ નહીં જેવી. પણ બુધ્ધિથી તેજસ્વી એટલે અમે એમને બાપુજીના શ્રેષ્ઠ તથા અમારી વચ્ચે સૌથી ચડિયાતા વિદ્યાર્થી માનતા. એમના સંસ્કૃતના અધ્યયનમાં વેદાંત અંગેનો કેટલોક અભ્યાસ બાકી હતો, તે પૂરો કરવા માટે બાપુજીની રજા લઇને અમદાવાદથી વાઇ-પૂના અને મહાબળેશ્વર વચ્ચે કૃષ્ણા નદીને કાંઠે દક્ષિણ ભારતનું કાશી ધામ ગણાતું ગામ-જાણવા ગયા. ત્યા નરહર શાસ્ત્રી પાસે બ્રહ્મસૂત્ર ભાષ્યનું વિનોબાએ અધ્યયન કર્યું. ઘણાજ તપ સંયમથી રહ્યા. અને આદર્શ વિદ્વાન તથા બ્રહ્મચારી બની દોઢ વરસે પાછા આવ્યા. આ અભ્યાસમા તેમણે એક વર્ષ ગાળ્યું એવું વિનોબાએ પોત ના જીવન અંગે જણાવ્યું છે. પણ અહીં દોઢ વરસ મારી ડાયરીમાં લખેલુ છે. તેઓ પોતેજ તે દિવસે પ્રાર્થનામાં દોઢ વરસ બોલ્યા હશે.

(૨) એ સમયે ગુજરાતી પાઠયપુસ્તકો નહીંવત્ હતા. અમારા વર્ગમાં નરસિંહમેહતાની હારમાળા ભણાવાતી. જેમાનું વૈષ્ણવજન તો તેને કહીએ, એ ભજન આશ્રમનું મુખ્ય ભજન બનેલું.

(૩) પ્રથમ વિશ્વયુદ્ધ વખતે તે કાળના હિસાબે બજારમા મોંઘારત વધી ગયેલી. એ યુદ્ધ પહેલાં વીસ બાવીસ રૂપિયે મણ (ચાલીસ રતલ) ઘી મળતું તે પંચોતેર એંશી જેટલે પહોચેલું. વ્યાપારીઓ ભાવ ચડાવીને પુષ્કળ કમાયા હતા. અમદાવાદના મિલમાલિકોએ કાપડના ભાવના વધારાને કારણે ધૂમ નફા કરેલા. અને મિલ મજૂરો માટે મજૂરી વધારેલી નહીં. એમની માગણી માલિકો કાને ધરતા જ ન હતા. તે ઝગડો વધતા મજૂરો હડતાલ ઉપર ઉતર્યા. આ હડતાલનું નેતૃત્વ બાપુજીએ સ્વીકારેલું અને હડતાલ પૂરેપૂરી અહિંસક રીતે લડાય તેનું રીતસર શિક્ષણ એમણે આપેલું. આ વેળાનો વિગતવાર ઈતિહાસ નવજીવન દ્વારા પ્રકાશિત મહાદેવભાઇએ લખેલી ચોપડી 'એક ધર્મયુદ્ધ' મળશે. હાલમાં શ્રી. શંકરલાલભાઇ બેંકરે લખેલું ગાંધીજીની મજૂર પ્રવૃત્તિનું પુસ્તક નવજીવને બહાર પાડયું છે તેમાં વધારે ઝીણવટભરી વિગતો મળશે. મજૂરોએ માગણી કરેલી કે એમના મૂળ પગારમાં ૩૫ ટકા મોંઘાઇ

વધારો– બોનસ– મળે. મિલ માલિકોનો એથી અધું આપવાનો આગ્રહ હતો. એટલે હડતાલ લંબાઇ જતી હતી.

મિલ મજૂરો ભૂખા ન મરે તે માટે સાબરમતી આશ્રમમા વણાટશાળાના મકાન માટે નદીમાથી રેતી ઊંચકી લાવવાનુ તથા ઈંટો લઈ જવાનું કામ તેમને સારુ ગોઠવવામાં આવેલું. સેકડો મજૂરો એ કામે આશ્રમમા કામ કરતા હતા. (૪) મારા કાકાના દીકરા નાનાભાઇ, કેશુભાઇ મગનલાલ ગાંધી (૫) મારા બીજા કાકાના દીકરા, નાનાભાઇ પુરષોત્તમ નારણદાસ ગાંધી. (૬) મજૂરોને સમજણ આપવા શાહપુર ભાગોળે આમની નીચે રોજ સાંજે બાપુજી સભા ભરતા.

૭ મજૂરો ભુખ દુઃખના માર્યા ઢીલા પડી મિલમા કામે ચડવા લાગ્યા હતા આમ થાય તો અહિંસા લડાઇથી કશું વળતું નથી એવું જ સૌ સમજે. અહિંસક લડાઈમાં સ્વેચ્છાએ વધારે ને વધારે કષ્ટ વેઠવા પડે તે માટે મજૂરોનો સંકલ્પ મોળો પડતો જોઇ બાપુજીની અંતર્વેદના વધી ગઇ હતી. એવામાં મજૂરોની ચાલીઓમાંથી મારા પિતાશ્રી વાત લાવ્યા કે મજૂરો મુઝાયા છે. કહે છે કે અમારું દુઃખ અમે જાણીએ તમે રોજ જમો ને મોટરમા ફરો તેમને અમારા દુઃખની શું ખબર પડે આ વિવરણ સાભળી મજૂરોનું નૈતિક બળ ટકાવી રાખવા બાપુજીએ અનશન કરવની અને વાહન ન વાપરવાની પ્રતિજ્ઞા લીધી. (૮) મારો નાનો ભાઈ, કૃષ્ણદાસ છગનલાલ ગાંધી. (૯) પ્રતિજ્ઞા લેવાની સાથે બાપુજીએ તેનો અમલ કર્યો. એ વખતે અમદાવાદ શહેર માંથી સાબરમતી આશ્રમમાં આવવા માટે એલિસબ્રિજ ઉપર થઇને ફરીને આવવું પડતું. આશરે ચાર માઇલ ચાલવું પડતું. ઉપવાસી છતા બાપુજી એટલું ચાલતા. આશ્રમમાથી શહેરમા ચાલીને જતા અને આવતા. એની પ્રતિજ્ઞાની એટલી ઊંડી અસર મજૂરો પર થઇ કે બાપુજી ચાલીને આવ્યા ત્યારે અનેક મજૂરો એમને માથે છત્રી ઝાલી રાખી આખે રસ્તે ટોળાબધ સાથે ચાલ્યા. (૧૦, એ વખતે આશ્રમ તંબૂ-ઓમાં વસ્યું હતું. બાપુજી માટે એક ઉઘાડો તંબૂ હતો. ત્યાં બેસી તેઓ કામ કરતા (૧૧) મજૂરોને રોજે રોજની મજૂરી તત્કાળ પાઇયે પાઇ ચૂકવાઈ જાય એવો બાપુજીએ પ્રબંધ કરેલો. (૧૨) આ આખી હડતાલના મૂળમાં અનસૂયાબહેન હતા. એ એક પ્રેમયુદ્ધ હતું. મજૂરોને પક્ષે મોટાંબહેન અનસૂયાબહેન સારાભાઇ અને મિલમાલિકોને પક્ષે મુખ્ય વ્યક્તિ નાના ભાઇ અંબાલાલ સારાભાઇ. અનસૂયાબહેને મિલમજૂરોનો અપાર પ્રેમ મેળવ્યો હતો. (૧૩) મિલમજૂરો રેતીની ટોપલીઓ ઉપાડે અને એવી મજૂરીમાં નાનમ ન અનુભવે તે માટે અમારી શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીઓ પણ નદીમાથી ટોપલીઓ ભરી વીસેક ફુટ ઊંચાઇએ વણાટશાળાની ભીંતીમાં ઠલવતા. (૧૪) ઑફિસના કામ માટે જુદો નાનકડો તંબુ હતો. (૧૫) મહાદેવભાઇ હજુ નવા જ આશ્રમમાં આવેલા. અને તેઓ આખો વખત બાપુજીની મદદમાં રહેવા લાગ્યા હતા. બાપુજી શહેરમાં અનસૂયાબહેનના મિરજાપુરવાળા બગલામાં બેસી હડતાલ સંચાલનનું કામ કરતા. રોજ સૂવાને આશ્રમમાં જ આવતા. પણ તે દિવસે બહુ મોડે લગી કામ ચાલ્યું હોવાથી, તથા ઉપવાસને કારણે એમને મિરજાપુરમાં જ રોકાઇ જવું પડયું.



[અનુ. પાન ૪૦થી ચાલુ]

## તરફડિયાં

ઇન્ડોનેશિયામાં નવું તંત્ર કામગીરીમાં ગૂંથાઇ ગયું છે અને ધીમે ધીમે પલટો આવી રહ્યો છે. સિંગાપોરને માન્યતા, મલેઝિયા સાથે અથડામણ નિવારવાની વાત, ભારત સાથેના સંબંધો સુધારવાની ઇચ્છા—આ બધા લક્ષણો રાજ્યપલટાને આભારી છે. ભૂતકાળની ભૂલો નવું તંત્ર સુધારી રહ્યું છે. ત્યારે આ બધામાં, પોતાના જૂનાં સ્વપ્નમહેલના ખંડેરમાં સુકર્ણો એકલા જ રહી ગયા છે. તેમના પ્રચંડ વ્યક્તિત્વ તેમ જ લોકપ્રિયતાને કારણે તેમને એકદમ સ્થાનભ્રષ્ટ કરવાનું શક્ય નથી ત્યારે અહમ્ અને વૃદ્ધત્વથી પીડાતા આ સ્વપ્નભંગ, રાજપુરુષ માટે સત્તાના સૂત્રો છોડવાનું ભારે દુઃખદ બની રહ્યું છે અને તેથી અવારનવાર તેમને હુંકાર કરવો પડે છે! "હું સુકર્ણો, તમારો પ્રમુખ; ક્રાન્તિનો પ્રણેતા—આઝાદીનો મશાલચી— બંગ કર્ણો- હું કાંઇ પ્રમુખ મટી ગયો નથી—પશ્ચિમના અખબારો આવી વાતો ફેલાવે છે—સામ્રાજ્યવાદીઓ અને મૂડીવાદીઓ પણ હું તો તમારો પ્રમુખ છું જ."—આ છેલ્લા હવાતિયાં છે. ઇન્ડોનેશિયાની પ્રજા શાણી છે. ચીન જેવા સમર્થ રાષ્ટ્ર સાથે તેણે ઘડીના છઠ્ઠા ભાગમાં સંબંધો તોડી નાખ્યા. એટલે એક વખતના પોતાના નેતા તરફ તે આદર રાખશે પણ તેની આપખુદી સહન નહીં કરે, તેમ જીવનભર પ્રમુખપદનો તેમનો દાવો પણ નહીં સ્વીકારે.

## સાહિત્યકાર–પત્રકાર

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની બેવડી કારકિર્દી લગભગ અજોડ રહી. 'પ્રજાબંધુ' સાથે તેમનો લગભગ ચાર દાયકાનો સંબંધ. નીડર અને તટસ્થ પત્રકાર તરીકે તેમની સેવાઓ બેનમૂન રહી. 'સાહિત્યપ્રિય'ના ઉપનામથી ગુજરાતી સાહિત્યના વિવેચન ક્ષેત્રે તેમણે જે ફાળો આપ્યો છે તેની નોંધ સાહિત્યનો હરકોઇ અભ્યાસી લે છે જ. પરંતુ ચુનીલાલ શાહની ખરી પ્રતિભા તો સાહિત્યના લલિત અંગોમાં ઝળકી ઊઠે છે. તેમની નવલિકાઓ અને નવલકથાઓમાં સ્વસ્થ શૈલીનું સુઘડ આલેખન તેમને માટે વિશાળ વાચકગણ ઊભો કરી શક્યું. સામાજીક તેમજ ઐતિહાસિક બન્ને ક્ષેત્રે, તેમનાં સર્જનો ચિરંજીવ અસર મૂકી શક્યા. તેમની ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસ માટેનો આગ્રહ નોંધનીય છે. 'કંટકછાયો પંથ'માં ગુજરાતની સો વર્ષની સામાજીક ઇતિહાસ કડી મળી રહે છે. 'જીગર અને અમી' તેમની ખુબજ વંચાયેલી નવલકથા છે અને બીજી ભાષાઓમાં પણ ભાષાંતર થયું છે. તેમની શૈલી પ્રસન્ન અને રોચક હોવાથી વાચક તાદાત્મ્ય સાધી શકે છે. તેમના અવસાનથી ગુજરાતી સાહિત્યે જૂની પેઢીનો એક વધુ પ્રતિનિધિ ગુમાવ્યો છે.



## રૂપાયતન પ્રકાશન

•

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ — | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં— | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |

રજી નં જી ૧૫૩

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : જૂન ૧૯૬૬





# પ્રેમ-પ્રસાદ

ગુરુદયાલ મલ્લિક

જ્યાં સુધી આપણે પ્રભુ સાથેનો આપણો સાચો સંબંધ સમજતા નથી હોતા ત્યાં સુધી ઘણી ઘણી ઇચ્છાઓ આપણે માટે સેવીએ છીએ અને પ્રભુ પાસે, આપણા પરમ પિતા પાસે એવી માગણી કરીએ છીએ, 'હે પ્રભુ તું મારી આટલી ઇચ્છા પૂરી કરજે.' ખરી રીતે આમ માગીને આપણે પ્રભુ પ્રત્યેના આપણા પ્રેમનું અપમાન કરીએ છીએ. જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં માગણી એ અંતરાયરૂપ છે; એ પ્રેમમાં કચાશ બતાવે છે. કારણ, સાચા પ્રેમમાં તો એવી અદ્‌ભુત શક્તિ રહેલી છે કે એને તો આપણને શાની જરૂર છે એ પહેલાંથી જ જાણ હોય છે. અંગ્રેજીમાં યથાર્થ જ કહ્યું છે, 'Love anticipates'

નાનું બાળક 'ઊંઆં' કરે એટલે મા તરત સમજી જાય છે કે તેને દૂધ પીવું છે. વળી એ પાછું 'ઊંઆં' કરે કે તરત મા સમજી જાય કે એને પેશાબ કરવો છે. એમ માત્ર એક શબ્દ 'ઊંઆં' જ બાળક ઉચ્ચારે છે પણ એની જુદી જુદી જરૂરિયાતો મા આ એક શબ્દ પરથી જ સમજી જાય છે. તેમ આપણને પણ ઈશ્વર પ્રત્યેના પ્રેમમાં સાચી નિષ્ઠા હોય તો આપણા પિતા સમાન ઈશ્વર આપણી બધી ઇચ્છાઓ, જરૂરિયાતો સમજતા હોય છે, અને આપણને શાની જરૂર છે, આપણું હિત શામાં રહેલું છે એ બધાનો વિચાર કરીને આપણને તે આપે છે. પરંતુ આપણે એ સમજી શકતા નથી અને ખૂબ અધીરા બની જઈ આપણે જે ઇચ્છતા હોઈએ તે ન મળવાથી અકળાઈ જઈએ છીએ, અને પ્રભુને દોષ દઈએ છીએ, 'હે પ્રભુ, તું બીજાને સુખ આપે છે, એ લોકોને જે જોઈએ છે તે આપે છે, અને મને જ કાં તું આમ નકારે છે? તું બહુ જ પક્ષપાતી છે.' પરંતુ આ આપણી ભૂલ છે.

એક વાર મને ટાઇફૉઇડ થયો હતો. એંશી દિવસે તાવ ઊતર્યો. દાક્તરે મારાં માશીને કહ્યું 'માંદગી ઘણા દિવસ લંબાયેલી છે. પેટમાં અન્ન ગયું નથી. હવે તાવ ઊતરી ગયો છે, માટે એને ભૂખ છૂટશે અને ખાવાનું માગશે. પણ તમારે એને કંઈ આપવું નહિ. જો કંઈ આપશો અને કંઈ થઈ જાય તો તમે જાણો. મને પૂછવા આવશો નહિ.' મને તો તાવ ઊતરતા ખૂબ ભૂખ લાગવા માંડી. હું માશીને કહું : 'માશી, મારે ભજિયાં ખાવા છે.' 'માશી, મારે સેવ ખાવી છે.' પણ માશી તો કહે : 'ના, ના. તારાથી એવું ન ખવાય. દાક્તરે મને ના પાડી છે.' મને મનમાં તો થતું કે માશી બહુ ખરાબ છે. બીજાને જે જોઈએ તે ખાવા આપે છે, અને મને તો

ના પાડે છે ! પણ માશીના એ નકારમાં મારું કલ્યાણ રહેલુ હતું એ મને તે વખતે સમજાતું ન હતુ જો માશી થોડા નરમ થઈને હું જે માગતો હતો તે આપત તો ફરીને તાવનો ઊથલો આવત અને મારી દશા બૂરી થાત પણ મારું હિત શામા રહેલુ છે એનો વિચાર કરીને જ મને માશી તો ખાવાનું આપતા, પછી ભલેને એ વસ્તુ મને ન ગમતી હોય

એ રીતે આપણે પ્રભુ પાસે માગીએ છીએ ત્યારે પ્રભુ પણ આપણને જે જોઇએ તે આપતો નથી જયારે આપણે કંઇક ઇચ્છતા હોઈએ છીએ ત્યારે એમા માત્ર કલ્યાણનો કે લાભનો વિચાર હોય છે, પરતુ પ્રભુ તો સર્વના કલ્યાણમા આપણું પણ કલ્યાણ ભળી જાય એ રીતે જ આપણને આપતો હોય છે આમ શ્રેયસ્ અને પ્રેયસ્‌ની વાત આવે છે આપણે પ્રેયસ્‌ને ઇચ્છતા હોઈએ છીએ જયારે પ્રભુ શ્રેયસને અનુલક્ષીને આપણી ઇચ્છા પૂર્ણ કરતો હોય છે.

પ્રભુ પાસે માગવુ એ પ્રભુના પ્રેમનુ અપમાન છે, અને પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાની પણ ઊણપ બતાવે છે એ પ્રભુના સાચા ભક્તો બરાબર સમજે છે તેથી એ લોકો કઇ ઈચ્છા જ કરતા નથી પ્રભુની ઇચ્છા હશે એમ થશે એવી શ્રદ્ધા એ લોકોમા હોય છે આમ સતોમા Desire lessness અનિચ્છા હોય છે એ અનિચ્છા Asceticism સન્યાસમા પરિણમે છે ખરી પણ એમા આત્યતિકતા Extremity સુધી ન જવુ જોઇએ જેમ સિતારના તાર બહું ઢીલા હશે તો એમાથી સૂર નીકળશે નહી બહુ જ એચવામા આવશે તો તૂટી જશે પણ તારને જરૂર જેટલા જ ચડાવવા જોઇએ વળી Desireless ness એ જડતાનુ પરિણામ ન હોવુ જોઈએ 'મારા નસીબમા જે થવાનુ હશે તે થશે' એવી Negative નકારાત્મક વૃત્તિ પણ ન હોવી જોઈએ. આપણને જેવી આપણા માબાપમા આસ્થા હોય છે, તેઓ જે કઇ કરશે તે આપણા ભલા માટે કરશે એવી નિષ્ઠા હોય છે, એવી જ પ્રભુમા હોવી જોઇએ અને એમાથી જ desirelessness અનિચ્છા ઉદ્‌ભવવી જોઇએ.

પ્રભુમા આવી શ્રદ્ધા જ આપણને ઇચ્છાના વમળમાથી બચાવી શકે છે. જેમ આપણે મોટા થતા જઇએ તેમ માબાપ આપણા ભવિષ્ય વિશે વિચાર કરી આપણે માટે વ્યવસ્થાના વિચાર કરતા હોય છે. છોકરી મોટી થઇ હોય તો એને વિશે વિચાર કરી માબાપ એને પોતે કેટલા ઉપયોગી થઇ પડીએ તેનો પહેલાથી વિચાર કરતા હોય છે એ જ રીતે ઇશ્વર પણ આપણને શાની જરૂર કયારે પડશે એનો વિચાર કરતો હોય છે બાળક માના પેટમા હોય છે ત્યારે એને ત્યા ખોરાક વગેરે મળી રહે છે. પણ બાળક એમ વિચાર કરતું નથી કે હવે હું માના પેટમાથી બહાર નીકળીશ ત્યારે આ અજાણ્યા પ્રદેશમા મને કોણ ઓળખશે ? મારુ શુ થશે ? માટે હે પ્રભુ, મને એક એવી ભલામણ ચિઠ્ઠી લખી આપો કે જેથી મને કોઇ ત્યા ઓળખી શકે પરંતુ એ જેવું માના પેટમાથી બહાર નીકળે છે કે એની માની આસપાસ નર્સ હોય તો યે તે તરત જ પોતાની માને ઓળખી કાઢે છે અને એને માટે દૂધની વ્યવસ્થા પણ હોય જ છે આ જ પ્રમાણે આપણા જીવનનો વિચાર કરીએ તો અવશ્ય આપણી કેટલીએ તુચ્છ ઇચ્છાઓ વિગલિત થઈ જાય છે અને આપણું શ્રેય શામા રહેલું છે એ આપણે સમજી શકીએ છીએ.

ઘણી વાર આપણને એવું થાય છે કે પાચ વર્ષ પહેલા હું જે ઇચ્છા કરતો હતો તે જો તે વખતે સફળ થઇ હોત તો ખરેખર આજે મારી અધોગતિ જ થઈ હોત, તેથી સારું થયુ કે તે વખતે મારી ઇચ્છા પૂર્ણ ન થઇ પ્રભુએ ખરેખર મારા ઉપર ઉપકાર જ કર્યો છે. આમ ઘણી વાર આપણે આપણું શ્રેય શામા રહેલું છે એ અમુક સમય પછી જ સમજી શકીએ છીએ. પરતુ આવી ધીરજ આપણામા હોતી

નથી અને આપણી ઇચ્છા પૂર્ણ ન થાય એટલે તરત જ આપણે પ્રભુને દોષ દેવા મંડી પડીએ છીએ.

કોઇ કોઇ વાર માણસને કેવી વિચિત્ર જાતની ઇચ્છા થાય છે એ પણ જાણીને આપણને આશ્ચર્ય જ થાય છે. પ્રથમ વિશ્વ-યુદ્ધ વખતની એ વાત છે. હું તે વખતે કૉલેજના પહેલા વર્ષમાં હતો. જસ્ટીસ ચંદાવરકરે તે વખતે એવી અપીલ બહાર પાડી હતી કે લડાઇમાં ઘાયલ થઇને આવેલા સૈનિકો આગળ છાપું વગેરે વાંચવા તેમ જ તેમની સાથે વિનોદ-વાતો કરવા કૉલેજના વિદ્યાર્થીઓ પોતાનો થોડો ઘણો સમય આપે તો આ ઘાયલ સૈનિકોને બહુ જ સહાયરૂપ થઇ પડશે. મેં તો મારું નામ તરત જ એવા સ્વયંસેવક તરીકે નોંધાવ્યું અને હું નિયમિત હૉસ્પિટલમાં જવા લાગ્યો. એક વાર હૉસ્પિટલમાં એક સૈનિકને લાવવામાં આવ્યો. એના બન્ને પગ અને એક હાથ કપાઇ ગયા હતાં. એ બિચારાને ખૂબ પીડા થતી હતી. એને જોઇને મને થતું કે એ બિચારો વધુ વાર જીવી શકે તેમ નથી. સાંજે હું તેની પથારી પાસેથી જતો હતો. તેણે મને બોલાવ્યો. હું એની પથારી પાસે ધીમે ધીમે ગયો. તે ધીરે સાદે પરંતુ આર્ત અવાજે મને કહેવા લાગ્યો : 'બાબુજી મુઝે તડબૂચ ખાના હૈ.' હું તો એ સાંભળી ખમચાયો. આ માણસને કેટલી પીડા થઇ રહી છે. વળી એ મરણને આરે આવીને ઊભો છે, અને એને માત્ર તરબૂચ ખાવાની જ ઇચ્છા રહી ગઇ છે. મેં કહ્યું : 'હું દાક્તરને પૂછી જોઉં. એ જો હા પાડે તો એક શું, બે તરબૂચ લાવીને ખવડાવીશ.' મેં દાક્તરને પૂછ્યું. દાક્તર અને નર્સ મારા પર ચિડાઇ ગયાં અને કહેવા લાગ્યાં કે આવી સ્થિતિમાં તરબૂચ કંઇ અપાતું હશે ? હું તો વીલે મોઢે પાછો ફર્યો.

બીજે દિવસે જોઉં તો એની પથારી ખાલી હતી. મને થયું કે એનો રામશરણ થયો હશે. મેં બાજુમાં પડેલા સૈનિકને પૂછ્યું કે એનું શું થયું. તે કહેવા લાગ્યો : 'એ તો ગઇ કાલે ગુજરી ગયો. પણ મરતાં મરતાં બોલ્યો કે બાબુજીને કહેજો કે એણે મને તરબૂચ ન ખવરાવ્યું !' આ સાંભળીને મને ભારે આઘાત થયો. અરે, બિચારાની છેલ્લી ઇચ્છા પણ મેં પૂર્ણ ન કરી ? છાનામાના એને તરબૂચ લાવીને ખવડાવ્યું હોત તો શું થાત ? દાક્તર કે નર્સને પૂછવાની શી જરૂર હતી ? આમ એ બિચારાની છેલ્લી ઇચ્છા મારે લીધે જ અપૂર્ણ રહી ગઇ ! પરંતુ આમ વિચાર કરવો એ પણ ભૂલભરેલું છે. પ્રભુની શી ઇચ્છા હોય છે એ આપણે સમજી શકતા નથી. અને બધો ભાર આપણા માથા પર જ આપણે ઉપાડી લઇએ છીએ.

વળી જ્યારે આપણે આપણી ઇચ્છાને વધારે મહત્ત્વ આપીએ છીએ ત્યારે જીવનમાં વિસંવાદિતા ઉત્પન્ન થવાનો ઘણો સંભવ રહે છે. સમૂહ સંગીત (orchestra)માં બધાં વાદ્યો એક સૂરે વાગે તો જ એમાંથી મધુર સંગીત ઉદ્દ્ભવે અને સુસંવાદિતા (Symphony) બરાબર જળવાય. પરંતુ જો હું વાયોલિન વગાડતો હોઉં અને મને થાય કે મારી વાયોલિનનો અવાજ જ બધા વાદ્યો કરતાં મોટો આવવો જોઇએ અને મારી વાયોલિન વગાડવાની સિદ્ધિથી બધા શ્રોતાઓ મુગ્ધ થઇ વાહ વાહ કરે તો કેવું સારું. અને ધારો કે મારી વાયોલિનના અવાજથી બધા મુગ્ધ થઇ જઇ મારાં વખાણ કરવા લાગે અને મને શાબાશી પણ આપે. પરંતુ એનાથી આખા સંગીતની સુસંવાદિતા (Symphony) તો તૂટી જ ગયેલી હોય છે. એ જ રીતે જગતમાં પણ બધું સુસંવાદિત ઉપર નભેલું છે. જો હું મારી ઇચ્છાના સૂરને વધુ મહત્ત્વ આપવા મથું તો પછી સમગ્ર જીવનની સુસંવાદિતા જ નાશ પામે. તેથી જ પ્રભુ એ સુસંવાદિતામાં આપણો

કેટલો હિસ્સો હોય શકે એ નક્કી કરીને જ આપણી ઇચ્છાઓને મૂર્ત કરવા દે છે. તો જ જગતનું સંગીત સુસંવાદી રહી શકે ને? આ વસ્તુ જો આપણને સમજાય તો જ ઇશ્વરનો ઉદ્દેશ સમજી શકાય અને અધીરા ન બની ધીરજ ધરી આપણે સમગ્ર જીવનનું આયોજન સમજી શકીએ.

પરંતુ એવી ધીરજ કે પ્રભુમાં એવી શ્રદ્ધા આપણામાં કયે વખતે જાગી જાય એ આપણને સમજાતું નથી આ વાત સૂફી ફકીરો અને બાઉલ સાધુઓ બરાબર જાણતા હોય છે. હિન્દુઓ પૂર્વાભિમુખ રહીને વંદન કરશે. મુસલમાનો મક્કા તરફ જોઇને નમાજ પઢશે. પરંતુ બાઉલ તો ચારે દિશામાં નમસ્કાર કરશે. એનું કારણ જો એને પૂછીએ તો એ કહેશે, 'કોને ખબર છે કે મારો પ્રભુ કઇ દિશાએથી આવી પહોંચશે? માટે બધી જ દિશામાં નમસ્કાર કરીએ તો કયાંથી પણ તે આવશે તો દેખાશે' એ જ રીતે આપણા જીવનમાં પણ ઇશ્વર પ્રત્યેની અડગ શ્રદ્ધાની વૃત્તિ કયારે જાગી ઊઠશે એ કહી શકાય એમ નથી.

*

સાધારણ રીતે બધા જ લોકો પોતાની પસંદગી પ્રમાણે, પોતાનું ઘર શકય એટલું શણગારે છે શોભા માટે તે પોતાની રુચિ અનુસાર ફર્નિચર, પડદા, ચિત્રો વગેરે ખરીદે છે.

શણગારવાનું આ કામ આપણે આપણી જાતના સંબંધમાં કેમ નહિ કરતાં હોઇએ? એની સાથે તો આપણે આખી જિંદગી ગાળવાની હોય છે.

પોતાની જાતને શણગારવી એટલે કે વિવેકને જાગૃત કરવો આ માટે આપણે મગજમા એવી ભાવનાઓને સ્થાપન આપવું જોઇએ, જેને આપણે પસંદ કરતાં હોઇએ. આ શણગારના સાધનો છે શાંતિ, પ્રેમ, બુદ્ધિમત્તા, સહનશીલતા, દરેક સ્થાને શુભ શોધવું તે અને પ્રસન્નતા.

આશ્ચર્યની છતા સાચી વાત છે કે બહુ થોડા લોકો એવા હોય છે, જે પોતાનું કામ પ્રસન્નતા મેળવવા માટે કરતા હોય. પ્રસન્નતા જીવનનુ ચિહ્ન છે. એની વૃદ્ધિથી મનુષ્યની શક્તિ વધે છે.

શાંતિ, પ્રસન્નતા અને પ્રેમ-આ વસ્તુઓની જ આપણને જરૂર છે. તમે એને શોધો, એ મળશે એની ઇચ્છા કરો, એ તમારી પાસે આવશે.

ઘણા અજાગૃત માણસો મગજમા ભય, અભાવ, રોગ ઘૃણા, ટીકા જેવી વસ્તુઓ ભરી દે છે, એ કાઇ એમની પસંદગીની હોતી નથી. એના વિષે વિચાર કરી કરીને આદત દ્વારા તેઓ એ પ્રાપ્ત કરે છે એ લોકો એને કાઇ વરદાન નથી સમજતા, શાપ જ સમજે છે, છતા આપણને તો એ જ વસ્તુ મળે, જેનુ આપણે ચિંતવન કરતા રહીએ.

ઘરનો ન ગમતો સામાન આપણે કાઢી નાખીએ છીએ. આ જ નિયમ આપણે આપણા મગજને પણ લાગુ પાડવો જોઇએ, મગજમાથી ચીજો ત્યારે નીકળી જાય, જ્યારે આપણે એને પોષણ ન આપીએ. એની ઉપેક્ષા કરીએ, એના સ્થાને એની વિરોધી સારી વસ્તુઓ લાવીને બેસાડીએ.

— સ્વામી કૃષ્ણાનંદ

# પરિભ્રમણ

'આશુતોષ'

## નરસિંહ સાહિત્ય સભા

'કવિલોક'નું ચોથું કાવ્યસત્ર તા. ૩, ૪, ૫ જૂન, જૂનાગઢ ખાતે મળી ગયું ત્યારે નરસિંહમહેતા ની આ ભૂમિમાં તેના નામધારી સાહિત્યસભાનો પણ પુનર્જન્મ થયો. પુનરપિ મરણમ્ – પુનરપિ જનનમ્ એ તો સૃષ્ટિનો ક્રમ છે, એ ન્યાયે સાહિત્યની દૃષ્ટિએ મરુભૂમિ જેવા પ્રદેશમાં આવી પ્રસ્થાનો ઉદયાસ્ત આશ્ચર્યજનક નથી. વળી કાવ્યસત્રમાં કવિઓની બહોળી હાજરીની ધારણા સામાન્યજને રાખી હતી તે ઠગારી નીવડી. અનામિકાના વેઢે ગણી શકાય તેટલા કવિઓ આસપાસ કાવ્યસત્રની ચર્ચાઓ ભમતી રહી; અને વિદ્વતા તેમજ અભ્યાસને કોરાણે મૂકી, અભિપ્રાય દર્શનનું મહત્વ પ્રધાન રહ્યું લગભગ એક લાખ થવા જતી જૂનાગઢની પ્રજાને સાહિત્યનો રસસ્વાદ ચખાડવા અને મરુભૂમિનાં સાહિત્યનો છોડ રોપવા એકલે હાથે કમર કસી આવું સાહસ સાંગોપાંગ પાર પાડનાર બહાઉદ્દીન કોલેજના પ્રો. તખ્તસિંહ પરમાર અભિનંદનના અધિકારી બને છે.

## જયંત ચૌધરી

ભારતના લશ્કરી મરસેનાપતિ શ્રી જયંત ચૌધરી એ નિવૃત્તિ લીધી છે. તેઓ કેનેડા ખાતે ભારતના હાઇકમિશ્નર તરીકે કામગીરી બજાવશે જનરલ ચૌધરીની કારકિર્દી અસાધારણ સફળતાઓથી ભરપૂર છે. ગોવા તેમજ કાશ્મિરમાં આપણી ફતેહ તેમને આભારી હતી. તેમને જીંદગીનો સૌથી મોટો યશ પાકિસ્તાન સામેની લડાઈમાં મળ્યો. અદ્યતન લશ્કરી સામગ્રી તેમજ આધુનિક લડાયક વિમાનો અમેરિકા પાસેથી મેળવ્યાં છતાં, જ્યારે ભારતના લશ્કરે પાકિસ્તાનની આખી આર્મર્ડ ડિવિઝન છિન્નભિન્ન કરી નાખી, અને પેટન ટેંકોને ચીભડાંની જેમ રગદોળી નાખી, ત્યારે પશ્ચિમના લશ્કરી નિષ્ણાતો મોમાં આંગળાં નાખી ગયા, અને જનરલ ચૌધરીના યુદ્ધ નૈપુણ્યને આશ્ચર્યથી નિહાળી રહ્યા. પાકિસ્તાન સામેથી તેની સર્વપ્રથમ સશસ્ત્ર અથડામણમાં ભારતીય લશ્કરનો, તેના જુસ્સા અને ઝિંદાદિલીનો જગતને અચંબો પમાડે તેવો પરિચય આપનાર અજોડ સેનાની લશ્કરમાંથી વિદાય લઈ, રાજકીય ક્ષેત્રે ગયા છે. તેમના અનુગામી શ્રી કુમારમંગલમ્ રેન્કની લડાઇના નિષ્ણાત નથી પણ બંદૂક સારી ફોડી જાણે છે. ઉપરે, લશ્કરમાં તો કામથી કામ છે.

## નવું કાંઇ નથી

રૂપિયાના અવમૂલ્યને હાહાકાર મચાવી દીધો છે, અને છઠ્ઠી જૂન સવારના બે વાગ્યાથી રૂપિયાની કમબખ્તી શરૂ થઇ છે. વાસ્તવમાં તો એક રૂપિયાની કિંમત કોડી જેટલી વર્ષોથી થઇ ચૂકી છે. ભારતનો દરેક માનવી, તેની પાસેનો એક રૂપિયો લઇને બજારમાં જાય છે ત્યારે એક આના જેટલું વળતર માલરૂપે મેળવીને આજે વર્ષોથી પિનાઈ રહ્યો છે બાર આનાની મણ બાજરીના આજે તે વીશ રૂપિયા આપે છે; રૂપિયે બશેર મળતા ઘીના સોળગણા વધુ દામ ચૂકવે છે; આઠ આને વાર મળતી લાલચોડા છાપ અસલ જાપાની ઓરસીને બદલે તે આજે ૪૦ રૂપિયે વાર ટેરેલિન વટથી પહેરે છે. જેટલી રકમમાં એક નવું મકાન તૈયાર થઇ જાય એટલું તો તે ઘરભાડું ચૂકવે છે. દેવના મંદિરે પઇ–પૈસાને બદલે ઓછામાં ઓછું પાવિયું તો તે અવશ્ય ધરે છે. અને ભારતનો આજનો બિમારી પણ તે સિક્કા સિવાય નાનાનો હાથ અડાડતો નથી. સો ટકા, બસો ટકા, અરે પાચમો ટકા જેટલું અવમૂલ્યન તો આજના આદમીએ ઝેરની જેમ પચાવી દીધું છે તો પછી છત્રીસ ટકાની વાહિયાત વાતથી કોણ ફફડી મરવાનું છે! છાપાવાળા શીદને મોટી ન્યૂઝપ્રિન્ટ ચર્ચા પાછળ બગાડી રહ્યા છે? અર્થશાસ્ત્રીઓ પણ સમયની બરબાદી કરી રહ્યા છે. અને વિત્તમંત્રી વણમાગી સલાહ દે છે કે વાંક ન્હે કોઇનો

હોય તો-ગ્રાહકોનો-છે તેજ કાળા બજારને ઉત્તેજન આપે છે; દાઢી રાખવાને બદલે વધુ પૈસા આપી બ્લેઇડ ખરીદે છે-પણ બેરીસ્ટર સાહેબ! ભારતના ૪૦ કરોડ પ્રજાજનોએ તો ઝેર પીધા છે જાણી જાણી તેમને તેમ એક રૂપિયાનું ૦.૧૮ ગ્રામને બદલે ૦.૧૧ ગ્રામ સોનું આપશો તો કાંઈ ઝેર ઘોળવા નહીં' મેસ્ફૂપા કરી, આ બધી બકવાદ બંધ કરો-એમા નવું કાંઈ નથી.

## સ્વપ્નસિદ્ધિ

ગયા ફેબ્રુઆરીમાં રશિયાએ લ્યુના-૯નું સહી સલામત રીતે ચન્દ્ર પર ઉતરાણ કરાવ્યું અને ત્યાથી મોકલેલા ચન્દ્રની સપાટીના ચિત્રો મેળવ્યા ત્યારે દુનિયા સ્તબ્ધ બની ગઈ હતી. આ સિદ્ધિને પણ ઝાંખી પાડે તેવી હેરતભરી સફળતા અમેરિકાને સાંપડી છે. અને જૂનની બીજી તારીખે તેણે મોકલેલા અવકાશયાન 'સર્વેયર' વધુ સ્પષ્ટ અને વિગતવાળા સંખ્યાબંધ ચિત્રો મોકલી, તેના ટેલિવિઝન કેમેરાની અજોડ સિદ્ધિ જગતને બતાવી છે એમ માનવુ છે કે 'સર્વેયર' પાચ હજાર તસ્વીરો મોકલી શકશે અને આ સઘળી પ્રાપ્ત થશે ત્યારે ચન્દ્રની ધરતી વિષે વિજ્ઞાનિકો અવનવી માહિતી મેળવી શકશે વળી જે સિદ્ધિ પ્રાપ્ત કરતા રશિયાને ચાર વખત નિષ્ફળતા મળી હતી તેમા અમેરિકાનો પ્રથમ પ્રયાસે વધુ ચોકસાઈ ભર્યો વિજય થયો છે. હવે એ સમય દૂર નથી જ્યારે મનુષ્ય સાથેનું અવકાશયાન ચન્દ્ર ઉપર મોકલી શકાશે અને પાછું મેળવી શકાશે પૃથ્વી પરથી ચન્દ્ર તરફ જવું કઠિન છે પણ ચન્દ્રથી પૃથ્વી તરફ આવવું વધુ સરળ થશે, એમ વિજ્ઞાન શાસ્ત્રીઓ માને છે

## જેનું છેવટ સારું.

મોડે મોડે પણ ઇન્ડોનેશિયાને ડહાપણ સૂઝયું અને મલેશિયાને કચડી નાખવાને બદલે તેની સાથે શાંતિમય જીવવા નિરધાર કર્યો તે મોટો બનાવ છે. ઇન્ડોનેશિયાની નવી સરકારે સિંગાપુર સ્વીકૃતિ આપી છે, અને તે જ ધોરણે મલેશિયા સાથે સુખદ સબંધ સ્થપાવાની વકી છે. તાજેતરમા જ એક લશ્કરી પ્રતિનિધિ મંડળ જાકાર્તાથી કાલાલમ્પુર જઈ આવ્યું. મંત્રણાઓ ભારે મિત્રતામયી વાતાવરણમાં થઈ. હવે પછી મલેશિયાનું પ્રતિનિધિ મંડળ જાકાર્તા જશે. વળી ઇન્ડોનેશિયાના પરદેશ મંત્રી આદમ મલીક ભારતના પ્રવાસે પણ આવવાના છે અને ત્યારે બન્ને દેશો વચ્ચે વધુ સારા સંબંધો વિકસાવવાની ચર્ચા થશે. વળી અગ્નિ એશિયામાં ભારેલો અગ્નિ ધુંધવાઈ રહ્યો છે ત્યાં તે પરિસ્થિતિમા સુખદ પલટો આવશે.

## ચીન

ચીનમાં કાંઈક બની રહ્યુ છે. ક્રાંતિ અને પ્રતિક્રાંતિની વાતો ત્યા ચાલી રહી છે માઓના વિરોધીઓની ધરપકડ થઈ રહી છે બુદ્ધિવાદી વર્ગને દૂર દૂર નિર્જન એકાંતમા ધકેલી દેવામા આવે છે. માથુ ઊંચકતા દેશ પણ પ્રગતિશીલ બળોને સ્થાનું જડ અને લાગણીવિહીન લશ્કરી તંત્ર રાક્ષસી તાકાતથી પર અસર કરવામા જ માને છે ભારે મોટી છાકક ખાધી હોવા છતા ચીન, રશિયા તથા અમેરીકા બન્ને સામે ઘુરકિયા કરી રહ્યુ છે ચીન હજુ પણ એમ માને છે કે તેની મહોરવાળા સામ્યવાદનો પ્રચાર એશિયા અને આફ્રિકાના નવોદિત રાષ્ટ્રોમા સહેલાઈથી થઈ શકશે; વાસ્તવમા મોટા ભાગનાં રાષ્ટ્રો ચીન તરફ શંકાની નજરે જોતા થઈ ગયા છે

## પરીક્ષકની પરીક્ષા

નાગપુર યુનિવર્સિટીએ એક નવીન પ્રકારની મોજણી કરી તેનું અનુકરણ મહારાષ્ટ્ર યુનિવર્સિટી કરવા ધારે છે. પરીક્ષકો પરીક્ષાર્થીઓના જવાબ-પત્રો તપાસે છે તે વિષેની આ મોજણી હતી, અને તેમા એવુ માલુમ પડયુ છે કે ગંભીર ક્ષતિઓ આવા કામમા રહી જતી હોય છે. ૪૦ ટકા જેટલા પત્રકોમા માર્કસનો સરવાળો ખોટા હતો. કેટલાક કિસ્સાઓમા સવાલના જવાબના માર્કસ આપવામા આવ્યા ન હતા. થોડાક કિસ્સાઓમા વિદ્યાર્થીઓએ તમામ સવાલોના જવાબ લખ્યા છતા, અમુક પ્રશ્નોના માર્કસ આપવામા આવ્યા હતા. પરીક્ષકોની જ મોજણીનું આવું પરિણામ જણાતા, બધાજ રાજ્યોએ પોતપોતાની યુનિવર્સિટીની કાર્યક્ષમતા તપાસવાની

રહેશે. એકલો વિદ્યાર્થી જ ઠોઠ હોય છે એવું હંમેશા નથી બનતું પરીક્ષક પણ ઠોઠ હોઈ શકે છે હવે સવાલ એ ઊભો થાય છે–પ્રશ્નપત્ર તૈયાર કરનાર ત્રુટિઓથી મુક્ત છે? નથી?

## અશાંતિ

પૂર્વ પાકિસ્તાનમા અસંતોષ અને અશાંતિ વધી રહ્યા છે લશ્કરી સરમુખત્યારી હોવા છતાં, ત્યા સરકાર સામે જાહેરમા વિરોધ વધી રહ્યો છે અને "બંધ" નો પવન ફૂંકાઈ રહ્યો છે તે સૂચક છે. પાકિસ્તાનની પૂર્વ અને પશ્ચિમની બે પાંખો વચ્ચેનુ અંતર વધતુ જ રહ્યુ છે, કેમકે સરકારમા કે લશ્કરમા પૂર્વનું પ્રતિનિધિત્વ નહીંવત છે; પશ્ચિમ પૂર્વ તરફ આશંકાની નજરે જુએ છે. જેમ મીઝો, ખાસી અને નાગભૂમિમા ભારત સામે વિદ્રોહ ફેલાવવા પાકિસ્તાન બળવાખોરોને શસ્ત્રો પૂરા પાડવા ઉપરાંત, તાલીમ પણ આપે છે, તેમ ભારતે હવે આમાથી ધડો લઈને, આગળ વધવા વિચારવુ જોઈએ.

## ઈરાન

જે રાષ્ટ્ર તરફ બહુ જ ધ્યાન રાખવું પડે, ખાસ કરીને ભારતે, તે ઈરાન દેશ છે. તેવની અઢળક સમૃદ્ધિ ત્યાના શહેનશાહના પગ ચૂમે છે. નાસરના આરબ રાષ્ટ્રવાદનો વિરોધ કરનારાઓમા ઈરાન મોખરે છે. પશ્ચિમની શસ્ત્રસહાય મેળવવામાં તુર્કી પછી ઈરાનનો નંબર આવે છે. સાઉદી અરેબિયા, ઈરાન અને પાકિસ્તાન ભેગાંને ઈસ્લામી જૂથ ઊભુ કરવા માગે છે તેમા ઈરાનનો આશય ભારત સામે પાકિસ્તાનને મજબૂત કરવાનો છે. ગયા વર્ષના પાક–ભારત સંઘર્ષ વખતે, ઈરાને પાકિસ્તાનને મનસા વાચા–કર્મણા ઘણી મદદ કરી હતી અને હજુ પણ ચાલુ છે. રાજકીય ક્ષેત્રે સક્રિય ફાળો આપનાર ભારતના એક માત્ર પત્રકાર રુસી કરંજિયા (બ્લીટ્ઝ) આરબ દેશોમાં ઘૂમી, રાજ્યોના વડાઓની મુલાકાત નિયમિત પણે લે છે અને ચાલાકી ભર્યા પ્રશ્નો પૂછી, ભારતનો પ્રભાવ છાંટવા પ્રયત્નો કરે છે. તાજેતરમા ઈરાનના શાહની તેણે મુલાકાત લીધી હતી અને પ્રશ્નોની હારમાળા ખડી કરી હતી. પરંતુ ઈરાનના શાહે જે ચાલાકી ભર્યા જવાબો આપ્યા તેમા પોતે ભારતની વિરુદ્ધ કોઈ પ્રવૃત્તિમાં જોડાયા નથી પણ નિર્દોષ પ્રવૃત્તિઓ–અને તે પણ પાકિસ્તાન ચીનની સોડમાં ન ભરાય તેટલા ખાતર કરતા હોવાનુ જણાવ્યું છે વળી ઈરાન પાસે એટલી લશ્કરી સામગ્રી નથી કે પાકિસ્તાનને આપી શકે–પણ ચીન પાસેથી લશ્કરી સરંજામ મેળવવા પાકને લાલચ ન થાય માટે કૂચ નહી તો પાંખડી, ઈરાન આપતુ હશે અને ઈસ્લામી જૂથ એ તો સાંસ્કૃતિક સમન્વયના હેતુવાળી નિર્દોષ સંસ્થા છે કેળવણીનું પ્રમાણ કેમ વધે, રોગનાબૂદી કઈ રીતે થઈ શકે, ઉચ્ચ શિક્ષણમા પરસ્પર વિનિમય કેમ થાય ઈત્યાદિ. ઈરાન તો ભારતનુ મિત્ર છે અને તેની મૈત્રીની કિંમત ઉંચી આંકે છે અભ્યાસીઓ જોઈ શકશે કે શાહની ભાષામા રાજકરણની ખૂબીઓ અને ભાડો છે–અર્થ કેમ ઘટાવવો તે પ્રેસિડેન્ટ નાસર જાણે છે

## ભાભા પછી

વિજ્ઞાન ક્ષેત્રે ગુજરાત ગૌરવ લઈ શકે છે કેમકે સ્વ. ભાભાના અનુગામી તરીકે ડૉ. વિક્રમ સારાભાઈની વરણી થઈ છે. તેમણે શ્રી ભાભા સાથે ટ્રોમ્બેની સંસ્થામા તેમજ અણુશક્તિપંચમા કામ કર્યું છે. તેમજ બેંગલોરમા સી વી રામન સાથે રહીને સંશોધન ક્ષેત્રે કામગીરી બજાવી છે અવકાશ સંશોધનની દિશામા, અમદાવાદને તેમજ કેરાળાના થુમ્બાને વિજ્ઞાનના નકશા ઉપર મૂકવામા તેમનો ફાળો મોટો છે. આ યુવાન વિજ્ઞાનશાસ્ત્રી ઇતરક્ષેત્રે -લલિતકળામા એટલોજ રસ ધરાવે છે. જીવનસાથીની પસંદગી કરવામાં પણ આજ દૃષ્ટિ મોખરે રહી હશે. ભારતનાટ્યના પ્રખર પુરસ્કર્તા શ્રીમતી મૃણાલિની તેમના ધર્મપત્ની છે એ સુવિદિત છે. સ્વ. ભાભાએ સ્થાપેલી ઉચ્ચ પ્રણાલિકાને તેઓ ઉજ્જવળ બનાવે અને ગુજરાતની શાન વધારે એવી અભિલાષા સહજ છે.

## આઘાતજનક

માટુગા ખાતેનો બે પરાની ગાડીનો અકસ્માત ભારે આઘાતજનક છે. મુબઇમા વીજળી ગાડીઓ કેટલાક વર્ષોથી ચોવીશે કલાક ભારે સફળતાભરી રીતે દોડતી રહી છે અને સો ઉપરાત વર્ષોના ઇતિહાસમાં કોઇ અકસ્માતે આવો કાળો કેર વર્તાવ્યો નથી ચાર વર્ષ પૂર્વે ચર્નીરોડ પાસે થયેલ અકસ્માતમા બે પરાની ગાડીના પાછલા ભાગને અસર થઈ હતી અને મૃત્યુનો આક ચાર થવા પામ્યો હતો તે પહેલા ગ્રાન્ટરોડ આગળ એક ગાડીના ઉતારુઓ ડબામા આગ લાગવાના કારણે નીચે કૂદી પડતા, બીજી ગાડી નીચે કચડાઇ ગયા હતા. પરતુ સામસામી બે ગાડીઓ અથડાઇ પડી હોય તેવો આ પ્રથમ અકસ્માત છે, અને ખાસ કરીને માનવીની ભૂલ તેના કારણમા હોય તો ભારે શોચનીય છે, કેમકે જે અમૂલ્ય માનવ જીદગી આ હોનારતે ભરખી લીધી છે તેની ખોટ આપ્તજનો ભૂલી શકશે નહીં. રેલવે અકસ્માતોનુ પ્રમાણ ચિતાજનક માત્રાએ જઇ પહોચ્યુ છે ભાગફોડના બનાવને બાદ કરતા, અન્ય કિસ્સાઓ એ વાતનો નિર્દેશ કરે છે કે જે કર્મચારીઓ ઉપર, માનવીની જીવાદોરી લટકી રહી છે તેઓ સર્વથા જાગૃત અને કાર્યક્ષમ માનસ ધરાવે છે? નોકરીના એકધારાપણાથી તેમની તકેદારી શિથિલ નથી બનતી ને? દાકતર વડે તેની નિયમિત ચિકિત્સા થાય છે? ખાસ કરીને જે કર્મચારીઓને ક્ષણાર્ધમા નિર્ણય લેવાના હોય છે, અને ગજબનાક માનસિક સ્ફૂર્તિ દાખવવી પડે છે, તેમની બાબતમાં ઉપરવાળા સજાગ તો છે ને? 'હાકયે રાખો, રાજના કામ છે' એવુ તો નથી બનતુ ને?

## પડાપડી

S S. Cનુ પરિણામ ભારે મોટી વિટબણા છે. પ્રથમ તો તેને તૈયાર કરવુ એ જ ભગીરથ કાર્ય છે અને તૈયાર કરીને બહાર પાડવુ અને ઠેર ઠેર પહોચતુ કરવુ તે પણ દુષ્કર છે. હવે જેમને માટે આ પરિણામ છે તેમની સ્થિતિ પણ દયાજનક છે નિષ્ફળ ગયા હોય તેમને હાગહાડ લાગી આવે છે અને સફળ થયા હોય તેમની ચિતાનો તો કોઇ આરો જ નથી. માર્કસ મેળવવા, ટકાવારી જાણીને પ્રવેશ માટે આગળની 'લાઇન' નક્કી કરવી; વળી આર્ટસની કિંમત કાઇ નહીં રહી હોવાથી વિજ્ઞાનની કોલેજોમા ચક્કર લગાવવા, બહુ ખ્યાતિવાળી કોલેજ હોય તો, પાછા ફરવુ, વળી બીજે કયાક ચાન્સ લેવો, અને ટેકનિકલ, એન્જિનિયરીગ તથા મેડિકલ જેવા ક્ષેત્રોમા અથડાતા, કૂટાતા, લાગવગની ચીઠ્ઠીઓ થેલીમા ભરી અહીથી તહી, ગુજરાતમાથી મહારાષ્ટ્રમા, મહારાષ્ટ્રમાથી યુ પી મા, તેમજ દિલ્હીમા અને રાજસ્થાનમા, એમ ચારેકોર ભારત દેશનુ વિશાળતાનુ દર્શન કરવુ અને છેવટે આ બધી પડાપડીમા કયાક પણ નબર લાગી જાય તો જાણે સમજ્યા કે મહેનત સફળ, પરતુ માત્ર 'એડમીશન' ખાતર જો આટલા વિતકો સહન કરવાના હોય તો આગળ ભણવા માટે બુદ્ધિમત્તા ઉપરાત થોડાક બૂરા દૂષણોની પણ જરૂર પડશે, જે ઉચ્ચ કેળવણીના પાયાના પથ્થરમા ખપશે! અમેરિકી 'ફાઉન્ડેશન' પછી, પરિસ્થિતિમા સુધારો થશે ખરો? S S. C. ની પરીક્ષામાજ એવી જાતનુ વર્ગીકરણ કરવામા, અને પરિણામ આગળ પાછળ રખાવામા આવે, તો જુદા જુદા વિભાગોમા જનારા વિદ્યાર્થીઓ આપોઆપ વહેચાઇ જાય અને પડાપડીમા કાઇક રાહત થાય પ્રશ્ન વિચારવા જેવો થતો જાય છે.



# અનોખું આત્મસમર્પણ

સતિ. ચંદ્ર હિ. વૈષ્ણવ

સિત્તોતેર વર્ષ પહેલાંની વાત.

જગતના નકશા પર અનેક વખત ચમકી ગયેલ ઈટાલી દેશ.

આ દેશના ઉત્તર ભાગ ઉપર ઑસ્ટ્રિયાનો અધિકાર હતો.

ઈટાલીના એ ભાગમાં લોમ્બાર્ડીનો એક પ્રદેશ. બસ એ જ લોમ્બાર્ડીના એક બાળકની વાત ઇતિહાસના પૃષ્ઠ પર સુવર્ણ અક્ષરે લખાયેલી પડી છે.

સત્તા પાસે સંસ્કારનું કંઈ ચાલતુ નથી જાપાનીઓ કેવા? તેમની સંસ્કૃતિ કેવી? સરકાર કેવાં? અને...તેમનું કોરિયા પરનું શાસન કેવું? એજ સંસ્કારી જાપાન, એજ સંસ્કૃત જાપાન એશિયાનું કલંક કહેવાયું. ઑસ્ટ્રિયનોના હાથમા સત્તાનો દોર હોવાથી તેઓ અત્યાચાર આચરી શકતા હાથદેસર. લોમ્બાર્ડીના રહેવાસીઓને હેરાન પરેશાન કરી મૂકયા. માનવીની જીવન જરૂરી વસ્તુઓ પર અંકુશ આવે છે; એના આત્મા પર જ્યારે પરતંત્રતારૂપી રૂંધામણ આવે છે ત્યારે માનવી બળવો કરે છે ફ્રાંસ દેશની મદદ અને દેશપ્રેમની મૂડીથી લોકોએ ઑસ્ટ્રિયનો સામે બળવો કર્યો. અને...એક યુદ્ધમા ઑસ્ટ્રિયાવાસીઓને હારનો 'હાર' સ્વીકારવો પડયો. જનશકિત આનું નામ!

એક દિવસની સવાર.

નાજુક સમયની નાજુક પળો...ખડબડ...ખડ ખડ કરતા ઇટાલિયનો ઘોડા દોડાવતા આવી રહ્યા હતા ઘોડેસવારો ચારે તરફ જોતા હતા; શત્રુઓને શોધતા હતા.

રસ્તામાં એક ઘર આવ્યું ઘર પાસે એક છોકરો ઊભો હતો. બાર વર્ષની તેની ઉમર. બડી ખુબ સૂરત તેની આંખ હતી. ગુલાબી ચહેરો અને વિશાળ કપાળ. ચારે બાજુ એક તનું અગમ્ય સંગીત ઝરમરતું હતું તેની વચ્ચે આ છોકરો અડગ વાગીને ઊભો હતો...નાનું પક્ષી પણ પોતાની પાંખનો ફરફરાટ સુણાવતુ ન હતુ. ઘરમાં રહેનારાઓ દુશ્મનોના—ઑસ્ટ્રિયનોના—ભયથી અગાઉથી જ નાસી ગયા હતા. પણ...એ ઘરની એક બારીમાં ઈટાલીનો વાવટો કોઈ હરખઘેલાં માનવીના હૃદયની જેમ ફરક ફરક ફરકી રહ્યો હતો.

એ છોકરાને એકલો ઊભેલો નિહાળી ઘોડેસવારોના ઉપરીએ એક લશ્કરી સંકેત કર્યો. બધા સવારો થંભી ગયા. ઉપરીએ પૂછ્યું: "એના છોકરા! તું સૂઈ ગયો'તો તે એકલો રહી ગયો? બધા સાથે તું કેમ નાસી ન ગયો?"

છોકરાના મુખ પર શિયાળામાં કમળ પર બાઝેલ ઝાકળબિંદુની જેમ અશ્રુઓ ચમકી ઊઠયા

'મારે કોઈ નથી." તે બોલ્યો: "હું અનાથ છું. સાહેબ; લડાઇ જોવા માટે અહી રોકાયો છુ"

"તેં કોઇ ઑસ્ટ્રિયાવાસીઓને અહીંથી નીકળતા જોયા છે?" અધિકારીનો પ્રશ્ન.

"સાહેબ; છેલ્લા ત્રણ દિવસથી અહીં હું એકલો છુ. મેં એક પણ દુશ્મનને જોયો નથી. ઑસ્ટ્રિયાની હવા પણ પસાર થતા મેં જોઈ નથી"

લશ્કરી વ્યૂહોમા રાચતા તે અધિકારીના મુખ પર છોકરાની જવાબ દેવાની ઢબ જોતા મુસ્કરાહટની આછી લહરી ફરકી ગઈ. તે હસતો ઘોડા પરથી નીચે ઉતર્યો બાકીના સવારોને ત્યાં જ ઊભવાની આજ્ઞા આપી તે અધિકારી ઘરની અંદર ગયો. અને અગાશી પર ચડી ચારે તરફ બારીકાઈથી જોઈ તે નીચે આવ્યો. નીચે આવીને છોકરાને પૂછ્યુ: 'વ્હાલા, છોકરા; તું સારી પેઠે જોઈ શકે છે?"

છોકરાએ હસીને જવાબ આપ્યો:

"મારા સાહેબ! ખુબ સારી પેઠે, એક ગાઉ દૂર ઉડતા પક્ષીને ઓળખી બતાવું કે આ કયું

પક્ષી છે!"

અમલદારે પોતાની સામે ઉંચા ઝાડને બતાવી પૂછ્યુ 'તને ઝાડ ઉપર ચડતા આવડે છે?"

છોકરાએ ઝાડને જોયુ પછી કહે "આંખ મીંચીને બોલશો ત્યાં તો હું ઝાડની ટોચે ચડી જઈશ!"

ઉપરી અમલદાર ખૂબ ખુશ થતો બોલ્યો

'તો પછી ત્યા ચડયા બાદ તને શત્રુઓની સેના, તોપો સંગીન વગેરે જે કંઇ દેખાય તે તુ મને તરત જ કહી બતાવીશ?" છોકરાએ હા કહી

અમલદારે પૂછ્યુ "એ કાર્યના બદલામાં તુ શું લઈશ?'

છોકરાના મૂખ પરની રેખા તંગ બની તેના ભવા ચડી ગયા બે નેણામા દેશપ્રેમની ઝલક વરતાઈ અને તેણે સાચા સપુતની અદાથી કહ્યુ 'મારા વહાલા સાહેબ! તમે મારી ઠેકડી કાં ઉડાવો? હુ લોમ્બાર્ડીનો જ રહેનારો છુ લોમ્બાર્ડી ઇટાલીનો ભાગ જ ને! આપણે બધા ઓસ્ટ્રિયાના ત્રાસથી મુકત થવા માગીએ છીએ હું પણ મારી શકિત પ્રમાણે મદદરૂપ થવા ઝંખુ છુ તો મને મારા કાર્ય બદલ વળતર આપવાની વાત કાં કરો?"

અમલદારે છોકરાની પીઠ થાબડતા કહ્યું "બહુ સારુ, દેશભકતની અત્યારે અમારે ઘણી જરૂર છે ઝાડ ઉપર ચડી જા!"

છોકરો તેણે અગાઉ કહ્યા મુજબ આંખના પલકારામાં ઝાડની ટોચે પહોચીને નીચે ઊભેલા અમલદારને પૂછ્યું બોલો સાહેબ શી આજ્ઞા છે?"

"સીધો સામેની બાજુએ નજર નાખ" અમલદારે આજ્ઞા કરી

છોકરાએ આવતા પ્રકાશને રોકવા આંખ આડી હથેળીની છાજલી કરી કહ્યું "સાહેબ સડક ઉપર બે ઘોડેસવાર છે"

"ઘોડેસવાર! કેટલે દૂર?"

"જી હા અરધોક માઇલ દૂર હશે."

"તેઓ આ બાજુ આવી રહ્યા છે?"

"ના, ના, પૂર્વમાં જઈ રહ્યા છે"

"બહુ સારુ" અમલદારે કહ્યું: "જમણી તરફ ફરીને જો"

"કબ્રસ્તાન છે કબ્રસ્તાનની પાસેનાં ઝાડોમાં કંઈક ચમકી રહ્યું છે!"

'શુ ચમકે છે તે ઓળખી શકીશ" અમલદારનો અધીરાઈ ભર્યો સ્વર

'હા મને બંદૂકોની સંગીનોની ચમક હોય તેમ લાગે છે"

'માણસો દેખાય છે?"

'ના, પણ વૃક્ષોની પાછળ ખેતરોમા માણસો હોય તેમ લાગે છે!"

ત્યાં ....

ધડામ્

સનનન કરતી એક ગોળી આવી ઘરની પાછળના બાગમાં જઇ પડી!

અમલદાર બૂમ પાડી ઊઠયો 'છોકરા! એય છોકરા! નીચે ઉતર દુશ્મનોએ તને જોઇ લીધો છે ઓળખી લીધો છે મારે હવે કંઇ માહિતી જોઇતી નથી તુ જલદી નીચે આવ!"

છોકરાએ કહ્યુ સાહેબ ગભરાવ મા હુ ડરતો નથી યુદ્ધમા ગોળીનો ભય હોય?"

'તો ડાબી તરફ જરાક જોઇ લે!"

છોકરો ડાબી તરફ જોવા ફર્યો ત્યાં ધડામ

કરતા ચીસતી બીજી ગોળી આવી છોકરા પાસેથી નીકળી ગઇ!

'હવે તો તુ નીચે આવતો રહે! નકામો મોતના મૂખમા ધોરાઇ જઇશ!"

'હમણા આવુ સાહેબ! ડાબી બાજુ દેવળ છે સાધારણ મોટુ દેવળની પછળ હા, પાછળ કોઇ "

ધડામ્ ધડામ્

વાકય પૂરુ થાય તે પહેલા ત્રીજી, ચોથી ગોળી

આવી. છોકરો ઝાડની ડાળની બાઝી પડ્યો. પણ... થોડીવારમાં તે નીચે પટકાયો.

અમલદારના મોઢામાંથી ચીસ નીકળી ગઈ.

બિચારો!

અનાથ!

છોકરો લશ્કરી અમલદારને માહિતી આપવા મૃત્યુને વર્યો!

તેના ડાબા પડખામાથી લોહી ધગ... ધગધગ .... વહેતું હતું.

અમલદારે ઇશારત કરી. બે ઘોડેસવારો અને સારજંટ આવ્યા. અમલદારે ખમિસના બટન ઉઘાડયા. ગોળી ફેફસામાં વાગી હતી. અમલદારની આખમાં આંસુ આવ્યા.

"બિચારો! દેશભક્ત! મૃત્યુને સામે ચાલીને ભેટયો!"

"ના; સાહેબ! હજી મર્યો નથી. આંખના પોપચા હલે છે." સારજંટના શબ્દો પૂરા થયા અને છોકરાએ આંખ ઉઘાડી. અમલદાર સામે સ્થિર કરી. પણ.... યમદૂત બે કે ત્રણ ક્ષણમાં આવીને તેનો પ્રાણ લઇ ગયા.

અમલદારને ઘણું દુઃખ થયું. તે દુઃખમય પગલે ઘરમાંથી પેલો વાવટો લઈ આવ્યો. એ વાવટામાં સપુતને લપેટયો. તેનું મુખ ખુલ્લું રખાયું. પછી તેણે સારજંટને કહ્યું: "આ છોકરો સાચો દેશભકત હતો. તેને દેશની સેવા કરવાનો અત્યાર સુધી સમય મળ્યો ન હતો. મળેલી તકનો પૂરો લાભ ઉઠાવી તે મૃત્યુને ભેટયો છે. એટલે કે આ છોકરો એક સિપાઇ ના મોતે મર્યો છે. માટે તેની દફનક્રિયા પણ એક સૈનિકની જેમ થશે."

અને તે પોતની ટુકડી લઇને ત્યાંથી પાછો ફર્યો.

સાંજનો સમય.

એક મોટી સેના તાલબદ્ધ રીતે આવી પ્રત્યેક સૈનિકે છોકરાને સલામી આપી પ્રત્યેક સૈનિકો એના ઉપર ફુલની વૃષ્ટિ કરતા ચાલ્યા ગયા.

આ પ્રમાણે એ વીર બાળકનું યોગ્ય સન્માન થયું.

ચાલો, હૈયાની ભીડેલી ભોગળ આપણે ઉઘાડીએ, આવા બાળકોના જીવનના પ્રસંગો સાંભળી આપણે ધન્યતા અનુભવીએ. અને આવા પ્રસંગો સદાયે સ્મરણપટ પર રાખીએ જીવનના એક વિરામસ્થાનનું મહત્ત્વ સમજીએ.



# ગુલાબી ગાલ પર ભવિષ્ય

એક વખત સુભાષબાબુની આસપાસ મંત્ર– મંડળી જામી હતી. રાગ– ટપ્પા તેમ જ કડવા– મીઠા અનુભવની વારાફરતી લહાણી ચાલતી હતી.

સુભાષબાબુનો વારો આવ્યો. ત્યારે તેઓ કહે:

"નાનપણમા હું ભારે શેતાન તેમજ કાતલ વિનોદી હતો. ક્યારેક મોટાંને પણ છોડતો નહીં. એટલે એક વખત એક વડીલની મજાક કરી બેઠો. તેઓ ભારે ગુસ્સે થયા.

"સનનન કરતોકને એક લાફો તેમને મને લગાવી દીધો. છતાં બંદા આદતથી લાચાર. વળી પાછો મેં એક દિવસ મશ્કરીનો ચાબખો તેમણે ચોડી દીધો.

"ને બદલામાં મને બન્ને ગાલ પર બે લાફા પડ્યા. એ લાફા એટલા સુરેખ હતા કે મારા ગાલ જોઇ એક ભવિષ્યવેત્તાએ પેલા વડીલનું ભાવિ વાંચી આપેલું!" –હરીભાઇ પટેલ

# ધર્મ કિયે ધન ના ઘટે

કાળીદાસ પંડિત

'બધુંય સારું વડીલ! જેનું છેવટ સારું.'

'તમે શું કહેવા ઇચ્છો છો, વહુ! કાંઈ સમજાયું નહિ.'

નાનાભાઈ તેજપાળના પત્ની અનોપમાને જેઠ વસ્તુપાળે કહ્યું.

'ઉત્તરાવસ્થામાં જાત્રા કરવી જોઈએ.'

'હું જાણતો'તો જ કે તમે આવું જ કંઈક કહેવાના છો. તેજપાલને પૂછ્યું' એણે શું કહ્યું!'

'મોટાભાઇ કહે તેમ કરવાનું.'

'સાર', ને બાપલા મારે તો તમે કહો તેમ ચાલવાનું. કહો, કયા જઈશું જાત્રાએ ?'

'સિદ્ધાચળ (શેત્રુંજો)'

'ક્યારે?'

'સારા કામમાં વિલંબ ના હોય. આ સપ્તાહમાં જ'

'ઠીક, હું થોડી પાલખીઓ, અને સુખ-પાલને એકાદ રથની આજ્ઞા આપી આવું!'

'એમાં કેટલા જીવો બેસી શકશે ?'

'આપણે કુટુંબમાં છીએ કેટલાક? તમે, તેજલ ને લાવણ્યસિંહ, તમારા જેઠાણી, હું, અને થોડાક સેવકો.'

'ભૂલે છે વડીલ.'

'વળી આમાય મારી ભૂલ. છ સાતથી આપણે કેદી વધારે હતા?'

'આ ભૂમિમાં વસતા અન્ય જીવો આપણા કુટુંબી નહિ?'

'એટલે!'

'એ સહુ પ્રભુના સંતાનોનો આપણી સંપત્તિમા અને આપણા ધર્મમાર્ગમા હિસ્સો નાહ?'

'કાંઈ સમજાયુ નહિ અનોપમા.'

'સંપત્તિ શ્રેયાર્થે છે, આપણા ધનથી અન્ય જીવો ભલે આપણી ભેળા સિદ્ધાચળ આવતા.'

'એટલે સંઘ કાઢવો છે, કહો ને?'

'એ તો મે પ્રથમ જ કહ્યું વડીલ કે સંપત્તિ આપણા અને અન્યના શ્રેયાર્થે છે. ધર્મ અર્થે છે.'

'બહુ સારુ, સંઘ કાઢશું.'

'તો વડીલ જનસમાજના જૈન અને જૈનેત્તરને વિજ્ઞપ્તી પાઠવે સંઘમાં સામેલ થવાની.'

વસ્તુપાળે જાત્રાળુ સંઘમાં પોતાના ખર્ચે સામેલ થવા ઢંઢેરો પીટાવ્યો.

થોડા જ દિવસોમાં વિશાળ માનવ મહેરામણ સાથે સંઘ સિદ્ધાચળ ભણી ચાલ્યો.

વસ્તુપાળ તેજપાળ પાસે અનર્ગળ દ્રવ્ય હતુ. ને સોરઠ એ વખતે ચોર લુંટારાનો મુલક ગણાતો હતો. એટલે બેઉ ભાઈઓએ યાત્રા-સંઘના ખર્ચ પૂરતું રાખી બાકીનું વળતા પાછું લઈ જઇ શકાય એ રીતે સોરઠ ગુજરાતના સિમાડા પર દ્રવ્ય દાટવા નક્કી કર્યું.

ધોળકાથી નૈઋત્ય ખૂણામાં સાડા બાર ગાઉ દૂર હડાળા નામનું ગામડું આવ્યું. આ ગામ પાસેના એક પીપળાના થડ તળે ધન દાટવા ખોદકામ માંડયું.

ખોદકામ આગળ નીચું ગયું ને કોઈક ધાતુ પાત્ર સાથે કોશ અથડાઇ.

વધારે ખોદકામ થયું તો બધાના આશ્ચર્ય વચ્ચે સોનામહોરોથી ઠાસોઠાંસ ભરેલ સૂવર્ણ પાત્ર દેખાયું. તે બહાર કાઢયું.

આગળ ધરતી ચીરી તો એક પછી એક બીજા છ સૂવર્ણપાત્રો સોનામહોરો ભરેલ નીકળ્યા. સાતેય સૂવર્ણપાત્રોમાં ગણ્યું ગણાય નહિ તેટલુ દ્રવ્ય નીકળ્યું.

'જોયુ વડીલ! આપણે ધરતી માતાને ધન આપવા જઇએ છીએ પણ મા વસુંધરા આપણને અદકેરૂં આપે જાય છે. શા માટે કહેશો?'

'ના બાપા એવા, અર્થ ભેદ હું નથી જાણતો.!

'ધર્મ માર્ગ સારુ. આપણે ધન અન્નદાનમાં અને તીર્થક્ષેત્ર કાજે વાપરીયે છીએ. એ માર્ગ વધુ ઉંચે આગળ ધપાવવા સારુ જિનપ્રભુ આ સંપત્તિ આપે છે.'

'આ તો ઓલી કહેવત સાચી પડી વહુ કે 'ધર્મ કિયે ધન ના ઘટે' પણ હવે આ ધન શામાં વાપરવું ?'

'ધન માત્ર ધર્મ અર્થે જ છે. વળી ધન સંઘરવા જઇએ છીએ તો સામું મળે છે. માટે આ દ્રવ્ય ધરતીથી ઊંચે પ્હાડ પર પાથરીએ.'

'મતલબ !'

'શેત્રુંજે, ગિરનાર અને આબુ ઉપર ભવ્ય દેવાલયો બંધાવીએ. પ્રત્યેક જીવમાં જિનેશ્વર પ્રભુ પ્રત્યે અનુરાગ પ્રગટાવવા આ દેવાલયો સહાયભુત થશે.'

બેઉ ભાઇઓએ આ વાત માની ને પાળી.

ત્રણેય પર્વતો પર દેવાલયો બંધાવા લાગ્યા. પોહિયા પર પથ્થરો સરાવા લાગ્યા, કડિયાના હથોડાને ટાંકણાના અવાજ રાત દિવસ ગગનના ઘુમ્મરમાં પડઘા પડવા લાગ્યા.

અનોપમા એક દિવસ જેઠાણી લલિતા સાથે આ જોવા આવ્યાં

પત્થરમાં ટાંકણાવતી કલા પૂરી પ્રાણ પ્રગટાવતા શિલ્પીઓના સમૂહ પાસે આવી એ ઉદાસ બની ગયાં.

લલિતાએ જોયું કે ડાહી ડમરી દેરાણી ઉદાસ બની ગઈ છે.

'કેમ અનોપમા ! મૂંગા બની ગયાં ? આટલુ બધું રૂડું ને શ્રેયસ્કર બને છે તોય ઉદાસીનતા કેવી ?'

'એક દશ્ય સહાતું નથી.'

'શું ?' આશ્ચર્યસહ લલિતાએ અનોપમા સામે જોયું.

'શિલ્પીઓ પ્રભુપ્રાસાદ ચણે છે ખરું ?'

'એમાં વળી પૂછવાનું શું છે ?'

'આ બધા ભોજન કેમ લેતા હશે !'

'નવરા થાય ત્યારે જમી લે !'

'અહીં પર્વત પર તેને યથેચ્છ ભોજન તો નહિ મળતું હોય !'

'ક્યાંથી મળે !'

'એ બધાય સારુ મિષ્ટ ભોજન આપણી ભોજનશાળાએ અપાય છે તેમ તાંસળીએ ઘી પીરસી જમાડવાની મારી ઉત્કંઠા છે. મજૂરો, શિલ્પીઓ અને કલાકારોની આંતરડી ઠરશે '

'સારુ અનોપમા, તમારી વાત અમે કાંઈ શું ટાળવાના છીએ !'

'અને બીજું.'

'શું !'

'આ લોકોને રોજ કામના તો અમુક દ્રવ્ય મળતા હશે.'

'હા'

'એના બદલે એમ કરવું છે; કારીગરો પત્થરની કોતરણી કરતાં જેટલી ભુકકી પાડે તેટલા વજનનું ભારોભાર રૂપું તેમને આપવું. આ તો પ્રભુ પ્રાસાદ ચણવાનો છે. સામાન્ય માનવીના આવાસ નથી ઊભા કરવા એટલે પુરસ્કાર પણ દૈવત્વ ભર્યો અપાય. આથી એનામાં છે તેથી અનેક ગણો ઉત્સાહ ને ઉમંગ પ્રગટે. દેવાલય સાચા અર્થમાં દેવાલય બને. સંતોષી કલાકારો જ સાચું નીપજાવી શકે.'

લલિતાએ આ વાત વસ્તુપાળને કરી. વસ્તુપાળ અને તેજપાળે અનોપમાની આ વાત માન્ય રાખી. આબુ, શેત્રુંજે અને ગિરનાર એમ ત્રણેય સ્થળે કારીગરોને કોતરણીમાં ખરતા પત્થરના ભૂકા ભારોભાર રૂપું આપ આપવાનું ઠરાવ્યું. ને કંસાર પર તાંમળીની ધારે ઘી પીરસીને ભોજન આપ્યું

ગુજરાતના કવિઓએ આ જાણ્યું અને તેઓ અનોપમાને ઉપમા આપવા મચ્યા. લક્ષ્મિ, પાર્વતી, ઇંદ્રાણી, ગંગા, રતી અને સરસ્વતિ આમ અનેક સાથે સરખાવ્યા તોય તેમનુ સ્થાન એથી ચડિયાતું જણાયું. આ એકેય ઉપમા યોગ્ય ન ઠરી એટલે કહ્યું : "અનોપમાને યોગ્ય એકેય ઉપમા મળી નહિ એટલે એનું નામ અનોપમા સાર્થક છે."

# પ્રેરણાની પરબ

વિનોબાજી

## ફક્ત રાજા માટે

મહાત્મા શેખસાદી પાસે એક રાજા ઉપદેશ લેવા ગયો ત્યારે તેમણે વક્ર ચહેરો કરી કહ્યું:

"આપ તો રાજા છો. રાત્રે કેટલા કલાક ઊંઘો છો?"

"બે ત્રણ કલાક પરાણે ઊંઘુ છું."

"તો તમારે રાત્રે અગિયાર કલાક ઊંઘવું જોઇએ." કહી શેખસાદીએ પૂછયું:

"અને તમે દિવસે કેટલુ ઊંઘો છો?"

"ભાગ્યે જ અર્ધો કલાક આડો પડું છું."

"તો તો તમારે દિવસેય દશ કલાક ઊંઘવું જોઇએ."

શેખસાદીની અવજ્ઞા વાણી સાંભળી રાજા ચમક્યો. તેણે પૂછયું "બીજી કોઈ નહીં ને આપ મને આટલું બધું ઊંઘવાની કેમ સલાહ આપો છો?"

શેખસાદીએ ઠાવકે ચહેરે સમજાવ્યું

"રાજા જાગતો હોય છે ત્યારે પ્રજાને ખૂબ પીડા દે છે. માટે તે જેટલો વધું ઊંઘે તેટલુ વધું સારૂં કેમ કે જાગતા તો તે પાછો પીડા જ દેવાનો."

## લોક ચર્ચા

એક વખત શંકર તથા પાર્વતી નંદી પર બેસીને ફરવા નીકળ્યા. તેમને જોતા લોકોએ ટીકા કરી:

"અરે, આ કેવા નિર્લજ્જ અને નિષ્ઠુર છે? જાનવર પર તે આટલો બધો બોજ લદાતો હશે?"

તે સાંભળી પાર્વતી દેવી ઉતરી ગયાં. પગે ચાલવા લાગ્યા.

તે જોઈ ટીકા સંભળાઇ: 'કેવો નિર્દય પુરુષ છે! સુકોમળ અબળાને પગે ચલાવે છે અને પોતે પઠ્ઠા જેવો બળદ પર બેઠો છે!"

ટીકાથી બચવા શંકર ભગવાને પાર્વતીને બળદ પર બેસાડયા અને પોતે પગે ચાલવા લાગ્યા.

થોડે દૂર જ ગયા હતા. ત્યાં ટીકાનો હથોડો ટીપાનો સંભળાયો: "કેવી બે શરમ બાઇ છે! પતિને પગે ચલાવે છે અને પોતે બળદ પર ચડી બેઠી છે!"

ટીકાથી બચવા શંકર-પાર્વતી બંનેય પગે ચાલવા લાગ્યાં.

ત્યારે નારદજીએ હસતાં હસતાં ટકોર કરી "અરે હવે તો બિચારા બળદને જ બંને માથા પર ઉઠાવી લો હવે એમ કરવું જ બાકી રહ્યુ છે"

શંકર-પાર્વતી ચેત્યા. પહેલાંની જેમ બને નદી પર પાછા સવાર થઇ ગયાં

## માગવા જેવું દુઃખ

ભગવાન કુન્તી માતા પર પ્રસન્ન થયા. વરદાન માંગવા કહ્યુ. કુન્તીએ માગ્યુ:

"વિપદ સંતુન શાસ્વતઃ' – મારે સદા દુઃખ જ રહે!"

ભગવાને આશ્ચર્ય પામી પૂછયું: "અરે, આ તું કેવું વરદાન માગે છે?"

કુન્તીમાતાએ ધીર-ગંભીર જવાબ આપ્યો·

"દુઃખ હોય છે ત્યારે દિલમાં દયા હોય છે અને દુખી તરફ હમદર્દી પણ હોય છે. નિત્ય ઇશ્વરનું સ્મરણ રહે છે.

"સુખ આવે છે ત્યારે હૃદય નિષ્ઠુર થઇ જાય છે. કરૂણા કઠોર થઇ જાય છે. ભગવાનને ભૂલી જવાય છે.

"દુઃખમાં ભગવાનનું નિત્ય સ્મરણ થાય છે, માટે હું ખૂબ સમજીને જ દુઃખ માગું છું."

કુન્તી માતાની ભવ્ય ભાવના જોઈ પ્રભુ પ્રસન્ન થયા.

## માલિક કે ગુલામ?

પેઢી ધમધોકાર ચાલતી હતી દીકરો ભણેલો નહોતો. અમીર માટે તે અંતઃ શૂળ હતું.

લાડ પ્રેમમાં ઉછેર્યો. વૈભવ વિલાસ ચાખ્યો. કામ કરવાની કે કમાવાની જરૂર ન રહી. તેથી દીકરામાં અક્કલ ખીલી નહીં. મોટો થતાં તેને કોઈ કામ કરવાની સૂઝ પડતી નહીં.

એ હૈયાસગડીમાં અમીર જલદી મરી ગયો.

પેઢીનો કારોબાર ચલાવવા એક કુશળ મુનીમ રાખ્યો.

મુનીમ બુદ્ધિશાળી હતો. દીકરાનું પોલ પામી ગયો.

પછી તો મુનીમ જેમ કહે તેમ માનવું પડતું. કરે તેમ કરવું પડતું. કદીક શેઠ મુનીમના કહ્યા પ્રમાણે કરવાની આનાકાની કરતો તો મુનીમ નોકરી છોડી દેવાની ધમકી આપતો.

જ્યારે જ્યારે નોકરી છોડી ચાલ્યા જવાની ધમકી સાંભળતા કે શેઠના મોતિયા મરી જતા. શેઠ ખૂબ ડરી જતા વિચારતો: "અરે! મુનીમ ચાલ્યો જશે તો પેઢી ડૂબી જશે પછી ખાઈશું શું?"

એમ વિચારી મુનીમ કહે તેમ શેઠ કરવા લાગી જતો!

ખરેખર! એ પરિસ્થિતિમાં મુનીમ નોકર નહોતો, માલિક હતો. માલિક લાચાર હતો.

આમ જ આજના ચૂંટી મોકલેલા મંત્રીઓ, પ્રધાનો પ્રજાના માલિક બની બેઠા છે!

## ગુલામી માનસ

એક અમીર હતો. ભારે એદી હતો. આખો દિવસ આરામ ખુરશી પર પડયો રહેતો. બધું કામ નોકર પાસે કરાવતો.

તેને એક વખત ખૂબ તરસ લાગી.

નોકરને બુમ મારી. નોકરે આવીને કહ્યું: "જી સરકાર પાણી હમણાં જ હાજર કરું છું."

કહી તે ગયો તે ગયો. બે ત્રણ કલાક થયાં તોય દેખાયો જ નહીં.

અમીર અક્કડ હતો. હાથ-પગ ચલાવવાની ટેવ નહોતી. માલિકથી તે જાતે ઊઠી પાણી પીવાય? એમા શાન શી?

બિચારો ગુસ્સે થતો તરસ્યો બેસી રહ્યો.

ખાસા ત્રણ કલાક બાદ નોકર આવ્યો. ત્યારે પાણી મળ્યું.

પણ નોકરને બે કડવા શબ્દો પણ માલિક ન કહી શકયો. નોકર તેનો હાથ-પગ હતો. ભાગી જવાનો ડર હતો. માટે લાચારીવશ મૌન હતો.

આમ માલિક પોતે નોકરનો ગુલામ બની ગયો હતો!

જ્યાં સ્વત્વ અને સત્ત્વ નહીં, શ્રમ-નિષ્ઠા નહીં, ત્યાં ગુલામી.

## સફળ લુંટારો અને અસફળ લુંટારો!

બાદશાહ સિકંદર સામે એક બહારવટિયાને ખડો કરવામાં આવ્યો.

સિકંદરે પૂછ્યું: "તું શું કરે છે?"

બહારવટિયાએ છાતી કાઢી સગર્વ કહ્યું: "તું જે કરે છે તે હું કરી રહ્યો છું."

સિકંદરે ગુસ્સે ભરાઈ કહ્યું: "અરે તું લુંટારો અને હું બાદશાહ. તારી ને મારી તે સરખામણી કેમ થઈ શકે?"

ત્યાં લુંટારો હસતાં હસતાં બોલ્યો: "તું જે કામ કરે છે, તે જ હું કરું છું, પણ તું સફળ લુંટારો થઇ શકયો છે, જ્યારે હું અસફળ રહ્યો છું.

"ચોર તો હું અને તું બંને છીએ. પણ તું સફળ ચોર છે એટલે તું સિંહાસન પર બેઠો છે. હું અસફળ છું તેથી તારી સામે ઊભો છું.

"પણ તું એ બરાબર સમજી લે કે તારી અને મારી યોગ્યતા તથા કામ તો સમાન જ છે."

બહારવટિયાની નિર્ભય અને સ્પષ્ટ વાણી સાંભળી સિકંદર અવાક્ થઇ ગયો હૃદયના ઊંડાણમાં ઉતરી ગયો.

## લકીરના ફકીર

સવારનો સમય હતો. ગરમીના દિવસો હતા. પિતા-પુત્ર કંઇક કામે જઇ રહ્યા હતા. ગરમી વધતી જતી હતી. પુત્રે છત્રી ઉઘાડી. બરાબર માથા ઉપર રાખી ચાલવા માંડયું.

પિતાએ ટકોર કરી : "બેટા ! છત્રી પૂર્વ તરફ ઢળતી રાખ."

પિતાની આજ્ઞા પુત્રે માની. બંને તાપથી બચી ગયા.

પાછા વળતાં પુત્ર એકલો હતો. સાંજનો સમય હતો. સૂર્ય પશ્ચિમમાં તપતો હતો બપોર પછીનો તાપ ભારે કરડો હતો.

પુત્રે છત્રી ઉઘાડી તેને પિતાની આજ્ઞા યાદ આવી પશ્ચિમમાં સૂર્ય હતો તો પણ પૂર્વમાં જ છત્રી રાખી. આજ્ઞાંકિત પુત્ર પિતાની આજ્ઞાનું શબ્દશઃ પાલન કેમ ન કરે ?

આવતા જતા લોકો તેની છત્રી જોઇ હસવા લાગ્યા. કેટલાકે પશ્ચિમમાં છત્રી રાખવા સુચવ્યું. પણ આજ્ઞાંકિત પુત્ર શે માને ?

શબ્દ-પુજક પુત્રને સત્ય શે સમજાય ? લકીરનો ફકીર ભાવાર્થ કેમ ગ્રહણ કરે ?

આખરે શિખામણ આપવા પિતાએ પોતે આવવું પડયું !

## સાચી કદરદાની

સમ્રાટ સિકંદરે એક વિશાળ સંગ્રહસ્થાન બાંધ્યુ હતું. તેમાં દેશવિદેશના મહાપુરૂષોનાં બેનમૂન પુતળાં હતાં. તે દરેકની નીચે તેમના નામની તકતી હતી.

સિકંદરને ત્યાં એક દિવસ એક મોટો પરાક્રમી મહેમાન આવ્યો. સિકંદરે જાતે ફરી તેને સંગ્રહાલય બતાવ્યું. મહેમાન પૂછતો ગયોઃ "આ મહાપુરૂષ કોણ હતા ?" ને સિકંદરે ત્યાં મુકેલા દરેક વીરના પુતળાનો પરિચય કરાવતો ગયો.

મહેમાન તો એ જોઇ મંત્રમુગ્ધ થઈ ગયો. તેણે સાશ્ચર્ય પૂછયું : "અરે ? આટલા બધા વીર પુરૂષોમાં માત્ર તમારી મૂર્તિ જ કેમ નથી મૂકી ?"

"મુર્તિ નહીં મુકવાનું પણ એક ખાસ રહસ્ય છે." સિકંદરે સસ્મિત વદને કહ્યું : "જો મારી મૂર્તિ મૂકી હોત અને તેની નીચે નામ કોતર્યું હોત, તો દર્શકો પૂછત કે આ સિકંદર કોણ હતો ?

"એના કરતાં ઉત્તમ તો એ જ છે કે અહીં મારી મુર્તિ ન હોય ને લોકો આશ્ચર્ય સાથે પૂછે કે અહીં પરાક્રમી સિકંદરનું પુતળું કેમ નથી ?

" 'સિકંદર કોણ હતો ?' ને બદલે 'સિકંદરની મૂર્તિ શા માટે નથી ?' એમ પૂછાય તેને હું વધુ પસંદ કરૂં છું."

સિકંદરનો સચોટ જવાબ સાંભળી મહેમાન મિત્ર ખૂબ પ્રસન્ન થયો. [સં. હરિભાઇ પટેલ



# કલ્યાણ ધર્મ

દેવેન્દ્રકુમાર કાલીદાસ પંડિત

શીખોના ગુરુ અર્જુનદેવને શેર માટીની ખોટ છે. ગુરુપત્નીને સંતાન નથી. આખા પંજાબમાં પૂજનીય છે. ધર્મના નોખનોખા ને નિત્ય નવીન અર્થો ઉકેલનારા સ્વામી નિત્ય સંગાથી છે. પણ આ સમસ્યા હલ થતી નથી.

કેંક જ્યોતિષીઓ પાસે જોષ જોવડાવ્યા. કેંક મનો, ઉપવાસો કર્યાં, દેવી દેવતાઓને આરજુ કરી, અનંતના સ્વામીને થઈ શકી એટલી આજીજીઓ કરી પુરાણો-સંહિતાઓનાં વાંચનો શ્રવણ કર્યાં. સોનાં રૂપા, ગાય ને પૃથ્વીનાં દાન કર્યાં પણ રે! બધું જ નિરૂપયોગી નીવડ્યું.

અને ગુરુપત્ની સામે એક સંત તરવર્યાં. શીખોના ગુરુઓ પણ જેની સલાહ પ્રમાણે ચાલતા.

વૃદ્ધ કરચલીવાળું ઉઘાડું શરીર...પગ ઉઘાડા. ઝૂંપડીમાં ગામ બહાર રહે છે, પણ ધ્રૂજતા પગે ને હાથે એ દરરોજ આંગણામાં ભૂખ્યાઓને બેસાડીને ભોજન લૂખ્ખું સૂખ્ખું ભોજન કરાવતા. એનાં અજીઠાં વાસણો ઉપાડી એ જાતે સાફ કરતા.

મધ્યાહ્ન પહેલાં જ માર્ગના કાંઠે ઊભા રહેતા. અને જતા આવતા કોઈ પણ નાત જાતના ભેદ વગરનાના બે હાથ જોડી વિનવતા : 'ભોજન લેવા પધારો. તમે જમશો તો હું રાજી થઈશ.'

હંમેશની એમની આ પ્રક્રિયા ચાલુ જ રહેતી.

લોકો એમના દર્શને જતા. એમના ચરણે જતા. એમના ચરણે ધાન્ય ધરતા ને એ પ્રસન્ન થઈ દુવા દેતા. ને કહેવાય છે એ દુવાથી લોકોનું કલ્યાણ થઈ જતું.

ગુરુપત્નીને ખબર હતી કે, એ સંત હજુએ નગરની ભાગોળે છે. પ્રભુ ભજન કરે છે ને ભૂખ્યાઓને ભોજન આપે છે.

એક દિવસ તેમણે આ સંતની દુવા મેળવવા નક્કી કર્યું. ને તૈયારી આદરી. પંજાબના ગુરુનાં પત્નીને શોભે એવાં સોનાનાં થાળ લીધા. બહુમૂલાં વસ્ત્રો ને અલંકારો ધારણ કર્યાં. સાથે દાસદાસીઓને લીધા. ને ઘણું બધું દ્રવ્ય લીધું.

અને એ એવો સમય હતો કે સંત ભૂખ્યાઓને ભોજન લેવડાવી શીળી સાંજે ઝૂંપડીમાં બેસી માળા કરતા હતા. ગુરુપત્નીના સેવકોએ સંતને સમાચાર આપ્યા : 'ગુરુ અર્જુનદેવના પત્ની આપના દર્શને આવે છે.'

માળાનાં મણકા ફેરવતાં ફેરવતાં વગર બોલ્યે સંતે ડોકું હલાવી રજા આપી. ગુરુપત્ની ઝૂંપડીમાં આવી, નમી, પેલું દાન સંતના ચરણે મૂક્યું ને બોલ્યા :-'આશીર્વાદ દો. મારી મનોવાંછના ફળે.'

ધીરેથી આંખો ઉઘાડી, ગુરુપત્ની તરફ ફેરવી એ બોલ્યા :

'માં! આ મને શું કામ આપે છે? હું અકિંચન સાધુ, આ દ્રવ્યને શું કરીશ?'

'એ દ્રવ્યનું અનાજ લઈ ગરીબોને આપજો, એથી મારું કલ્યાણ થશે.'

ને સંતની આંખમાં જરાક તેજ ઝબક્યું. જરા સ્થિર થઈ એ બોલ્યા :

'શું કહ્યું મા? ફરી કહો જોઉં!'

'મારા કલ્યાણ સારૂ આ દ્રવ્યનું અનાજ લઈ ગરીબોને ખવડાવજો.'

'કોઈ કોઈનું કલ્યાણ કરી શકે ખરા મા?'

'તમે સંત છો, કરી શકો.'

'સંતપણું કોને કહો છો મા? ત્યાગીને? ઝૂંપડીમાં વસનારને! ભજન કરનારને! અહોનિશ લોકોને આશીર્વચન ઉચ્ચારનારને?'

'એવું મનાય જ છે ને!'

'એ સરાસર જૂઠાણું છે મા! સંત તો બીજાના દુઃખ સારૂ જાન ઘસી નિષ્કામપણે જીવન સમર્પણ કરનાર પામર જીવ છે. એ એની ભક્તિ છે. એ એની અર્ચના છે, પૂજા છે ને નૈવેદ્ય છે મા!

ઈશ્વરસર્જ્યો દુઃખી માનવમાત્રની આત્મપ્રસન્નતા અર્થે જે થઈ શકે તેવું આચરણ કરનાર સંત છે. મેં એ આત્મપ્રસન્નતા અન્નદાનમાં દીઠી ને એ કર્તવ્યની મશાલ પંજાબની ધરતી પર જલતી રાખું છું. મા! સંતનો આ પ્રકાર છે. ટીલાં ટપકાં ને બાહ્ય દેખાવથી સંત નથી થવાતું.'

'તેવું અન્નદાન આ દ્રવ્યથી કરજો.'

'પછી?'

'પછી મને દુવા દેજો. મારું કલ્યાણ થાય.'

'મા! પોતાનું કલ્યાણ બીજાના હાથમાં સોંપવું એ મૂર્ખતા નહિ?'

'કાંઈ સમજાતું નથી.'

'સમજાય એવું જ છે, કલ્યાણ, માનવની દુવા રૂપે સતત ચોમેર વરસ્યા જ કરે છે. એ ઝીલવા દૃષ્ટિ જોઈએ.'

'કઈ રીતે દુવા મેળવું હું નારી!

'અહોહો મા! નારી તો વિશ્વજનેતા, અન્નપૂર્ણા. તમે કરી શકો એ ત્રિભુવનમાંય કોઈ નહિ કરી શકે. એક જ ધર્મ આચરો, જેમાં બધાં ધર્મો સમાઈ જાય છે. ભૂખ્યાઓને અન્ન આપી તૃપ્ત કરો. તેમનો આત્મા પ્રસન્ન થશે. માનવની પ્રસન્નતા એ ઈશ્વરની પ્રસન્નતા છે. ઈશ્વરની પ્રસન્નતામા અનંત કલ્યાણ છે.'

'આ ધન!'

'લઈ જાઓ પાછું મા! અપરિગ્રહપણું એ સાધુતાનું પહેલું સોપાન છે. ત્યાગ એ મોટું ધન છે. મારી સન્મુખ હંમેશ નગરવાસીઓ અન્ન ધરી જાય છે. ને એ હું ભૂખ્યાઓને આપું છું. અન્નદાન આપવા ધનસંચય કરવા જેવો સમય આવે ત્યારે સાધુઓની સાધુતામાં એટલી ઊણપ છે મા!'

સેવકો પાસે બધું ધન ઉપડાવી વંદના કરી ગુરુપત્ની પાછાં વળ્યાં.

આવાસે આવી તમામ બહુમૂલા વસ્ત્રો આભૂષણો ઉતારી નાખ્યા. બિલકુલ સાદા વસ્ત્રો પહેરી આંગણાંમાં ચૂલા પર ભોજનની દેગ ચડાવી. બુભુક્ષિતોને, આજારોને, તળએલાઓને, વટેમાર્ગુઓને, જાત્રાળુઓને ભોજન લેવા પોતે જાતે સાદ દીધા. આવેલુ અભ્યાગતોને એણે જાતે ભોજન પીરસ્યા, પાણી આપ્યા ને એમના અજીઠા વાસણો ઉપાડી જાતે માંજ્યા. દાસ દાસીઓને આ કામમાં ભાગ લેવા ન દીધો.

રાત્રે ઈશ્વરમાં મન પોરવ્યું. ઈશ્વરને વીનવણીઓ કરી: હે જગતપિતા! પરમાર્થના આ કામથી હું કદીએ પાછી ન વળું. એવું સામર્થ્ય મને દેજે. એ માર્ગ કલ્યાણનો છે.

બીજે દિવસે ફરી એ જ અદાથી ભોજન તૈયાર કર્યું.

પહેલે દિવસે બરાબર ફાવટ નહોતી આવી. થાક લાગ્યો'તો. તનનો, મનનો નહિ. આજ કંઈક વધુ ઉલ્લાસ હતો. કામમાં વધુ સજાગતા આવી હતી. આંખોમાં એ સ્પષ્ટ દેખાતું હતું. એ જ અદાથી અભ્યાગતોને ભોજન દીધાં, અજીઠાં વાસણ માંજ્યા, આંગણામાં આત્મપ્રસન્ન માનવોની દુવા ઝીલવા માંડી.

રોજ સંધ્યાકાળે સંતને આ સમાચાર મળે છે. ને માળા ફેરવતા, હોઠમાં મરક મરક હસતા એ આંખો મીંચી જાય છે. એના હૈયામાં પ્રસન્નતાનો પરમ બોધ ઉછળે છે.

આમને આમ દિવસો ગયા. કામ સહેલું ન હતું કઠણ હતું, મોટપ, માન, અહંકારનો ચુંદો કરી આ કામ કરવાનું હતું. કોઈ કોઈ ભૂખ્યા આવેલુઓ ચીડાતા.

'મા! દાંત નથી. આવો કઠણ ખોરાક અમે ના ખાઈ શકીએ.'

કોઈ આજાર કહેતો: 'મા, અમને માંદાને આવો ખોરાક હોય!'

કોઈ માબાપે તજી દીધેલ બાળક બોલી ઊઠતો: 'મને મા દેતી એવું ખાવાનું દે.'

આ બધાના કરણ શોર વચ્ચે પણ ગભરાયા વગર, એને એ ક્ષણે: તમારા સારૂ પોચી રસોઈ બનાવું છું હો દાદા!' તો વળી બીજા પાસે જઈ

'તમને તાવમાં ન નડે એવું ભોજન પીરસું છું હો !' તો બાળક પાસે જઈ, 'તારી મા આપતી એવી જ રસોઈ કરી જમાડીશ હોં કે !'

ગુરુપત્ની બધાને સંતોષપ્રદ ભોજન પીરસી દેતાં.

વર્ણવ્યું આ મંગલકાર્ય દિવસો ચાલ્યું. ' '

ગુરુનો આવાસ ભૂખ્યાઓની દુવાએ ઊભરાઈ ચાલ્યો.

ને આ વ્યતીત થતા કાળ–પંખીની પાંખે ચડી એક સમાચાર પંજાબમાં ફરી વળ્યા કે ગુરુ અર્જુનદેવનો વારસ જન્મ્યો છે.

પેલા મઢુલીમાં બેઠેલા સંતે આ સમાચાર સાંભળ્યા ને પ્રસન્નતાથી એમણે આખી રાત્રિ ઈશ્વરની માળા કરી.

સત્ત અકાલના વારસનું નામ પડ્યું હરગોવિંદ.

એક દિવસ ગુરુપત્ની નાના હરગોવિંદને લઈ સંતની ઝૂંપડીએ ગયા. નમી હરગોવિંદને ચરણમાં મૂક્યો. સંત બોલ્યા :

'મા ! તારી વિશ્વજનેતા બની ભૂખ્યાંઓની મા બની એની બધી મહત્ત્વાકાંક્ષાઓ પૂરી કરી શકે છે. કોઈ તીર્થ, વ્રત, તપ ને જપ્યામના કરતા નારીઓનો ચીર ધર્મ ભૂખ્યાંઓને અન્નદાન આપવાનો ને અન્યને અન્નદાનને માર્ગે પ્રેરવાનો જ રહ્યો. એ કલ્યાણમાર્ગ એ માર્ગે જનારા હરેકનો છે. તમે એ પાળ્યો, બજાવ્યો ને ઈશ્વરની કરુણા તમારા પર વરસી.

એ જયઘોષના ચોમેર દિશાઓમાં પડઘા ઊઠયા.

---

સને ૧૯૫૧ની સાલ હતી. મે માસની છઠ્ઠી તારીખ હતી. દિલ્હીમાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક મળી હતી. સારાય દેશમાંથી નાનામોટા કોંગ્રેસી નેતાઓ દિલ્હીમાં આવી પહોંચ્યા હતા.

વિશાળ મંડપમાં મહાસમિતિની બેઠક મળી. એક પછી એક પ્રવચનો થવા માંડયાં. અગત્યના મુદ્દાઓની નોંધ થવા માંડી. ક્રમ પ્રમાણે જવાહરલાલ નહેરૂ ભાષણ કરવા ઊભા થયા. તેમના મુખ ઉપર આછું સ્મિત ફરકી રહ્યું હતું. આંખોમાં નરી નિર્દોષતા રમતી હતી. આખી મેદની ઉપર તેમણે નજર ફેરવી લીધી અને સભાને ઉદ્દેશીને બોલવાનું શરૂ કર્યું.

જવાહરલાલ નહેરૂની તેજદાર ભાષાએ એકે એક હૃદયને કબજે કરી લીધું હતું ભાષણ આટોપીને નહેરૂ પોતાના સ્થાન ઉપર બેસી ગયા.

નહેરૂના ભાષણ પછી પણ લોકોના દિલમાં એની એ જ વાત રમી રહી.

ભાષણો સમાપ્ત થયાં. નાસ્તાનો સમય થયો. ત્યારે સારાયે દેશમાં અનાજની ભારે અછત હતી; એટલે નાસ્તામાં મુખ્યત્વે કેળાં અને ફળફળાદિ હતાં

સૌ કોઈ નાસ્તાને ન્યાય આપવા બેસી ગયા. આગળ ઉપર થઈ ગયેલા ભાષણોની સારાય મંડપમાં ચર્ચાઓ ચાલી રહી હતી.

હવે વાત એમ બની કે, નાસ્તામાં જે કેળાં હતાં તે ખાઈ ખાઈને કેટલાક કાર્યકર્તાઓએ કેળાંનાં છોતરાં મંડપમાં જ્યાં ત્યાં નાંખવા માંડયા. થોડી જ વારમાં તો આખો ય મંડપ કેળાંના છોતરાંથી પથરાઈ ગયો.

જવાહરલાલ નહેરૂથી આ ગંદકી સહન ન થઈ.

તેઓ કોઈને પણ કહ્યા વિના નાસ્તો કરતાં કરતાં ઊભા થયા. અને મંડપમાં પડેલા કેળાંનાં છોતરાં જાતે જ એકઠાં કરવા મંડી પડયા.

લોકોને પોતાની ભૂલ સમજાણી. સૌ કોઈ શરમાયા. સૌને પોતાનું વિસરાયેલું કર્તવ્ય યાદ આવ્યું. સૌ કોઈ છોતરાં વીણવાનાં કાર્યમાં લાગી ગયું. થોડી વારમાં તો સારોય મંડપ હતો તેવો જ ચોખ્ખોચટ બની ગયો.

કહેવા કરતાં જાતે કાર્ય કરવાની કેટલી ધારી અસર પડે છે.

# બહુજનહિતાય

સરોદ

એમ કહે છે કે મનુષ્યની જેમ જગ્યાના પણ દાયકા આવે છે હજી થોડા સમય પહેલાં જે જગ્યા સાવ અજાણ્યુ હતી તની નામના ઠેર ઠેર સભળાવા લાગી. માનતાનો પાર નહી બેસુમાર જાત્રાળુઓ આવતા થયા રેલવે સ્ટેશન મોટુ કરવુ પડયુ ખાસ બસની વ્યવસ્થા થઈ ગામમા ધર્મશાળાઓ બધાઇ વેપારીઓએ વસવાટ કર્યો લોજવાળા, હોટલવાળા ને મીઠાઈઓવાળાને સારો તડાકો પડવા લાગ્યો પચીસ વર્ષ પહેલાની અવાવરૂ જગ્યા આરસપહાણના આગણાથી સોહી રહી

તેમા અચાનક વીજળી પડે તેવા સમાચાર આવ્યા જગ્યાની બાજુમા મોટી નદી વહે તેના નીરને નાથવા, નહેરો ખોદવી આજુબાજુના માઇલોને પાણી પાવા અને તે માટે નદીમા મોટો બધ બાધવો, તેવી યોજના સરકારે ઘડી યોજનાની વાત તો બહુ સારી પણ આ બધ બરાબર એક માઇલ ઉપરવાસ બાધવો તેમ સરકારે નક્કી કર્યું અને તેમ થાય તો આખુ ગામ, જગ્યા સુદ્ધા ડૂબી જાય તેવી સ્થિતિ ઊભી થઇ.

આ યોજનાની જાણ થતા જગ્યાના ભાવિકોમા ખળભળાટ મચી ગયો ભાવિક પણ થોડા આજુ બાજુના ગામડાના જ છે? છેક આફ્રિકા સુધી આ જગ્યાની નામના પહોચેલ મુબઇ કલકત્તા ઇત્યાદિ મોટા શહેરો ઉપરાત મોમ્બાસા, નૈરોબીમા પણ આ જગ્યાના ભાવિકોની સખ્યા ઓછી નહી સરકાર પર તાર ઉપર તાર છૂટયા કે આ યોજના બધ રાખો થોડે ઉપરવાસ બધ બાધો કે વધુ નીચા ભુમાં પણ આ રીતે બધ બાધી જગ્યાને જળશાયી કરશો મા વિનતી સયોસાર ધમકી પણ ઉચ્ચા રાઇ કે અમારા ધરમનો સવાલ છે અમારી શ્રદ્ધાનો વિષય છે વાટાઘાટ હોઇ શકે જ નહી સત્યાગ્રહનો આશ્રય લેશુ, જગ્યા સાથે અમે પણ ડૂબી જશુ

સરકાર વિમાસણમા પડી ઇજનેરોની કોન્ફરન્સો ભરી, નિષ્ણાતો બોલાવ્યા, વિગેરે મત્રણાઓ કરી બીજી જગ્યાઓના પ્લાનો બનાવ્યા. એક જ મત પડયો કે બધ બાધવો હોય તો અહી જ બાધી શકાય, પાણી ઝીલવા માટેની અનુકૂળ જગ્યા અહી જ છે અને અહીથી જ બન્ને બાજુ માઇલો સુધી નહેરો જઇ શકે તેમ છે સરકારે મુશ્કેલી દર્શાવતુ નિવેદન બહાર પાડયુ અને રૂકાવટ ન કરવા અપીલ કરી. પણ બધુય વ્યર્થ ભાવિકોની એક જ વાત, અમારા આરાધ્યદેવને તમે પાણીમા ડુબાડી શકો નહી અને ડુબાડવા જ હોય તો અમને પણ ડુબાડી દો આમ ભારે મડાગાઠ બધાઇ ગઇ

જગ્યાના મહત ફક્કડ બ્રહ્મચારી. ગુરૂ ચેલા પરપરાથી મહતપદ મળે જગ્યાધારી હોવા છતા લગ્નનો નિષેધ મહતને પણ ભારે સમસ્યા ઊભી થઇ ગુરુએ સોપેલ જગ્યાને જળશાયી કેમ થવા દેવાય? વરસોથી જેની સેવા પૂજા કરેલ છે તે મૂર્તિ સાથે જળસમાધિ લીધા સિવાય ઉપાય પણ શો? આજે રાત્રે જગ્યાના ઓરડી મડળની સભા છે સરકાર મક્કમ છે તે સામે શુ ઉપાય યોજવો તેની વિચારણા કરવાની છે મહત વહેલી સવારથી પૂજા ખડમા પુરાઇ ગયા ગદગદ કઠે ઇષ્ટદેવને પ્રાર્થના કરી ' કાંઇક રસ્તો બતાવો, દીનાનાથ! " ત્રણેક કલાકે તે પૂજા ખડમાથી પાછા ફર્યાં મો. પર મક્કમ નિર્ધારની રેખાઓ તણાયેલ હતી શ્વેત દાઢીથી સોહતો મહતનો પડ છદ દેહ આ રેખાઓથી વધારે દૂર્ધર્ષ લાગતો હતો આખો જાણે અગારા બની ગયેલ મહત સામે મીટ માડી જતી ન હતી

રાતે સભાખડ ચિકાર ભરાઇ ગયો દેશ દેશા વરના શેઠિયા હાજર થયા અન્ય ભાવિકોની સખ્યાનો સુમાર નથી સહુના મો.મા એક જ વાત છે લડી લેશુ. અમારા આરાધ્યદેવનું આવુ અપમાન નહી સહીએ, સાથે જળસમાધિ લેશુ.

સભાખંડમાં એક બાજુ ગાદીઓની હાર છે. વચ્ચે ગાદી પર પોતાનું વ્યાઘ્રચર્મ બિછાવી મહંત બેઠા. આજુબાજુ શ્રીમંત શેઠિયાઓએ બેઠક લીધી. કાર્યવાહીની શરૂઆતમાં એક પ્રતિષ્ઠિત શેઠે સભાનું પ્રમુખસ્થાન લેવા મહંતશ્રીને પ્રાર્થના કરી. બીજા એટલા જ પ્રતિષ્ઠિત શેઠે તે પ્રસ્તાવને ટેકો આપ્યો. મહંતે હાથ જોડી પ્રણામ કરી પ્રમુખપદનો સ્વીકાર કર્યો. ત્યા સભાખંડના દરવાજા પાસે હલચલ મચી. સહુની દૃષ્ટિ ત્યાં ગઇ. સરકારના આયોજન ખાતાના પ્રધાને હળવે પગલે સભાખંડમાં પ્રવેશ કર્યો. આખા સભાખંડમાં ક્ષણભર સન્નાટો છવાઈ ગયો. પછી અંદરોઅંદર વાત કરવા લાગ્યા અને તેના અવાજે આખા સભાખંડને ભરી દીધો. મહંતે ઊભા થઇ પ્રધાનને આવકાર આપ્યો. કચવાતે મને બીજા પણ ઊભા થયા. ક્યાંકથી ઊંચા સ્વરે અવાજ આવ્યા, હિંમત તો જૂઓ. શું જોઇને આવ્યો હશે? દુશ્મનને અહીં કોણે આવવા દીધો? ખરો બહાદુર છે, તેવો પણ કોઇ અવાજ આવ્યો. ત્યા મહંતનો ધીર ગંભીર અવાજ ગાજી ઊઠ્યો, સભાની કાર્યવાહી શરૂ કરીએ.

પ્રથમ જગ્યાની કાર્યવાહી સમિતિના પ્રમુખે જગ્યાનો ઇતિહાસ કહ્યો. જગ્યાના આરાધ્યદેવ પ્રત્યેની ભક્તોની આસ્થા વર્ણવી. ભક્તો પર ઇષ્ટ દેવે વરસાવેલ કૃપાનું બયાન કર્યું. જગ્યાનું માહાત્મ્ય દર્શાવતા પરચાઓનું વિગતવાર વર્ણન કર્યું અને આવી જગ્યા બીજે હોય તો બતાવો તેમ પડકાર કર્યો. પછી આ જગ્યાને જળશાયી કરવાનો વિચાર કરનાર સરકારને કેવી કહેવી, તેનો નિર્ણય શ્રોતાવર્ગ પર મૂકી તે કદી બની શકશે નહિં તેવો રુઆબભર્યો નિર્ધાર રજૂ કર્યો. પછી નાટકીય રીતે શ્રોતાઓને પુછ્યું, "આવું કદીય બનશે?" શ્રોતાવર્ગનો જવાબ આવ્યો, " કદી ય નહીં, કદી ય નહીં."

અવાજ શમી ગયા વક્તાએ શ્રોતાઓને ફરી પૂછ્યું, " સરકાર હઠ કરશે તો? "

જોરદાર જવાબ આવ્યો, " સત્યાગ્રહ. "

વક્તા જાણે શ્રોતાઓને ચગાવવા માગતા હોય તેમ જોરથી બોલ્યા, " સત્યાગ્રહ નિષ્ફળ જશે તો?"

વધારે જોરથી જવાબ આવ્યો " પ્રાણત્યાગ."

વાતાવરણ ભારે ઉશ્કેરાટમય થઇ ગયું. કોઇ ધસમસતો પ્રવાહ આગળ વધવાના હુકમની રાહ જોઇ જાણે અર્ધે પથે ઊભો રહી ગયો છે. બારે મેઘ તૂટી પડવાની તૈયારીમા હોય અને આકાશમા જેવો ગોરંભો મંડાય તેવો ગોરંભો મંડાય ગયો. યથાયોગ્ય વાતાવરણ જમાવ્યાના સંતોષ સાથે કાર્યવાહી સમિતિના પ્રમુખ પોતાની જગ્યા પર બેસી ગયા.

પછી તો એક પછી એક વક્તાની ઉગ્રતા વધતી જ ગઇ. વાતાવરણ વધારે ને વધારે ઉગ્ર બન્યું. તેમાં પણ જ્યારે એક વક્તાએ વૃદ્ધાની જમીન ન મળવાના કારણે રાજ્યે બળજબરી કરવાના બદલે તળાવને બેડોળ રાખ્યાનો દાખલો રજૂ કર્યો ત્યારે સભાખંડની ચારે બાજુથી તાળીના ગડગડાટ થયા અને તે જ વક્તાએ આજની સરકારનો ઉલ્લેખ કર્યો કે શરમ શરમ ના પોકારોથી સભાખંડ ગાજી ઊઠ્યો.

છેલ્લે મહંત તેમનું વક્તવ્ય રજૂ કરવા ઊભા થતા હતા ત્યા પ્રધાને તેમના કાનમા કંઇક કહ્યું. મહંતે ઊભા થઇ તેમના ધીર ગંભીર અવાજે શ્રોતા વર્ગને ઉદ્દેશી કહ્યું, " ભક્તો અને ભાવિકજનો, હવે પ્રધાન સાહેબ કંઇક કહેવા માગે છે. આપણે તેમને સાંભળીએ. " ઠેર ઠેરથી અવાજ આવ્યા, નહિ નહિ, તેમનું કહેવું નથી સાંભળવું. મહંતે કહ્યું, "પ્રધાનશ્રી આપણા અતિથિ છે. અતિથિ સત્કાર આ જગ્યાનો ધર્મ છે. આપણે તેમને સાંભળવા જોઇએ. " કચવાટનો ગણગણાટ ધીરે ધીરે શમ્યો. પણ પ્રધાન બોલવા ઊભા થયા કે ચારે તરફથી બેસી જાવ, બેસી જાવ, ના અવાજો થયા. મહંતની શાંતિ રાખવાની વિનંતીઓ નિષ્ફળ ગઇ. આખર પ્રધાન બેસી ગયા.

પછી મહંત પોતાનું પ્રવચન કરવા ઊભા થયા કે સભાખંડમાં નીરવ શાંતિ છવાઈ ગઈ. મહંતે ગંભીર અવાજે પોતાનું પ્રવચન શરૂ કર્યું, "ભાઇઓ. આપણે આ જગ્યાનું મહત્ત્વ ગુમાવ્યુ તો નથી? ખેર! જે થયું તે થયું. પણ પ્રથમ હું જે બાબત આપણે અહી ઉપસ્થિત થયા છીએ તે બાબતમાં

પ્રધાનશ્રીએ જે વિચારો વારંવાર રજૂ કરેલ છે તે ટુંકમાં તમારા સમક્ષ રજૂ કરીશ. તેમા જો કોઇ મુદ્દો રહી જાય તો તે તરફ પ્રધાનશ્રી મારું ધ્યાન દોરશે તો તેમનો આભારી થઇશ. સરકારનું પ્રથમ કહેવું એ છે કે આ રાજ્યમાં દર પ્રજાજનને પોતાની ધાર્મિક માન્યતાને અનુસરવાની સંપૂર્ણ છૂટ છે. સરકાર આ બાબત કશી જ દખલગીરી કરતી નથી. આપણે એમ માનીએ છીએ કે સારકાર આ બંધ બાંધી આપણી ધાર્મિક માન્યતામાં દખલગીરી કરી રહી છે." મહંતે પ્રધાન સામુ જોયું. તે નીચું જોઇ બેઠા હતા.

મહંતે પોતાનું વકતવ્ય આગળ ચલાવ્યું, "સરકારનું બીજું કહેવું એ છે કે આ બંધ બીજે બાંધી શકાય તો તેમ કરવા પુરતી તજવીજ થયેલ છે. પણ આ બધી તજવીજના પરિણામે જણાયેલ છે કે તે શકય જ નથી. આ પરથી સરકાર એમ કહેવા માગે છે કે હવે પ્રશ્ન એજ છે કે બંધ બાંધવો યા જગ્યાને યથાસ્થિત રહેવા દેવી. સરકાર એમ માને છે કે બંધ બાંધવો જોઇએ."

ચારે તરફથી અવાજ આવવા લાગ્યા, બંધ કેમ બંધાશે ? કેટલાય બત્રીશલક્ષણાના ભોગ દેવાશે.

મહંતે જોયું તો પ્રધાન હજી નીચું જોઇને જ બેઠા હતા. તેમના મુખ પર ઘેરા વિષાદની છાયા હતી. મહંત મેદનીના અવાજને ઓસરી જવા દઇ આગળ ચલાવ્યું, "સરકારનું કહેવું છે કે દેશમા અનાજની અછત છે. ઉત્પાદન વધાર્યો સિવાય છૂટકો નથી. બે ગણા પાક લેવા હોય તો નહેર દ્વારા જળસીંચાઇ આવશ્યક છે. આ માટે વહેતાણુ નદીઓમાં બંધ બાંધ્યા સિવાય ઉપાય નથી. કેમ ખરૂં ને, પ્રધાન સાહેબ ?"

મહંતે પ્રધાન તરફ ફરી પૂછ્યું. પ્રધાને માથું ઊંચુ કરી કહ્યું, "એજ વાત છે."

મહંતે શ્રોતાવર્ગ તરફ જોઇ કહ્યું. "હવે આપણે નિર્ણય કરવાનો છે કે બંધ બાંધવો અવશ્યક છે કે જગ્યાનું રહેવું આવશ્યક છે. બંધ થાય તો જગ્યા જાય અને જગ્યા રહે તો બંધ ન થાય, ત્યારે શું કરવું યોગ્ય ગણાય ?"

સભાખંડમાંથી છૂટક અવાજ આવ્યા, બંધ ન થાય, જગ્યા રહે.

મહંતની મુખમુદ્રા ફરી ગઇ. તેમણે પોતાની જટાને સ્પર્શ કર્યો. તેમના અવાજમાં વિશેષ ગંભીરતા આવી. તેમણે કહ્યું, "જુઓ ભાઇ, હું રહ્યો ફક્કડ. અવધૂત. અહીં આવ્યો ત્યારે આ જગ્યા ઉજ્જડ ટીંબો હતી. હવે ફાલી ફુલી, મકાનો બન્યા. ધામધુમ થઇ ગઇ. પણ એ બધું કોના માટે ? માણસ માટે જ ને ? ત્યારે માણસના સુખ માટેની જગ્યા માણસના દુઃખનું કારણ નહીં બને. જગ્યા જાય તો ભાવિકને દુઃખ થાય તેની સંખ્યા કેટલી ? બહુ બહુ તો લાખે લેખાં થાય. ત્યારે બીજી બાજુ સરકારની યોજના કરોડોના લાભમાં છે. તેમાં રૂકાવટ કરીએ તો આપણા આરાધ્ય દેવ પણ ન સાંખે. અને ભાઇઓ, આ જગ્યાની સ્થાપના પહેલાં આપણા ઇષ્ટદેવ નહોતા ? એ તો હતા જ. ત્યારે આ જગ્યા જતાં શું તે ચાલ્યા જશે ? કદી ય નહિ. માટે હું તો એક લંગોટીભર અહીં આવેલો અને સાથે હતું આ વ્યાઘ્રચર્મ. આજે એક જ લંગોટી અને એ જ વ્યાઘ્રચર્મ સાથે આ જગ્યાની વિદાય લઉં છું."



આટલું કહેતાં મહંતે પોતે ઓઢેલ ભગવું કપડું ફેંકી દીધું અને ગાદી પર બિછાયેલ વ્યાઘ્રચર્મ વીંટા વાળી બગલમાં ગયું. સભામાં સન્નાટો છવાઈ ગયો. ન કોઈ બોલે કે ચાલે. મહંતે પોતાની વાત આગળ ચલાવી, "આપણા ઇષ્ટદેવ ની મૂર્તિની પૂજા ગુરુદેવે મને સોંપેલ તેની પૂજા થઈ શકી ત્યાં સુધી કરી. હવે થાય તેમ નથી. દેવની મૂર્તિને અપૂજ ન રખાય. અપૂજ રહે તેવો સંભવ હોય તો જળમાં પધરાવવી જોઈએ. બંધને લઈ આ જગ્યા જળશાયી થાય તે પહેલાં જ હું ગુરુદેવે આપેલ ઇષ્ટ દેવની મૂર્તિને જળમાં પધરાવવું પછી તો રહેશે ખાલી મકાનો. સરકાર સુખેથી તેનો બંધ બંધાવે. પ્રાણી માત્રના હિતમાં રત ભગવાન અને ભગવાનના ભકતને એ જ મંજૂર હોય શકે. આજે સવારે આપણા ઇષ્ટદેવનો એ જ આદેશ મને મળેલ છે. મારે ખબરદાર, કોઈ આડે આવ્યા તો. જય મહારાજ, જય ઇષ્ટદેવ "

આખી સભા મહંતને ધીર અને મક્કમ પગલે સભાખંડમાંથી મંદિર તરફ જતા જોઈ રહી. જાણે કોઈને શ્વાસ લેવાની પણ સૌં નથી. થોડી જ ક્ષણોમાં મહંત મૂર્તિ સહિત મંદિરમાંથી નીકળ્યા અને નદી તરફ ચાલ્યા સહુ કોઈ તેમને અનિમેષ નયને જોઈ રહ્યા. ત્યાં અચાનક કોઈ અવાજ ગાજી ઊઠયો, ઇષ્ટદેવનો જય હો! મહંત સાહેબનો જય હો! ગગન ગજવતો પડઘો પડયો, ઇષ્ટદેવનો જય હો! મહંત સાહેબના જય હો.

મહંત ઊભા રહ્યા. પાછા ફરી આશીર્વાદ સૂચક હાથ ઊંચા કર્યા. સાથે મૂર્તિ પણ ઊંચી થઈ. જાણે ઇષ્ટદેવે પણ આશીર્વાદ આપ્યા. ફરી ગગનવ્યાપી અવાજ ગાજ્યો, ઇષ્ટદેવનો જય હો, મહંત સાહેબનો જય હો.! મહંત નદીના ઢોળાણમાં અદશ્ય થયા ત્યાં સુધી આ અવાજ ગાજતા રહ્યા. ભાવિક સમૂહ ધીરે ધીરે વિખેરાયો. કોઈના મનમાં રંજ ન હતો, ખુશાલી હતી. સહુથી વિશેષ આયોજન પ્રધાનના મનમાં. તે સમસ્ત જનસમુદાયના પ્રતિનિધિ હતા ને!

# પાદુકા-પુરાણ

સુપ્રસિદ્ધ બંગાળી નવલકથા સમ્રાટ શરદબાબુ એક સાહિત્ય સંમેલનમાં બેઠા હતા ત્યા તેમની પાસે બેઠેલા સજ્જનના તદ્દન નવા બુટ ચોરાઈ ગયાની ચર્ચા ચાલી. શરદબાબુએ તે સાંભળી.

શાણા શરદબાબુ! બીજાના અનુભવનો લાભ ન લે તેવા મૂર્ખ નહોતા. ઝટપટ ઊઠયા. બહાર જઈને, પોતાના બુટ સમાચારપત્રમાં લપેટી, સુંદર બંડલ બનાવી, બગલમાં તે દબાવી, પાછા પોતાની જગ્યાએ આવીને શાંત ચિત્તે બેઠા.

કોઈએ આ બાબતનો રવીન્દ્રનાથ ટાગોરને ઇશારો કર્યો.

રવીબાબુ પણ પાસે જ બેઠા હતા. તેમણે ઠાવકું મોં કરી પૂછયું :

"શરદ, બગલમાં કયો કીમતી ગ્રંથ ખૂબ સંભાળથી દબાવ્યો છે! જરા મને જોવા તો દો ને?"

"કંઇ જ...નથી....જી... એક મામૂલી ચીજ છે."

"પણ એવી તે અમૂલ્ય ચીજ કઇ છે? તે ખૂબ સંભાળીને સાચવી રાખી છે?"

શરદબાબુ શો જવાબ દે! ઉત્તર શૂન્ય! બોચી ખંજવાળવા લાગ્યા!

ત્યારે રવીબાબુએ ખડખડાટ હસતાં કહ્યું :

"અરે! એમાં આટલા બધા ગભરાવ છો શાના? કહી દો ને કે 'પાદુકા-પુરાણ' છે!"

— હરીભાઈ પટેલ

# સાચરં ફૂટયો સાંખડા

પિંગળશી મેઘાણંદ ગઢવી

એક તો કાશ્મીરના કટકા જેવી ગોહિલવાડની ધીંગી ધરતી. એમાં વળી રિદ્ધિસિદ્ધિથી લચી પડતું પઢિયારકા જેવું ગામ. ચારેય બાજુ નીલ કુંજાર વાડિયું. વાડીએ વાડીએ વૃક્ષની ઘટા ને એમાં પંખીઓના મીઠા કલરવ. આખી સીમમાં પોપટિયો મહાસાગર હિલોળા દઈ રહ્યો છે. આ લીલા નાઘેરનું આંબેરણ ઝુકી ઝુકીને ધરતીને ભેટી રહ્યું છે. પાદરમાં બિલોરી કાચની જેમ ઝાંય મારતું સાંખડાસર તળાવ ઉછાળા મારતાં અમૃત જેવાં જળ પાળ સાથે અથડાઈ અથડાઈને ટાઢી લહેરું વરસાવી રહ્યાં છે. માલીપા મખમલના ગાલિચાના બુટા જેમ કમળ ખીલીને શોભા આપી રહ્યાં છે. [કોશ હાંકનો કોશિયો, પાણુત કરતો પાણતયો, ગાને ચારતો ગોવાળ ને ભાત લાવતી ભથવારીનાં હૈયાં કળાયલ મોરની જેમ નાચી રહ્યાં છે. આ અમરે ભર્યા ગામને આવી બધી મજામાં દુખ હોય તો એટલું જ કે ગામનો ધણી છે રબારી "સાંખડો પઢિયાર." કાળમીંઢ પથ્થરમાંથી ઘડયો હોય એવા કઠણ હૃદયનો, તેનું દિલ કોઈનું દુઃખ જોઈને કોઈ દિવસ દુભાયું નથી. આખી જીંદગીમાં એની આંખમાંથી આંસુનું એક ટીપું પડયું નથી. કોઈ દિવસ પોતે રોયો નથી, તેમ એના ગામમાં કોઈને રોવા દેતો નથી.

ગામમાં કોઈ જુવાનજોધનું મરણ થતાં કાળજાંફાટ વલોપાત થઈ રહ્યો છે. સ્ત્રીઓએ છાતી કુટી કુટીને પાંસળીઓ ભાંગી નાખી છે, રોઈ રોઈને આંખો સોજાવી દીધી છે. પાણા પતળી જાય એવું કરુણ આક્રંદ થઈ રહ્યું છે. આ વલોપાત સાંભળતા દરવાજાના સાઢ ઉપર બેઠેલ સાંખડો પઢિયાર તાડૂકી ઊઠયો. "ખબરદાર! કોઈએ સાદ કાઢયો છે તો. માણસ મરી જાય એમાં વળી રોવાનું શું? મોત આવે તો મરી જાય અને મરી જાય એને બાળી દેવું; દાટવું હોય તો દાટી દેવાનું એમાં વળી આવો દેકારો શેનો! પોકો મૂકવી ને છાતી કુટવી ને ચોકારો લેવો ને આખા ગામને ભયભીત કરી મૂકવું એ મને નથી ગમતું. એવી રોતલ વસતી મારે ન જોઈએ. સાંખડાના ગામમાં તો ભડનાં દીકરાં હોય એને જ રહેવાનું છે. ગમે તે થાય પણ આંખનો ખુણો ભીંજાવો ન જોઈએ. જેને રોવું હોય તે મારું ગામ છોડી ને રસ્તે પડે.એની મરજી પડે ત્યાં જઈને રહે મારા ગામમાં નહીં. મારા ગામમાં આજથી રોવાની બંધી છે."

પઢિયારકા ગામમાં ત્યારથી ગમે તેવું મરણ થયું હોય તો પણ માથી દીકરાની પાછળ કે બહેનથી ભાઈની પાછળ રોઈ રસ ઢળીને છાતી હળવી ન થાય. બાઈઓ, બાઈઓ મુસલમાનની જેમ મુનમુન હાલ્યાં જાય ને હાલ્યા આવે. જ્યાં પ્રાણુપોક મૂકવાની પણ બંધી છે ત્યા સગાં સાગવાંને લૌકિક કરવાની તો વાત જ કયાં રહી.

આવા જુલમી હુકમથી ગામની બાઈઓ રોવાનાં વેણુ અને મરશિયાનો રાગ પણ ભૂલી ગઈ છે. છાતીમાં ડૂમો દબાવી દબાવીને કેટલાંક તો અડધા ગાંડા થઈ ગયાં છે. પણ થાય શું! સાખડાની આણુ કોઈથી લોપાય નહી. માર્યું વાંજ જાય, જીવતું જમીનમાં ગળત કરી નાંખે એવી એની હાક વાગે. આખા પંથકમાં સાંખડા પઢિયારની ફેં ફાટે, નામ સાંભળતાં છોકરાં છાનાં રહે. સાંખડો ગઢમાં ઉધરસ લિયે ત્યાં ઘરમાં બેઠા ખમ્મા ખમ્મા કરવું પડે.

સાંખડાની કઠોરતનું એક કારણુ છે. એને આજ દિવસ સુધી કાળજનો ઘા લાગ્યો નથી.

એને ખબર નથી કે ઘરપધોરી ઉતરે ત્યારે ત્યારે બધું ડાપણ પણ ભૂલાય જાય છે. વ્હાલાની વેદના તો વીતી હોય તે જાણે. દાઝ્યા વિનાં દુ:ખની ખબર કયાંથી હોય! એ જાણતો નથી કે શીખામણ આપવાવાળાને જ છાના રાખવાં ભારે થઇ પડે છે. એટલે સાંખડાના હ્દયથી કરૂણા બહુ છેટી રહે છે.

આ સાખડા પઢિયારને સોનિંગ નામે એક દીકરો છે. પોતાની આધેડ ઉમરે દીકરો આવતાં ભારે લાડ કોડમાં ઉછેર્યો છે સોનિંગ પણ ભારે દેખાવડો છે. દૈવ્યના ચક્કર જેવો. જોતાં જ દુશ્મનની છાતી ઠરીને હીમ થાય એવો. સોનિંગના અંગ ઉપર અવસ્થા આવતાં મોઢા ઉપર જુવાનીની ચુમકિયું પડે છે. પૂનમના ચંદ્રમા જેવું ગોળમટોળ મોઢું, હેમના પાસા જેવો વાન, મોટીમોટી અણીદાર આંખો, ગોઠણ સુધી અજાનબાહુ, આમ થોકે થોકે રૂપ ભર્યું છે.

સાંખડાને દીકરા સોનિંગ ઉપર અનહદ પ્રીતિ છે. એનું મન નારાજ ન કરે. સોનિંગની હાએ હા ને નાએ ના. ગામના માણસોને પણ જેટલી સાંખડા ઉપર કડવાશ એટલો જ કુંવર સોનિંગ ઉપર ભાવ છે. ભાઇ ભાઈ કરતાં આખા ગામનો સાદ સુકાય.

સોનિંગની કાયામાં અવસ્થાએ પગરણ માંડી દીધાં છે. પચીસેક વરસનાં ડાણ લાગી ગયાં છે. રૂંવાડે રૂંવાડે જૂવાની ઉછાળા મારી રહી છે.

સાંખડાની ઉમર હવે પાકી ગઇ છે. પંડય માથે ધોળા ધજાગરા ફગફગવા લાગ્યા છે. ઘડપણમા ઘેરાતા ત્રપેનાનો મોજો ઉપડયો કે દીકરા સોનિંગને એના જેવી જ રૂપાળી વહુ ગોતીને લગન કરી દઉં. ગામે ગામ રૂપવંતી કન્યાની તપાસ કરાવે છે.

તપાસ કરતાં આઈ હોલના અનોખા રૂપની વાત સાંભળી ને સોનિંગ હોલ સાથે પરણવાની હઠ લઈ બેઠો.

સાંખડો પઢિયાર લાડકવાયા સોનિંગને નારાજ કરી શકે એમ નથી. જેમ કહે એમ કરવા તૈયાર છે. એટલે હોલની પાસે આવીને સોનિંગનું માગું નાખ્યું.

આઇ હોલને વાત સાંભળતા એક વખત તો કાળ જાળ ક્રોધ વ્યાપ્યો. આવી માગણીથી આઈનું દિલ દુભાણુ અંતરમાંથી કહુવા નીકળી. ફરીને જરાક હસીને કહ્યું કે:

માકા તારે મોલ સમાચાર સોનિંગ તણા
હસીને બોલી હોલ, સાચું માન્યે સાંખડા.

સાંખડા! ઝટ ઘીરે જા, તપાસ કર. તારો સોનિગ છે કે નહિ! હોય તો અઠવાડિયા પછી ખુશીથી આવજે."

હોલની આવી શ્રાપિત વાણી સાંભળતાં સાખડો ધ્રૂજી ઉઠયો. તુરત જ પાછો વળ્યો. જીવ ચોળો પોરો થવા લાગ્યો. ઘીરે કયારે પોગીશ. મારા સોનિંગનું શું હશે?

અહિં પઢિયારકા ગામથી સાંખડો માગું નાખવા રવાના થયો ને ત્યારથી સોનિંગના અંગમાં અણધારી પીડા ઉપડી. મંદવાડે એક દમ ઘેરી લીધો. કયાય રહેવાતું નથી. માથું ફાટે છે, માથું ફાટે છે, પેટમા બળતરા થાય છે એમ કાળા ચસકા નાખે છે. કયાંય રહેવાતું નથી. માણસો કઇક સારવાર કરી રહ્યાં છે. પણ વળતર થતી નથી. સાખડો આવીને જુવે છે તો દીકરો મરણ પથારીએ પડયો છે. જોતાંજ સાખડાની કઠોરતા ઓસરવા લાગી. શું થાશે દીકરાને? સવાણ્ય નહિ થાય? સાખડો રાતને દિવસ દીકરાના ઢોલિયા પાસે કપાળે હાથ મૂકીને બેઠો છે. સોનિંગને છેવટ સુધી વળતર ન થઇ. આઠ જ દિવસના ટુંકા મંદવાડમા એક દિવસ ઓચિંતો કડાકો બોલ્યો કે સોનિંગ ગુજરી ગયો. વાત સાંભળતાં આખા ગામમાં ધ્રાસકો પડી ગયો. છાતીઓ

બેસવા લાગી પણ હળવી કેમ કરવી. રોવાની તો બંધી છે. સૌ એક બીજાની સામે જોઈને ડઘાઈ ગયાં છે.

ગામનાં માણસો ભેળાં થઈને મૂગે મોઢે ગઢમાં આવ્યાં. કાળમીંઢ સાંખડાનું હૃદય ઊંડે ઊંડે નીતરવા લાગ્યું પે પણ આંખમાંથી આંસુ પડવા દેતો નથી. પોતે જ બંધ કરીને બેઠો છે, રડાય કેમ! પણ જે ઘડીએ કંધોતર સોનિંગની કંચનવર્ણી કાયાને ઉપાડીને નનામીમાં મૂકી તે ઘડીએ સાંખડાની છાતી ન રહી. ચીરાય પડી. મોટે સાદેથી ફુસકો મૂકીને રડવા લાગ્યો ને ગામના માણસોની સામે જોઈને બોલ્યો કે, "મારો સોનિંગ જેવો દીકરો મરી ગયો ને તમે બધાં આમ સૂનમૂન કાં ઊભાં?"

કાઠુએ કહ્યું કે, 'શું કરીએ દરબાર! છાતી ફાટી પડે છે, કયાંય રહેવાતું નથી પણ કોને કહીએ! તમારા ગામમાં રોવાની બંધી છે. અમે તો આવાં કંઈક કંધોતરને મુંગે મોઢે વળાવી દીધા છે; ઊંચો સાદ કાઢયો નથી."

સાંખડે પઢિયારે પોકેપોકે રડતાં તે દિવસથી ગામના માણસોને રોવાની રજા આપતાં કહ્યું કે:

"સો રૂઓ સંસાર, આ વેળા મો વાળી કરી,
હીરો બંધાવું પાઘ, સાયર ફુટયો સાંખડા."

*

## પૂજાનાં પુષ્પ

એક વખત મહાત્મા જેમ્સ એલનને એક પ્રૌઢાએ પૂછ્યું:

"પ્રભુને ખુશ કરવાનો સરળ કીમિયો કયો?"

એ મહામાનવનો સચોટ જવાબ હતો:

"સદા પ્રસન્નચિત રહેવું એ પ્રભુની પૂજા કરવા સમાન છે."

"આવો સાદો ઉપાય?" કહેતાં પ્રૌઢા હસવા લાગી.

"પ્રત્યક્ષને પ્રમાણ શું જોઈએ? પાંચ દિવસ પ્રયોગ કરો એટલે શ્રદ્ધા જામશે." એલને પણ હાસ્યનો વળતો ઘા કરતા જવાબ આપ્યો.



# ભાણદાસ બાપુ

'સ્નેહયોગી'

બાપુ, 'સંતનું લક્ષણ શું ?'

'સુખ અને દુઃખમાં સમતા રાખે તે સંત.'

'અને તૃષ્ણા કેમ મરે ?'

'મનના ઘોડા ઘડતાં બંધ થઈએ એટલે તૃષ્ણા મટી જાય.'

સવારનો સમય હતો સૂર્યનારાયણ ઉગીને થોડા ઉંચા ચડયા હતા. લોકો પોત પોતાને ધંધે ચડી ગયા હતા. બરાબર તે વખતે ખંભાળિયા ગામની બજારમાં એક હાટડીના ઓટલા પર બેસી બે વ્યકિત સત્સંગમાં મશગૂલ હતી.

એક હતો સાધુ ભાણદાસ અને બીજા હતો રવજી શેઠ. બાજુમાં લોટ માંગવાની કાવડ પડી હતી. વાતોની મસ્તીમાં સાધુ લોટ માંગવાનું પણ ભૂલી ગયા હતા.

ખંભાળિયા ગામ બહાર એક નાની સુંદર ટેકરી ઉપર ભાણદાસ તથા તેની પત્નીએ આશ્રમ બાંધ્યો હતો. ત્યાં મજાનું નાજુકડું મંદિર પણ હતું. પતિ પત્ની ખૂબ જ મહેનતુ ગાયોની સેવા કરે, વાળી ચોળી આશ્રમને ચોખ્ખું અને સુંદર રાખે. દીન દુઃખીઓને મદદ કરે અને વખત મળે મંદિરના ચોકમાં રામ નામની ધૂન મચાવે.

આશ્રમમાં આવનાર અતિથિ કદી પાછો ન ફરે. લોટ પૂરતો ન હોય તો પોતાના ભાગમાંથી પણ પતિ–પત્ની હોંશથી આવનારને ખબર ન પડે તેમ પ્રેમથી જમાડે. અતિથિઓ, વટેમાર્ગુઓની સંખ્યા વધવા લાગી. સાધુ ભાણદાસે આ બધા માટે કાવડ બનાવી લોટ માગી લાવવાનો નિયમ નક્કી કર્યો. દરરોજ સવારમાં કાવડ ખંભે નાખી સાધુ ભાણદાસ લોટ માગવા નીકળી પડતા. રામ નામની ધૂન મચાવ્યે જતા અને લોટ, દાળ ખીચડી જે મળે તેમાંથી આશ્રમમાં આવનાર અતિથઓને ભોજન પીરસતા.

સાધુ ભાણદાસ કાવડ લઇ રવજી શેઠની દુકાને પાસેથી પસાર થતા ત્યારે રવજી શેઠ અચૂક તેમને રોકતા ઓટલા પર બેસાડતા અને બન્ને જણા ધર્મ વિષે ઘણીવાર તો કલાકો સુધી ચર્ચા કરતાં. આવી વાતોમાં બન્ને એવા તો મશગૂલ બની જતા કે સાધુને લોટ માંગવાનું પણ યાદ ન રહેતું. અને રવજી શેઠને દુકાને આવેલા ઘરાકને માલ આપવાનું મન થતું નહિ. લગભગ દરરોજ આમ બનતું. ચર્ચાની મસ્તીમાં સાધુને ખૂબ જ મોડું થઇ જતું. તેથી રવજી શેઠ લોટ દાળ, ચોખા વગેરે સાધુ ભાણદાસને આપીને વિદાય કરતા.

સાધુ પત્ની–ભંડારી–ખૂબ જ વહેવાર કુશળ હતાં ઝૂંપડીનો ધર્મ કદીએ જવા દીધો ન હતો. ઝૂંપડીમાં આવનારને જમાડયા વગર કદી રવાના ન કરતાં

આમ લગભગ બે વરસ વીતી ગયા. દિવાળીના દિવસો આવ્યા. રવજી શેઠે દુકાનનું સરવૈયું કાઢયું. ખાતાનો હિસાબ તપાસ્યો તો ભાણદાસ સાધુના ખાતામાં બે હજાર કોરી બાકી નીકળતી હતી. શેઠ વિચારમાં પડી ગયા. આટલી મોટી રકમ સાધુ પાસેથી વસૂલ લેવી કયાંથી ? અને સાધુનો ભરોસો પણ શું ? બાવો કોથળો બગલમાં હાથ ! આજ અહીં ને કાલ બીજે કયાંક જતો રહે તો પછી આ માંગણી રકમનું શું ?

રવજી શેઠને પસ્તાવો થવા લાગ્યો. ધૂનમા ને ધૂનમાં લગભગ દરરોજ બે વરસ સુધી લોટ, દાળ અને ખીચડી આપ્યે જ રાખી પરંતુ કયારેય પણ ઉઘરાણી કરી નહિ અને અંતે ખાતું થઇ ગયું મોટું. પરંતુ હવે જે થયું તે ખરું હવે આજથી લોટ, દાળ આપવા બંધ. અને આજ ભાણદાસ બાપુ આ બાજુ આવે ત્યારે હિસાબ પણ સંભળાવી દેવો અને નાણાની માંગણી પણ કરી લેવી.

એ પ્રમાણે મનમાં નિર્ણય કરીને રવજી શેઠે

દુકાન ખોલીને બેઠા. રોજના નિયમ મુજબ ભાણદાસ બાપુ કાવડ લઈને " ધનુષ્ય ધારી રામ " ના નામની ધૂન જગાવતા ત્યાંથી નીકળ્યા. તેમના મુખ પર હંમેશના જેવું જ હાસ્ય હતું.

રવજી શેઠના મોઢા પર આજે ગ્લાની હતી. હંમેશા ધર્મ સંબંધે સત્સંગ કરવાનો જે ભાવ હોય છે તે આજ દેખાણો નહિ ભાણદાસ બાપએ જોયું છતાં પોતાના મન પર આ બાબત જણાવા દીધી નહિ.

" બાપુ ! આજ તમને એક વાત કરવી છે " રવજીએ પાસે આવી ઊભેલા ભાણદાસ બાપુને કહ્યું.

" શું વાત છે રવજી ? " બાપુએ પૂછ્યું.

" બાપુ ! જાણે વાત એમ છે કે છેલ્લા બે વરસથી હું તમને લોટ દાળ, ખીચડી વિ. આપું છું. તમારે ખાતે માંડીને હું આપું છું. બે વરસથી હું ઉઘરાણી કરતો નથી તમારે ખાતે બે હજાર કોરીનો ઉપાડ થાય છે " રવજીએ હકીકત જણાવી.

, " પ.. ણ...ર .વ.. જી. . " સાધુના અવાજમાં ધ્રુજારી હતી. પોતાને ખાતે બે હજાર કોરીનુ નામું જાણી સાધુ વ્યાકુળ બની ગયા " બાપુ ! બે વરસમાં મેં તમરી પાસે ઉઘરાણી કરી નહિ એ મારી ભૂલ. અને બે વરસમાં તમે એક પાઈ પણ આપી નહિ તે તમારી ભૂલ પરંતુ હવે એ વાત યાદ કરવી નકામી છે બે હજાર કોરીનું નામું ધીમે ધીમે ભરપાઈ કરી દેજો. અને જ્યા સુધી આ આગલું નામું ચોખ્ખું નહિ કરો ત્યાં સુધી તમને લોટ, દાળ, ખીચડી કાંઈ પણ આપીશ નહિ. " રવજી શેઠે મનની વાત કહી નાખી.

સાધુનું હસતું મુખ શ્યામ બની ગયું એના મોઢામાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. એનું મન ખિન્ન થઈ ગયું. અને એક પણ શબ્દ બોલ્યા સિવાય કાવડ લઈને પાછા વળી ગયા. આજે લોટ માંગવા જવાની જરા પણ ઇચ્છા રહી નહિ.

હજુ તો હમણાં જ કાવડ લઈ લોટ માંગવા ગયેલા ભગત પાછા આવતા જોઈ સાધુપત્ની અચંબો પામ્યાં સાધુએ કાવડ ખીતી માથે ટેકાવી પોતે ભગવાનના મંદિરમાં જતા રહ્યા. એની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી.

સાધુપત્ની કાવડ પાસે ગઈ. કાવડના બન્ને સુંડલા ખાલી જોયા અને હકીકત શું છે તે જાણવા ભગતની પાછળ મંદિરમાં જઈ ઊભા.

" કેમ આજ કાવડ પાછી આવી ભગત ! " તે બોલ્યા. "ભંડારી ! તમે જુઓ છો કે દિવસે દિવસે અતિથિઓનો આવરો વધી રહ્યો છે. રવજી શેઠે જગ્યાને ખાતે બે હજાર કોરીનુ નામું કાઢ્યું છે. અને જ્યાં સુધી આ નામું ભરપાઈ ન થાય ત્યાં સુધી કાંઈ પણ લોટ, દાળ આપવાની ના પાડી દીધી છે તો હવે શું કરશું ? મુડિયાને ટુકડો કેમ આપશું ? ઝૂંપડીનો ધરમ કેમ સચવાશે ? " ભગત ગળગળા થઈ ગયા એની આંખોમાં આસું હતા.

" ભગત ! તમે ભૂલો છો. ઝૂંપડીનો ધરમ તો ઝૂંપડી બંધાવનારો રાખશે. તમારી અને મારી શું શક્તિ છે ? આપણે તો સૌ એના ચાકર છીએ. મુડિયાને ટુકડો ખવરાવવાની ભગવાનની મરજી હશે તો લોટ દાળ આપશે અને ન આપે તો તેમાં આપણે શું ? લાજ એની જશે ! ઝૂંપડી એણે બધાવી છે ઇ હજાર હાથવાળો છે ખોટી ચિંતા આપણે શા માટે કરવી ? " સાધુ પત્નીને પરમાત્માની શક્તિમા અચળ શ્રદ્ધા હતી.

" પણ. ..."

" પણ શું ? હું કરુ એને મે કર્યું'ની કલ્પના છોડી ઘો. કરનાર તો હજાર હાથવાળો છે અને ભગવાનનું ભજન કરો. " સાધુપત્નીએ સાચી હકીકત જણાવી.

અને ત્યારથી એમ કહેવાય છે કે સાધુ અને સાધુપત્ની ભગવન ભજનમાં બેસી ગયાં. અને આમ આખો દિવસ અખંડ ધૂન ચાલી. રાત્રી પડી ગઈ. આછો આછો અંધકાર થઇ ગયો. અને ભગવાનના કાનમાં ભજનના શબ્દો પડ્યા.

પરમાત્મા ઊભા થઇ ગયા. એમણે ભાણદાસ બાપુનું સ્વરૂપ લીધું અને હાથમાં કોથળી ભરેલી

કોથળી લઇ રવજી શેઠની દુકાન આગળ આવી ઊભા. રવજી શેઠ આખા દિવસનો વેપારનો મેળ કરી દુકાન વધાવવાની તૈયારી કરતો હતો. ત્યાં તેની દષ્ટિ સમક્ષ ભાણુદાસ બાપુ દેખાયા, ભગવાન દેખાયા.

પરંતુ ભોળો વાણિયો ભગવાનને ઓળખી શક્યો નહિ, એના મનમાં તો એમ થયું કે સાધુની ઝૂંપડીએ મુંડિયા આવ્યા હશે અને તેને ખવરાવવા કાંઇ નહિ હોય તેથી ભાણુદાસ બાપુ લોટ દાળ લેવા આવ્યા હશે.

" બાપુ ! હવે અત્યારે તો મેળ બંધ કરી દીધો છે. અત્યારે હવે કાંઇ આપીશ નહિ " હૃદયના ભાવ મુખમાં લાવી સણાવી દીધું. " રવજી ! હું કાંઇ લેવા આવ્યો નથી, તારું નામું ચૂકવવા આવ્યો છુ. મારે ખાતે કેટલી કોરી નીકળે છે ? "

" બે હજાર. " રવજી બોલ્યો.

ભગવાને પોતાના હાથમાં રહેલી કોરીથી ભરેલી કોથળી રવજીના ખોળામાં ફેંકી. રવજી ઉત્સાહમાં આવી જઇ કોરી ગણવા લાગ્યો. આજે એ આનંદમાં આવી ગયો હતો.

" બાપુ ! આ તો ચાર હજાર કોરી થાય છે. તમારું નામું તો બે હજાર કોરીનું છે. " રવજી કોરી ગણ્યા પછી બોલ્યો.

" તો એમ કર રવજી ! નામું માંડી વાળ અને વધારાની બે હજાર કોરી તારી પાસે જમા રાખ જ્યારે જોઇએ ત્યારે લોટ દાળ આપજે. " ભગવાન બોલ્યા.

રવજી તો ખૂશ ખૂશ થઇ ગયો. આજે ભાણુદાસ બાપુ બે હજાર કોરી વધારે આપતા હોવાથી આનંદમાં આવી ગયો.

" બાપુ ! "

" શું રવજી ? "

" આજ હવે તમને જવા નહિ દઉં. આજ તમે અહિ રોકાઈ જાઓ. આજ તમે મારા મેમાન બનો. આપણે રાતમાં ભજન કરશું. " રવજી બોલ્યો.

" અરે પણ રવજી ! તું આ શું બોલે છે ? તું તો જાણે છે કે જગ્યા ગામ બહાર છે. વળી તારા માતાજી પણ એકલા છે. કોઇને કોઇ મુંડિયો આવી ચડશે તો ટુકડો પણ ખવરાવવાનો બાકી છે. માટે રવજી ! હું અહિ રોકાઇશ નહિ. " ભગવાન બોલ્યા.

" બાપુ ! તમે ગમે તેમ કહો. પરંતુ હું તમને અત્યારે જવા દઇશ નહિ "

એમ કહી રવજી ઊભો થયો. ભાણુદાસ બાપુના રૂપમાં ભગવાન ઊભા હતા ત્યાં આવ્યો. ને ભગવાનને પકડી રાખવા માટે બાથ ભરી. પણ આ શું !

ત્યાં કોઇ ન હતું.

ભાણુદાસ બાપુ ક્યા ? રવજીની બાથમાં કેઇ ન હતુ.

અને રવજીનું મન વિહ્વળ બની ગયું.

ભગવાન અનોપ થઇ ગયા હતા.

નીચે કંકુના પગલા પડયા હતા.

રવજી શેઠ સઘળી હકીકત જાણી ગયો. અને એના મનમા ભગવાનને ન પારખી શકવા બદલ



પસ્તાવો થયો. એનો આત્મા ઉપરનો સંસારનો મોહ રૂપી મેલ ધોવાઇ ગયો. આત્મા જાગૃત બની ગયો પ્રભુના દર્શન પછી એના દેહમાં ભજનની તાલાવેલી જન્મી.

અને રવજી શેઠ સુરીયુ વાળીને દોડયો દુકાનના બારણા બંધ કરવાનું ભાન રહ્યુ નહિ. દુકાનમા પડેલી ચાર હજાર કોરી પણ તીજોરીમા મુકવા જેટલી પણ ઇચ્છા રહી નહિ આજ એને ખરુ જ્ઞાન થઈ ગયુ હતું સાચા નાણાના દર્શન થઇ ગયા હતા પછી ખોટા નાણાનો મોહ શા કામનો? આજે એણે ભકતનુ ભગવાનને કામ કરતા નજરો નજર જોયુ હતું અને એના ચક્ષુ ખુલ્લી ગયા

"બાપુ! ખોલો. બારણા ખોલો "

રવજીએ બૂમ પાડી ભાણદાસ બાપુ રવજીનો અવાજ ઓળખી ગયા એના મનમા શંકા જન્મી શુ રવજી અત્યારે ઉઘરાણીએ આવ્યો હશે!

અને રવજી ભાણદાસ બાપુના પગમા પડી ગયો અને આળોટવા લાગ્યો. પાસે પડેલ પાણીનો પ્યાલો પી ગયો એની આંખમાથી આંસુ વહેતા હતા.

"પણ રવજી આ શું!"

"ભગત! ધન્ય છે તમને." રવજી બોલ્યો.

"પણ છે શુ રવજી!" ભગતે પૂછ્યું:

અને ત્યારે રવજીએ બધી વાત વિગતથી કહી સંભળાવી. ત્યા ભજનમા બેઠેલા સૌના મુખ આનંદમા આવી ગયા અને એક ભકતનું ભગવાને કરેલા કામની વાત સાંભળી સૌ ખુશ ખુશ થઇ ગયા.

સાધુ ભાણદાસની જય બોલાણી. ભગવાનની જય બોલાણી અને આખી રાત ભજન થયા.

બસ ત્યારથી રવજી શેઠ મટી રવજી થયો. અને છેવટે રવિ સાહેબ થયા.

આજે પણ રવિ સાહેબના ભજનો આપણે સાંભળીએ છીએ આજે પણ ખંભાળિયામા રવિ સાહેબના ચમત્કારોની લોક મુખે ઘણી ઘણી વાતો સાંભળવા મળે છે

# ગાતો રહીશ

સાવ મામુલી વસ્તુ પણ કોઇ વાર માણસની દષ્ટિને બદલી નાખે છે એક વાર ચિંતાને મૂંઝવણના બોજા તળે લદાયેલો હું ચુપચાપ સડક પરથી જઇ રહ્યો હતો કારમી આશંકાઓ મારા હૃદયને ભરડો દઈ રહી હતી, નિરાશા મારૂ ગળું દબાવી રહી હતી

તે વખતે મારી આંખ ઉપર ઊઠી મારી સામે ચીડના ઊંચા વૃક્ષોની બે લાંબી કતારો હતી. સડક, ખેંચાઇને છૂટેલા તીરની માફક સામેના અંતરને વીંધતી દૂર પહોચતી હતી અને આ સડક પર, મારાથી માત્ર દસ ડગલા આગળ, ચકલીનુ એક આખું કુટુંબ મોહક નિશ્ચિંતતાથી પાંખો ફફડાવતુ બેઠુ હતુ. વસંતના રૂપેરી તડકાએ એમના પર જાણે ચાંદીનો ઢોળ ચઢાવ્યો હતો

એમાથી એક ચકલો તો મસ્ત રીતે એટલુ ગાઈ રહ્યો હતો, જાણે હમણા જ તેનુ ગળુ ફાટી જશે. છાતી આગળ કાઢી, અક્કડ થઇને તે આલાપતો હતો જાણે બીજાનો ઠીક, ખુદ યમરાજનો પણ એને ડર ન હોય વિશ્વવિજેતા! આ જ શબ્દ એને માટે યોગ્ય હતો

પણ એ જ વખતે ઉપર આકાશમાં એક બાજ આંટા મારી રહ્યો હતો, જાણે ભાગ્યે એને આ વિશ્વવિજેતાને ઝડપી લેવા માટે નીરખ્યો હોય.

મેં આ બધુ જોયું, હું હસી પડયો, ને મે જોરથી ખભા હલાવ્યા મારા ગમગીન વિચારો હવામા ઊડી ગયા. એની જગ્યાએ સાહસ, નિર્ભયતા અને સંકલ્પ આવ્યા.

મારા માથા પર બાજ છો આંટા મારઘ, હું તો ગાતો રહીશ, ઝઝૂમતો રહીશ.

ઇવાન તુર્ગનેવ

# મન એ જ પરમેશ્વર

રશ્મિન મહેતા

કોઇ કોઇ વખત માણસના જીવનમાં એકાદ એવો નાનકડો પ્રસંગ બની જાય છે; જે ભાવિ જીવનની સફળતાનો પાયો નાંખી જાય છે. અત્રે જે પ્રસંગ રજૂ કર્યો છે તે સાહિત્ય ક્ષેત્રે નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર જાણીતા જર્મન લેખક હરમન હેસના જીવનનો છે. તેના પોતાના જ શબ્દોમાં રજૂ કર્યો છે.

એ વખતે હું દશ વર્ષનો હતો

અમારા ઘરનાં બધાં માણસો ભગવાનને ભોળા ભજનારાં હતાં. જૂના મતનાં હતાં.

દરરોજ અમારાં ઘરમાં પૂજા–અર્ચના વગેરે વિધિ બહુ વ્યવસ્થિતપણે થતી હતી. પરંતુ મારા મન પર એ ધાર્મિક વાતાવરણની કંઇ અસર થતી જ નહોતી

ઈશ્વર પૂજા પર મને વિશ્વાસ બેસતો નહોતો. ઉલટું આ બધા આડંબરો પ્રત્યે મને ગુસ્સો ચડતો હતો એની સામે બંડ પોકારી ઉઠવાનું મને મન થઇ જતું હતું.

આપણે જે કંઇ સારા કામ કરીએ છીએ તેનો કર્તા-કારવતા પરમેશ્વર અને જે કાંઈ ખરાબ કામો કરીએ છીએ તેની જવાબદારી માત્ર આપણા ઉપરે એવી વિચારસરણી મારે ગળે ઉતરતી નહોતી

આ બધું મને બહુ વિચિત્ર લાગતું હતું.

હું કહેતો હતો કે આપણે જે કાંઈ સારું કે ખરાબ કરીએ છીએ તેની સઘળી જવાબદારી કાં તો ઈશ્વર ઉપર નાંખો અથવા માણસ ઉપર નાંખો. પણ એની આમ ફાળવણી ના કરો.

મારા ઘરના માણસો સમક્ષ મેં મારી આ વાત એક વખત રજૂ કરી; પરંતુ તેઓ કંઇ ઉત્તર આપી શકયા નહિ.

સ્વાભાવિક રીતે જ મારું મન પરમેશ્વરથી વધારે વિમુખ થઈ ગયું.

એક વાર અમારે ત્યાં મારા પિતાજીને મળવા માટે તેમના એક મિત્ર આવેલા. વાતચીતમાં મારી વાત નીકળી. પિતાજીએ તેમને કહ્યુ કે હું નાસ્તિક હતો.

એ મિત્રએ મારે વિશેની બધી માહિતી પિતાજી પાસેથી લીધી. છતાં પણ તેઓ મારા ઉપર ચિડાયા નહિ.

ઉલટું બધી હકીકત સાંભળી લીધા પછી તેમણે મને પ્રેમથી પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: "બેટા! તું કહે છે તે તદ્દન ખરું છે. આપણે જે કંઇ સારું-ખોટું કરીએ છીએ તેની સઘળી જવાબદારી પરમેશ્વર ઉપર જ હોવી જોઈએ; પણ બેટા, આ સારું અને આ ખોટુ એટલે શું એ તો મને કહે. જેને આપણુ મન સારું કહે છે તે સારું અને ખરાબ કહે છે તે ખરાબ; એમ જ ને?"

મેં હા પાડવા માટે માથું હલાવ્યું એટલે તેઓ હસ્યા અને કહ્યું:

"તો પછી આજથી તારું મન તને જે જે કહે તે સાંભળતો જા. ઈશ્વર પર શ્રદ્ધા રાખ કે ન રાખ. પૂજા-અર્ચના કર કે ન કર, પણ મનના હુકમ બરાબર પાળતો જા. તું જો તારા મનને ઓળખી શકે તો તેં ઈશ્વરને જ ઓળખ્યા છે એવું માનજે. કારણ કે મન એ જ પરમેશ્વર છે."

મારા પિતાના એ મિત્ર આજે કયાં છે; એની મને ખબર નથી. પરંતુ એના એ અમૃતતુલ્ય મધુર શબ્દો આજે પણ મારા કાનમાં ઘૂમે છે અને ધ્રુવ તારાની જેમ મને માર્ગદર્શન કરે છે.

# સુખની ખાણ

હરિભાઈ પટેલ

## હરામ–આરામ

પાકિસ્તાનમાં એક નહેર ખોદાતી હતી.

પાંચ દિવસ બેકાર રહ્યા પછી એક મજૂરે મુકાદમને વાત કરી :

"હજુ સુધી મને ત્રિકમ નથી મળ્યો. કામ શી રીતે કરુ ?"

મુકાદમ દમ ભીડાવતા કહે : "અરે ! તેમાં તારા બાપનું શું જાય છે ? તને તારી મજૂરી તો મળે છે ને ?"

"હા. સરકાર."

"તો બસ, મઝાથી આરામ કર."

"પણ સરકાર ! આરામ શી રીતે કરું ? મારા તો ઊભાં ઊભાં પગ જ દુ:ખી જાય છે. ત્રિકમ અપાવો તો તેને ટેકે મઝાથી આરામ કરું ને ? બધા ત્રિકમના ટેકે આરામ કરે છે. ને મને હજુર ! વારંવાર માગ્યા છતાં ત્રિકમ મળતો નથી."

## ત્રણ ચશ્મા !

આઇન્સ્ટાઇન ભારે ભુલકણા હતા.

મિત્રો તેમના આ સદ્દગુણથી પરિચિત હતા. તેથી તેમના ખિસ્સામાં ત્રણ ચશ્મા જોઇ એક મિત્રને આશ્ચર્ય થયું.

આઇન્સ્ટાઇન એક પછી એક ચશ્માંને લઇ હસતાં હસતાં બોલ્યા :

"આ દૂરની વસ્તુઓ જોવા માટે."

"આ નજીકની ચીજો માટે."

"અને આ એ બન્નેને શોધવા માટે."

## જમાઇ કે જમ !

શ્રી ભુલાભાઇ દેસાઇની વકીલાતના પ્રારંભિક દિવસોની વાત છે.

તેઓ એક કેસની સુનાવણી વખતે દલીલ કરી રહ્યા હતા, ત્યારે જજ સાહેબને આ નાના નમણા નવજવાનને જોઇ મજાક કરવાનું મન થયું :

"મિ. ભુલાભાઇ ! યુ આર એ ચાઇલ્ડ ઇન લો !"

ચાલાક ભુલાભાઇએ જવાબ આપ્યો :

'યુ આર રાઇટ માય લોર્ડ ! યુ આર ફાધર ઇન લો."

જજ માર્મિક વિનોદ સમજ્યો પણ શું કરે ? ગુસ્સે થાય તો ભુલાભાઇ 'ફાધર ઇન લો'નો 'પિતા–તુલ્ય' અર્થ કરી બતાવે ! ને ચૂપ રહે તો સૌ તેમને જમાઇ માને !

બિચારા જજ ! કરવા ગયા કંસાર ને કરી બેઠા થૂલી !

## અંગૂઠા છાપ

શ્રી બ. ક. ઠાકોરને એક સમ્મેલનના મુખ્ય મહેમાન તરીકે નિમંત્રવાનાં આવ્યા હતા

સમ્મેલન પૂરુ થયું. સૌ વિખરાવા લાગ્યા. ત્યારે તેના વ્યવસ્થાપક ઠાકોર સાહેબને આપવાની રકમના વાઉચર પર સહી લેવા આવ્યા.

વાઉચરની રકમ વાંચી ઠાકોર સાહેબને આશ્ચર્ય થયું. પહેલેથી નક્કી કર્યા કરતાં તે આકડો ઓછો હતો. તેથી ઠાકોર સાહેબે કઠોર થઇને કહ્યુ :

"આ પર હું સહી નથી કરી શકતો."

તે સાંભળી પાસે ઊભેલા એક કવિએ આંખ ઉલાળી સૂચવ્યું :

'ઠાકોર સાહેબ સહી ન કરી શકતા હોય તો કઇ વાંધો નહીં, અંગૂઠો પડાવી લો. અગૂઠા–છાપ ચાલશે "

આ મર્મિક ઉક્તિથી ઠાકોર સાહેબની હાજરીમાં સૌ ખડખડાટ તો ન હસી શકયા. પણ કેટલાકે મોં ફેરવીને તો કેટલાકે મૂછોમાંય મલકી લીધું.

## રૂપાયતન પ્રકાશન

*

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ — | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં — | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ : ૫ | જુલાઈ : ૧૯૬૬ | અંક : ૪

## અનુક્રમણિકા





સંપાદક : નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો મોકલાશે.

અમે તે મહિને [illegible] થાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો એ તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે, જ તેમ માનવું નહિ.

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, ટૂંકું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ
દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ.



ઉદ્ધરેદાત્મનાત્માનમ

# સાંભળવા છે અંતરના બોલ

ગુરુદયાલ મલ્લિક

અંતરના બોલ કેમ સંભળાતા નથી? એકાંત જોઇએ. તે એકાંત આપણે મેળવતા નથી. જરા નિરાંત હોય ત્યાં બીજા સાથે વાતો કરવાનું મન થાય. કોઈ ન હોય તો રેડિયો વગાડીએ.

કોઇ કોઈ વાર માણસને લાગે છે કે એકલો બેઠો હશે તો પ્રભુને હિસાબ આપવો પડશે. એકાંતમાં અનેક સારા નરસા વિચારો આવે છે. બને બીક લાગે છે. રોજ રોજ તે પોતામાં રહે છે. પોતાની હકીકત નથી જાણતો પોતાના સંબંધમાં. હું એક સારા માણસનું વિધાન છું. લોકો મને માન આપે છે. સમાજનો નેતા છું એવી રીતે હું પૂજાઉં છું. પૈસાવાળો છું.

પણ એ જે છે તે પ્રભુ તો જાણે છે. પણ એણે પણ જાણવું જોઇએ. એ જાણવા એકાંત જોઇએ. એકાંતમાં મૌનની ટેવ પાડવી.

આજ કાલનો યુગ તો ગરમડનો યુગ છે. ચૂપ બેસવાનું ગમતું નથી. કલબો અને રમતગમતના સ્થાનો આજનાં જેટલાં પહેલાં ન હતાં. ત્યારે તો દૈનિક જીવનમાં સત્સંગ, મૌન બેસવું, અનુભવી માણસ કંઇ કહી રહ્યા છે જે સાંભળીને સાંભળનારને પોતાના સંબંધમાં એક સાચો પંથ કાઢવાનો મળશે.

બીજું કારણ પણ હોઈ શકે છે કે આપણે બીજાની સોબતમાં એની સાથે વાતચીત કરીએ. એ આપણો શબ્દ સાંભળે આપણે એને સાંભળીએ થાકીએ. એ બધાં પ્રલોભનો છે. એને પહેલાં જોવાં પછી સ્વીકારવાં અને કાબુ મેળવવા માટે મૌનની જરૂર છે. મુંઝવણ, ગડમથલ થાય ત્યારે એક જ રસ્તો મૌનમાં બેસવાનો છે. વિદ્યાર્થીને પરીક્ષાના દિવસમાં મૌનનું મહત્ત્વ સમજાય છે.

શાંતિમાં શક્તિનો વધારો થાય છે એવું વિજ્ઞાને કહેલું છે. ગરબડવાળા વાતાવરણમાં રહેવાથી શરીર પર અસર થાય છે એવું દાક્તરોએ કહ્યું છે મોટાં શહેરનાં માનવીના શરીર અને મન વહેલાં ઘસાઇ જાય છે.

ગામડાંમાં જ્યાં ખુલ્લું વાતાવરણ છે, એકાંત છે, એમનાં મન પ્રફુલ્લિત રહે છે. વધે છે. એને શહેરના માનવીની જેમ દાક્તર પાસેથી વિટામીન ગોળીઓ નથી લેવી પડતી. શહેરી પાંગળાં બને છે. બે ફર્લાંગ જવા માટે પણ રીક્ષા, ટેક્ષી. જાણે એમને પગ જ નથી.

પ્રભુએ આપેલાં અંગોને ન વાપરવાં એતો પ્રભુનું અપમાન છે. વિનોબાજીની ઉક્તિ છે. "દરેક જણ રોજ ખાસ કરીને ૦॥ કલાક કે કલાક ફરવામાં કાઢો." ઇચ્છા હોય તો સમય કાઢી શકાય. આ ફરવામાં જોડી નહિ એકલાં. એકલાં ફરતાં મનની સાથે વાતો ચાલે છે. મનની ઉક્તિઓનો ખ્યાલ આવે છે. મૌનમાં એ ખ્યાલ વિશેષ આવે છે. [અનુ. પાન ૧૨૬ પર]

# પરિભ્રમણ

'આશુતોષ

## પાણી ! પાણી !

મુંબઈએ અભૂતપૂર્વ પાણીની કટોકટી અનુભવી. આવું ક્યારેય બન્યું નથી. એક રીતે આ અનુભવ જરૂરી હતો. મુંબઈ મહૈસૂર વચ્ચે સરહદનો તેમજ કૃષ્ણાના પાણીનો વિવાદ ચાલુ જ છે અને તેની ઉગ્રતા રોજબરોજ વધતી જાય છે. તેવી જ રીતે નર્મદાના પાણી માટે ગુજરાત, મહારાષ્ટ્ર અને મધ્ય-પ્રદેશ બાંયો ચડાવી રહ્યા છે. ચોમાસાની અનિય-મિતતા હવે એટલી નિયમિત થઈ ગઈ છે કે પાણીના પ્રશ્નને નિહાળવા વૈજ્ઞાનિક તેમ જ દીર્ઘદૃષ્ટિ બન્ને જરૂરી બનશે. જે રાજ્યો એવો દાવો કરી રહ્યા છે 'આ નદી અમારા બાપની; આ પર્વતો અમારી માલિકીના; આ પ્રદેશ અમારા પૂર્વજોનો' તેમને ખ્યાલ આવી જવો જોઈએ કે તેઓ ક્ષુદ્ર જંતુથી પણ વધુ ક્ષુદ્ર છે. નદીમા પાણી છે માટે બધો વિવાદ સૂઝે છે–પણ જો કાંકરા ઉડતા હોય તો એક બીજા રાજ્યો હરિફાઈ કરશે ? ભારતના લોકોના સદ્‌નશીબે દરેક રાજ્યમાં મોટી નદીઓ છે. એ તમામ નદીઓ-નાં પાણીને નાથવાની વિરાટ યોજના, જેથી કરીને એક ગેલન મીઠુ પાણી સમુદ્રમા ન જાય, આજ નહિ તો કાલ ઘડવી પડશે. એકબીજી નદીઓનું જોડાણ સાધી, નહેરો વાટે દુર્ગમ વિસ્તારોમા બારે માસ પાણી મળે તે વિચારવાનું જરૂરી બનશે. જેવી રીતે ખેતીવાડીના અને અનાજના પ્રશ્ને સર કારનું સમગ્ર ધ્યાન ખેંચી રાખ્યું છે તેવી જ રીતે આ પાણીનો પ્રશ્ન હલ કરવા અઢળક પૈસો, વિરાટ સાધનો અને માનવ બુદ્ધિમત્તાની જરૂર પડશે જ; ઇજનેરોની જરૂર પડશે અને માનવશક્તિની પણ જરૂર તો રહેશે જ. મુંબઈમાં બન્યું તે કલકત્તા, દિલ્હી અથવા મદ્રાસમાં પણ બની શકે છે. ભારતનો ગ્રામ્ય માનવી સહનશીલ છે એટલે ગ્રામ્ય વિસ્તારમાં આજે તકલીફો છે જ. પ્રતિવર્ષ રાજસ્થાનનાં ગામડાઓમાં, સેંકડો હજારો સ્ત્રીપુરુષો રાત્રે ચાલીને દૂર દૂરથી પીવાનું પાણી માથે ચડાવીને લાવે છે ત્યારે પીવા મળે છે. મુંબઈને એક દિવસ તકલીફ પડે તો દરેક છાપામાં છપાય અને સરકાર ઓર્ડિ-નન્સ બહાર પાડે અને મુખ્ય પ્રધાન રેડિયો ઉપર ભાષણ કરે ! પણ ગામડાંનું શું ? ગામડાંની પ્રજા માણસ નથી ?

## ભુતોની વિદાય

પાકિસ્તાનના નામચીન વિદેશ પ્રધાન ઝુલ્ફીકાર ભુતોએ છેવટે પ્રધાનમંડળમાંથી વિદાય લીધી છે. સંભવ છે કે બહારના દબાણને વશ થઈને આ પગલું ભરવામાં આવ્યું હોય. અથવા તેમને વિદાય આપ્યાનો દેખાવ કરીને, 'હવે બધો વાંક ભારતનો છે' એવી હવા ઊભી કરવાનો હોય. તેમની વિદાયથી ભારતને કાંઈ ફાયદો થવાનો નથી. કેમકે તેમની શકિતનો અન્યત્ર વધુ જલદ ઉપયોગ પાછળ્થી બારણે થઈ શકશે. રાજકારણમા સજ્જનતાને અવકાશ નથી, પણ દુર્જન પુરેપૂરો ખીલી ઊઠે છે તે ભૂતોએ બતાવી આપ્યું છે. બહુ જ નાની વયમાં રાજકારણની કૂટનીતિ ઉપરનો તેમનો કાબૂ પાકિ-સ્તાન માટે આશીર્વાદરૂપ હતો. કેમકે એક તો ધર્મઝનૂની રાષ્ટ્ર; દ્વેષ અને હિંસાની બાઉણ્ડી પર તેનું સર્જન; અને ભારતનો વિરોધ કરવો એ જ એનો આદર્શ. આ ચોકઠામા ઝુલ્ફીકાર એવા આબાદ બેસી ગયા હતા કે અમેરિકાની મદદ અને ચીન સાથે સંવનન, એ બન્ને, તેઓ સાધી શકયા. રાજકારણમા વ્યક્તિઓની વિદાય અને તેમનું આગમન થયા જ કરે છે તથા પરિસ્થિતિમાં ફેર પડતો નથી.

## કોલ્હાપુરી

અહીં ગોળની વાત નથી, ચંપલની વાત છે. કોલ્હાપુરી ચંપલની જબરી માગ અમેરિકાથી ઊઠી છે અને લાખો રૂપિયાના ઓર્ડર મળ્યા છે. સામાન્ય રીતે, મહારાષ્ટ્રની બહાર આ ચંપલ જાણીતા નથી. તેમ તેનો આકાર, દેખાવ કે રૂપરંગ કાંઈજ આક-

ધંધો નથી—બલ્કે બેડોળ છે. પરંતુ ચામડાના એક જ ટુકડામાંથી તે બને છે અને ભારે ટકાઉ છે. પહેરવામાં સરળ છે અને મજબૂત હોવાથી ખૂબ ચાલે છે. ગુણદર્શી બાજુ પારખવામાં હોશિયાર એવા અમેરિકનોએ આ ચપ્પલની ઉજળી બાજુ જોઈ તેનો સ્વીકાર કર્યો છે આપણે રશિયા ખાતે બુટ-જોડા મોકલીએ છીએ અને અમેરિકા જો ચપ્પલની આયાત આપણો ત્યાંથી કરે, તો એક મોટો ઉદ્યોગ ઊભો થાય તેમ છે નિકાસ માટેનું બજાર વિદેશોમાં ઊભું કરવું તેને ટકાવી રાખવું અને હરિફાઈ સામે ટકી રહેવું આ એક વાણિજ્યની અનોખી કલા છે.

## કાશ્મીર

કાશ્મીર ડહોળાયેલા વાતાવરણમાં ગુલામ મહમદ બક્ષીએ નવી શોધ કરી છે. જ્યારે પોતે પ્રધાનપદે હતા અને વિરોધ પક્ષને તથા વિરોધીઓને દાબી દેવા માટે ખ્યાતિ પામ્યા હતા તેમને હવે નવું બ્રહ્મજ્ઞાન લાધ્યું છે કે ત્યાં તંદુરસ્ત વિરોધપક્ષની જરૂર છે નેશનલ કોન્ફરન્સનું, પ્રદેશ કોંગ્રેસ સમિતિમાં રૂપાંતર સૂચવનાર શ્રી બક્ષી આજે મૌલાના મસુદી તથા 'પ્લેબીસાઇટ ફ્રન્ટ' સાથે જોડાણ સૂચવી વિરોધ પક્ષની હિમાયત કરે છે એટલે તેમના મત પ્રમાણે તો શેખ અબ્દુલ્લાને મુક્તિ આપી વિરોધપક્ષ રચવાનું આમંત્રણ આપવું જોઈએ. ખરી વાત એ છે કે સાદીક સરકાર, તેની પુરોગામી સરકારના દૂષણો ભૂસી શકી નથી. બક્ષી સામેના આક્ષેપો જગજાહેર બની ચૂકયા છે, અને તેમાંથી છટકવા અને રાજકીય સોદાબાજીમાં જો કાંઈ મળી શકે તેમ હોય તો હવાતિયા નાખવાની આ એક ચાલ છે છેલ્લે છેલ્લે જે બનાવો બન્યા છે તેના સંદર્ભમાં નબળી અથવા ઢીલી નીતિ ભારતને માટે વધુ આફત લાવનાર બનશે.

## સફળ ઓપરેશન

હૃદયનું ઓપરેશન મુશ્કેલીભર્યું ગણાય છે અને અમેરિકા તથા રશિયામાં જ્યારે જ્યારે તે થાય છે ત્યારે અખબારોમાં ચમકી જાય છે. મુંબઈ ખાતે ત્રણ ભારતીય દાક્તરોએ તાજેતરમાં આશા અરુન્ડે નામની ૨૪ વર્ષની યુવતીના હૃદયનું સફળતાપૂર્વક દશ કલાકની જહેમતભર્યું ઓપરેશન કર્યું હતું. આ કિસ્સામાં આ બહેનના હૃદયમાંથી લોહી પરિભ્રમણ અર્થે મુત્રાશયના ભાગ તરફ જઈ શકતું ન હતું અને તેથી શ્વાસોચ્છવાસની તકલીફ—ચક્કર આવવા વગેરે વિટંબણા હંમેશા પીડા આપતી. હૃદયના ઉપરના ભાગમાંથી એક વધારાની શીરા દાખલ કરી, મુત્રાશય સુધી જોડીને, લોહીના પરિભ્રમણની તકલીફ દૂર કરી હતી. હવે આ બહેન હરીફરી શકે છે, ખોરાક લઇ શકે છે અને ૭ માસની બેબીની સારસંભાળ પણ લે છે. આ પહેલા પણ સર્જરીના ક્ષેત્રે ભારતના દાક્તરોએ યશસ્વી પરિણામો બતાવ્યા છે. તેમને અભિનંદન!

## વિરાટમાનો એક

સદ્‌ભાગ્યે ભારતના બધા જ પ્રશ્નો વિરાટકાય હોય છે કોઇ નાનકડા નથી. એટલે તેના ઉકેલ માટે પણ વિશ્વવ્યાપી ટહેલ નાખવી પડે છે ભારતના વસતિ—વધારાનો પ્રશ્ન વિકટ છે, તેવોજ પ્રશ્ન ખોરાક અને અનાજની તંગીનો છે, ઉપર લખ્યું તેમ પાણીનો પ્રશ્ન પણ કોયડામય થતો જાય છે, આમાં કેળવણીનો પ્રશ્ન ઉમેરીએ તો વાંધો નથી. પાછળથી તબીબી સારવારનો ઉમેરી શકાય ખોસલા સમિતિનો કેળવણી વિષયક અહેવાલ બહાર પડયો છે અને તેમાં આ ક્ષેત્રે ક્રાન્તિકારી આમૂલાગ્ર ફેરફાર સૂચવ્યા છે વિદ્યાર્થીઓની અને શિક્ષકોની સંખ્યા આપણ ભારતીય ધોરણે ખ્યાલમાં લઇએ તો આ પ્રશ્નના ગંભીર સ્વરૂપનો ખ્યાલ આવી શકે. એક નાનકડો ફેરફાર કરયો હોય, વિદ્યાર્થીદીઠ એક રૂપિયાનો સવાલ હોય કે શિક્ષકદીઠ હોય— કુલ આંકડો કરોડ સુધી થવા જાય છે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની વાત હજુ તો ચાલે છે. એથી આગળ વધીને વિદ્યાપીઠની કેળવણીની વાત કરવી હોય અને તે પણ વિજ્ઞાનની, તો રાષ્ટ્રની ત્રેવડ નહીવત છે. ભારત— અમેરિકન પ્રતિષ્ઠાનમાં મૂળભૂત સિદ્ધાંત સમૃદ્ધ રાષ્ટ્રોની સહકારમય મદદ લેવાનો છે એકનું અમેરિકા પણ આપણને મદદ કરવા અસમર્થ છે.

દુનિયાનાં ધનિક રાષ્ટ્રોના સહકારથીજ આપણું ગાડું આગળ ચાલી શકે તેમ છે. આમા જે પ્રશ્નો આનુષંગિક છે તે આ રહ્યા : પ્રાથમિક ધોરણે બાળકોનો પ્રવેશ- બાળકોને નાસ્તો; પાઠય પુસ્તકો; તેની છપાઈ, છપાઇ માટેના કાગળ; છાપવા માટે પ્રેસ; શાળા અને કોલેજોમાં વગેરે સાધનો. ફર્નીચર, મકાનો; વિજ્ઞાનના સાધનો; દરેક દરજ્જાના શિક્ષકો, શિક્ષકોની તાલીમ; ઉચ્ચશિક્ષણ માટે યોગ્યતા ધરાવતા પ્રોફેસરો, જરૂરી વિદ્યાપીઠો અને તેને માટેનું સ્વાયત્ત તંત્ર; શિક્ષકો અને પ્રાધ્યાપકોના યોગ્ય વેતનો. હવે જો ફેરફાર કરવો હોય કેળવણીની પ્રથામાં, તો તબક્કાવાર થઈ શકે. પચીશ વર્ષની સમય મર્યાદા જોઈએ. કેમકે શિક્ષકોએ પણ નવી કેળવણીને અનુરૂપ બનવુ જોઈએ. વળી નાણાકીય સાધનો આપણે ઊભા કરી ન શકીએ તો જે કોઇ મદદ આપવા તૈયાર હોય તેનો સ્વીકાર કરવો જોઈએ. કેળવણી વિષેનો ઓસલા સમિતિનો અહેવાલ એક બાબત છે. તેનો અમલ બીજી વાત છે.

## મિત્રોની શોધમાં

ભારત મિત્રો ગુમાવી રહ્યુ છે? તેની વિદેશ નીતિમા ખામી છે? ખાસ કરીને પાકિસ્તાન સાથેના છેલ્લા સશસ્ત્ર ઘર્ષણ પછી, મહારાજ્યોના વલણમા ફેરફાર થયો છે? પાકિસ્તાનને મદદ આપનાર રાષ્ટ્રો વધી રહ્યા છે? રશિયાના વલણમા ફેરફાર દેખાય છે? આ બધા પ્રશ્નોનું મહત્ત્વ હમણા વધી રહ્યુ છે. રૂપિયા અવમૂલ્યન પછી એવી અસર ઊભી થઇ છે કે અમેરિકન દબાણ હેઠળ આપણને તેમ કરવા ફરજ પડી છે. બિહારકની બાબતમા તો અમેરિકાએ દેખીતી મદદ કરી છે અને આપણે આભારપૂર્વક સ્વીકાર કરવો રહ્યો, પરંતુ આરબ રાષ્ટ્રો અને મધ્ય પૂર્વમા તેમજ અગ્નિ એશિયામા તટસ્થ ભારતની શાખ પહેલા જેવી રહી નથી. જો કે મલેશિયા તથા ઇન્ડોનેશિયા તરફથી કાંઇ રાહત થઇ છે. પરંતુ મોટી ઉપાધિ રશિયા તથા ચીનની છે. તુર્કિ તથા ઇરાન દેખીતી રીતે મુસ્લીમ રાષ્ટ્રીયતાના અંચળા હેઠળ પાકિસ્તાનનો પક્ષ વધુ લે છે, અને જોર્ડન તથા સાઉદી અરેબિયનો તેમને સાથ છે જ. આરબ જગત નાખુશ થાય તેટલા ખાતર ઇઝરાઇલની મિત્રતા આપણે કરી શકતા નથી. પરિસ્થિતિનો લાભ દેખીતી રીતે જ પાકિસ્તાનને મળે છે. કેમકે રશિયા- ભારત મહયોગમાં તે ફાચર મારી શકે તો તેની મહાન સિદ્ધિ લેખાશે. પછી તો આપ મનસ્વી પશ્ચિમી રાષ્ટ્રો સિવાય બીજે કયાંય આશરાનું સ્થળ રહેશે નહિ. તાજેતરમાં આપણા પ્રધાનેની હારમાળા રશિયાની મુલાકાતે જઈ આવી છે અને સૌએ ત્યા એવી છાપ ઊભી કરવા મથામણ કરવી પડી છે કે અમારી તટસ્થતા તો જેવી ને તેવી કાયમ રહે છે. શું કરીએ- માથે દેવું વાળ જેટનું વધી ગયું છે- નિકાસમા મીંડુ છે- પરદેશી હુંડિયામણ કાઢવું કયાથી? એટલે દયા યાચીને મિત્રતા ટકાવી રાખવી પડે છે. પરંતુ આ મિત્રતા બીજ મતલબી છે અને રાજકારણી છે. ભારત સાથે જે કોઇ મહોબ્બત કરે છે તે પોતાના સ્વાર્થ ખાતર કરે છે. મિત્રો વધારવા હોય તો ભારતે એટલા શકિતશાળી બનવું જોઇએ કે સૌ સામેથી મૈત્રીનો હાથ લબાવે.

## વિયેટનામ

વિયેટનામની પરિસ્થિતિ સ્ફોટક બની રહી છે. અત્યારે તો અમેરિકાનો ઉપર હાથ છે. વીયેટકોંગનું જોર નરમ પડયું છે. પરંતુ છેલ્લા બોમ્બમારા પછી રશિયાએ હેનોઇને વધુ સહાયનું વચન આપ્યું છે, અને અમેરિકા મક્કમ છે એ જોતાં, આ ગજગ્રાહના લંબાણ સિવાય બીજુ કાંઇ દ્રષ્ટિગોચર થતું નથી. ઇંદિરા નહેરુની છેલ્લી દરખાસ્ત સમયોચિત નિવેદન સિવાય અન્ય મહત્ત્વની નથી. આવી દરખાસ્તોને મહાન રાષ્ટ્રો ખિસ્સામા મૂકી દે છે અને ઉપર ઉપરથી મગરના આંસુ સારે છે. જ્યાં કોઇ પણ પક્ષ મચક આપવા તૈયાર નથી ત્યાં સમાધાન કેવુ? તટસ્થતાની છાપ પાડવા કાંઈ બોલીએ તેની કિંમત કેટલી?

## નિકાસ

નાની નિકાસની બજારમા નાનકડાં સિલોને ભારતને હંફાવી દીધું છે અને આપણો પડેલો નંબર આંચકી લીધો છે. આ એક ચેતવણી છે.

[અનુ. પાન ૧૨૭ પર]

# સોનલ

'શિવપ્રકાશ'

ભારતમાં આવીને સોનાપુર ગામનું આતિથ્ય માણવાનું મારા લલાટે લખાયું હતું અને આ દેશના પહેલા જ ઉનાળાનો અનુભવ હું કરી રહ્યો હતો. ઉષ્ણ કટિબંધના દેશોના હવામાન વિષેની માહિતી હું મેળવી ચૂકયો હતો પણ એ વાત ને અનુભવની સરાણે ચડાવવાનો યોગ પ્રાપ્ત થયો ત્યારે તોબાહ કહેવું પડયુ ! છતાં એક મોટું આશ્વાસન મારા માટે કહી શકાય તેવી સોનલ નદી, આ ગામને ફરતી વીંટળાઈને વહી જતી હતી. જાણે કોઈ અનાદિ અવકાશમાથી નીકળી, તેના સર્પાકારના અર્ધચક્રમાં ગામને ભરડો લઈ, કાળની અનંત ગર્તામાં ડુબકી મારવા જતી હોય, તેવી તેની છટા લાગતી. ગરમ આબોહવા ધરાવતા દેશોમાં ગામ કે શહેરને પાદર હોય તે મહાન આશીર્વાદ તરીકે લેખાય છે. તદુપરાત આવી નદી અથવા લોકમાતાનો જો કોઈ નિરાળો ઇતિહાસ હોય તો પછી સૌંદર્યમા કલાનો પણ ઉમેરો થાય છે.

જે ભારતીય મિત્રનો હું મહેમાન હતો તેમનું નામ અવિનાશ હતું. તેઓ ઘણીવાર મને પાણી વગરની આ સૂકી નદીના રેતાળ પટમાં ફરવા લઈ જતા અને સોનલની રેશમ જેવી સુંવાળી રેતીમાં આડે પડખે થઈ, ઘણી સંધ્યાઓ અમે ચર્ચામાં પસાર કરતા. કયારેક વળી, બન્ને હાથમાં ઝીણી ખેકુનો મુઠો ભરી, કલાકશીશીની પેઠે, હાથમાથી ધીમે ધીમે સરકાવતા. અવિનાશ કયારેક ભારતીય વાનગી સાંજના નાસ્તા તરીકે લઈ આવતા, તેમાં ખાસ કરીને 'ભજીયા'નો સ્વાદ મારી જીભે રહી ગયો છે। નાસ્તા પછી જે ચર્ચા થાય છે તે જીવંત બની રહે છે, અને અમે રાજકારણથી શરૂ કરીને ભારતના ગૂઢ સૂફીવાદ સુધી પહોંચી જતા જો કે મારા અહીંના રોકાણ દરમ્યાન સ્થાનિક રહેણીકરણી તેમજ કુટુંબ વ્યવસ્થાનો અભ્યાસ કરવાનો એકજ ઉદ્દેશ હતો; છતાં જે અલૌકિક માન્યતાઓએ અહીંના લોકજીવનને તાણાવાણામાં વણી લીધું હતું તેમાં મને ભારે કુતૂહલ રહેતું.

એકવાર વાતવાતમાં અમે નદીઓ ઉપર ઉતરી પડયા. અવિનાશે મને પૂછ્યું :

"મિ. જોન્સ આદમ, તમારે અમેરિકામાં નદીઓનું સ્થાન લોકવાયકામાં ખરું ?"

"જરૂર, અમારે ત્યાં વ્યકિતઓ ઉપરથી શહેરોના અને નદીઓનાં નામ પડે છે; ઘણીવાર આ રીતે મહાન વ્યકિતઓના નામ અમર બને છે પણ મેં જોયું કે અહીં લોકો નદીઓ સાથે તાદાત્મ્ય વધુ રાખી શકે છે।"

"તેનું કારણ હવામાન હોઈ શકે. આજ નદીમાં આજે કાંકરા ઊડે છે પણ જેવું ચોમાસુ આવશે કે બે કાંઠામા વહેતી થઈ જશે ત્યાર પછી શિયાળામાં તેનો પ્રવાહ આછોપાતળો થતો છેવટે ભૂગર્ભમાં લુપ્ત થઈ જશે. નદીના મિજાજ સાથે કાંઠે વસનારાઓના મિજાજ પણ ફરતા રહે છે. ચોમાસામાં મસ્ત ઉનાળામાં દીનહીન।"

"મિ. અવિનાશ, તમારી નદીઓની પાછળ ઇતિહાસ ખરો કે ? ભૂગોળમાં મેં ઘણાં નામ વાચ્યાં છે-ગંગા, જમુના, બ્રહ્મપુત્રા, ગોદાવરી, કાવેરી..."

'વાહ રે. મિ. જોન્સ, તમે તો અમારી નદીઓનાં નામ મોઢે કરી નાખ્યા છે! તમે જે નદીઓ કહી તે અમારી પવિત્ર લોકમાતાઓ છે તેમાં સ્નાન કરીને લોકો પોતાને ધન્ય માને છે અને તેમના પાપ ધોવાઈ જાય છે!"

"તમારે ત્યાં બધું જ પવિત્ર લાગે છે। ગાય પવિત્ર, નદી પવિત્ર, સાપ અને વાંદરા તો પૂજવા યોગ્ય! મને લાગે છે ભારતીયો લઘુતાગ્રંથિથી પીડાતા હોવા જોઈએ।"

"સાચી વાત તેનાથી બિલકુલ વિરૂદ્ધ છે, મિ. જોન્સ ! આખી દુનિયામા ભારતની સંસ્કૃતિ એક જ

એવી છે જેણે માનવજીવનની પ્રતિષ્ઠા સ્થાપવા સાથે કુદરતે સર્જેલાં અન્ય જીવોને પોતાની પંગતમાં બેસાર્યા છે. માત્ર ગાય, સાપ અને કપિ જ નહીં, અમારા દેવોએ પ્રથમથી જ સમાજવાદ સ્વીકાર્યો છે. અમારા ગણપતિ મૂષક રાખે છે અંબામાતા વાઘ ઉપર સ્વારી કરે છે; યમરાજાને પાડો વહાલો છે; વિષ્ણુ જેટ પ્લેન જેવા ગરૂડને પસંદ કરે છે; પણ સમુદ્રમાં શયન કરતી વખતે શેષનાગને સ્થાન આપે છે; ગજગાજ લક્ષ્મીજીને નમન કરે છે; અને ઇન્દ્ર ઐરાવત ઉપર આરૂઢ છે. મિ. જોન્સ, હવે પછી તમે અમેરીકા પાછા ફરો ત્યારે તમારા દેશવાસીઓને સમજાવજો કે જે દેશના રીતરિવાજોની તમે હાસી કરો છો તે વાસ્તવમાં તો માનવજાત માટે દીવાદાંડી બની શકે તેવી પાવકજ્યોત છે! અમારા એક કવિએ ગાયું છે–

'વિશાળે જગવિસ્તારે, નથી એકલ માનવી,
પશુ છે, પખી છે, વનોની છે વનસ્પતિ!'

આ છે અમારી સંસ્કૃતિનો સંદેશો!"

મારાથી બોલાઇ ગયું : ' કમાલ કરો છો, મિ. અવિનાશ. અમારા કવિ રોબર્ટ ફ્રોસ્ટથી પણ તમે આગળ નીકળી ગયા છો! પણ આપણે નદીઓની વાત કરતા હતા. હું ધારૂં છું આ સોનલને પણ આવો જ કોઇ ઇતિહાસ હશે જ."

અવિનાશે કહ્યુ." ચોક્કસ છે. અને મેં જે સાંભળેલો છે તે મારા દાદા પાસેથી; તેમણે તેમના દાદા પાસેથી. એટલે તમારી અમેરિકી સંશોધનવૃત્તિ જો ચોક્કસ સમય પ્રમાણ માગે તો..."

મેં વચ્ચે જ કહ્યું:" તેની ફિકર નથી. મને તમારી રહસ્યમય કથાઓ પસંદ પડે છે ભારતમા રહીને રહસ્યવાદ સામે સૂગ રાખવી ચાલી શકે નહી. આ ગામનું નામ સોનાપુર–નદીનું નામ પણ સોનલ એમ લાગે છે કે મઝેદાર કહાણી આ નામાભિધાન પાછળ છે અને પરંપરાગત તમે સાંભળતા આવ્યા છો."

અવિનાશ થોડીવાર વિચારમા પડી ગયા અને દૂર ક્ષિતિજ તરફ તાકી રહ્યા. તેમની દિશાનું અનુસંધાન જોડી, મેં પણ ત્યા દૃષ્ટિ કરી– જ્યા સોનલ નદી વળાંક લે છે, અને આકાશને ભેટવા જાણે ઝળી જાય છે– અને ફેણ ચડાવેલા નાગની જેમ કેટલાંક નાળિયેરીનાં વૃક્ષો ટટ્ટાર ઊભાં છે, અને તેની ટોચે પાંદડાઓ વચ્ચે છુપાએલી કોઇ રઢીયાળી કોયલનો પંચમસુર વાતાવરણને કવિતા અને આછી વેદનાના મિશ્રણથી ભરી દે છે; અને તેમાંથી જ પ્રેરણાનો આ સ્વાદ લેતા હોય તેમ અવિનાશે શરૂઆત કરી :

" કહાણી તો છે જ અને હું કહીશ પણ ખરો. પણ એક વાત નજરમાં રાખવાની છે. ભારતનો માનવી પરંપરાગત વાતને નિયંતિ રૂપે સ્વીકારે છે– શંકાકુશંકાથી તે પીડાતો નથી. સોનલ અને સોનાપુરના મૂળમા છે સેના. સોનું એટલે પીળી ધાતુ– તેની સાથે કાંઇ લેવાદેવા નથી, પણ અપ્સરાનું માન મૂકાવે એવી એક સર્વાંગસુંદર કોડભરી કન્યાની આ કથા છે. એમ લાગે છે કે એ સુંદરીનું રૂપ જાણે આ સોનલ નદીએ ચોરી લીધું છે!"

મને લાગ્યું પ્રોત્સાહન આપવાથી વાત ઓર જામશે તેથી સોનલ નદીની પ્રશસ્તિમા મેં સૂર પૂરાવ્યો : " વાત સાચી છે. ભારતમા આવીને જે જે નદીઓ મેં જોઇ છે તેમાં સોનલનું રૂપ આંખે વસી ગયુ છે!"

અવિનાશની વાતનો પ્રવાહ આગળ ચાલ્યો. " ઘણા વર્ષો થઇ ગયા છે. કઈ પેઢીના વખતમાં આ બન્યુ તેની નોંધ કોઇએ રાખી નથી. તમારે ત્યાના પાદરી જેવી અમારી એક બ્રાહ્મણ કોમ હોય છે, તે મંદિરમા પૂજા કરે; કથાઓ વાંચે; કર્મકાંડ, પૂજાપાઠ અને સારેનરસે પ્રસંગે શાસ્ત્રોક્ત વિધિઓ બ્રાહ્મણને હાથે જ થાય. એટલે એ પૂજનીય ગણાય, અને સૌ તેના પ્રત્યે માનભરી નજરે જુએ. આવા એક બ્રાહ્મણને એક પુત્રી હતી. સોના તેનું નામ, અને જેમ જેમ તે મોટી થતી ગઇ, તેમ તેમ તેનું સૌંદર્ય પૂર્ણકળાએ પહોંચવા લાગ્યું. તે બાર વર્ષની થઇ ત્યારે તેની માતાનું અવસાન થયું, અને એકલા બાપ ઉપર બધી જવાબદારી આવી પડી. હરે દૈવને કરવું, તે દહાડા સમય પછી બાપ પણ જીવલેણ માંદગીમાં સપડાયો. માંદગી લાંબી ચાલી. સોના મોટી

હતી ગઈ તેમ તેમ આપને ચિંતામાં વધારો થતો હતો કે પોતાના મૃત્યુ પહેલાં સોનાને પરણાવી નહીં શકે તો કુલનું શું થશે ?"

વચ્ચે મેં પ્રશ્ન મૂક્યો : "નવાઈની વાત છે ! અમારે ત્યાં આવી કોઈ બુલબુલ જેવી કન્યા હોય તો યુવકો પડાપડી કરે !"

"અમારી પ્રણાલિકા જ જુદી છે, મિ. જેન્સ ! અહીં કોઈને પડાપડી કરવા દેવામાં આવતા નથી ! કુંવારી સ્ત્રીની આમન્યા અમારે ત્યાં જેટલી છે તેટલી બીજે ક્યાંય નથી. કોઈ પરવાનાઓ ગામ આસપાસ અહીં ચક્કર લગાવી શકતા નથી. એટલે તે વૃદ્ધ બ્રાહ્મણની સ્થિતિ ઉત્તરોત્તર દયાજનક બનતી ગઈ. સાજા થવાની તો કોઈ આશા હતી જ નહીં પણ મૃત્યુ પણ દૂર ઠેલાતું ગયું. ગામજનોને ખબર પડી કે ગોરબાપાના દિલમાં કોઈ વાત વસી રહી છે અને તેમનો છુટકો થતો નથી એટલે અગ્રણી મહાજન તેમની કને જઈ ચડ્યું, અને પૂછ્યું :

'શું સેવા કરીએ, બાવતર ? કઈ વાતે મુંઝાઓ છો ?'

બ્રાહ્મણથી વાતચીત થાય કે બોલાય તેમ પણ ન હતું. તેણે માત્ર દયાજનક રીતે પોતાની શુશ્રૂષા કરતી પુત્રી તરફ જોયું. મહાજને વાત જાણી લીધી. પાંચ અગ્રણી માણસોએ ત્યાં જ પાણી મૂકી પ્રતિજ્ઞા લીધી : 'તમારી દીકરી ઈ અમારી દીકરી; ગોર બાપાની દીકરી એટલે ગામની દીકરી. તેને લાયક ઘર ગોતીને પરણાવવાની જવાબદારી અમારી; અને તેનું લગ્ન ધામધૂમથી ન કરીએ ત્યાં સુધી ગામમાંથી કોઈ આજથી ગળપણ નહીં ખાય !'

મેં આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું : "ગામલોકોની આવી આત્મીયતા ખરેખર વિરલ ગણાય !"

"મિ. જેન્સ, અમારો ભૂતકાળ તો આવી ગૌરવકથાઓથી ભરપૂર છે. તમારી સંસ્કૃતિએ હવે અમારા ઉપર અસર કરવા માંડી છે. ભારતની હાલ માટે હું કાંઈ કહી શકતો નથી. પણ ગામલોકોએ એ વૃદ્ધ બ્રાહ્મણને દૈવાધારણ આપી ત્યારપછી સુખેથી તેણે છેવટનો શ્વાસ ખેંચ્યો. અને મૃત્યુ પછી યોગ્ય સમયે, સોનાને અનુરૂપ એક શિક્ષિત અને સોહામણો મુરતિયો શોધી, ભારે ધામધૂમથી વિવાહ કરી આપ્યો, અને થોડા વખત પછી સાસરે વળાવી ત્યારે તો ગામ આખું ઘેલું બન્યું. મા અને બાપ વિનાની બ્રાહ્મણની દીકરી એટલે સૌને થયું કે પોતાની ફરજ બજાવવી જ જોઈએ. કરિયાવરનો ગંજ જાણે ખડકાઈ ગયો ! સુતરાઉ અને રેશમી વસ્ત્રોનો તો પટારો ભરાઈ ગયો— સોના, ચાંદી અને હીરામાણેકના દાગીના જોઈને તો અનાથ સોના હેબતાઈ ગઈ ! તાંબા પિત્તળના વાસણોનું તો એક ગાડું જોડવું પડ્યું ! સોળે શણગાર સજાવીને જ્યારે સોનાને પાલખીમાં બેસાડી ત્યારે જાણે રાજરાણીને વિદાય અપાતી હોય તેવી ભવ્ય રોનક ખડી થઈ ગઈ ! તે વખતે લાંબી મુસાફરી માટે, જોખમ હોય ત્યારે, વળાવિયા રાખવા પડતા અને સોનાની સાથે પણ બે બંદૂકધારીઓનું રખોપું ગામલોકોએ ગોઠવ્યું હતું. કન્યા સાસરે જતી હોય છે ત્યારે પિયરની વિદાય વસમી લાગે છે. પોતાના માતાપિતાની ગેરહાજરીમાં ગામલોકોએ જે અપાર લાગણી અને મમતાનું દર્શન કરાવ્યું તેથી સોના આભારવશ બની ગઈ હતી અને ગામલોકોને પણ ઋણ અદા કર્યાનો આનંદ હતો.

"તે જમાનામાં ડાકુઓનો ત્રાસ ભારે. તેમની ચકોર દૃષ્ટિ શિકારની ખોજમાં ઘૂમતી. સોનાપુર પંથકમાં ડાકુ ભીમની ટોળી સક્રિય હતી અને આખું વળાવેલી બ્રાહ્મણની છોકરી સોનાપુરથી નીકળીને આગળ જવાની છે તે વાત આ ટોળાએ મેળવી હતી. જેઠ પૂરો થવા આવ્યો હતો. આષાઢની આંધીના એંધાણ આપતાં કાળા ભમ્મર વાદળો રોજ આકાશમાં ચડી આવતા, અને ગ્રીષ્મની પ્રખર ગરમીમાં ધૂળની ડમરીઓ આકાશમાં ચડતી તો ક્યારેક વીજળીના ચમકારા થઈ જતા. મોસમની પ્રથમ વર્ષાનું તોફાન અચાનક પૃથ્વી ઉપર ખેલાઈ જતું, અને કમોસમી પૂર સોનલના બે કાંઠામાં વહી જતું. આવું પણ બનતું. ઉષ્ણ કટિબંધમાં આવેલા દેશોનો ગ્રીષ્માન્ત વાવંટોળ જેવો ગાંડો હોય છે.

"આ તરફ નવવધૂ સોનાની પાલખી, નદીને સમાંતરે ચાલી જાય છે; અંદર બેઠેલી સોના સોનેરી સ્વપ્નો જોઈ રહી છે પાછળ ચાલ્યા આવતા ગાડાના બળદની ઘુઘરીઓનો રૂપેરી રણકાર પગલામાં જાણે

કવિતા રેલાવી રહ્યો છે બીજી તરફ ભીમની ટોળીના ડાકુઓ સામટા ઊભા છે અચાનક વાતાવરણમા પલટો થાય છે, ઠંડા પવનની ઝાપટો શરૂ થાય છે અને વાદળાના ગોટેગોટા ચડી આવે છે વરસાદના ફોરા પડવા લાગે છે, સાથેસાથે મેઘગર્જના – વીજળીના ચમકારા અને સમી સાંજનુ અંધાર–ઋતુના આગ અણધાર્યો ફેરફારથી સૌ ડઘાઈ જાય છે, અને પાલખી ઉપાડનારા એક ઘટાદાર વૃક્ષ નીચે આશરો લેવા જાય છે ત્યા જ અચાનક અવાજ સાભળી ચોંકી ઊઠે છે

' ખબરદાર, આગળ વધ્યા છો તો ! જે હોય તે સોંપી દો ! '

શુ બન્યુ તે સમજાય તે પહેલા બન્ને વળાવિયા અને પાલખી ઉપાડનારાઓના હાથપગ બંધાઈ જાય છે ! હવે તો મુશળધાર વરસાદ શરૂ થયો છે સોના એકલી થરથરતી ભીંજાતી પાલખીમા બેઠી છે ટોળી નો આગેવાન ભીમ આગળ આવે છે સોનાના શરીર ઉપરના દાગીના જોઈ આંખો ચોળે છે ! આવો શિકાર જિંદગીભરમાં હાથ આવ્યો નથી ! ઘરેણાંઓની ભાળ રાખવાનુ પોતાના માણસોને સોંપી સોનાને બે હાથે ઉપાડી ઘોડા ઉપર મારી મૂકે છે અને મુખ્ય માર્ગ ચાતરી, નદીમા આડો ફાટે છે નદીમા પાણી ક્ષણેક્ષણે વધી રહ્યુ છે ડાકુના હાથમા સપડાએલી સોના ત્વરિત નિર્ણય કરી ભીમ સાથે દદ બેઠી ઘોડા પરથી નીચે કૂદી જાય છે ઘોડા ઉપરથી ભીમ ત્રાડ પાડે છે

' આગળ જા મા છોકરી તારુ મોત ભમે છે ! '

પણ સોના ગણકારતી નથી માના ખોળામા આળોટવા જતી નિશ્ચિતપણે બાળક દોટ મૂકે તેમ તે પાણીમા આગળ વધે છે– કમરડૂબ–છાતીડૂબ–ગળાડૂબ હવે તો માત્ર તેના માથાના વાળજ દેખાય છે– અને સાવ અદશ્ય !

“ નદીએ કથમને મારે પોતાના અંકમા તેને સમાવી લીધી બીજે દિવસે તેનુ શબ સોનાપુર ગામના પાદરમા તણાઈ આવેલુ રબ્યુ જોઈને જ ગામલોકો સ્તબ્ધ બની ગયા હજુ ગઈ કાલે જ આણુ વળાવી વિદાય કરેલી અને એક રાત નથી ગઈ ત્યા જ

“ ડાકુ ભીમની ટોળીના કરતૂતોની બીજે દિવસે ખબર પડી લોકો થરથરી ઊઠયા હવે શું થશે ? આણું વળાવેલી બ્રાહ્મણની કુંવારી દીકરી– એના કોડ મનમા રહી ગયા– અને વૃદ્ધ બ્રાહ્મણને વચન આપેલુ સોનાને પરણાવીને અને ઘર વસાવીને પછી જ ગામ ગળ્યુ મોઢુ કરશે– આ તો કાળો કેર થઈ ગયો ! અવગતે ગયેલા અસંતુષ્ટ આત્માનો શાપ ગામને લાગશે તો ?

' અને તે ચોમાસામા આ નદીએ કેર વર્તાવ્યો અર્ધું ગામ સાફ થઈ ગયુ ઘરવખરી અને ઢોરઢાખર તણાઈ ગયા અને પાંચ માનવીનો ભોગ લીધો તરત જ ગામ આખુ ભેગું થયુ સાસરે જતી કન્યાના કોડ અધૂરા રહ્યા અને તેનુ જ આ પરિણામ છે માટે નદી માતાની પૂજા કરી– શ્રીફળ અને ચુંદડી પધરાવ્ય– તે દિવસથી ગામનું નામ સોનાપુર, અને નદીનુ નામ સોનલ રાખ્યાં ”

આટલી વાત પછી મે અવિનાશને જરા અટકાવ્યા

“તે પહેલા ગામનુ અને નદીનું નામ શુ હતા ?”

અવિનાશે કહ્યુ “ તે તો હું પણ જાણતો નથી. પણ શા કારણે વર્તમાન નામ પડયા તે ઇતિહાસ તમને કહ્યો હવે નવાઇની વાત એ છે આ સોનલ નદી પ્રતિવર્ષ એક માનવીનો ભોગ અવશ્ય લે છે આજે કંઇક વર્ષોથી તેમ થતુ આવ્યુ છે અને તેમાં ક્યારેય અપવાદ બનેલ નથી ! ”

મે લાગલો પ્રશ્ન કર્યો : ‘ તમે એમ કહો છો કે એ વાત આજે હજુ પણ બની શકે ? ”

જવાબ આપવાને બદલે અવિનાશે મારુ ધ્યાન પશ્ચિમના આકાશ તરફ દોર્યું સૂર્યાસ્ત થઈ ચુકયો હતો કાળી ભમ્મર વાદળીઓનુ એક જૂથ ઊંચે ચડી રહ્યુ હતુ તે બતાવી અવિનાશે કહ્યું

જે સમય સોનાની વાતનો હતો તે જ આ જેઠ માસ છે બે દિવસ પછી અષાઢ એટલે અમારી વર્ષાનો માસ બેસે છે ”

વાત પૂરી કરીને અમે ગામ ભણી જવા નીકળ્યા. પણ અવિનાશે કહેલી વાત મારા મનમા ઘોળાતી રહી ભારતના ચોમાસાનો પણ મારે માટે જીંદગીમા

પહેલો અનુભવ હતો. અષાઢી બીજ આવી એટલે અવિનાશે મને ચેતવી દીધો.

" મિ. જોન્સ, આજે સોનલ નદી ભોગ માગશે !" અને તેના જવાબમાં હોય તેમ એક ભયંકર મેઘગર્જનાએ વાતાવરણને ભરી દીધું. બીજી જ ક્ષણે, પૂર્વથી પશ્ચિમ સુધી સમગ્ર આકાશને આવરી લેતો આંખને આંજી નાખે તેવો વીજળીનો ચમકારો થયો અને તેની પાછળ એક સાથે હજાર તોપ ફુટતી હોય તેવો કડાકો થયો, અને મારાં તો હાજાં ગગડી ગયાં ! હું બોલી ઊઠયો :

" નક્કી ક્યાંક વીજળી પડી હશે ! બચાવ માટે, રક્ષણ માટે તમે કાંઇ કરતા નથી ? "

" અમારે ત્યાં લાખો ખેડૂતો અત્યારે ખેતરમા ખુલ્લા શરીરે ઊભા હશે– વીજળી જ્યાં જેના ઉપર પડવાની હશે ત્યાં પડશે– કોઇ ખેડૂત ઉપર– બળદ ઉપર કે વટેમાર્ગુ ઉપર. અમે કુદરત સામે બાથ ભીડતા નથી. આ ભારત છે, મિ. જોન્સ !"

' I see ! કહો તમે ભીરુ છો, આશંકિત છો, ડાઘાડપણા છો !"

એટલામાં તો સાંબેલાની ધારે વરસાદ શરૂ થયો. વરસાદનું જોર જોઇને મારું અભિમાન ગળી ગયું. શા માટે ભારતવાસીઓ પ્રારબ્ધવાદી છે તે હું સમજી શક્યો. To rain cats and dogs એનો પ્રત્યક્ષ અનુભવ કર્યો.

આ મુશળધાર વરસાદ સાથે વીજળીના ચમકારા તથા મેઘગર્જના ચાલુ જ હતાં. આખી રાત વરસાદ વરસ્યો. અડધી રાત્રે હું અચાનક જાગી પડ્યો ત્યારે સોનલના ઘૂઘવતા પૂરનો સ્પષ્ટ અવાજ મારા કાને અથડાયો. મને ડર લાગ્યો કે કદાચ રાતદરમ્યાન સોનલ ગામને ઘસડી જશે તો ? છેવટે અવિનાશે જે વાત કરી હતી કે સોનલ ભોગ માગશે તે છેક કાઢી નાખવા જેવી તો નહીં જ. એ નદી આવું વિકરાળ સ્વરૂપ ધરે તો એક નહીં–સો બલિદાન પણ ઓછાં પડે !

બીજે દિવસે સવારે આકાશ ચોખ્ખું હતું અને સૂર્યપ્રકાશ ઝગઝગતો હતો. અવિનાશ સાથે હું લટાર મારવા નીકળી પડ્યો. ગામમાં કાદવ અને કીચડ થઇ પડ્યો હતો અને દેડકાંનું સામ્રાજ્ય રાતોરાત સ્થપાઇ ચુક્યુ હતું ! નાગાપૂગાં છોકરાઓ જ્યાં ત્યાં ખાબોચિયામાં કુદી રહ્યાં હતાં. નદીનું પૂર ઓસરી ગયું હતું અને ગાયો અને ભેંશો તેમાં પડી પડી પ્રથમ પૂરનો આ સ્વાદ લઇ રહી હતી. થોડેદૂર ખેતરમાં એક ટોળું એકઠું થયું હતું તે તરફ અવિનાશે મારું ધ્યાન દોર્યું. અમે ત્યાં જઇ ચડ્યા. પૂરમાં તણાઇ ગયેલી એક ચૌદ પંદર વર્ષની છોકરીનું શબ ત્યાં પડ્યું હતું અને તેના માબાપ કરૂણ આક્રંદ કરી રહ્યા હતાં

" તને આ શું સૂઝ્યું– મારી માવડી સોનલ ! તારી તો માનતા રાખી હતી– તને બધું જ ધર્યું. નાળિયેર, ચુંદડી અને કુંવારી કન્યાની ટચલી આંગળીમાંથી લોહીના ટીપા પણ છંટયા– તોય મારી ચંદનને તું ભરખી ગઇ ! હાય હાય રે સોનલ !"

ત્યાં ઊભેલ સૌની આંખમાં આંસુ હતાં. મેં અવિનાશ તરફ જોયું તેની આંખો સજલ બની હતી. છેવટે હું પણ ભારતવાસીઓ વચ્ચે રહેવા આવ્યો હતો અને જે કાંઇ બન્યું તેમાં કુદરતની ખફગીનો

[ અનુ. પાન ૧૨૭ પર ]



# દાસ સવો કહે

સરોદ

જૂનવાણી ભજનો મંડાણા હોય ત્યાં સો એ નવ ણું ટકા "દાસ સવો કહે ગુરુ કુલગરને ચરણે" નામચરણવાળું ભજન કાને પડશે. આવું એક ભજન સાંભળી સ્વામી આનંદે પૃચ્છા કરેલ કે આ સંતને થયે કેટલા વરસ થયાં હશે? સ્વામીને મન એમ કે કોઇ મધ્યકાલીન સંત હશે ભજન ગાનાર સવાદાસની જ કંઠીનો ધારણ કરનાર નીકળ્યો. તેણે કહ્યું, આ ભગત તો હજી હયાત છે અને ભજાણાથી થોડે દૂર પીપળી ગામે રહે છે સને ૧૯૫૬મા સ્વામી સંતને મળ્યા. ચાલુ જમાનાથી તદ્દન નિર્લેપ, સેંકડો વરસોની સર્વધર્મસમન્વયના ભાવને મૂર્ત કરતી સોરઠી ભજનોની પ્રણાલિકા જાળવી રાખનાર અને સરળ શબ્દોમા વેદોપનિષદનાં રહસ્ય રજૂ કરતી અનુભવની વાણી ગાનાર આ સતની સાદાઇ અને સરળતા સ્હેજે સ્પર્શી જાય તેવા હતા. સ્વામીએ સંતને મળ્યા પછી કહેલ કે મારી આવડી જિંદગીમા સવાદાસની કક્ષાના પાંચ કે છ સતના દર્શન થયા છે.

આજથી સોએક વર્ષ પહેલા પીપળી ગામમા સવાદાસનો જન્મ થયેલ. બાપુનુ નામ કૃષ્ણદાસ, માતાનું નામ કાશી. પ્રજાપતિ જ્ઞાતિમાં જન્મ થયો એટલે વ્યવસાય માટીના વાસણ ઘડવાનો. આ માટીના વાસણ ઘડનારે અમૃતરસભર્યાં ભજનો પણ યથેસાથ ઘડ્યાં, તેને સાધનનું પરિણામ કહો, ગુરુ કુલગરજીની પ્રસાદી માનો કે પૂર્વ જન્મોના સરકારનું ફળ ગણો. જે હોય તે, પણ આ કુંભકારે પોતાના અનુભવની માટીને ચિત્તના ચાકડે ચડાવી આરતની આગમા પકાવી જે ભજનો ઘડ્યા છે તે ચિરંજીવી રહેવા સર્જાયેલ છે, તેમ તે ભજનોનો રચૈતા જ કહી જાય છે. તેમની વાણીમા 'તપાસી જોને, વિચારી જોને' જેવા ભાવ વારવાર આવે છે આ સતની પોતાના અનુભવના ખરાપણાની પોતે ટકોરા મારી મારી કરેલ પરીક્ષાના પરિણામ રૂપે હોય, તેમ લાગે છે.

સવાદાસે ચાળીશ વરસ સુધી બાપુકો ધધો ચલાવ્યો. પણ અંદરનો અલગારી આત્મા સાધુ સંતની સેવામાં જ રત રહ્યો. દરમ્યાન વીરમગામ પાસે એક નાનકડી જગ્યામાં ધુણી ધખાવી બેઠેલા કુલગરજીનો સમાગમ થયો. સવાદાસે તેમના પાસેથી દીક્ષા લીધી. અને ગુરૂઆજ્ઞાથી પીપળીમાં સદાવ્રત શરૂ કર્યું સદાવ્રત કેમ નભશે? ગુરુએ કહ્યું, ચનેગા. બસ, તે એક શબ્દ પર શ્રદ્ધા રાખી સદાવ્રત શરુ કરનાર આ સંતને તેમની હયાતી સુધી તો સદવ્રત ચલાવવામાં મુસ્કેલી ન પડી પણ તેમની પાછળ પણ આ સદાવ્રત ચાલુ રહેલ છે. ગુરુની આજ્ઞા લઇ સવાદાસ પીપળી આવ્યા કે તેમના વિરમય વચ્ચે થોડા કલાકમા જ ગાડું આવ્યું ને દાણાની ગુણ ઉતારી ચાલતું થયેલ. આ પછી ત્રીજે વરસે સવાદાસે પોતાની જગ્યામા રામદે પીરની પ્રતિષ્ઠા કરી. તેની સેવા પૂજા હાલ પણ ચાલુ છે.

સવાદાસની વાણીનો મર્મ છે વિશ્વવ્યાપી ચેતનની એકતા. તે જ સત છે, તે જ આનંદ છે. વારતવમાં એક જ છે, બે લાગે છે તે ભગાડ છે. આ સત્ય સવાદાસે ફરી ફરીને કહેલ છે. એકનું ગાન કરવા કરવી પડતી સાધના અને તેમા આવતા વિઘ્ન પણ સવાદાસે ગાયા છે. તેમની વાણીમા જ્ઞાન, ભક્તિ અને વૈરાગનો ત્રિવેણી સગમ છે. પણ સંતે જોર મૂક્યુ છે અનુભવ પર. તેમના પોતાનાં ભજનો બાબતમા પણ તેમની ઇચ્છા એ જ રહી છે કે "અનુભવચક્ષુ આપજો, કરું વાણી પ્રકાશ." સવાદાસે પોતાના ભજનોમા પુરાણી પ્રણાલિકા જાળવી રાખી છે, પણ તેમના અનુભવ પ્રકાશમા ઝબોળાઇ જે વાણી પ્રગટેલ છે, તે આગવી અને ઓજસવંત છે. તેમા ભજનભાવની ખરી મસ્તી છે.

"કોઇ નિરખી લ્યો નિજ સ્વરૂપ,
મઢીમા અવિનાશી અવધૂત.

* * *

એ હિ મૂરતને જરા મરણ નહીં,
નહીં રૂપ, નહીં છાયા રે ભાઇ,
નહીં રૂપ, નહીં છાયા.
મઠીએ મઠીએ આસન ઉનકા,
વિરલે દરશન પાયા."

અને આ અવધૂતને પરખવાનો રસ્તો પણ અનુભવ-સહેલો બતાવેલ છે.

"બોલે છે એને પરખી લેજો,
એ હિ મૂરત છે જૂની."

આ જ મસ્તીમાં તે પોતાની સ્થિતિ વર્ણવે છે.

"દશ દરવાજે દોડ ન રાખું, નહીં ભલી. નહીં બૂરી;
સતગુરુ ચરણે દાસ સવો કહે, જોડ઼ં બ્રહ્મ ભરપૂરી.
મેં નામસાહેબના નૂરી."

સવાદાસની મર્મગામી સમજ ગહનભાવ પણ સાવ સરળપણે રજૂ કરે છે.

"નકડી જેણે નાગણી મારી,
તેની હશે દશા નિર્જારી.

o o o

નવે કુગના મંત્ર નવા છે, મૂળ તપાસી જો મૂઢ;
પરગટ દશા એનું પારખું,
ભલે હોય આશ્રમી કે અવધૂત :
ઇલમ અઢી અક્ષરનો જડશે,
દાસ સવો કહે, દ્વાવધા તો ટળશે."

આ જ સરળતા અનુભવની ઘુંટમાં પ્રગટે છે ત્યારે વાણી સાવ સહેલી બની જાય છે.

"હું ગયો ને હરિ આવિયા, પૂરા જૂઓ પિછાણી
રે ભાઈ,
પૂરા જૂઓ પિછાણી.
સતગુરુ ચરણે દાસ સવો કહે,
અદલ ફકીરી આણી."

આમ ધીર ગંભીરપણે વ્યક્ત થતી ભક્તિ પણ તૃપ્તિની વાત કરતા સાવ સહજપણે પ્રેમલક્ષણમાં જ સરી પડે છે.

સખી, નિરમળ નાતો અમે બાંધિયો રે,
કપટ ચતુરાઇ તજી મારી;
દાસ સવો કહે, શોભે દોસ્તી,
પરાણે પિયુને લાગું પ્યારી."

આ તો થઇ સવાદાસની અદ્વૈતને ગાતી વાણીની વાત. પણ અવર વાત કરતાં પણ તેમની વાણીમાં ભારે માર્મિક ચોટ હોય છે:

"કોઇ કાયા તૂંબડી કળે,
તેને જનમ મરણ લે ટળે."

આમ કહી, કાયાનો મર્મ સમજવા હાકલ કરી, પછી તે હળવેથી ટકોર કરે છે;

"તૂટતી વેળાએ તપાસ કરજો, પડે કરમની છાપ;
એક તૂબડે ભીખ મગાય છે, એકે જપાય છે જાપ.",

અને ઋણની વાત કરતા:

"રણ ચડયું ચોરાસી કેરું, લેશે પવાલે પાલી."

કહી ઋણ ચૂકવતા કેટલા જનમ લેવા પડશે તેનો ખ્યાલ આપી થથરાવી પણ દે છે:

સવાદાસે નેવુંથી વધારે વરસની ઉમર ભોગવી. એકની જ રટણા કરી પાંચેક વરસ પહેલાં પોતાનું ખોળિયું મૂક્યું. તેમની જગ્યા બજાણાથી પાંચ છ માઇલ દૂર પીપળી ગામમાં છે. તેમની વાણી ઠેર ઠેર ભજનિકોના કંઠમા ઘુંટાઈને તેની ગુંજના દ્વારા વાતાવરણને ભરી દે છે. આપણે જીવતા તો તેમને નથી પિછાન્યા. હવે તેમની યાદને પણ સદંતર ન ભૂલી જઇએ તો ઘણું છે. આપણા સંસ્કારવારસના જાળવનાર આવા પ્રસિદ્ધિની રહેજ પણ ખેવના વિના આતમની વાણી વહાવનારા ઓલિયા છે. એવી લાપરવાહ મસ્તી વિના આ વારસો કોણ જાળવી શકે !

છેલ્લે, સુપરિચિત ભજન યાદ કરીએ કારણ કે આખર તો તે સંત તેમની વાણી દ્વારા જ જીવંત રહેવાના છે.

## અડગ મન

જેણે સેવ્યા સાચા સંત રે
જેણે સેવ્યા હરિ, ગુરુ, સંત રે

(એ) અડગ મન કોઈ દિન ડગે નહીં.

શ્રી આઇના શબ્દને પ્રહલાદજીએ પાળિયા રે,
વિચારી જો ને;
પુત્રને પિતાએ હોમ્યો'તો હોળીમાંય રે :
અડગ મન કોઇ દિન ડગે નહીં.

સતને છોડવા વિશ્વામિત્રે વેચાવિચારે,
વિચારી જો ને;
દુઃખે નહીં ડગિયા હરિશ્ચંદ્રરાય રે :
અડગ મન કોઈ દિન ડગે નહીં.

સુભદ્રાને છળવા મુનિ મંદિર આવિયા રે,
વિચારી જો ને;
નારદ ત્યાંથી નાઠા, મુખ પર ન રહ્યું નૂર રે :
અડગ મન કોઇ દિન ડગે નહીં.

વચન ન માન્યું ત્યારે મહાગુરુ સંતનું રે,
વિચારી જો ને;
વામન સ્વરૂપે જ્યારે જાચ્યા'તા બળિરાય રે :
અડગ મન કોઈ દિન ડગે નહીં.

મીરાંબાઈનાં દુ:ખને જોવા મળેલી મેદની રે,
વિચારી જો ને;
વચનુંના બાણે એનાં વીંધાણાં શરીર રે :
અડગ મન કોઈ દિન ડગે નહીં.

દાસ સવો કહે, હરિજન આવ્યા દૂભવા રે,
વિચારી જો ને;
સતગુરુ ચરણે જઈને સોંપ્યાં શીષ રે :
અડગ મન કોઇ દિન ડગે નહીં.

* * *

## સડકનો પથ્થર

શહેરના પથ્થરના રસ્તા પર એક દિવસ એક ગાડું ટકરાવાથી એમાંથી એક પથ્થર ઉખડી ગયો. એ પથ્થરને થયું : 'હું અહીં શા માટે બીજા પથ્થરો સાથે પડી રહું ? હું સ્વતંત્ર રહેવા માગું છું.'

ત્યાં એક છોકરો આવ્યો. એણે પથ્થરને ઉંચક્યો. પથ્થરને થયું : 'મુસાફરી કરવાની મારી ઇચ્છા હતી તેથી જ આ સફર હું કરું છું.

એ છોકરાએ એ પથ્થરનો એક ઘર પર ઘા કર્યો. પથ્થરને થઇ આવ્યું : 'મારે ઊડવું હતું. મારે હું ઊડયો કેવું સ્વાભાવિક !'

ત્યાં તો પથ્થર કાચ સાથે અફળાયો ને કાચ તૂટયો. એટલે કાચ બોલ્યો : 'અરે હરામી ! જો તો ખરો, તેં શું કર્યું !'

'તેં મારો રસ્તો સાફ કર્યો એ ઠીક જ કર્યું. મને મારા માર્ગમાં લોકો આડા આવે એ નથી ગમતું. મારી તો એ નીતિ છે કે દરેક રીતે મારી સગવડ પ્રમાણે જ વર્તવું જોઇએ' પથ્થરે કાચને જવાબ વાળ્યો, ને કાચ વીંધીને પલંગ પરની મખમલી પોચી તળાઈમાં જઈને પડયો. 'બસ હવે હું અહીં થોડો આરામ લઈશ.'

ત્યાં નોકરે આવી પથારીમાંથી પથ્થરને લઇ, બારી ઉઘાડી, બહાર ફેંક્યો. પથ્થર પાછો પથરાવાળી સડક પર આવી પડ્યો. અને એણે પોતાના જૂના સાથીઓને કહ્યું : 'કેમ દોસ્ત ? મઝામાં તો ખરા ને ? હું ફરીવાર તમારી પાસે હાજર થયો છું. મને હમણાં જ એક મોટા મકાન માટેનું તેડું આવ્યું હતું, પણ મેં એવા મુફીવાદીઓની પરવા જ ન કરી. મારું દિલ તો આમ જનતા માટે તલસે છે અને એથી જ તો હું ફરી વાર તમારી વચ્ચે આવી ગયો છું.

[ એક રશિયન વાર્તા ઉપરથી'

# ઈસ્લામ અને જ્યોતિષ

સત્યાનંદ

પ્રિય ભાઈ ગૌતમ,

પરીક્ષાનું પરિણામ આવી ગયું હશે. 'જ્યોતિષ એ શાસ્ત્ર કે વિજ્ઞાન છે અથવા નથી'ની આપણી ચર્ચામાં આપણે હિંદુ, જૈન અને બૌદ્ધો આદિની જેમ જ વિદ્યાવિધિ વિશે વાતો કરી શક્યા પણ મુસ્લિમ ઈતિહાસ અને સાહિત્યમાં જ્યોતિષ કે ભવિષ્યકથન અંગે જે કંઈ છે તેનો ઉલ્લેખ હું ન કરી શક્યો. પરીક્ષાના પરિણામ પછી હવે ઍડમિશન-નું શું ? એ ધમાલમાં તમે હો ત્યારે આ પત્ર જ્યોતિષ પરની તમારી શ્રદ્ધા- અશ્રદ્ધા દૃઢાવે છે કે કેમ તે જોશો.

મુસ્લિમ પરંપરામાં ભવિષ્યકથન કરનાર જ્યોતિષ માટે શબ્દ છે 'નુજૂમી.' એ શબ્દ અરબી ભાષાનો છે. મૂળ શબ્દ 'નજૂમ' એટલે તારો (Star) એનું બહુવચન 'નુજૂમ' અને તે ઉપરથી તારા તથા ગ્રહોનું જ્ઞાન ધરાવનારને નુજૂમી કહેવાય છે. શબ્દનો અર્થ તો છે જ્યોતિષી – ખગોળશાસ્ત્રી. આપણે ત્યાં એનો અર્થ હવે ફળ- જ્યોતિષી એવો પ્રચારમા છે.

ભાઈ, તમને અચરજ થશે કે મોટા મોટા મુસલમાન વિદ્વાનોએ નુજૂમી વિદ્યાને અમાન્ય રાખી છે એટલું જ નહિ તેનો વિરોધ પણ કર્યો છે. મુસલમાન ધર્મના સર્વોચ્ચ વડા ચોથા ખલીફા અલી જ્યારે સીરિયા ઉપર ચડાઈ કરવા નીકળ્યા ત્યારે રસ્તામા તેમને કેટલાક ઈરાની નુજૂમીઓ મળ્યા. તેમણે તેમને જણાવ્યું કે "તમારો નીકળવાનો સમય શુભ નથી." ખલીફાએ જવાબ આપ્યો કે "અલ્લાહના ઘર (કાબા) ના સોગંધ ખાઈને હું કહું છું કે નુજૂમીઓ ભાવિ વિશે જે કથન કરે છે તેમા જૂઠાણું હોય છે. ગણિત, ભૂમિતિ, વૈદક, તત્ત્વજ્ઞાન આદિ વિષયો ઉપર જેમણે અનેક પુસ્તકો લખ્યા છે એ મહાપંડિત અબૂ અલી સીના, મહાન મુસ્લિમ ફિલસૂફ અને વૈયાકરણ ઇબ્નરુશ્દ, રુશ્દ અને બીજા ફિલસૂફોએ પણ ભવિષ્ય ભાખવાની પદ્ધતિને નિંદ્ય અને અનિષ્ટ ગણી છે. મહાન ઈમામ ગઝ્ઝાલી જેવા ફિલસૂફ અને અધ્યાત્મવિદ્યા પારંગત પુરૂષે પણ પોતાના ખ્યાતનામ ગ્રંથ 'ઈહિયા ઉલ્ઉલૂમ' માં નુજૂમી વિદ્યાને આવકારવા યોગ્ય નથી ગણી.

અને આમ હોવા છતાં વિધિની વક્રતા તો એ છે કે ખલીફાઓ, શહેનશાહો અને સુલતાનોના દરબારોમા નુજૂમીઓની માનઅકરામ આપવામાં કશી મણા રખાતી નહોતી, અનેક નુજૂમીઓનાં ભવિષ્યકથનો સાચાં ઠર્યાં હતાં, અનેક મહાન લેખકોએ આ વિષય ઉપર આધારભૂત ગ્રંથો પણ લખેલા છે. ખલીફા હારુન-અલ-રશીદના કિતાબ-ખાનામાં અબૂ મઅશર જાફર બલ્ખી- એણે સુડતાલીસ-ની ઉમરે નુજૂમીનો અભ્યાસ કર્યો હતો – એ એક ગ્રંથ ખગોળવિદ્યા વિશે લખ્યો છે જેમાં તેણે ફળ-જ્યોતિષવિદ્યાની પણ ચર્ચા કરી છે અને યુરોપના લેખકોએ પણ તેના આધારો ટાંક્યા છે. અબૂ બક્ર નામના ઈરાની ફળ- જ્યોતિષીએ તેનાં અનેક પુસ્તકોનો લેટિનમા તરજૂમો કર્યો છે. આમ આ વિષય ઉપર અનેક ગ્રંથો અરબી-ફારસીમાં છે.

મુસલમાન જ્યોતિષીઓ માને છે કે ફળ- જ્યોતિષ વિદ્યા પ્રકૃતિવિજ્ઞાનની જ એક શાખા છે. ફળ-જ્યોતિષીઓ ગ્રહોનું પરસ્પર અંતર અને તેમનું રાશિચક્રમાં સ્થાન જેહને ભવિષ્યમાં બનવાના બનાવો વિશે પોતાનો નિર્ણય કરે છે તેઓ એનો આધાર રાશિઓમાં ગ્રહોના ભ્રમણ ઉપર હોવાનું માને છે. તેઓ ક્રાન્તિવૃત્તના ભાગો, ગ્રહો આકાશમાં જે સ્થાને હોય તે સ્થાનના ગુણધર્મો, ગ્રહો, રાશિઓનાં સ્થાનો અને લગ્નબિંદુ નક્કી કરવાની પદ્ધતિ આ પાંચ બાબતોને સિદ્ધાંતરૂપ ગણી તેને અતિ મહત્ત્વ આપે છે.

જન્મ સમયે રવિના ઉદય ઉપરથી તેઓ જન્મકુંડળી બનાવે છે. કોઈ પણ કાર્યની સિદ્ધિ માટેનો માંગલિક સમય ચંદ્રનું સ્થાન કઈ રાશિમા

છે તે જોઈને તેઓ નક્કી કરતા હોય છે. ફારસી મહાકાવ્યોમાં પણ તેના નાયક (hero)ની જન્મ કુંડળી વિગતવાર આપવામાં આવે છે. એ લોકો પ્રમાણે, ફળ જ્યોતિષી પવિત્ર હૃદયનો, પવિત્ર ચારિત્ર્ય નો અને રુચિકર સ્વભાવનો હોવો જોઈએ.

કેટલાક ફળ-જ્યોતિષીઓનાં ભવિષ્યકથનો ગજબ રીતે સાચાં પડયાં છે એવા દાખલા નુજૂમી વિદ્યાના મહાન કાબેલ નિઝામ અરૂઝીએ તેમના ફારસી પુસ્તકમા વિવરણ સહિત વર્ણવ્યા છે. ફળ-જ્યોતિષના સાચા નીવડતા ભવિષ્ય-કથન બાબતમાં તેઓ શ્રદ્ધા રાખતા. ઇતિહાસકાર અલ્બેરૂની મોટા ખગોળવેત્તા પણ હતો અને તે અનેકવાર મહમદ ગઝનવી જોડે હિન્દુસ્તાનમા પણ આવી ગયો હતો. 'અલ્બેરૂની એકવાર સુલતાન સાથે તેના પાયતખ્ત ગઝનામા ના 'હજાર દરખ્ત' (હજાર ઝાડ) નામના બગીચામા આવેલ ચાર બારણાવાળા મકાનની અટારીમા બેઠો હતો. સુલતાને તેના તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું: 'હું આ ચાર બારણામાથી કયા વાટે બહાર નીકળીશ? નક્કી કર અને તારો નિર્ણય આ ચબરખી ઉપર લખીને મારી ગાદી નીચે મૂક.' હવે, સુલતાન આ ચાર બારણા પૈકી એકમાથી બહાર નીકળી શકે તેમ હતું નહિ અલ્બેરૂનીએ યંત્ર મગાવીને સૂર્યના ઉન્નતાશ જોઇ લગ્ન નક્કી કર્યું. કાગળની એક કાપલી ઉપર તેણે પોતાનુ અનુમાન લખ્યું અને તે સુલતાનની ગાદી નીચે મૂકી. તે પછી સુલતાને એક અણીદાર ઓજાર તથા કોદાળીથી પૂર્વ બાજુની દીવાલમા પાંચમું બારણુ નવુ ખોદાવ્યું અને તેમા થઇને તે બહાર નીકળ્યો ત્યાર પછી અલ્બેરૂનીએ પોતે લખેલી કાપલી મગાવી અને વાંચી તેમા લખ્યુ હતુ કે ' આ ચાર બારણામાથી એકેમાંથી સુલતાન બહાર નીકળશે નહિ, પરંતુ પૂર્વ બાજુની દીવાલમા બાકોરું ખોદાવી તે બહાર જશે.' સુલતાન મહમૂદ ગઝનવી આ લખાણ જોઇ રાતોપીળો થઇ ગયો તેણે મહેલના મધ્ય ભાગમા અલ્બેરૂનીને ઉપરથી નીચે ફેંકી દેવા ફરમાન કર્યું. તેનો અમલ કરવામા આવ્યો, પરંતુ વચલા માળમાંથી એક જાળ ટાંગવામા આવી હતી તે ઉપર અલ્બેરૂની તો પડયો! જાળ તૂટી જતા તે ભોંય ઉપર પહોંચ્યો અને તેને ખાસ કશી ઇજા થઇ નહિ.

તે પછી સુલતાનના હુકમ મુજબ અલ્બેરૂનીને સુલતાન સમક્ષ રજૂ કરવામાં આવ્યો. સુલતાને તેને પૂછ્યું: " અલ્બેરૂની! આ બનાવ વિશે કોઇ પણ રીતે તને ખબર પડી ન હતી?" અલ્બેરૂનીએ કહ્યુ: "મને એની ખબર હતી." સુલતાને કહ્યું: " એ માટે શું સાબિતી છે?" ત્યારે અલ્બેરૂનીએ પોતાના નોકરને બોલાવીને તેની પાસે પચાંગ મંગાવી તેમાંથી ભવિષ્ય કથન સુલતાનને બતાવ્યું. તે દિવસના ભવિષ્ય કથનોમાં તેણે લખ્યું હતું કે "આજે મને ઊંચા સ્થળેથી ફેંકી દેવામા આવશે, પણ હું સહીસલામત ભોંયતળિયે પહોંચીશ અને કંઇ પણ ઇજા વિના ઉઠીશ." સુલતાનને આથી વિશેષ રોષ થયો તેથી તેણે અલ્બેરૂનીને ગઝનાના કિલ્લામા પૂરી દીધો અને છ મહિના તેને ત્યા કેદ રાખ્યો, ત્યા તેને માટે સારી વ્યવસ્થા રાખી હતી અને તેનો પોતાનો નોકર તેની સેવા માટે રાખવા દેવાની સગવડ પણ આપી હતી. તેને કાંઇ જોઇતુ હોય તો તે લેવા પેલો નોકર બહાર પણ જતો-આવતો.

હવે, એક દિવસે એવુ બન્યું કે પેલો નોકર ગઝનાના એક હરિયાળા મેદાન પાસેથી પસાર થઇ રહ્યો હતો ત્યારે એક ફળ-જ્યોતિષીએ તેને પોતાની પાસે બોલાવ્યો અને પછી કહ્યું કે: "તારા ભાગ્ય વિશે કંઇક કહેવા જેવું મને લાગે છે, તું મને કંઇ ભેટ આપ, પછી તને હું તે કહીશ." નોકરે તેને બે દીરમ આપ્યા. ફળ-જ્યોતિષી બોલ્યો: "તારા સ્વજન દુઃખમા છે આજથી ત્રીજા ત્રણ દિવસમાં તેને મુક્તિ મળશે. તેને માનપાન મળશે તેને ઇનામ અકરામ સાંપડશે. તેની ખ્યાતિ વધશે. પ્રતિષ્ઠા જામશે" આ સાંભળી નોકર સીધો કિલ્લા તરફ ગયો અને પોતાના શેઠને આ બનાવની ખુશખબર સંભળાવી. અલ્બેરૂની હસ્યો. તેણે કહ્યુ: ' મૂર્ખ, આવા સ્થાનોએ ઊભા રહેવું ન જોઇએ, તે તુ જાણતો નથી? બે દીરમ તે ગુમાવ્યા, નકામા."

કહેવાય છે કે સુલતાન મહમૂદ ગઝનવીનો વઝીર ખ્વાજા બુઝર્ગ અહમદ હસન મૈમંદી આ છ મહિના

દરમિયાન અલ્બેરૂની વિશે સુલતાન આગળ વાત છેડવાનો મોકો શોધ્યા કરતો હતો. અંતે એક દિવસ શિકાર વેળાએ તેણે સુલતાનને આનંદમાં જોયો ત્યારે વાત ફેરવી ફેરવીને નુજૂમીના વિષય ઉપર આણી અને પછી કહ્યું : "બિચારા અલ્બેરૂનીએ બે સાચાં ભવિષ્યકથનો કહ્યાં હતાં એને ખિતાબ અને સન્માનને બદલે બંધન અને કેદ મળ્યા !" સુલતાન મહમૂદે કહ્યું : "ખ્વાજા ! મને તેની ખબર છે. અને લોકો માને છે કે અલ્બેરૂનીનો તો દુનિયામાં જોટો નથી. પરંતુ તેનાં બેઉ ભવિષ્ય-કથન મારા મત વિરુદ્ધના હતાં. પાદશાહો તો નાનાં બાળકો જેવા હોય છે. તેમની પાસેથી ફાયદો મેળવવા તેમના મત મુજબની વાતો કહેવી જોઈએ. તે દિવસે તેણે બે ભવિષ્ય-કથનો કહ્યા, તેમાંથી એક ખોટું પડત તો સારૂં થાત. પરંતુ કાલે તેને મુક્ત કરવાનું અને સોનેરી સાજ સહિત ઘોડો, શાહી ઝભ્ભો અને કસબી ફેંટો, એક હજાર દીનાર, એક ગુલામ અને દાસી તેમને આપવાનું ફરમાન કરો." જે દિવસે આ બનશે એવું કથન પણ પેલા ભવિષ્ય કહેનારે કહ્યું હતું તે જ દિવસે અલ્બેરૂનીને મુક્ત કરવામાં આવ્યો અને તેનું સન્માન થયું.

ઘેર જઈને અલ્બેરૂની આરામ કરે છે ત્યાં જ તેને અનેક લોકો મુબારકબાદી આપવા આવ્યા. તેમને તેણે પેલા ભવિષ્ય કહેનારની વાત કહી. તેઓ અચરજ પામ્યા. એક માણસ મોકલી તે ભવિષ્ય કહેનારને બોલાવવામા આવ્યો. તે આવ્યો ત્યારે જણાયું કે તે બિલકુલ અભણ અને અણસમજુ હતો. અલ્બેરૂનીએ પૂછ્યું : "તારી પાસે જન્મ કુંડળી છે ?" ત્યારે તેણે હકારમા જવાબ આપ્યો અને બતાવી. અલ્બેરૂનીએ તે જોઇ અને અજ્ઞાત બનાવો જાણવાની શક્તિ દર્શાવનાર રાશિ-ચક્રનો ભાગ લગ્નબિંદુ ઉપર આવેલો છે એમ એ કુંડળી પરથી તેને લાગ્યું.

નિઝામી અરૂઝીએ સાચા ભવિષ્ય-કથન અંગેનો બીજો દાખલો ટાંક્યો છે. તેમાં તેણે એ વિષય અંગે તેની પોતાની નોકરડીની હકીકત જણાવી છે. તેનો જન્મ થયો ત્યારે સૂર્ય અને ચંદ્રની યુતિ હતી અને તેઓની વચ્ચે કંઇ અંતર ન હતું. તેથી ભવિષ્ય-દર્શક અને અજ્ઞાત દર્શક રાશિચક્રના એ બન્ને ભાગો લગ્નબિંદુ ઉપર આવ્યા હતા. તેની ઉમર પંદર વરસની થઇ ત્યારે મેં તેને ફલ-જ્યોતિ વિદ્યા શીખવી. તેમાં તે એવી નિપુણ થઇ ગઈ કે એ વિદ્યા અંગેના મુશ્કેલ પ્રશ્નોના જવાબ તે આપી શકતી. તે કહેતી તે સઘળું મોટે ભાગે સાચું પડતું.

એક દિવસ એક વૃદ્ધા તેની પાસે આવી અને કહ્યું "મારો પુત્ર ચાર સાલથી સફરે ગયેલો છે એ વિશે કશી જ માહિતી મને મળતી નથી. તે જીવતો છે કે મરી ગયો છે તે તું જો. જ્યાં હોય ત્યાં તેની હાલત કેવી છે તે વિશે તું મને વાકેફ કર." જ્યોતિષી બાઇ ઊઠી અને તેણે સૂર્યના ઉન્નતાંશ લીધા અને લગ્નબિંદુ નક્કી કર્યું, તે પછી કુંડળી મૂકી ગ્રહોનાં સ્થાન જોઇ તે બોલી ; "તારો પુત્ર પાછો આવ્યો છે." આ સાંભળી વૃદ્ધા ઉશ્કેરાઇ ગઈ અને બૂમ પાડી ઊઠી : "ઓહ, બેટી, તેના આવવાનો તો કોઇ સંભવ જ નથી. તે જીવતો છે કે મુઓ, એટલું જ કહે."

જ્યોતિષ બાઇ બોલી : "હું કહું છું કે તારો પુત્ર આવ્યો છે. તું જા અને જો, તે ન આવ્યો હોય તો તું પાછી આવજે અને શું પરિસ્થિતિ છે તે હું તને જણાવીશ." વૃદ્ધા પોતાને ઘેર ગઇ. તેનો પુત્ર આવેલો હતો અને તેના ગધેડા ઉપરથી તેના ઘરના માણસો માલ સામાન ઊતારતાં હતાં. પોતાના પુત્રને જોઇ તેણે તેને વહાલ કર્યું. તે પછી બે બુરખા લઇ જ્યોતિષી બાઇને ત્યાં દોડી ગઇ અને બોલી, તેં સાચું કહ્યું હતું મારો પુત્ર આવ્યો છે"

તે જ દિવસની રાતે નિઝામી અરૂઝી ઘેર પહોંચ્યો અને ઉપરની વાત સાંભળી ત્યારે જ્યોતિષ બાઇને પૂછ્યું : "કયા પ્રમાણથી તેં આ કર્યું અને કુંડળીના કયા ભાવ ઉપરથી આ ભવિષ્ય કથન કર્યું ?" તે બોલી : "મેં એટલો બધો વિચાર કર્યો ન હોતો. પરંતુ મેં જ્યારે કુંડળી દોરી ત્યારે એક માખી આવી અને લગ્નના અંશ દર્શાવતી સંખ્યા ઉપર બેઠી. આથી મારા અંતરમાં મને લાગ્યું કે એ છોકરો આવી ગયો છે. મેં વૃદ્ધાને તે કહ્યું

અને તે આતુરતાપૂર્વક જાણવા ગઇ, તે સમયે છોકરાને ગધેડા ઉપરથી માલ ઉતારતો હુ જાણે જોતી હોઉં એવી તેના આગમન વિશે મને ખાતરી થઇ હતી આ ઉપરથી નિઝામી અરૂઝીને વિશ્વાસ બેઠો કે અજ્ઞાત બનાવે ના જ્ઞાન દર્શાવતા શકિયકના ભાગનુ' પરિણામ એ હોવુ જોઇએ. અને એ સિવાય કશું જ નહિ

તમને કંટાળો ન આવ્યો હોય તો એક બીજુ દષ્ટાંત જે પણ નિઝામી અરૂઝીએ ટાકયું છે તે કહુ'. તેઓ નોંધે છે મહમદ દાઊદી એક મૂર્ખ માણસ હતો, બહેકે, પાગલ હતો. તેને ગ્રહો વિશેષ જ્ઞાન ન હતુ. પરતુ ભવિષ્ય કથન માટે તે કુડળી બનાવી શકતો તેનું ગાડપણુ એટલું બધુ હતું કે એક વખત ઘોરીવશના કુત્બુદીન મોહમ્મદ ઇબ્ન ઇઝઝુદીન હુસૈન ઘોરીએ કુતરાની એક જોડી મહમદ દાઊદી જે અમીરને ત્યા નોકરી કરતો હતો તેને મોકલી. તે કુતરા ઘણા કદાવર અને ભયાનક હતા. તેમની સાથે તે સ્વેચ્છાએ લડયો અને બચી ગયો. એક દિવસ વાતવાતમા તેની આગળ કોઈથી બોલાઈ ગયું' "અબૂ અલી સીના કેવો મહાપુરૂષ હતો." આ સાભળીને એવો રોષે ભરાઇ ગયો કે તેના ગળાની નસ ફુલીને દેખાતી થઇ ગઇ તે તાડૂકી ઊઠયો, "અરે ભાઇ! અબૂ અલો સીના કોણુ હતો? હું એક હજાર અબૂ અલી સીના જેવો છુ' તે તો કદી એક બિલાડી સાથે પણ લડયો નહોતો અને મે' અમીરની હાજરીમાં બે કુતરા સાથે બાથબથાથી કરી હતી."

મહમદ દાઊદીમાં આવું ગાંડપણુ હતુ'. એવામાં એક વાર તેના અમીરની જાગીર પાસેથી એક લશ્કર કૂચ કરી જતું હતું ત્યારે અમીરે તેને આમંત્રીને જલસો ગોઠવ્યો ત્રીજા દિવસે નદી કિનારે સુલતાન માછલી પકડવાનો આનંદ માણવા હોડીમાં બેઠો હતો ત્યારે ટીખળ કરવા દાઊદીને પોતાની નજીક બોલાવ્યો અને પૂછ્યુ' "હવે હુ પકડીશ તે માછલી-નું વજન કેટલુ' હશે?" દાઊદીએ કાંટો ઉપર ખેંચવા કહ્યું સુલતાને તેમ કર્યુ' અને સૂર્યના ઉન્નતાંશ લીધા અને થોડી વાર થોભી સુલતાનને કાંટો નાખવા વિનંતી કરી તે પછી તે બોલ્યો : "હવે જે માછલી નીકળશે તેનુ વજન પાચ મણુ જેટલુ' હશે" અમીર દાઊદે કહ્યુ : "અરે જુવાન! આ નાળામા પાચ મણુની માછલી કયાથી આવે?" દાઊદીએ કહ્યુ : "તું શાંતિ રાખ. એ વિશે તમો શું જાણો." આથી અમીર દાઊદી ખામોશ રહ્યો. થોડીવારમાં જ કાંટો ખેંચતા એક ઘણી મોટી માછલી વળગેલી જણાઇ. તેનું વજન કરતા તે ૭ મણુની નીકળી! બધાને આ જોઇ આશ્ચર્ય થયુ.

આ અને આવી અનેક વાતો ઇતિહાસમાં પણુ મળે છે. આપણી વાતોની પૂર્તિરૂપે આ પત્ર લખું છું. કુશળ?



# સોન કંસારી

પિંગળશી મેઘાણંદ ગઢવી

ઓખો અખરો દેશ, પાકે શાખ ને છાપલા,
કામન લોભે કેશ, સોન કંસારી સાંપડી

ઓખા મંડળના શંખોદ્ધાર બેટના રાજા દુદા વાઢેરને ત્યાં રાણીજીને બાળક અવતરવાનો સમય છે. થિયુ, થતુ ને થાશે ત્રણેય કાળને જાણવાવાળા જોષીઓ વાસની કાનળી જેવા ટીપણાંના ફીંદલા પાઘડીમાં રાખીને હાજર થઈ ગયા છે. પાસેના ઓરડામાંથી બાનડીને કહેવરાવ્યું કે બાળકનો જન્મ થતાં સૂતરની દડી દેજો. અમને ખબર આપવામાં જરાય વહેલા મોડું ન કરતા. ચીવટ રાખજો, જોષનું કામ છે ઘડી પળમાં જુગનો ફરક પડી જાય.

રાણીજીને પુત્રીનો જન્મ થયો ને બાનડીએ દડી ફેંકી જોષીને ખબર આપ્યા. પોતે પણ સામે આવીને બેઠી.

જોષીઓએ બારેય રાશીને આંગળીને વેઢે ચડાવી વ્યાજખોર વેપારીની જેમ ગણતરી શરૂ કરી. ભોજપત્ર ઉપર કુંડળિયું દોરીને ખાના પૂર્યાં. ઘડીએ ઘડીએ મેષ, મકર, સિંહ, કન્યા ને તુલા કહી કહીને ગણે છે પણ જોષ તો એકના એક આવે છે. જોષીએ નાભિમાંથી નિઃશ્વાસ નાખ્યો અને માથું હલાવ્યું.

બાનડી જોષી મહારાજ સામે જોઈને વિચારમાં પડી ગઈ. પૂછ્યું મહારાજ! રાજાને ઘરે જન્મ લીધો છે ને આમ માથું કાં હલાવો?

જોષીને થયું કે વાત કર્યા વગર છૂટકો નથી. દુદા વાઢેર ઉપર વિપત્તિનાં વાદળ ઊમટે, દૈવત માથે આફત ઊતરે. આ વાતથી દુદાજીને અજાણ્યું ન રખાય. આ પુત્રીનું મોઢું જોતાં માતા પિતાને માથે અનેક દુઃખ આવી પડે એવા કમુહૂર્તના જન્માક્ષર નીકળે છે. મારા જોષ એ તો વિધાતાના લેખ એમાં ફેર ન પડે. આ કુંવરીનું મોઢું દુદા વાઢેરથી ન જોવાય. પછી એમની મરજી.

રાજાની વફાદાર બાનડીએ આવીને દુદાજી પાસે વાત કરી કે જોષી કુંવરીનું મોઢું જોવા ના પાડે છે.

બાનડીની વાત ઉપર વિશ્વાસ રાખી દુદાજીએ આ બાળકીને એક લાકડાની પેટીમાં પૂરી ને દરિયામાં પધરાવી દેવાનું કહ્યું.

તુરત જ લાકડાની પેટી તૈયાર કરાવી. અંદર પવનની આવ જા થાય એવી સગવડ કરી. એમાં રૂનો પોલ મૂકી પામરીમાં વીંટીને બાળકીને અંદર સુવરાવી પેટીને દરિયામાં પધરાવી દીધી.

"જેવા તારા ભાગ્ય"

આજે મિયાણી બંદરના વહાણ ઓખાને આરે નાંગરેલ પડ્યાં છે. સવારે ઊઠીને વહેલો કરવા માટે ખારવો નાંગર ખેંચવા જાય છે ત્યાં વહાણની બાજુમાં એક પેટી તરતી જોઈ. ખારવાએ પેટી હાથ કરી ખોલીને જોયું તો એક તાજી જન્મેલી બાળકી પામરીમાં વીંટેલ પડી છે. આંખ્યું મીંચીને શ્વાસની ધમણી ખેંચી રહી છે.

ખારવો બાળકીને જોઈ વિચારમાં પડી ગયો. કયા નમેરી માવતરનું આ હશે! કયા ચોઘડિયામાં જન્મ લીધો હશે તે જન્મતાંય માનું થાન મળ્યું નહીં ને ખોળેથી ખસતી કરી છે!

ખારવાને આ બાળકી ઉપર પેટના દીકરા જેટલું હેત વરસ્યું. મંથન કરવા લાગ્યો. બાળકીને પોતાના ખોળામાં લીધી, રૂનું પૂમડું દૂધમાં પલાળીને મોઢામાં નિચોવ્યું. પેટમાં દૂધના ટીપાં ગયાં ત્યાં જાણે અમૃત સીંચ્યું હોય એમ ઘટક કરીને ઘૂંટડો ઉતાર્યો. બે ચાર પૂમડાં નીચોવ્યાં ત્યાં આંખો ઉઘાડી ને ઘૂઘવા કરવા માંડી. ખારવો રાજી થયો. સંભાળપૂર્વક પાછી સુવરાવી દીધી.

વહાણને સઢ શણગારીને મિયાણીને મારગે વહેતું કર્યું. ખારવાનો દોર જાણે વહાણના સુકાન ઉપર એટલો જ આ પેટી ઉપર બંધાઈ ગયો છે. પવન પણ વેગાસર પહોંચાડવા જાણે ચીવટ

શોખીને વા'તો હોય સુરજ ભગવાને ઘેર જઈને રથના ઘોડા છોડયા ત્યા વહાણુ મિયાણીને બંદરે આવી પહોચ્યું.

આ વખતે મિયાણીમાં આખી દરિયાપટીનો મુલક સર કરીને પ્રભાતસિંહ ચાવડો રાજ કરે. શહેરની બારે જાહોજલાની છે. આભ સામે વાતો કરતો કરતો કીલ્લો બાધ્યો છે. એક બાજુ રત્નાકર ઘુઘવાટા કરે છે. દેશ પરદેશના વેપાર બેચાઈને મિયાણીમા ઠલવાઈ રહ્યા છે અનેક વેપારીઓએ આવીને વસવાટ કર્યો છે. બધાને ધીકતો ધંધો હાલે છે.

આ ગામમા સોનિંગ નામે એક ધનવાન કંસારો રહે મોટો વેપારી છે, દામ દામ ને ઠામ છે બધા સુખમા ઉણપ હોય તો એટલી જ કે પેટે કાઇ સંતાન નથી.

બન્ને માણુસની અરધી જમવાર વીતી ગઇ છે. પ્રભુની આરદાસ કરીને કહેતા હોય કે, "અરે ભગવાન! અમારા ભાગ્યમા એકેય સંતાન નહિ! આટલુ આટલું આપીને શેર માટી આપવાનું આળસ કર્યું?

"લૂલો અંધો કે પાંગળો, જો ઘર પૂત ન હોય;
દીવા કેરી જયોતમેં, ઘબ અંધેરો સોય.

શેઠાણીએ તો અનેક માનતાઓ કરી છે. વ્રત તપ, જાપ, જપ, દાન, પૂન્ય, કરીને એક જ માગણી કરે, "અરે! ભગવાન! એક દીકરીનો પાણો તો આપવો હતો તારે ઘરે કયા કમીના છે આમ બેય મ ણુસને એક જ ધનવલાટ.

એક સમયે રાત્રીના બેઠા બેઠા બેય માણુસ વાતો કરે છે ત્યા ખારવો પેટી લઇને બ્રાહ્મ ધ સોનિંગ કંસારાને ઘરે આવ્યો ને વાત કરી કે બેટને દરિયેથી આ દીકરી મળી છે. લોકવાયકા એવી છે કે બેટના રાજા દુદા વાઢેરનું સંતાન છે. જોષીઓએ મોઢુ જોવાની ના પાડતા દરિયામાં પધરાવી દીધી છે.

સોનિંગ કંસારે ખારવા પાસે દીકરીની માગણી કરી એટલે ખારવે આપી દીધી. બેય માણુસને હરખનો પાર નથી. વાહ ભગવાને હથોહથ આપી. બહુ દયાળુ અમારી ધા સાંભળી ખરી અમારું વાંઝિયામેણું ભાગ્યું. બેય માણસ દીકરીના લાડકોડમા નવરા ન થાય. એક મૂકે ને બીજુ તેડે. ખોળામાથી અળગી ન કરે. સોનિંગે પોતાના નામ ઉપરથી આ દીકરીનું નામ પણ સોન આપ્યું. દિવસ આખો સોન, સોન, કરતાં સાદ સુકાય. સોન સાદ કાઢે ત્યા બારમા ફફડી ઉઠે.

દીકરીના પાણીને વધત શી વાર! બીજના ચંદ્રની જેમ આજથી કાન મોટી પગમા ઘુઘરિયું વાળી ઝાંઝરી પહેરીને રૂમઝુમ રૂમઝુમ કરતી સોન પગલિયુ ભરતી જોઇને સોનિંગ રાજીના રેડ થાય.

વાતની વાતમા પદર સોળ વરસ વીતી ગયા. સોનના શરીરમાં શરમાતી શરમાતી અવસ્થા આવવા લાગી મોઢા ઉપર શરમના શેરડા પડવા લાગ્યા. બહાર નીકળતા ઓજપાવા લાગી

એમ થાતા વસંત ઋતુના આગમનથી જેમ ખાખરો ફુલડે ખલવી ઊઠે એમ સોનની કાયા જુવાની આવતા દીપી ઊઠી ભમરે પાંખો પ્રસારી હોય એવી કાનની બૂટ સુધી બેચાયેલી કમાન જેવા કાળા ભમર નેણુ પૂનમના ચંદ્ર જેવું ગોળમટોળ મોઢું, ગાલ ઉપર ગુલાબના ફૂલ જેવી ઝાય પડે લાલ પરવાળા જેવા હોઠની અંદર દાડમની કળી જેવા દાતની પંગત જાણે હીરાની કણીઓ ચળકી રહી છે. રૂપ રૂપનો અંબાર છે

સોનિંગ કંસારો સારું ઠેકાણું ગોતી ધામધૂમથી લગન કરવાના કોડ સેવી રહ્યો છે. ઘરવાળી પાસે વાત કરતો હોય કે સોનના લગન તો કોઇ રાજકુવરીના જેવાં કરવા છે.

વાત સાભળતા સોનના મોઢા ઉપર શરમના શેરડા છૂટે, ને આઘી પાછી થઇ જાય

સોનને પણ અવસ્થાના અનુભવનો તરવરાટ થઇ ને દરિયાની ઓટ જેમ સમી જતો.

એક દિવસ સોન ડેલીએ આવી હેમના દાંડિયા જેવા હાથનાં બારસાખ પકડીને ઊભી છે. એવામાં પ્રભાતસિંહ ચાવડાની સવારી નીકળી સોનનાં થોકે

થોડે ખલવલતાં રૂપ ઉપર પ્રભાતસિંહની નજર ખેંચાણી. જેવી નજર ખેંચાણી એવી સોન સડાપ દઈને વીજળીને વેગે અંદર સરકી ગઈ. કોઈ દિવસ ન જોયેલ—ન અનુભવેલ—એવો દેખાવ આજે પ્રથમ જ પ્રતાપસિંહની આંખોમાં જોયો. સોનના મનમાં મૂંઝવણ થવા લાગી.

પ્રભાતસિંહ સોનના રૂપ જોતાં ભાન ભૂલી ગયો. અંગે અંગમાં ભાલાં ભોંકાવા લાગ્યાં અરે! આમ ઓચિંતા આ રૂપનો અંબાર અદશ્ય ક્યાં થઈ ગયો! હૃદયમાં ચિત્ર ખડું થઈ ગયું. ક્યાંય ચેન પડતું નથી. સવારી દરબારમાં આવતાં અંગત માણસોને બોલાવીને હુકમ કર્યો. જલદી તપાસ કરો. મારા ચિત્તને આમ એકા એક ચોરી લેનાર તે કોણ છે? એને મારું અંગ બનાવવા માગું છું. મિયાણીની તમામ સમૃદ્ધિ એના ઉપરથી ઓળ ઘોળ કરી નાખવા તૈયાર છું. જલદી જાવ.

હુકમ થતા પાસવાનો તપાસ કરતાં કરતાં સોનિંગ કંસારીને ઘરે આવ્યા. જાણી શકાયું કે આ મનોહર સુંદરી તે સોનિગ કંસારાની લાડક વાઈ દીકરી સોન છે.

પાસવાનોએ પ્રભાતસિંહ પાસે વાત કરી કે 'મહારાજ, એતો સોનિંગ કંસારાની દીકરી સોન કંસારી કહેવાય છે તે. એતો બિચારો કંસારો કહેવાય. એ કાંઈ આપના હુકમનો અનાદર ન કરે. ઉલટાનો રાજી થવાનો. આપ કહેવરાવો એટલે થયું. એમ છતાં કાંય હા ના કરે તો આપનો હુકમ થાય એટલી જ વાર માખણમાંથી મોવાળો ખેંચે એમ ખેંચીને આપની સેવામાં હાજર કરીએ. આ માથા આપના માટે છે

પણ એમના ભાગ્ય ખૂલી ગયા છે. મિયાણીનો મહારાજા માગું નાખે અને કંસારો ના પાડે એવું બને નહિ" આમ પાસવાનોએ વાતને ભારે મિલાવી એટલે પ્રભાતસિંહે માગું લઈને પાસવાનોને મોકલ્યા.

સોનિંગને ઘરે આવતાં હાથ તાળિયું દેવા લાગ્યા દાંત કાઢતાં વાત કરી. સોનિંગ! વધામણીમાં શું આપવાનો! તારાં ભાગ્યનો સીતારો ચમકવાનો છે. મિયાણીનો મહારાજા પ્રભાતસિંહ તારી સોનનું માગું નખાવે છે. સોનને મિયાણીની મહારાણી બનાવવા તૈયાર છે. વાહ! તારાં નસીબ!

સોનિંગ કંસારે વાત સાંભળતાં જાણે વીજળી પડી. છાતી સોસાવા લાગી. અરે! ક્યાં ગાયના દાંત જેવી મારી સોન અને ક્યાં આ રાજ્યનાં કાવા–દાવા. દીકરીને ત્યાં દેવાય નહીં. ના પાડવામાં પણ જોખમ છે.

સોનિંગ કંસારે હિંમત કરીને વજનો જવાબ આપતાં કહ્યું કે, "અરે, ભાઈ! અમે તો કંસારા! તાંબા પીતળના ઠામ વેચનારાં મજૂર. અમે કાંય રાજની વડય કહેવાએ! અમારું તો તમારે ધ્યાન રાખવું જોઈએ. વળી આ ગભરૂડી સોન, એની ઉમર તો જુવો સાવ નાની બાળ

સોનિંગ! રાજી થઈને હા પાડી દે. નહિતર શું થાશે એ ખબર છે? લક્ષ્મી ચાંદલો કરવા આવી છે. વિચાર કરીને જવાબ આપ. આ અવસર ચૂક્યો તો બધું હારી બેઠો છે એમ સમજજે.

આવા તારો આરો વારો નથી. આખું ઘર ગળત થઈ જશે. સોન તો હવે પ્રભાતની જ થઈ ચૂકી છે, માટે જશ લઈ લે ને! રાજના અનાદરના શું પરિણામ આવ્યા છે જાણે છે ને? ના પાડીશ તો જબરજસ્તી કરવી પડશે.

હજુરિયાની વાતો ઉપરથી સોનિંગ સમજી ગયો. એટલે બુદ્ધિપૂર્વક ઉત્તર આપ્યો.

"તો બહુ સારૂં હું રાજી છું. પણ જરા સોનને સમજાવી પડશે લાડકી દીકરી છે એટલે જરા સમજાવીને કહેવરાવું ખુશીથી એય વાજતે ગાજતે ફેરા કરી જાય. મારી ના નથી.

જવાબ સાંભળી પાસવ નો તો બહુ રાજી થયા. વધામણી ખાવા જતા હોય એમ પ્રભાતસિંહ પાસે ગયા.

સોનિંગ વિચાર કરે છે શું કરવું. દીકરીને ખબર પડતાં પારેવાના જેમ ફફડી ઉઠી ને બોલી બાપુ! આપણે આયાં રહેવું નથી. ભાગી જવું છે. ઝટ કરો આજે જ અત્યારે જ ભાગી જવું છે.

પ્રભુને ચોપડે ફરિયાદ નોધાણી તે બધાને એક જ વિચાર આવ્યો કે સોન કહે છે તે વાત સાચી છે એટલે રાતના ઊંડી ઓસરીમા દીવો બળતા મૂકી દરણુ પાસલામાથી છૂટીને ભાગે એમ ભાગતા સાડર્યા અણીનુ ચૂકયુ સો વરસ જીવે

અહિયા પ્રભાતસિંહને એકેક ઘડી જુગના જેવી જાય છે સવાર તો માડ થયુ તુરત જ પાસવાનોને હુકમ કર્યો જાઓ સેનિંગ પાસે શુ નકકી થયુ, તપાસ કરો

માણસો સેનિંગને ઘરે આવીને જુએ છે તો ઘર ઉજ્જડ પડયુ છે ઓસરીમા એક દીવડો ટમ ટમતો હતો અરે ! ગયા કયા !

તપાસ કરો ક સારો જાય કર્યા ? આપણી ભાજી ઉધી વાળી ચારે બાજુ દદોળવા લાગ્યા પણ સેનિંગનો કયાય પત્તો જડ્યો નહિ કેટલાક દિવસે ખબર પડી કે સેનિંગ તો બરડાનો પહાડ વટીને આલપરાની ગોદમા જેઠવાની રાજધાની ધુમલીમા પહોચી ગયો

ધુમલીમા આ વખતે ભાણુ જેઠવાનો વારે જેઠ મહિનાના મધ્યાનમા સૂરજ જેમ તપી રહ્યો છે. બોત સો બરડામા આણુ વરતાય રહી છે કોઈનો ભાર નહિ કે ભાણુ જેઠવાની હદમા પેતરૂ ભરાય ધુમલીની રાજધાનીની રખેવાળી પોતાના સાળા મીયાવત બાબરિયાના પાટવી કુવર રાખયત બાબરિયાને સોપી છે આખા રાજ્યમા કહેવત શરૂ થઇ છે કે 'માથે ફોડે બાબરિયો '

કકુવરણી પાચાળની ઓમકામાં એક હિંગળો કિયા માફાવાળુ વેલડુ હાલ્યુ જાય છે મહદેવના પોઠિયા જેવા બળદિયાની ડોકમા ઘુઘરમાળાના રણુકાર વાગી રહ્યો છે વેલડુ ઘર તરફ વળેલ છે એટલે બળદિયા દડાની જેમ ફેગેજ્યે જાય છે પાછળ ત્રણ ઘોડેસવાર ઘોડાડા ઓલાવતા પડયા આવે છે કારધ પમ વટી ગયા છે એવામા પીરોક ઘોડેસવાર મારમર કરતા આવીને ઝીમા રહ્યા વેનડાને ઘેરી વળ્યા હાથમા ભૂતના દાત જેવા ભાલા ઝળકી રહ્યા છે પીઠ પર ઢાલો પડી છે વેલડામા બેઠેલ બાઇઓ પથને જેવા મફાનો છેડો ઉચો કરી મોઢુ બહાર કાઢયુ ને ટોળીના મોવડી હાલાજીની નજર પડી

મોઢુ જોતા હાનેજી ભાન ભૂલ્યો ને ગાડાખેડુને પડકાર કર્યો કોનુ વેલડુ ?

ત્યા ઘમ દઈને માફાનો પડદો પડી ગયો જાણે અશાઢી વાદળીમાં ચદ્રમા અનોપ થઈ ગયો

વેલડાના વેળાવિયામાથી એક સવાર આગળ આ યો ને બો યો

" તમે કોણ ?

" હુ હાનોજી ' "

" પૂછવાનુ શુ કારણ ? "

' કામ હશે ત્યારે જ પૂછતા હઇશુ ને ? "

હાલાજીના જવાબમા ભારેભાર કડવાશ જોતા વેળાવિયે વળાક લીધો ને સરખો જવાબ આપ્યો

" વેલડુ ઉમરાડાન "

' અદર કોણ છે ? "

ઉમરાડા દરબાર અમરા ખાચરની દીકરી " મોસાળે આરો ગયા હતા અજે પાછા ઉમરડા જાય છે ને અમારુ વેળાવુ છે "

વેનડુ પાછુ વાળો " હાલેજી બો યો

" કેમનુ પાછુ વાળવુ છે ? "

' આમ સીસાગા ભેળુ કરો "

કેમ સીસાગ અવવાનુ કારણ ખરૂ ! "

કારણનુ પછી પૂછજે ઓળખતો નથી હુ હનેજી ! આવા વેનડાને પરબારુ જવા દેવાય !

હાલાજીનો જવાબ સાભળતા વેળાવિયો હેરત થઇ બોલ્યો

' અરે હાકોર ! આ ઉમરડા દરબારના દીકરી છે આજ પહેલવહેલા જ મોસાળે મામાની બહુ તાણ્ય હતી એટલે આરો દેવા ગર્યા હતા બાપની દીકરીને કયાય બીજે જવા દેવાય ? તમારી સાથે એવો કયો સબધ ! એમ કાઈ વેલડુ પાછુ વળે ખરૂ ? "

એટલી વાત સાભળતા હાલાજીના વીસેય ઘોડે-

સ્વાર કરતા ઊભી ગયા. ને વેળાવિયાને પડકાર્યો કે, "ઝાઝો ડોળ કર્યમા ને આમાં એક જીવતો નહિ રહે. હું હાલોજી સીસાંગના ગઢમાં રાન રહ્યા વિનાં હાલોજી આ અપસરાને જવા દે ખરો?"

સામ સામી ચડાભડી થવા લાગી.

માફામાં બેઠેલ બાઇને કાને અવાજ આવતાં કાળજાં ફફડી ઊઠ્યાં. અરે ! ભગવાન ! મામા એટલી એટલી તાણુ કરતા હતા ને રોકાણી નહીં. કેવા માઠાં શુકન થયા !

એક બાજુ વેળાવિયા સાથે હાલોજી બોલા ચાલી કરે છે ને બાઇએ બીજી બાજુથી એક વેળાવિયાને સનસ કરીને પાસે બોલાવ્યો ને છાની છૂપતી વાત કરી. સ્વાર સંદેશો સમજી ગયો

હાલાજીની પૂરતી તૈયારીઓ જોઇ બેય વેળાવિયા હારી ગયા ને વેનડું પાછુ વાળ્યુ. વાસાલગી વીસેય અસ્વારના ઘોડા હમચી ખૂદતા પડયા આવે છે. હાલોજી મનમાં કાઠિયાણીની મૂર્તિ કંડારીને કંઇક મનસૂબા સેવે છે.

કાઠિયાણીનો સંદેશો લઇને એક વેળાવિયો થાનને મારગે વહેતો થયો તીર વેગે થાન પહોચ્યો.

મારે એની તલવારનો જમાનો. થાનનો રાજા ભીમાવત બાબરિયાની આખા પંચાળમા હાક વાગે. થાનથી ઠેઠ કઠોરડા ને કળાવાડ સુધીનો મુલક સર કર્યો છે.

થાન કંઠોરડા ને માંડયા નવસો વાવ કૂવા,
રાણા પહેલાં રાજિયા, થાન બાબરિયા હુવા.

આમ ભીમાવત બાબરિયાને રખાયત નામે એક કુવર છે. રૂપ, ગુણ, શીલ ને શૂરવીરતાનો ભંડાર ભર્યો છે. ઝાઝા લાડકોડથી ઊછર્યો છે. એને માટે થાનથી થોડે દૂર એક રળિયામણ જમીનમાં બગીચો બનાવી સુંદર મકાન બાંધ્યા છે. આ બગીચામાં રખાયત બાબરિયો પોતાના વીશેક મિત્રોની સાથે રહે છે.

ઉનાળાની ઋતુ છે બપોરની વેળાએ બધા મિત્રો તળાવમા નાહવાનો આનંદ માણી રહ્યા છે. તે સમયે એક સવારે આવીને પોકાર કર્યો.

" અબળાની વાર કરો, જાલમ થાય છે. સીસાંગનો હાલોજી દિવળ લૂંટવા તૈયાર થયો છે.

પોકાર સાભળતા એક પછી એક ટપોટપ તળાવની બહાર આવ્યા. સવારે વિગતથી વાત કરી.

રાખાયત ને બધા મિત્રો એકદમ તૈયાર થઇ અબળાની વારે સીસાંગને પંથે પડયા.

વાતની વાતમા વીસ ને એક એકવીસ સવાર વેલડા પાસે આવી પહોચ્યા. રાખાયતે પડકારો કર્યો આમાં હાલોજી કોણ? સામરો થા.

હાલોજી વળતો જવાબ આપે છે ત્યાં મોરલો કળા પૂરે એમ ભાના તોળાયા ને હાલાજીના ઘોડા ઉપર રાખાયતે ઘા કર્યો તોરીંગ વીંધીને ધરતી સમો ઝીંકી દીધો. તલવાર ખેંચી ઘા કરવા જાય છે ત્યાં હાલોજી ઘોડેથી ઉતરીને રખાયતના પગ પકડી શરણે થયો.

રાખાયત તો ક્ષત્રીય ધર્મને વરેલો. શરણે આવેલા ઉપર ઘા ન કર્યો. હાલાજીને જીવતો જવા દીધો ને વેલડાને પાછુ વાળ્યુ.

ઉમરડાના સીમાડા સુધી વળાવવા આવ્યો. સીમાડેથી રાખાયતે રજા માગી ત્યારે વેલડું ઊભુ રાખી બાઇએ માફાનો પડદો ઊંચો કરીને રાખાયતને જોયો. મહાન ઉપકાર માન્યો. કંઇ સ્વાર્થ વિનાં પોતા માટે મરવા તૈયાર થનાર વીર પુરૂષ માટે બાઇને બહુ માન થયું. બાઇએ ઉમરડા સુધી આવવા આગ્રહ કર્યો. રાખાયત વિવેકથી જવાબ આપી પાછો ફર્યો

આજથી અમરા ખાચરની દીકરીએ રાખાયતને હૃદયમાં પધરાવી ને નકકી કરી લીધું કે પરણું તો રાખાયતને નહિતર જન્મ કુંવારી રહું. રાખાયતને પણ એવો કંઇક અનુભવ થયેલો.

ધુમલીએ બાબુ જેઠવાને વાતની ખબર પડી કે રાખાયતને હાલાજી સાથે વેર બંધાણું છે. હાલોજી તો છળકપટનો ભરેલો. રાખાયતને કયારે દગાનો ભોગ બનાવી દે એ ચિંતા થયા કરે છે એટલે પોતાનાં રાણી રાખાયતના ફોઇને થાન મોકલ્યાં કે રાખાયતને અહીં ધુમલી તેડી લાવો.

ભાણુ જેઠવાના રાણી થાન આવી અત્રીજાને જુએ છે તો શરીર સામે જોયું જતું નથી

રાખાયતને ઉમરાડાને સીમાડેથી નોખો પડયો ત્યારથી કંઈક રોગ લાગુ પડયો છે અમરા ખાચરની દીકરીનો વિયોગ ભૂલાતો નથી

ભાણુ જેઠવાની રાણી અત્રીજા રાખાયતને તેડીને ઘુમલી આવ્યાં રાખાયત મામા કેઈને ત્યાં ઝાઝા લાડકોડથી રહે છે આખા રાજમા "રાખાયત, રાખાયત" થાય છે

રાખાયતને હમેશા વહેલી સવારે મનપસંદ ઘોડો લઈને ફરવા જવાની ટેવ છે એક દિવસ ઘોડો ફેરવીને આવે છે ત્યા નગરના દરવાજામા પણીનું બેડુ ભરીને એક નવયૌવના હંસની ચાલે ચાલતી આવે વરસાદનું આગમન થતા ઘેર પહોચવા ઉતાવળા પગના માંડી રહી છે પછવાડે ઘોડાના ડાબલાની પડઘી સાભળતા પાછુ વળીને જોયુ તો રાખાયત બાબરિયાને જોયો મોઢે શરમના શેરડા છૂટયા એક સાકડી શેરીમા તરી ગઈ ને રાખાયતને રસ્તો આપ્યો

રાખાયત જેવો પાસેથી નીકળ્યો એવુ લોહચુંબકના જેમ ખેચાણ થયુ ને સામે જોયુ તો રૂપ રૂપના અંબાર જેવી સોન પાણીનુ બેડુ ભરીને ઊભી છે આછા આછા વરસાદથી પાલવ ભીં જાઈને શરીર ઉપર ચોટી ગયા છે માથેથી નવસરો હાર વીખાઈને મોતી હેઠા પડતાં હોય એમ પાણીના બિંદુ ટપકી રહ્યા છે સામ સામી બેયની નજર મળી ને રાખાયતે ઘોડાને લગામ ખેચીને જરા નજીક લીધો આંખથી સમશ્યા કરી સોને મલકાતે મુખડે મીઠુ હાસ્ય વેરતાં કહ્યુ

હાકોર મ કરો ઠેકડી રાખાયત બાબરિયા
અમે વાદેરના વિયા, કરમે કસારા થયા

આમ એક જ દોહામાં સોને પોતાની ઓળખાણ આપી દીધી માણસોની અવર જવર થતાં જુદા પડી કેડો લીધો પણ બેયના મનમા દોર બંધાઇ ગયો

રાખાયતે ઘરે આવી કોઈ પાસે વાત કરી આખા દરબારમાં આ વાતની ચર્ચા થઈ કોઈએ ભાણુ જેઠવા પાસે વાત કરી ભાણુ જેઠવે તપાસ કરાવતા ખબર પડી કે મિયાણીના સોનિગ કસારાની પાલક પુત્રી છે અને વાદેરની કુવરી છે પ્રથમ મિયાણીના પ્રભાતસિંહ ચાવડે માગુ નાખેલ પરંતુ સોનની ઇચ્છા નહિ હોવથી તેને નહિ આપતા અહી ભાગી આવ્યો છે આમ બધી ખબર મળતા ભાણુ જેઠવે સોન સાથે લગન કરવનુ નકકી કર્યું ને સોનિગને ત્યા માગુ નાખ્યુ

સોનિંગ કસારાને થયુ કે પ્રથમ પણ રાજનું માગુ હતુ અને અહિ આવ્યા તો પણ એમ જ થયુ આ દીકરી રાજ યોગ્ય છે માટે હવે ના નથી પાડવી સોન પાસે વાત કરી તો સોને પણ રાખાયત સાથે લગ્ન કરવાની હા પાડી ને રાખાયતને કહેવડાવ્યુ

પેટી સમદર માય, મધરમચ્છે ગળી નહિ,
સોનિગને સાપડતા, કરમે કસારા થિયા

ભાણુ જેઠવે રાખાયતનો સોન સાથે સબંધ કર્યો ને લગનની તૈયારી કરી

ઉમરડા દરબાર અમરા ખાચરની દીકરી. બબ્બે વરસ થયા નીમ લઈને બેઠી છે પોતાનુ શરીર રાખાયત બાબરિયાને અર્પણ કર્યુ છે આ વાતની અમરા ખાચરને જાણ થતાં પોતે પણ થાન નાળિયેર મોકલ્યું ને મીયાવત બાબરિયાને કહેવરાવ્યુ કે તમારા કુવર રાખાયત વેરે દીકરી આપી ચૂકયો છુ. રાખાયતને ઘુમલીથી બોલાવો એટલે ફેરા ફેરવી દઉં. અમરા ખાચરે દીકરીનાં લગન લીધા ને ઘુમલીએ રાખાયતને તેડવા માટે માણસો મોકલ્યા

થાનથી તેડવા આવનાર માણસો ઘુમલી આવ્યા તો અહી રાખાયતના ઘડિયાં લગન લીધા છે ને આખી ઘુમલીમાં આનંદ ઓચ્છવ થઈ રહ્યો છે વરઘોડીઆ ચોરીએ ચડયા છે મંગળ વરતાઈ રહ્યા છે એક ફેરો ફરીને બીજો ફેરો ફરે છે, અક્ષત કંકુનાં છાંટણા છ ટાઈ રહ્યા છે એક બાજુ ઢોલ શરણાઈના મીઠા સુર વાગી રહ્યા છે એ સમયે ઓચિંતુ બુબારણુ બોલ્યું ગોવાળ આવીને રાડો પાડવા લાગ્યો કે હાયોજી ઘુમલીનુ ધણ હાંકી જાય છે ઘુમલીની આબરૂને ધૂળ

આટલી કરી છે. ઘોડો ઘોડો. કોઇ ગાયને વારે ચડશે ? અવાજ સાંભળતા રાખાયતે કંદમાથી વરમાળાનો ઘા કર્યો બખતર ધારણ કર્યું, ભાલું બરછી હાથમાં લીધા, તલવાર કમરમાં કસી, પૂઠ માથે ઢાલ બાધીને તૈયાર થયો.

સોનના મનના મનોરથ રોળાઇ ગયા. અરે ! પ્રભુ ! એક રજની તો નહિ પણ ફેરા ફરવા પણ અધૂરા રહ્યા ! રાખાયતને પાછો વાળવા મન હલું મા કરે છે.

કોઇ ઝાલો હાથ, વઢારૂથી વળગાય નહિ,
સૂરજ પૂરે શાખ, રક્ષા કરજો રાખાયતની.

ફેરા બે ફરિયાં, બી ઢોળ બાધી માંડવે,
બાકી બાબરિયાં, મંગળ અધૂરા મિયાઉત.

ચોરી ચીતરાવેલ, રાખાયત બાંધી રહી,
કેમ જમું કંસાર, બાબરિયા બાળ કુંવારી.

રાખાયત મારતે ઘોડે મેદાને પડયો ને મામલે પહોચી ગયો ગાયો હાંકીને હાલોજી ભાણવા નજીક આવી ગયો છે ત્યાં બન્નેનો ભેટો થયો. ઘોર ધીંગાણું રચું. એક વખત હાલાજીને જીવતો જવા દીધો છે. આ વખતે મૂકે એમ નથી. રાખાયત ભારે વીરતાથી લડયો. કટક દુશ્મનોનો સોથ વાળતો હાલાજી પાસે ગયો. હાલાજીને જોતાં ભાલાનો ઘા કરી છાતી વીંધી ને હાલોજી ઢળી પડયો. હાલોજી પડતા વારમાં ભંગાણ પડયું. દુશ્મનો ધણ મૂકીને ભાગી છૂટયા.

રાખાયત વિજયનો વાવટો ફરકાવતો અધૂરા ફેરા પૂરા કરવા માટે મારતે ઘોડે ધુમલી તરફ વળ્યો ઘોડાને પૂર પાટીયે મૂકયો છે એવામાં ચેલાવડ નામના એક અળાજુડ વડલાની વડવાઇના ગુચ્છામાં ઘોડો ભટકાતાં રાખાયતનું માથું વડલાની વડવાઇમાં ભરાઇ ગયું. રાખાયત અધર તોળાઇ રહ્યો ને ઘોડો રાંગમાથી નીકળી ગયો.

આ દેખાવ દુશ્મનોની નજરે ચડતાં એકદમ ત્યાં આવ્યા ને રાખાયતને ભાલેથી વીંધ્યો.

રાખાયત કામ આવ્યો એવા ખબર ધુમલીમાં થતાં સોન કંસારી માથાના વાળ પીંખીને કળું કલ્પાંત કરવા લાગી.

ધ્રુસકે વાગે ઢોલ, પંડ પોખાણું નહિ,
એની હામું ને હિલોળ, રઇ ગ્યું રાખાયતને.

રાખાયત જાતાં રોળ, રોવે પંખીને રૂખડાં,
પિંજર પડયું પરોળ, ચેલાવડ સૂઇ રહ્યો.

દુખે એને દાજ, દુખ્યા વિણુ દાજે નહિ,
કોણુ કિયાને કાજ, મરવા હાલ્યો મિયાઉત.

દીવો દેવળ માંય, બે માણસે બાળ્યો નહિ,
હામું હૈયા માંય, રહી ગયું રાખાયતન્યું.

થાનથી આવેલ માણસો રવાના થયા. સીધા ઉમરડા જઇને વાત કરી તો અમગ ખાચરની દીકરીને સત ચડયું. વેલડું જોડાવી ધુમલી આવી. સોને અને કાઠી કન્યાએ ચેલાવડ આવીને સત લીધું ને તે જગ્યાને શ્રાપ દીધો કે :

ઉજડ હોજો વાસ, ચારે ચેલાવડતણો
સતી કેરો શ્રાપ, વાસે કોઇ વસશે નહિ.

આજે પણ એ ઉજ્જડ ચેલાવડ પાસે એક પાળિયો ને બે ખાંભીઓ ઊભી છે. એક બાજુ સોન કંસારીનું મંદિર છે.



# અતિથિસત્કારનું ફળ

સતિશચંદ્ર વૈષ્ણવ

રશિયાના ઝારનું નામ એટલું અળખામણું થઇ ગયું છે કે 'ઝાર' શબ્દ સાંભળતા બધા મોઢું મચકોડે છે; કોઇ ઝારના શાસનની નિંદા કરે છે. – જાણે ઝાર નામની કેમ એક જ વ્યકિત હોય !

જ્યારે રાજાશાહીનો યુગ હતો ત્યારે રશિયામાં રાજાને ઝાર કહેવાતા. આજથી સાડાત્રણસો વર્ષ પહેલાં આઇડાન નામનો ઝાર (રાજા) થઇ ગયો. આ આઇડાન પ્રજાપ્રેમી હતો. પ્રજાના સુખ દુઃખ જાણવા તે છૂપાવેશે રાજ્યમાં ફર્યા કરતો હતો. જનતાના દુઃખની માહિતી મેળવી સદાયે તે દૂર કરવા પ્રયત્ન કરતો. આઇડન એક દિવસ મોસ્કો (રશિયાનું પાટનગર) શહેરની આસપાસના ગામડાઓમા એકલો ફરી રહ્યો હતો. ફરતા ફરતા તે એક નાનાં ગામડામા જઇ પહોચ્યો. ત્યા જઇ પોતે મુસાફર છે એવો ઢોગ રચી અનેક મકાનોમા જતો અને રાતવાસો રોકાવા દેવા વિનંતી કરતો હતો. પરંતુ લોકો તેને ગુપ્ત વેશી ગુંડો ધારી ઘરમા પ્રવેશવા દેતા ન હતા. ઝારને ઘણો ગુસ્સો થયો સાથે સંતાપ પણ. ખિન્ન વદને તે પોતાને મહેલે પાછો ફરતો હતો તેવામાં તેની નજર એક ઝુંપડી પર પડી

રાજા ઝુંપડીના બારણા ખખડાવવા લાગ્યો. દ્વાર ઉઘડયા. રાજાએ કહ્યુ : 'હું વટેમાર્ગુ છું ખુબ જ થાકી ગયો છું. મને એક રાત રોકાવા દેશો ?'' ખેડૂતનુ વદન ચિંતાપૂર્ણ હતું છતા તે હસતા બોલ્યો : '' ખુશીથી ભાઇ આવો. ''

રાજા જેવો અંદર પ્રવેશ્યો કે તરત જ ખેડૂતે કહ્યુ : '' મહાશય ! મારા ઘરમાં ઘણું થોડું ખાવાનું છે. મારી પત્ની બીમાર છે તેથી આપની સારી રીતે પરોણાગત કરી નહિ શકું માટે માફી આપશો. ''

ઘણા બાળકો બેઠા હતા તેવા એક નાના ખંડમાં રાજા બેઠો. એક ખખડધજ પારણામાં બે બાળકો સૂતા હતા. ફાટેલી ચાદર પર બે બાળકીઓ એકબીજાને વળગી ભર ઊઘમાં સૂતી હતી રાજા બેઠો. થોડીવારમાં ખેડૂત રોટલી અને મધ લઇ આવ્યો. '' ભાઈ મારા ઘરમાં બસ આટલું જ છે તમે મારાં બાળકો સાથે બેસીને આરોગો. હું મારી પત્નીની સેવા કરૂં છુ. '' રાજા વિચાર કરતો જમવા લાગ્યો. ખેડુતના બાળકો પણ અર્ધઊંઘમાં ડોળિયા ભરતા હતા.

દશ મિનિટમાં ખેડૂત એક નાના બાળકને હાથમા લઇ આવ્યો. રાજાને બતાવી કહે : ' મહાશય, કાલે આ બચ્ચાનુ નામ પાડવાનો છું '' રાજાએ છોકરાને ઘણા પ્રેમપૂર્વક ખોળામાં લીધો. ચુંબનોથી નવડાવી બાળકને તેમણે આશીર્વાદ આપ્યા, '' હે બાળક, તું ઘણો ભાગ્યશાળી છે '' અતિથિના આશીર્વાદથી ખેડૂત ખુશી થયો.

રાત પોતાની ગતિથી આગળ વધતી હતી. બાળકો પાછા ઊંઘી ગયાં હતાં ગરીબ ખેડૂતે ઘાસની પથારી રાજા માટે તૈયાર કરી. થોડીવાર પછી રાજા સૂતો, ખેડૂત પણ ઘાસની પથારી કરી સૂતો.

લગભગ અતિથિઓ સવાર થતા જ વિદાય થાય છે. તેમ ઝાર આઇડન પણ ખેડૂતની રજા માગવા લાગ્યો. '' સવાર થયુ છે હવે હું જઇશ તારી આતિથ્યભાવનાથી હું ઘણો સંતોષ પામ્યો છુ હું તારો બદલો કેમ વાળી શકું ? પણ હું મોસ્કો પહોચીશ ત્યારે મારા એક ધનિક મિત્ર છે તેને હું તારા નાના બાળકને પુત્ર તરીકે લઇ લેવાનો આગ્રહ કરીશ મારા આવ્યા વગર તમે નામકરણ

વિધિ કરશો નહિ હું ત્રણ કલાકમાં જ પાછો આવીશ "

ખેડૂતને વિચારોની ગર્તામાં ધકેલી રાજા ગયો.

ત્રણ કલાક વહી ગયા. કોઈ દેખાયું નહિ. ખેડૂતની અધિરાઈ વધી. તે તેના પુત્રને લઈને દેવળ પ્રતિ જવા લાગ્યો ત્યાં તો તેણે દૂર ધૂળની ડમરી જોઈ. થોડી વારમા ઘોડાના ડાબલાના અવાજ આવવા લાગ્યા.

ખેડૂત અચંબામાં ઊભો રહ્યો. બે મિનિટમાં રો ઘોડા ઘોડેસવારો સાથે એક રથ તેના પગ પાસે ઊભો રહ્યો. રથમાંથી ઉતરનાર વ્યક્તિ તરફ ખેડૂત જોઈ જ રહ્યો. એ જ કે જે ગઈ રાતે વટેમાર્ગુ થઈને આવ્યો હતો.

"ચાલો; બાળકને મારા ખોળામા આપો. આપણે દેવળમા જઈએ. મને મારી ટેક પૂરી કરવા દો."

ખેડૂત નિઃશબ્દ થઈ ગયો.

"અચંબો લાગે છે? મને ના ઓળખ્યો? હું એ જ કે જેની તરફ તમે માયાળુ રીતે ગઈરાતે વર્ત્યા હતા. હવે હું બદલો વાળવા ચાહું છું"

ખેડૂતે પોતા નાનું બાળક રાજાના હાથમાં સોંપ્યું. રાજા બોલ્યા: "આજથી આ છોકરો મારી દેખરેખમાં જ રહેશે" પછી હસતાં કહે: "કેમ મારા આશીર્વચન સત્યતાને વર્યાં કે નહિ?"

નિર્દોષ ખેડૂત સઘળું રહસ્ય સમજી ગયો. એ ધનિક પુરુષ એટલે આ જ ઝાર આક્ઝાન. ખેડૂતની આંખમાં હર્ષાશ્રુ આવી ગયા. તે રોમાંચ અનુભવતો રાજાની સાથે દેવળ પ્રતિ ગયો.

ઝાર આઇડાને પોતાના આશીર્વચન સંપૂર્ણપણે પાળ્યા. પોતાના પુત્રની જેમ ખેડૂતના બાળકને રાજમહેલમા રાખી ઉછેર્યો. એટલું જ નહિ ખેડૂતની ઝુંપડી જ્યાં હતી ત્યાં એક મહાકાય હવેલી બંધાવી આપી. ખેડૂત પોતાની જીંદગી ચમનથી ગુજારવા લાગ્યો.

*

ચેતા માલી નામના એક પરમ ભક્ત થઈ ગયા. ઠાકુરજી પ્રત્યે એમને ખૂબ જ આકર્ષણ હતું. એક દિવસ પૂર્ણિમાની સાંજે એ ઠાકુરજીના દર્શન કરીને એક ખૂણામા બેસી ગયા અને ઠાકુરજીનું ધ્યાન કરવા લાગ્યા. થોડા જ વખતમા એમનું ચિત્ત એવું તલ્લીન થઈ ગયું કે એમને પોતાના શરીરનું લેશ માત્ર પણ ભાન રહ્યું નહીં. દૈવયોગે એ બેઠા હતા તેના ઉપરના ગોખલામા રાખવામા આવેલ દીવડિયાની વાટ એમના ફેંટા ઉપર પડી, અને તુરત જ ફેંટામાંથી ધુમાડા નીકળવા માંડયા. જ્યારે એમાંથી આગ નીકળવા માંડી, ત્યારે એક માણસનું ધ્યાન ગયું. એણે પૂજારીને બોલાવ્યો. પૂજારીએ લાકડી વડે ફેંટો ગબડાવી પાડયો. ફેંટો લગભગ બળી ગયો હતો, પણ ચેતાને તેની સુદ્ધા ખબર નહોતી. પૂજારીએ જોયું તો ચેતાના માથાનો એક પણ વાળ બળેલો નહોતો. લોકોને આશ્ચર્ય થયું, પણ ચેતા તો ધ્યાનમગ્ન જ હતા. ઘણી વારે એમને બાહ્ય જ્ઞાન થયું, ત્યારે લોકોએ બળેલો ફેંટો દેખાડયો ને પૂછ્યું: 'શું તમને ફેંટા વિષે લગીરે ખબર નથી.

'ના હું કશું ય જાણતો નથી. હું તો ઠાકુરજીનાં દર્શન કરી રહ્યો હતો: હું હતો ને ઠાકુરજી હતા, ત્રીજું કોઈ હતું નહીં. મને તો ઘણો જ આનંદ થતો હતો. મને કશી જ ખબર નથી, ક્યારે આગ લાગી અને કોણે ફેંટો ઉતારી લીધો તેની.'

# મોસ બ્રધર્સ

દિનુભાઈ માંડ

[ લંડનની એક રાષ્ટ્રીય સંસ્થા બની, જેણે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી છે આવી એક વેપારી પેઢીની રસિક કથા ]

લંડનના 'એસ્કોટ'ના રેઇસકોર્સના મેદાન ઉપર "શાહી વિભાગ"માં ૬ હજાર ટીકીટ ધરાવનાર પ્રેક્ષકો હતા અને બહુ સંકુચિત અંદાજ મુજબ આમાંના અડધોઅડધ જણાએ "મોસ બ્રધર્સ"–કોવેન્ટ ગાર્ડન લંડન'' ના તૈયાર કપડા પહેર્યાં હતા

આ પેઢીના આદ્ય સંસ્થાપકના પૌત્ર અને હાલના મેનેજીંગ ડાયરેક્ટરના કહેવા પ્રમાણે 'મોસ બ્રધર્સ' એટલે

'સવારના પહોરમાં માણસ શું જુએ છે? મને ડ્રેસ ફીટ થાય છે કે કેમ? એ ડ્રેસ જો 'ફીટ'' હોય તો તે મોસ બ્રધર્સે બનાવેલો છે અને જો તે ન રહેતો હોય તો તે ડ્રેસ તેને વારસામાં મળ્યો તે જ હશે!"

સો વર્ષ જૂની આ પેઢી છે તૈયાર કપડા ભાડે આપવાનો એનો ધંધો છે

મોસ બ્રધર્સમાં ૧૪૫૦ કામ કરનારા છે ૨૨ જગ્યાએ શાખાઓ છે અને ૪૦૦૦ એજન્ટો જુદે જુદે સ્થળે છે

દર મહિને ૬૦,૦૦ વ્યક્તિઓના ડ્રેસ તે ફીટ કરી આપે છે આ ઘરાકોમાં, નવવધુઓ, વરરાજાઓ, લશ્કરી અમલદારો, ફીલ્ડમાર્શલો રાજવંશી નબીરાઓ અને 'ડીનર' માટે 'ફીટ' ડ્રેસ માગનારાઓનો સમાવેશ થાય છે

વિક્ટોરિયન યુગના પુરાણા મકાનમાં ૨ એકર જમીનમાં પથરાયેલી મોસ બ્રધર્સની પેઢીમાં અનેક પ્રકારના તૈયાર કપડા હાજર હોય છે વિધ વિધ પોશાકો ૮૦૮૦ જાતની તો લગ્ન સમય માટેની 'રોવ હેટો'–બગીચાની ગાર્ડન પાર્ટી' માટેના પોશાકો, ફટન-હેરોના ક્રિકેટ-ક્રીકેટના મેચ માટેના કપડા, લશ્કરી ગણવેશના બાજુના પટ્ટાવાળા પાટલૂનોની જોડી ૩૦ હજાર તો તૈયાર મળે માત્ર લગ્નમાં જ ભાડે કપડા લેવા પડે એવું થોડું છે?

સ્મશાનયાત્રા માટે પણ ચોક્કસ કપડા તો જોઈએ અને તે પણ ભાડે મળે ૧૦૦ હેટ કાળી રેશમી તૈયાર આવી જ રીતે લગ્ન અને ધ્વનીગ પટી' માટે ૧૦૦૦૦ પોશાકો તૈયાર મળે. લશ્કરની એક એક 'રેન્ક' કક્ષા માટેના યુનિફોર્મો મળે.

ચાલુ પોષાક ભાડે મળે તેથી વાત અટકતી નથી પરંતુ આપણે ત્યાં નાટક કંપની માટે જેમ 'પોશાક ભાડે' મળે એમ નેપોલિયન અને ક્રીમિયન લડાઈમાં વપરાયેલ ગણવેશ જેવા ગણવેશો પણ મળે દેશોમાં વપરાયેલ ગણવેશ જેવા ગણવેશો પણ મળે. એવા બખ્તર મળે એવી તલવાર મળે અને સ્કોટલેન્ડના એ ડુંગરાળાના 'રાષ્ટ્રીય પોશાક'ની ૨૪૦ જાતની વિધ વિધ જોડી મળે

બ્રિટન તો પ્રણાલિકાનું પાલન કરવામાં ભારે ચુસ્ત મોસ બ્રધર્સ ન હોય તો કોઈ ઔપચારિક કપડા વિના ન ચાલે એવું તો ન બને પણ ખરે ટાણે મોસ બ્રધર્સની ભારે જરૂરત પડે જેમ કે વિન્સ્ટન ચર્ચીલનું અવસાન થયું આવા પ્રસંગે સેરીમોનિયલ–પ્રસંગાનુરૂપ પોશાક સૌએ પહેરવા જ જોઈએ એ તો મોટા માણસો લાવ્યા પણ હોય પણ જાન્યુઆરીમાં ચર્ચીલનું અવસાન થયું ઠંડી સખત ... અને લશ્કરના માણસ માટે ઓવરકોટ જોઈએ–કોણ પૂરા પાડે? અને બે માઈલ લાંબા લશ્કર માટે દરેક સિપાઈને 'મોસ બ્રધર્સે' ઓવર કોટ પૂરા પાડયા!

રાજ્યારોહણના પ્રસંગે લશ્કરી અમલદારો જે નોકરીમાં હતા તેને તો ગણવેશ હતા ઉમરવા સભામાં ૯૦ તેને ગણવેશ હતો પણ નિવૃત્તોને ભારે મુશ્કેલી અને 'વેસ્ટમીનીસ્ટર એબી'માં રાણી એલિઝાબેથના દબદબા ભર્યાં દરબારના દર-

બારીઓના મોટા ભાગના સભાસદોને મોસ બ્રધર્સે કપડા ભાડે આપ્યા અને તેમણે દરબાર શોભાવ્યો

એક દરબારીએ કહ્યું પણ ખરૂં "'મોસ બ્રધર્સ' નહોત તો રાજ્યારોહણ ન થાત એવું તો ન બનત-નજ બને પણ રાજદરબારનો જે દબદબો અને રંગ હતો તે ન રહેત."

મોસ બ્રધર્સની સિધ્ધિની ચાવી છે 'તનતોડ મહેનત' નહી પણ 'ગજાવર સ્ટોક' એક પોશાક માગો અને ફીટ ન થાય તો થોડીક કાપકૂપની વાત નહીં', તુરતજ બીજો અને ફીટ થાય તેવા કપડા હાજર કરે.

વિશેષ આશ્ચર્યકારક વાત તો એ છે કે, માનવ શરીર રચના તેના અંગ ઉપાંગોના માપ અને ખાસ કરીને પુરષોના માપ મ ટે આ પેઢી પ્રમાણભૂત જ્ઞાન ધરાવનાર 'ઓથોરીટી!' ગણાય છે

લંડનનો વાહન વ્યવહાર ભારે લંડનની અંડર ગ્રાઉન્ડ મોસ સીતર ટ્રેન માટે પેસેન્જર માટે દરવાજો બજાવવાનો પ્રશ્ન આવ્યો એક ફરકડી દ્વારા બધા પેસેન્જરો નીકળે એવી ફરકડી કરવાની હતી. આ ફરકડી એવી મોટી ન હોવી જોઇએ કે નાના માણસો એમાં સાથે નીકળી શકે અથવા તો એવી નાની ન હોવી જોઇએ કે એક જાડો માણસ ફસાઇ પડે આ કોયડો આવ્યો અને 'મોસ બ્રધર્સ'ની સલાહ લેવામા આવી અને એ થોડી ક્ષણોમા જ પેઢીએ માર્ગ શોધી માપ આપી દીધુ છતીના ભાગમા ૫ ઇંચ અને કેડના ભાગમા ૪૫ ઇંચ'

કપડા ભાડે આપવા એ તો આ પેઢીનુ એક પાસુ છે તે 'જનરલ રે-લર્સ'' તરીકે અને 'સેકન્ડહેન્ડ કપડા ખરીદનાર-વેચનાર તરીકે પણ કામ કરે છે સા ટંસનો સમાન વેચે છે માલ સમાન લવગા પહોચડવાનુ કરે છે ઘોડાના જીન પુરા પાડવાનો અને મીલીટરીના ગણવેશ પુરા પાડવામા તે વિશ્વ ભરમા મોખરે છે. ગયા મહાયુદ્ધમા 'અક્ષી દેશો'ના ૬૦૦૦૦ લશ્કરી અમલદારોને પોત પોતાના દેશના ગણવેશ પુરા પાડેલ

ગયા લડાઇમા ડબર્ક''નું યુદ્ધ ખેલાયુ. બ્રિટીશ સૈન્યને 'પેરે કપડે' ભાગવું પડયું ! કેટલાકને તો તે પણ નહોતા અને મોસ બ્રધર્સ ઉપર તે ભારે જવાબદારી આવી પડી કોઇ મેજર જનરલ હોય, કોઇ લેફટનન્ટ હોય અને કોઇ ફ્રાન્સનો તો કોઇ બીજા દેશનો એ બધાને કપડા અને સ્થાનસુચક ગણવેશો આપવા ! એક મેજર જનરલ દુકાનમાં દાખલ થયા. કહ્યું : પેરેડ ગ્રાઉન્ડ ઉપર હું હોઉં એવો મને સજી દેશો?... .અને મોસ બ્રધર્સે તે કર્યું : ૧૫ મિનિટમા જ.

બ્રિટીશ છાપામાર સૈન્યને હવાઇ જહાજ દ્વારા ઉતારવુ હતુ કયા દેશના તે છે તે વર્તાવુ ન જોઇએ અને મોસ બ્રધર્સે ખૂબ ગુપ્તતા સેવી, કોઇ જાસુસ પણ જાણી ન જાય તે રીતે અને બ્રિટીશર સૈનિકો છે ને ઓળખાય જ નહી તેવી રીતે કપડા તૈયાર કરી દીધા

કયા પ્રસંગે કયા કપડા પહેરવા તે સંબંધી જ્ઞાન આપવા આ પેઢીએ જુદી જુદી પુસ્તિકાઓ લખી છે-છપાવી છે.

ઘાડોદોડ શરત' 'પોલોસીઝન' 'શિયાળો' 'ગાર્ડન પાર્ટી' 'લગ્નસરા' 'લશ્કરના કપડાં' આવી તો અનેક પુસ્તિકાઓ પેઢીએ છપાવી છે.

બ્રિટનમા 'ગાર્ડન પાર્ટી'નું મહત્વ ભારે એટલે બેન્કવેટ'-ડીનર-લંચ' ઇ ભોજન સમયેના પોશાકોને લગતી વિગતો છપાવી છે પેઢીને એક મૂઝવણ પણ છે ભાડે કપડા લઇ જમવા ઉપરે પણ આરોગતા આરોગતા શર્ટ બગાડે, ડાઘા પડે' એટલે આ પેઢીને એક ધોબી વિભાગ પણ છે અને દર અઠવાડિયે ૧૫૦૦ શર્ટ આ વિભાગમા ધોવા માટે આવે છે

ઘરાક ફીટ થઇ જાય એવો પોશાક માગે અને ઘરાક ભાડે લે એટલે પતે એમ નહી. આવા ઘરાક માટે પેઢી એક 'Card index' સાચવે છે એક વાર તમે પોશાક ભાડે લો એટલે રજીસ્ટરમા તમારુ નામ અને માપ લખાઇ જાય અને તમારો નંબર જો આપવા ના થાય હો તો પછી પોશાક મેળવવા કોઇ તકલીફ જ નહી.

આ રજીસ્ટર કેટલીક વાર મહત્ત્વની કામગીરી બજાવે છે. પોલીસને એક રખડતો માણસ મળ્યો. આ માણસ સ્મૃતિ ખોઇ બેઠો હતો. નામ ઠામ આપી ન શકે પણ એણે મોસ બ્રધર્સના કપડા પહેરેલા. પોલીસે પેઢીને 'સુટ નંબર' આપ્યો અને ફોન ઉપર જ જવાબ મળ્યો પોલીસને એ વ્યક્તિનું નામ અને સરનામાની વિગતનો. પોલીસે આશ્ચર્યસહ આભાર માન્યો : 'તમે તો અમારું કામ કરો છો !

અનેકવિધ પત્રવ્યવહાર ઉપરાંત આ પેઢીને ચિત્રવિચિત્ર પત્રો પણ મળે છે ભાડે લઇ ગયેલ પોશાકનું બટન ઢીલું પડી જતા, નૃત્ય મહેફીલમા કેવી તકલીફ પડી તેની ખીજ કાઢતા તો જે 'બ્લ્યુ પોશાક' પહેરી પોતે ગયેલ તે પોતાના પુરુષ મિત્રને કેવો ગમ્યો અને કેમ તે પરણ્યાં તેની વિગત આપતા પત્રો મળે છે.

કપડાં વિષેની કોઇ પણ ફરિયાદ ઉપર તરત જ ધ્યાન અપાય છે. વર્ષો પહેલાં ભનેતે ભાડે લીધા હોય તેનુ બટન ટાંકવાનું કે ટાકા લેવાનુ મોસ બ્રધર્સ સહર્ષ કરી આપે છે.

એક રેકડી રાખીને વેપાર શરૂ કરનાર 'મોસ'ના પૌત્રો આજે ૨ એકર જમીન ધરાવે છે મુળ વાત એમ બની કે રેકડી રાખી જુના કપડ ના વેપ ર કરતા મોસને એક પ્રસગ એવે આવી પડયો કે એક સંગીતકારને પોતાનો પોશાક ગીરવી મુકવો પડે તેવી સ્થિતિ આવી. મોસે તેને લીધો. બીજો પ્રસંગ એવો વરસાદનાં બગડી ગયેલ કપડાં તુરત બદલાવી એક જણને કપડા જોતાં હતા.. ... મેળ બસી ગયો. ધંધાની સુઝ મોસ સમક્ષ આવી. અને આ પેઢી થઇ પડી

પહેલી લડાઇ બંધ પડી અને લશ્કરમાથી છુટા થયેલા સૈનિકોને 'સીવીલીયન પોશાક' જોઇતા હતા અને 'મોસ બ્રધર્સ' ઉપર મોં ત રમી પડયા.... પેઢીને નવો મ ત્ર' સુઝ્યો.... ભાડે કપડા આપવાનો...

લડાઇના કારણે સો વિભાગ પણ શરૂ થયો... નવો સૈનિકોના ગણવેશ... અને પછી તો લગ્નના કપડાંની માગ વધી. એક ટંક કોઇના લગ્નમા જવું હોય– કોણ મોંઘા કપડાં વસાવે. ભાડે લઇ લેવાં... અને પેઢીએ નવો વળાંક સ્વીકારી લીધો.

મોસ બ્રધર્સની પેઢીના કામનો વ્યાપ બ્રિટન પૂરતો જ મર્યાદિત નથી. આખા વિશ્વમાં તે સંકળાયેલ છે, પથરાયેલ છે. હોને ઘુલુમાં એક નાટક કરવાનું હતું. 'એરીગી શો હતો અને જૂના વખતના કપડા જરૂરી બન્યા... મોસ બ્રધર્સે તો મફત કપડાં પૂરા પાડવા સ્વીકાર્યું અને નાટક એવું સફળ થયું કપડાના કારણે કે બીજા શો–ટીકીટના ભાવ ૭૦ ડોલર એક ટીકીટના !

કોપનહેગન એક ડીપાર્ટમેન્ટલ સ્ટોર તરફથી તાર મળ્યો પેઢીને : 'ટોપ હેટ આપી શકશો ?' પુછાયું 'કઇ સાઇઝની ?' જવાબ આવ્યો ગમે તે સાઇઝની ચાલશે – અમારે તો આ મોટા ટોપા ઊંધ વાળી કુંડા રૂપે મુકી તેમ 'ગ્રીન્ડો ડીસ્પ્લે માટે ફૂલ છોડ રોપવા છે' અને પેઢીએ જરૂરી માંગ પૂરી પાડી !

આ છે "મોસ બ્રધર્સ" બ્રિટનની એક પેઢી જે માત્ર રાષ્ટ્રીય નથી રહી અને જેણે આંતર રાષ્ટ્રીય ખ્યાતિ મેળવી છે



## સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીયશાળાના
# એક વિદ્યાર્થીની દૈનંદિની

પ્રભુદાસ ગાંધી

(૩)

ફાગણ સુદ ૪ શનિવાર તા. ૧૬-૩-૧૮

સવારે ને વાગ્યે ઊઠયો. કસરત કરી નાહ્યો અને પ્રાર્થના કરી. પ્રાર્થના બાદ મગનકાકાએ કહ્યું કે આજે શાળા બંધ રાખવી ને મજૂરો સાથે કામ કરવું એવો બાપુજીનો મત છે. તેથી શાળા બંધ રહેશે.

દરેક શિક્ષક તથા વિદ્યાર્થી કામે ચડશે એમ ઠર્યું. નાસ્તો લીધો. થોડો વખત જૂદું જૂદું કામ કર્યું. પછી ૨૫ માણસોનાં નામ લખ્યા ને તેમની પાસેથી પાકી ઇંટો લઇ ખડકાવવાનું કામ કર્યું. પાછળથી મારી મદદે કાન્તિલાલ તથા ઇશ્વરલાલ આવ્યા હતા. ૧૧॥ સુધી કામ કર્યું. તે પછી નાહ્યો ને ૧૨॥ વાગ્યે જમ્યો. જમ્યા પછી મારી ટુકડીને ૧૦ ઇંટના (એક) પૈસા લેખે પૈસા ચૂકવ્યા ને થોડો આરામ લીધો.

એક વાગ્યે મિલ માલિકો બાપુજી પાસે આવ્યા હતા ને વાતો કરી હતી. તેઓ ગયા પછી આનંદશંકરભાઇ સાથે બાપુજી વાતો કરતા હતા. ત્યાં અમે જઇને બેઠા ત્યારે વરસાદ આવતો હતો. ત્યા મગનકાકા એક તાર લઇ આવ્યા, તેમાં હતું કે સ્વામી સત્યદેવજી નજરકેદ થયા છે.

આનંદશંકરભાઈની વાતો બંધ થયા પછી બાપુજી નહાયા ધોયા. અમે જમીને સભામાં ટાણાસર પહોંચી ગયા. ત્યાં બાપુજીએ ભાષણ આપ્યું :–

"મારી પાસે રાવ આવેલી છે કે રોજ બે પત્રિકાઓ નીકળે છે તેમાં તો લખેલું હોય છે કે મજૂરોએ શું કરવું જોઇએ અને શુ ન કરવું જોઇએ. પણ એમ નથી આવતું કે લડત કયારે બંધ થશે. આનો જવાબ એ છે કે જ્યાં સુધી શેઠયાઓને વિશ્વાસ નથી પણ વહેમ છે કે તમને એકવાર આપશે તો તમે માથે ચડી બેસશો ત્યાં સુધી આ લડત લંબાશે જ. તમે સારા થાઓ તો આજે જ ૩૫ ટકા શું, ૯૦ ટકા (તમારે માટે) મેળવી શકાય. નહીં તો છ મહીને પણ ન મળે.

"જો તમારે પૈસા દારુમાં કે જુગારમાં ઉડાવવા હોય તો તો હું પણ નથી ઇચ્છતો કે તમને વધુ પૈસા મળે. અને જો તમે કહો કે આ દુર્ગુણ અમારામાંથી નીકળે એમ નથી તો તમે અત્યારે મિલમાં જાઓ – જો કે મને તો કારી ઘા થશે જ.

"અને બીજું કે તમે આશ્રમમાં આવો છો ત્યારે તમે જે ભાઇચારો બતાવો છો તે ઠીક નથી. જેમ કે સુથારખાનામાંથી પાટિયાં લેવાં, ચશ્મા ઉપાડી લેવાં, કપડાં ચોરવાં, વગેરે તમે કરો છો તે ઠીક નથી. સોમવારે એવા માણસો કામ કરવા આવજો કે જેને કમાવાની ખાસ જરૂર હોય"

સભા પછી અમે અહીં આવ્યા. હું દસ વાગ્યે સૂતો. રાત્રે ૧૨॥ વાગ્યે બાપુજી, અનસયાબહેન તથા શંકરલાલભાઈ આવ્યાં હતાં.

રવિવાર ફાગણ સુદ ૫ ૧૭-૩ ૧૮

આજે સવારે હું વખતસર ઊઠયો હતો. ઉઠી, નાહીને પ્રાર્થનામાં ગયો. આજે સવારે પ્રાર્થનામાં બાપુજી તથા અનસુયાબહેન આવ્યાં હતાં. બાપુજીએ પ્રાર્થનામાં અમને બધાને નીચે પ્રમાણે બોધ આપ્યો.

"જ્યારે મેં ન ખાવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે મને થયું કે હું આશ્રમમાં ઉઠીને પડું ને બધાને કહું. આશ્રમ એટલે રાષ્ટ્રિયશાળા અને આશ્રમ. પણ આજ સુધી મને વખત ન મળ્યો. કહેવાનો વખત પ્રાર્થના જ છે. કારણ કે બીજા વખતમાં હું તમારી બીજી ફરજોમાં વિઘ્નરૂપ થવા નથી ઇચ્છતો.

"હું જોઉં છું કે હિંદુસ્તાનમાં જેઓને મોટા નેતા કહી શકાય, જેની પાછળ મરવાને

એક લાખ માણસ તૈયાર હોય, એવાને પણ પ્રાચીન સુધારા ઉપર શ્રદ્ધા નથી તિલક મહારાજ જેવાને પણ બોલ્યુ ન પાડવામા અઘોર પાપ નથી લાગતુ. તેમ જ માલવિયાજીનુ મને આ અપવાસમા અત્યત શાન્તિ રહે છે છ મહિના સુધી પણ ટકી શકાય"—આના ઉપર બીજુ ઘણુ વિવેચન કર્યુ છે પણ તે બહુ લાબુ ને લખવુ મુશ્કેલ છે

પ્રાર્થના પછી નાસ્તો કર્યો ને બે દિવસની ડયરી લખી પછી મર્દન કરી નહી જાગ્યો. બપોરે બાપુજી સાથે (એમના) કપડા લઇ નદીએ તેઓ નહાવા ગયા હતા ત્યા ગયો હતો પછી સાઇકલ સાફ કરી સભામા ગયો ત્યા સાત વાગ્યા સુધી રાહ જોઇ અમે એક ગાયન ગાયા બાપુજી માલિકો સાથે મસલત કરતા હોવાથી ન આવી શક્યા અને સભા બરખાસ્ત થઈ

નોધ

અન્નનો દાણો યે ન લેવાનો તથા વાહનમા ન બેસવાની બાપુજીની પ્રતિજ્ઞાના એ દિવસેનું સ્મરણ આવતાં આજે વધારે સમજાય છે કે એ કેવો કરોકટીનો સમય હતો બાપુજીના અતરમા વિચારોનું અત્યત ઉગ્ર મથન ત્યારે ચાલી રહ્યું હતું

તે દિવસની ડાયરીમા મે નોધ્યુ નથી નોધવાનુ મને સૂઝ્યુ નથી પણ ખૂબજ ભૂખ્યા અને થાકેલ બાપુજીને પગને સાબરમતીનાં નીર સુધી હુ તે દિવસે એમના કપડા લઈને ગયો તે એ દૃશ્ય આજેયે મારી સ્મરણમા ખડુ છે હૃદયકુ જથી ઉપરવાસ તેઓ નહાવા ગયા હતા ની કાઠો હાથો હતો જ્યાસાના કાઠમા થઇને સાકડી કેડી પર થઇ નદીના પાણી સુધી પહોચાતુ હતુ. અત્યત શાતિથી ધીરે ધીરે બાપુજી ચાલી રહ્યા હતા કેડ સમા વહેતા પાણીમાં ઊભા રહી બાપુજીએ રીતસર સ્નાન કર્યુ હું પાસે જ હાથમા કપડા લઇ ઊભો રહ્યો આખો વખત તેઓ ખૂબ જ ઊડા વિચારમા હતા એક અક્ષર પણ બોલ્યા નહી એટલુ જ નહી એમના મુખ પર રોજના સ્મિતની રેખા પણ દેખાતી નહતી તેઓ પોતાના અતરમા ખોવાઇ ગયા હતા અનશનનુ અતિ તીવ્રતપ પાર પાડવાને મનને પુષ્કળ દૃઢ બનાવવાનુ ચિતન ચાલતુ હેય એવુ મને દેખાયુ એમના સાન્નિધ્યની એ અણમોલ ક્ષણો મારા જીવનની મોઘામા મોંઘી પળો રૂપે મનમા સઘરાઈ રહી છે

જેને રસ હોય તે મહાદેવભાઈએ લખેલ પુસ્તક 'એક ધર્મયુદ્ધ ' અને શકરલાલભાઈએ લખેલ 'ગાધીજીની મજૂર પ્રવૃત્તિ' મા આ મજૂર હડતાલનો ઇતિહાસ વાચે તે પરથી સમજાશે કે સ્થાપિત હિતવાળાઓ સામે મજૂર સગઠનનુ શાતિભર્યું બળ બાપુજીએ પોતે તપ કરીને કેવી રીતે પ્રગટાવ્યુ તથા સફળતા મેળવી

*

[અનુ પાન ૯૭ ચાલુ]

અદર કેવો છુ, બહાર કેવો છુ. અતરનો અવાજ આચરણ માટે જુદુ કહે છે બહારનો અવાજ જુદુ કહે છે લોકોને સારુ લાગે ને પરિણામે હુ મોટો કહેવાઉ એવી રીતે વર્તું કે પછી જેનાથી પ્રભુ પ્રસન્ન થાય, સત્ય લજવાય નહિ એવી રીતે વર્તું ભલે સત્યની જેમ તપશ્ચર્યા કરાવે પણ એનો જય તો થાય છે જ અતરનો અવાજ સાંભળવાની સાધના રોજ રોજ કરવી પડશે

[1] દરેક શાસ્ત્રમા એક વાક્ય છે મૌનમા બેસો ચૂપ રહો પછી ખબર પડશે સત્ય શુ છે, પ્રભુ કોણ છે? ઈશાનમા તો ફકીરોએ મૌનની સરળ વાતો કેટલાય વર્ષોથી કરી છે

પેટમા હુ બે પણ ઉપવાસ કરવો નથી ગમતો ડાક્તર પાસેથી જુલાબની ગોળી લવાય છે પણ સૂફીઓ તો કહે છે કે સવારે અને સાજે પાચ મિનિટ માટે આખો બધ, મો બધ, કાન બધ ફક્ત બેસો બહારનો શબ્દ એ છો સભળશે તેથી અતરનો અવાજ સભળાશે અતર દેખાશે અને જે એમા નિરતર વસે છે જે ગુરુઓના ગુરુ છે તેનો પણ આપણને સ્પર્શ થશે.

[ અનુ. પાન ૧૦૫ ચાલુ ]

અનુભવ મેં પણ કર્યો હતો. મારી આંખોમાં પણ અશ્રુ ઊભરાઇ આવ્યા– મારી પોતાની નિર્બળતા ઉપર. આ લોકો તો પ્રારબ્ધમાં માનનારા હતા પણ હું કંઇ રીતે તેમને મદદરૂપ થઇ શકું ?

થોડીવારે અવિનાશે મારો હાથ પકડી લીધો અને કહ્યું : "ચાલો, આપણે જઇએ."

ધીમે પગલે અને ભારે હૃદયે અમે ગામ તરફ ફર્યા. થોડીવાર સુધી અમારા બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહીં. છેવટે મેં પૂછ્યું :

"શું આનો કોઇ ઉપાય નથી ! સોનલને નાથી શકાય નહીં ? મારા જ વતનની વાત કરું તો મારા શહેરની પાસે હડસન નદી એક માઇલ પહોળી છે. પાણીનો પટ તેથી અડધો હશે પણ હડસન બ્રીજ મોટરમાં એક મિનિટમાં ઓળંગી શકાય એ નદી કોઇ ભોગ માગતી નથી "

" તે પણ બનવા જોગ છે," અવિનાશે ધીમા અવાજે કહ્યું : "પણ અહીં તો જ્યારે પણ જૈન જો પૂરો થશે અને ચોમાસું શરૂ થશે ત્યારે આ પ્રમાણે બનવાનું જ. રોજ નહીં રોજ ધૂધવતાં પૂર– અને એ જ માનવબલિ. અમારે ત્યાં ફેરફારને અવકાશ નથી– You understand me, mr. Jones !"

મેં અવિનાશ તરફ જોયું. તેના ચહેરા ઉપર પ્રારબ્ધવાદી મનુષ્યની મક્કમતા હતી. પાછા ફરીને સોનલ નદી તરફ જોયુ–તેના રહસ્યથી ભરપૂર પાણી નિર્દોષ રીતે વહી રહ્યાં હતાં–જાણે કાંઇ બન્યું જ નથી.

સોનાપૂરમાં ત્યાર પછી હું બે માસ રહ્યો. અને બે વર્ષ પછી ભારત છોડી મારી માતૃભૂમિમાં પાછો ફર્યો છું. હડસન બ્રીજ ઉપરથી મારી નવીનકોર મોટર ગાડીમાં મો માઇલની ઝડપે પસાર થઉં છું અને અધવચ્ચે એક મારી ગાડી થોભાવું છું, અને એક પળ, નીચે હડસનનાં કાળાં ભમ્મર પાણીમાં દૃષ્ટિ ફેરાવું છું. મને યાદ આવે છે ભારત– તેની સોનલ નદી– અને રહસ્યમય કહાણી. શું દરેક નદી–ના વહી જતા પાણીમા આવી કથા છૂપાએલી હશે ? બીજી જ ક્ષણ બેક છોડી Top Gear મા ગાડી મૂકુ છુ અને ચાલીસ સેકંડમા હડસન બ્રીજને બીજે છેડે આવી પહોચું છું

*

[ અનુ. પાન ૧૦૭ ચાલુ ]

જુલાઇના પ્રથમ સપ્તાહમાં વિશાખાપટ્ટમ ખાતે વાહનવ્યવહાર ખાતાના પ્રધાન સંજીવ રેડ્ડીએ, કાચા લોખંડની નિકાસ માટેની એશિયાની એક મહાન યોજનાની ઉદ્‌ઘાટન વિધિ કરી હતી તે સૂચક બની રહે છે. અમેરિકાએ આપેલી ૧૪ કરોડ રૂપિયાની મદદથી વિશાખાપટ્ટમ ખાતે, જહાજમા દર કલાકે અઢી હજાર ટન કાચુ લોખંડ ઠાલવી શકે તેવી અદ્યતન સામગ્રી ગોઠવવામાં આવી છે. ઓરિસ્સામા કિરિબુરુ ક્ષેત્રનું કાચુ લોખંડ અહીંથી જાપાન ખાતે નિકાસ કરી શકાશે અને દર વર્ષે ૮૦ લાખ ટન લોખંડની નિકાસ થશે, ભારત અને જાપાન વચ્ચેનો વેપાર દિન પ્રતિદિન વધી રહ્યો છે તેમાં આ લોખંડ સૌથી મોખરે છે. નિકાસની ક્ષિતિજો વિસ્તારવા માટે ચોતરફના પ્રચંડ પુરુષાર્થની જરૂર છે.

## એશિયાઇ પવન

અમેરિકાના ડીન રસ્કે, એશિયાની લાંબી મુસાફરી પછી જે અહેવાલ પ્રમુખ જોન્સન સમક્ષ રજૂ કર્યો છે તમા વૉશિંગ્ટનને પ્રિય એવા અનુકૂળ પવન આ પ્રદેશમા ફૂંકાતા હોવાની વાત કરી છે. ઇન્ડોનેશિયાએ આન્તરિક સામ્યવાદને ભાળીને ભસ્મીભૂત કરી નાખ્યો છે; ભારત– પાક વૈમનસ્ય તાશ્કંદ કરારથી ઓગળી રહ્યુ છે; જપાન સમૃદ્ધ અને શક્તિશાળી બનતુ જાય છે, મલેશિયા સામેનો ભય અત્યારે દૂર થયો છે; દક્ષિણ કોરિયા, દક્ષિણ વિયેટનામ અને થાઇલેન્ડમા બધું ઠીકઠીક છે. અને આ રીતે અમેરિકાના મત પ્રમાણે તેને એશિયાનું વાતાવરણ વધુ સારું લાગે છે. પણ એ તો અમેરિકાની દૃષ્ટિએ અથવા તો જ્યાં અમેરિકાએ પોતાના પૂતળા રાખ્યા છે ત્યાંની વાત છે. પણ તેથી એશિયાનો મિજાજ

પારખવા માટેનું થર્મોમિટર વૉશિંગટનમાં હોઈ શકે? અમેરિકાને ખબર હતી કે ઇન્ડોનેશિયાની જનતા સુકર્ણોની એક હથ્થુ સત્તા ફેંકી દેશે? પાકિસ્તાન અમેરિકાના અહેસાન નીચે હોવા છતાં ચીનની ગોદમાં ભરાશે તે ખ્યાલ હતો? પાકિસ્તાન અને ભારત વચ્ચે ભયંકર યુદ્ધ ફાટી નીકળશે એવી આગાહી તેણે કરી હતી? હજુ પણ વિયેટનામમાં લશ્કરી દબાણ તળે હોચી મીન્હને શરણું સ્વીકાર કરાવવામાં પોતે સફળ થશે એમ અમેરિકાની વર્તમાન સરકાર માને છે. એશિયામાં ક્યારે શું બને તે કહેવાય નહિ.

## વ્યોમમાં વનરાજ

વનરાજ જંગલનો રાજા છે એટલું જ નહિ વ્યોમમાં પણ તે ચક્રવર્તીપદ ભોગવી શકે છે તેનો પુરાવો તાજેતરમાં પશ્ચિમ જર્મનીથી લંડન પ્લેનમા મુસાફરી કરી રહેલા ત્રણ વનકેસરીઓએ આપ્યો હતો. તેમને લઈને આવતું વિમાન જ્યારે બેલ્જિયમની હદમાંથી પસાર થતું હતું ત્યારે પિંજરમાંથી આ વનરાજો છટકી ગયા હતા અને સહ પાયલોટે એક કુહાડી વડે તેમની સાથે હરામા યુદ્ધ કર્યું હતું અને વિમાનને તાકીદનું ઉતરાણ કરાવવું પડ્યું હતું.

બન્ને વિમાનીઓ વિમાનની કાચની બારીઓ તોડી નીચે કૂદી પડયા હતા જ્યારે વનરાજ (જેમાં એક બચ્ચું હતું) ઘૂરકાટ કરતા રહ્યા હતા. દેખીતી રીતે જ આ વનરાજોની ઇચ્છા લંડન જવાની નહિ હોય. તો પછી તેમને પરાણે વ્યોમ વિહાર કરાવનાર કાળા માથાના માનવીની દાદાગીરીનો જવાબ આપવો જ રહ્યો. એટલું સારું થયું કે વિમાન હવામાં હતું તે દરમ્યાન પાયલોટને જીવલેણ ઇજા પહોંચાડી નહિ; નહીંતર બધાનું જ કબ્રસ્તાન ત્યાં જ રચાઈ ગયું હોત.

## એ પણ કલાકાર છે!

હલદીઘાટના યુદ્ધમાં શૂરા બાવીસ હજારે જે ભાગ ભજવ્યો તેની યાદ તાજી થાય છે. મુંબઈમાં પંદર હજાર કેશકર્તન કામદારોએ અભૂતપૂર્વ હડતાલ પાડી. તેમની ફરિયાદ સાચી હતી. તેમની કારીગરીને યોગ્ય મોભો મળે અને વેતનની ભૂમિકા તેના પર રચાય એવી તેમની માગણી હતી. જેઓ સ્વયં દાઢી કરે છે, તેમજ જેઓ વાણંદ પાસે દાઢી કરાવે છે તે ઉપરાંત જેઓ દાઢી નથી કરતા તે બધાની જ સહાનુભૂતિ આ લોકો તરફ થવાની. બૂટ પોલિશ કર્યા પછી બૂટ ચક મક થાય તેવી જ રીતે દાઢી પણ બનાવ્યા પછી ચહેરો ઝગારા ન થાય તો દાઢી બનાવી ન બનાવી બધું જ સરખું. ઘણા લોકોને, દાઢી બનાવીને ઑફિસે ગયા પછી જ ખ્યાલ આવે છે કે બેત્રણ ઠૂંઠા ઊભાં રહી ગયાં છે! જ્યારે આ કલાકારો જે દાઢી બનાવે છે તેમાં કાંઈ જ કહેવાપણું રહેતું નથી. તેમની કલામાં તેમનું નૈપુણ્ય, દક્ષતા અને દૃષ્ટિ દાદ માગી લે છે. અસ્ત્રાની ધાર તલવારની ધાર કરતાં પણ કાતિલ છે, છતાં કેશ કર્તન કામગારના હાથમાં રહેલા અસ્ત્રાની ધાર નીચે કોઈ પણ ઘરાક પોતાને સંપૂર્ણ સલામત માને છે. અસ્ત્રાને પથ્થર સાથે ઘસવાથી બધી કારીગીરી આવી જતી નથી; અસ્ત્રો કેમ પકડવો, તેને કેટલું દબાણ આપવું, ઘરાકની દાઢી સાથે કેટલી ડીગ્રી (અંશ)ના ખૂણે સ્પર્શ સાધવો આ બધી ગણતરીમાં વિવેક છે, ગણિત છે અને તુલનાશક્તિ છે. મુંબઈના વાણંદોની વાત ખોટી નથી.

## સ્ફુલિંગ

ઇઝરાઈલે સિરિયામાં જોર્ડન નદી ઉપર બંધાતા બંધ પાસે એન્જિનિયરીંગ સામગ્રી ઉપર બોમ્બમારો કરી ભારે મોટી ઉશ્કેરણીનું કારણ આપ્યું છે. આરબ રાજ્યો વળતો પ્રહાર નહિ કરે એમ માનવા કારણ નથી. ઇઝરાઇલની ફરિયાદ છે કે જોર્ડન નદીના પ્રવાહને વાળી લઈને તેને પાણીથી વંચિત રાખવાનો આરબ રાજ્યોનો પ્રયાસ તેને મંજૂર છે. વળી યુનોને જણાવેલ એક નિવેદનમાં ઇઝરાઇલ સરકારે જણાવ્યું છે કે તેણે રાજકીય તેમજ અન્ય સઘળા માર્ગોદ્વારા સિરિયાનું ધ્યાન દોરવા પ્રયત્નો કરી જોયા હતા અને તેમાં ન ફાવ્યું ત્યારે જ બૉમ્બ મારો કરવો પડ્યો છે. હવે વાત આગળ ન વધે તો સારું. આ પ્રદેશમાં પાણીની ભારે કિંમત છે અને પાણી ખાતર યુદ્ધ ચડવું પડે તેવી ખતરનાક પરિસ્થિતિ પ્રવર્તે છે. [અનુ પૃષ્ઠ ૩ પર]

[અનુ પાન ૧૨૮થી ચ-]

## ઘરાકના દાંડા

દિલ્હીમા ૧૫મી જુલઈએ સહકારી ડીપાર્ટમેન્ટલ સ્ટોરનું 'સુપર બઝાર'મા ગ્રાહકોના હાથે ઉદ્ઘાટન થયું અને ૩૦ ટકા ઓછા ભાવે ચીજ વસ્તુઓ વેચાવા મૂકી તેના ઉપર પડાપડી થઈ ભારતભરમા આ પહેલો જ પ્રયોગ છે અને તે સફળ નીવડવા પુરી વકી છે આવા સ્ટોર્સ મુંબઈ કલકત્તા, મદ્રાસ, અમદાવાદ એમ ઠેકઠેકાણે ઉઘાડવાની તાત્કાલિક જરૂર છે તેમજ નાના શહેરોમા છુટક સહકારી ગ્રાહક ભંડાર વહેલી તકે ખોલી નાખવાની જરૂર છે રાજ્ય સરકારો બહુજ શિથિલ ગતિએ કામ કરે છે અને કેન્દ્ર શું કરે છે, તે લાંબો સમય જોયા પછી જ કીડીની ગતિએ આગળ વધે છે. આ નવીન સહકારી પ્રવૃત્તિથી વેપારીઓના પેટમાં તેલ રેડાઈ જવાનું છે અને સરકારે ફેંકેલો આ પડકાર તેમણે ઝીલી લેવો જોઈએ અથવા પડ છોડીને ચાલ્યા જવું જોઈએ ગ્રાહકે ઘણું સહન કર્યું છે– હવે દિવસો તેના છે આટલાં વર્ષો સુધી કાળા બજારમા પ્રજા રિબાઈ છે તો હવે થોડાં વર્ષ વેપારીઓ એ લાભ લે.

## ખુદાઈ ખિતમતગાર

ઉપરાષ્ટ્રપતિ ડૉ. ઝાકીર હુસેન અફગાનિસ્તાન ની મુલાકાત વેળાએ કાબુલમા સરહદના ગાંધી અબ્દુલ ગફારખાનને પણ મળી આવ્યા પોણોસો વર્ષના આ બુઝર્ગ પુરૂષે ઘણું સહન કર્યું છે અને પાકિસ્તાનની સ્થાપના પછી પણ પંદર વર્ષ જેલમાં ગાળવા પડયા અને તેમની તબિયતને ખુબ સહન કરવું પડયું. છેલ્લા બે વર્ષથી તેઓ મુક્ત છે. 'તેઓ ધારે ત્યારે અહી આવી શકે છે' એવુ એક માત્ર વાક્ય ઉચ્ચારવા સિવાય ભારતની સરકાર તેમને માટે કાંઈ કરી શકી નથી. તેઓ ગાંધીજીની જ રાજકીય ફિલસુફી તેમજ તેમની સાદગીમા માનનારા હોઇ, ભારતની પ્રવર્તમાન પરિસ્થિતિ તરફ તેમને અચંબો લાગે, રોષ થાય તે પણ શક્ય છે કેમકે ગાંધીજીના અનુયાયીઓ સ્વતંત્રતા મળ્યા પછી આવુ કરશે એવી ધારણા કોઇએ ન રાખી હોય ગફારખાન ભારત આવે તે શક્યતા બહુ ઓછી છે કેમકે અહી આવવાનું શું પ્રયોજન હોઈ શકે? તેમના પક્ષને અને ખુદાઇ ખિદમતગારના રહ્યા સહ્યા નેતાઓને પાકિસ્તાને કચડી નાખ્યા છે અને જેલમા ગોંધી રાખ્યા છે પાકિસ્તાનમા લોકશાહી ઢબે તેમને સ્વતંત્રતા જોઇએ કે જે ભારત અપાવી શકે તેમ નથી.



## રૂપાયતન પ્રકાશન

આવા હતા બાપુ—૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી-ગુરુ — — ૧-૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બંદાઓ — ૦-૩૭
મસ્તીની પળોમા— — ૦-૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦-૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦-૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦-૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦-૧૫
રામતીર્થની રત્નમાલા — ૦-૩૫

# વૈષ્ણવજન



વર્ષ : ૫ | ઑગસ્ટ : ૧૯૬૬ | અંક : ૫


## અનુક્રમણિકા



કૃપયા

[પૃષ્ઠ ૧૩૨ પછી અનુક્રમમાં ભૂલથી ૧૩૫ છપાયા તે સુધારી ૧૩૩ વાંચવા અને ૧૩૮ પછી ૧૩૭ છપાયા છે તે ૧૩૯ વાંચવા અને તે પછી આગળના નંબરો વાંચવા વિનંતી છે.]


સંપાદક : નવીન ગાંધી


### સૂચના

(ગ્રાહકોને)

દર માસની આઠમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો એ તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

•

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, ટાઈપ કરેલું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.


લવાજમ

દેશમાં (વાર્ષિક) ૮ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૬, રામકૃષ્ણનગર

રાજકોટ-૨



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ.





# મૃત્યુ-દૂત

ગુરુદયાલ મલ્લિક:

મૃત્યુ એક ભૂત નથી જેનાથી માણસે બીવું જોઇએ તે પણ ભગવાનનું એક સ્વરૂપ જ છે. તેથી મૃત્યુ જ્યારે આવે છે – અને મૃત્યુ કોને નથી આવતું ?– ત્યારે માણસે એનું આતિથ્ય કરવું જોઈએ.

આપણે મહેમાન સામે જે કંઈ સારી વસ્તુ આપણા ઘરમાં હોય તે ધરીએ છીએ અથવા જે એને ગમી જાય એવી હોય તે એને આપીએ છીએ, કારણ કે આપણે એ રીતે એને આપણી એક ઓળખાણ આપવા ઇચ્છીએ છીએ. તેવી રીતે જ્યારે મૃત્યુ- જે ઈશ્વરનો એક દૂત છે- આપણે આગળ આવે છે ત્યારે જે એને સારુ લાગે છે અને જે એને જોઇએ છે તે એને આપીએ

એવું કરવામાં આપણને દુઃખ તો અતિશય થશે, પણ જે કંઈ આપવાથી આપણને દુઃખ થાય છે તે પ્રભુને એક ભેટ તરીકે એના દૂત દ્વારા – મૃત્યુ દ્વારા– મોકલીએ છીએ. જ્યારે એવો વિચાર આપણે કરીશું ત્યારે તરત જ આપણું એ દુઃખ દાન કરવાથી અથવા આપણા પ્રિયજનને ભેટ આપવાથી આનંદ ઉદ્‌ભવે છે એમાં બદલાઇ જશે જેમ એક મહેમાનને આપણા ઘરમાં જે સૌથી સારી વસ્તુ છે તે આપતા આપણને પહેલા દુઃખ થાય છે; પણ જ્યારે આપણે જોઈએ છીએ કે તેને એ વસ્તુ બહુ જ ગમી ગઇ છે, ત્યારે આપણું દુઃખ કોણ જાણે ક્યાંય ગુમ થઇ જાય છે.

ઇશ્વરનો આ દૂત – મૃત્યુ – દરેકનું આતિથ્ય માગે છે. એને કોઈ પર દબાણ કરવાનું રુચતું નથી. તેથી જો આપણે સ્વેચ્છાથી અને શ્રદ્ધાપૂર્વક એનું આતિથ્ય કરીશું તો એને આપણા ઉપર કંઇ દબાણ કરવું નહિ પડે અને આપણને પણ કંઇ દુઃખ સહન ન કરવુ પડે.

મૃત્યુ એ પ્રભુનો એક બુરખો – Mask – છે, જેમ માણસ તેનો એક બુરખો – Persona – mask – છે. તેથી માણસ અને મૃત્યુ બન્ને સહોદર છે, એમ આપણે કહી શકીએ તો પછી ભાઈ જ્યારે ભાઇને મળવા આવે ત્યારે આનંદોત્સવ ઊજવવો જોઈએ, નહિ કે ભાઇને પોતાના ભાઇ સાથે મળતા રોકકળ શરૂ થઇ જવી જોઈએ.

# પરિભ્રમણ

'આશુતોષ'

## સજાગં ચ સત્યં

એ વાતને આજે એક વર્ષ થવા આવ્યું છે જ્યારે પાકિસ્તાને ભારતપર સશસ્ત્ર આક્રમણ કરી જોવાનો જોખમી પ્રયોગ ૧૯૬૫ના ઓગસ્ટમાં કર્યો હતો. આની શરૂઆત એપ્રિલ માસ અગાઉ કચ્છની સરહદ ઉપર કરવામાં આવી હતી અને પાંચમી ઓગસ્ટ બાદ કાશ્મિરમા તેનું પુનરાવર્તન થયું હતું. સપ્ટેમ્બરમાં તો દાવાનળ પૂરેપૂરો સળગી ચૂક્યો હતો. મહાભારતમા કહેલા ટૂંકા યુદ્ધ જેવડા આ સમયમાં બન્ને પક્ષો લડાઇની ગંભીરતા, ભયાનકતા અને નિરર્થકતા સમજી શક્યા. એ વાતને વર્ષ થવા આવ્યું છે. સવાલ એ છે કે આજે બન્ને પક્ષો ક્યા ઊભા છે? જે તાશ્કંદ કરાર ખાતર થઇને આપણે એક અભૂતપૂર્વ વડા પ્રધાનનો મોઘો બલિ આપ્યો તે આપણે ભૂતકાળની વાત તો નથી ગણતા ને? તાશ્કંદ આપણે શા માટે ગયા? શાસ્ત્રીજીને ગુમાવીને આપણે શું મેળવ્યુ? હજુ એક વર્ષ પછી પણ તે કરારના પાલન માટે પાકિસ્તાનને આગ્રહ અને સમજાવટ કરવાની હોય તો, પાછા હતા ત્યાંના ત્યાં નથી જઈ રહ્યા ને? એ કે જીતેલો પ્રદેશ પાછો આપીને અને લશ્કરો પાછા ખેંચીને પણ શુભેચ્છાની સ્થાપના થઈ નથી.

વાત આગળ વધી રહી છે. પાકની શસ્ત્રસજાવટ પુરજોસમાં ચાલુ છે. જ્યાથી મળે ત્યાથી પાકિસ્તાન શસ્ત્રો મેળવી રહ્યું છે છેલ્લા અહેવાલ પ્રમાણે બીજા ત્રીજા એજન્ટો દ્વારા, તેણે અમેરિકાના પચાસ સેબરજેટ લડાયક વિમાનો ખરીદ્યાં છે અને આ વાત ઉપર ઢાંક પિછોડો કરવા માટે ભારત અણુબોમ્બ બનાવે છે એવી અફવાના નગારા વગાડતા મૂક્યા છે! આપણે આ ગગાગનો વિરોધ નોંધાવવા જઇશું. દરમ્યાન પાકિસ્તાન તેની શસ્ત્રદોડ તો ચાલુ જ રાખશે. એટલે યુદ્ધની પરિસ્થિતિનું નિર્માણ તો થઇ જ રહ્યું છે. તો પછી ભારતનો રાહ સ્પષ્ટ હોવો જોઇએ. આપણે દુનિયાને કહી શકવાની સ્થિતિમાં છીએ કે પાકિસ્તાને હતું-નહતું કરી શકવાની સ્થિતિમાં અમે હતા ત્યારે સંયમ રાખીને આગળ ધપતા અટકી ગયા; અને શાંતિની સ્થાપના ખાતર અમારા મહામૂલા નેતાને ખોઈ બેસવા સુધી ગયા. છતા પાકિસ્તાન આડોડાઇ કરવા માગતું હોય તો ભારતે ક્યા સુધી ભલમનસાઇ બતાવવી? શા માટે પશ્ચિમના રાષ્ટ્રોને ખુશ કરવા, ભારતે આટલી અવહેલના સહન કરવી? અને એ લોકો આપણને એમ કહે કે ચીન પાસેથી શસ્ત્રો ન મેળવે માટે અમે આપીએ છીએ!

અવમૂલ્યન માટે અમેરિકાની અસર નીચે આપણે આવી ગયા એવો ઠપકો રશિયા આપી શકે! અરબ દેશો નાખુશ થાય માટે ઇઝરાઇલ જેવા નાનકડા, સ્વતંત્ર, મજબૂત રાષ્ટ્ર સાથે સંબંધ પણ ન બાંધી શકીએ! તો પછી જર્મનીના એકીકરણમાં તો આપણાથી બોલાય જ કેમ? અને વિયેટનામ પર બોલવા જઇએ તો ફોગટી જગહાસી થાય. થીગડાં મારી મારીને અત્યાર સુધી ચલાવ્યું છે. હવે આપણી નીતિનો પાયો સત્ય ભૂમિકા ઉપર બાંધી સજાગ થવાની જરૂર છે ચીન પોતાની માનેલી ભૂમિકા ઉપર વિશ્વસમક્ષ એકલું ઊભું છે. તેવીજ રીતે, પાકિસ્તાન સાથે ચોક્કસ ભૂમિકા ઉપર, નીતિરીત બદલવાની જરુર છે. આમે, ભારતના મિત્રો કેવા અને કેટલા છે તે અજાણ્યું નથી. શરૂઆતમા થોડાક મિત્રો દુશ્મન થશે; પણ જ્યારે આપણી તાકાત વધશે અને સૌને ખાત્રી થશે કે ભારત તેની સચ્ચાઈ અને આદર્શમા અણનમ છે ત્યારે વધુ મિત્રો આપણા પક્ષે આવશે.

## ટીંગાટોળી ઘર

દિલ્હીમા ભારતની સર્વોચ્ચ સંસદનું ટીંગાટોળી ઘરમા રૂપાંતર થઇ રહ્યું છે. આશા તો એવી જરૂરી રાખી હતી કે પૂર્વમાં એશિયાની એક મહાન લોક-

શાહી તરીકે ભારત ઊજળી ઊઠે! પણ એ આશા ઠગારી નીવડી છે. લોકસભાના અને રાજ્યસભાના માનનીય સભ્યો એવી રીતે વર્તે છે અને એવા શબ્દો પોતાના સર્વોચ્ચ નેતાઓ માટે ગૃહમાં વાપરે છે કે સજ્જનની તો બોલતાં જીભ થથરાય અને સાંભળતાં કાનના કીડા ખરી પડે! વર્ષાસત્રનો પ્રારંભ સંસદમાં કાંઈક આવો જ થયો. વિરોધ પક્ષના નેતાઓ બેફામ છૂટ લે, અધ્યક્ષનું કહેવું માને નહિ, હાથપગ પછાડે, શોરબકોર મચાવીને સંસદના ભોળાને દાણાપીઠ, શાક મારકીટ કે ગેર બજારની કક્ષામાં લાવી મૂકે, અને તેમને બહાર કાઢવા અધ્યક્ષને હુકમ કરવો પડે અથવા સભા મોકુફી જાહેર કરવી પડે– આ બધું શું બતાવે છે? અને ભારે વજનદાર અર્થ જેમના શબ્દમાં રહેલો છે તે અધ્યક્ષને એમ ચેતવણી આપવી પડે કે લોકશાહી રીતે વર્તવામાં આપણે નિષ્ફળ જઈશું તો ક્રાંતિ આવી પડશે. આનો સૂચિતાર્થ શો? વિરોધ પક્ષો છાતી ઉપર હાથ મૂકીને એમ કહેવા તૈયાર છે કે અગર તેઓ સત્તાપર આવશે તો તેમના 'વિરોધ પક્ષ' ને આટલી છૂટછાટ તેઓ આપશે ખરા? કે પછી રાષ્ટ્રપતિજી કહે છે તેમ અંદરના પશુને દાબવા અસમર્થ છીએ?

## માર્શલ

'અહો, માર્શલ હો! પધારો, પધારો!'

'માર્શલ તો કહેવાનો– ધંધો સારો નથી!'

'ફીલ્ડ– માર્શલ?'

'અરે, એનો વટ તો ચમરબંધીથી પણ વધે!'

'ત્યારે એર– માર્શલ?'

'ના, રે, ના– એ તો આકાશનો રાજા!'

'પણ ત્યારે તમે કયાંના?'

'કોઈ મેળના નહીં! કોણે આવું નામ રાખ્યું છે તે ખબર નથી. પણ લોકસભાના પગી જેવું કાંઈક ખરું! અને સાચું કહું– મને તો શરમ આવે છે– એવા મોટા લોકો, કેટલું બધું ભણેલા– અને કેટલી ખ્યાતિવાળા – હું તો એમને હાથપગે પકડું, હો ભાઈસા'બ! બહુ ખરાબ ધંધો– નિશાળના છોકરાઓ હોય તો તો જાણે કાન ઝાલીને બહાર તગડી મૂકીએ – પણ આવડા મોટા ભાયડાઓ– તમેજ કહો, માર્શલના નામને બૂજો મૂકવો છે?

## ટપાલ ટિકિટ શ્રેણી

હવે તો જે ઝડપથી આપણે ત્યાં નિત્ય નવી ટપાલ ટિકિટો નીકળે છે તેથી સંગ્રહખોરોને સંતોષ અવશ્ય થશે. પણ બીજા દેશોની સરખામણીમાં આપણી ટિકિટ ઝાંખી લાગે છે. બનવાજોગ છે કે છાપવાની સગવડ આપણે ત્યાં સીમિત હશે. આફ્રિકાના કેટલાક નવોદિત દેશોની ટિકિટમાં રંગબેરંગી પક્ષીઓની છબી ભારે ખૂબીથી છાપી છે. આપણું રાષ્ટ્રીય પક્ષી– મોર– તેની પણ રંગીન ટિકિટ કાઢી હોય તો? આમ તો આપણે સાહિત્યકારો, સંતો, કવિઓ, વાદયાર વ્યક્તિઓ અને બનાવો– સૌને ટિકિટોમાં મઢી લીધા છે. પણ તે સામાન્ય છાપ મૂકી જાય છે– રંગોની દિલદાર મેળવણી દેખાતી નથી. ખાસ કરીને વિદેશો સાથેના વ્યવહાર માટે જે શ્રેણી પસંદ થાય તેમાં વિષયની પસંદગી માટે દૃષ્ટિ અને દૂરંદેશીપણાની જરૂર છે. પ્રાચીન શિલ્પ અને સ્થાપત્ય પછી, નિકાસ બજારને વેગ આપવા, એક વેપાર શ્રેણી અસ્તિત્વમાં આવે તો પરદેશોમાં તેનું મૂલ્યાંકન સારું થશે.

## આ શું, હવે સૂઝયું?

જ્યારે ચૂંટણી આવે છે ત્યારે? અલબત્ત, પંજાબના ગવર્નર ધર્મવીર અભિનંદનના અધિકારી છે. ભેળસેળ, કાળાબજાર ઇત્યાદિ સામે જે ઝુંબેશ તેમણે ઉપાડી છે, અને ગુનેગારોને ગિરફ્તાર કરવા માંડયા છે તે ઘણું સારું છે, પણ બહુ મોડું છે. કેમકે વેપારીવર્ગ ચૂંટણીના વર્ષની કિંમત જાણે છે. આમ કરવા જતાં, મતપેટી ઉપર અસર થશે. મરચામાં નળિયાનો ભૂકો આજે વર્ષોથી વપરાય છે, જેમ દૂધમાં પાણી નાખ્યા સિવાય ગ્રાહકને આપવા સામે પ્રતિબંધ છે તેમ! શુદ્ધ ઘી અને વેજીટેબલ ભેળતાં તો આખાદ ભળી જાય છે કે હાઇડ્રોજન

અને ઓક્સિજન મળી $H_2O$ અને—કેટલું સહજ—તેને જુદાં કલ્પી શકાતાં નથી. સિમેન્ટ અને પતરાં માટે આજે વર્ષોથી પરમીટનો ચકાવો લેવાની અને તનેયો સાંભળવાની એવી ટેવ પડી ગઈ છે તેમાં કોઈ હા પાડે ત્યારે ઘડીભર મશ્કરી જેવું લાગે છે! સિમેન્ટને બદલે રાખ તો નહિ હોય ને! અને પંજાબનું જોઈને, બીજા રાજ્યોને ભાવે — ફાવે તેમ કરવું પડશે— કોઈ મુખ્ય પ્રધાનો મનમા રોષ દાબવતા હશે— કેન્દ્ર તમારો દાખલો આપીને કોઈનો ભેદ ઉડાડી મૂકશે— એટલે લાંબા ગાળાના પરિણામનો વિચાર કર્યા વિના આવું ઉતાવળું પગલું કેમ ભરવું પડયું? ત્યા તો હમણા 'પંજાબી સૂબા' અને 'હરિયાણા' નું ભૂખહડતાલ ચાલે છે, ભાવતાલ તો કોઈને યાદ પણ આવતા નથી! હા, એ તો સાવ ભૂલાઈ ગયું! તમારે ત્યા રહ્યું રાષ્ટ્રપતિનું શાસન! એટલે કાંઈક વટ પડે એવું કરવુ જોઈએને? દિલ્હીની સુપર માર્કેટ જેવું જ કાંઈક! ભારતના સાત લાખ ગામડાના લોકોના મોમાં પાણી છૂટયા છે—જ્યારથી દિલ્હીના ભાવતાલ જાણ્યા છે ત્યારથી, હવે અહીં કેટલી વાર છે? કે નથી? કટોકટી પાર તરી ગયા છીએ— ભૂખમરાથી એક પણ મૃત્યુ નોંધાયું નથી. અને ઓહોહો, આ વખતે તો કાંઈ માડવી થઈ છે— મોસમ પૂરી થાય ત્યારે ગુજરાતમા તો ઘરેઘરે બદામના ઢગલે ઢગલા પછી અમેરિકન ઘઉંને કોણુ અડે— મારી બલારાત?

## વિદ્વત્તા

વિદ્વત્તાને કોઈ મર્યાદા હોય? હોઈ શકે? આપણે ત્યાં તો એવું છે કે પી. એચ. ડી. થઈ જાય એટલે વિદ્વત્તાની ચરમ સીમા ગણાય. પરદેશ જઈને અમુક વિષયોમાં નિષ્ણાત થનારા પણ છે પણ તે અહીં મેળવેલું જ્ઞાન વિશેષ સ્વરૂપે શીખવાથી વધારે કાંઈ નથી. શ્રી કામરાજને રશિયામાં જે અનુભવ થયો તેથી તેને નવાઈ તો લાગી હશે જ. કેમકે ભારતની રાષ્ટ્રભાષા તેઓ જાણતા નથી પણ રશિયામાં, તામીલ ભાષાના બે હજાર વર્ષ જૂના ગ્રંથનો અનુવાદ તેમને જોવા મળ્યો, તેમજ એશિયાઈ ભાષાઓના વિદ્યાવિદોમાં, તામીલભાષી વિદ્વાનનું તામીલ ભાષામાં સ્વાગત પ્રવચન સાંભળવા મળ્યું, તેથી મનમાં ઓછું તો આવ્યું જ હશે કે કોઈ ભારતીય આવી રીતે પર રાષ્ટ્રની ભાષા શીખે, સંશોધન કરે અને તે પણ તે દેશની મુખ્ય ભાષા નહિ—પણ અનેકમાંની એક—તે શકય છે? કેમ નથી? દાખલા તરીકે, ચીની ભાષા જાણવાની આજે તાતી જરૂર છે. એવી જ જરૂર જપાનીઝ ભાષાની છે, રશિયન ભાષાની છે. તો આ દિશામાં પ્રયાણ કેમ નથી થતું? આપણે ત્યાં એવી યુનિવર્સિટીની જરૂર છે જે આ પ્રશ્નનો તોડ લાવી શકે. જગતના દરેક રાષ્ટ્રમાં એલચી નીમવા પડે છે ત્યારે તેને ભાષાના પ્રશ્નનો સામનો કરવો પડે છે. પરંતુ જગતની વીશ–ત્રીશ ભાષા માટેનું મહાવિદ્યાલય આપણે આંગણે હોય તો તેનાથી આપણે એક એવી પેઢી તૈયાર કરી શકીએ જે આંતરરાષ્ટ્રિય વિનિમય માટે બહુમૂલ્ય સેવાઓ આપી શકે. વિદ્વત્તાના સીમાડાને વિસ્તારવાની જરૂર તાકીદની છે કેમકે નહીંતર એક એવો દિવસ આવશે જ્યારે રશિયનો પાસેથી આપણે હિંદી શીખવું પડશે.

## યુ. પી. ની હડતાલ

ઉત્તર પ્રદેશના સરકારી નોકરોએ જે અભૂતપૂર્વ હડતાલ પાડી તેણે ભારે ખરાબ દાખલો બેસાડયો છે. કેમકે હડતાલ જ્યારે વ્યાપક બને છે ત્યારે તેને નિષ્ફળ બનાવવી મુશ્કેલ છે. વળી સત્તા હોવાને કારણે હડતાલ દબાતી નથી. એમાં જો બંને પક્ષ પોતે લીધેલ વલણમા અકકડ જ રહેવા માગતા હોય તો બેમાથી એકની હાર નિશ્ચિત હોય છે. આ એક ચેપી રોગ છે તેનો ફેલાવો અટકાવી શકાતો નથી. મધ્યસ્થ સરકારના કર્મચારીઓની પાચ વર્ષ પૂર્વેની હડતાલ પ્રસંગે સ્વ. વડાપ્રધાન નહેરુએ કહ્યું હતું કે જો તે સફળ નીવડી હોત તો સરકાર સ્થાનભ્રષ્ટ થઈ હોત. શ્રીમતી સુચિતા સમક્ષ આ દાખલો મોજૂદ હતો. સત્તાથી બધું થઈ શકતું હોત તો ભાવોને વધતા અટકાવવા, કાળું નાણું બહાર લાવવા અને ગુનેગારને શિક્ષા કરવા સરકાર કંઈક કરી શકી હોત. સૌથી સારું

એ છે કે હડતાલ આવીજ પડે તેવો પ્રસંગ નિવારવો. કેમકે પાછળથી જે પ્રતિષ્ઠા ખોવાય છે તેના કરતા શરૂઆતમાં તેની માત્રા ઓછી હશે. યુ. પી નો દાખલો બીજાં રાજ્યોએ દૃષ્ટિ સમક્ષ રાખવો પડશે.

## ક્રૂર મજાક

મજાક કરવાના ઇરાદાથી કોઇ અઘટિત ગપ વહેતી કરવી અને દુનિયામા હાંસીપાત્ર બનવું એ ભારતની સમસ્ત પ્રજા માટે શરમજનક બનશે. ભરુચ પાસેના એક ગામમાં એક બાઇને સાતમી સુવાવડ આવી અને અગાઉ સહિતના સાતે બચ્ચા સારી હાલતમા છે એ સમાચાર એવી રીતે ફેલાવવામાં આવ્યા કે એક સાથે સાત બચ્ચાંને જન્મ આપ્યો હોય! બાજ જેવી દૃષ્ટિવાળા પરદેશી પત્રકારોએ આ સમાચાર જાણ્યા ત્યારે બાળકોનો તેમજ માતાનો ફોટો લેવા અને ફિલ્મ પાડવા, અનેક સંકટો વેઠી રાત અને દિવસના ઉજાગરા કરી, હેરાન થઈ એક નાનકડા ગામમાં પહોંચ્યા ત્યારે સ્પષ્ટતા થઇ કે એ તો દર વર્ષે આવતી, એવી સાતમી સુવાવડ હતી! જે ખબરપત્રોએ પરદેશમાં આ સમાચાર આપ્યા હશે અને ત્યાથી આવેલી સૂચના અનુસાર વધુ વિગતો અને ફોટાઓ ઝડપી લેવા દિલ્હીથી વિમાનમાં ટ્રેનમાં, મોટરમાં, અને ગાડામાં બેસી, ગામડે પહોંચ્યા હશે અને પોતે હાંસીપાત્ર બન્યા તે બદલ કેવા અભિનંદન આપ્યા હશે? બીજીવાર, કોઈપણ ભારતવાસીનો વિશ્વાસ નહિ કરવા તેણે સોગંદ લીધા હશે?

# એક સૈનિક

અનુ. કંદર્પ જોશી

પોલિસ-થાણા પાસે તેણે ટોળું જોયું તેથી તે ત્યાં ગયો. એ લોકો દરેક જણની છાતીનું ને ઊંચાઈનું માપ કાઢતા હતા. એ લોકોએ તેને તેના પિતાનું નામ પૂછ્યું. કમાલિયા પાસે તેનો કશો જ જવાબ ન હતો અને તોયે એ લોકોએ તેને પસંદ કરી લીધો-ભરતી થયેલા એકસો ને પચાસમાંના એક તરીકે.

નવી ભરતીને તે જ દિવસે દૂર લઈ જવામાં આવી. ભારે મજેદાર મુસાફરી નીવડી. રોજેરોજ દિવસમાં ત્રણ વાર તો ભોજન મળતું, વાટખરચી માટે ખિસ્સામાં થોડાંક સિક્કા ખખડતા અને સારામાં સારો સથવારો.

કોણ જાણે કેટલાયે નવા સ્ટેશનો પસાર કરતી આગગાડી આગળ ધપતી જ રહી. કેટલાયે મોટા સ્થળો તે વટાવી ગયો. આઠમે દિવસે એ લોકો ધાર્યે સ્થળે-પોતાના મુકામે-પહોંચી ગયા.

તાલીમનો વખત તો ખૂબ જ કષ્ટદાયી હતો પણ દિવસમાં ત્રણવાર જમવાનું મળતું એ વાત આગળ સઘળી વિટંબણાઓ હળવી ફૂલ ગણતો. વળી માત્ર એટલું જ ન હતું. જીવનને નવું જ ધ્યેય નવો જ વળાંક અને નવું મહત્ત્વ મળ્યું હતું. પોતે ઘરબાર વિનાનો રઝળુ અનાથ હતો તે લાગણી ધીમે ધીમે તેણે વિસારે પાડી દેવા માંડી. હવે સરસ પથારી વિના તે ઊંઘી શકતો નહિ, માથા નીચે ઓશિકું મળતું. અને જીભે સ્વાદ પારખવાનું શરૂ કરી દીધું...

પોતે કશુંક કરી છૂટવાનું છે એ લાગણીએ તેના જીવનને નવી જ દિશા અને નવી સાર્થકતા દર્શાવ્યાં. હવે કેટલીક તેની ફરજો ઊભી થઈ અને તેને કેટલાક હકોય મળ્યા.

અને પછી તે પ્લેટુન વળી કોઈ દૂરને સ્થળે ઊપડી ગઈ-લગભગ બે હજાર માઈલ દૂર. ત્યાંય તે સ્થાયી થઈ નહિ. ત્યાંથી વળી પાછી તે ત્રીજે સ્થળે ખસેડાઈ. ત્રીજી છાવણીમાં તેઓએ થોડા દિવસો ગાળ્યા. દરમિયાનમાં તે સરસ હિન્દુસ્તાની બોલવા લાગ્યો હતો. હિંદુસ્તાનના લગભગ બધા જ મુખ્ય શહેરો તેણે જોઈ નાખ્યા હતા. કેમ જીવવું તે તેણે શીખી લીધું હતું. તેના ખિસ્સામાં હવે પૈસા હતા અને સરકાર તેને વધારેને વધારે આપવાની હતી.

એક દિવસે કમાન્ડીંગ ઓફિસરે જાહેર કર્યું કે જેઓની ઇચ્છા હોય અને જેઓ પોતાને ઘેર સગાં-વહાલાંને મળવા જવા ઇચ્છતા હોય તેઓ જઈ શકે છે. જેઓને એ માટે રજા લેવી હોય તેઓ અરજી કરી શકે છે.

છાવણી આનંદ ઉલ્લાસથી હાલક-ડોલક થઈ ગઈ. તે દિવસના ઉત્સાહની વાત જ શી! પણ તેના પોતાના ઉત્સાહમાં કશુંક નક્કર ખૂટતું હતું. આ બધું તેને આભાસી લાગ્યું.

તેણે પણ રજા અરજી તો ભરી જ દીધી.

તે રાતે, ખાણા પછી બધા વાતે વળ્યા. મૈસૂરના કોઈ જણે તિનેવલ્લિના કોઈને પૂછ્યું : 'આપણે સાથે જ મુસાફરી કરીશુંને?'

'હા, પણ મારે તો કાલે સાંજે જ નીકળવું પડવાનું.'

'મેં તે જ સમય નક્કી કર્યો છે. ભલા ભગવાન, મારી દીકરીને જોયે જનમારા વીતી ગયા છે!'

મૈસુરવાળો ય પળવાર તો વિચારમાં ગરક થઈ ગયો. તેનો ચહેરો થોડી વાર પછી ચમકી ઊઠયો. જાણે તેણે તેની માનસ આંખોએ પોતાની દીકરી જોઈ લીધી ન હોય.

તિનેવલ્લિવાળાએ કહ્યું : 'મારી બુઢ્ઢી મા! હું તો તેને કશું જ કહ્યા-કારવ્યા વિના જ નાસી છૂટયો હતો! એકનો એક દીકરો છું હું!'

તેને પોતાને પણ થોડો વિચાર કરી લેવાનો હતો. અને તેણે જાણે પોતાની જાતને જ સંબોધીને કહેતો હોય તેમ હળવેથી કહી નાખ્યું : 'ગભરુડી બીચારી! ઝૂંપડીમાં એકલીઅટૂલી નાત બહારના દીકરાના આવવાની રાહ જોતી રહી છે.'

પાલઘાટના કોઈ રહેવાશીએ વળી કમાલિયને જ પૂછી નાખ્યું : 'તું ક્યારે જવાનો? આપણે બેય સાથે?'

કમાલિયાએ અમસ્તો જ જવાબ વાળી દીધો – 'ભલે, એમ તો એમ.'

મદ્રાસના એક જુવાનિયાએ ચારેકોર જોઈને, જાણે કે માર્ગદર્શન મેળવવા પૂછતો હોય તેમ પૂછી નાખ્યું: 'ત્રીશ દિવસથી વધારે વખત રોકાઈ પડવા માટેનો કોઈ રસ્તો ખરો કે?'

પાલઘાટવાળાએ જવાબ આપ્યો: 'માંદગીનો તાર કરી દેવો. હું પોતેય એ જ વેતરણમાં છું. હજારવાના ઘેર જઈને આરોપવાના છે.'

કોઈ બીજાએ કહ્યું: 'એવું કાંઈ ચલાવી લેવાય એમ લાગતું નથી ખબર છે, આ રજા શેની મળી છે? ઘેર જઈ સગાં – વહાલાં કુટુંબીજનોને હરૂબરૂ થઈ આવવાની જ માત્ર. બધાયને મળી લીધા પછી તરતો તરત પાછું ફરવું પડવાનું. તમને બધાને તો કુટુંબકબીલાને મળવાનું થશે. અમને તો મોરચે મોકલે છે, મોરચે.'

કોઈ કશું બોલ્યું નહિ એ મંડળી એકાએક ઠીંગરાઈ ગઈ.

આખરે મૈસૂરવાળો બોલી ઊઠ્યો: 'મને કાંઈ થઈ બેસે તો મારી દીકરીને એક હજાર રૂપિયા મળશે. મારા ભોગે એટલું તો ઘણું. સંતોષ'

તિનેવલિવાળાએ મંત્રવત્ ગણગણ્યું: 'હજાર રૂપિયા મળે તો મારી માને ઘડપણમાં કોઈ સાચવનારૂંય મળી રહે.'

o o o

આખી રાત કોઈ સરખાઈનું ઊંઘી શક્યું નહિ– રાત આખીને આખી, ઊંડા નિસાસાથી ઊભરાઈ ગઈ. ફક્ત ત્રીશ જ દિવસમાં કરવા કારવવાનું બધું જ પતાવી દેવાનું હતું..

કમાલિયો પણ રજા કેમ વીતાવવી તેની ઘડભાંજમાં પડ્યો. પણ તેણે કશું જ કરવાપણું નહોતું અને તેથી તેનો કાર્યક્રમ અનિશ્ચિત જ રહ્યો. ત્રીશ વગર કામના આળસભર્યા દિવસો તેની સામે તરવર્યા કર્યા.

પાલઘાટવાળો તેની બાજુમાં જ સૂતો તરફડીયા મારતો હતો: 'તારે ઘેર કોણ કોણ છે?'

'કોઈ નહિ.'

'રજામાં તું ક્યાં જવાનો?'

આ સવાલનો જવાબ તેની પાસે નહોતો. તેના મિત્રે વળી તેને પૂછ્યું: 'તારું ઘર ત્રિવેંદ્રમમાં નથી?'

કમાલિયો જવાબ આપતાં અચકાયો. આ સવાલનો ય તેની કને જવાબ નહોતો તો!

'ત્રિવેંદ્રમથી જ મારી ભરતી થઈ છે.' તેણે જવાબ આપ્યો.

'મૂળ તું ક્યાંનો?'

'હું ઘેર જવાનો નથી. મારે રજા જ નથી જોઈતી.' કમાલિયાએ છેડાઈને જવાબ આપ્યો.

તેના મિત્રે પૂછ્યું: 'શાને રે તું ચિડાઈ જાય છે? જો એવું જ હોય કે તું પણ ઘેરથી નાસી છૂટ્યો હો તો યે મારા પર શાને છેડાય છે?'

એ લોકોનો વાર્તાલાપનો આમ એકાએક અંત આવ્યો.

મળસ્કું થયું ત્યારે માત્ર એક જ માણસ ઊંઘ વિનાનો જાગતો પડ્યો હતો–કમાલિયો. તેને અચરજ થયું કે તેને એ નામ કોણે આપ્યું હશે? કઈ રીતે તે નાયર થયો? ઘરબહાર વિનાના રઝળુ તરીકે જ્યારે તે રસ્તે રખડતો ત્યારે તો કોઈએ તેને 'નાયર' કહ્યો નહોતો. તેના જીવનની કઈ ખાસ ચોક્કસ ઘડીએ તેને 'નાયર' નામ મળ્યું?

'હું ઘેર જવાનો નથી. મારે રજા જ નથી જોઈતી.' તેના કાનમાં આ શબ્દો તાતા શાપ વચનોની જેમ પડછંદા પાડવા લાગ્યા. આટલી બધી સખ્તાઈથી તેણે કહી દેવું નહોતું જોઈતું. કેરલામાં કોઈ એક સ્થળે, તે અભાગણી સ્ત્રી, પોતાની મા– જરૂર જીવતી હશે... અથવા તે અભાગિયો માણસ, પોતાનો પિતા... અથવા તો તે જ માનો જણ્યો– કોઈ સહોદર, એવું તે કાંઈ હોય કે આ દુનિયામાં તેનો વિચાર માત્ર પણ કરનાર કોઈ જ ન હોય? બને કે તે કોઈ એકને ખોળી કાઢી શકે. જહેમત પૂર્વક ખોજ કરવી જોઈએ...

દેશ આખાના અનેક ભાગો તેણે જોયા છે, દરેક જાત અને ભાતના લોકો સાથે તે હળ્યો મળ્યો હતો. ભાતભાતની બોલીઓ તેણે સાંભળી હતી. પણ કેરલા, તેને યાદ આવ્યું, કેરલાને તે કદી જ ભૂલી શક્યો

નહોતો. રસ્તે રઝળતો ભિખારી હતો ત્યારે પણ નહિ. ત્યાંનું પાણી પણ કંઈ ખાસ પ્રકારનું હતું, જાણે! ખરા બપોરનો સૂરજ પણ, ત્યાં નો આકરો નથી હોતો. મલાયલીના હાસ્યમાં પણ કશું ખાસ હૃદય સ્પર્શી હતું. અને તે ભાષા, તેને માટે તો પ્રેમના ફુવારા ઊડતા મનમાં.

જે ભૂમિએ તેને જનમ આપ્યો અને માની પેરે જેણે તેને જતન કરીને ઉછેર્યો, તેણે આખો મીઠી હોશી અને નાળિયેરીના શીળા છાયા તળે ઊંઘવાની તેને ઉમંગવાળી ઇચ્છા જાગી ઊઠી... તેની શેરીઓ અને ગલીઓમાં રઝળવાની તમન્ના જાગી ઊઠી... અને કેરળ ભૂમિના મુઠ્ઠીભર ચોખા ખાવાની તેની વાસના ભભૂકી ઊઠી...

કમાલિયો તે દિવસે સૌ– પહેલો ઊઠી ગયો, બલકે, જ્યારે બીજા ઊઠી તૈયાર થવા લાગ્યા ત્યારે તો તે ક્યારનો યે મુસાફરી માટે તૈયાર થઈ ગયો હતો.

° ° °

ત્રણચાર દિવસથી એલત્તપીમાં સૌ કોઈ એક સૈનિકને જોઈ રહ્યું હતું. અહીં – તહીં – સઘળે તે જોવા મળતો. દિવસમાં ત્રણ ચાર વાર શહેરના એકે એક સ્થળે તે ફરી વળતો. રાત વેળાય તે જંપતો નહિ. એક સાંજે કોઈ એક મુસ્લિમ મજૂર પોલીસ ચોકીએ એને વિશે કશુંક કહેતો સંભળાયો હતો. તે ક્યાં રહે છે તે કોઈ જાણતું નહોતું, તે ક્યાંથી આવી રહ્યો છે તેનો કોઈને ખ્યાલ સુદ્ધાં નહોતો.

અને પછી એક દિવસે લોકો જુએ છે તો તે ક્યાંય જોવા ન મળ્યો. બીજી સવારે તે આનંદ દેવલેશ્વરમ્ નજીકના એક ઘરના બંધ બારણાની નજીક જોવા મળ્યો. કવીલોનમાં આ મંદિર છે. પતરાનો નાનકડો ટ્રંક તેના હાથમાં હતો. એક નાનકડો છોકરો ત્યાંથી પસાર થતો હતો તેણે તેને કહ્યુ કે એ ઘર તો ખાલી છે, કોઇ રહેતું નથી એ ઘરમાં.

થોડીવારમાં જ એક ઉજળિયાત જેવા સજ્જન મંદિરમાથી બહાર આવ્યા અને કમાલિયો તેની પાછળ ચાલવા લાગ્યો. થોડો રસ્તો કાપીને તે સજ્જન જમણે વળ્યા અને તેઓ જેવા પોતાના ઘરમાં દાખલ થવા જાય છે કે તરત, હિંમત કરીને કમાલિયાએ પોતાની ઓળખાણ આપી : ‘હું કમાલિયો !’

પેલા સજ્જને પાછા વળીને બરાબર જોયું, અને સૈનિક તો જાણે પથ્થરમાંથી કંડારેલી મૂર્તિ. હાથમાં પતરાના ટ્રંક સાથે તે ઊભો રહ્યો.

‘ કમાલિયો ? કયો કમાલિયો ?’ પેલાએ પૂછ્યું.

જવાબ માટે શબ્દો જ ન મળ્યા થોડું ખચકાઈને સૈનિકે રસ્તો પકડયો.

કમાલિયો શેરી આખી ઓળંગી ગયો ત્યાં સુધી પેલા સજ્જન તેની પીઠ ભણી જોઈ જ રહ્યા. કમાલિયો ? ના, એમને કોઈ કમાલિયો યાદ ન જ આવી શકયો !

ચિન્નાકડાડા પાસેથી નાનકડી રેસ્ટોરન્ટના કમાડ ઉપર, ત્યાં હતું, ચપ્પુથી કોતરેલું નામ. ‘કમાલ’. સૈનિકે માલિકને કહ્યું, ‘ પેલું નામ મેં કોતરેલું !’

માલિક કશું બોલ્યો નહિ.

આખું ત્રિવેંદ્રમ તે ભમ્યો. પારામ્મુ નામના કોઇની ભાળ કાઢવા. પણ એવું કોઇ તેને મળ્યું નહિ !

આમને આમ સત્તર દિવસ પૂરા થઈ ગયા. આટલા દિવસમાં કમાલિયાને ઓળખનું એકેય સ્મિત મળ્યું નહોતું. કોઈ સ્વાગતની સ્મિતલહરી તે પામ્યો નહોતો. આખું કેરલા તે ફરી વળ્યો– ‘ અરે, તું ક્યારનો આવ્યો ?’ એવો સવાલ પૂછનાર કોઇ મળી આવે એની ભોળી આશામાં સ્તો ! ઓળખાણ કાઢવાના તેણે કેક પ્રયત્નો કર્યા, પણ બધા જ નિષ્ફળ.

અને, આમ જ વીતી ગયા બીજા સાત દિવસ. રસ્તે મળતા હરેક સાથે વાત કરવા તેણે કર્યું. કેટલાએ માણસોને તેણે ‘ભાઇ’ કહી સંબોધ્યા. પણ તેને કોઇ મળ્યું નહિ. નતો તે કોઇ ઓળખીતું પામી શકયો કે ન તેને કોઇ ઓળખી શક્યું. કાલિકટથી લઇને નાગેરકોઇલ સુધી તેણે ફરી નાખ્યું.

પુરા ૨૮ દિવસ પસાર થઈ ગયા. બે દિવસ હવે તેની પાસે રહ્યા. ૨ દિવસનું પ્રત્યેક ખાણું તેણે બિલ ભરીને ખાધું. કોઇએ તેને નામ દઇને ન બોલાવ્યો ! તો પછી નામ હોવાનો અર્થ જ શો ?

[ અનુ. પાન ૧૫૫ પર ]

# માનસિક રોગો

માર્જરી સાઈકસ

કુટુંબ જીવનની શિક્ષણ પર ખૂબ અસર પડે છે જે બાળકો સારા કુટુંબોમાં જન્મે છે તેઓ શિક્ષણનો લાભ મેળવે છે. સામાજીક કર્તવ્ય અને પ્રેરણા માટે સુંદર સાહિત્ય મુખ્ય ચીજ છે. સારું સાહિત્ય વાંચવા માટે બાળકને પુસ્તકાલયો અને શાળાઓમાંથી સારી પેઠે મદદ મળે છે.

ઇંગ્લેંડમાં અને પશ્ચિમ યુરોપમાં આજે સહુથી મોટું સામાજીક સંકટ એ છે કે કુટુંબ જીવન તૂટી રહ્યું છે. આ કારણે ખૂબ મુશ્કેલી ઊભી થઇ છે. કુટુંબજીવન તૂટવાના ઘણા કારણો છે. કદાચ મોટું કારણ એ છે કે આજકાલ શહેરોમાં સમાજ કેંદ્રિત થતો જાય છે, ગામડાં તૂટતા જાય છે શહેરમાં દરેક વ્યક્તિ અલગ અણુની જેમ હોય છે આધુનિક જીવનમાં ખૂબ સંખ્યામાં લોકો પોતપોતાના કુટુંબો છોડીને અલગ રહેવા લાગ્યા છે. સામાજીક, રાજનૈતિક અને આર્થિક સરકારોની જીવન ઉપર આજે એ અસર છે કે વ્યક્તિને એના કુટુંબમાંથી હટાવીને એને બીજી સંસ્થામાં નાખે છે અને સમગ્ર જીવનની વૃત્તિ કુટુંબની બહાર ચાલી જાય છે.

બાળકને અગર પોતાના કુટુંબમાં સંરક્ષણ નથી મળતું, માનસિક સુરક્ષા નથી મળતી તો તેઓ ખંડિત થાય છે. આથી તો એક વ્યક્તિના સ્વરૂપનું નિર્માણ થાય છે આમ ખંડિત સમાજ બનવાના બે કારણો છે; એક છે કેંદ્રિત શહેરોના જીવન અને બીજું છે કૌટુંબિક જીવનની કમજોરી. આવા સમૂહમાં માનસિક બીમારીઓ વધુ આવે છે. અમેરિકામાં તેર વર્ષ પહેલા એક સમાજશાસ્ત્રીએ તપાસ કરી હતી કે એક સમુદાયમાં કેટલા લોકો આત્મહત્યા કરે છે, અને કેટલા પાગલ બને છે આ બે ચીજો એવી છે કે જેના દર્દીઓ હસ્પિતાલમાં નથી જતાં. જેઓ ખૂબ ગંભીર બીમારીમાં પડેલાં છે તેઓ જ હોસ્પિટલમાં જાય છે. આમ હોવા છતાં પણ આ બે ચીજો થી એક કલ્પના તો આવે છે કે સમાજમાં કેટલી હદે માનસિક બીમારી ફેલાણી છે. મજકૂર સમાજશાસ્ત્રીનું તો કહેવું છે કે જેમ જેમ શહેરો વધતાં જાય છે તેમ તેમ માનસિક બીમારીઓ પણ વધતી જાય છે. સહુથી મોટા શહેરોમાં સહુથી વધારે પ્રમાણમાં માનસિક બીમારીઓ પણ હોય છે. આ ભાઇએ માત્ર એક જ અપવાદ બતાવેલો કે જ્યાં ચીય સમાજ નથી અને જે પોતાનાં કુટુંબ સાથે દૂર રહે છે, આવા કુટુંબોમાં માનસિક બીમારી નથી થયતા ઓછી છે સહુથી સારું સ્વસ્થ નાના ગામડામાં, નાના સમૂહમાં હોય છે, જેમાં લગભગ બધા સભ્યો આપસમાં પરિચિત હોય છે. આ કારણે પશ્ચિમી સમાજશાસ્ત્રીઓમાં ચર્ચા થવા લાગી છે કે એક સ્વસ્થ સમાજમાં સાધારણપણે કેટલી લોકસંખ્યા હોવી જોઇએ આર્થર માર્ગનની આ અંગેની એક કિતાબ છે, " કમ્યુનિટી ઓફ ધી ફ્યુચર " આ પુસ્તકમાં ખૂબ સારી માહિતી છે.

છેલ્લા પચ્ચાસ વરસથી માનસિક બીમારીની હોસ્પિતાલોની સંખ્યા ખૂબ વધી રહી છે. આ અંગેની મહત્ત્વપૂર્ણ વાત તો એ છે કે દર્દીઓ સાથેના વર્તાવમાં ખૂબ પરિવર્તન થયું છે ડોકટરોને અને નર્સોને એ વાત સમજાણી છે કે રોગીઓ સાથે મૃદુ વ્યવહાર જો થશે તો રોગીઓને ફાયદો થશે, મદદ મળશે, રોગ હટશે. પહેલાંના સમયમાં ઇંગ્લેંડમાં જેટલા પાગલખાના હતા, તેમાં દરેક રોગીને અલગ અલગ કમરામાં તાળા મારીને રખાતા. કોઇ કોઇવાર હાથકડી પણ લગાવતા. દવાથી સુધરવાની કોશિશ થતી, આથી બીમારી વધતી, પણ અત્રે જેઓ આ કામમાં છે તેઓને પ્રતિતી થઇ ગઇ છે કે સહિષ્ણુતાથી જ કામ કરવું જોઇએ. ઇંગ્લેંડમાં 'કવેકર્સ' લોકોના હસ્તક આવી હોસ્પિતાલો છે તેઓ ખૂબ સૌમ્યતાથી કામ કરે છે. આને લીધે અન્ય હોસ્પિતાલો ઉપર પણ તેમની અસર થઇ રહી છે. આ બધમાં ઔષધના પ્રગતિ કરી રહી છે કોઇ સારી હરિફાઇમાં જવાથી દવા

પારિવારિક વાતાવરણ જોવા મળે છે આ વાતાવરણને લીધે માનસિક બીમારીમાં સુધાર થાય છે.

ખંડિત સમાજની બીજી સમસ્યા છે, અપરાધી વૃત્તિ. ઘણાને એ કારણે દુઃખ થાય છે કે નાની ઉંમરના બાળકો ગુનાના રસ્તે જાય છે, અપરાધ કરે છે, આનું અસલ કારણ તો એ હોય છે કે આવા બાળકને પોતાના કુટુંબોમા માનસિક સંરક્ષણ નથી મળેલું હોતું.

પાચેક વર્ષ પહેલાં એક ક્વેકર માસિકમા એક બહેનનો લેખ આવેલો હતો, તેમાં તેઓએ પોતાનો અનુભવ લખ્યો હતો કે નાનાં નાના બાળકોમાં સ્વાભાવિકપણે દોષ હોતા નથી. આ બાળકો સામાન્ય બાળકોની જેમ જ હોય છે ખરાબ તો તેઓ ધીરે ધીરે બનતા જાય છે, કેમકે તેમને ઘર નથી, રસ્તે રખડતા રહે છે, હલકા સમાજના પરિચયમા તેઓ જાય છે. આવા સમાજમાં આ બાળકોને પ્રેમ દેનાર કોઇ હોતુ નથી તો જેઓ સજ્જન આદમી છે, જેઓને એક જ સંતાન છે અથવા જેઓને બિલકુલ સંતાન નથી તેઓ આવા બળકોને શું પોતાના ન બનાવે! આ બહેનના લેખની અસર પડી અને લોકો આવા બાળકોને સ્વીકારવા લાગ્યા પોતાના કર્યાં અને પાલન-પોષણ કરવા લાગ્યા બરાબર પોતાના બાળકોની જેમ જ મારા એક મિત્રને પોતાની એક બેબી હતી, તેઓએ એક બાબાને પસંદ કરી લઇ લીધો ઘરમાં આ બાબો અને બેબી ભાઇ- બહેનના સ્વરૂપમાં રહેવા લાગ્યા. આ પ્રયોગ ખુબ સફળ થયો

મોટાભાગના બળકો ખરાબ હોવાના કારણોમાં એ જોવા મળે છે કે તેઓને વાત્સલ્યવાળુ વાતાવરણ નથી મળેલું હોતું. જો બાળકો સારા ઘરના વાતાવરણમા રહે છે તો જરૂર સારા બને છે કોઇ કોઇ નાગરિકો ડર છે કે એવા અનાથ, નિરધાર એવા બાળકોને પોતાને ત્યા લાવવાથી પોતાના ઘરના પણ સંસ્કાર બગડી જશે, પણ અનુભવ જુદો છે

સવાલ તો એ છે કે જો આ બાળકો ખરાબ બને છે તો એમના સુધાર માટે શુ થઇ શકે।

આ અંગે મેં ઓરિસ્સામાં સુંદર કામ જોયું. હું આઇંસ નામના શહેરમાં ગઇ હતી ત્યાં સામાજિક કામમાં રસ લેનાર મિત્રોની એક સભા મળી હતી. સભાના અંતમાં એક ભાઇએ મને કહ્યુ કે, “ તમે મારું કામ જોવા જો આવો તો મને ખુબ ગમશે, હું સામાજિક કામ કરનાર કાર્યકર છું અને યુવક-અપરાધી શિબિરમાં હું કામ કરું છું. ”

મે ત્યા જઇને જોયું ત્યાંથી એક જેલ છે, દેખાવમાં ભયંકર. આ જેલના બે વિભાગ હતા. એક મોટા માટે અને એક યુવકો માટે- છોકરાઓ માટે. મે છોકરાઓનો વિભાગ જોયો. તેમના એક પ્રિન્સિપાલ છે અને એક જેલ અધિકારી છે. જેલ અધિકારી પણ એવુ જ માને છે કે એનું કામ છોકરાઓને દંડ દેવાનું નહીં પણ સુધારણા કરવાનુ છે.

જ્યારે કોઇ પણ છોકરો જેલમા આવે છે ત્યારે પ્રથમ કામ રહે છે તેનુ અધ્યયન કાળજીપૂર્વક કરી લેવાનુ. તેનો ઇતિહાસ શું છે, તેનું કૌટુંબિક જીવન શુ છે, સ્થિતિ કેવી છે, પહેલાં શું શુ થયું, એવી કઇ પરિસ્થિતિ ઊભી થઇ કે જેથી અપરાધ કરવો પડયો. આ સઘળુ જાણવાથી માલુમ પડે છે કે કૌટુંબિકજીવન જેનું કથળેલું હોય, છુટાછેડું હોય, ઘવાયુ હોય તેવા તૂટેલા કુટુંબમાથી આવા છોકરાઓ આવતા હોય છે. કેટલાક ઘરોમાં સારા સંસ્કાર નથી હોતા, કેટલાક ઘરમાથી ઘરના વડીલ ભાગી ચાલ્યા ગયા હોય છે. કેટલાક ઘરોમા દારૂનુ વ્યસન હોય છે, આવા આવા કારણોથી આ છોકરાઓ વિકૃત બને છે.

ઉપરોકત જેલમા દરેકને વ્યવસ્થિત ઉદ્યોગ આપવામા આપે છે જોડા-ચપલ બનાવવાનુ કામ, દરજી કામ, સુતારી કામ-ફર્નીચર બનાવવાનુ કામ, બાગ-બગીચાનુ કામ આ બધા કામો અંગે છોકરાઓની કસોટી કરી એને જે લાગુ પડતું હોય તેવુ કામ અપાય છે. જેઓની મંદ બુદ્ધિ હોય છે તેઓ દરજીકામ તથા ફર્નીચર કામ નથી કરી શકતાં. આવાઓને નાના બાળકો માટેના જે રમકડા બને છે તે રમકડાના સ્પેર પાર્ટસ બનાવવાનુ કામ અપાય છે-અથવા તો અલગ અલગ ટુકડા સોંપીને કહે છે

જોડી દે. રંગવાનું કામ પણ આપે છે. આ જેલમાં બહારથી શિક્ષક લેતા હોય છે. બહાર તો પ્રોફેસરનો પાઠ્યક્રમ હોય છે, આ જાતનો અહીં પણ રાખે છે. આથી આ છોકરાઓ જ્યારે બહાર નીકળે છે ત્યારે સારી રીતે વાંચતાં લખતાં થયા હોય છે અને તેને કોઈને કોઈ ઉદ્યોગ પણ આવડતો હોય છે. આ કારણે તેઓ પોતે પોતાની આજીવિકા કમાઈ શકે છે.

મેં પૂછ્યું હતું કે, "છોકરા જ્યારે બહાર છૂટા થાય છે, ત્યારે પાછળથી આપની મદદમાં ઉપયોગી થાય ખરા! આપ જે પ્રમાણપત્ર આપો છો તેનું પરિણામ શું આવે છે?" તેઓએ જણાવ્યું હતું કે હજી આ સંસ્થા ચાર-પાંચ વરસથી જ કામ કરે છે, આટલા ગાળામાં અહીંથી એંશી છોકરાઓને બહાર મોકલ્યા છે, માત્ર એક જ છોકરો પાછો આવ્યો છે. બીજા બધા સારા નાગરિકોના સ્વરૂપમાં જીવે છે, કામ કરે છે અને પ્રગતિ કરી રહ્યા છે.

જે છોકરાઓ આ સ્કૂલમાં આવે છે, તે બધા શરૂથી જ નાનાં નાનાં પરિવારના સ્વરૂપમાં રહે છે. આ બધાને મોટા મોટા ખંડમાં એક સાથે નથી રખાતા પણ નાનાં-નાના કમરામાં પાંચ, પાંચ, છ, છ કે સાત, સાતની સંખ્યામાં રખાય છે. દરેકને પલંગ, ખુરશી, ટેબલ, કબાટ વગેરે પણ અપાય છે. જે છોકરાઓ સારો વ્યવહાર રાખે છે તેને જલ્દી છુટ્ટી મળે છે. જે છોકરાઓ સારું સહકારી કામ કરે, જેનો સામાજીક વર્તાવ ઠીક હોય એવાઓને પણ છુટ્ટી જલ્દી અપાય છે. દરેક સપ્તાહે અધિકારી, શિક્ષક અને છોકરાઓની બેઠક બેસે અને દરેક છોકરાની પ્રગતિ ઉપર વિચારણા કરે છે. છોકરાઓ પણ પોતાના બારામાં સાંભળે છે. કોઈ શિકાયત હોય તો છોકરાઓ સમજી શકે છે, સાંભળી લે છે. હાજર રહેવાને કારણે આ બહુ ઉપયોગી બને છે.

ચોથી મુખ્ય વાત એ છે કે થોડો સુધારો થયા બાદ નિયમિત દરેક માસે સાત-આઠ છોકરાઓ એક શિક્ષક સાથે ફરવા બહાર જાય છે અને આમાં શિક્ષકની જવાબદારી ખૂબ રહે છે, એક શિક્ષકે પોતે કહ્યું કે અમે જ્યારે બહાર ફરવા જઈએ ત્યારે અમારી જવાબદારી બહુ વધી જાય છે. અમારા સાથેના છોકરાઓ પૈકી કોઈ ભાગી જવા ઇચ્છે છે તો તેને કોઈ રોકતું નથી. એક મનુષ્ય કાંઈ નથી કરી શકતો. આ કારણે પરસ્પર વિશ્વાસ હોવો જોઈએ. આપસમાં અમે સઘળા મિત્રો છીએ, અમારામાં આપસમાં જિમ્મેવારીનો ભાવ હોવો જોઈએ.

મેં આ છોકરાઓ સાથે ખૂબ વાતો કરી. આ લોકો ખૂબ સુંદર ચીજો બનાવે છે. મેં એક છોકરાને કહ્યું કે તેં તો ખૂબ સુંદર કામ કર્યું છે આથી તે ખૂબ સંતુષ્ટ થયો. હું એ પણ જણાવી દેવા ચાહું છું કે આ છોકરાઓની અહીંઆ સૈનિક-કવાયત નથી રાખવામાં આવી. જાણી સમજીને જ આ કવાયત નથી રાખી. આ લોકોએ જેલના અધિકારીઓ અને સરકારના માણસો સાથે એ વાટાઘાટ કરી હતી કે જો આ સંતાનોને સારા નાગરિક બનાવવા હોય તો સારી આદત, સારા શિષ્ટાચાર આ બધામાં આવવા જોઈએ. આ કારણે અહીંયા એન. સી. સી. નથી.

જે છોકરાએ મારી સાથે વાતો કરી, તે ખૂન કરીને જેલમાં આવ્યો હતો. પરિવારની સ્થિતિ ખરાબ હતી, આ કારણે તેણે ખૂન કરેલું. કોઈ કોઈ વાર જે છોકરાઓ આવે છે તે બહુ મોટા અપરાધ કરી આવતા હોય છે, આમ છતાં જોવાથી તે માસુમ જ લાગે છે. ગુણ વિકાસનો સંભવ રહે છે. ખરાબ પરિસ્થિતિથી તેઓ ખરાબ થાય છે. તેના સુધરવાની સંભાવના રહે છે.

આ સહિષ્ણુતાની પરમ અને પવિત્ર પદ્ધતિ છે. આપણે જો નવા સમાજનું નિર્માણ કરવું હોય તો સવાલ આવશે કે આપણે અપરાધીઓને કેવો વર્તાવ આપીએ છીએ! આ સંબંધે પશ્ચિમમાં તો આવા પ્રયોગો ચાલે છે. [ અનુ. કાકુ દેશી ]

# કાળજી

મધુકુંજ પટેલ

બી એડની વાર્ષિક પરીક્ષા વખતે બનેલો પ્રસંગ છે. એક શિક્ષક પાઠ આપતા હતા બે નિરીક્ષકો નિરીક્ષણ કરતા હતા. એમાના એક નિરીક્ષક શિક્ષકના પરિચિત હતા, જ્યારે બીજા અપરિચિત.

શિક્ષકે પુરા ઉત્સાહથી પાઠ શરૂ કર્યો.

એમની નજર વારે વારે પરિચિત નિરીક્ષક ઉપર ફર્યા કરતી હતી પરિચિત નિરીક્ષક પાચ-સાત મિનિટ તો સ્વસ્થ બની બેઠા રહ્યા પણ પછી સાથેના નિરીક્ષક સાથે વાતે વળગ્યા.

હતો વાર્ષિક પાઠ.

સુયોગ્ય તૈયારી કરીને શિક્ષક પાઠ આપવા આવેલા.

...ને તેમા પેલા નિરીક્ષક વાતે વળગે . અન્યાય થઇ બેસવાનો પૂરેપૂરો ભય.

શિક્ષકે તો નીડરપણે પાઠ પૂરો કર્યો પણ નિરીક્ષક પ્રત્યેનો એમનો રોષ પરાકાષ્ઠાએ પહોંચ્યો. નિરીક્ષક ભલે પરિચિત રહ્યા પણ વાર્ષિક પાઠ વખતે આમ નિષ્કાળજી સેવે તો શિક્ષકને કેટલો અન્યાય થાય!

શિક્ષક તો ચાર ફૂલસ્કેપ કાગળ લઇને બેઠા યુનિવર્સિટીના વાઇસ-ચાન્સલરને ઉદ્દેશી ને એમણે ચારેય કાગળ ચિતરી નાખ્યા. એમણે પેલા પરિચિત નિરીક્ષક અંગે નિષ્કાળજી બદલ ફરિયાદ કરી હતી.

ટપાલ પર ભરોસો ન રાખતા તે જાતે જ વાઇસ-ચન્સલરને ત્યા ઉપડયા અને પોતાની વાત તથા લખાણ રજૂ કર્યા.

એમની આ વાત વાઇસ – ચાન્સલરને યોગ્ય જણાઈ.

તેમણે એમને આશ્વાસન આપતા જણાવ્યુ 'ભલે, હું એ નિરીક્ષકને બોલાવી ખુલાસો માગીશ તમે બેફિકર રહેજો.

વાઇસ-ચાન્સલર પોતાના કડક વલણ માટે જાણીતા હતા.

તેમણે પેલા નિરીક્ષકને તેડું મોકલ્યું.

નિરીક્ષક ગભીર ચહેરે આવ્યા.

પ્રાથમીક વાતચીત પછી મૂળ વાત શરૂ થઈ.

વાઇસ-ચાન્સલરે સીધુ જ કહી નાખ્યુ, 'ભાઈ, કાલે તમે ગજબ કર્યો. વાર્ષિક પાઠના નિરીક્ષણ વખતે તમે તમારી સાથેના નિરીક્ષક સાથે વાતો કર્યા કરી! શિક્ષકને ભારે અન્યાય કરી બેઠા.'

'હે!' પેલા ભાઈ આશ્ચર્ય પામ્યા.

તે દૃઢ લાગતા હતા

તેમણે કહ્યું 'આપ સ્પષ્ટ વાત કહો. નિખિલકુમારની બાબતમાં તો નથી કહેતા ને?'

'હા, હું એમની જ વાત કહું છુ'

નિરીક્ષક એક પળ મૌન રહ્યા.

પછી દૃઢપણે બોલ્યા, 'સાહેબ, એમ કરો. હુ જાતે આ બાબતમાં કઇ કહુ તે કરતા તો તમે યુનિવર્સિટી ઓફિસેથી એમની માર્કશીટ મગાવો તો વધુ ઠીક રહેશે.'

'જે છે તે રજૂ કરો ને.'

'રજૂ એમ નહિ કરું. તમે માર્કશીટ મગાવો, પછી વાત'

માર્કશીટ મગાવવામા આવી.

તાલીમાર્થીએ ૫૬ ટકા ગુણ મેળવ્યા હતા!

આશ્ચર્ય પામતા વાઇસ ચાન્સલરે પૂછ્યુ, 'એમના ગુણ તો સારા છે. તો પછી એમણે ફરિયાદ કેમ કરી? જૂઓ આ રહી એમની અરજી'

નિરીક્ષક શાત ચહેરે અરજી વાંચી ગયા.

વાઇસ-ચાન્સલર તો આશ્ચર્યપૂર્વક એમના તરફ તાકી રહ્યા હતા

અરજી વાચીને હસતા હસતા નિરીક્ષકે ખુલાસો કર્યો, 'સાહેબ, એ ભાઇ એવી કઢગી રીતે પાઠ આપતા હતા કે, હું ને પેલા સાથીદારને વ તોમા ન પરોવુ તો આ નિખિલભાઇને નાપાસ થઇ જવાનો સંભવ હતો.'

'એમ!' વાઇસ-ચાન્સલર પણ હસી પડયા.

બીજે દિવસે નિખિલભાઈને સાચી વાતની જાણ કરવામા આવી ત્યારે તેમના પસ્તાવાનો પાર ન રહ્યો.

# વિચિત્ર અનુભવો

રતિભાઈ ગોંધિયા

હું એક વખત ટ્રેઈનના પ્રથમ વર્ગમાં પ્રવાસ કરી રહ્યો હતો. પ્રથમ વર્ગની મારી ટિકિટ હતી એટલે સ્ટેશનથી શરૂ થતી ટ્રેઈનમાં મેં મારા રીઝર્વેશન ઉપર જગા લીધી. મારું રીઝર્વેશન સુવાની ૭ પથારીઓવાળા ખાનામાં હતું. મેં જોયું કે ૭ પથારીઓમાં ત્રણ જ રીઝર્વ થયેલી હતી, પણ ખાની હતી. ચોમાસાના દિવસો હતા એટલે ભીડ બહુ ઓછી હતી.

મારું ભોજન પતાવીને હું રીઝર્વેશનવાળી બે વ્યક્તિની રાહ જોતો બેઠો. કારણ કે સહૂ પોતાની જગા લઈ લે તો પછી દરવાજા બંધ કરી સુઈ જવાનું અનુકૂળ પડે.

ટ્રેઈન ઉપડવાની તૈયારીમાં હતી, પણ મારા ખાનામાં કોઈ ન આવ્યું તેથી હું કન્ડકટરને પૂછવા ગયો કે મારા ખાનામાં જેનું રીઝર્વેશન છે તેઓ ન આવવાના હોય તો હું સુઈ જઉં.

કન્ડકટરે કહ્યું "એ ભાઈઓએ બાજુમાં બદલી નાખ્યું છે. તમે એકલા છો તો હવે તમારે પણ બાજુમાં બદલવું હોય તો બદલી નાખો."

"ના, એવી કંઈ જરૂર નથી. હું મારી રીઝર્વ પથારી પર સુઈ જઈશ" મેં જવાબ આપ્યો. અને મારી પથારી કરી બારી બારણાં બંધ કરી સૂઈ ગયો.

આખા ખાનામાં હું એકલો હતો તે મેં જોયું અને મને ક્ષણિક વિચાર આવ્યો કે "પ્રથમ વર્ગમાં એકલી બહેનો પર આક્રમણ થાય છે તે આવા સંજોગોમાં જ થતું હશે ને? આવા વિચાર સાથે હું સુતો અને તુરત ઊંઘી ગયો.

હું ઘસઘસાટ ઉંઘતો હતો અને મારો દરવાજો જોરથી ખખડાવવાનો અવાજ આવ્યો. હું સફાળો જાગ્યો અને ફરી વખત ખખડાવવાના અવાજની રાહ જોવા લાગ્યો.

ખટખટ ખટ અવાજની સાથે કોઈ વ્યક્તિનો અવાજ આવ્યો કે "દરવાજો ખોલો."

જે વિચાર કરીને સુતો હતો તેનો જાણે પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો હતો. મેઈલ-ગાડી-પૂર ઝડપે દોડી રહી હતી અને બહારથી કોઈ દરવાજો ખોલાવી રહ્યું હતું. જરૂર દાળમાં કંઈક કાળું છે.

મેં કહ્યું "એવી રીતે દરવાજો નહિ ખુલે તમે કોણ છો. શા માટે દરવાજો ખોલાવો છો?"

જવાબ મળ્યો "હું પેસેન્જર છું અને બહાર રહી ગયો છું. મને ખૂબ હવા લાગે છે માટે દરવાજો ખોલો."

જવાબ બનાવટી છે તેવું માનવાને પૂરું કારણ હતું. મેં જણાવ્યું "દરવાજો અત્યારે નહિ ખુલે."

મારો આ જવાબ સાંભળીને બહારની વ્યક્તિએ બારી ખોલવાનો પ્રયત્ન કર્યો અને બારી થોડી ઉંચકાઈ. બારીમાંથી મેં જોયું કે બહાર ખૂબ અંધારું છે અને બારી બહાર બે વ્યક્તિ છે અને જબરજસ્તીથી બારી ખોલી રહ્યા છે. મારી શંકા વધુ દૃઢ બની, મેં કહ્યું, "બારી બંધ કરો નહિ તો હું સાંકળ ખેંચું છું." આમ કહી મેં જોરથી બારી ખેંચી લીધી.

બહારથી વિનંતિ થઈ કે, "અમે હવામાં પડી જશું. અમારી આંખોમાં કોલસી પડે છે. ટ્રેઈન ખૂબ ઝડપથી જઈ રહી છે, અમને કોઈપણ રીતે અંદર લો."

મેં કહ્યું, "આ સ્થિતિમાં તમારા પર વિશ્વાસ ન મૂકી શકાય. હું દરવાજો નહિ ખોલું પણ તમે મુશ્કેલીમાં હો તો હું સાંકળ ખેંચી ટ્રેઈન ઉભી રાખું."

"ના ના એમ ન કરશો. સામેથી જવાબ મળ્યો.

તેમના આ જવાબથી મારી શંકા વધુ દૃઢ બની અને હું પરિસ્થિતિનો સામનો કરવા મારી જગા પર જાગૃત થઈને બેઠો.

થોડા વખત બહાર થોડી વાતો સંભળાઈ પછી એ વાતો બાજુના ડબા પર સંભળાઈ અને પછી એકદમ ટ્રેઈન ઉભી રહી.

બહાર લટકતી બન્ને વ્યક્તિઓ બાજુના પ્રથમ વર્ગના ડબ્બા પર ગઈ ત્યાં ઉતારૂઓ પૂરા હતા તેથી તેમણે બારીમાંથી આ બન્ને વ્યક્તિઓ સાથે વાત કરી. કોલસાની ભુક્કીથી તેમના ચહેરા ખરાબ થઈ ગયા હતા એટલે તેમના પર વિશ્વાસ તો ન મૂક્યો પણ સાંકળ ખેંચી ટ્રેઇન ઊભી રાખી.

ગાર્ડ-ટિકિટ કલેક્ટર બહાર લટકતી બે વ્યક્તિઓ અને અમે પ્રથમ વર્ગના ઉતારૂઓ નીચે એકઠા થયા. જે જાણ્યું તે આમ હતું.

બહાર લટકતી બન્ને વ્યક્તિઓ આફ્રિકાની રહીશ હતી અને તેમાં એક વરરાજા હતા. વરરાજા પરણવા જઈ રહ્યા હતા. જાન બીજા ડબ્બામાં હતી ત્યાથી આગલા સ્ટેશન પર નાસ્તો પાણી કરવા ઉતર્યા અને ટ્રેઇન ઉપડતા અમારા ડબા પર લટકી ગયા. પરદેશી માણસો એટલે ગભરાઈ ગયા અને પાછું ઝડપથી દોડતી ટ્રેઇનની હવા અને કોલસી સહન ન કરી શક્યા.

ગાર્ડ થોડો વખત નારાજ થયા, પણ પછી આ સ્થિતિને ધ્યાનમાં લઈ તેમને છોડી મૂકવામાં અમારી ભલામણની સહી લઈ સહુને પોતપોતાની જગા લેવડાવી વ્હિસલ મારી ટ્રેઇન ઉપાડી.

*

(૨)

...... ......જંકશનમાં રાતની ટ્રેઇન પકડવા માટે મારે ખાસો દોઢકલાક એ જંકશનમા કાઢવાનો હતો. મારી ટ્રેઇન પહેલા જંકશનમા એક બીજી ટ્રેઇન આવી. મારે ખાસ કંઇ કામ નહોતુ એટલે આવેલી ટ્રેઇનમાં કોઇ ઓળખીતું છે કે નહિ તે જોવા અને સમય પસાર કરવા છેડેથી એન્જીન સુધી ટ્રેઇન જોવાનું શરૂ કર્યું.

હું ટ્રેઇનના ડબ્બા જોતો આગળ વધી રહ્યો હતો ત્યા એક સ્ત્રીનો અવાજ આવ્યો "ભાઈ કેવા છો?"

મેં જોયું કે સ્ત્રીઓના ડબ્બા સામે હુ અને એક ૩૫-૪૦ વર્ષની સ્ત્રી બારીમાથી ડોકું કાઢી અને પૂછી રહી છે, "ભાઈ કેવા છો?"

"કેમ બહેન તમારે શું કામ છે?" મેં સામેથી પૂછ્યું.

બારીની બહાર ડોકું કાઢેલી સ્ત્રીએ કહ્યું, "વાત એમ છે કે હુ દરેક વખતે તો ભાઈઓના ડબામાં બેસું છું પણ આ વખતે મારાથી બહેનોના ડબામાં બેસાઈ ગયું છે."

એ તો બહુ સારૂં. તમને બહેનો સાથે અનુકૂળ પડશે." મેં જણાવ્યું.

જવાબ મળ્યો," એમ નથી, ભાઈઓના ડબામાં મને કોઇ ૫-૧૦ પૈસા આપે છે અહીં કોણ આપે?"

મેં કહ્યું " તો તમે ભાઇઓના ડબામાં જઈને બેસો હજી ટ્રેઇનને ઘણો સમય છે."

"પણ તમે કેવા છો? બ્રાહ્મણ છો?" પેલી સ્ત્રીએ ફરી પ્રથમ પૂછેલો પ્રશ્ન પૂછ્યો.

"અમે તો કેવાય નથી. અમે તો ભારતના રહેવાસી છીએ." મે જણાવ્યુ.

"પેલી બહેનની રીત અને વાતચીત મને ગમતી નહોતી એટલે હું આગળ જતો હતો ત્યા એ બહેન બોલી "તમે મને દસેક પૈસા આપો તો મારે ચા પીવી છે."

એકતો મને એ સ્ત્રીની રીતભાત ગમતી નહોતી તેમાં તેણે આ રીતે પૈસા માગ્યા એટલે મેં તુરત જવાબ આપી દીધો "હું તમને પૈસા નહિં આપુ."

મારો જવાબ સાભળી જરાયે શરમાયા વગર તેણે મને કહ્યુ, "તો પછી તમે અહીંથી કોઇપાસેથી મારે માટે પૈસા માગી દો."

તે સ્ત્રીની આવી માગણીથી હું તો આભો જ બની ગયો. કંઇ પણ જવાબ આપ્યા વગર હું ત્યાથી ચાલતો થઇ ગયો અને ઘણા વખત સુધી આ વિચિત્ર અનુભવ પર વિચાર કરતો રહ્યો.

*

(૩)

લાંબા વર્ષો આફ્રિકામા રહીને એક મિત્રે આફ્રિકા છોડીને ભારતમા વસવા અને વ્યવસાય કરવાનો નિર્ણય લીધો. ભારતના એક મોટા શહેરમા સારા લતામા સારો ફ્લેટ લીધો. પોતાની મોટર આફ્રિકાથી

સાથે લાવ્યા. પોતાના કુટુંબ સાથે આ મોટા શહેરમા રહેવાનું શરૂ કર્યું.

આફ્રિકામાં પોતાને પેટ્રોલ પંપનો વ્યવસાય હતો તેથી ભારતમા પણ એજ વ્યવસાય કરવાનું તેમણે વિચાર્યું. આ વ્યવસાયનો વિચાર કરતા તેમને એમ લાગ્યુ કે હવે આપણી પોતાની જ રાષ્ટ્રીય તેલ સસ્થા છે તો શા માટે તેનો જ પંપ ના નાખવો ? પરદેશી પેટ્રોલ કંપનીઓ સાથે હવે વ્યવહાર કરવાની જરૂર નથી. આપણી શોભા પણ નથી.

એ મિત્રે આ વિચાર સાથે રાષ્ટ્રીય ઓઇલ કંપનીની મુલાકાત લીધી અને તેના વડાને ભારતના એ મોટા શહેરમાં મળ્યા અને પોતાની ઇચ્છા પ્રગટ કરી.

જવાબ મળ્યો " મારા મદદનીશને મળો. "

મિત્ર મદદનીશ અધિકારીને મળ્યા અને પોતાની વાત સમજાવી મંદદ માગી.

વાત સાંભળીને અધિકારી બોલ્યા, " જુઓને મિસ્ટર...... રાષ્ટ્રીય તેલનો પંપ નાખવાનું કામ તો ખુબ ખર્ચાળ છે તમારાથી એવો ખર્ચ થઇ શકશે ?"

મિત્ર થનારા ખર્ચનો અર્થ સમજી ગયા અને કહ્યું, " સાહેબ, કેટલો ખર્ચ થશે તે જરા સમજાવો તો તેના પર વિચાર થઇ શકે. "

પેલા અધિકારી બોલ્યા અને નજીકની હોટેલમા પેયો મિત્રના ખર્ચે આધુનિક પીણુ લીધું.

ત્યારપછી ફરી મિત્રે પૂછ્યું " સાહેબ મારે કેટલા ખર્ચની ગણતરી કરવાની છે ! "

સાહેબ બોલ્યા " પચ્ચાસ હજાર રૂપિયાની ગણતરી તમારે રાખવી જોઇએ. "

રાષ્ટ્રીય તેલ પંપ નાખવાનો મોહ મિત્રનો ઉતરી ગયો અને તેઓ પરદેશી કંપની પાસે ગયા. પરદેશી કંપનીએ તેમને પેટ્રોલ પંપ માટે મકાન બાંધી આપ્યું અને કેટલીએ સગવડ કરી આપી. મિત્રને પેલા સાહેબના અર્થવાળો એક પૈસાનો પણ ખર્ચ ન થયો. ઉપરથી મકાન બાંધવાનો ખર્ચ ન કરવો પડયો તે વધારામાં.

❋

(૪)

ટ્રેઇનના પ્રવાસમા આફ્રિકાના બે સજ્જનો પ્રવાસ કરતા હતા. બન્ને વચ્ચે વાતચીત ખુબજ નિરાશાભરી નારાજગીભરી અને કડવાશભરી ચાલતી હતી. ભારત દેશ, ભારત સરકાર અને ભારતના લોકો પ્રત્યે મનમાં ભારે દુખ ભર્યું હતું.

હું વાતચીતમાં જોડાયો અને નીચે પ્રમાણે જાણવા મળયું.

અમે આફ્રિકાના...... દેશમાથી સ્થળાંતર કરવા ઇચ્છતા હતા. ભારત માતૃભૂમિ એટલે અહીં આવવા દીલ લલચાય પણ અહીંની સરકારની અને તેના વહીવટની જે રીતે અમારે ત્યાં વાતો આવતી તેથી મન ભારત આવવા તરફ વધે નહિ, અને ઇગ્લેંડ જવા મન લલચાય. કારણ કે અમારા ઘણાં મિત્રો ઇગ્લેંડ જઇને વસ્યા હતા અને તેઓ સુખી હતા.

આમ છતા મનમાંથી ભારત ભૂમિમાં વસવાનું આકર્ષણ જતું નહોતું તેથી અમે ત્યાના હિંદીઓ ભારત સરકારના અમારે ત્યાંના એલચીને મળ્યા. તેમની પાસે બધી વાત મૂકી. ભારતમાં અમને પડનારી મુશ્કેલીની રજુઆત કરી. તેમણે અમને એવી સલાહ આપી કે મને મારી સરકારને પુછાવી જોવા દો ત્યાં સુધી તમે તમારો નિર્ણય મોકૂફ રાખો.

અમને કેટલાક વખત પછી જણાવવામાં આવ્યું કે તમે જેની આ શંકા કરો છો તેવી કશી મુશ્કેલી ન પડે તેની સરકાર કાળજી રાખશે. ખાસ કરીને તમે જે નાણા ભાગત લઇ જશો તે માટે તમને બધી અનુકૂળતા રહેશે.

અમે આ આશ્વાસન ઉપર ભારત આવ્યા...... લાખ રૂા. અમે લાવ્યા. રીઝર્વ બેન્કમાં તે મુકયા. તેને ઘણો સમય થઇ ગયો હવે મારે એક મકાન લેવુ છે મેં આજે ૫-૬ મહિનાથી તેનો સોદો કરી નાખ્યો છે પણ મને રીઝર્વ બેન્કમાંથી મારી રકમ નથી મળતી.

મેં કહ્યું, " તેઓ તમને શું કહે છે ? "

જવાબ મળ્યો, " આ અંગે નિયમને આધીન અરજી કરવાની હોય છે જે મેં કરી છે. લગભગ અત્યાર સુધીમાં હું પાંચેક વખત રીઝર્વ બેન્કમાં જઇ આવ્યો પણ દરેક વખતે એવો જવાબ મળે છે કે હજુ તમારો કેઈસ પત્યો નથી. આ વખતે મેં બહુ 'નારાજ થઇને જ્યારે કહ્યું કે, " ભાઇ મારો મકાનનો સોદો ફેક થઇ જશે. મારા કુટુંબ માટે મને રહેવાની મુશ્કેલી છે." ત્યારે અધિકારીએ ખૂબ ગુસ્સે થઇને જવાબ આપ્યો. " અહીં તમારા એકલા માટે બેઠા નથી, અહીં હજારો કેઇસો પડયા છે. "

મેં કહ્યું " તે બરાબર છે પણ તો અમને ઠીક ચોક્કસ સમય કહો તો અમે ખોટા ધક્કા ન ખાઇએ." "એવું કંઇ ન થઈ શકે." જવાબ મળ્યો.

ભારત સરકાર આ બાબત કયારેય વિચારશે ખરી કે તેના વહીવટ અને વ્યવહારથી જેમ દેશના લોકોમાં એક જાતની નિરાશા અને નારાજગી ઊભી થવા માંડી છે તેમ દરિયાપારના ભારતીયોમાં પણ ભારે અસંતોષ વધવા લાગ્યો છે. તેનો કંઇ ઉપાય શોધવો જોઇએ.

*

## લાડ

મધુકુંજ પટેલ

તે દિવસે હું વલસાડ 'લોકલ'માં આવતો હતો. મારી સામેની બેઠક ઉપર બાવીસેક વર્ષની એક યુવતી બેઠી હતી.

તેની પાસે તેની એક દીકરી પણ હતી.

દીકરી તોફાની હતી.

બાળક રમતિયાળ તો હોય જ. પણ આ બેબીનું હલન-ચલન બેહદ હતું. આજુબાજુના ઉતારૂઓને વળગે, એમને વહાલ કરવા પ્રેરે એ તો સમજ્યા પણ જ્યારે મારાવાળી બેઠક ઉપર એક માતાના ખોળામાં સૂતેલા એના ચારેક વર્ષના બાબાને બચકું ભરી લીધું ત્યારે તો હદ થઇ ગઇ.

ઊંઘમાંથી ઝબકીને પેલો બાબો ચીસ પાડી ઊઠયો. એની મા એને પંપાળવા લાગી.

પણ પેલી બેબીની મા સ્મિતપૂર્વક વઢી, 'કેમ એવું કર્યું ! બચકું ભરી લીધું ને !'

અઢી વર્ષની બેબી શું જવાબ આપે !

મા આગળ કહેવા લાગી, ' એ તો છે જ એવી, હું લગનમાંથી આવું છું. ત્યાં પણ એ બધાં છોકરાંને બચકાં ભરી વળી. એને ટેવ પડી ગઈ છે, લુચ્ચી છે. '

બસ એટલુ જ.

એટલામાં ખારી શીંગ આવી.

માએ લાડકી દીકરી માટે લીધી.

હજુ ખારી શીંગ પૂરી નહોતી થઇ એટલામા ચણાની દાળવાળો રોકાયો.

માએ એય લીધી.

બેબી અધકચરી ચાવીને ખાવા લાગી.

દશેક મિનિટ ભાગ્યે જ થઇ હશે ને કેળાંવાળો આવ્યો.

માએ કેળાં લીધાં.

બેબીના મોઢામાં એ પણ ઘુસાડયાં.

બેબીને નહોતાં ખાવાં પણ માને ખવડાવવા હતાં.

બેબીએ અકળાઈને માને આંગળીએ બચકું ભરી લીધું.

મા વઢી, ' અરે મૂઇ ! બચકું ભરે છે ! લે, આટલું ખાઇ લે." પછી સામેની બેઠકવાળી સ્ત્રી તરફ જોતાં કહેવા લાગી, ' જોઇ ! મનેય બચકું ભરે છે. આટઆટલું ખવડાવું છું તોય મારી શરમેય નથી રાખતી.'

પેલી બાઈ કાંઇ ન બોલી. એણે મૌન સેવ્યું.

હું ધીમે રહીને બોલ્યો, ' પણ તમે એના પેટમાં બધું ઠાંસ ઠાંસ શા માટે કરો છો ? આમ કરવાથી તમે વહાલ દેખાડી શકો છો ?'

યુવતીએ મારા તરફ તિરસ્કારભરી રીતે જોયું. મેં કહ્યું, 'આમ કરવાથી બેબીનું આરોગ્ય બગડશે.' મારી બાજુમાં બેઠેલા કાકાએ મને સમર્થન આપ્યું, ' ખરી વાત વાત છે, બેન. ને વધુ ખવડાવશો તો બેબીને બચકાં ભરવાનું વધુ જોર આવશે. '

ને ત્યાં બેઠેલાં સૌ ખડખડાટ હસી પડયાં.

# વેદનાની વાણી

અનુ : ધીરેન્દ્ર જાની

સુકકા પતાંઓથી છવાઈ ગયેલો, વરસાદના પાણીથી ગારાવાળો અને અર્ધતૂટેલી કબરોવાળો. કબ્રસ્તાનનો એ વિભાગ ભિખારીઓને દાટવા માટેનો હતો. એ વિભાગમાં બે સુકકાં ઝાડના ઠુંઠાં વચ્ચે એક કબર પાસે ફાટેલાં કપડાંમાં, માથે કાળી ફાટેલી શાલ ઓઢીને એક ઓરત બેઠી હતી. અકાળે સફેદ થયેલા લાગતા વાળની એક લટ એના કરમાયેલા ચહેરા ઉપર ઉડતી હતી. એના પાતળા હોઠ દૃઢતાથી બીડાયેલા હતા. એના દુઃખની આંચવાળા ચહેરા ઉપર સંપૂર્ણ ઉદાસીનતા પથરાયેલી હતી. આંખોની ફરતાં કાળા કુંડાળા અને ભારે પાંપણો ઉજાગરાઓ અને અતિ રૂદનની અવસ્થા બતાવતા હતાં.

કોઈ જાતનું હલનચલન કર્યા સિવાય એ બેઠી હતી. હું દૂરથી જ એને જોતો હતો. એને કદાચ મારા આગમનની ખબર નહીં હોય. આમ તેમ જોવાની એણે કોઈ કોશિશ પણ ન કરી. હું થોડો વધુ નજદિક આવ્યો. કદાચ હવે એને મારી હાજરીનો ખ્યાલ આવ્યો હશે. હું જ્યારે ખૂબ નજીક આવ્યો ત્યારે એણે પોતાની મોટી મોટી ભાવ વગરની આંખો મારી તરફ ફેરવી એકાદ પળ મારી આંખોમાં જોયું પછી આંખો નીચી કરી દીધી.

મારી હાજરીના કારણે ઉત્સુકતા, પરેશાની કે અન્ય એવો જ કોઈ ભાવ પ્રગટ થવાની આશા રાખી હતી પરંતુ તેવો કોઈ નામ માત્રનો ભાવ પણ એણે પ્રગટ ન કર્યો.

મેં સામાન્ય વિવેકનો એકાદ શબ્દ કહ્યો અને પૂછ્યું કે, અહીં કોણ સૂતું છે?

"મારો પુત્ર" એણે કહ્યું.

"મોટી ઉંમરનો હતો?"

"બાર વરસનો."

"ક્યારે ગુજરી ગયો?"

"ચાર વરસ પહેલાં."

એણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો અને મ્હોં પર ઉડી આવેલી લટને માથે ઓઢેલી શાલ નીચે ખોસવાનો પ્રયત્ન કર્યો.

દિવસ ગરમ હતો. બેરહેમ બનીને સૂરજ આ મુર્દાનગરી ઉપર જાણે આગ વરસાવી રહ્યો હતો. કબરો ઉપર ઉગી નીકળેલું આછું ઘાસ તાપને લઈને પીળું પડી ગયું હતું. કબ્રસ્તાનમાં ઉભેલાં થોડાં સુકકાં ઠુંઠાં, અને પવન વગર જરાયે ન હલતા કેટલાક પાંદડાવાળા વૃક્ષો પણ મૂક કબરો જેવા જ ઊભાં હતાં.

"કેવી રીતે ગુજરી ગયો?"

છોકરાની કબર તરફ જોઈને મેં પૂછ્યું.

"ઘોડાના પગ નીચે કચરાઈ ગયો." એણે ટૂંકમાં કહ્યું અને એક હાથે કબર આસપાસની માટી સરખી કરવા લાગી.

"એ દુર્ઘટના કેવી રીતે બની?"

હું જાણતો હતો કે આ પ્રસંગે ખણખોદ કરવી એ સભ્યતાથી વિરુદ્ધ ગણાય. પરંતુ આ સ્ત્રીના અતડાપણાએ મારામાં એક વિચિત્ર ભાવ પણ પેદા કર્યો હતો કોઈ રીતે આ સ્ત્રી એક વાર રડે! કોણ જાણે કેમ એને રડતી જોવા મન આતુર થઇ ગયું. એની ઉદાસીનતામાં એવું કંઈક હતું કે જે અપ્રાકૃતિક હતું. સાથે સાથે એમા બનાવટનું ચિહ્ન પણ દેખાતું ન હતુ.

મારો પ્રશ્ન સાંભળીને એણે ફરી એક વાર મારી આંખોમા એની શુષ્ક દૃષ્ટિ પરોવી જોયું. એ પછી પગથી માથા સુધી મને જોઈ લીધો. એક ધીમો નિશ્વાસ નાખ્યો અને પછી ઉદાસીનતામા ડૂબેલા અવાજે પોતાની વાત કહેવાની શરૂ કરી.

"વાત આમ બની" એણે કહ્યું, "એના બાપને નજીવા ગુના માટે દોઢ વરસની જેલ મળી, એ સમય દરમ્યાન અમે જે કંઈ નજીવું બચાવી રાખેલું તે ખર્ચાઈ ગયું. બચત કંઇ વધારે ન હતી. એ જેલમાંથી છૂટયો એ પહેલાં થોડો સમયથી હું લાકડાંને બદલે ઘોડાની લાદથી કરેલાં છાણાં વાપરવા લાગી હતી. એનાથી ધૂમાડો પુષ્કળ થતો પણ એ મફતમાં મળતું. છોકરો ઘણો સમજુ હતો. નિશાળેથી પાછા ફરતાં રસ્તામાંથી બે ચાર લાકડાના ટુકડા કે કરગઠીયાં જરૂર વીણી લાવતો.

એ દિવસો વસંતના હતા. બરફ ઓગળતો હતો. પરંતુ કોલુશા પાસે તો કપડાંના ફાટેલા જોડા સિવાય પગમાં પહેરવા બીજું કંઇ ન હતું. જ્યારે એ જોડા કાઢતો ત્યારે એના પગ લાલ રંગે રંગ્યા હોય તેવા દેખાતા.

એ અરસામાં કોલુશાના બાપને જેલમાંથી છોડવામાં આવ્યો. જેલના લોકો એને ગાડીમા બેસાડી ઘેર લઈ આવ્યા. જેલમા જ એને લકવા થઇ ગયો હતો. એના કારણે ચહેરા ઉપર એક બેડોળ હાસ્ય દેખાતું હતું. ખૂણામાં પડયો પડયો એ મારી સામે જોઇ રહ્યો હતો. હું પણ એની સામે જોઇ રહી. મનમાં વિચાર કરતી હતી કે તેં જ અમારી આ હાલત કરી છે. અને હવે આ નવું દોઝખ લઇને આવ્યો....હું શું કરીશ? કેવી રીતે બધાનું પૂરું કરીશ?...હા એક જ કામ હું કરી શકું તેમ છું કે તને ઉપાડીને કોઇ ઊંડા કોતરમાં ફેંકી દઉં....પરંતુ કેલુશાએ જ્યારે એના બાપને જોયો તો એનાથી ચીસ પડાઇ ગઈ. ધોયેલી ચાદર જેવો એનો ચહેરો સફેદ થઇ ગયો. એની આંખોમાંથી આંસુની ધારા ચાલી, "આમને આ શું થઇ ગયું છે મા?" એણે પૂછયું "એના દિવસો હવે પૂરા થઇ ગયાં છે." મેં કહ્યું.

એ પછી અમારી હાલત બદતર થતી ગઈ. કામ કરતાં કરતાં મારા હાથ પગ જાણે તૂટી પડતા, પરંતુ ગમે તેટલી મહેનત કરતાં પણ વીસ કોપેકથી વધુ ન મળતું. અને એ પણ કોઈ શુકનવતો દિવસ હોય ત્યારે જ, રોજ નહીં. મોતથીયે બૂરી હાલત હતી. ઘણી વાર મનમાં વિચાર આવતો કે આ જીંદગીનો છેડો લાવી દઉં.

એક વાર જ્યારે સહન કરવાનું અસહ્ય થઇ ગયું તો મેં કહ્યું, "હું તો હવે તંગ આવી ગઇ છું આ બે હાલ જીદગીથી. એના કરતાં તો મરી જાઉં તો સારું, અને કાં તમારા બેમાંથી એકાદ મરી જાય! કોલુશાના બાપે ડોક હલાવી જાણે કહેતા ન હોય કે એ પણ થશે આકળી શું કામ થાય છે? મારા દિવસો હવે ભરાઇ રહ્યા છે. પરંતુ કોલુશા કયાંય સુધી મારી સામે જોઈ રહ્યો. કંઈ ન બોલ્યો. એ પછી એકદમ પાછો ફરીને તીર વેગે ઘરની બહાર નીકળી ગયો. કોલુશાને જતાં જ મને મારા બોલવા ઉપર ભારે પસ્તાવો થયો.... પણ હવે શું થાય? તીર જાણે છૂટી ચૂકયું હતું ...એક કલાક પણ નહીં થઇ હોય એટલામા પોલીસવાળો ગાડી લઇને આવ્યો. "તમારું જ નામ શિશેશીના છે?" એણે કહ્યું. મારું મન સીસા જેવું ભારે થઇ ગયુ. પેટમાં ધ્રાસકો પડયો. "તમને ઇસ્પીતાલમાં બોલાવેલ છે." એ બોલ્યો. "તમારો દીકરો આનોખીન શેઠની ગાડીના ઘોડાના પગે કચરાઈ ગયો છે." ગાડીમા બેસીની હું સીધી ઈસ્પીતાલ પહોંચી ગઇ. ગાડીની ગાદી સળગતા કોયલાની બનેલી હોય એવું લાગતું હતું. હું વારે વારે કપાળ ઉપર હાથ પછાડી મનને કહેતી હતી, "અરે હતભાગી ઓરત, આ તેં શું કર્યું?"

"આખરે અમે ઇસ્પીતાલ આવી પહોંચ્યાં. જે પલંગ ઉપર આંગળી ચીંધી નર્સે મને બતાવ્યું ત્યાં મોઢા સિવાય ફકત પાટાંપીંડી. એનું એક લાંબું બંડલ પડયું હોય એવું લાગતું હતું. એ કોલુશા હતો. એનું મોઢું

દેખાતું હતું. એણે મારા તરફ સ્મિત કર્યું. એના ગાલ ઉપરથી આંસુ રેલઈ રહ્યાં. એ પછી ધીમા અવાજે એણે કહ્યું, "મને માફ કરજે મા, પૈસા પોલીસવાળા પાસે છે મેં એને આપ્યા છે."

"પૈસા ! પૈસા શેના કોલુશા ?" મેં કહ્યું

લોકોએ મને સડક ઉપર આપ્યા હતા. આનોખીન શેઠે પણ આપ્યા હતા એ પૈસા.... મા ?" એણે કહ્યું.

"શા માટે ?"

"આ માટે મા !" એણે કહ્યું, એક દુઃખભર્યો ચિત્કાર એના મોંમાંથી સરી પડયો. એની આંખો ફાટીને મોટી થઈ એમાથી આંસુ સરવા લાગ્યા. "કોલુશા ?" આમ કેમ બન્યું ?.... તેં ઘોડા આવતા જોયા નહીં ?"

એ બોલ્યો. બહુજ ધીમે.... સાફ અને સીધું. "મેં ઘોડા આવતા જોયા હતા મા.... પણ હું જાણી જોઇને રસ્તા ઉપરથી ખસ્યો નહીં.... મને વિચાર આવ્યો કે જો હું કચડાઈ જઈશ તો... લોકો મને પૈસા આપશે. અને લોકોએ મને આપ્યા ... પૈસાની આપણને બહુ જરૂર છે નહીં મા !" બરાબર આ શબ્દોજ મારા લાલે કહ્યા... અને ત્યારેજ મારી આંખો ખૂલી... અને હુ સમજી શકી કે આ એણે શું કરી નાખ્યુ છે. અને કોના માટે કર્યું છે... પરંતુ... હવે બધું પૂરું થઈ ગયુ હતું.. અને.

બીજે દિવસે સવારે તો એ ગુજરી ગયો. અંત સુધી એની બુદ્ધિ- એનું મગજ કામ કરતા હતાં અને એ કહેતો હતો કે બાપાને માટે આ લેજે અને તારે માટે તે લેજે... જાણે એને માટે જ એણે પૈસા... ઓહ ! પોલીસવાળાએ મને પૈસા આપ્યા. છેંતાલીસ રૂબલ હતા.... એ પછી હું આનોખીન શેઠ પાસે પહોંચી... એણે મને ફક્ત પાંચજ રૂબલ આપ્યા અને એ પણ બડબડાટ કરતાં કરતાં. કહ્યું, "છોકરો જાણી જોઇને જ ઘોડાના પગ નીચે કચડાઈ ગયો... આખું બજાર એ બાબતનું સાક્ષી છે... તું હવે શા માટે મારો જાન ખાય છે ?" બસ, એ પછી એની પાસે ન ગઇ" આમ આ બનાવ બન્યો ભાઈ !"

બાઇએ બોલવાનું બંધ કર્યું અને પહેલાંની માફક જ એ નિઃશબ્દ નિર્જીવ જેવી બની ગઇ.

કબ્રસ્તાન શાંત અને વેરાન જેવું લાગતું હતું. આકાશમાં એકાદ વાદળી પણ દેખાતી ન હતી. સૂરજ આગ વરસાવી રહ્યો હતો.

મેં મારા ગજવામાંથી થોડા સિક્કા કાઢ્યા અને એને આપવા લાગ્યો.

"માફ કરો ભાઈ આજને માટે તો મારી પાસે પૂરતુ છે.... ભવિષ્યમાં પણ કદાચ મારે જરૂર નહિ રહે... હું એકલી જ છું આ દુનિયામા.. બિલકુલ એકલી."

એણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો અને એના પાતળા હોઠ દુઃખ અને શોકની રેખા ખેંચતા હોય એમ બીડાઇ ગયા.



# દુઃખદ વિરોધાભાસ

સતિશચન્દ્ર વૈષ્ણવ

જીવન છે. રોજ-બ-રોજની ધબકતી દુનિયામાં બનતા પ્રસંગો, જો આપણે બારીકાઈથી વિચારીએ તો ગાંડા જ થઈ જવાય! કોઈને જીવન સ્વપ્નવત્ લાગે; કોઈને જીવન ગુંજતું કવન લાગે; કોઈને જીવન ચાર્વાકની જેમ માણવા યોગ્ય લાગે; કોઈને જીવન એમર્સનની જેમ જાણવાયોગ્ય લાગે. આદિ અને અંત વચ્ચેનો આ ગાળો કેટકેટલા વિચારો ઉપસ્થિત કરી જાય છે!

મને વિરોધાભાસો અવલોકવા બહુ ગમે છે. માનવી અને પશુ વચ્ચે, માનવી અને માનવી વચ્ચે, દેશ અને વિદેશ વચ્ચે, એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે. આ વિરોધાભાસો અવલોકી તેમાંથી સારતત્ત્વ આપણા હિતાર્થે ઉપયોગમાં લેવું. આપણી નબળી કડી સબળી બનાવવી અને સહેલાઈથી કે સંકટોથી—ગમે તેમ—વિરોધાભાસો અમલી કરવા અને જીવનની પ્રત્યેક ક્ષણનો ચૂમી ચૂમી ઉપયોગ કરવો.

ભારતની ખેતી આવી કેમ અને ઇઝરાયેલની ખેતી આટલા ટુંકા ગાળામાં આટલી સમૃદ્ધ કેમ થઈ? ઇજીપ્તનું રૂના ઉત્પાદન કરતાં ભારતનું રૂ કેમ ઓછું ઉતરે છે? કે ભારતની શેરડીમાં ખાંડનું તત્વ ઈન્ડોનેશિયા કરતાં કેમ ઓછું છે? અમેરિકામાં જગતની પ્રજાનો શંભુમેળો છે છતાં ત્યાં એકતા છે, ભારતમાં એક જ દેશના લોકો હોવા છતાં અલગતાવાદી, વિભાગવાદી કેમ છે? આ બધા પ્રશ્નો વિરોધાભાસોના છે. મને દરેકેદરેક માનવીની પ્રગતિનું પ્રથમ સોપાન, પોતાનામાં અને બીજામાં, એકબીજા વચ્ચે રહેલો વિરોધાભાસ જોઈ—જાણી દૂર કરવામાં લાગ્યું છે.

અહીં હું એક માનવી અને તુચ્છ જંતુ વચ્ચેના વિરોધાભાસ બતાવવા માગું છું. આ વિરોધાભાસ મારી દૃષ્ટિએ જોયેલો છે.

એ સવારે સૂર્યોદય થવાની સાથે જ મારું મન અકથ્ય વેદનાથી પીડાતું હતું ધીમે ધીમે એ વેદનાએ ગંભીર વિચારોમાં પોતાનું સ્વરૂપ બદલ્યું. 'માનવી' શબ્દનો ઉચ્ચાર જ કેટલો ભવ્ય છે! આ શબ્દના માત્ર ઉચ્ચારણ સાથે જ વિશ્વના પટ પર પથરાયેલી વિશાળ સંસ્કૃતિ દૃષ્ટિ સમક્ષ ખડી થાય છે. આટલો ડાહ્યો, સમજુ, સારું-નરસું જાણનાર માનવી યુદ્ધનો ગુલામ છે...

મનમાં ફક્ત વિચારોએ સ્થાન જમાવી દીધું હતું અને હું આ વિચારો સાથે જ નિત્ય ક્રિયાઓ પતાવી, મોર્નિંગ વોક કરી આવી, ઘેર પાછો ફર્યો. દૈનિક પત્ર વાંચ્યું. પત્રના વાચનથી જાણે મારા વિચારોને પુષ્ટિ મળી. અમેરિકાએ હેનોઈની સીમાડે બોમ્બમારો કરીને તેલભંડારોનો નાશ કર્યો હતો......

જમીને હું (રજા હોવાથી) આરામ-ખુરશીમાં પડ્યો અને પડ્યે પડ્યે શ્રી દર્શક કૃત 'બે વિચારધારા' વાંચવા લાગ્યો. શ્રી. દર્શક જેવા અભ્યાસી અને વિદ્વાનની કસાયેલી કલમે લખાયેલ આ પુસ્તકના વાચનથી મન કંઈક ઠંડું પડ્યું.

વાંચતા વાંચતા મારી નજર સામે દિવાલ પર પડી. દિવાલના નીચેના ભાગમાં એક તિરાડ હતી. આ આછી-પાતળી તિરાડમાંથી કીડીઓ આવતી હતી,



જતી હતી. આ તિરાડની અંદરના ભાગમાં પણ કીડીઓએ દુનિયા વસાવી હશે ને? કેટલી સ્વાશ્રયી કીડીઓ છે? બીજાને રોજ–રોજ શીખામણ આપતા આપણે આ કીડી પાસેથી શું શીખ્યા?.... ત્યાં મારી નજર એક કીડી પર પડી. તે કીડી માકડના મૃતદેહને લઈ તિરાડ પ્રતિ ધસતી આવતી હતી. મને કોણ જાણે શું સૂઝયું ને મેં ચોપડી બાજુ પર મૂકી, અનાયાસના ફેરવાથી કીડીના મુખમાથી માંકડ છોડાવ્યો. કીડી ગભરાતી તિરાડમા ચાલી ગઈ

પછી મેં કંઈક જાણવાની આતુરતાથી એક આવતી કીડીને ઘાયલ કરી. અને માંકડના ચીમળાય ગયેલા દેહને અને અર્ધજીવતી કીડીને, બંનેને તિરાડ પાસે, કીડીના દર પાસે મૂકયા. હું બાકીની કીડીઓ શું કરે છે તે જોવા લાગ્યો. થોડીવાર પછી પાંચ છ કીડીઓનું વૃંદ આવતું હતું. તેમનું ધ્યાન ખેંચાયું અને તે કીડીઓ માંકડ અને અર્ધજીવતી કીડીને વિંટળાય વળી. ત્યાં તો આશ્ચર્ય! બધી કીડીઓ ઘાયલ કીડીને ઉપાડી દર પ્રતિ ધીમે ધીમે લઈ જવા લાગી! માકડ એમ ને એમ રહ્યો. નાની કીડીમા પણ ભાઈચારાની ભાવના જોઈ મારું હૃદય પુલકિત બન્યું.

ત્યાં રસોડામાંથી માતુશ્રીનો હુકમ થયો. ગૌ ગરાસની થાળી ગાયને આપી આવવાની હતી. હું થાળી લઈને બહાર ગયો. ફળીમાં કૂવાના કોરા જગત પર એક ગાય બેઠેલી જોઈ એટલે હું તેની સન્મુખ થાળી મૂકી ઘરના બારણા વચ્ચે ઊભો. ત્યાં એક મિત્ર નીકળતા હું તેની સાથે વાતે વળગ્યો.

થોડીવારે મેં થાળી ખાલી થઈ કે નહિ તે જોવા માટે ગાય તરફ જોયું. હું આશ્ચર્યમાં પડી ગયો. એક કિશોર વયનો ભિખારી મેં ગાય સમક્ષ મૂકેલી થાળી પોતાની ઝોળીમાં ઠલવતો હતો! શાંત શરીરને વિદ્યુતનો શોક લાગે ત્યારની સ્થિતિ મે અનુભવી. હું કશુય બોલ્યો નહિ? બોલું પણ શું? મારું મન વધુ વિચારવાની 'ના' કહેતું હતું.

ઘેર મારું ખિન્ન વદન જોઈ માએ પૂછ્યું:

"કેમ તબિયત ઠીક નથી?"

મારાથી જવાબ આપી શકાયો નહિ.

*

પ્રભુનું નામ લેવું એટલે તેનું સ્મરણ કરવું. સ્મરણથી અંદર તેમજ બહાર સર્વત્ર તેની હાજરીનું ભાન થાય છે. રામ–નામ તો પવિત્ર અને મહિમાવંત છે. એકલું એ જ સત્ય છે. તમે સદા તેની સાથે યુક્ત છો. તે તથા તમે જુદા નથી. નમ્રતાથી અહંત્વ ટળી જાય છે. નમ્રતા મહાન ગુણ છે.

સમર્થ રામદૂત હનુમાનજી હતાશ બન્યા અને સમુદ્ર ઉલંઘી લંકા સુધી કૂદકો મારવાનું પોતાની શક્તિ ઉપરવટનું કામ તેમને લાગ્યું, ત્યારે તેઓ ભૂલી ગયેલ શક્તિની યાદ મિત્ર જાંબુવંતે દેવડાવી અને અસંભવિત દેખાતું કામ પોતે કરી શકયા. જ્ઞાનના પ્રકાશથી મન તથા હૃદય ઉજ્જવળ બને છે, ત્યારે આપણામાં રહેલાં અખંડ સુખ-શાંતિ આપોઆપ પ્રગટ થાય છે. તેમા સંતજન આપણને સહાય કરે છે, આપણે કોણ છીએ તે વસ્તુનું ભાન ઢોલ વગાડીને તે જ કરે છે. કોઈ પાપી – તિરસ્કૃત – દુષ્ટ જતુ તમે નથી. તમારા હૃદયમાં વિશ્વના મહાન પ્રભુની ગાદી છે. તમે સદા પ્રભુમય છો – તમે તેનું જ રૂપ છો!

પ્રાર્થનાનો હેતુ જ પ્રભુ પ્રાપ્તિની આપણી વૃત્તિ તીવ્ર બનાવવાનો છે. એ વૃત્તિ જ્યારે જોઈતી તીવ્રતા પામે ત્યારે જ પ્રભુદર્શન થાય છે. તેના પવિત્ર નામના જાપથી પ્રાર્થનામાં બળ મળે છે ને ધ્યાનસ્થ થવાય છે. મન પર આ એક જ વાત પ્રબળ બને ત્યારે જ ધ્યાનસ્થ થઈ શકાય...

– સ્વામી રામદાસજી

# ચંદ્રસખી

દેવેન્દ્રકુમાર પંડિત

' મારા સાંભળવામાં આવ્યું છે કે વ્રજમાં એક સાધુ અચ્છો ગાયક છે, ને, તે દીલબરનાં દીદાર કરાવે છે ? '

શહેનશાહ જહાંગીરે ખાનેનખાના અબ્દુલ રહીમને શાહી મહેલોની રોનકદાર ઝળુકતા ચીરાગોની વચ્ચે બેસાડી પૂછ્યું.

' શાહે આલમ ! ફીદવીએ પણ એવુંજ કંઇક સાંભળ્યું તો છે. તેઓ કાવ્ય તો આબાદ કરે છે. ગાયકેય અચ્છા છે, પણ દીલબરનાં દીદારનાં બારામાં ગુલામ કશી માહિતી આપી શકે નહિ. ' રહીમે જાણ કરી.

' અચ્છા, તો એ, હાલેગ દીલનાં ઓલિયાને તમેજ બોલવવા જાઓ. ને શાહી સન્માનથી દેહલી લાવો. આપણે તેની ગાયકી સાંભળીએ. ' નૂર ' રાજી રહેશે. બાકી દીલબરનાં દીદાર તો દીલની ઉલ્ફત પર મદાર રાખે છે. '

' આમીન ! આમીન ! શાહે હિંદોસ્તા નેક સખૂન કહી ગયા. ગુલામ કાલે જ દેહલીથી રવાના થશે. અને એ આલીમને હાજર કરશે. '

રહીમ, ઇરાની રીત રસમ પ્રમાણે મોગલ શાહનાં કદમોમાં કમરમાંથી ત્રણ ત્રણ વાર ઝૂકી ઝૂકી સલામ કરી રવાના થયા.

શહેનશાહ જહાંગીરનાં કાન પર વાત આવી હતી કે, વ્રજમાં સૂરદાસજી અચ્છા ગાયક છે. ' પીદર ' પાસે રહેતા. તાનસેનની ગાયકી ગલત બનાવે તેવી તેની રિયાઝ ઊંચી છે. કવિ દરસાજી આઢાએ પણ કહેલ કે, સૂરદાસજી શ્રી હરિને મળેલા મહાપુરુષ છે. "

શાહ, હિંદુ માતાનું ફરજંદ હોવાથી, આવી વાતો પર તેને શ્રદ્ધા હતી.

રહીમજી વ્રજમાં ગયા. સૂરદાસજીની પૃચ્છા અને શોધ આદરી.

તેમણે શું જોયું ! વ્રજની ધૂળમાં બેસી તાનપૂરાના મોહક રણઝણાટમાં કૃષ્ણની બાળલીલાના વર્ણન સભર, લાલીત્ય ભરપૂર પદો, શુદ્ધ ભારતીય સ્વરાવલીમાં મસ્તપણે ગાઇ રહ્યા છે.

ગાન પૂરું થયા પછીયે અખંડ રણઝણતા તાનપૂરાના રણઝણાટ વચ્ચે તેમની સામે ગોઠણભર બેસી નમ્રતાથી પોતાના આગમનનું કારણ પેશ કર્યું.

તાર પર આંગળા ફેરવતાં સૂરદાસે પહેલાં તો ના કહી પણ રહીમની ઘણી આરઝૂ અને શહેનશાહની તેમને મળવાની તડપન જણાવી એટલે સૂર દેહલી જવા સંમત થયા.

રહીમજી રાજી થયા.

ત્યારના શાહી દરબારીઓમાં રહીમજી અચ્છા કવિ અને રાજકારણનાં પાકા અભ્યાસી, બહાદુર સિપાહસાલાર ગણાતા તેમની ઉદારતાનો જોટો ભારતમાં ન હતો. આટલું છતાં ગુણવાનોમાં ગુણનો તે પૂજારી હતો.

એક શુભ સમયે શાહી મહાલયમાં મહાત્મા સૂરદાસનુ આગમન થયુ. નમતા પહોરે સંગીતનો કાર્યક્રમ રાખવામાં આવ્યો.

શાહી ખાનદાન સિવાય ગેરને આવવાની મનાઇ ફરમાવવામા આવી હતી ખુદ રહીમજી પણ નહિ.

નૂરજહાં, શાહજાદા, શાહજાદીઓ સમેત જનાનાના ખાસ ખંડમા કલાત્મક બેઠકો પર બેસી ગઇ. ઓલિયા અંધ હતા એટલે પર્દાની જરૂર ન હતી.

વિનંતી થતાંજ સૂરદાસજીના હાથમાં તાનપૂરાના તાર ઝણેણી ઊઠયા. મોહક અને રસભર્યા કંઠે શુધ્ધ ભારતીય સ્વરોમાં કાનરા રાગમાં ગોપાલનું સ્વરૂપ વર્ણન ગાવા માંડયું. " રણઝણતી કટી મેખલા માથે મોરપીચ્છ, ઘનશ્યામ દેહ, પીળું પીતાંબર, ડોકમાં સાચા મોતીની માળા, ખભે ઝળકતા કેશ, હાથમાં બાંસુરી, હોઠ અને આંખોમાથી ઝરતાં રસભર્યાં અમી. "

સહજ રોષ છાંટી જાય નથી સિવાય આપના જહાંગીરે ટૂંકમાં જ કહ્યું : 'અચ્છા'

ને એજ ઘડીએ 'આજ'ને દીવાની માની નૂરે, પૂરી દીધી.

સૂરદાસના પદોએ અને એ પદોને સ્વરોથી સાકાર બનાવતા સંગીતે આજના હૃદયમાં કૃષ્ણ-ભક્તિની જ્યોત પ્રગટાવી હતી. શરદપૂર્ણિમાની ચાંદનીમાં રસ ભર્યો બંસીનાદે રાસોત્સવ રમાડતો કહાન ચોમેર દેખાતો હતો. યમુનાના કાંઠે કાંઠે ગૌધન ધોળી બંસીમાંથી સુરીલા તાન છોડતો જતો કનૈયો કળાતો હતો બાલ સ્વરૂપે યશોદા પાસે દહીં માખણ સારૂ ઝગડો મચાવતો ગોપાલ સર્વત્ર ભાસતો હતો. આવી 'આજ' ને તો ભલા બંધન શું, કારાગાર શું કે શાહી મહાલય શું! બધું સરખુ જ હતું. એ તો ત્યાંય બેઠી બેઠી કનૈયાના સ્વરૂપ વર્ણન કાવ્યોમાં ગૂંથતી હતી

ત્રણેક દિવસ બંદીખાનામાં ગયા. પરંતુ એજ તાન, એજ લગન, કિસન સિવાય 'લબ' પર એક પણ બીજો સખુન નહિ. એ બોલતી હતી.

'ઓ મારા દીલના દીલેરામ તારી રાહ આટલી મુશ્કેલ ભરેલી હશે તે હવે જ સમજાય છે પણ ક્યાં પરવા છે! એકજ વખત એકજ વખત કિસન તારા દીદારની આરઝૂ છે. પછી ભલે આ બંદી-ખાનામાં જ મોત આવતું.'

સાચી આરઝૂ કદી નકામી જતી નથી. નૂરને આ પ્રેમ પગલી પર રહમ આવી. તે જાતે બંદી-ગૃહમાં આવી. 'આજ'ને મુક્ત કરતાં બોલી: 'આજ! તારે હવે જવું હોય ત્યાં જા, તું મુક્ત છે.'

તેજ ઘડીને ધન્ય માની આજ નૂર સાથે એક શબ્દ પણ બોલ્યા સિવાય શાહી મહાલયો તરફ એક નજર પણ નાખ્યા સિવાય, વ્રજના મારગે ચાલી નીકળી.

નૂર મહાલયમાં પાછી આવી.

(૨)

વ્રજમાં પુષ્ટિ વૈષ્ણવતાની શિખા ઉગી ભારતને નવા રંગે રંગતી હતી. શ્રી નાથજીનું પ્રાગટ્ય થઈ ચૂક્યું હતું.

શ્રીકૃષ્ણ ભગવાનનાં બાલ સ્વરૂપોનાં પૂજનો ઠેર ઠેર થતાં હતાં. બંસીધરનાં ગાનો ગાતાં વ્રજ-વાસીઓ મસ્ત બનતા. ભારતીય હિન્દી સાહિત્યના કાબેલ સર્જકો વ્રજમાં સ્થાઈ થઈ, ભગવાન નંદ નંદનના બાલ સ્વરૂપનાં પદો ગાઈ માનવી હૃદયોને ડોલાવતા હતા.

'આજ' દેહલીથી પગપાળી ચાલતાં થાકી ગઈ. તેનાં કપડાં ધૂળથી ખરડાયા, તૂટયાં પણ ખરાં છતાં ચહેરો પ્રસન્નતાથી પૂર્ણ હતો. તે એના દીલારામને મળવા આવી હતી.

'આજ' મોગલ પહેરવેશ સાથે કનૈયાના મંદિર-માં પહોંચી એનો દેહ પર્યટનથી ગંદો થયો હતો, માથાના વાળ વીખરાયેલા હતા, ટાપટીપ તો હોય જ શાની? કનૈયાના ચરણોમાં ચિત્ત હતું. એ ચિત્ત દેહની સજાવટમાં કેમ ચોંટે!

મંદિરના પૂજારીઓ જાણે તો પ્રેમ શૂન્ય હતા. એમણે આ ધસી આવતી મોગલ કન્યાને જોઈ. પણ એનાં હૃદયના પ્રેમને પીછાની શક્યા નહિ ને બધા ચીસ પાડી ઉઠયા.

'અરે અરે આ મ્લેચ્છ બાઈ મંદિરમાં ધસી આવે છે.'

'હટ એય બાઈ, આઘી હટ. મંદિર અપવિત્ર થાય છે.'

ને ફાટી આંખે આ ધૂત્કારની અર્ચકોના પગમાં પડી જતી આજ બોલી:

'મારા દીલદારના દર્શન કરવા દેહલીથી આવી છું. મને તેની સામે જવા દો. એ ઉલ્ફતને પીછાને છે. એ ગરીબનવાઝ મારી ગરીબી પર નીગાહ કરી પોતાના કદમોમા મને સ્થાન આપશે.'

પણ પૂજારીઓએ તેને દર્શન કરવા રજા ન જ આપી.

'આજ' ત્યાંથી પાછી ફરી, બીજા મંદિરે ગઈ. પણ ત્યાંય આ મ્લેચ્છ કન્યાના સમાચાર તેના ગયા અગાઉ પહોંચી ગયા. બધેથી 'આજ'નો નિરાદર થયો.

એ થાકી, ભૂખ તરસ ભૂલી કિસનના દરવાજેથી નિરાશ બની પછી ફરી ને તેને જણાયું કે, કિસન તો અહીં વ્રજમાં છે જ કયાં ! અંધ ગાયકે મને ખોટું સમજાવી ફસાવી. અહીં તો નથી જ. કોઈ બીજાં ઠેકાણાં ઢંઢોળવા પડશે.

નમતે પહોરે, ભાગેલા પગે ને હૈયે એ વ્રજમાં ઘૂમવા નીકળી ત્યાં એક સ્થાને એ અટકી ગઈ.

અહીં આ ઉઘાડા આભ તળે એક વેદીકા પર આરસપહાણની બંસીધર કનૈયાની પ્રતિમા હતી. તેનાં રૂપ રંગ સૂરદાસે પદોમાં ગાયા હતા તેવા જ હતા. એને જોતા જ તે દોડી અને કિસન કિસન કહેતા તેને ભેટી પડી.

મોગલ ખાનદાનની એ કન્યા શાયરી ભણી હતી. આંખનાં આંસુનો કનૈયાની પ્રતિમા પર અભિષેક કરતા એની જબાનમાંથી શાયરી વછૂટી.

સુનીહો સુજાની મેરે દીલકી કહાની તેરે
હાથમેં બીકાની બદનામી ભી સહુંગી.
દેવપૂજા ઠાની. તજ્યા કલમાં કુરાની
નિમાઝ હું ભૂલાની, તેરે ગુનહીકો ગહુંગી.
શ્યામલા સલોના, શીર તાજ શીર કલાધર
તેરે નેહ દાગમેં, નીદાગ હો કે વહુંગી.
નંદ કે કુમાર, કુરબાન તેરી સુરતપેં
હોં, તો મુગલાની, મૈં હીન્દવાની હો રહુંગી.

એ પ્રતિમાસ્થાન સૂરદાસનું હતું. સૂર સહેજ જ દૂર હાથમાં તાનપૂરો લઈ બેઠા હતા. આજનો અવાજ ને પ્રેમની ઉત્કટતા પારખી ગયા ને આજની જકિત પરાયણતાથી એ પ્રસન્ન પ્રસન્ન બની ગયા. એ કાંઈ ન બોલ્યા. ચૂપચાપ સાંભળવા લાગ્યા.

પણ ત્યાં તો દીલનાં દર્દ જાણનારનું દીલ દ્રવી ગયું. સાચા પ્રેમનો વિજય થયો ને આજની કલ્પનામાં હતા તે કિસન પાષાણમાંથી પ્રગટ થઈ બોલ્યાઃ

'આજ, આજ મારી સખી તું માગ જે જોઈએ તે માગ.'

બાવરી નજરે આજે પેટ ભરી ઘનશ્યામના દર્શન કર્યાં ને કહ્યુંઃ

'કિસન ! મારે હર હમેશ તમારા દીદારના દર્શન કરવા અહીં વ્રજમાં જ વસવુ છે પણ અર્ચકો મને મ્લેચ્છ ગણી અંદર આવવા દેતા નથી કે દર્શન કરવા દેતા નથી. એ મને રોકે નહિ તેમ કરો. તમારા દર્શન વિના હું જીવી નહિ શકું.'

'સખે ! તું મ્લેચ્છ નહિ પણ વૈષ્ણવતીયે પરમ વૈષ્ણવ છે. મારા દર્શનનો ઉત્કટ તલસાટ એ જ સાચી વૈષ્ણવતા. તારુ હૃદય મ્લેચ્છ સમું મલીન નહિ પણ ચંદ્રના તેજ સમું પ્રકાશવાન છે સખી ! તારો એ અભિલાષ પૂરો થશે, તને વ્રજના તો શું ભારતના કોઈ પણ મંદિરમાં જતાં તને કોઈ પણ નહિ રોકે !' કહી કિસન અદૃશ્ય બની ગયા.

ને ત્યાં જ આજના કાને સુમધુર સ્વર અથડાયો : 'ચંદ્રસખી !'

આજ એ બોલનાર તરફ ફરી જોયું તો પોતાને કિસનદર્શન કરાવનાર અંધ ગાયક સૂરદાસ !

'અરે આપ બોલ્યા, ચંદ્રસખી એમ સુરદાસજી !'

'હા, હું બોલ્યો.'

'પણ હું તો દેહલી હતી તે મોગલ કન્યા 'આજ' છું.'

'ના આજ હવેથી ચંદ્રસખી બની છે. કનૈયાએ હમણાં જ કહ્યું તે તેં ન સાંભળ્યું ?'

'હા, સાભળ્યું.'

'બસ, તો આજથી તારું નામ ચંદ્રસખી ! બહેન ! તું ભાગ્યવંત છે. ઈશ્વરે તને દર્શન આપ્યા.

'એ કૃપા તમારી જ છે સૂરદાસજી ! તમેજ મારા ગુરુ.'

આ પછી 'આજ'માંથી ચંદ્રસખી બનેલ એ મોગલ ખાનદાન વ્રજમાં જ રહી અને સૂરદાસની જેમ પ્રભુનાં હજારો પદ બનાવ્યા જે આજ પણ એ સંપ્રદાયમાં 'ચંદ્રસખી મલે બાલકૃષ્ણ'ના નામે ભારતભરમાં ગવાય છે.

# એક વિચાર !

મધુ શાહ

આ સાલ આંબે ખૂબ મોર આવ્યો હતો. વર્ષોથી જેના ઉપર મોર દેખાયો ન હતો એવા આંબાય આ વખતે મોર્યા હતા. તમે તો જાણો છો કે મોરના એક ગુચ્છામાં હજારો ઝીણાં ફૂલો હોય. અને આખા ઝાડ ઉપર અગણ્ય ફૂલ હોય હવે દરેક ફૂલમાં એવી શકિત છે કે તેમાંથી ફળ નીપજે અને દરેક ફળનાં બીજનાં શકિત છે કે તેમાથી બીજુ વૃક્ષ ઉપજે. એટલે એક આંબાના દરેક ફૂલ એની શકયતાઓનો એની અંર્તનિહિત શકિતનો – પૂર્ણ વિકાસ કરે તો એક જ આંબામાંથી અગણ્ય આંમાના વૃક્ષો થાય ! પણ હકિકતમાં એવું કંઈ બનતું નથી. મોટાભાગનાં ફૂલો ખરી પડે છે. થોડામાંથી વળી ફળો તૈયાર થાય છે. આમાંનાયે ઘણાં તો કેરી બને તે પહેલાં જ મરવાં સ્વરૂપે જ ખરી જાય છે. વળી વાવાઝોડું આવે તો મોટી કેરીઓ પણ ઘણા પ્રમાણમા નાશ પામે છેવટે થોડી કેરીઓ ઉતરે ! એમાંથીય કોક ભાગ્યશાળી કેરીનું બીજ વૃક્ષમાં પરિણમે !

આમ અગણ્ય ફૂલો – જેમનામાં વૃક્ષ બનવાની પૂર્ણ શકિત હતી – તેમાંથી કોક ...જ પૂર્ણ વિકાસ પામ્યું !

માણસનું ય આવું જ છે. અગણ્ય લોકો જન્મે છે. દરેકના હૃદયમાં પરમેશ્વરનો વાસ છે. દરેકમાં સ્વતંત્ર વિચાર શકિત છે તથા સર્જન શકિત પણ છે. પણ કોકમાજ એ ચરમ લક્ષ્યને પ્રાપ્ત થાય છે.

તત્વતઃ બધાં સરખા પણ અંતતઃ જુદાં !

વાસ્તવમાં તો બધાં માણસો સરખાં છે એ માન્યતા જ ભ્રામક છે. દરેક માણસ બીજાથી જુદો છે. દરેકની માનસિક અને અધ્યાત્મિક યોગ્યતા ભિન્ન-ભિન્ન છે. આપણે બધાં એકજ કોટિના સામાન્ય છીએ એ વિચાર વિવેક હીન છે. દરેક મનુષ્ય દરેકથી ભિન્ન છે આ સમજવું એ જાગૃતિની શરૂઆત છે. જાગૃતિનું અંકુરણ છે, દરેકથી ભિન્ન એવો, પોતાને કલ્પીને અને સમજપૂર્વક જીવનની શરૂઆત કરનાર માણસનો અનુભવ એ ઘણોજ ઊંચો હોય છે. આ જગતમાં સૌથી મહાન વસ્તુ એ અનુભવ અને તેથી ફલિત થતો અભિપ્રાય છે. સ્વતંત્રપણે થતો અનુભવ મનુષ્યને જે જ્ઞાન કરાવે છે તે જ વસ્તુતઃ તેના ભાવિને રેખાંકન કરવામાં મદદ કરે છે.

જ્યારે પણ અનુભવ કરવાની ઈચ્છા જાગૃત થાય ત્યારે એને ન રોકવી. હા, પૂર્ણ જાગૃતિ એ વખતે અવશ્ય હોવી જોઇએ પરતંત્રપણામાં સાપડતો અનુભવ એ વસ્તુતઃ અનુભવ નથી. અનુભવ હોઇ જ ન શકે. સ્વતંત્રપણામાં જે મળે છે તેજ સાચો અનુભવ છે. અનુભવ સારો – કે ખરાબ – ગૌણ વસ્તુ છે. વસ્તુતઃ તમે ઘણાં અગત્યના છો. પૂર્ણ જાગૃત અવસ્થામાં પ્રાપ્ય અનુભવ એ સારો જ અનુભવ હોય છે. તે જ જ્ઞાન કહી શકાય. કદાચ સ્વચ્છંદતા આવે – તો પણ ડરવું નહિ. વસ્તુતઃ ને પૂર્ણ જાગૃતિ ની ખાત્રી દર્શાવે છે.

જો કે પરતંત્ર અવસ્થામાં જીવન સમાપ્તિ સુધી પહોંચવું એના કરતાં સ્વચ્છંદતા ઘણીજ સારી છે એમ ચોકકસ જ ચોકકસ માનજો. તેમાં પણ અનુભવ છે. કારણ કે સમાધાન સુધી તો તે પણ લઇ જશે.

જબરદસ્તી મનને ઘેનમાં ન રાખો કેતમે પણ એક સામાન્ય માનવી છો! આ મારા વિચારો છે, માનવું એવો આગ્રહ નથી પણ નિસ્પૃહપણે વિચારો એવી ઇચ્છા ખરી !

આખું આયુષ્ય ઘેનમાં અને મૂર્છામાં વિતાવવું તે શેં પાલવે ?

[ અનુ. પાન ૧૩૬થી ચાલુ ]

० ० ०

ધમાલિયા અને ધાંધલિયા શહેરી જીવનથી દૂર સુદૂર એક નાનકડા ગામડાની શાંતિ! ટેકરીના ઢોળાવ પર, ખેતરની બાજુમાં, હરિયાળી લિલોતરીથી છવાયેલું એક નાનકડું ઘર! તે ઘરની ઓસરીમા, દીવાને અંજવાળે સૈનિક પોતાનું હાજનું ખાણું લઈ રહ્યો છે! એક વૃદ્ધ સ્ત્રી તેની બાજુમાં બેઠી છે. તે તેને પીરસી રહી છે. તે તેની સાથે વાત કરી રહી છે. વાત કરતાં કરતાં તે તેને જમાડી રહી છે.

તે તેને મા કહેતો હતો, અને તે તેને 'દીકરા' કહેતી હતી. અને એ લોકો ઘરખટલાની વાત કરી રહ્યા હતા.

મા કહેતી, 'દીકરા મારા, છ જણને મારે ગદરાવવાના છે. તેમને ઢાંકવા ઢસૂરના અને પેટ ભરવાં. બધું મારે જ કરવાનુ છે અને અમારી પાસે તો જમીનનો આ નાનકડો ટુકડો છે, ગયા વરસે સક્કરિયાનો પાક સારો થયો હતો. લાવ, તને થોડી કઢી આપું પછી તને દહીં આપીશ.' અને વૃદ્ધ સ્રીએ તેને થોડી કઢી પીરસી....

'હવે મારે જરાય વધારે ભાત ચાલે એમ નથી, મા! આજે તો મે ખૂબ ખાઈ લીધુ એક શેર જેટલો ભાત અહિયા કાં ગયો હશે, નહિ, મા!'

'ના રે, દીકરા ના, મૂએ જ મે અચ્છેર ઓરેલા તો!'

અને વળી વૃદ્ધ સ્ત્રીએ વળગો સેર સાંધ્યો...

ઠમાલિયાએ પૂછયુ: 'મ તમારે એકેય દીકરો નથી?'

વૃદ્ધ સ્રીએ લાંબો નિસસો નાખ્યો અને કહ્યું: 'ભગવાને મને એક દીકરો દીધો હતો. પણ એણે જ તે પાછો લઈ લીધો. જો તે જીવ્યો હોત તો આજે ૨૦-૨૩ વરસનો હોત. નાની પછી તરત તે જનમ્યો. તે તેનાથી માંડ બે વરસ મોટી'

વૃદ્ધ સ્રીએ તેને થોડો ભાત પીરસ્યો. તેણે ખૂબ ના કહી, પણ તેણે ગમે તેમ કરીને થોડા તો પીરસ્યો જ.

'મારો હાથ તું પાછો ઠેલમા, દીકરા.'

'પણ હવે તો દાઉં કરો, હું શ્વાસે ય લઈ શકતો નથી.'

જિંદગીમાં પહેલી જ વાર આ જાતનું ખાણું ઠમાલિયાએ ખાધું. આજ દિવસ લગી કોઈએ તેને પૂછ્યુ નહોતું કે તેં ધરાઈને ખાધું છે કે કેમ?

તે રાતના, તે નાનકડા ઘરના આંગણામાં તે ટહેલ્યો. તેના મનમાં કશીક અવઢર હતી. એક પ્રકારનું બંધન, જેને વર્ણવવું મુશ્કેલ હોય છે, તેના જીવનમા વિકસી રહ્યુ હતું. જો તેનુ હૈયુ ચકકતું હોય તો તે જરૂર કહી શકે કે આજે તે આનંદથી નાચી રહ્યું હતું. ધીમે ધીમે તેના વિચારો સ્પષ્ટ થવા લગ્યા. તેને મા મળી ગઈ હતી!

મા, મા 'થોડા વધુ ભાત તો લે અને, મા તને થોડી કઢી આપે!' એ સ્ત્રીના ચહેરા પરનું પેલું સ્મિત તે કદી પણ ભૂલી શકશે નહિ. તે સ્ત્રીની ઇચ્છા હતી કે તે બરાબર જમે. પણ બરાબર ન જમ્યો હોય અને ભૂખ્યો રહ્યો હોય તોયે શુ? શું તે સ્રી મને ભૂખ્યો રહેલો જાણીને રાત્રે ઊંઘી શકવાની નહોતી? શું મધરાત સુધી રાખ્યા ધ્યાન સાથે તે તેની રાહ જોવાની હતી? આખરે તો તેણે ક્યાં તેને જન્મ આપવાની વેદના સહી હતી..

ના તેના માટે રાહ જોવાનું કોઈ નહોતું! અને જો લડાઈમાં તે કપાઈ મરે તો કોઈને તેની ખોટ પણ સાલવાની નહોતી.

બીજે દિવસે તેણે વૃદ્ધ સ્રીને પૂછ્યું: મા, હું કશું કહું?'

'હા, કહેને દીકરા.'

'હુ, હુ નાથર છું, મા.'

'પણ એ તો ને કાલે કહ્યું'તું, દીકરા.'

'મારું કોઈ સગુંવહાલું નથી. કોઈ નથી.'

'તે પણ તે કાને કહ્યું જ છે તો!'

'મારૂં પોતાનું મારે કોઈ નથી, મા' અને તે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો.

વૃદ્ધ સ્રી, વ્યથિત થઈ. તે જોઈ રહી

० ० ०

તે દિવસે, ઘરમાં એક નાનકડો વિવાહ સંમારંભ થયો. અને આમ ૨૫ની ઉંમરે નાનીને પતિ મળ્યો !

ખુશનુમા સાંજનું ટાણું હતું. સૂર્ય અસ્ત જતો હતો. અસ્ત પામતા સૂરજના કિરણોમાં ખેતર સોનવરણું લાગતું હતું. હળવો શો પવન હળવા શા નિઃસાસા પેઠે વહી ચાલ્યો હતો.

દિવસ આખાનો થાકયો ખેડૂત પસાર થઇ થઇ ગયો, તેને ખંભે હતું હળ અને મોહાગળ હતી બે બળદની જોડી. તેણે રામરામ કર્યા. 'કહો, શું કરો છો ?'

'કશું જ નહિ' કમાલે જવાબ આપ્યો.

હવે તે બૌરીવળો થયો હતો.

'કેમ આજે તમારે જવું જ પડશે ?'

આ સવાલ જ્યારે તેણે સાંભળ્યો ત્યારે તેણે પાછું વાળીને જોયું. તે પાછળ ઊભી હતી તે તેની આંખમાં જોઇ રહી હતી, પછી ધીરેથી તેણે તેનું મથુ ઝૂકાવ્યું અને લળી પડી.

'હા, મારે જવુ જ પડશે. ઇશ્વરની ઇચ્છા, તો આપણે ફરી મળીશું. તુ રાહ જોજે, જેવી છો તેવી જ.'

તેનો અવાજ જરાક આર્દ્ર થયો.

'હું રાહ જોઇશ, પણ કાલે જાવ તો...?'

તેણે મથું ધૂણાવ્યું.

સૂર્યાસ્ત થયા પછી ચાર કલાક વીતી ગયા. પૂર્ણચન્દ્ર આકાશે ચઢતો હતો. તે તેને જતા જોઇ રહી. હાથમા હતો નાનકડો પતરાનો ટ્રન્ક. ખેતરના શેઢાની ય પેલી બાજુ દૂર સુધી તેને જતા તે જોઇ જ રહી.

o o o

સૈનિકનું માસિક ભથ્થુ એ ઘેર નિયમિત આવવા લગ્યું. મહિનાના ચાલિશ રૂપિયા ! તે, થોડા વાસણો,રાંધવા સારૂ, ખરીદી આવી. બે ચારપાઇ પણ ખરીદી. તેણે પોતાનું નામ તેના પર કોતરાવ્યું. ઘર આખું તેણે નવેસર સજાવ્યું. આંગણા ફરતી તેણે વાડ કરાવી. જોતજોતામાં આંગણું કેળથી છાઇ ગયું. ઘરમાં હવે તેની બોલબાલા હતી. મા પણ નાનીની વાત હરખભેર સાંભળતી.

રોજ નાની મંદિર જતી ને પૂજા કરતી. એ ઘરમાં એક ભાણું રોજ કોઇની રાહ જોતું તૈયાર રહેતુ. મોડી રાતે જો જરાકે સંચાર થતો તો મા પૂછી ઊઠતી, 'કોણ એ ?' અને એ સાંભળીને બાવરી થઇ નાની પથારીમાથી ઊઠી પડતી. અને સરખી સાહેલીઓ જ્યારે પૂછતી કે તારો ધણી ક્યારે અવશે. નાની ત્યારે જવાબ ખોળ્યા કરતી.

એક દિવસ ટપાલી મોટું પરબીડિયું લઇને આવ્યો. એમાં સનિકનો ફોટો હતો. તે દિવસથી તે ઘરની માટીની દીવાલ શોભાવવા લાગ્યો.

ત્રણ મહિનામાં નાનીને મહિને મહિને સો, સો રૂપિયા મળવા લાગ્યા. ૭ મહિનામાં તે તેય વધીને દોઢસો થયા...

એક દિવસે નાની ઉપર પોલિસ સ્ટેશનેથી નોટિસ આવી કે થાણે જઇને ત્રણ ટ્રન્ક લઇ આવે. કમિશન્ડ ઓફિસરના કપડાથી તે ટ્રન્કો લદોલદ હતાં. એક ટ્રન્કમા નાનીએ લગ્ન વેળાએ સૈનિકને આરોપેલી મળા હતી. સાવ ચિમળાઇ ગયેલી... ...

નાની ધ્રૂજી ઊઠી.

અઠવાડિયા પછી નાનીને દશ હજારનો ચેક મળ્યો. અને એ પછી મહિને મહિને મળતાં મની–ઓર્ડરો બંધ થઇ ગયા....

[થકાઝી વામન પીલ્લેની મૂળ મલયાલમના અંગ્રેજી પરથી]



# દેવદૂત

પથિક

માનવતા એ કોઇ એક વર્ગનો ઇજારો નથી કે ધનિક હોય તે જ માનવતાની મૂર્તિ હોય તેવુ પણ નથી. કયારેક તો સાવ સામાન્ય ગણાતા અને ગરીબમા ગરીબ માનવીમા પણ માનવતાનો મહાન ધોધ જોવા મળે છે આ સત્ય ઘટના તેનો પુરાવો નથી શુ ?

રવિવારની નમણી સાંજ હતી સતત પ્રવૃત્તિમા વિતેલા સપ્તાહના સાત દિવસો કોલેજ કે સ્કૂલમા પ્રાધ્યાપકોના ગમતા અણગમતા લેકચરો સાંભળી સાંભળી મગજ ભમી ગયુ હતુ મનમા થયા કરતુ રવિવાર આવે એટલે ફરવા જઇએ. દરમિયાનમા આવેના સમવયસ્ક મહેમાનોને સ્થળ બતાવવાના બહાના નીચે ફરવા જવાની સુવિધા સાપડી.

બેનગામ શહેર એટલે કંઇ ખાસ જોવા લાયક સ્થળ તો નહિ જ છતાં એકાદ બે સ્થળો જોવા જેવા ખરા. એકતો નવો બધાયેલો ગિરનાર અને બીજુ મીલીટરી મહાદેવનુ મંદિર

ફરવા જનારા અમે બધા ઘરના જ. અંદરો અંદરના ભાંડુ જ. લગભગ સાંજના પાંચેક વાગ્યાના શુમારે અમે ઉપડયા મોટરની આગલી સીટમા હુ અને મારી જ વયના કાકા અને ભાઇ હતા. પાછળ મારી ત્રણે બહેનો અને મારા કાકાનો એક છએક વર્ષનો બાબો.

નવો વિસ્તાર, રેસ્ટોરા, મીલીટરી મહાદેવનું મંદિર વિ. સ્થળોની મુલાકાત લેતા લેતા ચારેક કલાક વીતી ગઇ અને ઘેર જવા રવાના થયા. આમતો ગાડીનુ ડ્રાઇવીંગ અમે ત્રણે કરતા પણ અત્યારે મારા ભાઇએ ડ્રાઇવીંગ સભાળ્યુ. મોટર કયારેક પણ ધીમી ન ચલાવવી તે જ તેનો મુદ્રાલેખ હોય તેમ તેણે ગાડી ઉપાડી. માઇલ મીટરનો કાંટો સીટેર અને એંશીના આંકડા વચ્ચે ઝોલા ખાવા લાગ્યો. પોતાની આગળ કોઇ પણ વાહન ચાલ્યુ જતુ હોય તો તેને હીણપત દેખાતી. તેમા તેણે આગળ જતી city બસ જોઇ અને તેનો પગ લીવર ઉપર વધારે દબાયો.

બસ પાસેથી સાઇડ મેળવવા તેણે હોર્ન દબાવેલ જ રાખ્યુ પણ બસનો ડ્રાઇવર પણ તેવોજ અંટીલો નિકળ્યો અને તેણે સાઇડ ન આપતા બસની ઝડપ વધારી.

દરમિયાનમા સામેથી રીક્ષા આવતી હતી. પૂર-ઝડપે આવતી બસથી બચવા રીક્ષાવાળાએ પોતાની સાઇડમા રીક્ષા રોકીને લાઇટ બંધ કરી દીધી. બસવાળાએ સ્હેજ બસ સાઇડમા હાંકી અને એમને થયુ કે બસે સાઇડ આપી માટે એકદમ સ્પીડ વધારી ઓવર ટેઇક કરવા સ્પીડ વધારી. ત્યાં રીક્ષા-વાળાએ બત્તી કરી ને પોતાની હસ્તીનું ભાન કરાવ્યુ. એક જ સેકન્ડમા મોટર રીક્ષા સાથે અથ-ડાઇ પડત પણ કિશોરે સમય સુચકતાથી એક નાનો ટર્ન લઇને રીક્ષા અને બસ બન્ને વચ્ચેથી ગાડી પસાર તો કરી દીધી પણ પાછલી સીટનો જમણી બાજુનો દરવાજો ત્યાં બેઠેલ છ વર્ષના બાબાનો હથ દરવાજાની સ્ટોપરને લાગવાથી તે ખુલી ગયો ને બાબો બહાર ફેંકાઇ ગયો. પણ આશ્ચર્ય સાથે તે પડયો પેલી રીક્ષા ઉપર

પાછલી સીટમા બેઠેલ ને ઝોકે ચડેલ નાની બેનને ખ્યાલેય ન રહ્યો આ બનાવનો કે અહીંથી બાઇ પડી ગયો. મોટરનો દરવાજો ટર્ન લેવાતા પાછો બંધ થઇ ગયો હતો.

મહાન અકસ્માતમાથી બચવા બદલ અને બસની આગળ થઇ જવા બદલ ગૌરવ અનુભવતા અમે આનંદથી ખીલખીલાટ હસતા હતા. અમારે મન આ વિજય પર્વ હતુ.

મોટરમાથી ફેંકાઈ જવાથી બાબાને થોડુ વાગ્યુ ખરૂ પણ વધારે તો તે હેબતાઇ ગયો હતો. રીક્ષા-વાળાએ તુરત જ રીક્ષાનુ મોઢું ફેરવ્યુ ને અમારી

ગાડી પાછળ પૂરઝડપે રીક્ષા મારી મૂકી.

બસને રીક્ષાના અકસ્માતમાથી બચ્યા પછી ડ્રાઇવીંગ થોડું ધીમુ પડયું હતું. રીક્ષા વાળાએ ઝડપ વધારી લગોલગ પહોંચી હોર્ન વગાડવા માડયું. પણ રીક્ષાને સાઇડ આપે તો એમ્બેસેડર લાજે ને! અમે સ્પીડ વધારી, તેમ તેમ રીક્ષાવાળો પણ ઝડપ વધારે. અમને થયું, નક્કી આપણાથી કંઇ નુકસાન થયું છે. માટે પીછો પકડે છે. માટે ઊભા રહેવામા માલ નથી. અને અમે એકદમ ઝડપ વધારી ઘર ભેગા થયા ને નિરાંતનો શ્વાસ લીધો.

કયે કયે રસ્તે થઇ આવ્યા વિ. નું અતિશયોક્ત સભર વર્ણન કરતા હતા ત્યા પેલો રીક્ષાવાળો દરવાજે આવી ઊભો રહ્યો. અમને થયુ નક્કી કંઇક ફરિયાદ હશે ને હવે બાપુજી ગરમ થવાના. ત્યાં રીક્ષાવાળો બાબાનો હાથ પકડી અદર આવ્યો તેની સાથે બાબાને જોતાં અમારા ઉપર જાણે કે વીજળી પડી. અને રીક્ષાવાળાના મોમાથી નીકળતા કડવા વેણે અમારા હોશ કોશ ઉડાડી દીધા. અને રીક્ષાવાળાની વાત સાંભળી મોટાભાઇની આંખોમાંથી તો આંસુની ધાર વહી કે આ બાબાને કંઇક થયું હોતતો નાનાભાઇને હું શું જવાબ દેત!

અમારા સૌ વતી રીક્ષાવાળાની માફી માગી અને સો રૂપિયાની નોટ કાઢી તેના હાથમાં દેવા હાથ લંબાવ્યો પણ એ રીક્ષાવાળાએ આપેલો જવાબ આજેય હું નથી ભૂલી શકતો. તેણે કહ્યું: "મેં તો માનવી તરીકેની ફરજ બજાવી છે. તમે માનવતાને પૈસાથી ખરીદવા માગો છો? મારે પૈસા નથી જોઇતા. તમારા ધનિકોના મનમાં તો પૈસો જ મહત્ત્વની વાત છે. અને તેથી જ પાસેનું સ્વજન ક્યારે સરી જાય છે તેનોય તમને ક્યા ખ્યાલ રહે છે. એ ધન લઇને મારે એવું નથી થાવું એ તમને મુબારક."

જાણે ગાલ ઉપર કોઇએ તમાચો ખેચી કાઢ્યો હોય તેવુ લાગ્યું અને રીક્ષાવાળો ચાલતો થયો. મોટા ભાઇ તે દેવદૂત ને જતો જોઇ રહ્યા અને સોની નોટવાળો હાથ લબાયેલો તેમનો તેમ રહી ગયો.

*

* પ્રભુ પ્રેમ સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ છે, તેમ જ સૌંદર્ય સ્વરૂપ પણ છે. આથી પ્રભુએ રચેલી સૃષ્ટિમા એવુ કશું યે નથી, કે જે સૌંદર્ય રહિત હોઈ શકે. ગુલાબના પુષ્પમાથી પરિમલ પ્રસરે છે, સૂર્યમાંથી અંધારનો નાશ કરનાર પ્રકાશ ફેલાય છે, પૂર્ણિમાની ચાદનીમાથી અમીરસ વર્ષા રહે છે, એમ એથી હજારગણું વધારે સૌંદર્ય પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાથી વહે છે.

પ્રત્યેક મનુષ્યમા રહેલ સૌંદર્યની આ ગૂઢ ભાવનાને જાગૃત અને સચેત કરવી, તથા સત્ય, સ્નેહ, સ્વાપર્ણ કે દયા જેવા સદ્ગુણોથી સૌંદર્ય અભિન્ન છે, એમ સુશિક્ષિત અને સુજ્ઞ મનુષ્યના અંતરમાં સ્થાપિત કરવું, એ જ સર્વ સંસ્કૃતિઓનુ ભવ્ય અને ભગીરથ કર્તવ્ય છે.

સૌંદર્યની મહાન શકિત મનુષ્યની વાસનાઓનુ ઇચ્છા રૂપે પરિવર્તન કરે છે; એના વર્તનને નિર્મલ અને પવિત્ર કરે છે; અને એના સકળ સબધોને સત્યશીલ બનાવે છે. તેથી જ સૌંદર્યમાં નૈતિક મહત્તા સમાયેલી છે. મનુષ્યને જીવન જીવવા માટે હવા કે નિદ્રાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ સારું જીવન જીવવા માટે સૌંદર્યની પણ જરૂર છે. કારણ કે મનુષ્યે માત્ર આજીવિકાના સાધનો માટે જ કાર્ય કરવું – 'રોટી' માટે જ જીવવું – એ તો કાર્ય અને જીવન ઉભય વિષેનો કેવળ ખોટો ખ્યાલ છે. મનુષ્ય જો ઉપયોગી અને સુદર વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે તથા એમાં આનંદનો અનુભવ કરવા માટે કાર્ય કરે, તો એનું જીવન સર્વાગસુદર થાય, અને જીવનો પ્રત્યેક પ્રસંગ એને અમરતાની સુવાસ આપી શકે છે.

# સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીયશાળાના
# એક વિદ્યાર્થીની દૈનંદિની

પ્રભુદાસ ગાંધી

(૪)

ફાગણ સુદ ૬ સોમવાર તા. ૧૯-૩-૧૮

આજે સવારે પાંચ વાગ્યે ઊઠયો હતો, કસરત કરી હતી. નાહ્યો પ્રાર્થના કરી. પ્રાર્થના થઈ રહ્યા બાદ બાપુજીએ કહ્યું :

"શાસ્ત્રોમા કહ્યું છે કે જ્યા અન્યાય પ્રવર્તતો હોય ત્યા સત્ય પુરુષ જીવી નથી શકતો. મારી પણ અત્યારે એવી જ સ્થિતિ છે હું ગમે એવો હોઉં પણ સત્યનો તો ભરેલો જ છુ. મને અત્યારે સાંસારિક પ્રવૃત્તિ ઓ જોઈ બહુ દુ ખ થાય છે "

"હુ કીનિકસમા ઘણી વખત કહી ગયો છું કે જ્યારે હું વ્યવહાર નહીં જોઈ શકું ત્યારે નાસી જઈશ અને શોધ્યો મળવાનો નથી. (એવે સમયે) મને એમ લાગે છે કે ગુફામાં રહેવુ એ ધર્મ છે "

પ્રાર્થના થઈ રહ્યા પછી અમે નાસ્તો કરી સભામાં ગયા ત્યા ભજન કીર્તન કર્યા બાપુજી ૧૧।। વાગ્યે આવ્યા હતા કમિશ્નર સાહેબ પણ આવ્યા હતા બાપુજીએ ભાષણ કર્યું કે –

"શેઠીઆઓ નીચેની શરત પ્રમાણે સુલેહ કરવા તૈયાર છે. પહેલે દિવસે ૩૫ ટકા બીજે દિવસે ૨૦ ટકા ને પછી આનદશંકરભાઈ કહે ત્યા સુધી ૨૭।। ટકા આપવા ને તે જો ૩૫ ટકા કહે તો અગલા દિવસના ૨૭।। ટકા આપ્યા હોય તેના ૭૫ ટકા મજુરે આપે "

એ તેમણે કબૂલ કર્યું તેથી બાપુજીએ ત્યા અપવાસ છેડ્યો પછી અને દહી, પૂરી, શાક અનસૂયાબહેનને ત્યા જમ્યા. પછી હું મગનકાકા સાથે શહેરમા ગયો અને ત્યા મારા સેન્ડલ (સમા કરાવ્યા) તથા તબલા તતુ-ડ્યા. આઠ આનાનો ખર્ચ થયો. ત્યાંથી મગન-કાકા અહીં (આશ્રમમા) આવ્યા અને હું નદી કાઠે સભામા આવ્યો. ત્યાં બાપુજી મજૂ-રોને લાડુ આપતા હતા. ત્યા ખૂબ ધક્કા ખાધા પછી અહી આવ્યા. અહી ફળાહાર કર્યો

મગળવાર, ૧૯૭૪. ફાગણ સુદ ૭ ૧૯-૩ ૧૯૧૮

આજે સાડા પાચ વાગ્યે ઊઠયો. નાહ્યા વગર તથા કસરત કર્યા વગર પ્રાર્થનામાં ગયો. ચિ કૃષ્ણ રાત્રે ૧૧ વાગ્યે આવ્યો હોવાથી તે સવારે પ્રાર્થનામા નહોતો આવ્યો આજે પ્રાર્થનામા આવવાને બાપુજીને વાર હતી તેથી શાસ્ત્રીજી (પંડિત ખરે) ભજન ગાતા હતા. બાપુજીના આવ્યા પછી પ્રાર્થના શરૂ થઈ.

પ્રાર્થના થયા બાદ બાપુજીએ કહ્યું કે "કાલે તો તમે બધા હતા એટલે કંઇ કહેવા જેવું નથી પણ એટલુ કહુ છું કે "મેં થોડું જ ખાધું છે તો પણ આજે કાલના જેવી શાંતિ નથી. એટલે હું એમ નથી કહેવા માગતો કે બધાએ અપવાસ કરવા જોઈએ. એમ માનવુ ખોટુ છે કે અપવાસ કરવાથી આવરદા ઘટે છે શરીર ક્ષીણ થઈ જાય છે પણ તેથી આવરદા તો ઘટતી જ નથી જો હોજરી શુદ્ધ હોય તો શરીર અનંત કાળ સુધી ટકે છે એટલે દેહને માટેનો અનંતકાળ.

મારું કામ હવે પૂરુ થયુ છે આવતી કાલે હું નડિયાદ જઈશ ને ત્યાથી પરબારો અથવ એક દિવસ અહીં આવી જઈને ઈન્દોર જઈશ ત્યાથી પણ અવાશે તો એક દિવસ અહીં રહીને દિલ્હી જઈશ ને ત્યા જે થાય તે ખરું.

પછી તેઓએ અમને નાસ્તો પીરસ્યો. ખજૂર ને છાશ.

આજે સંગીત ક્લાસ મોડો શરુ થયો. ઈતિહાસમાં આજસુધીમાં શું શું થયું અને હવેથી શું શું કરશું તે થયું. સંસ્કૃતમાં બે શ્લોક થયા. ભૂમિતિમાં ચોથો સિદ્ધાંત અને તેનું એક મનોયત્ન થયું. ગુજરાતી વ્યાકરણ-માં વિભક્તિઓ ચાલી. આજે તબલાં શીખવા શરૂ કર્યા. અંકગણિતમાં ચક્રવૃદ્ધિ વ્યાજ શરૂ થયું. અંગ્રેજીમાં નરહરીભાઈએ મારો કરેલ તરજુમો તપાસ્યો અને અલાદીનીનું સાતમું પ્રકરણ થયું.

આજે નહાવા ગયા ત્યાં પંડિતજીને (મેં) ડૂબતા બચાવ્યા. સાંજે વાસણ ઉટકી લીધા પછી બધાને રમવા તેડી ગયો અને રમ્યો. બાપુજીનું પ્રોસેશન શહેરમાં નીકળ્યું હતું. સાજની પ્રાર્થનામાં રામાયણમા હનુમાન અને રાવણની લડાઇ ચાલી દીપક રાગ શિખવવામા આવ્યો. આજે (તેનો) બીજો દિવસ હતો. સૂતાં પહેલા ડાયરી લખી. તળુની બહાર બેસીને.

ફાગણ સુદ ૮ બુધવાર ૧૯૭૪. તા ૨૦-૩-૧૮

આજે કસરતમાં મોડો પહોચ્યો હતો. નાહીને પ્રાર્થનામાં ગયો હતો. આજે સવારે બાપુજી પ્રાર્થનામા ન હતા, પ્રાર્થના સામાન્ય હતી. આજે નાસ્તો નહોતો કર્યો.

ઈતિહાસ કાલનો આગળ ચાલ્યો હતો. સંસ્કૃત (વર્ગ)માં ગિરધારી(૧) ઉપર તાર આવ્યો હતો તેમાં તેના કાકા ગુજરી ગયાના તથા પિતાને પ્લેગ થયાના ખબર હતા. આજે વિજ્યા(૨) આવેલ છે. મારા માતાજી(૩) શહેરમાંથી આવ્યાં છે.

રાત્રે ૯ વાગ્યે સુતો ત્યાં મોટર આવી ને તેમાં બાપુજી તથા મિ. એન્ડ્રુઝ આવ્યા.

હારમાળા પૂરી કરી.

ફાગણ સુદ ૯ ગુરુવાર ૨૧-૩-૧૮

આજે ભુવરજી ઉઠાડવા નહોતા આવ્યા તેથી કસરતમાં મોડો પહોંચ્યો હતો. નાહીને પ્રાર્થનામાં ગયો ત્યાં મિ. એન્ડ્રુઝ તથા બાપુજી આવ્યા હતા. કંઇ ખાસ ન હતું. પછી નાસ્તો કરી શાળામાં ગયો. હિન્દી ભણતો (હતો) ત્યારે ગિરધારી દ્રાબાદ (સિંધ) રવાના થયા. છૂટા સમયનો ગેરઉપયોગ કર્યો હતો. બપોરે વિજયા ગયાં. ત્રણ વાગ્યે મિ. એન્ડ્રુઝે પોતાનો મુસાફરીનો(૪) અનુભવ હિન્દીમા કહી સંભળાવ્યો. તેમાં હતું કે સ્ત્રીઓ ઉપર બહુ જુલમ થાય છે. ઇસ્પિતાલોમાં સ્ત્રીની ચાકરી કંપાઉન્ડરો કરે છે. ઓસ્ટ્રેલીયામાંથી ૮ મડમ ત્યાં જશે અને ત્યાં થતી બેઇજ્જતને અમુક દરજે અટકાવશે.

શાળા બપોરે છુટી હતી. રાત્રે વિજ્ઞાનમાં જોઈતા સામાનની યાદી કરી અને હતો તેટલો કબાટમા ગોઠવ્યો. રાત્રે ૯॥ વાગ્યે સૂતો.

---

[ (૧) આચાર્ય કૃપાનીના ભત્રીજા મારા સહ-પાઠી. (૨) વિજ્યા ગાંધી, આણંદલાલભાઇ ગાંધીની પુત્રી ફીનિક્સમાંની વિદ્યાર્થીની. (૩) મારા બા મજૂર પ્રવૃત્તિ માટે પિતાશ્રી સાથે શહેરમાં જ રહેતાં.

[ (૪) ફીજીમાં હિન્દુસ્તાનના ગિરમિટીયાઓના કષ્ટ નિવારણ માટે એન્ડ્રુઝ સાહેબ ગયા હતા. ]



રજી. નં. જી. ૧૫૩

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ-વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

તદુપરાંત, જ્યારે જ્યારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે.

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર <u>કિલોમાંજ</u> ખરીદી કરો.**





ઉદ્ધરેદાત્મનાત્માનમ્

શરુચ્યાલ અવિતક

પવિત્ર ઉત્સવનો દિવસ હતો. હંમેશની પેઠે ભજનો ગાઇને અને શાસ્ત્રોનું પારાયણ કરીને એ દિવસને ઉજવવાને સારુ ભક્તજનો મંદિરમાં ભેગાં થયાં હતાં. જ્યારે ગાનારાઓના સુર સુગંધની પેઠે રૂપેરી ઝાંઝ અને નગારાંના અવાજ સાથે ભળી જઇને ઊંચે આકાશે ચઢ્યો, ત્યારે જે હૈયા પર સાંસારિક વાસનાનો થર જામી ગયો હતો. તેને વિશુદ્ધ કરે એવું સંવેદનશીલ પ્રેરણાનું મોજું તેઓના હૈયાંને સ્પર્શી ગયું.

તરત જ ગાન બંધ થયું. આખો જનસમૂહ એ માનસિક તંદ્રામાં જાગી ઊઠ્યો. પુરુષો અને સ્ત્રીઓ આશ્ચર્યમુગ્ધ બની આંખો ચોળવા લાગ્યાં તેઓએ પોતાની વચ્ચે મેઘધનુષના જેવા રંગવાળાં ચીથરામાં ઢંકાયેલા ભિખારીની દિવ્ય મૂર્તિ ઊભેલી જોઇ. નવાઇ પામીને તેઓ અરસપરસ પૂછવા લાગ્યા: 'આ કોણ છે?' પણ કોઇએ જવાબ આપ્યો નહીં, કારણ કે, તેઓ બધા જ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા હતા.

પછી મંદિરના પૂજારીને પોતાની જવાબદારીનું ભાન થતાં તે ઊભો થયો અને શ્રોતાઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો.

"ભાઇઓ, આજે તમને મ્હને શરમથી ને દુઃખ સાથે કહેવું પડે છે કે મંદિરમાંના પ્રભુને પહેરવાને વસ્ત્ર નથી, એમનાં જૂના વસ્ત્રો જીર્ણ થઈ ગયાં છે."

ઘણા ભક્તજનોની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં તેઓમાં બે ત્રણ એ શહેરનાં શ્રીમંતો હતા. તેઓએ પોતાની ચામડાની થેલી ખોલી અને કેટલીક ચલણી નોટો કાઢીને મંદિરના પ્રભુને માટે રેશમી વસ્ત્રો ખરીદવાને મંદિરના પૂજારીને આપી પૂજારીને આનંદ થયો અને આખા જનસમૂહે તાળીનો ગડગડાટ કર્યો. બન્ને શ્રીમંતોના મુખડા પોતાની ઉદારતાથી ઝળકવા લાગ્યાં. પણ...હાય મંદિરને બારણે ભીખ માગવા ઊભેલા જીવતા ભિખારીને એક તાંબાનો પૈસો કે સહાનુભૂતિ આપવાને સારુ એક પણ ભક્તને મન ન થયું.

# પરિભ્રમણ

'આશુતોષ'

## એકલાનો આર્તનાદ.

૯૪ વર્ષના બ્રિટિશ ફિલસૂફ, સાહિત્યકાર અને વિદ્વાન બર્ટ્રેન્ડ રસેલ વિયેટનામમાં અમેરિકાની યુદ્ધખોર નીતિ માટે એકલા ઝઝૂમી રહ્યા છે. એક સ્વતંત્ર રાષ્ટ્રમાં ડખલગીરી કરવાના અમેરિકાના અધિકારને તેમણે પડકાર્યો છે અને વિશ્વના ખૂણેખૂણેથી તેમને અનુયાયીઓ મળી રહ્યા છે. અમેરિકા એક મહાન સત્તા છે, અને તેનો પ્રમુખ વિશ્વનો સૌથી શક્તિશાળી રાજપુરુષ છે. તેની સામે જાહેરમાં બાથ ભિડવાની હિંમત ભલભલા કરી શકતા નથી. રશિયા પણ વિયેટનામમાં સંડોવાઈ ન જવાય તેની ભારે તકેદારી રાખે છે. સત્યને ખાતર ઝેર પી જનાર સોક્રેટીસના બીજા અવતાર જેવા લૉર્ડ રસેલ હવે તો એક પગલું આગળ વધીને, વિયેટનામ જેવડા નાનકડા રાષ્ટ્ર ઉપર, ધરાર પોતાનું પ્રભુત્વ ઠોકી બેસાડનાર અમેરિકાના પ્રમુખ, વિદેશ પ્રધાન તેમજ યુદ્ધ પ્રધાન સામે, યુદ્ધના ગુનેગારો તરીકે કામ ચલાવી, તેમની સામે શિક્ષાત્મક પગલાં લેવા એક જબ્બર વંટોળ ઊભો કરી રહ્યા છે અને કોર્ટ કામ ચલાવી શકે તે માટે ફ્રાન્સ જેવા વગદાર દેશનો સહકાર માગ્યો છે. લૉર્ડ રસેલે રશિયાને ક્યારની અપીલ કરી છે કે અમેરિકા સામે લડવા ઉત્તર વિયેટનામને વિમાનો આપવા. આમાં કેટલું અમલી બને છે તે મહત્ત્વનું નથી. પણ એક વ્યક્તિનો અવાજ આખી દુનિયામાં ગુંજી રહે અને અમેરિકા જેવા રાષ્ટ્રને નીચે જોવા જેવું થાય તે એક નૈતિક વિજય નથી? બર્ટ્રેન્ડ રસેલને તો હવે આપણે ખર્યું પાન ગણવા જોઈએ પણ ઇતિહાસકાર અને ભાવિ પેઢી આ મહાપુરુષના અરણ્યરુદનને માનવતાના મુક્તિગાનના ગાયક તરીકે બિરદાવશે નહિ?

## આસામ

કમનસીબીને શીંગડાં નથી હોતાં ચાલુ વર્ષે ચોમાસાની શરૂઆતમાં જ આસામમાં અતિવૃષ્ટિને કારણે જળરેલ અને હોનારત થઈ. ખેતરો ધોવાઈ ગયાં; પાક તારાજ થઈ ગયો. ગયું વર્ષ નબળું હતું તેમાં આ વર્ષના કુદરતી કોપે વધારો કર્યો. અનાજની તંગી તો હતી જ. તેમાં વધુ મોટી આફત સર્જાણી. ભાવતાલ આસમાને ચડયા. લોકોની ધીરજ ખૂટી. રોટી રમખાણ ફાટી નીકળ્યાં લશ્કરને બોલાવવું પડયું વિદ્યાર્થીઓ તકવાદીઓના હાથમાં રમી ગયા. પોલિસને ગોળીબારનો આશરો લેવો પડયો. એક તો સરહદી રાજ્ય હોવાને કારણે અને પાકિસ્તાનના તોફાની તત્ત્વો માટે આદર્શ ક્ષેત્ર બનતું થવાથી, આસામની પરિસ્થિતિ વિચારણા માગે છે. ચોમાસાનો હજી ઉથલો હપ્તો બાકી છે... તેમાં પ્રલયપૂર હવે નહિ આવે ને?

## નાગાલેન્ડ

આવો જ ઉકળતો ચરુ નાગપ્રદેશ છે. ત્યાંના મુખ્ય પ્રધાન સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થતાં, તેમને જવું પડયું છે. બળવાખોર નેતાઓ સાથેની વાટાઘાટો કંઈ નક્કર પરિણામો લાવી શકી નથી. અને મંત્રણાઓ લંબાતી જાય છે. સત્તા ઉપરના નેતાઓ આવે ટાંકણે વિશ્વાસ ગુમાવે તેનો અર્થ શું સમજવો? લોકો સાથેનો સંપર્ક નથી રહેતો? તેમના પ્રશ્નોને વાચા નથી મળતી? ખ્રિસ્તીઓનું જોર ત્યાં છે જ. તેમને બહારની મદદ ઘણા જ મોટા પ્રમાણમાં મળી રહે છે, અને તેઓ જે નાચે છે તે પોતાના જોર ઉપર તો નહિ જ. લશ્કરી દ્રષ્ટિએ આ પ્રદેશનું મહત્ત્વ ક્યારનું સમજાઈ ચૂક્યું છે. સવાલ એ છે કે દમનનો આશરો લીધા વિના, લોકશાહી રીતે આ પ્રશ્ન કેમ હલ કરવો? ન કરવો?

## ચાની પ્યાલી!

રખે ભૂંટતી લેતા, મનુભાઈ! દરેક જણ એક ટંક, એક પ્યાલો ચાનો જતો કરે, તો અમુક લાખ

રતલ ચા વધુ નિકામ થઈ શકે એવુ આપે કહ્યુ ત્યારથી ચાના પીઠામા જનારાઓનો ફફડાટ વધી ગયો છે બદામ, ઘી, માવો, બરફી હલવો એ બધું સામાન્યજન માટે દિવાસ્વપ્ન જેવુ બની ગયુ છે, તેલ અપ્રાપ્ય બનતું જાય છે ચોખાનુ નામ નેવાય તેમ નથી બાજરો ઘઉ કરતા મોઘો છે અને ધોળા ઘઉનો ભાવ પોસાય તેવો નથી આ સઘમા ચાની પ્યાલી ગરીબના બેલીની ગરજ સારે છે તમારે જોવુ હોય તો, હાલો મારી સાથે – બતાવુ !

જુઓ – આ મ્યુનિસિપ લિટીના સફાઈ કામદારો સવારના ૭ વાગ્યાથી શેરીઓ વાળીને થાકીને લોથ થઇ ગયા છે અને ચીમન ચાવાળાની દુકાન પાસે બેસીને કહી રહ્યા છે ' અહી ત્રણ કપ સ્પેશિયલ આપી જજો !' અને એ ૭ જણા અર્ધી અર્ધી ગટગટાવીને ગામ આખાની શેરીઓ સાફ કરી નાખશે હજુ આગળ આ તો કાર્યપાલક ઇજનેર સાહેબની ઓફિસ– અહીતો સવારથી સાજ સુધી કીટલીઓ ભરીભરીને અદર જાય છે– નાનામોટા કેટલા કોન્ટ્રાકટર હોય– અને એટલા જ સાહેબો– કાગળ ઉપર કાળો અક્ષર અમરતો પડે છે ?– પેલુ મકાનને ? એ તો જાણીતા પત્રકાર સાહિત્યકાર ગઝલસમ્રાટ જુઓને હિડોળા ઉપર બેઠા છે, હાથમા ચાનો પ્યાલો રહી ગયો છે– કલ્પનાને આવાહન આપતા લાગે છે– આ ઇમારત ને ? એ તો વિધાનસભા– ની રીસેસ પડી છે– સભ્યોને ચાનાપ્યાલામા રસ તેટલો કાર્યવાહીમા નથી– આ છે કોમર્સ કોલેજ, પ્રોફેસર્સ રૂમમા છે– પછી ભાષણ આવશે– અને આ નૂતન ખાદી ભડાર– બાજુમાં જ અન્નપૂર્ણા વિભાગ છે ત્યા પણ ચા કાકડી મળે છે ! અટલે હું એમ કહેતો હતો– આ વર્ષ જતુ કરો ચાની પ્યાલી પીને ભારતવાસીઓ આશીર્વાદ આપશે !

## ભાવિના ઓળા

ભારતની વસ્તિનુ પ્રમાણ વધતું જાય છે તેમ તેમ તેની નબળાઇના ચિન્હો દષ્ટિગોચર થતા જાય છે Survival of the fittest નબળાનો નાશ– એ સૂત્રના આધારે ભવિષ્યમા આ પ્રજા ટકી રહેશે ખરી ? કે વધુ ઉત્પાદન કરવાને અસમર્થ, માગીભીખીને ઉધાર અનાજ ખાનારી, રોગી ખાતર રમખાણ કરી કરીને નાશ પામશે ? છેલ્લે છેલ્લે વિરોધ પક્ષ તરફથી આ દિશામા જે થઇ રહ્યું છે અને અસત્યનો વડવાગ્નિ જલાવી દરેક રાજ્યોમા તોફાન, 'બધ, ' હડતાળ ઇત્યાદિનો આશરો લેવાઇ રહ્યો છે એ શું બતાવે છે ? મહારાષ્ટ્ર સરકારના કર્મચારીઓએ એક સાથે અનધિકૃત રજા પાડી અને કામકાજ સ્થગિત કરી દીધું અને રાજ્ય સરકારે આ બાબતને ગંભીર લખી તેનો અર્થ શો ? બેફામ અને મનસ્વી વર્તન આચરીને સત્તા ઉપરની સરકારને પડકાર કરવો અને સરકાર નિષ્ક્રિય રહેવા સિવાય કાઇ ન કરી શકે તો પરિણામ ? એમ લાગે છે કે ચૂટણીને નામે તકવાદીઓ મોટા પ્રમાણમા પગપેસારો કરી રહ્યા છે સવાલ એ છે કે આવી પ્રજા મહાન બની શકે ખરી ? આવુ રાષ્ટ્ર પોતાનુ અસ્તિત્વ ટકાવી શકશે ખરૂ ? ઇતિહાસ બહુ જ નિર્દય છે નકારમા જવાબ દેતા તેને કાઇ વાર લાગવાની નથી

## ચીમકી

સ્વાતન્ત્ર્યદિન નિમિત્તે ૧૫મી ઓગસ્ટના પ્રવચનમાં રાષ્ટ્રપતિએ સમયની એંધાણી પરખીને તથા રાષ્ટ્રની તૈયારીનુ માપ કાઢીને જ કદાચ પાડોશી સાથે સમાધાન કેળવવાની વાત કરી હશે. અનતકાળ સુધી પાડોશીઓ દુશ્મનાવટ રાખી શકે નહિ. રાખવા ધારે તો તે પણ શક્ય નથી આપણા રાષ્ટ્રપતિ વિરલ બુદ્ધિમત્તા ધરાવતા અનુભવી રાજપુરૂષ છે શ્રી નહેરુના અવસાન પછી, અને શાસ્ત્રીજીની આકસ્મિક વિદાય પછી, અમેરિકા તેમજ રશિયાના ભારત તરફના વલણમા ફેરફાર દેખાઇ આવે છે પરદેશી મદદમાં જે કાપ મૂકાઇ ગયો છે અને ચોથી યોજના માટે હજુ સુધી મદદનો નિર્દેશ મળતો નથી તે સૂચક છે પાકિસ્તાનને પાછો બારણેથી ૯૦ જેટલા સેબરજેટ વિમાનો મળી શકયા તેમા પશ્ચિમી રાષ્ટ્રોનો આખ આડા કાન કરવાનો અણસારો છે. આ સ્થિતિમાં ભારતને કાયમ માટે ચીન તથા પાકિસ્તાન સામે શસ્ત્રદોટ કરવી પોસાય નહિ. અને

જો કરે, તો વિકાસ યોજનાઓ અભેરાઈ પર મૂકી દેવી પડે. પાકિસ્તાનના પ્રમુખે ૧૪મી ઑગસ્ટના પ્રવચનમાં તેમના દેશની પ્રગતિનો અહેવાલ આપતાં કહ્યું હતું કે એશિયામાં ઔદ્યોગિક સ્થિરતા અને વિકાસની બાબતમાં, જાપાનને બાદ કરતાં, પાકિસ્તાન બીજે નંબરે આવે છે. ત્યાં અનાજ અને ખોરાકનો પ્રશ્ન છે જ નહિ, આપણી પગલે પાકિસ્તાનને અવમૂલ્યન કરવું પડયું નથી. તેની આર્થિક સધ્ધરતા સાબીત થઈ ચૂકી છે. આ બધી હકીકતના સંદર્ભમાં, રાષ્ટ્રપતિના શબ્દોમાં ઘણો અર્થ નીકળે છે.

## ટપાલખાતું ખાનગીક્ષેત્રે ?

તાજેતરમાં બ્રીટનમાં એક મહત્ત્વની વ્યક્તિએ સૂચન કર્યું હતું કે ત્યાંનું ટપાલનું તંત્ર આધુનિકરણ માટે સરકારી અંકુશ હેઠળ હોવાથી પ્રગતિ કરી શકતું નથી. તેને બદલે જાહેરક્ષેત્રમાં તેનું સંચાલન થાય તો કાર્યક્ષમતા વધે, એટલું જ નહિ, જે કામ કરતાં સરકારી તંત્રને વર્ષો લાગે તે ખાનગી ધોરણે ઘણી ત્વરાથી થઈ શકે. આ સૂચન ભારત જેવા દેશને લાગુ પડી શકે ?

અહીંની રામાયણ તો અનોખી છે. આપણું સરકારી તંત્ર એટલું નિયમજડ છે કે ડાકતારખાતાઓને સ્થિતિ ખોટું લાગી જવા સંભવ છે. એક્સપ્રેસ ડીલીવરી જાણે તેર પૈસા લૂંટી લેવા ચાલુ રાખી લાગે છે. મનીઑર્ડર અને રજીસ્ટરની પાવતીઓ માત્ર ૨૦ થી ૨૫ ટકા જેટલી પાછી મળે છે. બાકીની ગૂમ થાય છે. કાગળ વહેંચવા આવતા ટપાલી જાણે કોઈ કોઈ વડિલોપાર્જિત મિલકતની સોંપણી સામાન્ય જનતાને દાન– દયા ભાવથી કરતો હોય તેવો ઠાઠ અને રુઆબ રાખે છે. ટપાલમાં મોકલાતા ખ્યાતનામ અને લોકપ્રિય માસિકો, અઠવાડિકો, ઉપર ગ્રાહક અથવા માલિક કોઈનો હક રહેતો નથી. જ્યાં જ્યાંથી તે પસાર થાય ત્યાં કોઈ ટપાલ સોર્ટર બાબુ તેને "સેન્સર" કરી શકે છે. પ્રિયતમાઓને લખાતા ૯૦ ટકા પત્રો અધવચ્ચેથીજ ગુમ થાય છે. એક્સપ્રેસ અને ઑર્ડિનરી તારની કિંમત, જે ઑફિસે સ્વીકારાય છે અને જ્યાંથી 'ડીલીવરી' થાય છે ત્યાં કાંઈ જ નથી. અને જો જાહેર જનતાને 'કાઉન્ટર' ઉપર મેવાની અપેક્ષા રહેતી હોય તો તો તેમની સ્થિતિ રજવાડાંની ગરીબ પ્રજા જેવી જ છે– કલાકો સુધી ઓદયા ચાલ્યા વિના, બારી ઉપર ઊભા જ રહેવાનું. ટિકિટ જોતી હોય તો અડધો કલાક; રજીસ્ટર માટે પોણો કલાક; તાર માટે પૂરો એક; ટેલિફોન માટે રાત્રે સૂવાની સગવડ કરીનેજ આવવાનું–સવાર સુધીમાં લાગી જાય !

... ભૂલાઈ ગયું ! પ્રશ્ન શું હતો ? હા, અહીં આ પ્રયોગ જાહેર ક્ષેત્રે કર્યો હોય તો ? સરકાર માબાપ માથેથી ભાર ઊતરે– સાપના ભારા સાચવવા નહિ– મોંઘવારી, લવાદીની લપ જાય. બ્રિટનમાં પહેલ થાય પછી આપણે આગળ વધીએ.

## રેલવેમાં વીજળીકરણ

ભારતીય રેલવે પાસે અગિયાર હજાર એન્જીનો છે તેમાંથી એક હજાર વીજળીથી અને બાકીનાં વરાળથી ચાલે છે. આજે દુનિયામાં રેલવેની કામગીરી ઝડપથી મપાય છે અને તમાં ફ્રાન્સ તથા જાપાન મોખરે છે. આપણે ત્યાં કોલસાથી ચાલતાં એન્જિનો ને બદલી વીજળીગાડી શરૂ કરવાની વિચારણા તો છે જ. આમાં રેલવેનો માર્ગ નવેસરથી રચવાનો હોય છે. વળી આટલાં બધા એન્જિનોની આવરદા પુરી ન થાય ત્યાં સુધી તેને ક્યાં નાખવા ? તબક્કાવાર આ કાર્યક્રમ ગોઠવવામાં આવે તો પણ દસકાઓ લાગે. ખર્ચની ગણતરી તો જુદી જ. આ ઉપરથી એટલું તો સમજાશે કે બીજા દેશોની હરોળમાં આવવા માટે કેવી કેવી મુસીબતો છે; કેવા પ્રયત્નો જરૂરી છે અને કેટલાં નાણા– સાધનની જરૂર છે.

## જબરા નીકળ્યા !

સીડનીના શ્રી નોર્મન કયુરે તાજેતરમાં ઑસ્ટ્રેલિયાથી વૉશિંગટન ગયા– એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગની સીડી ચડવા ખાતર ! તેમને છ વર્ષ પહેલાં હૃદય ઉપર હુમલો થયેલો અને તેમાંથી સંપૂર્ણ સાજા બની ચૂકયા છે. તેમને દીકરાને ઘેર દીકરા છે, પોતે દાદા છે અને સીડનીમાં ૨૫ માળનું મકાન તેઓ આસાનીથી ચડી શકે છે. તેમનું કહેવું છે કે હવે

તેમને હૃદયની કોઈ તકલીફ નથી અને ૧૦૨ માળનું અમેરિકાનું બિલ્ડીંગ સાબીત કરવા ખાતર જ ચડે છે! અને એટલા ખાતર અમેરિકા જાય છે! આમ તો ઉદ્યોગપતિ હોવાથી તેમને બીજી કાંઈ તકલીફ પડવાની નથી. પણ આની શી જરૂર હતી? પણ એ તો ભારતના પ્રારબ્ધવાદીઓની દૃષ્ટિએ. તેઓ જ્યારે અમેરિકાથી પોતાના વતન પાછા ફરશે અને ગૌરવથી વાત કરશે કે જગતની સૌથી ઊંચી ઇમારતની સીડી પગે ચાલીને ચડયો છું ત્યારે ભવિષ્યના હૃદયરોગીનો રોગ આંખના પલકારામાં પલાયન થઈ જશે

## સમ્યક

ચીનમાં 'સાંસ્કૃતિક' ક્રાંતિ ચાલી રહી છે. રોજબરોજ જે ખબર દુનિયાને મળી રહી છે તે ઉપરથી જાત જાતનાં અનુમાનોનું તારણ થાય છે. ત્યાં 'કાંઈક' ચાલી રહ્યું છે; કોઈ તેને માઓ વિરોધી સાફસુફી માને છે; કોઈને આમાં આંતરવિગ્રહનાં નિશાન દેખાય છે; કેટલાક આને નૂતન પ્રગતિવાદી વિચારધારા સામેની જેહાદ ગણે છે પશ્ચિમની કોઈ અસર અથવા તો લોકશાહીનું નાનું એવું બીજ ભુલથી પણ કયાંય પેસી ન જાય તે માટે ચીન જે પગલાં ભરી રહ્યું છે તેની જગ હાંસી ઉડાવે છે. માથાના વાળથી માંડી, પહેરવાના ગણવેશ અને પગના બુટ સુધી ક્રાંતિ પહોંચી ગઈ છે. વ્યક્તિ સ્વાતંત્ર્ય, સાહિત્ય, કવિતા, સંગીત તમામ ક્ષેત્રોમાં નાગરિક લાચાર છે. બંદૂકનો અવાજ એ ચીનનું સંગીત છે અને કવિ માટે તો ભારતની જ એક ભાષાના કવિની પંક્તિને ચીને અપનાવી છે:

'ત્યારે હાય રે હાય કવિ તને શબ્દની ચાતુરી ચૂંથવી શેણે ગમે?' સાયરન વાગે ત્યારે ત્યાંના તમામ નાગરિકો કામકાજ છોડી પરેડ માટે હાજર થાય છે. અને આવી રીતે ૬૦–૭૦ કરોડની ચીની પ્રજાને આચાર– વિચાર અને વ્યવહારમાં એકતાંતણે બાંધવાની વિરાટ હલચલ આકાર લઈ રહી છે. ચીન પછી, પ્રજાની સંખ્યા બાબતમાં ભારતનો બીજો નંબર છે. જ્યાં પ્રજા વિરાટ હોય છે ત્યાં પ્રશ્નો પણ વિરાટ હોય છે. ચીન અને ભારત બન્નેના પ્રશ્નો એકસરખા વિરાટ અને મુશ્કેલ. હિંદુ-મુસ્લીમ વૈમનસ્યનો અંત આણવા ભારતને ભાગલા સ્વીકાર્યા. ત્યારબાદ ભાષાકીય ધોરણે પ્રાંતોની રચના કરવા બીડું ઝડપ્યું– તેમાં વળી ગુજરાત – મહારાષ્ટ્રના દ્વિભાષીનો અપવાદ રાખ્યો. થોડા સમય બાદ, દ્વિભાષીના બે ભાગ પાડયા. રહી રહીને પંજાબમાં પણ ભાષાકીય ધોરણે બે અલગ વિસ્તારની રચના થઈ હવે વિદર્ભમાં સળવળાટનો પ્રારંભ થયો છે. આ ઉપરાંત નદીઓનાં પાણી અને સીમા માટેના વિવાદો, રાતે નહિ તેટલા દિવસે, અને દિવસે નહિ તેટલા રાતે વધી રહ્યાં છે. દેશની એકતા છિન્નભિન્ન થઈ રહી છે આવા સંજોગોમાં લોકશાહીનો ફેરબ ટકી શકે? સવાલ એ છે કે ચીનમાં જે ચાલી રહ્યું છે તેની ઢેકડી ભારતમાં થઈ શકે ખરી?

ભારતના લોકશાહી માનવી! ખબરદાર! તારી ચોતરફ નજર નાખીને બરોબર જોઈ લે ચારેકોર બધું 'બંધ' લાગે છે ને? સંસદમાં તોફાનો; ભાષાના અને સીમના તોફાનો; રોટી, રોજી અને ભાવવધારાના રમખાણો; વેતન વધારા માટે હડતાળો; ચારેકોર અશાંતિ અને લોકશાહીના નામે હોબાળો; ઉત્પાદનમાં બીક; બીજા દેશના નિષ્ણાતો આવીને તમારું ટટ્ટુ ચલાવે; અનાજની ભીખ માગવી પડે; અને આખી જીંદગીમાં એક કોઈ મોટું પરાક્રમ કરવાની શક્તિ હોય તો મતપેટીમાં મત નાખવાનું! ન કરે નારાયણ, અને ચીન તથા પાકિસ્તાન સંયુક્ત રીતે હુમલા કરે તો? કેવળ શબ્દોના બાણથી અને વ્યક્તિ સ્વાતંત્ર્યની નિર્બળતાથી સામનો થઈ શકશે?

માટે જ સાવધાન? નહીંતર છિન્નભિન્ન રાષ્ટ્રના અને મરી ચૂકેલ લોકશાહીના મુડદા ઉપર સામ્યવાદી ગીધડાં–કાગડાં–કૂતરાં જયાફત ઉડાવતા કહેશે: 'આ હતી ભારતની લોકશાહી અને તેના નાગરિકોની પોત જાળવવાની ત્રેવડ!'

જે લોકો આવડા વિરાટ જનસમુદાયમાં સમુળગી ક્રાંતિ કરી શકે છે – પોતાના જ બાવડાના બળથી તે કઈ રીતે? આપણી નિષ્ફળતાની સાથે સરખાવીએ તો?

# "આવી આઝાદી...."

જયંતીલાલ પી. ગજ્જર

"આઝાદી અમર રહો ..આઝાદી અમર રહો."

નાડકર્ણીને કાને આ અવાજ પડતાં એ અગાશીમાં આવ્યો. શાળાના છોકરાઓનું એક સરઘસ હતું. વચ્ચે વચ્ચે છોકરાઓના હાથમાં કેટલાક સૂત્રોવાળાં પાટિયાં હતાં– ત્રીજે માળથી નાડકર્ણી એ સૂત્રો વાંચી શકે તેમ નહોતો.

સરઘસની શિસ્ત અને વ્યવસ્થા જોઈને એ હરખો હાસ્યને રોકવા છતાં એ રોકી શક્યો નહિ બિચારા વિદ્યાર્થીઓ સરઘસ દ્વારા લોકોને સ્વાતંત્ર્યદિનની યાદ આપી રહ્યા હતા! બાકી, ક્યાં આજ સ્વાતંત્ર્યદિનનાં ગૌરવ કે આનંદ જણાતાં હતા! જાણે સ્વાતંત્ર્યની ભાવના જ આ દેશની પ્રજામાંથી મરી પરવારી હતી. સ્વાતંત્ર્યે એ પ્રજાને એવાં તો કયા ફળ ચખાડયાં કે સૌના દિલમાં નિરાશા ને હતાશા છવાઈ ગઈ?.. સરઘસના વ્યવસ્થાપકોના વદન પર એ હતાશા સ્પષ્ટ વરતાતી હતી. સરકારે પરિપત્ર કાઢી સ્વાતંત્ર્યદિન ઊજવવા ફરમાન કાઢયું હશે એટલે શાળાના સંચાલકો આમ સરઘસ કાઢી સભા ભરી, ધ્વજવંદન કરી સ્વાતંત્ર્યદિન ઊજવવાનું ગૌરવ અનુભવશે– કંઈક કર્યાનો સંતોષ અનુભવશે.

એ ઝડપથી પગથિયાં ઊતરી ફૂટપાથ પર આવી પહોંચ્યો... એ એક પછી એક પેલા સૂત્રો વાંચી રહ્યો.. આઝાદી અમર રહો...શહીદો અમર રહો... જય જવાન, જય કિસાન...શ્રમ વિના સિદ્ધિ નહિ. મહાત્મા ગાંધીકી જય...

વિદ્યાર્થીઓ આ બધાં સૂત્રો હોંશથી બોલતા હતા એ નિર્દોષ મુખારવિંદે પર આનંદ ને ગૌરવની રેખાઓ હતી. સ્વતંત્ર્યદિનની તમન્નાનો ઉલ્લાસ હતો. સ્પષ્ટ એમની ઝલક હતી. બાજુમાં ચાલતા શિક્ષકોનાં મુખ પર કંટાળો– વધારાની લદાયેલ ફરજનો જાણે ભાર વર્તાતો હતો ઢોરોને હાંકતા ભરવાડ જેમ એ વિદ્યાર્થીઓને હાંકી રહ્યા હતા! નિરુત્સાહની એ છાયાઓ વિદ્યાર્થીઓમાં કયો ઉત્સાહ રેડી શકે?

વિદ્યાર્થીઓ હોંશથી સૂત્રો બોલતા હતા. એ બુલંદ અવાજ જાણે રાહદારીઓના કાન ફોડી નાખતો હોય તેમ રાહદારીઓ એ સામે રોષ વ્યક્ત કરતા.

"નવરા જ છે ને માસ્તરો. આ સરઘસના ટાયફા શું કરવા કરતા હશે?..એટલા કલાક છોકરાઓ પાસે શ્રમ કરાવતા હોય તો!" દુકાન પર આરામથી બેઠેલ એક વેપારીએ કહ્યું.

"આ માયકાંગલા શરીરવાળા શ્રમ શું કરવાના!" ગ્રાહકે ટાપશી પુરી.

"અરે, એમનામાં શે ગજબનો જુસ્સો અને તાકાત હોય છે આ વાનરસેના કંઈ કમ નથી.. ધારે તો આ બધી દુકાનો બંધ કરાવી દે."

"ઠીક મારા ભાઈ, હમણાં જો મોરચે જવાનું થાય તો ખબર પડે."

"એમાંયે હવે પાછા પડે તેમ નથી..એમના શરીર વિષે એમને બિચારાને શું કરવા દોષ દો છો!.. આપણે એમને ક્યા પોષક તત્વો આપીએ છીએ?.. આટલા આટલા વર્ષની આઝાદી પછી પણ શું સુખ મળ્યું છે?..શી શાંતિ મળી છે?"

સરઘસ પસાર થઈ ગયું. પણ પેલી ચર્ચા ચાલુ જ રહી. સરકાર, વેપારીઓ, મોંઘવારી વિષેના ઉભરાઓ લાંબા સમય સુધી ચાલુ રહેત, પણ પેલા ગ્રાહકને ઉતાવળ જણાતી હતી એટલે વાત વચ્ચેથી કાપી કહ્યું "જવા દો ને એ બધી વાતો! આઝાદી અમર રાખીને ય શું કરવાનું છે?. આઝાદી પહેલાં કેટલા સુખી હતા. કેવી શાંતિ હતી!...અને આજે?.. આવી આઝાદી કરતા ગુલામી લાખ દરજ્જે સારી.. જે સરકાર રોટલો ને ઓટલો પૂરો ન પાડી શકે તેને રાજ્ય કરવાનો અધિકાર જ નથી.."

આ ચર્ચા સાંભળી 'ગુલામીના મિષ્ટાન કરતા આઝાદીનો સૂકો રોટલો વધારે મીઠો' એ વાક્ય નાડકર્ણીના હોઠ પર આવી ગયું હતું પણ એ કંઈ

એમને તે પહેલાં તો પેલો ભાઈ રોષ ઠાલવી ચાલ્યા ગયા..

નાડકર્ણી પણ દાદરના પગથિયા ચઢી પોતાના રૂમમા આવ્યો. 'આઝાદી અમર રહો' વાક્ય એ વાગોળવા લાગ્યો. આ આઝાદી માટે એણેય એક દિવસ 'યાહોમ કરીને' ઝંપલાવ્યું હતું.. દેશમા એ વખતે આઝાદીની લડતનો પવન ફૂંકાયો હતો દેશને અંગ્રેજોની ગુલામીમાથી મુક્ત કરવા સૌ તત્પર બન્યા હતા.. રાષ્ટ્રની આઝાદી માટે તન, મન અને ધન ન્યોચ્છાવર કરનાર અનેક નવયુવનો 'કરેંગે યા મરેંગે' ના બુલંદ અવાજોથી વાતાવરણ ગજવી રહ્યા હતા. આબાલવૃદ્ધ- નર ને નારી સૌમા સ્વાતંત્ર્યની ચેતના જાગી હતી. આઝાદીના સ્વપ્નોને સાકાર કરવા સૌ કટીબદ્ધ બન્યા હતા. કરોડો ભારતીઓમા જાગેલી એ નવચેતનાએ અંગ્રેજોને હંફાવી નાખ્યા. ભારતની ભૂમિ છોડવાના દિવસો હાથવેંત હોવાનુ અંગ્રેજો કળી ગયા.

એ દિવસો...સ્વદેશીનો સ્વીકાર અને વિદેશી માલનો બહિષ્કાર... વિદેશી માલની ઠેર ઠેર હોળી... પિકેટિંગ...એ બધામા એણે ભાગ લીધો હતો... એની રોમેરોમમાં દેશાભિમાન ઉભરાતુ હતું.. 'ભારતદેશ ગુલામ હરગીઝ ન રહી શકે, એ સ્વતંત્ર થવો જ જોઇએ' સૌનો જાણે એ નિરધાર હતો. આઝાદીનો સૂર્ય ઊગવાના એ ધણુ જણાતા નાડકર્ણી કલ્પના કરતો, 'મારો દેશ સ્વતંત્ર થશે. અમે એક સ્વતંત્ર પ્રજા તરીકે શિર ઊંચા મસ્તકે ફરી શકશું.. કોઇ અમારી સામે આંગળી પણ નહિ કરી શકે.. લોકશાહી ભારત. Government of the People, for the People and by the People લોકરાજ્ય આ દેશમા પછી કોઇ દુઃખી નહિ હોય, ગરીબ નહિ હોય. ઊંચનીચના ભેદભાવ નહિ હોય.. સર્વત્ર સુખસમૃદ્ધિની ગંગા વહેશે..ધનધાન્યથી આ દેશ એટલો બધો ઉભરાતો હશે કે આખુ વિશ્વ આ દેશની પ્રગતિ જોઇ આશ્ચર્ય અનુભવશે..અમે હિંદી.. હિંદ અમારો દેશ-દુનિયાનું એક મહાન રાષ્ટ્ર બની રહેશે...'

માત્ર પચીસ જ વર્ષ પહેલાં સેવેલા એ બધાં સપનાં એને યાદ આવ્યાં. રાષ્ટ્રની આઝાદીની લડત માટે ઇંટરના વર્ગમાથી જ કોલેજનાં દ્વાર છોડી સેનાનીઓની ટુકડીનો નેતા બની ગયો હતો. અરૂણ નાડકર્ણીનો અવાજ એટલે એક પડછંદ સેનાનીનો બુલંદ અવાજ. એની વાણી એટલે ચેતનાના એક અખંડ વાણીપ્રવાહનો અસ્ખલિત ફૂવારો..એની વાણી હજારો યુવાનોને દેશ માટે ખડા કરી દેતી.. એના શબ્દો યુવાનોમા રાષ્ટ્રપ્રેમ જાગ્રત કરતા.. એના વાક્યો સૌના હૈયામા સૂત્રોની જેમ વણાઇ જતા.

આઝાદીની લડતનો આ અમર સેનાની આજ એક સૂત્ર બોલી ગયો "આ... આઝાદી અમર ન રહો...." શબ્દો પૂરા થયા ન થયા ત્યાં તો એ પોતે જ ખુરસી પર ઢગલો થઇ ને પડી ગયો.

એ શબ્દો- નાડકર્ણીના મુખમાથી નીકળેલ એ શબ્દો સાંભળી પવન જાણે થંભી ગયો ધરણી એકાએક ધ્રૂજી ઊઠી...વાતાવરણમા જાણે ભયંકર શુન્યતા વ્યાપી ગઇ.

હાથમાં રાષ્ટ્રધ્વજ લઇ પ્રતિજ્ઞા લેતો સામે લડકતો નાડકર્ણીનો ફેરો જાણે હાલી ઊઠયો અને સામે પડેલા નાડકર્ણીમાં પચીસ વર્ષ પહેલાંના નાડકર્ણીને શોધી રહ્યો...અને લાલ લાલ આંખો કરી કહેવા લાગ્યો, "ફટ રે ગોઝારા માનવી. તું આ શું બોલી ગયો? આઝાદી અમર ન રહો?.. ભાનમા તો છે ને?, તારા શબ્દો કોઇ સાભળશે ને તો તારા રાઇ રાઇ જેટલા ટુકડા કરી નાખશે, સમજ્યો.... ક્યા છે પચીસ વર્ષ પહેલાંનો નાડકર્ણી?"

"એ તો ગયો...અને કોઇ મારા રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખે.. મને આ જીવન કરતા મૃત્યુ વધારે પ્રિય બની રહેશે. તાત્યા ટોપે, લક્ષ્મીબાઈ, લજપતરાય, ટિળક, ગોખલે, સુભાષચંદ્ર બોઝ, ગાંધીજી, સરદાર, જવાહર..ને હજારો નામી-અનામી શહીદોએ દેશને અંગ્રેજોના સકંજામાથી મુક્ત કરી આવી આઝાદી માટે પ્રયત્નો નહોતા કર્યા. એમણે એક ભવ્ય સામ્રાજયની દિવ્ય પ્રજાનાં સુખચેતની આઝાદીની કલ્પના કરી હતી..આ આઝાદી કરતા.." એ એકાએક અટકી ગયો. સામેના સરકારી મકાન પર લહેરાતા રાષ્ટ્રધ્વજને એ અનિમિષ નયને તાકી રહ્યો.

એ લહેરાતા રાષ્ટ્રધ્વજને નીચે વીતેલાં આઝાદીના વર્ષો એની આંખ સામે રમી રહ્યાં. આટઆટલાં વર્ષોની આઝાદી દરમ્યાન શું મેળવ્યું? . કઈ સિદ્ધિઓ પ્રાપ્ત કરી? દેશની કરોડોની જનતાને ક્યાં સુખચેન આપ્યાં? પોતે તો એક સેનાની હતો છતાં આજ કયું સુખ ભોગવી રહ્યો હતો? સુખ નહોતું મળતું એનો એને જરાકે રંજ નહોતો, પણ એની રીતેય શાંતિથી જીવી શકતો નહોતો.

આઝાદીની લડતનો એ એક સેનાની હતો એટલે અગ્રગણ્ય નાગરિકોમાં એની ગણના થતી હતી. પણ એ ગણનાનેય એ આશીર્વાદને બદલે શાપરૂપ ગણતો હતો. એ કોઈને ઉપયોગી થવા ઇચ્છે તો પણ બદલાયેલા તંત્રમાં એ કશું જ કરી શકતો નહિ. આસપાસના લોકો ક્યારેક એને કહે, "નાડકર્ણીભાઈ, આ શું થવા બેઠું છે? આ આઝાદી? આ આબાદી?..ભાવ આસમાને ચઢે છે .. કલાકો સુધી લાઇનમાં ઊભા રહેવા છતા સારી અને સસ્તી ચીજવસ્તુઓ નથી મળતી..."

નાડકર્ણી એ વખતે મૌન રહેવાનું જ પસંદ કરે. એને એ વખતે અફસોસ થય, એ વિચારે "મારા જેવા એકલદોકલ કરી પણ શું શકે?... મારા જેવાનો અવાજ પણ યોગ્ય સ્થાન સુધી પહોંચી શકે નહિ, તો બિચારા ગરીબનો, આમ જનતાનો અવાજ ક્યાંથી પહોંચી શકે?...'

લોકોની વિકટ પરિસ્થિતિ વિષે એ જાણતો ત્યારે એનું હૈયું ભરાઈ આવતું. લોકોની વાતો એને વિચાર કરતો કરી મૂકતી.

"પાંચ પાંચ વર્ષે અમારા રાજાઓ બદલાય છે એટલે પાંચ વર્ષમાં પોતીકા સુખ માટે મૂડી ભેગી કરવામાં ધ્યાન આપે કે પ્રજાકલ્યાણની પ્રવૃત્તિમાં?" એમ જ્યારે વયોવૃદ્ધ શામજીભાઈ કહેતા ત્યારે નાડકર્ણી એમને કહે, "દાદા, તમે ગાંધીજીના પ્રખર અનુયાયી પણ આપણા નેતાઓ વિષે આવું કહેશો?"

"હું આપણા બધા જ નેતાઓ વિષે નથી કહેતો...સેવની મૂર્તિઓ પણ એમાં છે...પણ આ કેટલાક નેતાઓમાં સેવાની વૃત્તિ જ ક્યાં છે? સેવાની તપોભૂમિ પર સત્તાની સાઠમારી જેઈ છે? જેને સેવા જ કરવી છે તેને માટે કંઈ ઓછાં સ્થાનો નથી!... સત્તા હાથમાં હોય તો જ સેવા થાય?" અને પછી જે જે મહાનુભાવોના-સેવા કરીને મેવા મેળવવાના જીવંત દાખલા આપે એ સાંભળી નાડકર્ણી દિંગ થઈ જાય.

શામજીભાઈના મુખે જ નહિ અનેકને મુખે એને ભારતની પડતીની વાતો સાંભળવા મળતી. આ બધી વાતો અને રોજબરોજ બની રહેલા પ્રસંગો એ ધીરે ધીરે એની શ્રદ્ધા ડગાવી દીધી. એ ડગી રહેતી ક.ઢામાં-બળતામાં ઘી ઉમેર્યું ત્રણ દિવસ પર એને મળવા આવેલા આઝાદીની લડતના એના જૂના સાથીદાર નાના સરદારે.

ભૂતકાળના એ રમ્ય દિવસોને યાદ કરી વાતવાતમાં એમણે કહેલું, "નાડકર્ણી સોમવારે સ્વાતંત્ર્યદિન છે...એક કોલેજમાં ધ્વજવંદન વિધિના પ્રમુખ તરીકે જવાનું છે...વિચારું છું શી વાત એમને કરું!... કયા આદર્શની, કઈ લોકશાહીની એમને વાત કરું?... આપણે આવી આઝાદી માટે લડત કરી હતી?... કેવી અધોગતિએ આ દેશ પહોંચ્યો છે? આઠ દશ ગણી મોંઘવારી વધી ગઈ છે...સામાન્ય માણસ તો જીવન જીવી શકેજ નહિ. જીવનમાંથી જાણે રસ ને કસ ચાલ્યા ગયાં...આટઆટલી પંચવર્ષીય યોજનાઓ છતા આપણે લોકોની જરૂરિયાતો...લોકોને સુખ ને શાંતિ નથી આપી શક્યા. દેશમાંથી જ ભ્રષ્ટાચાર નાબૂદ નથી કરી શકતા...એક સામાન્ય માણસથી શરુ કરી આપણા ઉચ્ચ શિખરે બેઠેલા મહારથીઓ સુધી એ બદી પ્રસરેલી છે. સ્વાર્થ સિવાય આજે શું જોવા મળે છે!...હજારો શિક્ષિત બેકારોને આપણે વ્યવસાય આપી શકતા નથી. અરે, પ્રજાને ખોરાક અને આશ્રય આપવાની આપણી પ્રથમ નૈતિક જવાબદારી અદા કરવામાં પણ આપણે નિષ્ફળ ગયા છીએ...પરદેશ પર અનાજ માટે આધાર રાખવો પડે એ જ આપણી લોકશાહીની નિષ્ફળતાનો નક્કર પુરાવો છે...નાડકર્ણી, લોકોને મળો, લોકોને પૂછો ને એમની પાસેથી એમની યાતનાઓ, એમની વિટંબણાઓ, એમની મુસીબતો વિષે જાણો તો આ આઝાદીને તમે શાપ રૂપ જ ગણો...રામ અને કૃષ્ણની,

ગાંધી અને જવાહરની આ પુણ્યભૂમિ પર અવતાર લેવાને જે લોકો ધન્ય માનતા હતા તે જ લોકો આજ અહીં જન્મવા બદલ પોતાની જાતને શાપિત ગણે છે..."

આટલું કહેતાં કહેતાં એમનું લાગણીશીલ હૈયું ઊભરાઈ આવ્યું હતું. દેશની અવદશાનો વિચાર કરતાં જ એમનું હૈયું રડી ઊઠતું.

નાડકર્ણીએ પણ ભારે હૈયે પૂછેલું, "આ બધું નિવારી આદર્શ રામરાજ્ય સ્થાપવાનો કોઈ જ ઉપાય નથી ?"

"ઉપાય નથી જ એમ તો કેમ કહી શકાય... એ માટે રામ અને કૃષ્ણે...ગાંધી અને સરદારે, આ ભૂમિ પર ફરી અવતાર લેવો પડે અને આપણા નેતાઓએ સ્વાર્થને સ્થાને સેવા, સત્તાને સ્થાને આદર્શ નેતૃત્વ અને પ્રજાહિતને પ્રાધાન્ય આપવું જોઈએ.."

નાડકર્ણીને નાના સરદારની વાત સાચી લાગી હતી. આ દેશને એક આદર્શ નેતાગીરીની જરૂર હતી. એવા નેતાઓ એક બે નહિ અનેકની જરૂર હતી. નેતાઓ કે જે પ્રજાના અવાજને ન્યાય આપી એમના કલ્યાણમાં હંમેશ રત રહે.

નાડકર્ણી એવા આદર્શ નેતાઓની ગણતરી કરવા લાગ્યો...જવાહર. શાસ્ત્રી. એવાં પાંચસાત નામો એને જડયાં. આટલા મોટા આઝાદ દેશમાં આટલા જ નિસ્વાર્થ નેતાઓ ! એ વધુ ન વિચારી શક્યો...જોરથી બબડવા લાગ્યો, "આવી આઝાદી અમર ન રહો .આવી આઝાદી અમર ન રહો..."

બબડતો બબડતો જ એ રસ્તા પર આવી પહોંચ્યો. અને જોરથી એ સૂત્ર બોલતો બોલતો વચ્ચે ચાલવા લાગ્યો.

પોલીસના કાને આ શબ્દો પડયા. કશું જ વિચાર્યા વિના એને પકડી લીધો. એક દેશદ્રોહીને પકડવાની ગૌરવાતીત રેખાઓ પોલીસ અમલદારના વદન પર ફરી વળી.

બીજે દિવસે વર્તમાનપત્રોએ પહેલા પાને સમાચાર ચમકાવ્યા: "આવી આઝાદી અમર ન રહો' એવાં સૂત્રો ઉચ્ચારતા આઝાદીની લડતના અમર સેનાની નાડકર્ણીની ધરપકડ...' અને પછી એના ફોટા સાથે એના જીવનનો ટૂંકો ઇતિહાસ હતો. ઘણાએ આશ્ચર્ય અને ગ્લાનિ અનુભવ્યાં.

ત્રીજે દિવસે કેસ ચાલ્યો. સંરક્ષણ ધારા હેઠળ ન્યાયાધીશે નાડકર્ણીના વર્તનને એક મહાન ગુના તરીકે ઓળખાવ્યો. નાડકર્ણીએ કશો જ બચાવ ન કર્યો. ઊલટું સામેથી ફાંસીની સજાની માગણી કરી. ભારતની અવદશાના મૂક સાક્ષી બનવા કરતાં ઇશુની જેમ વધસ્તંભ પર ચઢવાનું એણે પસંદ કર્યું. પણ ન્યાયાધીશે એની માગણી હસી કાઢી અને ૭ માસની જેલની સજા ફરમાવી.

જેલના સળિયા પાછળ ધકેલાતાં પહેલાં નાડકર્ણીએ મેજિસ્ટ્રેટ સામે જોઈ કહ્યું, "મને જેલમાં કે મૃત્યુના મુખમાં ધકેલો એ પહેલાં મારા દેશબાંધવોનો એક સંદેશ આપણા વરિષ્ઠ નેતાઓને પહોંચાડજો... તમે આ દેશની પ્રજા છો..આ દેશના કરોડો લોકોએ તમારામાં અપાર શ્રદ્ધા મૂકી તમારા હાથમાં આ દેશનું સુકાન સોંપ્યું છે...તમે સુખ અને સમૃદ્ધિની ગંગા ન વહાવી શકો તો કાંઈ નહિ, પણ સૌને રોટલો ને ઓટલો મળી રહે એટલું તો અવશ્ય કરજો...સેવા ને સમર્પણને જીવનમંત્ર બનાવી પ્રજાકલ્યાણ માટે જ હંમેશ તત્પર રહેજો...ભિક્ષા વિતંડાવાદથી દૂર રહી આદર્શ લોકશાહીના ફળ અહીંની પ્રજાને ચખાડવા હંમેશ પ્રયત્નશીલ રહેજો. તમે તમારી ફરજ ચૂકશો નહિ...ઈશ્વરને ખાતર, માનવતાને ખાતર પણ. સાચો ધર્મ ન ચૂકશો નહિતર આ દેશની પ્રજામાં એક એવું બળ છે, એક એવી તાકાત છે કે જે વિફરશે ત્યારે તમારા રાઈ રાઈ જેવડા ટુકડા કરી એક મહાન ક્રાંતિ દ્વારા નવ ભારતનું સર્જન કરશે. જે ભારતની મહાત્મા ગાંધીએ જે આઝાદી અને આબાદીની કલ્પના કરી હતી તે આઝાદી અને આબાદી લાવવાની તાકાત આ દેશની જનતામાં છે એ રખે ભૂલતા. આજે તમને ભલે આ પ્રજા શાંત દેખાય, પણ આ સ્મશાનશાંતિમાં ભયંકર દાવાનળ છૂપાયેલો છે..ગાંધીના સંતાનો

સહનશીલ છે પણ એ સહનશીલતાની હદ આવશે ત્યારે તમારી દંભીને સ્વાર્થી નેતાગીરીને ફગવી આ દેશમાં એક નૂતન સામ્રાજ્ય સ્થાપશે."

એ જ બુલંદ અવાજે– પચીશ વર્ષ પહેલાંના ભાજે એ જ જોશીલા કંઠે સૌનાં હૈયાં હચમચાવી મૂકયાં. ખબરપત્રીઓ એ સંદેશ પ્રજા અને નેતાઓને પહોંચાડવા વર્તમાનપત્રોની ઓફિસોએ ઊપડી ગયાં લોકો એની ચર્ચા કરતા કરતા વિખરાયાં.

પોલીસ નાડકર્ણીના હાથમાં કડીઓ પહેરાવી એને દોરી ગઈ. દેશને ગુલામીની જંજીરોમાંથી મુકત કરનાર વીર સેનાનીના હાથમાં આ જ જંજીરો આવી પડી. ચાલ્યા જતા તેજસ્વી મુખમુદ્રાવાળા નાડકર્ણીના વાંસા પર નમતા બપોરના સૂર્યનાં કિરણો પડતાં હતાં. એ દિવ્ય છાયાની પીઠ પર સો સો સૂર્યના તેજ સમું એક વાકય ઝગારા મારી રહ્યું હતું: આવશે, એક દિવસ આ દેશમાં સાચી સેવામયી નેતાગીરી આવશે અને ભારતની કરોડોની જનતાને આઝાદીનાં મીઠાં ફળ ચાખવાનો પુણ્ય લહાવો મળશે.

# પ્રેમભરી ભેટ

જમીનદાર દીવાનખાનામાં બેઠા હતા. ત્યાં તેમનો ખેડૂત આવ્યો. એક ખૂણામાં ઊભો રહ્યો.

ખેડૂત પૂજ્યભાવે જમીનદારને જોઇ રહ્યો હતો. જમીનદાર માટે તેના દિલમાં ભારે ભક્તિભાવ હતો. તે કપડામાં ઢાકી કંઇક ભેટ લાવ્યો હતો. તેથી તે શરમાતો ઊભો હતો.

ચતુર જમીનદાર ખેડૂતનો મનોભાવ કળી ગયા. તેણે અતિ પ્રેમથી પૂછયું:

"અરે રામજી! તારા હાથમાં શું છે?"

"સાહેબ! આપના ખેતરનું સીતાફળ છે." રામજી સીતાફળને જમીનદાર સામે મૂકતાં બોલ્યો: "કૃપા કરી આપ આ નજીવી ભેટ સ્વીકારશો તો મને ઘણો આનંદ થશે."

જમીનદાર પ્રેમથી સીતાફળ ખાતા બોલ્યા: "અરે! આતો ખૂબ મીઠું છે. અરે આવા સરસ સીતાફળ તમે પકવો છો?"

રામજીનો ચહેરો માલિકની પ્રશંશા સાંભળી તથા સહૃદયતા જોઇ ખીલી ઊઠયો. નજીવી ભેટ સ્વીકારી તેથી તેને આનંદ થયો

ભગવાને કહ્યુ છે ને કે–

"પત્ર, પુષ્પ ફલં તોયં જે આપે ભકિતથી મને;
ભકિતથી એ અપાયેલું, આરોગું યત્નવાનનું."

મનુ પણ આમ આપણા હૃદયનો ભાવ જુએ છે નજીવી ભેટને જોતો નથી. તે મહાન છે. આપણા પ્રેમ ભકિતભાવનો જવાબ આપવા સદા તત્પર જ હોય છે.

આનંદવર્ધન



# એકતાની દિશામાં

કાકાસાહેબ કાલેલકર

પરદેશથી આવતા પંડિતો અમુક દિવસ ભારતમાં રહે છે અને આશ્ચર્યથી કહે છે: 'આ દેશ અજીબ છે. અહીં ચહેરાઓની, પહેરવેશની, ભાષાઓની અને રિવાજોની આટલી વિવિધતા હોવા છતાં પણ કોણ જાણે કઇ રીતે એકતા છે! અમે જોઈ શકીએ છીએ કે અહીં ધર્મનું મહત્વ એટલું સખત છે કે અહીં દરેક ધર્મનો સમાજ જ અલગ છે. કોઈ કોઈવાર આ સમાજની અંદર-અંદર પણ ગડબડ થાય છે, તોપણ બધામાં અમે એક વિચિત્ર પ્રકારની એકતાની પ્રતિતિ કરીએ છીએ, જેનું વર્ણન નહીં થઈ શકે. તોપણ એટલું તો ચોક્કસ કે અન્ય દેશો કરતા ભારતની એકતાની વાત નિરાળી છે. શું અમે તેને જીવન દૃષ્ટિની સમાનતા કહીએ? અમે માનેલું કે ઓછામાં ઓછું ભારતના એંગ્લોઈંડીઅન તો ભારતથી પૂરેપૂરા અલગ જણાય આવશે. આ એંગ્લોઇંડીઅન અલગ જણાય છે ખરા, પણ આમાંય અમે જોયું કે એંગ્લોના સાથે ઈંડીઅન તત્ત્વ પ્રગટ થાય છે. એંગ્લો તો પોતાને સંપૂર્ણ અંગરેજ બનાવવા ઇચ્છે છે, પણ તેઓમાં ભારતીયતા ઝળકી જાય છે. આપ ભારતીયોને આ વિશેષતા નહીં ધ્યાનમાં આવે. અમે તો સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ.

આપણે ભારતીય લોકો માનીએ છીએ કે એવી કોઈ એકતા છે ખરી, પણ કયા કારણે તે છે, એ તો આપણે નથી કહી શકતા અને આનાથી શું લાભ મળશે તે પણ આપણે હજી નથી જાણી શકયા. આપણે જ્યારે આપણી સંસ્કૃતિની વિશેષતાઓનું વર્ણન અભિમાન સાથે કરીએ છીએ ત્યારે એક દાર્શનિક સૂત્ર જગત સમક્ષ રાખીને કહીએ છીએ કે–વિવિધતામાં એકતા. આ છે ભારતીય સંસ્કૃતિનું આંતરિક પ્રાણતત્વ. જ્યારે કોઇ મુસલમાન ભારત બહાર જઇને પોતાને ચુસ્ત મુસ્લિમ કહેવડાવવા તરેહતરેહની દલીલો કરે છે ત્યારે પશ્ચિમના લોકો અને અન્ય મુસલમાનો તેને તરત પકડી પાડે છે કે આ તો ભારતીય છે. ભારતના એક મુસ્લિમ મૌલવીએ અભિમાન સહ કહેલું કે અરબસ્તાનમાં અમારી ઇજ્જત એટલા માટે છે કે અમે ઇસ્લામના રહસ્યને એવી ખૂબીથી સમજીએ છીએ અને સમજાવી ગ છીએ કે બીજાઓને આશ્ચર્ય થાય છે. ભારતીય દાર્શનિક આત્મા અમને ઈસ્લામનું રહસ્ય સમજવામાં મદદ કરે છે. ઇસાઇ પણ કહે છે કે ભારતીય ઇસાઇ જ્યારે ધર્મની વાતો કરે છે ત્યારે એનામાથી અમે એક ઊંડી] આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત કરીએ છીએ, જે અમને આશ્ચર્યચકિત કરી મૂકે છે.

ભારતના વાતાવરણમાં સંતોનો ધર્મ-પ્રચાર એટલી હદે એકાકાર બન્યો છે કે એક વિશેષ જીવન દૃષ્ટિથી કોઇ બચી નથી શકતું, આમ છતાં આપણે ઊંડી એકતાનો લાભ નથી લઈ શકયા. આપણને તો રાજનીતિક જીવનમાં આપણી વિવિધતા કઠે છે અને પ્રયત્નો કરવા છતાંય એકતા પાસેથી આપણે લાભ નથી લઇ શકતા.

આપણે પણ જાણીએ છીએ કે કોઈ અદ્ભૂત એકતા આપણને ભારતીય બનાવે છે, પણ તે એક પ્રકારની આબોહવા જ છે. તે આપણને એકત્ર નથી જમાવી શકતી. પરતંત્રતાની પરિસ્થિતિ અસહ્ય થઈ તેથી આતંકની એકતા આવી હતી ખરી, પણ તેય કેટલી છીછરી અને ઉપરછલ્લી હતી, તે અંગરેજ જાણતા હતા. આપણી વિવિધતાને વેગ આપીને તેઓ પોતાને ખૂબ સમય સુધી મજબૂત રાખી શકયા હતા. સમાન પરતંત્રતા અને સમાન અસહાયતા, આ હતી આપણી એકતા.

ગાંધીજીએ પોતાની અદ્ભૂત શક્તિથી જે થોડી એકતા દેશમાં પેદા કરી, તેના બળ ઉપર આપણે સ્વતંત્ર થયા ખરા, પણ તે એકતા એવી મજબૂત નહોતી કે દેશના ટુકડાને આપણે ટાળીએ.

સન ૧૮૫૭માં આઝાદી માટે જે પ્રયત્નો થયા, તેમાં મુસલમાનોને ફરીથી પોતાનું રાજ્ય પ્રાપ્ત કરવું હતું. ભારતના હિંદુઓએ દિલપૂર્વક મુસલમાનોને સહયોગ એ વખતે આપ્યો. પણ આઝાદી ન મળી. ૧૮૫૭ પહેલા અંગરેજ લોકો હિંદુઓને સમજાવતા હતા કે મુસલમાનોના આતંકમાંથી તમને અમે જ બચાવવાવાળા છીએ. મુસલમાનોને એ વખતે બ્રિટિશ સત્તા સાથે અણબનાવ હતો. અંગરેજનું શિક્ષણ મુસલમાનોએ ન ગ્રહણ કર્યું. હિંદુઓએ અંગરેજી શીખીને સારીપેઠે પ્રગતિ કરી અને અંગરેજોના પ્રિય પણ બનેલા. ૧૮૫૭માં જે હિંદુ-મુસલમાન એકતા થઇ હતી તે ક્ષણિક હતી તો પણ અંગરેજો તેનાથી ડરી ગયા હતા. આથી તેઓએ પ્રથમ હિંદુઓને અપનાવ્યા. પાછળથી જ્યારે શિક્ષણ સાથે હિંદુઓને સ્વરાજ્ય અંગેની ઇચ્છા થઇ અને સ્વરાજના સ્વપ્નો જોવા લાગ્યા, આથી અંગરેજોએ હિંદુઓને રાજ્યનિષ્ઠાહીન ગણ્યા અને મુસલમાનોને લાગ્યા અપનાવવા. મુસલમાનોએ જાણ્યું કે શિક્ષામાં પોતે પાછળ રહી ગયા છે આ કારણે હિંદુઓ સારી નોકરીઓ મેળવી શકે છે પણ આપણે નથી મેળવી શકતા. આથી તેઓએ અલીગઢ યુનિવર્સિટીની સ્થાપના કરી. અંગરેજોએ ત્યારથી મુસલમાનોને અપનાવ્યા અને મુસલમાનો પણ અંગરેજી રાજ્યના શુભેચ્છક બન્યા. ત્યારથી તે આજ સુધી મુસ્લિમ લીગે કોંગ્રેસનો વિરોધ કર્યો છે અને અંગરેજોના આથી તેઓ પ્રિયપાત્ર બન્યા. આજે પણ કૃતઘ્ન અંગરેજો પાકિસ્તાનનો પક્ષપાત કરે છે, ખુદ પાકિસ્તાન નિર્માણ જ અંગરેજોને આભારી છે. કોંગ્રેસે મુસલમાનોને અપનાવવાનો પૂરો પ્રયત્ન કર્યો, જે અંગરેજોએ સફળ થવા ન દીધો. હિંદુ-સભાએ કોંગ્રેસની નીતિનો વિરોધ કર્યો, જે હજી પણ ચાલુ છે.

કોઇ થોડી સંખ્યામાં મુસલમાનો બહારથી આવ્યા. તેઓએ અહીંની પરિસ્થિતિ જોઇને અહીં પોતાનું રાજ્ય સ્થાપ્યું. અસંતુષ્ટ હિંદુઓને, લોભી હિંદુઓને અને ઇસ્લામ પ્રેમી હિંદુઓને તેઓએ વટલાવી મુસલમાન બનાવ્યા.

હિંદુ સમાજમાં વિવિધતા વધતી ગઈ. એકતાનું મહત્ત્વ જ ન રહ્યું અને હિંદુઓએ આંતરિક એકતા દૃઢ કરવાનું મહત્ત્વ જ ન સ્વીકાર્યું. આજે પણ નથી સમજતા. એક જાતિની અનેક જાતિ બને છે પણ બે જાતિ મળીને એક જાતિ બની ગઇ તે જાતનું ઉદાહરણ હજારો વરસના ઇતિહાસમાં એક પણ નહીં મળે. ગાંધીજીએ અસ્પૃશ્યતા-નિવારણનો પ્રયત્ન જીવ સટોસટીની સ્થિતિ સુધી પહોંચીને કર્યો. આવો પ્રયત્ન હિંદુ-સભાએ કર્યો હોય તેવું જાણ્યું નથી. હિંદુ સંગઠનને હું એવા બીમારોનું સંગઠન કહું છું કે જે પોતાનો રોગ દૂર કરવાની કોશિશ કર્યા વિના, બલ્કે રોગને જ વધારે મજબૂત કરીને સંગઠિત થવા ચાહે છે. ભારતમાં બહુમત પ્રચંડપણે હિંદુઓનો હોવા છતાં ચૂંટણીમાં તો બહુમત કોંગ્રેસને જ મળતા આવ્યા છે આ બતાવે છે કે હિંદુ-સભામાં આત્મનિરીક્ષણની નીતિ નથી અને જો હોય તો તે નિરોગ નથી. ગાંધીજીએ-અસ્પૃશ્યતા-નિવારણનું કામ કર્યું તેનો વિરોધ હિંદુ સભાએ નથી કર્યો. આ પુણ્યકર્મ થયું ખરું, પરંતુ આજે પણ ગામડાઓમાં હરિજનોની હાલત ગંભીરપણે વિચારવા જેવી છે, જાતિઓ ઓછી કરવાનો અને જાતિઓ વચ્ચે પ્રેમભાવ વધારવાનો પ્રયત્ન હિંદુ તરફથી ક્યાંય નથી રહ્યો. હિંદુ-

એએ આજે પણ જાતિના ઊંચ-નીચ ભાવ નથી છોડયા.

જ્યારે મિશનરી લોકોએ ભારતના આદિવાસીઓને ઈસાઈ બનાવવાનો આરંભ કર્યો ત્યારે થોડા આદિવાસી કહેવા લાગ્યા કે અમે તો હિંદુ છીએ. મિશનરીઓએ સમજાવ્યું કે તમે હિંદુ નથી હિંદુઓએ આજસુધી તમારી કોઈ સેવા નથી કરી. અગર જો તમે હિંદુ બનશો તો હિંદુઓ તમને અસ્પૃશ્ય કહેશે અને ઉપરથી કહેશે કે હિંદુ શાસ્ત્ર મુજબ નમ્રતાથી તમે સાત જનમ સુધી સવર્ણોની સેવા કરતા રહો પછી તમે અસ્પૃશ્ય મટશો તમારા બાલ-બચ્ચાં તો અસ્પૃશ્ય જ રહેશે આથી એ જ સારું છે કે તમે ક્રિશ્ચિયન બનો.

વિવિધતામાં એકતા જેની સંસ્કૃતિનો ભવ્ય સિદ્ધાંત છે એ હિંદુઓએ આદિવાસીઓને અપનાવવા શું કર્યું છે? આર્યસમાજી તો હરિજનોને અને ગિરિજનોને તેઓની શુદ્ધિ કરાવીને જ આર્ય બનાવવા તૈયાર છે એટલે કે હરિજન અને ગિરિજન બંનેએ પહેલાં એ માન્ય કરવું રહ્યું કે પોતે અશુદ્ધ છે. શુદ્ધ આર્યસમાજી અમારી શુદ્ધિ કરે ત્યારે અમે આર્ય બની શકીએ. મને ખબર નથી કે આર્ય સમાજના પ્રયત્નથી કેટલા આદિવાસી આર્ય બન્યા અને હિંદુ-જાતિનો કેવો સવાલ હલ થઈ ગયો! આપણે લોકો આપસમાં શાસ્ત્રાર્થ અને ચર્ચા કરતા રહ્યા પણ આપણા ધર્મોનો શ્રેષ્ઠ ભાગ આપણી જે પાછળ રહેલી જાતિઓ છે ત્યાં સુધી કોઈવાર ન પહોંચ્યો. સંતપુરૂષોએ આ નિમ્ન સમાજને ઉચ્ચ સંસ્કૃત શિખવાડી એમને ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ દેખાડયો, પણ હિંદુ-સમાજે આ ભક્ત જેવી નિમ્ન કોમનો સામાજીક ઉદ્ધાર તો કોઈ દિવસ કર્યો જ નહીં. મુસલમાન અને ઈસાઈ રાજ્યકર્તાઓના સામે આપણે આપણને બહુ ઊંચા માનનારા આપણે અસ્પૃશ્યો કરતા પણ બદતર હાલતમાં રહ્યાં, પણ આપણે આપણા જ સમાજમાં સમાનતા ન આવવા દીધી. બુદ્ધ ભગવાને ઊંચ-નીચના ભાવને તોડવા કોશિષ કરી. હિંદુ સંસ્કૃતિનો થોડો વિકાસ કર્યો. આમાં તેમને ઘણી સફળતા મળી. તરત જ હિંદુ-સમાજે ઘોષણા કરી કે બુદ્ધ ભગવાન તો ભગવાન વિષ્ણુનો જ અવતાર હતા, પણ લોકોને ભડકાવવા જ તેઓ આવ્યા હતા. વૈદિક ધર્મ-યજ્ઞનો ઉચ્છેદ કરવાનો અપરાધ તેમણે કર્યો, આથી અમારા શંકરાચાર્યે બૌદ્ધ ધર્મને ભારતમાંથી દેશનિકાલ કર્યો. આ છે આપણી રાજનીતિક, સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક દૃષ્ટિ!

જે બુદ્ધ ભગવાને આપણા માટે સારાએય એશિયામાં એક વિશાળ ધર્મ-સામ્રાજ્ય બનાવી આપ્યું આ વાતને ઉત્સાહપૂર્વક સ્વીકારવાની વાતને આપણે દૂર રાખી અને ઉપરથી વિષ્ણુ ભગવાનને બદનામ કર્યા અને કહ્યું કે ભગવાન પણ લોકોને ભડકાવવા માટે અને એના વચ્ચે અધર્મનો પ્રચાર કરવા માટે અવતાર લઈ શકે છે.

આજે પણ તિબ્બેટમાંથી જે બૌદ્ધ શરણાર્થી ભારત આવી રહ્યા છે તેમને અપનાવવાનું કામ આપણે કાંઇ જ નથી કરતા. સરકાર કર્યા કરે અને બીજા જે મિશનરીઓ છે તે કરે પણ આપણે તો તેમને આપણાથી અલગ જ રાખવાના અને તેઓ શરણાર્થીઓ પણ આપણો સ્વભાવ સમજીને અલગ જ રહેવું પસંદ કરે છે.

હિંદુ ધર્મની આજે અલગ-અલગ રહેવાની અને બધાને અલગ રાખવાની પ્રધાન નીતિ જે છે તેને તોડવાનો પ્રયત્ન ઋષિમુનિઓના સમયથી થોડોથોડો થતો રહ્યો છે. આ પ્રયત્નને કોઈએ પ્રોત્સાહન નથી દીધું. એ કુળ વચ્ચેનું વૈમનસ્ય ટાળવા માટે ઋષિઓએ નિયમ બનાવ્યો કે વેદ પૂર્વે જેમ એક પરિવારની અંદર-ભાઈ-બહેનના વચ્ચે પણ-જે વિવાહ સંબંધ થતો હતો તે બંધ થવો જોઇએ. સમાજે આ નિયમ માની લીધો અને પરિ-

વારની અંદરના વિવાહ બંધ થયા. માત્ર હિંદુ-સમાજમાં જ નહીં, આફ્રિકાની થોડી વનવાસી જમાતો છોડીને તમામ દુનિયામાં એક પરિવારનો વિવાહ બંધ થયો. કુળની વિવિધતા તોડીને એકતા લાવવાનો ઋષિ-મુનિઓનો આ પ્રથમ પ્રયત્ન હતો.

વૈદિક ઋષિમુનિઓએ બીજો નિયમ કર્યો કે ગોત્રોમાં અલગ અલગ રહેવાનો સ્વભાવ તોડવો જોઈએ. તેઓએ નિયમ બનાવ્યો કે સગોત્ર વિવાહ નહીં થઈ શકવાના. વિવાહ થાય તો તે પોતાના ગોત્રના બહાર જ થવા જોઈએ. પોતાના જ ગોત્રોમાં વિવાહ કરવો તે નિષિદ્ધ છે, આ નિયમ હરૂણાં હમણાં સુધી ચાલતો રહ્યો સ્વરાજ મળ્યા પછી આપણે સગોત્ર વિવાહનો નિષિદ્ધ ઢીલો કર્યો.

મધ્યકાળમાં જ્યારે સાર્વભોમ રાજ્યો નહોતા ત્યારે ગામ-ગામ વચ્ચે ઝગડાઓ થતાં હતા. આ માટે તો દરેક ગામને ફરતી કિલ્લાની દીવાલો બનાવાણી. સીમા વિવાદ નદીના પાણી માટે ચાલતા. પરમાત્માની મહેરબાની જ ગણવાની કે ત્યારે ભાષા-વિવાદ નહોતા. સામાજીક નેતાઓને ગામ-ગામ વચ્ચેના ઝગડાઓ ટાળવા માટે નિયમ બનાવ્યો કે એક ગામના યુવક યુવતી પરસ્પર ભાઈ-બહેન માને પોતાને. લગ્ન કરતી વખતે વર કે વધુ બીજા ગામથી શોધવા. આનું ફળ સારું આવ્યું. લોકોએ વિચાર્યું, સમજી લીધું કે પરોણના ગામના બહાદુર યુવકને આપણે ઝગડામાં મારી નાખશું તો આપણા ગામની કોઈ વિધવા બનશે. આ રીતે આવા યુદ્ધ ધીરે ધીરે ઓછા થતા ગયા. રાજસત્તા મજબૂત થવા લાગી. સામાજીક સંગઠન વ્યાપક થયું. વિવિધતામાં એકતા આવવા લાગી.

શું આજે હિંદુ સમાજ વિવિધતામાં એકતા આણવા ખાતર એ નિયમ બનાવવા તૈયાર છે કે વિવાહ કરવો હોય તો ભિન્ન જાતિમાં જ કરવો જોઈએ, સ્વજાતિમાં વિવાહ કરવાનું નિષિદ્ધ મનાવું જોઈએ, અધર્મ મનાવો જોઈએ. અગર જો આમ બને તો જાતિ-જાતિ વચ્ચેના ઝગડાઓ સુધરી જશે. એકદમ પ્રગતિ થશે. ચૂંટણી વખતે જાતિ-સંકીર્ણતા વાંધો લાવે છે તે પણ દૂર થશે. આથી વિવિધતામાં બહુ મોટી એકતા સ્થાપિત થશે.

આપણે જાતિને કાયમ રાખીને દ્વૈતવાદી અને અદ્વૈતવાદી પારવારોની અંદરની લગ્નવિધિ મંજૂર કરીએ છીએ શૈવ-વૈષ્ણવ અને શાક્ત અરસપરસ લગ્ન કરી શકે છે. સનાતની અને શિખ પણ-જો જાતિ એક હોય તો લગ્ન કરી શકે છે. ગુજરાતમાં જૈન અને વૈષ્ણવ વાણિયાઓ પણ પરસ્પર લગ્ન કરી શકે છે. ધર્મભેદ, ઉપાસના-ભેદ, દર્શન-ભેદ આડો નથી આવતો. તો આમ એક જ ધર્મની અનેક જાતિઓમાં વિવાહનો સંબંધ કેમ ન આગળ ચાલે? પાંચ-દશ અંતર્જાતિય વિવાહ થઈ જાય તેનાથી કાંઇ ન વળે. ઋષિમુનિઓના ઉપાયને સ્વીકારી ભવિષ્યમાં પોતાની જાતિમાં વિવાહ નહીં થવા જોઈએ એમ જો નક્કી થાય તો પછી વિવિધતામાં એકતા સિદ્ધ થાય.

[અનુ. કાકુ દેશી]



# વિયોગનો યોગ

શુ. મ.

ઘણી વાર આધ્યાત્મિક જીવનનો આરંભ વિયોગથી થાય છે. જેને ખુબ જ ચાહતા હોઇએ એવી કોઈ વિશેષ વ્યક્તિ મૃત્યુના દ્વારમાંથી પસાર થઈને કોઇ અજ્ઞાત પ્રદેશમાં ચાલી જાય, આપણી આંખો તેનાં બાહ્ય રૂપ-રંગ નથી જોઈ શકતી ત્યારે તે 'ક્યાં ગયું?' એવો પ્રશ્ન સ્વાભાવિકપણે આપણા મનમાં ઊઠે છે. જીવન શું છે? મૃત્યુ શું છે? માણસ શું છે? આપણી આ દુનિયા સિવાય બીજી પણ કોઇ દુનિયા છે ખરી? આવા અનેક પ્રશ્નો ત્યારે માણસને મૂંઝવે છે. તેના ઉત્તરો મેળવવા તે પોતાની રીતે મથે છે. કોઇ જ્ઞાની ગુરુને શોધે છે, ધ્યાન ધરે છે, એકાંત સેવે છે, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરે છે, સત્સંગ કરે છે.

પણ તે ઉપરાંત, માણસને કોઇ કોઈ વાર વિયોગનું દર્દ સાલે છે, જેણે એક વિરાટ સત્યને પોતાનામાં ધારણ કર્યું છે, જીવનમાં ઉતાર્યું છે, એવા કોઇ મહાપુરુષને જોઈને તે તેના તરફ આકર્ષાય છે, અને પોતે પણ પેલા સત્યને આચરવાને એક દીવાના આશક પેઠે રાતદિન ઉદાસ ફર્યા કરે છે.

આમ, આધ્યાત્મિક જીવનનો 'અ' વિયોગ છે, એટલું જ નહીં, વિયોગ આધ્યાત્મિક જીવનનો પ્રાણ છે. સાધકો કેટલીક વાર એ તત્ત્વ ભૂલી જાય છે. તેથી તેમની આધ્યાત્મિક જીવનની સાધના નિરસ અથવા યંત્રવત્ બની જાય છે અને જે આધ્યાત્મિક જીવનમાં રસ નથી તે તો રાજારામ! રાજારામ! નું રટન કર્યા કરનાર પોપટની સાધના જેવું છે. તેમાં ગુંજેશ છે પણ જીવન નથી. તેથી જ તો તે વર્ષો સુધી શાલીગ્રામને પૂજે છે, પણ શિવ નથી બનતો. અને એ જ કારણ છે કે, ધર્મ-આચરણના ક્ષેત્રમાં માણસ ક્રૂર બની જાય છે અને અસ્પૃશ્યતા જેવા પાપમાં પડી જાય છે. તેથી, જો આધ્યાત્મિક જીવન પ્રાણમય બનાવવું હોય તો, વિયોગની ભાવના સાધકે સતત કેળવવી જોઇએ. પણ વિયોગ કોનો? એક એવી વિભૂતિ કે એક એવા સત્યનો જે સાર્વભૌમ અને સદાકાળ છે. જેમ કે, પ્રભુ, સત્ય, શિવમ્, સુંદરમ્,' અનંતમ્, વિગેરે. જેમના વિશે ગમે તેટલું જાણીએ તોયે એમ જ લાગે કે હજી કશું જ જાણ્યું નથી, હજી તો ઘણું યે જાણવાનું બાકી છે. આમ થવાથી સાધકની સાધનામાં ગતિ રહેશે, અને એવી ગતિ, મતિને વહેતી નદીના પ્રવાહની જેમ નિર્મળ રાખવા મદદ કરે છે.

આવા વિચારો મને સૌથી પ્રથમ આવ્યા આજથી લગભગ ચાળીસ વર્ષ પહેલા જ્યારે મેં એક સૂફી ફકીરને એક ગીતની મુખ્ય પંક્તિ વારવાર ગાતા સાંભળ્યા ત્યારે એ પંક્તિ હતી – હે મારા પ્રીતમ, હું તને કદી ના મલું, કદી ના મલું!' તે શબ્દો હમણાં ગિરનારની તળેટીમાં એક મસ્ત મજનૂને નીચેનું ગીત ગાતા સાંભળ્યો ત્યારે ફરી વાર તાજા થયા.

> માડી, મને સાલે છે દર્દ - વિયોગ ॥
> મને બીજો નથી કોઇ રોગ,
> મને બસ સાલે છે દર્દ વિયોગ ॥
> હજી યે થયો નથી તારી સાથે મારો યોગ,
> તેથી મને સાલે છે દર્દ-વિયોગ.
> નહિ રે મટે પણ કોઇ દિવસ આ મારો દર્દ વિયોગ.
> થાય ભલે ના માડી મારી, તારી સાથે યોગ ॥
> આવા દર્દની માડી, છે એક જ દવા,
> 'વિયોગ-દર્દ મને સદા સાલે' એવી દિલની દુઆ ॥

પણ આ મજનૂની માડી કોણ? એની પોતાની મા? કે જગત મા? કોઈ પણ હોય, પણ તે એક એવી વ્યક્તિ કે જેમાં તે પોતે સંપૂર્ણ ઓતપ્રોત થઇને રહેવા માગે છે, જેને માટે સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર છે, અને જેનામાં તે પોતાને ભસ્મ કરીને એક અદ્‌ભૂત અનંત આનંદ અનુભવવા ચાહે છે.

આધ્યાત્મિક જીવનનો મર્મ આધાર, વિયોગની વેદનામાં છે, અને વિયોગની વેદનાને પ્રાણમય પ્રેમ જ વ્યક્ત કરી શકે છે.

# જીવનસત્ય

રશ્મિન મહેતા

મોં માગ્યું દાન આપતાં રાજા પાછી પાની કરે તેમ નથી; એવી ખ્યાતિ ચોમેર ફેલાઈ ગઈ હતી.

એટલે જ એ કુરૂપ અને દરિદ્ર ભિક્ષુકે રાજાને કહ્યું :

“ મહારાજ! આપનું કુળ દાનવીર તરીકે પ્રખ્યાત જ છે. એમનો એ વારસો આપ આગળ ધપાવી રહ્યા છો, એવું લોકોના મોએ સાંભળીને મને બહુ સંતોષ થાય છે. આ ક્ષુદ્ર અતિથિને પણ આપ સંતોષવાના છો અને ઈચ્છિત વસ્તુ આપવાની તૈયારી બતાવી છે તેથી મને આનંદ થાય છે. હું બીજું કંઈ નથી માગતો, આપની રાજનર્તકી મીનાક્ષી મારી સેવામાં આપીને આપ મને કૃતાર્થ કરો. ”

મીનાક્ષી! લાવણ્યવતી રાજનર્તકી! તેનું નામ સાંભળતા જ રાજાના આખા શરીરે પરસેવો વછૂટયો. ભિક્ષુ સમક્ષ રાજા હાથ જોડી ઊભો હતો. પણ હવે તેના પગમાં ઊભા રહેવાની શક્તિ રહી નહોતી. એટલે તે એકદમ સિંહાસન ઉપર બેસી ગયો.

અત્યારે ખુદ પોતાના કાન ઉપર જ તેને વિશ્વાસ બેસતો નહોતો આ ક્ષીણ, જર્જર, રુક્ષ, વાળ અને નખ વધારેલા એવા કુરૂપતાની મૂર્તિ સમા; હરતા-ફરતા દારિદ્રયના પૂતળા સમાન ભિક્ષુકે માગ્યા માગીને આ શું માગ્યું!

મીનાક્ષી રાજદરબારની શ્રી-શોભા, સમસ્ત પ્રજાનું નૃત્ય-ગાનથી મનોરંજન કરનાર; રૂપ, લાવણ્ય, વેશ, સ્વર એ બધામાં અદ્વિતીય એવી મીનાક્ષી શું આ રસ્તે રઝળતા ભિખારીને, જેનું રહેવાનું કોઈ ઠેકાણું નથી, પહેરવાના કપડાનું કોઈ ઠેકાણું નથી, એવા જરાજર્જર અને જીર્ણકાય ભિક્ષુકને મીનાક્ષી આપવી પડશે! પણ હવે થાય પણ શું!

ભર દરબારમાં રાજાએ પોતે જ એને “ જે જોઈએ તે માગ ” એવું કહ્યું હતું.

રાજાના વડવાઓની દાની વૃત્તિ બહુ જાણીતી હતી. એ દાનવીર કુટુંબની ખ્યાતિનું રાજાને કુળાભિમાન હતું. હવે પોતાના જ શબ્દો પર પાણી કેમ ફેરવાય?

રાજા સમક્ષ ધર્મસંકટ આવી પડયું. શું કરવું?

આ મરે કીર્તિની લાલસા અને કુળનું અભિમાન વિજયી બન્યું.

રાજાએ મીનાક્ષી ભિક્ષુકને સોંપી-અર્પણ કરી.

ભિક્ષુ કઈ દિશામાં જાય? એનો રસ્તો કોઈ જાણતું નહોતું, દિશા અજ્ઞાત હતી, મીનાક્ષી ભિખારીના પગલે પગલે તેની પાછળ ચાલી જતી હતી.

મીનાક્ષી ધન-દોલતના ઢગલામાં આળોટતી હતી. ટાઢ, તડકો તેણે કદી સહન કર્યો નહોતો. બેસરશાળી હોવાને કારણે આવા દુઃખોથી તે સાવ અજાણ હતી. સર્વ સાધનસંપન્ન એવી તેની હવેલી અને રાજમહેલ મૂકીને તેણે કદી જમીન પર પગ મૂકયો નહોતો. આવી રૂપયૌવના રાજ-નર્તકી આજે એક જીર્ણ-શીર્ણ, દરિદ્ર ભિક્ષુની પાછળ પાછળ કાંટા-ઝાંખરા અને ખાડા-ટેકરાવાળા રસ્તા પર ઠોકરો ખાતી ખાતી ચાલતી હતી, અસહ્ય વેદના થતી હોવા છતાં એ સહન કરતી ભિક્ષુકને અનુસરતી હતી, કયાં જતી હતી એ ખુદ એને પણ ખબર નહોતી.

એનો ઉડતો પાલવ એક કાંટાળા ઝુંડમાં ભરાઈ ગયો. પાલવ કાંટામાંથી કાઢતાં, નાજુક ફૂલની નરમ કળી જેવા તેના અંગૂઠાને કાંટા વાગ્યા અને લોહીની ધારા વહેવા માંડી, વેદના, દુઃખ અને હવે તો ગુસ્સાને લીધે એના મોંમાંથી તીણી ચીસ નીકળી ગઈ. અરણ્યની નીરવ શાંતિને એ ચીસે આરપાર વીંધી નાંખી,

ભિક્ષુક પાછો ફર્યો, તેણે પોતાના બરછટ હાથ વડે રાજનર્તકીનો પાલવ કાંટાળા ઝુંડમાથી છોડાવ્યો અને તેને પૂછયું . " બહુ કાંટા વાગ્યા ?"

ગુસ્સાની એક તીવ્ર લાગણી વીજળીના પ્રવાહની જેમ તેના શરીરમાથી પસાર થઇ ગઇ, તેણે જવાબ આપ્યો નહિ ફરીથી એ ભિક્ષુની પાછળ પાછળ જવા લાગી.

"સુંદરી !" નીરવ શાંતિનો ભંગ કરતા ભિક્ષુએ તેને બૂમ પાડી. છતા મીનાક્ષી કંઈ બોલી નહિ તેણે કંઈ જવાબ ન આપ્યો.

' તારી પાસે કેટલુ ધન છે?" ભિક્ષુએ તેને પુછ્યું.

"કુબેર કરતા પણ વધારે." એકાએક મીનાક્ષીના મોમાથી વાણી ફુટી

"અને કીર્તિ ?"

"કસ્તુરીની સુવાસ જેટલી મારી કીર્તિ દશે દિશાઓમા ફેલાયેલી છે.

"સૌંદર્ય ?"

એ તો ભરપૂર છે મારા પગની ધૂળ બનીને સૌંદર્ય મને વળગી રહ્યું છે." નર્તકીએ કહ્યું.

"આટલા બધા સૌંદર્યનો અર્થ શો ?"

"એ જીવન સફળ કરવા; સાર્થક કરવા ઉપયોગી છે."

"અને કીર્તિનો ઉપયોગ ?"

"એનાથી મીનાક્ષીનુ નામ આખી દુનિયામા અજરામર થશે."

છેવટનુ વાકય બહુ કર્કશ અવાજથી મીનાક્ષી બોલી હતી. ભિક્ષુના અજ્ઞાન બદલ તેના તરફ નર્તકીને તિરસ્કાર છુટયો હતો.

ચાલતા ચાલતા ભિક્ષુ એક ઝૂંપડી નજીક ઊભો રહ્યો. એણે એક ઝૂંપડીનુ બારણું ખોલ્યું અને પોતાની પાછળ પાછળ આવતા મીનાક્ષીને ઇશારો કર્યો. અંદર ગાઢ અંધકાર હતો. મીનાક્ષીને કશું દેખાતું નહોતું. એટલું જ નહિ પણ કશાની ઉમ માથું ફાડી નાખે તેવી વાસ આવતી હતી,' એ દુર્ગંધ સહન થતી નહોતી એટલે બહાર નીકળી જવા મીનાક્ષી પાછી ફરી, તેવામા જ ભિક્ષુએ કહ્યું: "ઊભી રહે."

ભિક્ષુએ પગેની એક બારી ખોલી, અંદર પ્રવેશેલા આછા ઉજાસમાં મીનાક્ષીએ જે દશ્ય જોયુ તેણે મીનાક્ષીના શરીર પરના રૂંવેરૂંવા ખડા કરી નાખ્યા.

એક ગલિતગાત્ર; હાડપિંજર સમી રોગી સ્ત્રી એક ખાટલા પર પડી હતી. એના અંગ પર પૂરતા વસ્ત્રો નહોતા, એણે માત્ર એક અસ્વચ્છ ગાભો વીંટાળ્યો હતો. શરીરની લાજ ઢાંકવા પૂરતો જ. એની આંખોમાનુ તેજ ખૂટી ગયુ હતુ, ચહેરા ઉપર માત્ર બે ગોખલા જ દેખાતા હતા. એકાદ પાંદડા જેવી સપાટ એની છાતી સહેજ ઊંચી નીચી થતી હતી અને એ જ એ સ્ત્રી જીવંત હોવાની માત્ર નિશાની હતી. વેદના વ્યકત કરવાની પણ તેનામાં શકિત રહી નહોતી.

જીવનની નિસહાય સ્થિતિનું આવુ નગ્ન સ્વરૂપ આ અગાઉ મીનાક્ષીએ કદી નિહાળ્યુ નહોતુ.

"નર્તકી ! ઉર્વશી, રંભા અને તિલોત્તમા જેવી નર્તકીઓ પણ જેની આગળ દાસી જેવી દેખાય એવી એક જમાનાની આ રૂપ-ગુણ સંપન્ન કામકલાની આવી અવસ્થામાંથી શુ તારું સૌંદર્ય તને બચાવી શકશે ?"

મીનાક્ષી ઉત્તર આપી શકી નહિ. એ શુ બોલે ? જે કામકલાનો આદર્શ નજર સમક્ષ રાખીને તેના જેવી કીર્તિ કમાઇને નામ અજરામર કરવાનો ખ્યાલ મીનાક્ષીએ બાંધ્યો હતો તે જ આ કામકલા ! તેની આવી અવદશા ! પરંતુ ભિક્ષુને ખોટું બોલવાનું કંઇ કારણ નહોતુ. મીનાક્ષી આગળ ખોટુ બોલવાથી એને શુ લાભ થવાનો હતો ? એ કંઇ મીનાક્ષીની નજરોના બાણથી ઘાયલ થયો નહોતો; કે તેના સૌંદર્યથી મોહિત થયો નહોતો.

"ભદ્રે ! કસ્તુરીની સુવાસ જેમ સર્વત્ર પ્રસ-

રેલી તારી ખ્યાતિના બદલામાં પણ હું આનું થોડુંક દુઃખ શું દૂર કરી શકીશ?"

મીનાક્ષી અવાક બની ગઈ.

"હે રોહિણીકુંદી! તારા ભરપૂર સૌંદર્ય અને અનુપમ યુવાનીના પ્રતાપે પણ આની વેદના થોડીક ઓછી થઈ શકશે ખરી?"

"બસ કરો! બસ કરો! મારાથી આ બધું સાંભળી શકાતું નથી." મીનાક્ષી બૂમ પાડી ઊઠી. એ દૃશ્ય જોવું ન પડે એટલા માટે તેણે પોતાની આંખો બંધ કરી દીધી.

મીનાક્ષીએ જ્યારે આંખો ઉઘાડી ત્યારે ત્યાં ભિક્ષુક નહોતો; પેલી રોગ-જર્જર સ્ત્રી નહોતી અને ઝૂંપડી પણ નહોતી!

રાજનર્તકી મીનાક્ષી પોતાની હવેલીમાં છત્ર-પલંગ પર, મુલાયમ ગાદી પર પડેલી હતી. સવારના બાલ સૂર્યનાં કોમળ કિરણો તેના શયનખંડમાં તેજ વેરતાં હતાં. જીવનના સત્યનો ઉજ્જવળ પ્રકાશ તેના અંતરને અજવાળતો હતો.



# ગીત ગાવું હોય તો

તુકારામ મહારાજના સમયમાં દેહુ ગામમાં એક પ્રખ્યાત ગવૈયા ગવઈબુવા આવ્યા હતા. એમણે સાંભળ્યું કે તુકારામ ગાય છે ત્યારે હજારો લોકો જમા થાય છે ને દેહભાન ભૂલી સંગીતમાં તલ્લીન બને છે. તુકારામ બુવા સંગીતમાં પારંગત હશે માનીને તેઓ એક દિવસ સાંભળવા ગયા.

એમણે જોયું તો તુકારામ બુવા ભજનમાં લીન હતા. લોકો ડોલતા હતા. સૌ તાળીઓ વગાડીને સાથ દેતા હતા. પણ ગવઈબુવાનું મન પ્રસન્ન ન થયું. એમને લાગ્યું કે ગીતમાં તાલ કે સૂર નથી ધીમેથી ઉઠીને તેઓ બહાર ગયા. દેવળની ભીંત પર લખ્યું: 'ગીત ગાવું તો તાલસૂરથી ગાવું.' ને પછી તે ઘેર ચાલ્યા ગયા.

તુકારામ બુવાએ ઘેર જતી વખતે એ વાંચ્યું ને તેઓ હસીને ચાલતા થયા.

'સંગીત શું છે એ લોકોને એકવાર બતાવી દઉં,' એવા ખ્યાલથી ગવઈબુવાએ દેવળમાં સંગીતનો જલસો ગોઠવ્યો. જલસામાં તુકારામ મહારાજ પણ આવ્યા ને છેલ્લે બેઠા. તાન આલાપ કરીને એકદમ સુરતાલ સાથે ગવઈબુવા ભજન કરતા હતા મોં વાંકુ ચૂંકુ કરીને તાન અને સૂરને ખેંચતા હતા, પરંતુ ત્યા દેવને માટે પ્રેમ નહોતો, અંતરની ઓરત નહોતી.

તુકારામ મહારાજ વચ્ચે જ ઉઠીને ચાલી નીકળ્યા. બહાર ભીંત પર ગવઈબુવાએ લખેલ લીટીની નીચે તેમણે પણ એક લીટી લખીને ઘર તરફ પ્રયાણ કર્યું.

ગવઈબુવા સંગીત સમાપ્ત કરીને વિજયીની અદાથી બહાર નીકળ્યા ત્યારે એમણે તુકારામે લખેલું વાક્ય વાંચ્યું. "ગીત ગાવું તો પ્રેમથી ગાવું." ગવઈબુવા ભોંઠા પડીને ઘેર ચાલ્યા ગયા.

# સંત રંગનાયકી

કાલિદાસ મહારાજ

ઊધ્વેગના ભારથી ભારેખમ હૈયે વિષ્ણુચિત્ત શ્રી રંગનાથજીના બાગમા પુષ્પ ચૂંટી સાથેના વાંસ પાત્રમાં નાખતા હતા. કાવેરીનો નિર્મળ પ્રવાહ બાલ સૂર્યનાં સોનેરી કિરણો કે પુષ્પના ભારે નમેલી વેલડીઓ પર મીઠું ગૂંજન કરતા ભ્રમરાઓ: આમાનું કશુ તેમને ગમતું ન હતું.

આજે ત્રણ ત્રણ દિવસ થયા સંપૂર્ણ ખંતથી ગુંથેલા શ્રેષ્ઠોત્તમ પુષ્પહારો મંદિરમાથી પાછા ફરતા હતા. શ્રી રંગનાથજીના અર્ચકોની ફરિયાદ હતી કે, હારો ચિમળાયેલા તૂટેલા યા વાસી પુષ્પોના હોવાથી શ્રીજીને ધરાવી શકાય તેવા નથી. કોઈ માનવી આ હાર પહેરે છે.

વિષ્ણુચિત્તની પુષ્પસેવા આગવી મનાતી. આમ શાથી બનવા પામે છે આ ભેદ કોઈથી ઊકેલી શકાતો ન હતો વિષ્ણુચિત્તથી પણ નહિ.

આજે ચોથો દિવસ હતો પુષ્પો ખૂબ જ ચીવટથી ચૂંટાઈ ડાળીમા પડતા હતા. વિષ્ણુચિત્તને સંપૂર્ણ ખાત્રી હતી કે, આજની પોતાની પુષ્પસેવા શ્રીજી સ્વીકારશે. શ્રી રંગનાથજીના અર્ચકો જોતા જ વાહ વાહ પોકારી ઊઠે તેવા બનાવુ.

ઘેર આવી કલાના આદર્શ સમો એક હાર તૈયાર કર્યો. હાર જોતા હૃદયમા આનંદ ઊભરાવા લાગ્યો. પ્રભુની પુષ્પસેવામા જીવન વીતાવનાર સારાય રંગપુર અને ત્રિચીમા ગુંથણકાર્યમા અદ્વિતિય ગણાતા વિષ્ણુચિત્ત આજની કલા પર પોતે જ મુગ્ધ બની ગયા.

હારને શ્રીરંગનાથજીની સાન્નિધ્યમા પહોંચાડવાની તિવ્રતર આતુરતાના વેગને મન સંવેદના યોગે ખાળતા પોતે સ્વસેવાગૃહમા ગયા.

થોડી વારે બહાર આવી જૂએ છે તો હાર પોતાના સ્થાનમા ન હતો.

– કશો સમજ પડી નહિ હાર ક્યાં ગયો હશે!

શું શ્રીજી જાતે પધારી સ્વહસ્તે ત્રીજ કંઠે હાર ધરાવ્યો હશે? ના, ના, એમ બને જ નહિ સેવકની આટલી યોગ્યતા નથી કે, જેને અનેક આહ્વાનો સ્તવી ગયા છતાં સ્વહસ્તે તેમનું કાર્ય કર્યું નથી, એ મારો હાર વરદ હસ્તે સ્વકંઠે ધરે એવડી આશા કેમ રખાય!

ત્યારે હાર ક્યાં! પ્રત્યુત્તર કાંઈ જ ન હતો. જરા વધારે ચીવટભરી લાંબી નજરે જોતાં રંગનાયકીને પોતાના કંઠમાં હાર પહેરેલ સ્થિતિમાં પડદાં પાછળ જોઈ વિષ્ણુચિત્ત ધીરે ધીરે સરકી પડદા પાસે ગયા.

રંગનાયકી, શ્રીરંગનાથ માટે બનાવેલ હારને સ્વકંઠમા પહેરી, એક મોટા અરીસા સામે ઊભી હતી, તેના વદન પર દિવ્ય આભા છવાયેલ હતી. તેના અધરપર જે હળુ સ્મિત જીવનમા કદી નહિ જોવાયેલ, વિષ્ણુચિત્તે જોયું.

તે ધીમે ધીમે ગણગણવા લાગી ‘કેવો સુંદર હાર! શુ પ્રિયતમ આટલા શૃંગારથી નહિ રીઝે! શુ હું વ્રજની અહિરાણીઓથી ઓછી સુંદર છું! પ્રિયતમ ભલે દેવતાઈ રહ્યા, એથી શું! છે તો ગોપીજન વલ્લભ જ હું તેની બની છું પછી તો મારા કેમ નહિ બને! બનશે જ.’

પડદા પાસે આવી વિષ્ણુચિત્તે કહ્યું ‘રંગનાયકી! આ શુ કરી રહી છે! શ્રી રંગનાથને તારા કંઠમા ધારણ કરેલો હાર ધારણ કરવા મોકલાય! ત્રણ દિવસ થયા હાર અર્ચકો પાછો મોકલાવતા હતા. તેનો ભેદ આજે, અત્યારે, ખૂલે છે. મારી લાડીલી! માનવીએ ધારણ કરેલ વસ્તુઓ દેવ સ્વીકારતા નથી. આજ પછી આવી ક્ષતિ કરતી નહિ સમજી! તુ હજુ સમાશ્રીત થઈ નથી. બંધુવોની મર્યાદા દિક્ષીત થયા પછી જ સમજાય તેવી હોવાથી તારો અપરાધ ક્ષંતવ્ય છે.’

રંગનાયકી બોલી:

'પિતાજી! આપણાં આચાર્યદેવ વારંવાર કહે છે કે માનવી માત્ર જન્મથી વૈષ્ણવ છે જ. વૈષ્ણવ બનવા માટે ખાસ પ્રયાસ કરવાની આવશ્યકતા નથી. માનવીઓ બુદ્ધિવાદી બની અવળા કાર્યો કરી વૈષ્ણવત્વ ગુમાવે છે—અવૈષ્ણવ બની જાય છે. (વૈષ્ણવત્વ હિ સહજં તતો અન્યંમ વિપર્યયઃ) જેમ બાળકનું આકર્ષણ માતા પ્રત્યે જન્મથી જ સહજ હોય છે. તેમજ માનવીઓનું હૃદય શ્રી હરિ પ્રત્યે સહજ આકર્ષાયેલું રહે છે. પરંતુ અહં—મમત્વનાં કારણે પ્રસ્તુત આકર્ષણનાં તારો તૂટી માયિક દિશામાં જોડાય છે ફરી ગમે તે કારણે તેનાથી સ્વનો અહં ભૂલાય છે. ત્યારે તેનામાં મૂળ ભાવો ઉદય પામે છે. આથી જીવ કૃતાર્થ થયો મનાય છે.

' 'હું વૈષ્ણવ'જ છું'. શ્રી વૈષ્ણવોની દૃઢ માન્યતા છે કે, જીવ માત્ર પ્રભુથી અભિન્ન છે. હુ શ્રીરંગમના ચરણની દાસી છું. તેમનો પ્રસાદ હું લઉં તો તેઓ મારો પ્રસાદ શા માટે સ્વીકારે નહિ!'

. પુત્રીનાં વાણી પ્રવાહમાં વિષ્ણુચિત્તનું ચિત્ત વરી ગયું. તે સ્વનું ભાન ભૂલી પરમ તત્વાકાર તદાકાર ભાવાવેશે બની ગયા.

કેટલો સમય એમનો એમ વહી ગયો તેનું ભાન રહ્યું નહિ. જાગ્યા ત્યારે રંગનાયકી ત્યાં ન હતી. હાર કરમાયેલ સ્થિતિમાં પડયો હતો.

'વિષ્ણુચિત્ત, વિરકત શ્રી વૈષ્ણવ હતા. એટલે રંગનાયકી તેમની પાલક પુત્રી હતી. એક સવારે પોતાના તુલસી વનમાં ફરતાં હતા. (વિષ્ણુચિત્તે શ્રી હરિને નિત્ય લક્ષ તુલસી દલ ચડાવી શકાય માટે, પોતાના નિવાસનાં પાછળની વાડીમાં તુલસીવન તૈયાર કર્યું હતું) તુલસીનાં એક વિશાળ ઝુંડ તળે, નાની બાળકીને પડેલી જોઈ. તે કોઈથી તજાએલી હશે આમ માની, વૈષ્ણવરાજ પોતાનાં આશ્રમમાં તેને લાવ્યા. અને બાળથી ઊછેરવા લાગ્યા, સમયનાં વહેણો પોતાની ગતીમાં હમેશા વહેતા રહે છે. શ્રી વિષ્ણુચિત્તે આ બાલિકાનું નામ 'ગોદા' અથવા 'આંડાળ' તામીલ ભાષામાં રાખ્યું.

ભરત, હરણને ઊછેરતા હરણમય થઈ ગયા, ઠીક, એ રીતે આંડાળના ઊછેરમાં વિષ્ણુચિત્ત તે મય બની ગયા, આટલું છતાં શ્રી રંગનાયજીની પુષ્પ સેવા તો ચાલુ જ રાખી રહ્યા. 'આંડાળ' ઊંમર લાયક થતાં. રંગનાયકી તરીકે ઓળખાવા લાગી.'

રંગનાયકી સમજણી થઈ ત્યારથી, શ્રી રંગનાથનાં મંદિરમાં જવા લાગી. તેની જીભ પર શ્રી રંગનાથ વિના અન્ય નામો ભાગ્યે જ ચડતાં, તેની આંખો શ્રી રંગનાથજી વિના ભાગ્યે જ અન્ય કશું જોતી, તેના કાને શ્રી રંગનાથના ગુણાનુવાદ વિના ભાગ્યે જ અન્ય શબ્દો અથડાતા.

તે મંદિરમાં જતી ત્યારે તેની આંખોમાંથી અખંડ પ્રેમાશ્રુધારાઓ વહેતી જોનારને વિરહીણીનાં ભાવાવેશી દેખાતી. ઉષ્ણશ્વાસો સાથે ઘડી ઘડીમાં અર્ધ મૂર્છિત બની જતી. લોકો આને ઉન્માદનો રોગ માનતા પ્રવકતાઓ દિવાની ગણતા. ભકતજનો ભાવાવેશી રંગનાયકીને દૂરથી વંદી જતા રહેતા. કોઈ એની ધ્યાનપરાયણતામાં વિક્ષેપ નાખતું નહિ.

રંગનાયકી આ જન્મ સુંદર હતી. યૌવન આગમને સૌંદર્યતામાં, માધુર્યતા—માદકતા ઉમેરી અજબ મોહીની ભરી હતી, ત્રિચિનાપલ્લી કે શ્રીરંગપુર બંનેમાં રહેનાર, સ્ત્રીસમાજમાં ત્યારે શ્રીરંગનાયકીની બરાબરી કરી શકે તેવી સુંદર કન્યા ન હતી, આ પ્રેમતાપસીને એક વખત જોનાર માનવી કદી ભૂલી શકતો નહિ.

તે આમ તો, શ્રી રંગનાથજીનાં નગરમાં રહેતી. પરંતુ તેનું ચિત્ત વ્રજમંડલમાં રમતું. શ્રી શેષશાઈ નારાયણની પ્રતિમાનાં દર્શન કરતી પરંતુ તેને હૈયે શ્રી લલિતત્રિભંગી રસિકમણી રસરાજ રાસેશ્વરીનાં પ્રિય વલ્લભરાજ દર્શાતા, તેની ઝંખના રાધાથી લેશ પણ ઉતરતી પંકિતની ન હતી.

વિષ્ણુચિત્ત ધીરે ધીરે ઉઠી આશ્રમના અંદરના ભાગમાં ગયા. હાથમાં ચીમળાયેલો હાર હતો, તે ગંભીર બની ગયા.

'રંગનાયકી જમીન પર અર્ધ મૂર્છિત દશામાં પડી હતી. તેના આંસુથી હૃદય પૃથ્વી ભીંજાતાં હતાં.

'આંડાળ!' વિષ્ણુચિત્તે ઘરમાં પ્રવેશ કરતાં

કહ્યું : 'લે આ હાર, તારો પ્રસાદ હાર. જા, શ્રી રંગનાથજીને ધારણ કરાવી આવ, તું કોઈ પણ અર્ચક કરતાં કોઈ પણ આલ્વારો કરતાં વધુ મહાન છો. શ્રીધર તારા હારની વાંછના કરે છે મેં અર્ધ તંદ્રામાં શ્રીજીનાં દર્શન કર્યાં. તેઓશ્રીએ શ્રીમુખે આજ્ઞા કરી : 'હું રંગનાયકીનાં પ્રસાદ હાર વિના વ્યાકુળતા અનુભવું છું.'

રંગનાયકી હર્ષાવેશમાં ઊઠી પિતા પાસે આવી બોલી : "સાચું કહો છો બાપુ! મારા પ્રિયતમ મનાયા! મારા થયા! મારી અર્ચના એમને ગમી? મારાં સમર્પણો સહજ થયાં? આજ હું ધન્ય બની છું. લાવો લાવો મારા પ્રિયતમના કંઠમાં પરોવવાનો હાર લાવો. આજે હાર જ નહિ સાથે મારી મધુર લાલસા તેમને અર્પણ કરી સુહાગી બનું."

પિતાએ સ્નેહભીની આંખે હારનો સ્પર્શ કરી રંગનાયકીના હાથમાં આપ્યો અને બોલ્યા :

'આંડાળ! આજે જીવનમાં પ્રથમવાર સમજાયું કે ભક્તિ માર્ગનાં ભોમિયાં આલ્વારો કયો માર્ગ બતાવી ગયા છે. સંકિર્તનો, નૃત્યગાનો વા કાયિક માનસિક સેવા આ બધું સંપૂર્ણ સમર્પણ વિનાં વ્યર્થ છે. અર્ચાવતાર પછી તે દ્વીભૂજ હો, વા, ચતુર્ભુજ હો, તેમની અર્ચનાઓનું ફળ માત્ર ભાવ વિશુદ્ધિ છે. જો ભાવાવેશતા પ્રાપ્ત થયઃ નહિ તો કોઈ પણ પ્રતિમાની અર્ચના સાર્થ થયેલી મનાય નહિ. તારી અર્ચના સફળ બની છે.'

સાચા વૈરાગ્ય વિના કયારેય ભાવાવેશતા કોઇને સાંપડતી નથી અને ભાવાવેશના અભાવે સ્વના અર્પણો સ્વીકૃત થાય નહિ, કદાચ થાય તો પ્રિયતમ સ્વીકારે તો નહિ જ. અનુભવી આલ્વરો ગાઇ ગયા છે કે મહત્વાકાંક્ષાની સિધ્ધિનાં અર્થે આંતરવેદના જાગવી જોઇએ તેવી આંતરવેદના તારામાં જાગૃત થઇ છે. આથી તારી ગણના આલ્વારોમાં થશે.

'અલ્વારોથી–ભક્તોથી ભગવાન ભિન્ન નથી. આ છે તત્ત્વમય પરમ અદ્વૈતવાદ : ચિત્ત શ્રીધર સાથે ભાવાવેશે તાદાત્મતા સાધે એટલે તો, તે મય બને છે.'

પિતાની આજ્ઞા મળતાં રંગનાયકી તેજ વખતે તેજ વસ્ત્રોથી શોભતી મંદિરમાં આવી.

આમ તો રંગનાયકી દરરોજ દર્શનાર્થે આવતી. પરંતુ આજ તો ઠસ્સો અલૌકીક હતો. દેહવલ્લરી રસ મસ્તીનાં ભાવે ઊછળતી હતી.

અર્ચકોની રંચ પણ પરવા કર્યા વિના જ, મંદિરનાં અભ્યંતર વિભાગમાં પહોંચી. અર્ચા સ્વરૂપ શ્રીરંગનાથજીના કંઠમાં સ્વહસ્તે, પોતાનાં કંઠમાં પહેરેલો હાર કાઢી પહેરાવી પ્રતિમાને બે હાથ અડકાડી વંદના કરી સામે બેસી ગઈ.

મંદિરમાં કોલાહલ મચી ગયો. દાક્ષિણાત્ય દેવોનાં અર્ચકોની સત્તા, દેવની સત્તાની અપેક્ષાએ કેટલાયે ગણી વધારે હોય છે જ્યાં જ્યાં લોક લાગણીનો પ્રવાહ પ્રબળતર વેગે વહેતો રહે છે ત્યાંના અર્ચકો, સહજ ભાવે ઉન્મત બની રહે છે. તેનું માનસ માનવતા વિહોણું બની જાય છે. તેઓ અર્ચા સ્વરૂપને મળતું સન્માન પોતાની જાતને મળે છે આમ માનવા લાગે છે. શ્રી રંગનાથ મંદિરના અર્ચકોને અપવાદ ગણી બાદ કરાય તેવા ન હતા, તેઓ પોતાની જાતને જ શ્રી રંગનાથજી માનતા હતા, તેમનાથી ભાવાવેશે થયેલું પ્રસ્તુત હારારોપણનું મહદ્ કાર્ય નિંદનીય દેખાયું. તેઓ આંડાળને શિક્ષા કરવા તૈયાર થયા.

પ્રતિમા પૂજનોમાં, લોકશિક્ષણની દૃષ્ટિએ, અર્ચા સ્વરૂપની મર્યાદા સાચવવી જરૂરની છે. પરંતુ આવી મર્યાદા કયારેક પ્રેમીઓનાં પ્રેમનો અતિરિક્તતા દ્વારા ભંગ થતો હોય ત્યારે અર્ચકોએ 'પોતાની મર્યાદા ભંગ થાય છે' આમ માની હોહા કરવી એ સર્વથા અનુચિત છે. પ્રતિમાની હીવાલો વજ્રની હોવી જોઇએ નહિ.

રંગનાયકીના કંઠમાં પહેરેલો હાર ભગવાનનાં કંઠમાં પડેલો જોતાં પૂજારીઓ વિના દાવાનળે સળગી ઊઠયા. તેઓ રંગનાયકીને તેના સ્થાન પરથી ખસેડી મંદિરને ધોવા લાગ્યા સાથે સ્તોત્રો અને પટલ પદ્ધતિ પ્રમાણે પ્રતિમાની દેહશુદ્ધિના કાર્યનો આરંભ કર્યો.

પેટની ખાતર પ્રતિમા પૂજનાર પૂજારીઓ પ્રેમની પરાકાષ્ઠા પર પહોંચેલા હૃદયના વેગને ક્યાંથી પીછાને! નિત્ય પાષાણુ માની પ્રતિમાને પૂજનાર પાષાણુ હૈયાનાં પૂજારીઓમાં અને પામરોમાં બહુ તફાવત હોતો નથી. પોતાની દઢ માન્યતા પછી ભલે તે ગમે તે ગમે તેની ખોટી હોય છતાં તેના સામે ગમે તેવી સત્યવાત આવે તો પણ તેનો તેઓ અવશ્ય જરાય વિવેક કે વિચારના અવલંબન વિના વિરોધ કરવાનાં જ. આદીથી કરતા આવ્યા છે.

એક અર્ચક વિષ્ણુચિત્તને બોલાવવા ગયો.

વિષ્ણુચિત્ત મંદિરમાં આવ્યા ત્યારે પ્રતિમા પર અભિષેક થતો હતો. સ્પર્શજન્ય દોષ નિવૃત અર્થે કેંક પંડિતો શુષ્કભાવે લાંબા સ્વરે મંત્રોચ્ચાર કરી રહ્યા હતા

મંદિરનાં બહારનાં ભાગમાં રંગનાયકી અશ્રુપૂર્ણ નયને તામીલ ભાષામાં પદો ગાઈ રહી હતી. આખાય મંદિરમાં સ્વરાવલી કરુણતા ભરતી દર્શનીઓની આંખો ભીંજવતી હતી.

રંગનાયકીનો સ્વર મધુરતમ હતો, તેનાં શબ્દે શબ્દમાં પ્રપતિના ભાવો નીઝરાતા હતા. તે વિરહની વેદનાથી સળગી રહી હતી.

એક તરફ રૂઢિના દાસો પ્રતિમાને પુનિત બનાવવા મંત્રોચ્ચાર સાથે કાવેરીના પાણી સીંચી વિશુદ્ધિ કરતા હતા, ત્યારે આ તરફ ભાવાવેશે રંગનાયકી વિરહાશ્રુ દ્વારા પોતાના પ્રિયતમના હૃદયને ભીંજવતી હતી. દ્રશ્ય ભૌતિક અને અધિભૌતિક ભાવોથી ભરપુર હતું.

રંગનાયકીએ પિતૃ ચરણમાં વિનિત ભાવે પ્રણામ કર્યા.

પિતાએ હૃદયનાં વિશુદ્ધ માથા પર હસ્ત મૂકી શુભાશિષ આપી અંદર ગયા.

પ્રતિમા પર સ્પર્શ શુદ્ધિનો પ્રયોગ ચાલતો હતો. પંડિતો, અર્ચકો અને તેમનાં શબ્દોને પ્રમાણભૂત માનનાર સમાજ, વિષ્ણુચિતને જોતાં જ ઊકળી ગયો. આજે તેમની પાલક પુત્રી રંગનાયકીએ સ્વકરતે પ્રતિમાજીના-ભગવન વિગ્રહનાં કંઠમાં માળા પહેરાવવાની ધૃષ્ટતા કરી સનાતન પરીપાટીનો ઉચ્છેદ કર્યો હતો.

આવતાં વેંત વિષ્ણુચિત્તે કહ્યું :

'ભાઈઓ ! આપ આ શું કરી રહ્યા છો !'

'તમારી રંગનાયકી ભગવત વિગ્રહને સ્પર્શ કરી દુષિત કરી ગઈ. આથી દેવ વિગ્રહની દેહશુદ્ધિ થઈ રહી છે. શું તમો જોઈ શકતા નથી ?' કોઈ અકળામણની ચરમ સીમા પર પહોંચેલ ભાઈ બોલી ઊઠયો.

વિષ્ણુચિત્તે કહ્યું :

'મારા વિદ્વાન મિત્રો ! ભગવાન પતિત પાવન છે. ભગવત વિગ્રહ અશુદ્ધિ માનવી એજ આપણાં અંતઃકરણની અશુદ્ધિ છે. આખોય સંસાર ભગવત સ્વરૂપ છે. ત્યાં શુદ્ધિ અશુદ્ધિની ચર્ચા જ કેમ સંભવે! શ્રી હરિ "મયિ સર્વમિદં પ્રોય" સ્વમુખે કહી ગયા છે. એ જ્યારે અશુદ્ધ થશે ત્યારે તેની શુદ્ધિ કરનાર આપણે કોણ !'



'રંગનાયકી દશેન્દ્રીય અને મન એકાદશી વેગવાન સ્થાનેથી વિષયોને ત્યાગી શ્રી હરિપદ અનુરાગી બની છે તેઓ શ્રીરંગમ્‌ના હૃદય સુધી પહોચેલ છે તમારું મિથ્યામાન, મત્સરદર્શન કરવા આવતુ નથી

'ભક્તિમાર્ગ' આવા છૂત છૂત પક્ષને સ્થાન આપતો જ નથી તમે અભક્ત જેવુ કાર્ય કરો છો '

ત્રિગુણચિત્તના ઉક્ત શબ્દે એ બળતામા ઘી હોમવનું કાર્ય કર્યું ભક્તિ માર્ગના અંગ ઉદ્ધાવ ગીર અર્ચકો અને પાંડનો ઉકળી ગયા

ત્યા જ મંદિરમાથી ઘેર–ગંભીર અવાજ આવ્યો 'હુ રંગનાયકીનો સ્વામી છુ તેમનો પહેરેલો હાર દરરોજ મને ધારણ કરાવજો, એ મારી આજ્ઞા છે '

અર્ચકો આ અશરીરી શ્રીહરિની વાણી સાભળી જડવત બની ગયા ભાગવતોમે શ્રીહરિની આજ્ઞામા પ્રેમનો વિજય જોયો જયનાદોથી દિશાઓ ભરાવા લાગી

રંગનાયકી દેડી શ્રી રંગનાયજીના ચરણમા લપગાઈ ગઈ અને 'પિતાજી હુ લગ્ન યોગ્ય કન્યા છુ મારા લગ્ન શ્રીહરિ સાથે કરી આપી મારા ભારથી મુક્ત બનો જો મારા લગ્ન શ્રી હરિના દિવ્ય વિગ્રહ સાથે નહિ કરવામા આવે તો મારો દેહ નહિ રહે '

રંગનાયકીનાં લગ્ન શ્રી રંગનાથ સ્વામિ સાથે લેવાયા શ્રી વૈષ્ણવોએ મહાન ઉત્સવ કર્યો

આ સમયે ચોલ વંશનો સમર્થ રાજવી રાજરાજા કે જે વિશાળ વાહિની લઈ ત્રિચિનાપલ્લીમાં પોતાની મહારાણી સાથે પડયો હતો તેને ખબર થતા જ તે જાતે મહારાણીને લઈ આવી ઉત્સવને ઓર ભવ્ય બનાવ્યો સમસ્ત ખર્ચ ખજાનામાથી આપી રાજયોગને સુભાગી બનાવ્યો

લગ્નાતે રંગનાયકી મંદિરના આવી આજે શ્રી રંગનાથજીનુ મંદિર તેનુ નિધુવન હતુ શ્રી હરિના વિગ્રહને પર્યંક પર બેસાડી ચરણમા મસ્તક અડકાડતાં જ તે જ પળમાં તેના પ્રાણ દેહ તજી ચાલ્યા ગયા

ભગવતોએ, શ્રીવૈષ્ણવોએ તેમના દેહનો અંતિમ સંસ્કાર કાવેરીના કિનારા પર શ્રી રંગનાથજીના બાગમા કર્યો આજે તે સ્થાન હયાત છે ઇશુની દશમી શતાબ્દીમા બનેલ પ્રસંગ રંગનાયકીની કથા તામીલ ભાષામા વિવિધ પદોમા વણાયેલી શ્રી રંગનાથના દરબારમા આજે પણ ગવાય છે.

રંગનાયકી આલ્વારમા ગણાઈ, તેના બનાવેલા સેંકડો ભજનો તામીલ ભાષી સમાજમા આજ પણ ગવાય છે બાર આલ્વારોની નામાવલીમાં શ્રીરંગનાયકીનુ નામ આદર સાથે આજે લેવાય છે

*

બગદાદ શહેરમા એક વાર ફકીર જુન્નેદ ચાલ્યા જતા હતા રસ્તામા જુએ તો એક વૃક્ષની ડાળે ફાંસીનુ શબ લટકાવેલુ હતુ જુન્નેદ ત્યા ઊભા રહી ગયા નીરખીને જોવા લાગ્યા કપાળ પરથી વાળ ઊંચા કરી એમણે મરનારનો ચહેરો જોયો. પછી તરતજ એના પગને ચુંબન કરી બોલી ઊઠયા 'વાહ શાબાશ છે તને!"

એટલામાં રસ્તે એક ગૃહસ્થની નજર જુન્નેદ પર પડી એણે ફકીરને બાજુ પર બોલાવી ધીમેથી કાનમા કહ્યુ એ સાંઈ મૌલા, આ શુ કરો છો! એ તો ભયંકર ખૂની લૂટારો હતો '

જુન્નેદે હસીને ઉત્તર આપ્યો "એટલા માટે જ તો એને શાબાશી આપુ છુ એણે પોતાનુ ધારેલુ પાર પાડવા પ્રાણની પરવા ન કરી પોતે માથે લીધેલ કામ ખાતર જીવ આપતા સુધીનુ બળ હોવુ એ શુ ધન્યવાદને પાત્ર નથી?" પેલો ગૃહસ્થ મૂંગો થઈ ગયો

# જોજે બીજાને ઘા ન વાગે

મહાસતી ઉજ્જવળકુંવરજી

કાઠિયાવાડમાં રામજીભાઇ નામના એક ભાઇ રહેતા હતા. તે લગભગ વિદેશમાં રહેતા હતા. લક્ષ્મીની તેમના પર કૃપા હતી. લોકો તેને 'કપાળ ફૂટયો' કહીને બોલાવતા, કેમકે તેના કપાળમાં એક ખાડો પડેલો હતો. તેનું જીવન બહુ સાદું હતું. તેની પાસે જ એક બીજો પડોશી રહેતો હતો. તેણે એક દિવસે રામજીભાઈને કહ્યું: 'રામજીભાઇ, તમે બહાદુર તો દેખાતા નથી; તો પછી કપાળમાં ઘા કયાંથી પડયો ?'

રામજીભાઈ જરા વિચારમાં પડી ગયા થોડી વારે તેણે કહ્યું: 'ભાઈ, મેં લડાઈમાં જઈ ને કોઇની સાથે યુદ્ધ તો નથી કર્યું, પરંતુ આ ઘા દીવાનું કામ કરે છે અને મને માર્ગદર્શન કરાવે છે.'

પાડોશીએ આશ્ચર્યપૂર્વક પૂછયું: 'તમે કેવી વાત કરો છો ? શું તે દીવાનું કામ કરે છે ?'

રામજીભાઈએ કહ્યું: 'ત્યારે શું હું ખોટું કહું છું ? આ 'ઘા'ની કથા સાંભળવી હોય તો તમને કહું: જયારે હું નાનો હતો અને કાઠિયાવાડમાં રહેતો હતો, ત્યારે મારાં માબાપ ઘણાં ગરીબ હતાં. તમારી જેમ ત્યાં પણ મારા ઘરની બાજુમાં એક ધનવાન રહેતો હતો. તે મારા માત-પિતા સાથે બોલવામાં પણ પાપ સમજતો હતો, કેમકે અમે ગરીબ હતાં! પરંતુ બાળકોના મનમાં કોઈ ભેદ હોતો નથી. તેથી બાળકો સાથે રમતાં હતાં. શેઠનાં બચ્ચાં રોજ ફળ ખાતાં અને છાલ અમારી ઉપર ફેંકતાં. તેઓ રોજ મીઠાઇ ખાતાં અને વધ્યું ઘટયું અમારી ઉપર ફેંકતાં. તેમને ખાતાં જોઇને અમે પણ અમારા મા-બાપ પાસે મીઠાઈ માગતાં પરંતુ તે કયાંથી લાવી આપે? અમારા માતપિતા દુ:ખી થતાં અને અમારાં રડવા પ્રત્યે હમદર્દી દર્શાવતા; આથી વધારે કરવા અશકિતમાન હતાં.

"આ રીતે રોજ અમે અમારાં માતપિતાને કહેતાં અને કર્યાં કરતાં, છેવટે એક દિવસે મારી મા તે શેઠને ઘેર ગઇ અને શેઠાણીને કહ્યું: 'શેઠાણીજી આપનું સુખ જોઇને અમોને પણ આનંદ થાય છે અને અમારા આશીર્વાદ છે કે આથી પણ વધુ સુખી તમે થાઓ. પરંતુ હું આપને એક અરજ કરવા આવી છું. આપનાં બાળકો રોજ ફળિયામાં આવીને મેવા-મીઠાઇ ખાય છે જે જોઇને અમારા બાળકો પણ અમારી પાસે મેવાં મીઠાઈ માગે છે. એટલે જો આપ આપના બાળકોને ઘરમાં બેસાડીને મીઠાઇ ખવડાવતાં હો તો આપનો ઉપકાર; આથી અમારાં બાળકોનો રોજનો કજિયો દૂર થશે.' આ મુજબ મારી માએ શેઠાણીને વિનયપૂર્વક કહ્યું. પરંતુ શેઠાણી મદમાં હતી; મારી માનો કહેવાનો અર્થ તે સમજી નહીં. તેણે કહ્યું:



'મારા બાળકો ખાય અને તને હજમ ન થાય, તો તેમાં હું શું કરું? પુણ્યના પ્રભાવે મને સુખ મળ્યું છે તે તારાથી જોઈ શકાતું ન હોય તો આંખો ફોડી નાખ, એટલે જોવું નહીં, ને દાઝવું નહીં. મારાં બાળકો તો મેવા મીઠાઇ ખાશે અને ફળિયામાં આવી ને જ ખાશે.'

"મારી માએ આ વાત સાભળીને દુઃખ અનુભવ્યું. કંઇપણ વિશેષ બોલ્યા વિના, તે ઘેર આવી. મારી મા જેવી આવી કે તરતજ મેં તેના સાડલાનો છેડો પકડયો અને કહ્યું: 'મા, મને બરફી દે; શેઠનાં બાળકો બરફી ખાઈ રહ્યા છે, મને પણ મને દે.' મારી માતા ક્રોધમા હતી. મારી જીદને કારણે તેનો ક્રોધ ઉગ્ર થયો અને પડેલા પથ્થર ઉપાડી મને માર્યો અને કહ્યું: 'આ લે બરફી.' પથ્થર મારા કપાળમા વાગ્યો. કપાળમાં ચાઠું પડી ગયું. કપાળમાં જે ઘા તમને દેખાય છ તે ઘા તે જ પથ્થરનો છે. પછી તો મારી મા બહુ રોઈ, પરંતુ પછી શું થાય? પંદર દિવસ બાદ મારું દુઃખ તો દુર થયું. પરંતુ મારા હૃદયમાં ઘા કોતરાઇ ગયો. તે દિવસથી મેં કદી મારી મા પાસે કાંઇ માગ્યું નથી. થોડાં વર્ષો બાદ હુ વિદેશમાં આવ્યો, ઈશ્વરની દયાથી આજે મારી સ્થિતિ સારી છે, પરંતુ આ ઘા આજે પણ મને કહે છે કે,—

'બીજાનું ધન જોઇને તારા કપાળમાં ઘા વાગ્યો છે, પરતુ તારુ ધન જોઇને બીજાને ઘા ન વાગે તેની કાળજી રાખજે.'"

# ધર્મકથા

વાલજી ગોવિન્દજી દેસાઈ

°

કેટલાએ માણસ હ૦ ઉમરને મળવા ગયા, અને જુએ છે તો પોતે અંગરખાની ચાળ ચડાવીને આમ તેમ હડિયાહડી કરે છે માણસોને જોઇને કહે, 'આવો, તમે પણ મને સથવારો પૂરાવો. બૈતુલ માલ [રાષ્ટ્રકોશ]નો એક ઊંટ નાસી ગયો છે. એક ઊંટમાં કેટલા ગરીબનો હક શામિલ છે તે તો તમે જાણો છો.' એક જણ કહે, 'અમીર–ઉલ–મોમીનીન (આસ્તિકના રાજા), આપ શું કામ દાખડો કરો છો? કોઇ ગુલામને હુકમ કરો એટલે એ ગોતી આવશે.' હ૦ ઉમર બોલ્યા; 'મારાથી ચડે એવો ગુલામ કોણ હોઇ શકે?'

°

એક વેળાએ હ૦ ઉમર સારી વાર ઘરમાં રહ્યા. બહાર આવ્યા તો લોકો વાટ જોતા હતા, એણે જાણ્યું કે હજરત આગળ પહેરવાનાં કપડાંની બીજી જોડી હતી નહિ, એટલે પહેરેલાં લુગડાં ધોઇ ને સૂકવેલા હતાં. સૂકાઇ ગયાં એટલે એ જ વસ્ત્ર બહાર નીકળ્યા.

°

એક વાર હ૦ ઉમર રાતે નગરચર્યા સાંભળવા નીકળ્યા હતા, ત્યારે મદીનાથી ત્રણ માઇલ દૂર એક મુકામે જઇ ચડયા, અને જોયું તો એક સ્ત્રી કાંઇક રાંધે છે અને બે ત્રણ છોકરા રો રો કરે છે. પોતે પાસે ગયા, ને શું વાત છે એમ પુછ્યુ, તો બાઇ કહે, 'ઘણા વખતથી છોકરાને ખાવાનું મળ્યું નથી, એટલે એને ફોસલાવવા સારુ હાંડું હાડકું એમાં પાણી નાખીને ચૂલે ચડાવ્યુ છે.' હ૦ ઉમર એવે જ ટાણે મદીના આવ્યા, રાષ્ટ્રાગારમાથી લોટ, ઘી, ખજૂર એવું એવુ લીધું, ને પોતાના ગુલામ અસ્લમને કહ્યું, 'મારા વાંસા ઉપર આ બધું રાખી દે' અસ્લમ કહે, 'હું ઉપાડી લઉં.' હ૦ ઉમર કહે, 'ઠીક છે, પણ કયામતને દિવસે તું થોડો મારો ભાર ઉપાડવાનો હતો!' એમ કહીને એ તો પોતે ભાર ઉપાડીને એ બાઈ આગળ આવ્યા ને એના મોઢા આગળ બધી વસ્તુ ધરી. બાઇએ લોટ બાંધ્યો, ને હાંડલું ચૂલે ચડાવ્યું; હ૦ ઉમર પોતે ચૂલો ફૂંકતા ગયા. ભોજન તૈયાર થયું એટલે છોકરાંએ આનન્દપૂર્વક ખાધું, અને કૂદાકૂદ કરવા માંડયાં, તે જોઇને હ૦ ઉમર પણ પ્રસન્ન થયા. બાઇ કહે, 'ખુદા તમારું ભલું કરે. તમે જ અમીર–ઉલ–મોમીનીન થવાને યોગ્ય છો.'

# પશ્ચિમી પવન

હરજીવન થાનકી

પવનને દિશાઓના બંધને બાંધવામાં રહેલા અજ્ઞાનથી સભાન રહીને આ લેખ લખું છું. છતાં પવન ઝેર અને અમૃત જેવા તત્ત્વોનો વાહક હોઈ તેને પણ દિશાઓનું બંધન સ્વીકારવું પડયું છે. કેમકે ભગવાન સૂર્યનારાયણ પણ અમૃતનું દાન કરવાની શરૂઆત પૂર્વમાંથી કરે છે. તેથી સ્વાભાવિક રીતે જ ઝેરનો અંશ પશ્ચિમને ફાળે જાય છે।

ભારતમાં યુરોપિય પ્રજાના આગમન સાથે જ પશ્ચિમી પવનની લહેરો વાવા લાગી 'ઈસ્ટ ઇન્ડિયા કંપની'ની સ્થાપનાએ પવનની ગતિવિધિ વધારી. વ્યાપારી કંપનીએ આપણી નબળાઈ અને ગુલામીનો લાભ લઈ ચીજ વસ્તુ સાથે આપણા પ્રદેશનો વ્યાપાર આદર્યો. ત્યારથી એ પવન પૂર જોશમાં વાઈ રહ્યો. અંગ્રેજોની સાથે અંગ્રેજીના આગમને ઝેરની સાથે સાથે અમૃતનું પાન કરાવ્યું. ભારતના બુદ્ધિધનને જગાડયું. અંગ્રેજી ભણતરના લાભે ભારતને કેળવાયેલો બુદ્ધિશાળી અને બુદ્ધિજીવી વર્ગ ધર્યો સ્વતંત્રતા, સ્વમાન અને સ્વરાજ્ય જેવા શબ્દો અસરકારક રીતે સાંભળવા મળ્યા મહાત્મા ગાંધીજી જેવા અવતારી પુરુષને અવતરવા માટેની યોગ્ય ભૂમિકા તૈયાર થવા લાગી. યુરોપિય પ્રજાના આગમને આપણો બૌદ્ધિક અને હાર્દિક સ્તર ખૂબજ ઊંચે આવ્યો. પ્રાદેશીક ભાષાઓમાં પ્રાણ પૂરવામાં પણ કાંઈ અંગ્રેજી ભાષાનો ફાળો નાનો સુનો નથી. વીર નર્મદ જેવાએ અંગ્રેજીની મદદથી ગુજરાતીને જગાડી, ગુજરાતણોને જગાડી અને ગુજરાતીઓને દેશ પરદેશ ભગાડયા. ભારતનો ભણેલ ગણેલ સુધરેલો વર્ગ પરદેશ તરફ એક યા બીજા બહાના તળે ખેંચાતો ગયો ગુજરાતીઓ વ્યાપારાર્થે તો મરાઠીઓ શિક્ષણાર્થે પરદેશ ગમન કરવા લાગ્યા. બેરિસ્ટર થઈને વકીલાત કરવી, કાયદા કાનૂનનો ઉચ્ચ અભ્યાસ કરવો. પરીણામે ગોખલે, દાદાભાઈ તથા ફિરોજશાહ મહેતા જેવી વ્યક્તિઓ દેશને સાંપડી. મોતીલાલ નેહરૂ આવ્યા, જવાહરલાલનો વારસો લાવ્યા. તે દરમ્યાન ગાંધીજીએ પણ અનેક ક્ષેત્રે પોતાની પ્રતિષ્ઠા સ્થાપી. ખુદ ગાંધીજી પણ અંગ્રેજી કેળવણીના પ્રભાવથી વંચિત ન રહ્યા. બેરિસ્ટર થવા ગાંધી – નેહરૂ ઈંગ્લેંડ જઈ આવ્યા પણ એકની દૃષ્ટિ પૂર્વીય રહી જ્યારે બીજાની પશ્ચિમી થઈ.

અત્યાર સુધી વિકસેલી જાતની મહાન સંસ્કૃતિઓનો ઇતિહાસ કહે છે કે જગતમાં જે જે ધર્મો જ્યારે ઉત્પન્ન થયા તેની પાછળ સ્થળ અને કાળનું મહત્વ કાંઈ નાનુંસુનું નહોતું. ભારતમાં હિન્દુ ધર્મજ ઊગે, અરબસ્તાનમાં ઇસ્લામ અને યુરોપમાં ખ્રિસ્તી ધર્મજ જન્મે. કેમકે તેની પાછળ તેના ભૌગોલિક સંજોગોનું પીઠબળ હોય છે. ત્યાંના સ્થાનિક વાતાવરણની અસર હોય છે. તેની ધરતીની સોડમ હોય છે.

ભારતમાં જન્મીને ઉછરીને જીવેલી વ્યક્તિ યુરોપમાં જઈને ગમે તેટલું જ્ઞાન કે બુદ્ધિનું સંપાદન કરે છતા જે ભૂમિ પર એ જ્ઞાન કે બુદ્ધિના બીજ વાવવાના છે તે ભૂમિની ભૌગોલિક પરિસ્થિતિ કે વાતાવરણને લગતી બાબતો ધ્યાનમાં લેવી અનિવાર્ય રીતે આવશ્યક બની જાય છે. એ વસ્તુ ગાંધીજીએ કરી જ્યારે નેહરૂ ગાંધીજીના એક નિષ્ઠાવાન અદના સેવક હોવા છતા એ ગાંધીજીની રીતે ન કરી શકયા એવું સખેદ નોંધવું રહ્યું.

બસ, અહીંજ ગાંધી – નેહરૂના વિચારભેદ કે મતભેદની ભૂમિકા શરૂ થાય છે. ગાંધીજી ભારતનો ભારતની ભૌગોલિક સ્થિતિ પ્રમાણે વિકાસ સાધવા ઇચ્છતા હતા જ્યારે નેહરૂની ઇચ્છા ભારતનો વિકાસ પશ્ચિમી ઢબે કરવાની હતી. ગાંધીજી ભારતને ખાદી-ગ્રામોદ્યોગ દ્વારા નીચેથી ક્રમશઃ ઉપર લઈ જવા માગતા હતા. જ્યારે નહેરૂ પશ્ચિમી અસર તળે ઔદ્યોગીકરણની હિમાયત કરીને દેશને ઉપરથી નીચે લાવ્યા. પરીણામે ગરીબ, કંગાળ અને નિરક્ષર ભારત

ઔદ્યોગીકરણના ભારે બોજા નીચે દટાઈ ગયું, કચડાઈ રહ્યું. પશ્ચિમના દેશોમાં જે બન્યું, તે ભારતમાં એટલા માટે ન બની શક્યું કે ભારત પરાપૂર્વથી ખેતી પ્રધાન દેશ હતો. તેનો મોટો ભાગ ગામડામાં ખેતી ઉપર અભણ અને અજ્ઞાન દશામાં જીવતો હતો. એ ખેતી તોડી પરદેશી ધાતુની ઔદ્યોગીક મશીનરી જ્યારે કંગાળ ખેડૂત ઉપર ખડકાઈ ત્યારે ગામડાઓ ભાંગ્યા. છતાં વાનો તો આમોદારથી જ થઈ. 'ઉધાર' થતા જતાં ગામડાંઓમાં શાસન કરનારાઓને તો 'ઉધ્ધાર' જ થતો દેખાયો. ભારત દેવાદાર બન્યું. પરદેશી 'લોનો'ના ગંજ ખડકાયા. મોંઘવારી વધી, અને છેલ્લે છેલ્લે ભારતીય મૂલ્યોનું 'અવમૂલ્યાંકન' થતાં જે મોંઘવારી માઝા મૂકી રહી છે. તે ગરીબ વર્ગનો કચ્ચર઼ ઘાણ કાઢી નાખશે. તેને બદલે જો ગાંધીજીની ભારતીય દૃષ્ટિનો સ્વીકાર કરી, ધીમે ધીમે ગામડાઓમા ઉદ્ધાર કરી, ખાદી ગ્રામોદ્યોગોનો સાચી રીતે વિકાસ કરીને જો દેશ ધીમે ધીમે છતાં સ્વસ્થતાપૂર્વક અને મક્કમ રીતે બેઠો થયો હોત તો આજે જે યાતના ભારતનો મધ્યમ અને ગરીબ વર્ગ વેઠી રહ્યો છે તે તેને કદી ન વેઠવી પડત! પંચવર્ષીય યોજનાઓની હરણફાળને બદલે પંદરવર્ષીય કાચબાની ગતિએ જો આપણે ચાલ્યા હોત તો 'Slow and steady wins the race' એ ન્યાયે કદાચ આપણે આપણો વિકાસ વધુ સંગીન અને દૃઢ કરી શક્યા હોત. આપણી પ્રગતિ વડે દુનિયાના સમૃદ્ધ દેશોને આકર્ષીને સંતોષી શક્યા હોત, મિત્ર બનાવી શક્યા હોત. વેપાર વાણિજ્ય વિકસાવી શક્યા હોત. ચીન પાકિસ્તાન જેવા પડોશી દેશોની ભારે દુશ્મનાવટથી ઊગર્યા હોત. બ્રિટીશરો જેવાઓની મેલી મુત્સદ્દીગીરીથી આપણી જાતને બચાવી શક્યા હોત. એટલું જ નહીં પણ ભાવી પેઢીના વિકાસાર્થે ખોદાયેલી આપણી ઘોરમાંથી ક્ષેમકુશળ બહાર નીકળી શક્યા હોત. અત્યારે જે ભારતનું માનવ ધન આર્થિક ભીંસમાં કચડાઈ રહ્યું છે તેની કલ્પના લાવ્યા વગર આપણે સાચી પ્રગતિને પંથે ઉડવાને બદલે ધીરે છતાં મક્કમ ડગલે ચાલવા શક્તિમાન થયા હોત.'

શ્રી નેહરૂની લોકપ્રિયતા, દેશદાઝ તથા ત્યાગ વિષે કશું કહેવાનું ન હોય છતાં તેમણે લીધેલો દેશોદ્ધારનો માર્ગ સંપૂર્ણપણે સાચો જ હતો એમ કહેતા તો દેશનો ગરીબ મધ્યમ વર્ગ આજે જરૂર અચકાશે. એ પણ તેમની બીજી જ પેઢીએ કે જ્યારે તેમની સુપુત્રી દેશનું સુકાન સંભાળી રહ્યાં છે. અત્યારથી કપરી અને કંગાળ પરિસ્થિતિ દેશના નીચલા મધ્યમ વર્ગ માટે અસહ્ય છે જ તેમાં જરાયે શંક નથી. આજની ભયંકર મોંઘવારી સામાન્ય માણસને પણ વિચાર કરતો કરી દે તેવી છે તેમાં બે મત નથી જ.

*

રશિયાની રાજધાની મોસ્કોની દિવાલો ઉપર લખ્યું છે કે, "ધર્મ જનતાને માટે અફીણની ગોળી સમાન છે" સાચે જ ધર્મ અફીણની ગોળી છે? ધર્મ નહિ પણ ધર્મને નામે વ્યાપેલી સામ્પ્રદાયિકતા જ વસ્તુતઃ અફીણની ગોળી છે. ધર્મ ખરાબ નથી પણ ધર્મને નામે થતા લડાઈ ઝગડા ખરાબ છે. ધર્મનાં સ્વરૂપ અહિંસા, સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય કોઈ ખરાબ નહીં કહી શકે. સૌ કોઈ તેમને વત્તી ઓછી માત્રામાં માને જ છે. પણ, તેમને નામે ઊભી થતી સામ્પ્રદાયિકતા ખરાબ છે, ઝેર છે, તે અફીણની ગોળી સમાન છે. તેથી ધર્મનો નહીં પણ તેવી સામ્પ્રદાયિકતાનો ત્યાગ કરવો જોઈએ.

...ધર્મનો પરિગ્રહ જો અફીણ છે તો રાષ્ટ્રીયતાનો પરિગ્રહ એ દારૂ છે. આજે અણુબોમ્બની દુનિયા બની છે. તે આ રાષ્ટ્રીયતાના પરિગ્રહનું ફળ છે. મનુષ્યનું ધ્યેય કેવળ પોતાના રાષ્ટ્ર પૂરતું નહીં હોવું જોઈએ પણ તેમાં વિશ્વબંધુત્વની કલ્યાણકારી ભાવનાનો સમન્વય થવો જોઈએ.

સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીયશાળાના

# એક વિદ્યાર્થીની દૈનંદિની

પ્રભુદાસ ગાંધી

(૫)

ફાગણ સુદ ૧૦ શુક્રવાર તા. ૨૨-૩-૧૮

આજે પાંચ વાગ્યા પછી ઊઠયો. દાતણુ કરતો કોઠી (પાણીની) પાસે ગયો ત્યાં નવ દશ જણુ જવાવાળા હતા. હું જતો હતો ત્યાં કેશુએ રોકત કરી ને મારે પોણો કલાક ખોટી થવું પડયું. પાયખાનામાં હતો ત્યાંજ પ્રાર્થનાનો ઘંટ થઈ ગયો. પ્રાર્થનામાં મોડો પહોંચ્યો. પણ બાપુજી તે જ વખતે આવ્યા હતા. પ્રાર્થના પૂરી થયા પછી બાપુજીએ કહ્યું:

"હું આજે નડિયાદ થઈ દિલ્હી જઈશ. અને ત્યાંથી ઈન્દોર આવી પાછો દિલ્હી જઈશ. ત્યાં મહમ્મદઅલી ને શૌકતઅલીને નજર કેદમાંથી છોડાવવાનો પ્રયત્ન કરીશ. વખતે સરકાર વિચારે કે 'આ માણુસ ઘડીયે ઘડીયે આડો આવે છે. તો તે મને બેસાડી દે અને આપણુને લાંબો વિયોગ પણુ થઈ પડે.'

પછી શાળા વિષે શિક્ષકોને કહ્યું: "આપણે આપણા છોકરાઓમે હિંદુસ્તાનનું રાજ્યતંત્ર વગેરે તેના રોમે રોમમાં ઠસાવી દેવાનું છે."

પ્રાર્થના થઇ રહ્યા પછી શિક્ષકો બાપુજી સાથે બેઠા ને શાળામાં અમે અમારો અભ્યાસ કર્યો ૯ થી ૧૦।। સંગીત થયું ને બપોરે ત્રણથી પાંચ શાળા ચાલી. બપોરે બાપુજી ગયા સાંજે મામા આવ્યા.

ફાગણ સુદ ૧૧ શનિવાર, ૨૩-૩-૧૮

આજે સવારે કસરતમાં ૬ વાગ્યે ગયો. બધી કસરત[1] કરી પ્રાર્થનામાં ગયો તેથી મોડો થયો. નાસ્તો કરી શહેરમાં જવાના વિચારથી સંગીતમાં ન ગયો પણ સાયકલ સમી કરતાં કરતાં ૮ વાગ્યા તેથી, તથા હાકોરલાલભાઇ સવારે જવાના હતા તેથી ન ગયો.

આજે ગિરધરલાલ કોટક આવ્યા છે. મારે માટે ઘોડી (જાજમવણુવાની) બનાવવી શરૂ કરી છે. સાંજે આરોગ્યમાં ડાક્ટર ન હતા એટલે બધ એ ભેગા થઈ મિ. એન્ડ્રુઝ વિષે વાત કરી હતી.

તેઓ દિલ્હીની સેન્ટ સ્ટીવન્સ કૉલેજમાં પ્રિન્સિપાલ હતા અને પાદરી પણુ હતા. જ્યારથી તેઓ ગુરુદેવના શિષ્ય થઈ રહ્યા છે ત્યારથી તેમને હિંદુ ધર્મનો બોધ થવાથી તેમણે હિંદુ અને ખ્રિસ્તી કરવાનો ધંધો છોડી દીધો છે. તેઓએ દક્ષિણ આફ્રિકામાં, ફીજીમાં અને એવે બીજે ઠેકાણે જ્યાં ગિરમિટીયા મજૂરો જતા હતા ત્યાં જઈ, તેમનું દુઃખ તપાસી, તેઓને હિંદથી જતા અટકાવ્યા છે."

આ વર્ગ પૂરો થયા પછી હું શહેરમાં સાઇકલ ઉપર ગયો. ત્યાં ૨માં ૨૦ મિનિટે પહોંચ્યો. એક કલાક પછી પાછો આવ્યો. અહીં ૭ ને ૨૦ પહોંચ્યો. ત્યાં કંઇ ખાસ વાત થઇ ન હતી. શંકરલાલભાઇ મુંબઈ ગયા હતા. બેક દિવસ પછી પાછા આવવાના હતા. રાત્રે વાળું નહોતું કર્યું. કિશોરલાલભાઈને ત્યાં દૂધ પીધુ હતું. મજલાત આવેલ છે.

ફાગણ સુદ ૧૨ રવિવાર, ૨૪-૩-૧૯

આજે ઠાર હતો. પાંચ વાગ્યા પછી ઊઠી પોણા છ સુધી દાતણ કર્યું. પ્રાર્થનામાં આજથી

[૧ રીતસર અખાડાની કસરતનો ક્રમ હતો. દંડ, બેઠક, મગદળ, મલખમ અને લકડીદ્દા મારના પેંતરાનો અભ્યાસ દશ દશ પંદર પંદર મિનિટ ચાલતો.]

ત્યાંસુધી ગાયું બંધ કર્યું. નાસ્તો કરી, ફરવા ગયા હતા. આજે પરશોતમના વાળ કાપ્યા. રાધાની રાંધેલી રસોઇ જમ્યા. મિસ્ત્રીએ ત્રણ ઘામાં નાળિયેરની શેશ બહાર કાઢી કુતરે જાજમની તાણીના તાર તોડી નાખ્યા. સાંજે કૈશુના વાળ અર્ધા કાપ્યા સાંજે છ વાગ્યે મારા ભાઈ (પિતાશ્રી) આવ્યા હતા ને સાઇકલ પર પાછા ગયા હતા. ૯ વાગ્યા પછી સૂતો.

ફાગણ સુદ ૧૩ સોમવાર ૧૯૭૪ ૨૫-૩-૧૮

આજે ૪ વાગ્યે ઊઠયો. ઠાર સારો હતો. ઊઠી ખરચુ જઇ આવી દાતણ કરી, કસરતને વાર હોવાથી નાહી આવ્યો. આવી કસરત કરી થેડું લખી પ્રાર્થના કરી.

શાળાનું સમયપત્રક નવું શરૂ થયું. વિનોબાએ બધું સંસ્કૃત શીખવવું, કાકાએ અંગ્રેજી ને બીજાના વિષયો તો એમના એમ રહ્યા. કોઇને એક પણ છૂટો (સમય) રાખેલ નથી. કિશોરલાલભાઈ પાસે ૧૨ાા થી ૧ સુધી બીજગણિત શીખવું શરૂ કર્યું છે. ૧૦થી ૧૧મા પાચમો સિદ્ધાંત લખ્યો. સાંજે કવાયત થઇ હતી. રાત્રે ખગોળ વિષે ચર્ચા થઈ હતી.

ફાગણ સુદ ૧૪ મંગળવાર, ૨૬-૩-૧૮

પ્રીતમલાલ ૪ા વાગ્યે ઉઠાડી ગયા પણ ઊઠયો ૫ વાગ્યે. કેડ દુખતી હોવાથી કસરત ન કરી ને લખવા બેઠો.

આજે સગીતમાં શાસ્ત્રીજીએ પહેલેથી ફરી શરૂ કર્યું છે. બે વર્ગ પાડી નાખ્યા છે. એક વર્ગ સોમ, બુધ અને શુક્ર. અમારો એટલે કાન્તિલાલ, નીલકંઠ, કેશુ, કૃષ્ણ, રાધા, રુખી, પરશુ, શંકર ને હું. ને બીજો વર્ગ મંગળ, ગુરુ ને શનિએ થાય તેમા બાકીના બધાએ જવું. આજે અલાઉદ્દીન અને જાદુઇ દીવો એ ચોપડી અંગ્રેજી વાચનમાં પૂરી કરી. કવાયત પૂરી થઇ હતી. અનરપાટા રમવામાં હમેશને માટે એટલે જ્યાં સુધી બીજાની વધઘટ ન થાય ત્યાં સુધીને માટે ટુકડી નક્કી કરી.

ફાગણ સુદ ૧૫ ૧૯૭૪ બુધવાર, ૨૭-૩-૧૮

આજે પણ કસરતમાંથી રજા લીધી હતી અને લખ્યું હતું. શાળાની છુટ્ટી હતી. નાસ્તો કરી લીધા પછી નારાયણરાવભાઈ સાથે ખેતરમાં ૮ાા વાગ્યા સુધી કામ કર્યું ને પછી ગાયન લખ્યા. ૧૦ાા વાગ્યે નાહી રાધાની રાંધેલ રસોઈ જમ્યો. પછી જગન્નાથભાઈ પાસે લડાઇ (પ્રથમ વિશ્વયુદ્ધ)ના સમાચાર જાણ્યા.

નારણદાસકાકાનો કાગળ આવ્યો કે પ્રભુને મોરબી જવું થશે ૩ વાગ્યે સાઇકલ પર શહેરમા ગયો ત્યા પૂજ્ય પિતાશ્રી, અનસૂયા-બહેન અને શંકરલાલભાઈ બાપુને મળવા નડિયાદ ગયા હતા. કાકા, શિવમૂર્તિજી અને નારાયણરાવ ઇન્દોર ગયા. સાંજે ભુખ ન હોવાથી ન જમ્યો. બધા જમી લીધા પછી બધા ખુબ રમ્યા. પછી પ્રાર્થના કરી ૯ વાગ્યે હોળી પ્રગટાવી ૧૦ વાગ્યે સૂતો

ફાગણ વદ ૧, ૧૯૭૪ ગુરુવાર ૨૮-૩-૧૮

આજે પાંચ વાગ્યા પછી ઊઠી કસરત કરી હતી. સંગીતનો સમય આમ તેમ લખવા બેસવામા નીકળી ગયો. પહેલા બે સમયમાં ભૂમિતિનો પાચમો સિદ્ધાંત લખ્યો. ૧૦ાા વાગ્યે ખૂબ નાહ્યો. જમ્યા પછી મોરબી જવાની તૈયારી કરીને ડાયરી લખી. સાંજે ૪ વાગ્યે પિતાશ્રી શહેરમાંથી આવ્યા. કેશુ, કૃષ્ણ ને કાંતિલાલ તથા પંડિતજી વસંત સંમેલનમાં ગયા. બે રૂપિયા દશ આનાનું એક ધોતિયું આંહથી લીધું (૧) સાત વાગ્યે પરશોતમ, પિતાશ્રી તથા હું ચાલતા અનસૂયાબહેનને ત્યા ગયા ને ત્યાં સૂઇ રહ્યા.

ફાગણ વદ ૨ શુક્રવાર ૨૯-૩-૧૮

સવારે ઊઠયો ત્યારે ખબર પડી કે મુ. નારણદાસકાકા નથી આવવાના. તેથી નાસ્તો કરી અહીં આવવા હું ને પરશુ નીકળ્યા. રસ્તામાં જ નાહ્યા.(૨)

અહીં આવ્યો ત્યારે બીજો સમય ચાલતો હતો. ચોથા સમયમાં નરહરિભાઈએ સામાન્ય

ફીનમાં સમજાયું કે સરકાર મહેસૂલ શું કામ લે છે, કેવી રીતે લે છે અને અમુક રકમ લેવી એનો ઠરાવ કેવી રીતે કરે છે. ખેડા જીલ્લામાં શું ચાલી રહ્યું છે.(૩)

સાંજે ચાર વાગ્યે નાહવા ગયો ત્યાં ખૂબ નહાયો. બાને તથા કાકીને ખૂબ ડુબકીઓ ખવરાવી. વાળુ કર્યા પછી સાઇકલ લઇ બા સાથે પુલ પર થઇ શહેરમાં ગયો. પિતાશ્રીએ ત્યાં 'પરિકાર' ત્રણ આનામાં અને બે આંકણી એક એક આનામા લઇ રાખ્યાં હતાં. ત્યાં સૂઇ રહ્યો. રસ્તે જતાં બા સાથે આગળ પાછળની બધી વાતો ચાલી હતી.

**ફાગણ વદ ૩ શનિવાર ૩૦-૩-૧૮**

સાડા પાંચ વાગ્યે ઊઠીને તરત જ અહીં સાઇકલ ઉપર આવ્યો આજે ગીતાજીના અર્થ પહેલેથી શરુ થયા. બીજા શ્લોકનો અર્થ થતો હતો ત્યાં પ્રાર્થનામાં પહોંચ્યો. પ્રાર્થના કર્યા પછી દાતણ કરી ખરચુ જઇ આવી નાસ્તો કર્યો ને શાળામાં ગયો ત્યાં ઘંટ વાગ્યો. કિશોરલાલભાઈએ ઈતિહાસ ૭-૮મા વર્ગનો લીધો. બીજગણિતના બે સમયમાં વીસ દાખલા કર્યા.

સાંજે નિશાળની પ્રાર્થનામાં શાળાના વાર્ષિકોત્સવને દિવસે શું કરવું તે નક્કી થયું હતું. ચિ કૃષ્ણનું માથુ દુઃખતું હતું.

**ફાગણ વદ ૪, ૧૯૭૪ રવિવાર, ૩૧-૩-૧૮**

પાંચ વાગ્યા પછી ઊઠયો. દાતણ પાણી કરી પ્રાર્થનામાં ગયો. નાસ્તો કર્યા પછી થોડો નિબંધ લખ્યો. પછી હું, કાન્તિલાલ, કૃષ્ણ ને પરશુ સાંકળચંદભાઇ સાથે શહેરમા ગયા. પછી અનસૂયાબહેનને ત્યાં જઇ શિખંડપૂરી ખાધા ને સૂતા. સાંજે સવા પાંચે અહીં આવી પહોચ્યા. ૯ વાગે સૂતો.

---

[ ૧ મિલનું સૂતર તથા હાથ વણાટનું કપડું ત્યારે આશ્રમમાં ચાલતુ હતું.

૨ મિરઝાપુરમાં એ વખતે અનસૂયાબહેન રહેતાં ત્યાંથી શાહપુર અને પાણીની ટાંકી થઈને ચાલતાં આશ્રમમાં આવતા. પાણીની ટાંકી આગળથી નદી ઓળંગવી પડતી.

૩ ખેડા જીલ્લામાં દુકાળ પડવાને કારણે ચાર આની પાક માંડ થયેલો તેથી એ વરસનું જમીન મહેસૂલ માફ કરવા માટે બાપુજીએ સરકાર સામે લખાણ વગેરે શરૂ કરેલા અને વલ્લભભાઇ તથા બાપુજી ખેડૂતોને સત્યાગ્રહ માટે તૈયાર કરી રહ્યા હતા.]

# ખિલેલાં ફૂલ

એક ભક્ત બગીચામાંથી વીણી વીણીને સુંદર સુંદર ખિલેલાં ફૂલ તોડતો હતો.

શ્રી રામકૃષ્ણદેવે જરા ઉગ્ર થઇ તેને પૂછયુ:

"અરે ! આ તાજાં ખિલેલાં ફૂલ શા માટે તોડે છે ?"

"ભગવાનને ચઢાવવા માટે" ભક્ત ગભરાતાં બોલ્યો.

શ્રી રામકૃષ્ણદેવ જવાબ સાંભળી ખડખડાટ હસી પડયા અને બોલ્યા :

"ઓહ, તો શું તું એમ માને છે કે ત્યાં ડાળી પર જ તે પુષ્પ ભગવાનને અર્પણ નથી થયું !

"અરે ! તે તો પ્રભુના વિરાટ શરીર પર આભૂષણ સમાન પહેલેથી જ શોભી રહ્યાં છે. તો તું શા માટે તેને તોડે છે ? ડાળી પર ખીલેલું ફૂલ એ પ્રભુની પ્રસન્નતા નથી શું ?"

—ભગવતી શુક્લ

# નગરશેઠની હવેલી



લેખિકા : બબીબહેન ભરવાડા
(ભાગ ૧-૨ પૃષ્ઠ : ૫૯+૪૫૧ મૂલ્ય :
રૂા ૭-૫૦ + ૯-૦૦; સ્વાણી પ્રકાશન ગૃહ,
ટિળક માર્ગ, અમદાવાદ-૧)

સામાજિક નવલકથાના ક્ષેત્રે, કથાવસ્તુને નવીન દૃષ્ટિકોણ આપી, અને વાર્તાને અંતે મોટું પ્રશ્નાર્થ ચિહ્ન મૂકી, બબીબહેન ભરવાડાએ ચીલાચાલુ માર્ગ છોડી, એક નવી કેડી ઉપર પ્રયાણ કર્યું છે અને તેમના આ પ્રવાસમાં વાચકને અજાણી છતાં રમ્ય ભૂમિમાં લઇ જાય છે. આશીર્વચનમાં વિદ્વાન સમા લોચક શ્રી ધનવંત ઓઝાએ કહ્યું છે :

'સ્વરૂપની દૃષ્ટિએ, રૂપકની દૃષ્ટિએ, શૈલીની દૃષ્ટિએ, સૌથી વિશેષ એમાં પ્રતીત થતી વિકાસોન્મુખ જીવનભાવનાની દૃષ્ટિએ નવલકથા વિશિષ્ટ છે. વાસ્તવનિરૂપણ- જે નવલકથા વાચકમાં પરિસ્થિતિ પરત્વે ચોક્કસ સ્વરૂપની વિચારણા જાગૃત કરે છે-એ વધુ સફળ નવલકથા છે. આ બંને કર્તવ્યો બજાવવા ઉપરાંત વાચકમાં ચોક્કસ અજંપો પ્રેરે છે.'

આમ જોઇએ તો વિષય તદ્દન નવો નથી. સૌરાષ્ટ્રના એક ગામડાની જાજરમાન સંસ્થા 'નગર શેઠની હવેલી' વાર્તાના કેન્દ્રસ્થાને છે. હવેલીમા રહેતા પાત્રો, ત્રણ દશકાની કાળની મજલમા, જીવનનાં જૂનાં મૂલ્યોને સ્થાને નવાં સ્થાપે છે તે આ નવલ કથાની સૌથી વધુ પ્રતીતિકર બાબત છે. અજીતશેઠ અને વિજયા શેઠાણીનો કાળક્રમ આઝાદી પૂર્વેનો છે પરંતુ ગાંધીયુગમા જન્મેલાં સંતાનોના આચાર વિચાર તેમની જીવનશૈલીને અનુરૂપ ક્યારે બની જાય છે તેનો ખ્યાલ પણ ન આવે એટલી સહજ રીતે પાત્રનિરૂપણ થયું છે કથાનો ઉપાડ 'વિજયા ઓરડો બદલે છે' એવા કુતૂહલપ્રેરક વિધાનથી થયો છે અને કુટુંબનિયોજનના આ યુગમા શીર્ષકની મહત્તા અનેકગણી વધી જાય છે.

વિજયાનું પાત્ર ભારતની નારીનું તાદૃશ ચિત્રણ છે અને સાથે સાથે, મનની વિશાળતાથી અજીતશેઠની ક્ષતિઓને એવી સીફતથી ઢાંકી દે છે કે, જીવનની લપસણી પળોમાં ચીલો ચાતરી જતા શેઠને ક્યારે અને કેવી ખૂબીથી સ્વસ્થાને મૂકી દે છે એટલું જ નહિ પણ પોતાની મરણતોલ માંદગી-વેળાએ અજીતશેઠના લાગણી તથા પ્રેમને જે વાચા આપી રહે છે તેનાથી આધેડ દંપતીના પ્રસન્ન-મધુર દામ્પત્યને યશકલગી સાંપડી રહે છે. અજીત શેઠનું મૃત્યુ પરદેશગમનથી પાછા ફર્યા બાદ થાય છે તે વેળાનો ટ્રેનના ડબ્બાનો પ્રસંગ જેટલો વાસ્તવિક બની રહે છે તેટલો જ તેમના મૃત્યુના કારણરૂપ પણ બની રહે છે.

મા વિનાની નન્દિનીનું વિજયા જતન કરે છે અને પોતાના પુત્ર અશોક તરફ તેનું ખેંચાણ નવલકથાની શરૂઆતથી જ સમજી શકાય છે, અશોક પરદેશ જાય છે, ઇવના પરિચયમાં આવે છે, અને ત્યાં તે બંને વચ્ચેનું આકર્ષણ સમજી શકાય છે ઇવ તેની પાછળ ભારત આવે છે ત્યારે નંદિનીને ત્યાં જે માનસિક ઘર્ષણમાંથી ત્રણે પાત્રો હેમખેમ બહાર આવે છે તેમાં લેખિકાએ પોતાની પ્રતિભાથી પરિસ્થિતિને કાબૂમાં રાખી લીધી છે. હતાશ ઇવ પોતાના દેશમાં પાછી ફરે છે. પણ સંપૂર્ણ સમજણ સાથે. અશોકની ઉંમર જોતાં, પરદેશમા તેનું વર્તન માનસશાસ્ત્રની દૃષ્ટિએ વ્યાજબી ઠરે છે. એમ તો અજીતશેઠ જાપાન જાય છે ત્યારે પરિચારિકા સુમીકો સાથે સુંવાળો સહવાસ કેળવે છે તે પણ વાચકને ગળે તો ઉતરી જાય છે પણ શેઠ પોતે મૃત્યુવેળાએ વીલમા તેને માટે પાંચ હજાર રૂપિયાના ભારતીય શણગાર આપવાનું લખતા જાય છે અને જાહેરમા જ તેની લાગણીનું મૂલ્યાંકન કરે છે.

યુવાન અને યુવતી જુદી જુદી ઉમરે જીવનમાં અવનવો સંઘર્ષ અનુભવતા હોય છે. જીવનની શરૂઆતમાં યુવાન માનસ અતિશય લાગણી પ્રધાન હોય છે અને કોઇ પણ આદર્શ કે mission પાછળ જીવન ન્યોછાવર કરી દેવાની તાલાવેલી ત્યારે લાગતી હોય છે.

એ દૃષ્ટિએ જોતાં સરલા, રોહિત અને ચોરીનાં પાત્રો વિરોધાભાસ ઉત્પન્ન કરીને બુદ્ધિગમ્ય અને માનસશાસ્ત્રીય ઝોકના ઉદાહરણરૂપ બને છે. રોહિત અને તેની મંડળી શરૂઆતમાં સેવાધારી બનવાનો ભેખ લે છે અને વિનોબાજીની પેઠે ગામડે ગામડે ફરે છે. એ જ રોહિત પાછળથી મુંબઈગરો બનીને રેડિયો ક્લબમાં આધુનિક રીતે હરવા ફરવાનું પસંદ કરે છે. આવી જ રીતે નખશીખ આધુનિક એર હોસ્ટેસ ચોરી મુંબઈમાં રોહિત સાથે અમન ચમન ઉડાવે છે પણ છેલ્લે નગરશેઠની હવેલીમાં ખાદીધારી બનીને સરલાની મદદમાં રહે છે. નદિનીને શરૂઆતમાં શાસ્ત્રીજીની અસર નીચે સંસાર અસાર લાગે છે અને તપસ્વિની જેવું જીવન ગાળવા કોડ જાગે છે પણ પછી ગૃહસ્થાશ્રમ સ્વીકારી લે છે.

આ બધામાં સરલાનું પાત્ર ઘણું જ પ્રભાવશાળી અને સ્વસ્થતાથી આલેખાયું છે. રોહિતનો પ્રેમપત્ર આવે છે ત્યારે તે માનસિક સમતુલા જાળવી શકે છે. અને મુંબઈમાં જ્યારે રોહિતને મળવાનું થાય છે ત્યારે પણ પોતાના 'ગુરુ' તરીકે તેનો મોભો જાળવી રાખે છે. પહેલેથી છેલ્લે સુધી, સરલા આદર્શમય કુંવારી નારીનું આચરણ કરતી દૃષ્ટિ સમક્ષ ફરતી રહે છે, અને તેની ગાંધીગ્રામની યોજનામાં મસ્ત રીતે ડૂબેલી રહે છે

લેખિકાએ પ્રસ્તાવનામાં જ કહ્યું છે :

"મેં આ પાત્રોને જીવતાં જાગતાં જોયાં છે. એમની મહાનભાવતા ઓછી અંકાઈ હોય તો એ મારી લેખનશક્તિની મર્યાદાને લીધે હોવી જોઈએ. જીવનનાં ધોરણો અને મૂલ્યોની જૂની ઇમારતોની આવરદા પૂરી થઈ છે તેની જગ્યાએ નવા ધોરણો અને નવાં મૂલ્યોના પ્રાસાદો દૃષ્ટિને ભરી રહ્યા છે. વિજયા, નંદિની, સરલા, ચોરી, આરતી, અજીતશેઠ, અશોક, રોહિત, દેવદત્તજી—એ બધાં દિવસોના દિવસો સુધી સ્થૂળ રૂપમાં મારાં પ્રિયજનો તરીકે મારી સાથે રહ્યાં છે. વિજયાની ગંભીર માંદગી વખતે અજીતશેઠ સાથે હું યે ડૂસકે ડૂસકે રડી હતી અને કાગળ ઉપર શાહી અને આંસુ એક થઈ ગયાં હતા."

સમાજનું કલેવર બદલવા મથતાં પાત્રો કથાના અંતભાગમાં કાંઈક નિરાશા અનુભવે છે. જે ગતિથી પ્રગતિ થાય છે તેનાથી સરલાને અસંતોષ છે. આ હિસાબે, આ વિરાટ દેશમાં પ્રશ્નો ક્યારે હલ થાય? અને એક આલિશાન ઇમારત ઊભી થઈ—ન થઈ ત્યાં બાજુમાં જ કંગાળોનાં ઝૂંપડાંની હાર બની જ ગઈ છે. એક ધનવાનની બાજુમાં સો રંક કુટુંબો રાતો રાત ઊભાં થઈ જાય છે. દારિદ્ર્ય ફીટતું નથી—સમાજવાદ જાણે દૂર અને દૂર ઠેલાતો જાય છે.

એક મહાન પ્રશ્નાર્થ ચિહ્ન સાથે કથા પૂરી થાય છે—પાત્રોના મનનો અજંપો એમને એમ રહી જાય જે. લેખિકાને પણ લાગે છે કે કથાને હજુ આગળ ધપાવવી જોઈએ—સરલા, જાહ્નવી બધાંજ અતૃપ્ત રહી જાય છે. તેમના જ શબ્દોમાં :

"સ્વપ્નસેવી અદમ્ય ઉત્સાહથી કૂદતી જાહ્નવી મારો હાથ પકડી મને કહી રહી છે : 'બહેન મને દુનિયાનું પરિભ્રમણ કરાવો : મારે નવા સામાજિક પ્રયોગો જોવા છે—નવી સામાજિક ફિલસૂફી જન્મભોમમાં શીખવી છે.'"

અને લેખિકા પોતે જ જવાબ આપે છે :

'જાહ્નવી, જરૂર તને હું જગ-પ્રવાસે મોકલીશ. તારી પાસે મારે ઘણું કામ કરાવવું છે!'

એટલે આશા રહે છે કે સમાજની બુનિયાદ બદલવાનો જે નાદ કથામાં ગૂંજતો થયો છે તેને વધુ વ્યાપક સ્વરૂપ હવે પછી મળશે.

ગુજરાત પાસે સ્ત્રી-લેખકોની નામાવલિ અને તે સફળતાપૂર્વક નવલકથા લખી શકે તેવી નામાવલિ બહુ જ ટૂંકી છે. બમણિબહેન ભરવાડાની આ આશાસ્પદ નવલકથા સાદ્યંત રમ્યપ્રચુર બની છે અને પ્રસંગો અને પાત્રોની માનસશાસ્ત્રીય ગૂંથણી તેમણે ખૂબીથી કરી છે. રુચિનો ભંગ થાય તેવા પ્રસંગોએ, સ્વસ્થતાને તરત જ પાસે બેસાડી દીધી છે. જોડણીના દોષો અક્ષમ્ય પ્રમાણમાં રહી ગયા છે તે દોષ કોનો ગણવો? પ્રુફ રીડરનો? —શિ૦

# વૈષ્ણવજન

આખરે ન છૂટકે સંજોગોએ ૧૮ વર્ષ પછી લવાજમમા વધારો કરવાની ફરજ પાડી છે

આશા રાખીએ છીએ આપ બધાનો પૂર્ણ સહકાર મળશે

હવેથી ગ્રાહક થનારને લવાજમ નીચે મુજબ ભરવાનું રહેશે

દેશમા ૮-૦૦ રૂપિયા
પરદેશમા ૧૬-૦૦ શિલિંગ



જેઓએ લવાજમ ભરી દીધા છે તેઓને આ વધારાની ચાલુ વર્ષે અસર નહીં થાય

**'વૈષ્ણવજન' કાર્યાલય**

૨, રામકૃષ્ણનગર
રાજકોટ ૨

# રૂપાયતન પ્રકાશન

આવા હતા બાપુ — ૧-૨-૩-૪ — ૨—૦૦
ગાંધી-ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧—૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં — — ૦—૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા — ૦—૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા — ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાલા. . — ૦—૩૫

λ



ઉદ્ધરેદાત્મનાત્માનમ

# આનંદ એટલે અહમ્‌નો નાશ

ગુરુદયાલ મલ્લિક

પ્રભુની પાસે માગવું તે એવું માગવું જોઈએ કે જે આપણને પ્રભુને ચરણે લઇ જવામાં સહાયરૂપ થઇ પડે હરેક માણસમાં માગવાની વૃત્તિ તો છે જ. આ વૃત્તિ સૂક્ષ્મ ભાવે આપણામાં રહેલો અહંભાવ સૂચવે છે. એ અહમ્ સાત્ત્વિક પણ હોઇ શકે. વળી તે તામસિક કે રાજસિક પણ હોઈ શકે. જો આપણા જીવનમાં સડો હોય, કંઇ બગાડ હોય, તો આપણો અહંભાવ સાત્ત્વિક ન રહી શકે.

માટે આપણે એવી રીતે જીવવું જોઇએ જેથી આપણું અહમ્ ધીમે ધીમે ઓછું થતું જાય. એ રીતે જીવવું એ કંઈ સહેલું નથી. રાવણને દશ માથાં હતાં તો અહમ્‌ને લાખો માથાં છે. એક જ જન્મમાં કોઈએ અહમ્‌ને જીત્યું છે એમ ન જ માની શકાય. એ વસ્તુ અશક્ય પણ છે. એ તો જન્મજન્માંતરની તપશ્ચર્યાના ફળરૂપ છે. બુદ્ધ ભગવાને પણ જન્મજન્માન્તરની સાધના પછી જ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી હતી. એવું કૃષ્ણ, જરથુસ્ત્ર, ઇશુ ખ્રિસ્ત, મહંમદ પેગમ્બર વગેરે મહાત્માઓ વિશે કહી શકાય. એમને મળેલી સિદ્ધિ એ કંઇ એક જન્મનું ફળ નથી. જન્મજન્માંતરની સાધનાનું એ ફળ છે.

ગુરુદેવ પચાસ સાઠ વર્ષની સાધનાથી કવિસમ્રાટ થઇ શક્યા એવું કંઇ નથી; એની પાછળ તો જન્મજન્માન્તરની પૂર્વસાધના રહેલી છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે અહમ્‌ને શી રીતે ઓછું કરી શકાય? એનો એક માર્ગ છે–પ્રેમ. બીજાનું ભલું શામાં રહેલું છે એનો વિચાર કરીને જીવન જીવવું જોઈએ. એને અંગ્રેજીમાં Other-ism કહેવામાં આવે છે. બીજાનું કલ્યાણ સાધતા રહીએ તો અહમ્ વિગલિત થતું જાય.

અહમ્‌ને ઓછું કરવાનો બીજો માર્ગ સેવાનો છે. હૉસ્પિતાલમાં જે સાચી નર્સ હોય છે તે નાતજાતનો ભેદ રાખ્યા વિના, આ ઊંચ છે અને આ નીચ છે, આ શ્રીમંત છે અને આ ગરીબ છે એવું માન્યા વિના એ તો બધા દર્દીની એકસરખી સેવા કરે છે. એને મન સેવા એ મુખ્ય વસ્તુ છે, પગાર ગૌણ છે. પોતાના ગુજરાન માટે પગાર તો જોઈએ જ, પણ એને એ ખૂબ મહત્ત્વ ન આપે. એને તો માનવજાતની સેવા કરવામાં જ સાચી મહત્તા દેખાય.

આપણે ઘેર નોકરને રાખવામાં આવે તો તે ઘડિયાળ સામું જોઇને જ કામ કરશે. ક્યારે વખત પૂરો થાય અને હું છૂટો થાઉં એની જ એ રાહ જોતો હોય છે. વળી તે દિવસો ગણતો રહે છે. ક્યારે મહિનો પૂરો થાય અને પગાર મળે એ જ એનું મુખ્ય

લક્ષ્ય બની શકે છે. જ્યારે માતા એ રીતે વર્તતી નથી. એ કંઇ ઘડિયાળ સામે જોતી નથી કે દિવસ ગણતી નથી. સવારથી તે સાંજ સુધી એ તો કામ કર્યે જાય છે. એમાં જ એને આનંદ મળે છે. સાચી નર્સ પણ એવા જ ભાવે સેવા કરતી હોય છે. આ રીતે સેવાને માર્ગે આપણે આપણા અહમ્‌ને સાત્ત્વિક માર્ગે દોરી ઓછું કરી શકીએ.

સાંજનો સમય છે. એક બહેન હાથમાં દીવો લઇને અંધારામાં નદી તરફ જતી હોય છે. રસ્તામાં એક જણ પૂછે છે. 'બહેન, ક્યાં જાઓ છો? અમારા ઘરમાં દીવો નથી. તમારો દીવો આપતાં જાઓ.' બહેન જવાબ આપે છે: 'આજે નહિ.' આગળ જતાં બીજો માણસ મળે છે એને પણ તે જવાબ આપે છે: 'આજે નહિ.' છેવટે તે નદી કાંઠે આવે છે અને તે દીવાને નદીમાં વહેતો મૂકી, વિશાળ આકાશ તળે વહેતો મૂકી, નદીને અર્પણ કરે છે!

આ દૃશ્ય પાછળ અર્થ રહેલો છે. એમાં ઊંડું રહસ્ય સમાયેલું છે. આપણે માગતાં માગતાં થાકી જઈએ છીએ. એક દિવસે આપણને થાય છે કે હવે ઘણું થયું. આજે તું તારું સુખડું મને બતાવ. તો જ મને શાંતિ વળે. પ્રકૃતિ તો આપણને જે જોઈએ તે આપતી રહે છે, પણ હવે તો એ પ્રકૃતિના સ્વામીને જોવાનું મન થાય છે. માગવાની વાત તો બાજુએ રહી જાય છે અને અંતરમાં બીજા જ ભાવ જાગે છે. આપણને શાથી લાભ થાય છે એ વાત જતી રહે છે અને આપણા આત્માને શામાં આનંદ મળે છે એ મહત્ત્વનું થઈ પડે છે.

દુનિયા જેને વ્યર્થ માને છે, નકામું ગણે છે, મૂલ્ય વિનાનું માને છે એમાં સમર્પણનો ભાવ રહેલો છે. આપણું અહમ્ ઓછું થતું જાય તેમ એવી પ્રેરણા થતી જાય છે.'

બાળક દરિયા કિનારે રેતીના ઢગલામાંથી મન ફાવે એવું બનાવે છે અને પાછું ભાંગી નાખે છે. આપણે ફેંકી દીધેલી ચીજોમાંથી એ પોતાને ગમતી ચીજ લઈ લે છે અને એમાંથી આનંદ લે છે. કાગળની હોડી બનાવી પાણીમાં તરતી મૂકી દે છે. દુનિયાની દૃષ્ટિએ આ બધી પ્રવૃત્તિનું કશું મૂલ્ય નથી. પણ બાળકનું મન એથી આનંદ પામે છે.

ગુરુદેવ યુરોપના પ્રવાસે નીકળ્યા હતા. એક વખતે તેઓ ફ્રાન્સથી જર્મની જતા હતા. સરહદ પર ચોકીદારોએ એમની પાસે પાસપોર્ટ માગ્યો. ગુરુદેવે એ બતાવ્યો. ત્યાંના રિવાજ મુજબ પ્રવાસીએ એક ફોર્મ ભરવાનું હોય છે. એમાં દશ-બાર પ્રશ્નોના જવાબ આપવાના હોય છે એમાં એક પ્રશ્ન એવો હોય છે: 'તમારો ધંધો શો છે?' ગુરુદેવને એ પ્રશ્ન પૂછવામાં આવ્યો. ગુરુદેવે જવાબ આપ્યો: I belong to the brotherhood of the useless. (હું તો નકામા માણસોમાંનો એક છું.) ચોકીદાર તો એમનો આ જવાબ સાંભળી નવાઇ પામ્યો. તે બોલ્યો: 'તમે એમ શા માટે કહેતા નથી કે તમે રખડપટ્ટી કરો છો?'

ગુરુદેવની સાથે રહેતા મંત્રીએ એમને કહ્યું, 'ગુરુદેવ, તમે આટલું બધું કામ કરો છો તો પછી તમે નકામા છો એમ શા માટે કહો છો?' તમે નાટક લખો છો, વાર્તા લખો છો, કાવ્યો રચો છો, એ બધું નકામું છે?' ગુરુદેવ કહે, 'મારા એકાદ ગીતને બજારમાં વેચવા તો જા. કોઇ એને વેચાતું લે છે ખરું?' મંત્રીએ કહ્યું, 'ગુરુદેવ, તમારું ગીત સાંભળીને બધાને આનંદ થાય છે, ઉત્સાહ મળે છે, તો શું ગીતની કશી કિંમત જ નહિ?' ગુરુદેવ હસતા હસતા બોલ્યા, 'એ તો તું મારી સાથે રહે છે એટલે આમ બોલે છે. તું એ સમજી શકે. બધાં કંઇ ઓછું આમ સમજે છે?'

દુનિયામાં તો દરેક વસ્તુનું મૂલ્યાંકન આર્થિક દૃષ્ટિએ થાય છે. ગાડીમાં તમે મુસાફરી કરતા હો તો તમને કોઇ પૂછશે, 'કેમ ભાઈ, ક્યાંથી આવ્યા? ક્યાં જાઓ છો? શો કામધંધો કરો છો?' આપણે જો ઓછું કમાતા હોઇએ તો

આપણી કદર થશે નહિ. આપણે પાંચસો રૂપિયા કમાતા હોઈએ તો એ આપણી ગણના કરશે અને માન આદરથી વાતો કરશે. લગ્નનો સંબંધ કરવો હોય તો ત્યાં પણ 'શું આપશો?' એ જ મુખ્ય વાત હોય છે. ઘણી વાર મારે નિર્વાસિતોની છાવણીમાં જવું પડે છે. એ લોકોનાં સુખ–દુઃખ જાણી આત્મસંતોષ અનુભવું છું. એક દિવસ ત્યાં લગ્નની વાત થતી હતી. એક જણે છોકરી વિષે જાણવા પૂછ્યું, Look, Book, Cook (લુક – બુક – કુક) છે ને?' લુક' એટલે દેખાવ વિષે પૂછ્યું હશે. એ બાબતમાં છોકરી ઉતરે એવી ન હતી, 'બુક' એટલે ભણેલી છે કે નહિ એવું માનવામાં આવ્યું. પણ 'બુક' એટલે ચેકબુક છે કે નહિ એવું પૂછવામાં આવ્યું હતું. મતલબ કે એની પાસે પૈસા છે કે નહિ એ જાણવું હતું. 'કુક' એટલે એને રાંધતાં આવડવું જોઈએ એવી પણ અપેક્ષા રખાતી હતી. આમ લગ્નમાં પણ જરૂરિયાતને જ વધારે મહત્ત્વ આપે છે.

જ્યારે ભગવાન તો બીજી જ વસ્તુમાં આનંદ લેતો હોય છે. એક ભક્ત ભગવાનને જાણે ઠપકો આપતો હોય એમ કહે છે: 'ભગવાન, તું બહુ જ ઉડાઉ છે! એક ચાંદાથી ચાલી શકે એમ છે તો પછી આટલા બધા તારા શા માટે બનાવ્યા? એક ચાંદો શું તને ઓછો પડયો?' ઈરાન દેશનો બીજો એક ભક્ત કહે છે: 'ભગવાન, તેં આટલી બધી જાતના ગુલાબ શા માટે બનાવ્યાં? એક જાતના ગુલાબથી શું તારું કામ ન થાત?'' એમ કહેવાય છે કે ગુલાબની ૩૬૫ જાત છે.

પ્રભુ જે કાંઈ સર્જે છે તેની હદ હોતી નથી. તે તો નિતનવું સર્જતો જાય છે. બાળકને ચોપડી વાંચવામાં આનંદ પડતો તે એક સામટા ચાર કલાક વાંચવા બેસે. પણ એને 'ક' 'ખ' ઘુંટવા કે આંક મોઢે કરવા બેસાડશો તો એ થોડીવારમાં કંટાળી જશે. તેથી મુખ્ય વસ્તુ આનંદની છે. જો આનંદ પડતો હોય તો એ કામની હદ નથી રહેતી. તેથી જ સંસ્થાઓમાં પરીક્ષા હોતી નથી 'શાંતિનિકેતન' માં પણ શરૂમાં એમ જ હતું.

જે વસ્તુનું મૂલ્ય નથી એમાં જ આનંદ રહેલો છે. જેમ તેમ કપડાં પહેરીએ તો ન ચાલે? માથું જેમ તેમ ઓળીએ તો ન ચાલે? તો યે આપણે કપડાંને વ્યવસ્થિત રીતે પહેરવામાં માથું ઓળવામાં કેટલો વખત બગાડીએ છીએ? પણ એનું દુઃખ આપણને થતું નથી, કારણ કે એમાં આપણને આનંદ થાય છે. શિક્ષકોએ પણ આ વસ્તુ લક્ષમાં રાખવી જોઈએ. શિક્ષક જો આનંદથી શીખવતો હોય તો વિદ્યાર્થીઓ પણ આનંદથી ભણે. જો શિક્ષક ઘરની કે બીજી કોઈ જંજાળથી કંટાળીને નિશાળે આવે અને મો બગાડીને શીખવવા માંડે તો વિદ્યાર્થીનો આનંદ મારી જાય છે. દાકતરો દર્દી પાસે આનંદથી જ વાતો કરે છે વાસ્તે દરદ સારું થવાની આશા ન હોય તો યે તે દરદીને આશ્વાસન મળે એ રીતે જ આનંદથી વાતો કરે છે.

જૂના જમાનાની વાત છે. પ્રથમ ઉદ્યોગ હતો અને એમાથી પછી કળા જન્મી. સુથાર હરરોજ જરૂરિયાતની વસ્તુ બનાવ્યા કરતો. જે નકામું લાકડું કે વહેર બાકી રહે તેને બાળવાના ઉપયોગમાં લેતો. તે પરણ્યો અને તેને દીકરો અવતર્યો. દીકરો ત્રણ ચાર વર્ષનો થયો. સુથારને થયું: લાવને આ નકામા લાકડામાંથી છોકરાને રમવા માટે કંઈક બનાવું. તેણે રમકડું બનાવ્યું. તે જોઈને તેનું મન આનંદ પામ્યું. તેને થયું: 'રોજ ચાર પાચ રૂપિયાનું કામ કરવાથી જે આનંદ થતો તેના કરતાં કેટલો ય વધારે આનંદ આ રમકડું બનાવતાં થયો!'

આમ દુનિયા જેને નકામું ગણે છે એમાં જ આનંદ રહેલો છે. પેલી બહેને દીવો નદી પર તરતો મૂકયો એ જોઈને કોઈ કહેશે, 'અરે આમ કરવાથી દીવો, તેલ, દીવેટ એ બધું વ્યર્થ ગયું!' પણ એ

જ આત્માનો ઉચ્ચ આનંદ રહેલો છે એ સત્ય લોકો ક્યાંથી સમજી શકે? એ સત્યનો આનંદ તો અનુભવી જાણનાર જ માણી શકે.

એક સંગીતકાર મધુર સ્વરે વીણા વગાડી રહ્યો હતો. માણસો એની વીણા સાંભળીને મુગ્ધ થઈ ગયા. સંગીતકારે વીણા વગાડવાનું બંધ કર્યું એટલે બધા પ્રેક્ષકો એની પ્રશંસા કરતા કરતા વિખેરાઈ ગયા. પણ ત્યાં ઊભેલી એક ડોશીમા કહે:' આ માણસે નકામું તુંબડું બગાડયું. એનો શાક તરીકે ઉપયોગ કરત તો ખાવા કામ આવત!'

આપણે શાલીગ્રામના પથ્થરને પૂજીએ છીએ એમાં આપણને એક પ્રકારનો આનંદ મળે છે. એ શાલીગ્રામના પથ્થરનો ઉપયોગ મસાલો વાટવામાં નહીં કરીએ.

અમુક વસ્તુ એવી હોય છે કે જેની કદર પ્રેમ, લાગણી કે આનંદથી થઈ શકે છે, પૈસાથી કે ઉપયોગથી નહિ.

ઘર રહેવાના ઉપયોગમાં આવે છે. પણ ફક્ત દીવાલો જ ચારે બાજુ હોત તો આપણે અકળાઇ જાત. એટલે આપણે બારીબારણાં કર્યાં. બારી બહાર જોઇએ એટલે ઘરની સીમિતતામાંથી આપણે અનંતતા, મહાનતાનું દર્શન કરી શકીએ છીએ.

મધ્યયુગનું એક કાવ્ય છે :

'હે પંખી, તું તારો હુંફાળો માળો છોડીને ખોરાક છોડીને આમ ઊંચા આકાશમાં શા માટે નકામું ઊડયા કરે છે?'

પંખી, કહે : 'હું જ્યારે મારા માળાની હદમાં પૂરાઈ રહું છું ત્યારે મને બધું સુખ મળે છે ખરું, પરંતુ જ્યારે હદની બહાર આમ ઊંચે અનંત આકાશમાં ઊડું છું ત્યારે મારા આત્માને આનંદ થાય છે; ત્યારે મારા આત્માને હું પામુ છું.'

ગુરુદેવ પણ કહે છે : 'જ્યારે હું ગાઉં છું. ત્યારે હું જગતનો અર્થ સમજી શકું છું. ગીતરૂપી પાંખો વડે ઊંચે ઊડીને હું તારો સ્પર્શ પામું છું.'

આમ આનંદ દ્વારા જ આપણે આપણા આત્માનો આવિષ્કાર કરી શકીએ છીએ. અને એ આનંદ અહંભાવ ભૂલીને જ કરી શકાય છે. ગાંધીજી, શ્રી. મહાદેવભાઇ વિષે કહેતા : 'He reduced himself to zero' (મહાદેવમાં શૂન્યવત્ થઈ જવાની શક્તિ હતી.) ખરેખર, મહાદેવભાઇએ પોતાની હસ્તી જ ગુમાવી દીધી હતી. તેઓ બાપુમાં જ સમાઇ ગયા હતા.

એ જ રીતે આપણે પણ આપણા અહમ્‌ને ભૂલી સાચો આનંદ અનુભવવો જોઇએ. આનંદ તો આત્માનો ખોરાક છે. દુનિયા ભલે એવા આનંદને વ્યર્થ ગણે પણ એ આનંદ વગર આત્મા જીવી જ શકતો નથી.



# પરિભ્રમણ

'આશુતોષ'

## સ્વદેશી

હવે તો એમ થાય છે કે બીજી ઑક્ટોબર આવે (અથવા રેંટિયાબારશ) અને બાપુનું નામ લેવાનું મૂકી દઈએ તો? ગાંધીજીના નામનું રટણ કરવાથી શો ફાયદો? રામનામનું જપ-માળા કરવાથી ભવ-સાગરની ત્રિવિધતાપધારી તકલીફ દૂર થાય છે. ગાંધીજીએ આચાર ઉપર ભાર મૂક્યો હતો. અને આચાર એ જ ધર્મ એવું શાસ્ત્રવાક્ય છે. આપણી તમામ જટીલ સમસ્યાઓનો અંત આવે એવી જડી-બુટ્ટી તેમણે ચીંધી હતી. આનું નામ સ્વદેશીની ચળવળ. અને તેના પાયામાં તકલી અને રૂની પૂણી હતી. તેમના જીવનકાળમાં આ દિશામાં સફળ કામ-ગીરી થઈ. પણ તે યુગાવતાર પુરુષની દીર્ઘદષ્ટિ એવી હતી કે સ્વદેશીની ભાવના પ્રજાના વિશાળ સ્તરમાં અને દરેક દીલમાં રેડાય તો સ્વાધીનતા પછી આ પ્રજા પોતાના પગ પર ઊભી શકે એક મીઠા જેવી વાતમાં, જે બે પૈસે મણ મળતું હતું-તેમાથી ઇતિ-હાસ રચ્યો. પણ આવું કાંઈ પ્રજાને આજે ખપતું નથી. સૂતરના તાંતણાનું સ્થાન ટેરેલીને લીધું છે; મીઠાનું સ્થાન મગફળીના રાજકારણે પચાવી પાડ્યું છે અને સ્વદેશી કેરી હોય તે ભૂખના કાળ્ડતો ઠીક, અનાજ પણ પરદેશનું ખાઈએ તો જ પચે છે. ગાંધીજી ગુજરાતી હતા એવું જ શા માટે યાદ રાખવું? હશે ભારતના કોઈ એક પ્રાંતના; જીંદગી આખી ગાંડાંઘેલાં કાઢ્યાં અને સમયેકરીને કાળધર્મ પામ્યા! અહીં તો સોનબાઈની લૂટ ચાલી છે, કાંકરા અને અબજો રૂપિયાની ઇન્દ્રજાળો ફેલાઈ ગઈ છે. તેલના ડબ્બાના દિવાળી ઉપર આઠ, અને પછી પંચો-તેર; ઘઉંના વીશમાંથી ત્રીશ; બાજરાના પણ વીશ, અને પચીશ; કોણનું જોયું જશે; આમાં તો લૂંટ શકે તો લૂંટ, નહીંતર રહી જશો કોરા એવી વાત છે! ગાંધીજીનો આત્મા દાંડીમાં, નહેરુનો શાંતિવનમાં, અને શાસ્ત્રીનો તાશ્કંદમાં સપના માણે છે તેને નાહક દુઃખમાં નાખવો? મ્યૂઝિયમમાં ગાંધીજી ઠીક લાગશે-તેમનું નામ પણ લેવાનો ભારતની પ્રજાને કોઈ અધિકાર નથી! ઠીક છે, ઇન્દુલાલ યાજ્ઞિક ' સ્વદેશી ' શરૂ કરવાની વાત ભલે કરે; છાપું વચીને બાજુમાં ક્યાં નથી મૂકી દેવાતું?

## સુવર્ણમૃગ

જેના મોહે રામાયણનું કથાવસ્તુ જન્મ્યું, તેનું આજે આટલા વર્ષો પછી પણ જેવું ને તેવું આકર્ષણ ચાલુ છે સરકાર ઉપર તેણે ભૂરકી છાંટી, અને સોનું હસ્તગત કરવા સુવર્ણધારો અમલમાં મૂક્યો અને ૧૪ કેરેટથી વધુ શુદ્ધતા ધરાવતાં દાગીનાંની બનાવટ ઉપર અંકુશ આવ્યો. સુવર્ણમૃગ પાછળ દોડવાનો સામાન્ય માનવીનો મોહ અણનમ રહ્યો; અને સુવર્ણકારોએ જ મોટો ભાગ ભજવી, આ ધારાને પાછો ખેંચાવ્યો. વળી આ બાબત પરત્વે સત્તાધારી પક્ષમાં જે મતભેદો જોવા મળ્યા તે આશ્ચર્યકારક હતા. સામાન્ય માનવીને નાહવા નિચો-વવાનું બહુ ઓછું હતું કેમકે જ્યાં બાજરાના વાંધા હોય ત્યાં આમ જનતામાંથી સુવર્ણ ખરીદનારાની ટકાવારી કેટલી? આ ધારો પાછો ખેંચી લેવામાં સરકારનું ગૌરવ એટલું નથી હણાયું જેટલું રાષ્ટ્રનું હણાયું છે. ભવિષ્યનો ઇતિહાસકાર તો અવશ્ય લખશે કે જે સમયે ભારતમાં અનાજની અપૂર્વ કટોકટી હતી, અને નાણાંભીડમાં સરકારની સ્થિતિ દેવાળું કાઢવા જેવી હતી અને તેથી સોનાની અનામત તૂટી પડી હતી અને સોનું મેળવવા સરકારે ફાંફાં માર્યા હતા, તે જ વખતે જનતાએ સીતાની પેઠે, સુવર્ણમૃગને પકડી પાડવા સરકારને લાચાર બનાવી હતી, એટલું જ નહિ પણ ચીન અને પાકિસ્તાનરૂપી બે દાનવો ભારતની સરહદની લક્ષ્મણરેખા ઓળંગવા અને રાષ્ટ્રિયત્વને અભડાવવા કટિબદ્ધ થયા તે જ વખતે સુવર્ણના મોહમાં પ્રજાએ મુક્તિમય આઝાદીને કાળી ટીલી ચોંટાડી!

## ભૂકંપની આગાહી

તુર્કીના ઇતિહાસમાં તાજેતરનો ધરતીકંપ માનવખુવારીની દૃષ્ટિએ ખરાબ ગણાયો છે. જો કે ભૂતકાળમાં પણ તુર્કી તેમજ અન્યત્ર આથી વધુ ભયંકર ધરતીકંપો નોંધાયા છે પણ તેથી આશ્વાસનની કોઇ ભૂમિકા બંધાતી નથી. હિમાલયની તળેટીમાં પસાર થતી પટી બન્ને છેડે ભૂકંપનાં મોજાં અવારનવાર ઉત્પન્ન કરે છે. વિજ્ઞાન તો હવે સાત સાગરને તળિયે અને નભના તારલિયામાં રાતદિવસ સંશોધન કરી રહ્યું છે.

ઉપગ્રહો દ્વારા હવામાનની અને સંભવિત તોફાનની આગાહીઓ હવે તો ઘણી વહેલી મળી શકે છે. દરિયામાં પણ કોઇ વહાણને આગામી તોફાનથી બચાવી શકાય છે, વિમાનો રાડરની આંખવડે સેંકડો માઇલ દૂર જોઇ શકે છે. પૃથ્વી ગોળ હોવાથી, બન્ને ગોળાર્ધમાં ટેલિવિઝનનું પ્રસારણ આજસુધી અશક્ય હતુ કેમકે ટેના કિરણો સીધી લીટીમાં જ જઇ શકે છે. હવે ઉપગ્રહની મદદથી અમેરિકાનો કાર્યક્રમ જાપાનમાં ટેલિવિઝન પડદાપર જોઇ શકાશે. ત્યારે શું ભૂકંપની બાબતમાં વિજ્ઞાનીઓ હાર સ્વીકારશે? જી, ના. તાજેતરમાં ઉત્તર અમેરિકાની એક વિજ્ઞાની સંસ્થાનો અહેવાલ, Laser કિરણની મદદથી ભૂકંપની આગાહી થઇ શકશે તેવો આશાસ્પદ ચિતાર રજૂ કરે છે. બે ઊંચી ટેકરીઓ ઉપર સામસામે આવું કિરણ મોકલી તેને પાછું મેળવી, દરમ્યાન તેના વક્રતામાં થયેલ ફેરફારથી ધરતીકંપના કારણો, તેની વિશિષ્ટતા, પુનરાવર્તન, પ્રાબલ્ય, કેન્દ્રસ્થાન અને ધરતીના પેટાળના ભૂપૃષ્ઠની માહિતી મેળવી શકાશે. ધરતીકંપને અટકાવી શકાય નહિ, પણ જે ભયંકર સંહાર તે સરજી શકે છે તેની માત્રામાં ઘટાડો કરવા વિજ્ઞાન અવશ્ય ફાળો આપશે.

## દોન ધ્રુવ

ઉત્તર અને દક્ષિણ બે ધ્રુવને ભેગા કરી શકાય નહિ કદાચ પૃથ્વીનો પ્રલય થાય અને ત્યારે એકીકરણ થાય તો જુદી વાત છે. તાજેતરમાં જે બે સમાચારો વાંચવા મળ્યા તે પરથી ભારત માટે આ અંતર કાયમ રહેવાનું છે. પ્રથમ સમાચાર મુંબઇમાં રાણીબાગની શ્વેત વાઘણ અચાનક મરણ પામી તેના હતા. શ્વેતરંગની વાઘની ઓલાદ દુર્લભ છે, અને મુંબઇ મ્યુનિસિપાલિટીના સત્તાવાળાઓએ અર્ધો લાખની કિંમતે આ વાઘણ ખરીદી હતી. મૃત્યુ પહેલાં તેને લોહીની ઉલટી થઇ હતી. અને બીજે દિવસે મરી ગઇ. તેનું નામ લક્ષ્મી હતું અને મુંબઇગરાઓની તે પ્રિય હતી. ઉલટી શા કારણે થઇ? તેને તાત્કાલિક સારવાર ન પહોંચી? અમૂલ્ય ગણાતા જાનવરના રક્ષણ માટે બધી કાળજી લેવાઇ હતી? મુંબઇની લક્ષ્મી કરતાં લંડનની એક કૂતરી ભારે બડભાગી છે. પોતાના નાનકડા કુરકુરિયા સાથે, સંપૂર્ણ નિદ્રામાં તેની તસ્વીર અખબારોમાં આવી હતી. તે વંધ્યા હતી અને તેની બચ્ચાંની ઇચ્છા અપૂર્ણ રહેતા, પ્રાણીશાસ્ત્રના તબીબ પાસે તેને લઇ જવામાં આવી હતી. કુરકુરિયાની ઝંખનાને પરિણામે તેને કૃત્રિમ સગર્ભાવસ્થા પ્રાપ્ત થઇ હતી પણ બચ્ચું અવતરવાની કોઇ શક્યતા નહોતી. એક બીજી કૂતરી ગલુડિયાને પ્રસવ આપી મરી ગઇ, તે બચ્ચું આ કૂતરીને વળગાડવામાં આવ્યું. તેણે માની લીધું કે આ તેનું પોતાનું જ બચ્ચું છે અને ઉછેરવા લાગી. અહીં જે ફરક બે વાતમા દેખાય છે તે માનસિક જડતાનો છે. તેમાંથી એમ સાર નીકળે છે કે કોઇ સાચી સમૃદ્ધિ, કલા કે વારસો સાચવી રાખવા આપણે અશક્ત છીએ.

## રાજકારણના ચકાવામાં

ભારતમાં ગાયોનું સ્થાન વિશિષ્ટ છે હજારો વર્ષથી. કોઇપણ પશ્ચિમના માનવીને બળદ, ગાય, ભેંસ, ખચ્ચર, કુક્કર, અને બકરી વચ્ચે પશુ તરીકે ભેદ લાગતો નથી. કૃષ્ણની બંસીના સૂરે નાચતું ગાય અને ગોવાળિયાનું ધણ ભારતવાસી માટે, ગોઠીમાં મળેલી દૃષ્ટિનું ઘોતક છે. એટલે ગૌવધ ઉપર તાજેતરમાં ધર્માત્માઓ અને રાજકારણના ધુરંધરો વાવટોળ ઊભો કરી રહ્યા છે અને ચૂંટણી આવતા સુધીમાં બિચારી ગાવલડીનું શું બનશે તેની આગાહી થઇ શકતી નથી. કાં તો બિચારી તે આધુનિક કતલખાનામાં કસાઇ પડશે અથવા

કેંતર લોકોની સહાનુભૂતિ ગુમાવી બેસશે. અથવા ભેંસ, પાડા અને બકરાની કતલ મોટા પ્રમાણમા થશે. જીવદયાની દષ્ટિએ ગાય પ્રેમીઓની ઇચ્છા એવી નહિ હોય કે ગાયને બદલે બીજા જાનવરોની કતલ ભલે થાય કોઇ પણ જીવની હિંસા ભારતની રગમા નથી ગાયને રાજકારણમા શા માટે દાખલ કરાય છે? ચૂંટણી જીતવા? જેને જેને ગાય માટે પ્રેમ અને લાગણી છે તેણે સમજી લેવું ઘટે છે કે છાપાઓમાં ચર્ચા કરવાથી એ ગરીબ પ્રાણીને પારાવાર નુકસાન થશે. તેનામા તેત્રીસ કોટિ દેવોનો વાસ છે તે સ્વીકારી તેના નસીબ ઉપર તેને છોડી દો! pleasel!

## મુખડા દેખો..!

ત્રિપક્ષીની ગર્જના પૂરી થઇ મનીલા અને ગોરખોમાં પણ આવી પરિષદો ભરાઇ ગઇ. આપણે માટે તો આ પરિષદે રઢિયાળું આભલું પૂરું પાડયું. તેમા મોઢું જોવથી ખ્યાલ આવે કે શિખર તો દૂર છે. હજુ તળેટીમા જ આળોટીએ છીએ! અશોક હોલમા ચકધા કરકે કે ધ્વનિવર્ધક યોજના તૂટી પડે, એ તો જાણે સમજ્યા, મહાનુભાવો માફ કરશે. પણ નાસર જે ચાબખો મારી ગયા કે અમે તો કોઇની મદદ લેતા નથી-લેવી બંધ કરી છે અને પગભર શિક્ષા છીએ—તેના સોળ ભારે ઊઠયા! અમેરિકામા જે સામાન્ય મત દર્શાવવામાં આવ્યો કે બિન જોડાણવાળા રાજ્યો તટસ્થી આબરુ બચાવવા એકઠા મળે છે તે સાવ ખોટું નથી. શુભેચ્છાનું પોટલું માથે મૂકી, અવારનવાર મળવું અને સહયોગ વધારવો તે પણ થાય તો ઘણું છે. આરબ રાજ્યોમાં જે સંઘર્ષ ચાલી રહ્યો છે અને પશ્ચિમ નાસર વિરોધીઓની પીઠ થાબડે છે તેમાં ભારત પણ આવી જાય છે ઇસ્લામી જૂથ અને ચીનને પડખે રહી, પાકિસ્તાન ઘાણું નુકસાન ભારતને કરાવી શકે છે.

## પરંપરા

ગમે ત્યારે આવી ચડે તેનું નામ અતિથિ તેમ ગમે ત્યારે થાય તે અકસ્માત. વેલ્સના એક ગામડામાં કોલસાની ખાણ પાસેથી ભૂકીનો ડુંગર ધસી પડતા, શાળાનાં સોથી દોઢસો વિદ્યાર્થીઓ મરણ પામ્યા; કોસી નદીમાં હોડી ડૂબી જતાં સો માનવીના મૃત્યુ; મનીલાના અખાતમાં બે જહાજો ટકરાતા ૭૦ જણનું અવસાન, મોરબીર જીલ્લાના લખીસરાઇ સ્ટેશને પાટા ઉપર ઊભેલા ૩૦–૪૦ પેસેન્જરો ધસમસાટ આવતી ગાડી નીચે કપાઇ ગયાં! છેલ્લો પ્રસંગ અટકાવી શકાયો હોત, જો રેલ્વે સત્તાવાળાઓએ દશેરાની ભીડ અંગે ઓવરબ્રીજનો ઉપયોગ કરવા બંદોબસ્ત રાખ્યો હોત. આ બધું રાડયા પછીનું ડહાપણ છે. સદોબા પાટીલની વાત સાચી છે રેલ્વે પ્રધાન આમા શુ કરે? સ્ટેશનમા ઓવરબ્રીજ છે એટલે તેમની જવાબદારી પૂરી થઇ. એક સૂચન કરવાનુ મન થાય છે. અમદાવાદમા, ગુજરાતને લાગે વળગે છે ત્યા સુધી, મીટરગેજ સ્ટેશન અને બ્રોડગેજ સ્ટેશન વચ્ચે આવુ ભયસ્થાન છે. ઉત્તર ગુજરાત તેમજ સૌરાષ્ટ્રના થોકબંધ મુસાફરો અહી ગાડી બદલે છે. અને વહેલી બેઠક મેળવવા, પાટા ઓળંગી સમય બચાવે છે. રેલ્વે મજૂરો આમા સાથ આપે છે. કોઈ ગંભીર હોનારત સર્જાય તે પહેલા, પોલિસની મદદથી, ઓવરબ્રીજનો ઉપયોગ કરવા મુસાફરોને સમજાવવુ શક્ય નથી?

## અશોચ્યાન્

ગુજરાત યુનિવર્સિટીના કલાવિભાગના 'ડીન' તરીકે તેમજ ઉપકુલપતિપદ માટેની મધ્યમે ચૂંટણીમા વિજયથી નીવડનાર શ્રી ઉમાશંકર જોશી પ્રખર વિદ્વાન અને અગ્રિમ સાહિત્યકાર તો છે જ, પણ રાજકારણથી અલિપ્ત હોવાને કારણે મતદારોને આકર્ષી ગયા. શ્રી મગનભાઇ બે હોદ્દાની મુદત સુધી ઉપકુલપતિપદ શોભાવતા હતા, અને તેમને જોઇતી તક મેળવી શક્યા હતા રાજકારણના જે વાયરા ફૂંકાય છે તેમા તેમના પરાજય માટે અફસોસને સ્થાન નથી, કેમકે હાર અને જીત બન્ને મળીને જ જીવન બને છે. આજે કેળવણીમા ક્રાન્તિની જરૂર છે તેમજ તે નવી દષ્ટિ માગે છે ત્યારે એક તાજગીભર્યા વિદ્વાન ઉપકુલપતિપદે આવે તેમાં અજુગતુ પણ કાઇ નથી શ્રી ઉમાશંકરે પોતાને અભિનંદન આપતા વિદ્યાર્થીઓને કહ્યું હતું. "તમારામા વરાળની શક્તિ છે; તેનો ઉપયોગ થાય

[ તો મોટી વાત છે અને હવામાં વેડફાઈ જાય તો કમનસીબી છે" વિદ્યાર્થીની આવી વરાળશક્તિનો તેઓ ગુજરાત અને દેશ માટે ઉપયોગ કરે તેવી મહેચ્છા અવશ્ય રાખશું.

## શિક્ષકનો દરજ્જો

યુનેસ્કોના મુખપત્ર 'કુરિયર' ના સપ્ટે. '૧૬ અંકમાં શિક્ષકની બેહાલ સ્થિતિ અને દરજ્જા તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. વિશ્વભરમાં શિક્ષકનું સ્થાન મોભાનું બની રહે, સમાજમાં તેની પ્રતિષ્ઠા થાય અને તેના વેતનમાં સુધારો થાય તેવો પ્રયાસ વિશ્વસંસ્થાએ કરીને 'ગુરુજનો' ની અમૂલ્ય સેવા કરી છે એમ તો આપણા રાષ્ટ્રપતિ એક આદર્શ શિક્ષક છે, અને તેમનો જન્મદિવસ 'શિક્ષકદિન' તરીકે ઉજવાય છે. વળી આપણા દેશમાં મૌખિક સહાનુભૂતિ તો શિક્ષકને ખૂબ મળી છે, મળતી રહે છે પરંતુ ગરીબ દેશ હોવાને કારણે, શિક્ષકને મળતા વેતનમાં ધાર્યો સુધારો થઈ શકતો નથી. શિક્ષકની સંસ્થા વિશ્વ વ્યાપી છે તે કોઈ પણ વાદથી પર છે વિદ્યાદાન એકજ તેનો ધર્મ છે. વિશ્વસંસ્થાએ દરેક રાષ્ટ્રના શિક્ષકોની માંગણી આવકારી, તેમના ઉજ્જવળ ભાવિ માટે સંકલિત પ્રયાસો કરવા જોઈશે.

## વીર: વતન ફરે છે

ભારતના એક સપૂતની રોમાંચક કહાણી દેશ વાસીઓને સપ્ટેમ્બરની ૧૭મી એ તાજી થઈ. વતન માટે ન્યોચ્છાવરી કરનાર વીસમી સદીના આરંભકાળમાં ડૉ. ચંપકરામન પિલ્લાઈ દેશ કાજે અને સ્વતંત્રતા માટે ઝઝૂમ્યા. ''૦ માં અઢાર વર્ષની ઉંમરે તેમણે દેશ છોડયો અને જર્મનીમાં જઈ વસ્યા. ૧૯૩૪ના મે માસમાં બર્લિન ખાતે શંકાસ્પદ સંજોગોમાં ઝેરની અસરથી તેમનું અવસાન થયું. આ બધો સમય તેમની ચળવળ ચાલુ હતી બ્રિટિશ ગુપ્તચરો તેમના ઉપર ચાંપતી નજર રાખતા તેમના માથા સાટે એક લાખ પૌંડનું ઇનામ જાહેર થયેલું. આ બધાને ટક્કર મારી, ડૉ. પિલાઈએ દેશવાસીઓને પરદેશમાં એકત્રિત કર્યા, સભાઓ ભરી; બુલેટીન બહાર પાડયા. તેમના જીવનમાં એક પ્રતિજ્ઞા લીધી હતી કે સ્વતંત્ર ભારતના, ત્રિરંગી ઝંડો ફરકાવતા નૌકાદળના યુદ્ધ જહાજમાં જ વતન પાછા ફરવું. મૃત્યુ પછી તેમની અસ્થિ પત્ની લક્ષ્મીબાઈ પાસે મુંબઈ ખાતે હતાં. મૃત્યુ પછી બત્રીશ બત્રીશ વર્ષ બાદ, પ્રજાકીય સરકારે તેમનું અપૂર્ણ સ્વપ્ન સાકાર બનાવ્યું, અને તેમનો અસ્થિકુંભ ભારતના પ્રથમ યુદ્ધ જહાજ 'દાલ્હી'માં મુંબઈથી કોચિન લઈ જવામાં આવ્યો. આ દૃશ્યને સ્વર્ગસ્થના આત્માએ જોયું હશે તો કેટલો પુલકિત બન્યો હશે? આ સદીનાં ૬૦–૬૬ વર્ષ પછી, જ્યારે દેશ આઝાદ બન્યો છે ત્યારે મન વિષાદથી છવાઈ જાય છે. કયાં માતૃભૂમિ કાજે પ્રતિજ્ઞા લેતા માં ભારતીના બેટાઓ અને ક્યાં વિલાસ, કૌભાંડ દોડ અને કાળાં બજારમાં ગૌરવ અનુભવતી સુખહીન પ્રજા!

## વહાણુ (બહાર) વટા કરાર!

ચીન અને પાકિસ્તાને વહાણવટા કરાર કર્યો છે જેથી ચીનના વહાણો પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાનના બંદરોએ છૂટથી આવી શકશે. આ વહાણમાં છૂપી રીતે લશ્કરી સરંજામ અને લડાયક સામગ્રી આવી શકશે અને હિંદી મહાસાગરમાં પગદંડો જમાવી શકશે. તાશ્કંદ કરાર પછી, એક બાજુ ખતરનાક પરિસ્થિતિ સર્જવા, પાકિસ્તાન રાત અને દિવસ વણથંભ્યા પ્રયત્નો કરે છે ઇરાન પાકિસ્તાનને જોડતા રેલ્વેમાર્ગો અને રસ્તાઓ બંધાઈ રહ્યા છે; તુર્કીથી પણ મદદનો પ્રવાહ વણથંભી રીતે આવે તે માટે બન્ને પ્રમુખો આંતવારે–છાશવારે મળે છે. પૂર્વ બાજુમાં ભારતને રોકી રાખવા, પાકિસ્તાન ચીનને સમજાવી શકશે તેમાં સમજાવવાની જરૂર કયાં છે? બર્મા સુધી, અગ્નિએશિયામાં પંજો લંબાવવાનું ચીનનું સ્વપ્ન જાણીતું છે. છેલ્લા ધર્યુદ્ધમાં પાકિસ્તાનને જે પરાજય મળ્યો છે તે બહુ સાલે છે અને પોતે કંઈક એવું કરી બતાવવા માગે છે કે ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી પ્રાપ્ત થાય. બે દુશ્મનો સામે, દરિયામાં, ભૂમિપર અને આકાશમાં બાથ ભીડવી તે લશ્કરી દૃષ્ટિએ શક્ય છે કે કેમ તે નિષ્ણાતો કહી શકે જો કે ચવાણ સાહેબે તો ઘણીવાર જાહેર કર્યું છે કે ચીન અને પાકિસ્તાન બન્ને સામે લડી

લઇશું. પણ શબ્દોથી યુદ્ધ જીતાતાં નથી. આખા રાષ્ટ્રને તૈયાર કરવું પડશે.

## પાણીની શોધ

આખા જગતમાં મીઠા પાણીની તંગી છે. આ વર્ષે ભારતમાં ઘણાંખરાં રાજ્યોમાં અપુરતા વરસાદને કારણે પાણીની તંગીનો પ્રશ્ન મોખરે આવ્યો છે. ઈઝરાયેલ જેવું રાષ્ટ્ર રણપ્રદેશને હરિયાળીમાં ફેરવવા સફળ થયું છે. સદ્ભાગ્યે આપણે ત્યાં મોટી નદીઓ વહે છે. પણ તેને નાથવાનો પ્રશ્ન તુમારના કાગળમાંથી બહાર આવતો નથી. તાજેતરમાં સોવિયેટ યુનિયનમા અણુધડાકાની મદદથી નદીનો પ્રવાહ વાળવાનો પ્રયત્ન થયો છે. આપણે ત્યાં ગુજરાતમાં સાબરમતી, નર્મદા, તાપી અને મહી જેવી વિશાળ નદીઓ છે પણ તેનો ઉપયોગ થઈ શકતો નથી. તેવી જ રીતે સૌરાષ્ટ્રમાં ભાદર, શેત્રુંજી, ઓઝત, મચ્છુ નદીઓ ઉપર બંધ બાંધવામાં આવ્યા છે પણ તેનો લાભ બહુ ઓછાને મળે છે. ગુજરાત રિફાઇનરીને પાણી પૂરું પાડવા કૈન્ય પદ્ધતિથી મહી નદીના નીચેના સ્તરમાં કૂવા ગાળીને પાણી મેળવવામાં આવ્યું છે. આજ પ્રયોગ બીજી મોટી નદીઓનાં થઈ શકે. ઉનાળો આવશે ત્યાં સુધીમાં પાણી માટેનો પોકાર એટલો ઉગ્ર બની જશે કે તે વખતે 'પાણી' નું જ રાજકારણ ઠેરઠેર બની જશે. સ્વસ્થ ચિત્તે અને શાંતિથી પાણીનો પ્રશ્ન હલ કરવામાં આવે તો ખર્ચ ઓછો થાય અને બહોળા જનસમુદાયને લાભ મળે. પીવાના પાણીનો પ્રશ્ન ઉકેલતાં ખેતીવાડી માટે પણ ઉકેલ સહેજે આવશે. મોટા ભાગનાં શહેરો તેમજ ગામડાંને પીવાનું ચોખ્ખું અને સ્વચ્છ પાણી મળતું નથી. વડોદરા જેવા શહેર માટે પણ હજુ યોજના વિચારાય છે. રાજકોટ, ભાવનગર, જેતપુર, પોરબંદર, જૂનાગઢ, જામનગર–બધાને જ પાણી ખપે છે.

## અજ્ઞાત દાન

શિક્ષકોના મહાવિદ્યાલયમાં શિક્ષક ફંડ તરફથી ગરીબ શિક્ષકોને મદદ કરવાની રૂઢિ હતી.

એક દિવસની વાત છે.

આચાર્ય સમયસર કાર્યાલયમાં આવ્યા.

ખૂબ શાંત હતા.

તેમના સૌમ્યભાવ વરસાવતા ચહેરા ઉપર જડાઈ ગયેલી બે આંખો ઓરડામાં ફરી વળી. તે બેઠા.

'અરે!' તેમનાથી ઉચ્ચારાઈ ગયું, 'આવડું જાડું કવર?'

કવર ઉપર શબ્દો હતા :

પ્રતિ આચાર્ય સાહેબ,
એમ. બી. પટેલ કોલેજ ઓફ એજ્યુકેશન,
સરદાર પટેલ યુનિવર્સિટી,
વલ્લભવિદ્યાનગર (ગુજરાત)

પ્રેષકે પોતાની એક પણ નિશાની કવર ઉપર જણાવી ન હતી. કવર ટપાલમાં નહોતું આવ્યું, તે ટિકિટ અને સિક્કા વગરનું હતું.

આચાર્યને અંદરથી રૂપિયા પચાસની નોટો મળી. સાથેની એક નાનકડી ચીઠ્ઠીમાં લખ્યું હતું : 'શિક્ષક ફંડ માટે-એક ભૂતપૂર્વ વિદ્યાર્થી'.

આ બનાવ સપ્ટેમ્બર ૧૯૬૬માં બન્યો.

ધન્ય છે એ અજ્ઞાત હૈયાને કે જેમાં ગરીબ શિક્ષકતાલીમાર્થીઓ પ્રત્યે મદદની ભાવના જન્મી!

—મધુકુંજ પટેલ

સત્ય ઘટના

# આ તો ધર્માદાનું કામ લેખાય

**પ્રવાસી**

કેશોદમાં સોરઠ ક્ષય નિવારણ સમિતિ તરફથી ટી. બી. હોસ્પિટલનું નિર્માણ કાર્ય ચાલી રહ્યું છે. એક બે મિત્રો સાથે એ કામ જોવા માટે હું ત્યાં જઈ ચડયો. ત્યાંના વ્યવસ્થાપક સાથે અમારી વાતચીત ચાલતી હતી ત્યાં બગીચામાં પ્રામણાં ગામનો એક મજૂર દોડતો આવ્યો અને વ્યવસ્થાપકને કહ્યું, "રાણીંગપરાના એક જુવાનને વીંછી કરડયો છે તમારી રજા હોય તો એનો વીંછી ઉતારી દઉં."

"વીંછી ઉતારવા જેવા પરોપકારી કામ માટે વળી રજા લેવાની હોય નારણભાઇ! જાઓ જલ્દી જો એનો વીંછી ઉતારતો હોય તો," વ્યવસ્થાપકે જવાબ આપ્યો.

"ક્યાંય જવાનું છે જ નહીં. ગામમાં મારી તપાસ કરી પણ હું ત્યાં હતો નહીં એટલે બાપડાને કેશોદ દવાખાને લઈ જાય છે. અહીં મને ભાળી ગયા એટલે ગાડું ઊભું રાખ્યું." નારણભાઇએ સ્પષ્ટતા કરી.

"અરે ભલા માણસ! એમા રજા લેવા શું આવ્યા?" વ્યવસ્થાપકે આશ્ચર્ય સાથે પૂછ્યું.

"મારે ઘેર કોઇ બોલાવવા આવે નો તો લાખ કામ પડતા મૂકીનેય હું એમની ભેગો હાલી નીકળું છું. પણ અહીં તો તમારે ત્યા મજૂરીએ આવ્યો છું તમરી રજા વિના મારાથી કામ ખોટી કેમ કરાય?" નારણભાઈએ ખુલાસો કર્યો.

ગામડાગામના લોકોમાં પણ શિસ્તની કેવી ઉમદા ભાવના પડેલી છે એ જોઇને અમે આશ્ચર્ય અને આનંદ અનુભવ્યા.

વ્યવસ્થાપકે નારણભાઇને તાબડતોબ જઈને વીંછી ઉતરતો હોય તો ઉતારવાની સૂચના આપી.

નારણભાઇ કઇ રીતે વીંછી ઉતારે છે એ જોવાની અમને પણ જિજ્ઞાસા થઈ એટલે અમે પણ એમની પાછળ પાછળ ચાલ્યા.

હોસ્પિટલના બગીચાના દરવાજે એક ગાડું ઊભું હતું. ગાડામાં ૨૦–૨૦ વર્ષનો એક જુવાન અર્ધબેભાન અવસ્થામાં પડયો હતો. નારણભાઈએ એ જુવાનને બગીચામાં લઇ આવવાની સૂચના આપી. જુવાન ચાલી શકે એમ હતો નહીં. એની સાથે આવેલ એક બહેન તથા ગાડા ખેડુ એને ઉપાડીને લગભગ ઢસડીને બગીચામાં લઈ આવ્યા.

હોસ્પિટલના પગીની ઓરડીમાંથી નારણભાઇ મુઠ્ઠી ભરીને રાખ લઇ આવ્યા અને જુવાન પાસે બેઠા. કયા વીંછી કરડયો છે એમ જુવાનને પૂછ્યું પણ જવાબ કોણ આપે?

ખેતરમાંથી કાળોતરો વીંછી કરડયો. તમારી ખબર કાઢી પણ તમે મૂએ ગયાના વાવડ મળ્યા. ક્યાં ગયા છો એના વાવડ મળ્યા નહી.

મારી તો મતિ મૂંઝાઇ ગઇ અમે રયા દેહ વરણના. અમને ગાડુંય કોણ આપે? પણ ખેડૂને દયા આવી અને એણે ગાડું જોડયુ. કેશોદ દવાખાને જતા'તા સારું થયુ કે તમને ભાળી ગયા. નકર કેશોદ ભેગા થવાની આશા નોતી" જુવાનની સાથે આવેલા બેને કરગરતાં અવાજે એક શ્વાસે કથની સંભળાવી.

'કાંઇ ફકર નહીં બેન બાપા! જુવાનનો બોલતો નથી પણ એને વીંછી કયા કરડયો છે એની ખબર હોય તો ઉતારવાનું સૂઝે?" નારણભાઇએ કહ્યું.

બેને પગના પોચા ઉપર ડંખનો ડાઘ બતાવ્યો. નારણભાઇએ રાખની ચપટી લીધી. ડાઘ ઉપર અને પગ ઉપર રાખ ઘસી. મનમાં કઇંક બોલતા હતા એ તો સંભળાયું નહીં. થોડી વાર પછી જુવાનના કાનમાં મોટા અવાજે પગ ખખેરવાની સુચના આપી.

જુવાન જાણે ઝબકી જ જાગી ગયો હોય એમ એણે આંખો ઉઘાડી અને નારણભાઇની સૂચના મુજબ પગ ખંખેર્યો.

"હવે ક્યાં સુધી આવ્યો?" નારણભાઇએ પૂછ્યુ.

જુવાને મૂગાં મૂગા સાથળના મૂળ તરફ ઇશારો કર્યો.

નારણભાઇએ ફરી મનમા કંઇક મંત્ર બોલતાં

બોલતાં રાખની ચપટી લઈને પગની પીંડીમાં માલીશ શરૂ કર્યું અને થોડી વારે ફરી પગ ખંખેરવાં જણાવ્યું. જુવાન હવે ભાનમાં હતો. એણે પગ ખંખેર્યો અને વગર પૂછ્યે ગોઠણ ઉપર ઈશારો કર્યો.

નારણભાઈએ ફરી એની એ ક્રિયા ચાલુ રાખી. જુવાને પગ ખંખેર્યો અને પગની ઘૂંટી સુધી વીંછી ઉતરી ગયાનું જણાવ્યું.

નારણભાઈએ વધુ એક વખત મંત્ર સાથે રાખની ચપટી લઈ ડંખ. ઉપર ચોળી. અને જુવાનને પગ ખંખેરી કહ્યું કે હવે ડંખ ઉપર તમતમ થાય છે.

"જા હવે વીંછી ઉતરી ગયો. ત્રેવડ હોય તો કૂતરાને એક રોટલો નાખજે. થઈ જા બેઠો! અને સીધો ખેતરે, જઈને કામે લાગી જા." નારણભાઈએ રાખવાળા હાથ ખંખેરતા ખંખેરતા કહ્યું.

અને અર્ધ બેભાન અવસ્થામાં ઢસડીને લાવવો પડેલો જુવાન સડક દઈને ઊભો થઈ ગયો.

"ભગવાન તમારું ભલું કરશે." એને છેટેથી દુઃખણાં લઈને અંતરના આશીર્વાદ આપ્યા.

ગાડા ભેડૂ રાણીંગપરા તરફ અને જુવાન તથા એમની બેન ખેતર તરફ રવાના થયા.

મંત્રથી વીંછી ઉતારવાની વાત તો ઘણીયે સાંભળી હતી. પરંતુ મજૂરીએ આવતો ગામડા ગામનો માણસ ઘડીના છઠ્ઠા ભાગમાં આમ રમતાં રમતા વીંછી ઉતારી નાખે અને અર્ધબેભાન અવસ્થામાં ગાડે નાખીને લાવવા પડેલા જુવાનને સીધો મજૂરી માટે ખેતરે મોકલી આપે એ જોઈને અમે છક થઈ ગયા.

"નારણભાઈ! તમે વીંછી ઉતરી ગયો છે એમ માનીને જુવાનને ખેતરે મોકલ્યા. પણ પાછો વીંછી ચડશે તો?"

વ્યવસ્થાપકે સંદેહ વ્યક્ત કર્યો.

"વાતમાં શું માલ? એક વખત મેં વીંછી ઉતાર્યો એટલે ચડે જ નહીં. નારણભાઈએ શ્રદ્ધા પૂર્વક જવાબ આપ્યો.

"નારણભાઈ! તમારી પાસે તો વીંછી ઉતારવાની અદ્ભુત શક્તિ છે. વીંછી તો ઘણાયને કરડતા હોય છે. અમને આ વિદ્યા આવડે ખરી?"

ખામણા ગોડવા માટે બગીચા તરફ જવા તૈયાર થયેલા નારણભાઈને મેં પૂછ્યું.

"શું કામ ન આવડે? ભગવાનની મરજી હોય તો તમનેય આવડે." નારણભાઈએ આસ્થા ભર્યો જવાબ આપ્યો. "તમારા કપાળમાં તિલક જોઈને મને થયેલું કે જુવાન હરિજન છે એટલે તમે એને હાથ નહિ અડાડો. પણ તમે એને પગે રાખ ચોળીને વીંછી ઉતાર્યો એથી અમને બહુ આનંદ થયો. ગામડા ગામમાંથી પણ આભડછેટ જવા લાગી છે એ સંતોષની વાત છે." મારી સાથેના હરિજન સેવામાં પરોવાયેલા એક મિત્ર બોલી ઊઠ્યા.

"ગામડા ગામમાંથી એમ તો ઝટ દઈને આભડછેટ જાય એમ નથી. પણ વીંછી કરડે એટલે હું નાતજાતનો ભેદ રાખતો નથી. વીંછીની વેદના તો સૌને સરખી થાય ને?" નારણભાઈએ એમના જીવનમાં વણાઈ ગયેલી સમભાવ અને ઊંડી સમજણનો સાદી ભાષામાં પરિચય આપ્યો.

"વીંછી ઉતારનાર તરીકે આસપાસ તમારી સારી નામના જણાય છે. કંઈ ફી બી લેતા હશો તો તો સારી આવક થતી હશે?" મારી સાથેના એક શહેરમાંથી આવેલા જુવાને પ્રશ્ન કર્યો.

"એ શું બોલ્યા? વીંછી ઉતારવાની તે ફી લેવાતી હશે! આ કામ વૈદ દાકતરનું, ફી લઈએ તો મંત્ર વિદ્યા એક દિ'યે ટકે નહીં. ત્રેવડ હોય તો કૂતરાને રોટલો નાખે ઈ મારી ફી. આ તો ધર્માદાનું કામ લેખાય." નારણભાઈએ જવાબ આપ્યો અને ઉતાવળા ઉતાવળા બગીચામાં પહોંચી જઈ ખામણા ગોડવામાં લાગી ગયા.

'ગામડા ગામમાં કેવી અદ્ભુત શક્તિ પડેલી છે! અને કેવી ઉદાત્ત ભાવના! એમની પાસે તત્ત્વજ્ઞાનની બુદ્ધિ કે ભભકભરી ભાષા નથી. પરન્તુ એમના જીવનમાં વણાઈ ગયેલું તત્ત્વજ્ઞાન સાદી અને સરળ ભાષામાં પણ તેઓ કેટલી સચોટ રીતે વ્યક્ત કરી શકે છે!" વ્યવસ્થાપકે કહ્યું. અમારા ખંડમાં આવીને અમે અમારી વાતોએ વળગ્યા. પરન્તુ થોડી વારમાં જ અમે બીજી વાતો ઉપરથી નારણભાઈના પ્રસંગ ઉપર આવી ગયા. એમણે સાદી સરળ ભાષામાં વ્યક્ત કરેલા સૂત્રો યાદ કરીને અમે પ્રસન્નતા અનુભવતા હતા. એમનું છેલ્લું વાક્ય તો વાતાવરણમાં ભીંડા પડઘા પાડી રહ્યું હતું: "આ તો ધર્માદાનું કામ લેખાય!"

# "દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે...."

ગુલાબદાસ બ્રોકર

[જૈન મુનિઓ અને હરિકથાકારો આપણી આર્ય સંસ્કૃતિનો પ્રચાર વ્યાખ્યાનો અને કથાઓ દ્વારા કરી આપણા પવિત્ર ગ્રંથોની સુવાસ ફેલાવવામાં અનાદિકાળથી મદદરૂપ થઈ પડ્યા છે. અઘરા વિષયોને સમજાવવામાં પણ તેઓ એવા સુંદર અને સચોટ દષ્ટાંતો આપી એને રસિક કરી મૂકે છે કે જેની સ્મૃતિ ઘણા વર્ષો સુધી સાંભળનારના હૃદય પટ ઉપર અંકિત રહે છે. આ નીચેની વાર્તા પણ લેખકની એવી જ એક સ્મૃતિની પ્રસાદી છે.]

નાનું એવું છતાં રળિયામણું શહેર હતું. તેને ફરતો કોટ હતો ને કોટની દિવાલને ચારે દિશાએ ચાર દરવાજા હતા. રાત્રિના આનંદપ્રમોદનો સમય પૂરો થતાં અને આરામનો સમય શરૂ થતાં ,ચારે દરવાજા બંધ કરવામાં આવતા અને આખુંય શહેર સ્વસ્થ નિદ્રાને શ્વાસે શ્વસી રહેતું.

શહેરના લોકો વેપારધંધે કુશળ હતા એ શહેરની રોનક અને જાહોજલાલી સિદ્ધ કરતી હતી અને તેમની ધર્મભાવના અને ધર્મશ્રદ્ધા ઉત્કટ હતી એ આવા નાના એવા શહેરમાં પણ અનેક મંદિરોના શિખરો ઉપરથી ઊડી રહી હવાની સાથે ગેલ કરી રહેતી અનેક ધ્વજા પતાકાઓથી પ્રતિપાદિત થતું હતું.

એ ધર્મશ્રદ્ધા માત્ર શહેરના કોટની ચાર દિવાલોની વચ્ચે જ નહોતી પૂરાઇ રહી એ પણ ગામના લોકોએ સિદ્ધ કરી બતાવ્યું હતું. ગામથી એકાદ ગાઉ દૂર વહેતી સુંદર નદીના કિનારાના સુંદરતમ ભાગ ઉપર એક નાનું છતાં રમણીય મંદિર ધર્મધ્વજા ફરકાવતું ઊભું હતું એ આ ગામના લોકની ધર્મભાવનાનું-જ ફળ હતું.

એ મંદિરની રચનાનો ઇતિહાસ આકર્ષક હતો. થોડાં વર્ષો પહેલાં એક વૃદ્ધ સંન્યાસી એમના એક જુવાન શિષ્ય સાથે આ શહેરમા ભિક્ષા અર્થે આવી પહોંચ્યા હતા. ગુરુ-શિષ્યની એ જોડી ગામના લોકોનાં આકર્ષણનો વિષય થઇ પડી હતી. ગુરુની જ્ઞાન ગંભીર શીલવંત સૌમ્ય મુખમુદ્રા અને શિષ્યની તેજોજ્જવલ દીપ્ત કાયા કોઇ પણ જોનારને પોતા તરફ આકર્ષે એ સ્વાભાવિક જ હતું. માત્ર ભિક્ષા લઇ તરત જ એ ગુરુ-શિષ્ય શહેરની બહાર નીકળી જતા એ વાત એ આકર્ષણમા કુતૂહલનો ઉમેરો કરતી. એ કુતૂહલને સંતોષતો વૃદ્ધ ગુરુનો ઉત્તર સચોટ અને સ્પષ્ટ હતો. સાધુ માણસે કદી પણ શહેરની વચ્ચે ન રહેવું જોઇએ. શહેરનાં આકર્ષણોમાં અને પ્રલોભનોમાં કોઇકવાર સંન્યાસીનો વૈરાગ્ય ક્યાંનો ક્યા તણાઇ જવાનો ભય રહે. એટલે તો એ બન્ને ગામથી ગાઉ એક દૂર આવેલા નદી તટ ઉપર એક તૂટેલ ફૂટેલ જેવી ઝૂંપડી બાંધીને પડયા રહેતા અને માત્ર ભિક્ષા અર્થે જ શહેરમા આવતા.

એ ઝૂંપડી કેવી હશે, આખો દિવસ આ બે જ જણા ત્યાં શું કરતાં હશે વગેરે તર્કો અનેક ચર્ચાના વિષય થઇ પડયા. ધીમે ધીમે એક પછી એક નગરજનો વાર તહેવારે અને વિધવિધ સમયે એ ઝૂંપડી તરફ જવા લાગ્યા. સાવ સાદી એવી જગ્યા હતી ને સાદામાં સાદી રીતે એ બન્ને રહેતા હતા. પ્રસન્ન થયેલા નગરજનો સાધુ પાસેથી શહેરમાં ઉપદેશની યાચના કરવા લાગ્યા, પણ ભિક્ષાના પ્રયોજન સિવાય શહેરમાં ન રહેવાનો સંકલ્પ તો ગુરુએ જાહેર કરી દીધો જ હતો. ઉપદેશ સાંભળવો હોય તો એને માટેનું યોગ્ય સ્થળ શહેરની કોઇ સુસજ્જ વ્યાસપીઠ નહિ પણ આ નદીતટ ઉપરની તૂટી ફૂટી ઝૂંપડી જ હતી એમ સમજતાં નગરજનોને વાર લાગી નહિ.

ને ધીમે ધીમે એ સાંભળવા પણ લોકો ત્યાં જ ભેગા થવા લાગ્યા. વૃદ્ધ ગુરુની વાણી પણ તેમના વ્યક્તિત્વ જેટલી જ આકર્ષક હતી અને હૃદયની ઊંડી અનુભૂતિમાંથી એ નીકળતી હોય શ્રોતાઓના હૃદયને પણ એ સીધી સ્પર્શી જતી. સાંભળનારાઓની અને ભક્તોની સંખ્યા ધીમે ધીમે વધતી જવા લાગી અને થોડા સમયમાં તો એ સ્થળ નગરજનોને માટે એક યાત્રાધામ સમું બની ગયું.

ગુરુ વૃદ્ધ થયા હતા અને તેમની કાયા પરિભ્રમણનો ભાર સહી શકે એમ નહોતી. નગરજનોની વિનંતીથી અને પોતાની અને સ્થળની અનુકૂળતા જોઇ તેમણે આ જગ્યાએ જ જીવનનો શેષકાળ ગાળવાનો નિશ્ચય કર્યો નગરજનોએ એમના રહેઠાણ માટે એક નાની એવી છતા સ્વચ્છ અને સુઘડ પર્ણકુટી બનાવી અને ગુરુના દર્શનની સાથે સાથે પ્રભુના દર્શનનો યોગ થાય એટલા ખાતર એ પર્ણકુટીથી થોડે જ દૂર એક નાનું છતાં રમણીય મંદિર બંધાવ્યું.

ગુરુ એમના ઉપદેશમાં દરેક મહાવ્રત ઉપર ભાર મૂકતા અને તે કેટલું દુષ્કર છે તે સમજાવતા. પણ અપરિગ્રહ, અસ્તેય, વગેરે બીજાં બધાં વ્રતોની વાત આવી જાય અને બ્રહ્મચર્યની વાત આવે 'ત્યારે એ દુષ્કર છે' એટલું જ માત્ર કહીને એ એનો બોધ નહોતા કરતાં, પણ ખાસ ભાર મૂકીને ધીમે ધીમે પણ સચોટ રીતે તેઓ બોલતા : "અપરિગ્રહ અસ્તેય વગેરે બધાં વ્રતો દુષ્કર છે પણ બ્રહ્મચર્ય તો દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે." પછી તેની દુષ્કરતા અને તે પાળવાની જરૂરિયાત સમજાવતી વખતે તેમની વાણી અમૃતમય બની જતી અને શ્રોતાવર્ગ આનંદથી ડોલી ઊઠતો, મિષ્ટ અને ઇષ્ટ શ્રવણે ધન્ય બની જતો.

પરંતુ પેલા જુવાન શિષ્યના મનમાં ગુરુના આ પ્રકારના ઉપદેશથી એક જાતનો વસવસો રહી જતો. તેની જુવાન કાયા જેટલી તેજસ્વી હતી, તેટલી જ તેજસ્વી તેની બુદ્ધિ હતી અને તેટલું જ નિષ્કલંક તેનું ચારિત્ર્ય હતું તેને એ નહોતું સમજાતું કે જો બીજાં બધા વ્રતો દુષ્કર છે એમ ગુરુદેવ કહે છે તો આ બ્રહ્મચર્યને ચોરાતાને જ શા માટે ત્રણ વાર દુષ્કર દુષ્કર દુષ્કર કહી તેનું બહુ માન કરે છે ? તે પોતે આજીવન બ્રહ્મચારી હતો અને વર્ષોથી દરેક વ્રતનું સેવન ગુરુની અને શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે કરતો આવતો હતો અને તેમાં ક્યાંયે તેને એક વ્રતથી બીજા વ્રતનું પાલન વધારે મુશ્કેલ નહોતું લાગ્યું. તેથી શ્રોતાજનો વિખરાઈ ગયા પછી અને ગુરુને પૂરતો આરામ મળી ગયા પછી તે ઘણીયે વાર પોતાને મૂંઝવતા આ પ્રશ્નની ગુરુ સાથે ચર્ચા કરતો. ગુરુ હંમેશાં એક જ વાત કહેતા : "મનોબળ મજબૂત હોય અને કસોટીનો કાળ ન આવે ત્યાં સુધી બધાં વ્રતો સરખાં જ મુશ્કેલ અગર સહેલાં લાગે. પણ વૃત્તિઓ જ્યારે કસોટી કરવા તૈયાર થાય ત્યારે બધાંયે વ્રતમાં બ્રહ્મચર્ય વ્રત પાળવું સૌથી મુશ્કેલ છે એ ત્રણે કાળના મહાત્માઓના અનુભવની વાત છે એ માત્ર ચર્ચાથી શી રીતે સમજાવી શકાય ?"

શિષ્યના મનનું કોઇ વાતે સમાધાન થતું નહોતું.

કાળક્રમે એ જ જગ્યાએ ગુરુશ્રી દેવગતિ પામ્યા. નગરજનોએ એમને યોગ્ય માન અને ભક્તિપૂર્વક એમની અંતિમ ક્રિયા કરી અને અત્યંત આગ્રહ કરીને એમના તેજસ્વી શિષ્યને એમના ઉપદેશની ધારા ચાલુ રાખવા માટે પોતાની વચ્ચે રોકી રાખ્યો.

શિષ્યનો ઉપદેશ તો નગરજનોને ગુરુના ઉપદેશ કરતાંયે વધારે પ્રિય થઇ પડયો. ભાવના, વાણી કાયા, ચારિત્ર્યનું તેજ, વગેરે વ્યાખ્યાન આપવા એમનો ત્યારે એવી અદ્ભુત રીતે એકબીજામાં વણાઇ જતાં કે શ્રોતા અને દ્રષ્ટા એ તેજના વર્તુલમાં પોતાનું સર્વ ભાન ભૂલી

મુગ્ધ બની બેઠા રહેતા. મહારાજના જયજયકારથી, વ્યાખ્યાન પછીનો અને પહેલાંનો થોડો સમય, એ નદીતટનો નિર્જન ભાગ પણ હંમેશાં ગાજી ઊઠતો.

આ જુવાન સાધુએ ઉપદેશની ધારા તો જે એના ગુરુદેવની હતી તે જ રાખી હતી પણ તેમાં ગુરુદેવ જે બ્રહ્મચર્ય ઉપર શિષ્યને મતે વધારે પડતો ભાર દેતા તે તેણે કાઢી નાખ્યો હતો. તેને મન બધાં વ્રત સામાન્ય માનવી માટે સરખાં દુષ્કર હતાં અને તેમ જ તે તેના વ્યાખ્યાનમાં કહેતો. શ્રોતાઓ તો ગુરુને તેમની વાતમાં પણ હા ભણતા તેમ શિષ્યને આ તેની વાતમાં હા ભણવા લાગ્યા, અને સમય પસાર થવા લાગ્યો.

એક દિવસ આવી આ નિર્જન જગ્યાએ અકલ્પ્ય એવો બનાવ બન્યો. સાંજની બધી ક્રિયાઓ પતાવી, પ્રાર્થના સમાધિ વગેરે પતાવી હંમેશની માફક શાંત ચિત્તે આ શિષ્ય નિદ્રામાં પડ્યો તે ઘસઘસાટ ઊંઘતો હતો ત્યાં તેને કાને ઝૂંપડીનું બારણું ઠોકતું હોય એવો અવાજ આવ્યો. આવી જગ્યાએ અને આવે સમયે એ વસ્તુ તો અસંભાવિત જ હતી એટલે કંઈ ભ્રમણા હશે એમ માની તેણે ફરીથી નિદ્રામાં ચિત્ત પરોવવા પ્રયત્ન કર્યો પણ ટકોરા વધારે સ્પષ્ટ રીતે અને વધારે વેગપૂર્વક સંભળાવા લાગ્યા. આળસ મરડી પથારીમાંથી બેઠા થઈ તેણે ઝૂંપડીનું બારણું ઉઘાડ્યું.

બારણું ઉઘાડતાં જ બહાર જે દૃશ્ય જોયું તે, આશ્ચર્યમૂઢ બની, પોતાની આંખને પણ ન માનતો હોય તેમ, સાધુ જોઈ જ રહ્યો અકલ્પ્ય એવી વાત હતી. બારણામાં જ ગભરાયેલી હરિણી જેવી એક જુવાન સ્ત્રી ઊભી હતી. તેની છાતી શ્વાસે ધડકી રહી હતી, તેના કેશ આડાઅવળા વિખરાયલા હતા. તેના મુખ ઉપર ચિંતા ઉદ્વેગ ભયની રેખાઓ પથરાઈ ગઈ હતી, તેની આંખોમાંથી આંસુ વહ્યાં જતાં હતાં.

"મહારાજ" તે ગદ્‌ગદ કંઠે બોલવા ગઈ ત્યાં મહારાજે જ જરા કઠક સ્વરે પૂછ્યું :

"કોણ છો બહેન તું ? આવે સમયે અહીં શા માટે આવી છે ?"

"હું બધી જ વાત કહું, જરા મને અંદર..." રોતાં રોતાં બાઇ બોલે ત્યાં તો મહારાજ ફરી બોલ્યા.

"આ તો બ્રહ્મચારીની પર્ણકુટિ છે, બહેન આમાં સ્ત્રીથી પ્રવેશ ન થઈ શકે."

"પણ હું ...આવી રીતે...એકલી......."

બાઇ કંઈ સ્પષ્ટ બોલી શકતી નહોતી રુદન અને ભય તેના શ્વાસને પણ જાણે રોકી રાખતાં હતાં.

પણ એ તો નિયમ જ હતો, અફર અને અચલ બ્રહ્મચારીથી એકાંતમાં કોઇ સ્ત્રી સાથે એક ઘરમાં રહી ન શકાય. આ જુવાન સાધુ પણ વ્રતનિયમમાં અને તેના પ્રત્યેની શ્રદ્ધામાં કોઈથી ઊતરે એમ નહોતો એટલે એ સ્ત્રીને અંદર આવવા દેવાનો તો પ્રશ્ન જ નહોતો. પણ એનો અર્થ એ ન હતો કે તે તદ્દન દયાહીન હતો. રોતાં કકળતાં વિનંતી વીનવણીઓ કરતાં કરતાં બાઈએ કહેલી વાત તેણે પૂરેપૂરી સાંભળી એ સાંભળતાં બાઈના મનમાં કશો દગો કે દુર્વિચાર નહોતો તેની પણ તેને ખાતરી થઈ. પણ કરવું શું ? ધર્મસંકટમાં પોતે સુકાઇ ગયો હોય તેવું તે આખી કથની સાંભળ્યા પછી સાધુને લાગ્યું.

વાત આમ હતી. તે દિવસે મોડી સાંજે એ બાઇને પોતાના પતિ સાથે કોઈક નાની વાતમાં તકરાર થઈ. નાની વાતે મોટું સ્વરૂપ લીધું અને વાત વધી પડી. પતિએ એને ખૂબ મારી ગાઈ સામું બોલી. પતિએ એને ઘરમાંથી કાઢી મૂકવાની ધમકી આપી અને "જા નીકળ મારા ઘરમાંથી" કહી ધક્કો માર્યો. ગુસ્સામાં અને આવેશમાં બાઇ પણ ઘરમાંથી નીકળી ગઇ

તે દૂર દૂર ચાલી ગઇ પોતે ક્યાં જાય છે, શું કરે છે તેનું તેને ભાન નહોતું. ગામની

હદ તો ક્યાંની ક્યાં રહી ગઈ અને પોતે તો ચાલી જ જતી હતી ઠંડી વધવા લાગી અને જરા ગુસ્સો ઓછો થવા લાગ્યો ત્યારે તેને ભાન આવ્યું. પોતે શહેરથી બહુ દૂર નીકળી આવી હતી અને માથે ચંદ્ર પણ ચડી ચૂક્યો હતો બાઈને બીક લાગી. ઉતાવળી જેમ તેમ દોડતી આખડતી તે શહેર પાસે પહોંચી શહેરના દરવાજા બંધ થઈ ગયા હતા વડેવી સવાર પહેલાં તે ઊઘડે એમ હતું નહિ." ક્યા જાઉં ? શું કરું ?" એ વિચારે એ બેબાકળી બની. અંતે એને યાદ આવ્યું કે સન્યાસી મહારાજની પર્ણકુટિમાં પોતે ગમે તેમ કરી રાત વિતાવી કાઢશે અને સવારના પહોરમાં ગામમાં દાખલ થઈ જશે.

પણ એ વાત તો અશક્ય જ હતી. પર્ણકુટિમા સ્ત્રીને રખાય જ નહિ અને તેય આખી રાત ? સાધુ એ વાત તો વિચારી શકે તેમ હતું જ નહિ. પણ તો શું કરવું ? આવી એકાંત રાત્રિએ એકલી સ્ત્રીને આ વનવગડામા રઝડવા દેવાય ?

વિચાર કરતાં સાધુને એક સરસ ઉપાય સૂઝી ગયો. તેણે ઉમંગથી કહ્યુ :

"જો બહેન, ક્રોધ આપણને કેટલા પરવશ બનાવે છે એ તેં જોયું ને ? હવે એથી સભાળજે. પણ અત્યારે તું એમ કર. આ સામે મંદિર છે તે ઉઘાડું પડ્યું છે. ત્યા નથી કોઈ પૂજારી કે નથી કોઈ રખેવાળ એટલે તારી મર્યાદા જળવાશે. તું એમાં સૂઈ જઈ આખી રાત કાઢી નાખજે. અંદરથી બારણું બંધ કરજે. બારને ભોગળ પણ છે એ પણ અંદરથી બંધ કરી દેજે એટલે તને કોઈ જાતનો ભય ન રહે."

"ને" પછી જરીવાર રહી તેણે ઉમેર્યું. "જો બહેન, તુ સ્ત્રી છે અને વળી એકલી છે એટલે કહું છું હો ! માણસના મનનો ભરોસો નહિ. કોઈ પણ ગમે એમ કરી તને રાત દરમિયાન બારણું ઉઘાડવા કહે તો એ વાત સાંભળતી જ નહિ, હો ! હું કહું તો યે નહિ."

મહારાજનો ઉપકાર માની બાઈ મંદિરમાં ગઈ અને બારણું વાસી દીધું. પળ એક મહારાજ એને ચાલી જતી જોઈ રહ્યા. અને પછી આજુબાજુ નજર કરી. ચારે બાજુ ચંદ્ર પોતાનું સ્નિગ્ધ તેજ ફેંકી રહ્યો હતો અને પ્રકૃતિ રમણીય બની ગઈ હતી આવી સુંદર સૃષ્ટિમાં પણ માણસ પોતાને હાથે કેવુ દુઃખ વહોરી લે છે એ વિચારે એ નિઃશ્વાસ નાખી મહારાજે પણ પોતાની ઝૂંપડીનું બારણું બંધ કર્યું અને પાછો સૂઈ જવા પથારીમાં પડ્યો.

પણ આ વખતે તેને ઊંઘ ન આવી. માણસજાત વિનાકારણ કેટલા રાગદ્વેષમાં, કેટલા વેરઝેરમા સળગી રહી છે ! નાહતર સૃષ્ટિ તો કેટલી સુંદર છે ! ને આ રાત્રિ પણ........

શાસ્ત્રોમાં, પુરાણોમાં, કથાઓમાં કાવ્યોમાં વાંચેલા ક્રોડાના અનેકાનેક વર્ણનો સંન્યાસીનાં હૃદય સમક્ષ ખડાં થઈ ગયા જેમ જેમ એ બધા દૃશ્યોને હૃદયમાંથી હટાવી કાઢવાના સંન્યાસીના પ્રયત્ન વધતા ગયા તેમ તેમ વધુને વધુ દૃશ્યો નયન સમક્ષ ઊભરાવાં લાગ્યાં ને એ બધાના મધ્યસ્થાનમાં અત્યારે પેલા મંદિરમાં પુરાયેલી સ્ત્રીની આકૃતિ ગોઠવાઈ જવા લાગી.

એ જ વિચારોએ કોઈ દિવસ નહિ અને આજે સંન્યાસીનુ ચિત્ત ચડી ગયું. આ સંસારની વિચિત્રતા ઉપર તેને હસવું પણ આવ્યું. રૂપ, યૌવન, વૈભવ, વિલાસ કેટલા બધા માણસો ઝંખે છે, અને જેને મળે છે એ આમ એની કિંમત સમજ્યા વગર લાત મારીને એમને હાંકી કાઢે છે ! પણ શા માટે આ બધું ઝંખતા હશે લોકો ? એમા શી મઝા હશે ? એ બધી વૃત્તિઓના ગુલામ થવામાં જીવનનું સાફલ્ય પણ શુ ?

પણ જીવનને ભોગે પણ એ મેળવવામાં જગતને મઝા આવતી જ હશે ને ? એવું અલભ્ય સુખ હશે એમાં ? સાધુ જુદા જ વિચારોએ ચડી ગયો. એ સુખ હોય તો કેવું હોય ? નારીમાં એવુ આકર્ષણ શા માટે ? પોતાને

પણ આટલાં વર્ષે એનાં વિચારો કેમ આવે છે? એ વિચારધારા ધીમે ધીમે, અજાણપણે પેલી સ્ત્રી, એનું યૌવન, એનું સૌંદર્ય એ બધા તરફ જ સાધુના વિચારોને દોરવા લાગી. ન અનુભવેલા ભાવ તેણે અનુભવ્યા અને કલાક બે કલાકમાં તો એ ને એ જ વિચારોને બળે તે હતબુદ્ધિ બની ગયો.

તે પથારીમાંથી ઊઠયો અને ઝૂંપડી ખોલી બહાર નીકળ્યો. સુંદર રાત્રિએ તેનું સ્વાગત કર્યું. ચંદ્ર તેની સામે હસી રહ્યો. સરિતાનાં જલ કિલકિલાટથી તેમને આમંત્રી રહ્યાં. ને પેલા મંદિરના દ્વાર પાછળ પુરાયેલી સ્ત્રીની સૌંદર્યમય કાયા જાણે તેને કોઈ ભયંકર બળથી પોતા તરફ ખેંચી રહી.

આવેશમાં ને આવેશમાં તે મંદિર સુધી પહોંચ્યો. બારણું ધીમેથી હડસેલી જોયું. તે બંધ હતું એણે જોરથી ધક્કો માર્યો. અંદરથી ધ્રૂજતો અવાજ આવ્યો: "કોણ?"

"એ તો હું છુ, સંન્યાસી."

"શુ કામ પડયુ, મહારાજ?"

"બરોબર સગવડ મળી છે ને? કંઇ મુશ્કેલી નથી ને? એ પૂછવા આવ્યો હતો."

"આપની કૃપાથી બધું બરોબર છે. મહારાજ."

મહારાજ મુંઝાયો. ફરી બે ક્ષણ પછી તેણે બારણું ઠોકયું:

"જરા બાર ઉઘાડજો તો."

"આપે જ કહ્યું છે, ગુરુદેવ, કે હું કહું તોયે તારે બારણું ન ઉઘાડવું તે હું નહિ જ ઉઘાડું." ભયભર્યો અવાજ અંદરથી આવ્યો.

સાધુએ ખૂબ ખેંચતાણ કરી, કાલાવાલા કર્યાં, વિનંતિ વિનવણીઓ કરી, ધાકધમકી આપી પણ પેલી સ્ત્રી એકની બે ન થઈ તે ન જ થઇ. થાકીને સંન્યાસી બીજે કોઈ રસ્તે અંદર જઇ શકાય તેમ છે કે નહિ તે જોવા મંદિરની ચારે બાજુ ઘૂમવા લાગ્યો, તેનો શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતો હતો, ભાન સાન બધું તે ગુમાવી બેઠો હતો, તેના શરીરના અણુએ અણુ એ મંદિરની અંદર પ્રવેશ કરવા તરસતું હતું.

મંદિરની પાછલી દિવાલમાં એક નાની બારી જેવું બાકોરું હતું. સાધુને થયું કે આમાંથી કદાચ પ્રવેશ મળે. અંદર બાઈ રોતી હતી, મહારાજને પાછા ચાલી જવા પ્રાર્થના કરતી હતી, પણ એ બધું સાંભળનારાં મહારાજના કાન અને હૃદય તો કયાંના કયાં કોણ જાણે ચાલી ગયાં હતાં. રહી હતી તેની પાસે માત્ર એક તૃષ્ણા, એક કામના. એના પ્રેરાયા તેણે એ નાની બારીમાંથી પ્રવેશ કરવાનો પ્રયત્ન કરી જોયો. પણ તેનું ધડ મોટું હતું અને બારી બહુ નાની હતી. ફરી વિચાર કરતાં તેને લાગ્યું કે આમ ન જવાય તો કદાચ પગથી પહેલાં પ્રવેશ કરું તો ગમે તેમ કરી સંકોચી લઇને પણ શરીરને અંદર પ્રવેશ કરાવી શકીશ. વધુ વિચાર્યા વિના તેણે બાકોરામાં પગ નાખ્યા અને કમર સુધી પોતે અંદર ઘૂસી ગયો.

પણ કસાયેલું શરીર કમરેથી પાતળું અને છાતીએથી વિશાળ હતું. જોરદાર પ્રયત્નમાં એ અંદર તો ન દાખલ થઇ શકયું પણ એ બારી જેવા બાકોરામાં એનું ચોકઠું એવું તો જડબેસલાક ગોઠવાઈ ગયું કે ન તે અંદર જઇ શકયુ ન પાછું બહાર પણ નીકળી શકયુ. અર્ધું અંદર અને અર્ધું બહાર એ રીતે તે બાકોરામાં ફસાયેલું જ લટકી રહ્યું.

પેલી સ્ત્રી તો રોતી રોતી, પોતાના ભાગ્યને શાપ આપતી આખી રાત મૂંજતી અને પ્રાર્થના કરતી બેસી રહી. આખી રાત મહારાજ લટકતો રહ્યો સવારના પ્રથમ કિરણનો પ્રથમ ઉદય થાય એ પહેલાં જ એ સ્ત્રી તે મંદિરના બાર ખોલી જીવ લઈને નાઠી.

મહારાજની કફોડી હાલત સામે જોઈ લેવા પણ તે એક પળ ત્યાં ન રોકાઈ.

વ્યાખ્યાનનો સમય થયો અને ભક્ત-સમુદાય પર્ણકુટી પાસે એકઠો થવા લાગ્યો. ક્યાંય મહારાજ ન મળે. હમણાં આવશે, હમણાં આવશે કરી સમય જવા લાગ્યો પણ મહારાજ દેખાયો નહિ અમુક માણસો આજુબાજુમાં તપાસ કરવા નીકળી પડયાં. થોડા માણસો મંદિર પાસે પણ આવી લાગ્યા. મહારાજને તેમણે ઊંધે માથે પગ અંદર અને બાકીનું શરીર બહાર એ હાલતમાં મંદિરની બારીએ લટકતો જોયો. અર્ધબેભાન જેવા થઈ ગયેલા સાધુને તેમણે બહાર કાઢયો. ખૂબ ભક્તિપૂર્વક તેને તે લોકો પગે લાગ્યા અને પર્ણકુટી પાસે લઇ ગયા.

હમણાં જ વ્યાખ્યાન માટે આવું છું કહી અંદર ગયેલો સાધુ પાછો આવે તે પહેલાં તો આખોયે ભક્તસમુદાય હમેશ કરતાંયે અનેક ગણી વધારે ભક્તિવાળી દૃષ્ટિ ધરાવતો થઈ ગયો હતો. ગતની રાત ઊંધે માથે તપશ્ચર્યા કરનાર આ સાધુ માટે તેમના હૃદયમાં અનહદ માનની લાગણી ઉભરાઇ આવી હતી.

મહારાજ આવ્યો. પાટ પર તેણે જગ્યા લીધી ત્યાં તો એકઠા થયેલા સ્ત્રી પુરુષોના કંઠ જયનાદે ગાજી ઊઠયા અને તેમની કાયા સાષ્ટાંગ પ્રણિપાતમાં ઝૂકી પડી મહારાજના મુખ ઉપરનો વિષાદ તેની તપશ્ચર્યાથી આવેલા થાકરૂપે તેમના અંતરમાં વમી ગયો.

સંન્યાસીએ વ્યાખ્યાન શરૂ કર્યું. વ્રતોનો મહિમા ગાયો. બધાં વ્રતો એક પછી એક દુષ્કર છે એમ કહ્યા પછી બ્રહ્મચર્યવ્રતનો વારો આવતાં તે વ્રત દુષ્કર છે દુષ્કર છે, દુષ્કર છે, એમ ત્રણવાર અત્યંત ભાવપૂર્વક તે બોલ્યો અને પછી કહ્યું:

"તમે હમેશાં જોયું હશે કે મારા ગુરુદેવ બ્રહ્મચર્યવ્રતને બીજાં વ્રતોની અપેક્ષાએ વધારે દુષ્કર કહેતા હતા અને હું બધાંયે વ્રતોને સરખાં દુષ્કર કહી વર્ણવતો હતો. પણ આજે હું યે ગુરુદેવની માફક જ બ્રહ્મચર્ય દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે, અત્યંત દુષ્કર છે એમ ભારપૂર્વક કહું છું કેમકે......"

અને તેણે રાત્રના બનેલી હકીકત, અને પોતાની પ્રભાતની સ્થિતિનું—જે કોઇ તીવ્ર તપશ્ચર્યાને નહિ પણ ઉશ્કેરાયેલી કામવૃત્તિને આભારી હતી તેનું—સવિસ્તર વર્ણન અશ્રુમિશ્રિત ગદ્‌ગદ્ કંઠે કહી સંભળાવ્યું ત્યારે શ્રોતાજનોની આંખો અશ્રુથી ભીની થઈ ગઈ હતી અને સંન્યાસીનો ચહેરો નવા જ તેજથી દીપી રહ્યો હતો.

## સાધના

# બાળ ગુનેગાર

ધીરેન્દ્ર જાની

દિવાળીની સાંજ હતી. લટાર મારવા નીકળી પડયો હતો. ચોકમાં આવ્યો ત્યાં સામેથી ટોળું આવી રહ્યું હતું. ચાર પોલીસની વચમાં રસ્સીથી બંધાયેલો એક ચૌદ પંદર વર્ષનો છોકરો, એક પોલીસ અમલદાર, અને એ બધાની પાછળ થોડા કુતૂહલ પ્રિય માણસો. ટોળું નજદીક આવતાં જ મને જોઇને અમલદારે બૂમ મારી,

"ચાલો ભાઈ! છાપાને ખોરાક મળે એવું છે. શુકન જોઇને નીકળ્યા લાગો છો! મુદ્દામાલ સાથે ધરપકડ કરી છે મારા સાહેબ! ચાલો સમાચાર હમણાંજ લખાવી દઉં!" છોકરાં સામે સ્હેજ જોઇને સબ ઇન્સ્પેક્ટરને મેં કહ્યું:

"તમારી ભાષામાં કહીએ તો કોઇ રીઢો ગુનેગાર નથી લાગતો કેમ?"

"હં, પહેલી જ વાર પકડાય છે."

ટોળું નીચે રહી ગયું અને અમે સૌ પોલીસ ઓફિસમાં જવા ઉપર ચડયા. ઇન્સ્પેક્ટરની પાછળ હું પણ ગયો. પેલો 'ગુનેગાર' હજી રસ્સીથી બંધાયેલી હાલતમાં ઓફિસની બહાર જ ઊભો હતો.

"હમણાં હમણાં બધે બાળગુનેગારોનું પ્રમાણ ખૂબ વધી ગયું લાગે છે નહીં સાહેબ?" ખુરશી ઉપર બેઠક લેતાં મે કહ્યું.

અરે મે'રબાન, વાત કરોમાં. આ છોકરાંઓ તો મોટાં કરતાંય ભારે ખેપાની લાગે છે. અને...... પાછા સાળા કેમે કરીને હાથમાં ન આવે!...... ભાગી જાય."

મેં એમને મુંબઇ અને બીજા પ્રાંતો તેમજ પરદેશમાં બાળગુનેગારો અને જેલ જીવન અંગેની થોડી આંકડાવાર હકીકત કહી.

"ઓહો! આપનો તો આ છોકરાંઓ સબંધમાં ઘણો સારો અભ્યાસ લાગે છે ભાઇ?"

"મને એ વિષયનો શોખ છે સાહેબ!"

"વાહ વા!" અને એમણે બુલંદ અવાજે બૂમ મારી.

"એલા અહીં લાવો એને!"

બારણું ઉઘાડીને ચાર પોલીસોએ એ છોકરાને સાહેબ પાસે 'ખડો' કરી દીધો!

"એય નામ શું તારું?"

"જી, નારણ...સાહેબ!"

"એલા, ઘરમાં ઘુસ્યા પછી મોઢું નાખી નાખીને રસોડામાં શું નાંખ્યું? કંઇક બેગમાં કે તીજોરીમાં હાથ મારવો'તોને? સાળા, ફેરો તો સફળ થાત!" સાહેબ પોતાની આ રમુજ ઉપર હસી પડયા. મારા તરફ ફરીને બોલ્યા:

"સાહેબ કેસની વિગત એવી છે કે આ છોકરો મુંબઇ-વાળા એક શેઠના બંગલામાં નીચે છાણાં-લાકડાં ભરવાની ઓરડીમાં રહે છે...કેમ અલ્યા!"

"જી હા."

"...હવે સાહેબ! વાત, એમ બની કે ગુરુની સાંજે શેઠના ઘરના બધાં 'ગરીબની રાય' જોવા ગયેલાં..."

"ગરીબની રાય?" મેં વચમાં જ પૂછ્યું.

"કેમ સાહેબ નાટક ચાલે છે ને હમણાં! વાહ ભાઇ બહુ સારો ખેલ નાખે છે...તમને શોખ નથી લાગતો નાટક સાહેબ!

"ના ખાસ નહીં...હં તે પછી?"

"એ લોકો નાટક જોવા ગયેલાં અને ભૂલથી રસોડું ખુલ્લું રહી ગયેલું. રસોડામાં થઇને આખા ઘરમાં જવાય એવું. અને આ ભાઇએ રાતે ધાપો મારેલો. રસોડામાં તૈયાર પુરીઓ, અથાણું અને લોટનાં ડબામાંથી બારસો પાંચ શેર જેટલો લોટ, તેલનો શીશો, તૈયાર રાંધેલું શાક...બધુંય સાફ ...કેમ એલા ઇ બધુંય ઉપાડી ગયોને તારી ઓરડીમાં?" નીચી નજર ઢાળી ઊભેલા છોકરાએ હકારમાં ડોક હલાવી.

"પણ સાહેબ! રસોડાનું બારણું બેરો બંધ કરવાનું ભૂલી ગયો તે નાટક જોઇને અર્ધી રાતનાં આવ્યા કે રસોડાનું બારણું ઉઘાડું જોઇને શેઠની મોટી દીકરીને તરત ચોરીની શંકા પડી...સાળા મુંબઇનાં માણસ એટલે ચાલાક તો હોય ને! રાતનાજ શેઠનો માણસ તેડવા આવ્યો...ને હું પોલીસ પાર્ટી સાથે રાતે ચાર વાગ્યે પહોંચી ગયો. આપણે તો સાહેબ તમારા જેવાની મહેરબાનીથી આ લાઇનમાં

પચ્ચીસ વરસ કાઢી નાખ્યા. કેનાકમા તો બધી તાગ મેળવી લીધો આ છોકરના ધરતું કારણ ઉપડાવ્યુ પેલો ઘા પરમેશ્વરનો એક તમાચા જેવો તો યુ કે ચા કર્યા વગર મુદ્દામાલ કાઢી દીધો" છોકરા તરફ ફરીને સાહેબ બે લ્યા

"એલા તને મે માર્યું ત્યારે તારી પચ્છાડે ઊભીને કોણ બે કડો તાણતુ'તુ ! માળુ અંધારામા કાઇ દેખાણુ નઇ બરાબર"

"મારી નાની બહેન, સાહેબ !"

"એમ ને અરે ! સાહેબ માફ કરજો આતો હું આપને ખોટી કરું છુ આ હમણા જ નામ ઠામ અને વિગત આપને આપી દઉ પાચ મીનીટમા જ બધુ પતી જશે... ધ ક પેસી ગઇ છે ને ! પોપટની જેમ બધુ પડી જશે"

'મારે ખાસ ઉતાવળ નથી'

"એલા લખાવ બરાબર"

"નામ" ? 'નારણ'

"ધધો" ! 'બુટ પાલીસ'

"બાપનુ નામ ?" 'દેવજી'

"ધધો" 'નોકરી કરતા'તા"

"હમણા શુ કરે છે એ બસને !"

"બે મહીના પહેલા ગુજરી ગયા, સાહેબ"

ઇન્સ્પેકટર જરા અચકાયા મે પણ લખતા લખતા ઊચુ જોયુ. મારી અને એ છોકરાની આખો મળી એની કાળી લલાશ આખોના ખૂણે ખુમારી અને માદંવતા છલકાતી દેખાઇ આખોના ઊડાણનો એક એક ખૂણો ચોખ્ખો દેખાતો હતો માનવીમાં રહેલા 'ગુનેગાર તે જાણે સતાવાની એમા કોઇ જગ્યા જ ન હતી. ઘડીભર ઇન્સ્પેકટર પણ એની સામે જોઇને થંભી ગયા

મે સાહેબને વિનતી કરી કે કાયદાનો કોઈ બાધ એમને ન હોય તો હુ નારણને એકાદ બે પ્રશ્ન પૂછવા ઇચ્છતો હતો

"ખુશીથી પૂછો" સાહેબે સમતિ આપી.

"ભાઈ નારણ તુ જ બધી વિગત બની હોય તેમ સાહેબને કહી દે ને !" એણે ઘડીભર મારી સામુ જોયુ.

"સાહેબ મારી મા એક વરસ પહેલા મારી નાની બેનને ધાવણી મૂકીને ગુજરી ગઇ મારા બાપાને દમ ચડતો તોય નોકરીએ જતા ઘણીવાર હાંફ ચડતી અને મોડુ થતુ તો શેઠ ખીજાતા મારી નાની બેન અને નાના ભાઇને હુ જ સચવતો મારા બાપાનો ૩૦ રૂપિયા પગાર હતો એમાથી સાહેબ નવ્વસ રૂપિયા જ બચતા. દસ રૂપિયા તો ઓરડીનું ભાડુ અમે આપતા"

'ઇ ઓરડીનુ દસ રૂપિયા ભાડુ ?" સાહેબથી વચ્ચે પૂછાઇ ગયુ.

'જી હા બાકીના વીસ રૂપિયામાથી અમે કેમ પુરૂ કરતા એ તો સાહેબ એક ભગવાન જ જાણતા મારી મા મરી ગઇ ત્યારે એની પાસે એક જ સાડલો હતો અને અમને બધા ભાઇને બારા કાઢીને અહવાડીયે ઇ ધોઈ નાખતી ઇ મરી ગઈ ત્યારે મારા બાપાને શેઠે દયા કરીને પાચ રૂપયા આપ્યા એમાથી એની ક્રિયા કરી. બે મહિના પેલા એક દી' રાતની ત્રણ બજ્યાની ગાડીમા એ શેઠના મેમાન આવવાના હતાં. તે ગાડી મોડી હતી એટલે મારા બાપાને ટાઢના રાતના બેથી સવાર લગી સ્ટેશને બેસવુ પડ્યુ અને સવારે આઠ વાગ્યે તો સાહેબ, ઇ ગુજરી ગયા હુ ખૂબ રોયો ત્યારે શેઠે મને દશ રૂપિયા આપ્યા તે એમાથી મે મારા બાપાની ક્રિયા કરી બે રૂપિયા મારા બાપાના જૂના કોટમાથી નીકળ્યા, એમાથી હુ બુટપાલીસનો સામાન લઇ આવ્યો ને ધધો શરૂ કર્યો. એમાથી રોજ દશ બાર આના મળે તે એમાથી રોજના ઓરડીના ભાડાના અમે જુદા રાખી મૂકતા અને બાકી વધે એમાથી હુ ગાઠીયા કે ખારી શીગ લઇ આવતો અને અમે બધા ભાઇ ખાઇ લેતા મારી નાની બેન તો હુ એના મોઢામા મૂકતો ત્યારે ખતી, એની મારી ટેવાઇ હતી, મારા દોસ્તારો મને સીનેમાની ટીકીટના કાળાબજાર કરવાનું કહેતા પણ ઇ ધધો હુ કેઈ દી કરતો નઇ, એવા ધધા કરીયે તો સાહેબ ઉપરવાળાને શું જવાબ દેવો ?

અમારા મકાન ધણી રેવા આવ્યા પછી તો મારી બેન ખૂબ રોતી અમારા શેઠની નાની દીકરી રવેશમા ઊભી ઊભી દૂધ પીયે ! ઇ જોઇને ...

નાની બેન હુવે પેલાં તો બેય બાંકડાં છાનામાનાં રડ્યા કરતાં પણ હવે બે ય રોયાં કરતાં સાહેબ! નાના છોકરાંવ ખરાને એટલે ખાવાનું મન તો થાય ને! હું ઘરેથી દોઢસો ચાર પાંચ વાર ચોર-ટીએ આલી જાઉં અને છાનાં રાખું પણ ઈ'તો ખાવાનું વેન કર્યા જ કરે. કોઈવાર તો ખીજાઈને હું હોઠ ટાપલી કરી લઉં પણ સાહેબ પછી તો મારો જીવ એટલો બળે એટલે બારો જઈને હું યે રોઈ લઉં. મેં અમારા મકાન ધણી શેઠ સાહેબને બહુ આજીજી કરી કે સાહેબ મને પાંચ રૂપિયા ઉછીના આપો તો ઘરમાં થોડાક દાણા નાખી દઉં અને આ છોકરાંને ખવરાવું પણ સાહેબ, ઈ તો ઉલટા ખીજાયા અને શેઠની મેડી દીકરાને મેડા દીકરા તો 'સંતતી નિયમન' (સંતતિનિયમન)ને એવી એવી વાતું કરીને દાંત કાઢવા મંડ્યા અને મને તો કહી દીધું કે "ભાડું" બરાબર નહીં દે તો કાઢી મૂકીશ અને ચોમાસે ઓરડી ખાલી કરવી પડશે અમારે એમાં છાણાં લાકડાં ભરવા છે." એટલે મને તો સાહેબ ઉલટી બીક લાગી કે ભર ચોમાસામાં કાઢી મૂકશે તો ક્યાં જઈશ આમ તો સાહેબ હું બે અંગ્રેજી ભણ્યો છું. અને ચોરી કરીએ તો પાપ થાય ઈ મને ખબર છે પણ સાહેબ આ તો થાવા કાળ થઈ ગયું. પછી તો હું દીએ પાનીસ કરતો અને રાતે છાપા વેચતો અને રોજ દી બે આના વધારીને હોટલમાંથી પૂરી પણ લઈ આવતો પણ સાહેબ નાના છોકરાંવને એમ ધરવ થાય નઈને! હું આવું કામ ન કરું પણ સાહેબ શેઠના છોકરાંવ સારાં સારાં ખાયને એ જોઈને મારો નાનો ભાઈને નાની બેન રોયા કરે. મારાથી ન દેખાણું. એમાંય સાહેબ એ દિ' પહેલાં તો શેઠની નાની દીકરી ઓસરીમાં ઊભી ઊભી પ્યાલામાં દૂધ પીતી'તી તે મારી નાની બેને રોતાં રોતાં હાથ લાંબો કર્યો એટલે એણે એના હાથમાં રેડીને ઢોળી નાખ્યું. તે સાહેબ મારી નાની બેને બપોર સુધી રોયા કર્યું. આગલે દિવસે છાપા વેચવા ન જવાયું અને પાલીસમાં ખાલી ચાર જ આના મળ્યા'તા એટલે બે આનાના ચણા લાવ્યો'તો એમાં સાહેબ, પેટ શું ભરાય! સાંજે મને તાવ આવ્યો. અમે બધાં ભૂખ્યાં ઘરમાં હતાં—આમ તો સાહેબ મને ત્રણ દી'થી તાવ આવતો'તો પણ હું કોને કહું! તે સાંજે શેઠ સાહેબના ઘરમાં પૂરી તળાતી'તી એની બહાર વાસ આવી એટલે મારી નાની બેને વળી ખાવાનો કજીયો કર્યો. બપોર લગી રોઈ રોઈને એની આંખ્યું સૂઝી ગઈ'તી એટલે મેં એને કીધું કે રાતે આપણે પૂરી લઈ આવશું' એમ કહીને છાની રાખી શેઠના સાહેબ, લગન કરવું છે ને તે કોકના ઘરમાં બધાં સાંજે બાર ગયાં. મને વિચાર આવ્યો કે બારીમાંથી લાકડી ભરાવીને બે ત્રણ પૂરી લેવાય તો નાની બેનનો કજીયો મટી જાય પણ સાહેબ, રસોડાનું બારણું જ ખાલી વાસેલું જોયું એટલે અંદર જઈને પૂરી અને શાક લઈ આવ્યો, અને સાચું કહું સાહેબ અમે બધાં ભાઈ બે ઘણે વખતે તે'દી ધરાઈને ખાધું સાહેબ, હું કોઈ'દી ચોરી ન કરું પણ....



ઇન્સ્પેક્ટર એકાએક ઊઠીને બાજુના રૂમમાં ચાલ્યા ગયા.

પાંચેક મીનીટ પછી આવ્યા. મેં જોયું, એમની આંખો ભીની હતી.

હું પણ ઊઠયો.

"ચાલો સાહેબ, પછી મળશું. આ સમાચાર માટે નથી મોકલવા ?"

ઈન્સ્પેક્ટર કંઈ ન બોલ્યા.

બીજે દિવસે હું સવારે પોલીસ લાઈન પાસેથી પસાર થતો હતો ત્યારે ઈન્સ્પેક્ટરે એમના ક્વાર્ટરના ઓટલેથી દાખલ કરતાં કરતાં બૂમ મારી.

"આવો સાહેબ."

હું જાઉં. મારે હજી શાક લેવા જવું છે. શું થયું પછી કાલના કેસનું ?

"અરે, ચા પીને જ જાવ, આવો કંઇક બતાવું."

એ મને ઘરમાં લઈ ગયા. અંદર જઇને નારણ અને બીજાં બે છોકરાં ચા નાસ્તો કરી રહ્યાં હતાં. પાસે ઇન્સ્પેક્ટરના પત્ની બેઠા બેઠા નાની છોકરીનાં માથા ઉપર હાથ ફેરવી રહ્યાં હતાં.

"સાહેબ, કાલે રાતનાં જ આ બધાને લઇ આવ્યો. હવે એ આપણે ઘેરજ રહેશે. ભગવાને માયા નહોતી આપી તે હવે દીધી. અને સાહેબ જોજો ને, આ નારણ તો મારો ખરો બડકમદાર બેટો થાશે, અને....ઇન્સ્પેક્ટરે ભરાયેલાં ગળે ખોંખારો ખાઇ લીધો.

"એક ચા વધુ મૂકજો ને ?" એમણે પત્નીને કહ્યું.

"ચાલો સાહેબ આપણે બહાર બેસીએ."

હું પોલીસ ઇન્સ્પેક્ટરમાં રહેલાં એ સાચાં માનવીને જોઇ રહ્યો.

નૂતનવર્ષના પહેલાં અભિનંદન મેં એમને આપ્યાં.

## 'નઠારા પુત્રો કરતાં ડાંગ સારી'

શરીરે માત્ર એક નાનકડી પોતડી વીંટીને એક વૃદ્ધ બ્રાહ્મણ તથાગતને નમન કરી તેમની પાસે બેઠો.

તથાગતે પૂછ્યું : 'બ્રાહ્મણ, માત્ર નાનકડી પોતડી જ શા માટે પહેરી છે ?'

'તથાગત ! મારે ચાર પુત્રો છે—પોતાની સ્ત્રીઓની ચઢવણીથી સૌએ મને ઘરબહાર કાઢી મૂક્યો છે, એટલે મારી આવી દશા છે આ વૃદ્ધાવસ્થામાં હું તો કંઇ કમાઇ શકતો નથી. ખાવાના ફાંફાં પડે છે, ત્યાં શું વસવું ?'

'બ્રાહ્મણ, હું તને એક ગાથા કહું છું. જ્યારે ગામમાં કોઇ સારી સભા થાય અને તારા ચારે પુત્રો ત્યાં હાજર હોય ત્યારે તું એ ગાથા કહેજે. બ્રાહ્મણે તે ગાથા મોઢે કરી લીધી.

ગામમાં એક દિવસ મોટી સભા થઇ તેમાં બ્રાહ્મણ ને તેના ચારે પુત્રો હાજર હતા સભા રંગમાં આવી ત્યારે બ્રાહ્મણ ઊભો થયો અને સભાની અનુમતિ માગી. 'મારે એક ગાથા કહેવી છે.'

'ખુશીથી કહો.' સભાએ રજા આપી.

બ્રાહ્મણ ગાથા બોલવા લાગ્યો—તેનો અર્થ આ પ્રમાણે છે—જેમનો જન્મ થયો ત્યારે મને અત્યંત આનંદ થયો હતો, તેમની સુખાકારી એ મારો સતત ચિંતાનો વિષય હતો. એ જ પુત્રો, ભૂંડ જેવી રીતે કૂતરાને હાંકી કાઢે છે તેમ પોતાની સ્ત્રીઓની સલાહથી મને હાંકી કાઢયો છે. મને 'પિતાજી,' 'પિતાજી' કહીને બોલાવનારા એ લોકો નીચ છે, જૂઠા છે—કેમકે, મને વૃદ્ધાવસ્થામાં હાંકી કાઢયો છે.

જેવી રીતે ઘરડા ઘોડાને તેનો માલિક ઘાસ ને દાણા નીરવા બંધ કરી દે છે એ જ રીતે પુત્રોએ આ ઘરડા બાપને ભોજન આપવું બંધ કર્યું છે અને તેથી મરડો બાપ અન્ન માટે બીજાઓને બારણે ભીખ માગતો ફરે છે.

એ નાલાયક પુત્રો કરતા તો આ મારી ડાંગ વધારે સારી છે—જે ભડકેલા બળદોને ભગાડી મૂકે છે—અને ભસતાં કૂતરાંઓને પણ ભગાડીને મારું રક્ષણ કરે છે, અને અંધારામાં મારાથી આગળ એ જ જાય છે, અને રસ્તો બરાબર છે કે નહીં તે જોવા જાણગ પછી જ મને ને રસ્તે દોરે છે—એમ છતાં મને ઠોકર લાગી જાય છે ત્યારે એ મને બચાવી લે છે !

એ ગાથા સાંભળતાં જ આખી સભાએ પુત્રોના વર્તન પ્રત્યે મૂક તિરસ્કાર દર્શાવ્યો ને પુત્રો પણ એવા શરમાયા કે તરત સભામાંથી ઊઠીને એ બ્રાહ્મણને ઘેરી વળ્યા અને પોતાને ઘરે સંભાળીને લઇ ગયા. ને હાજરીથી નવડાવી-ધોવડાવીને દરેકે પિતાને જોડેક ધોતીજોટા આપ્યા.

સત્યે ઘટના

# વિષચક્ર

પ્રવાસી

પહેલા વર્ગમાં મુસાફરી કરી રહ્યો હતો.

ચાર ઉતારુઓ માટેના ખાનામાં એક હું અને બીજા એક ગૃહસ્થ એમ બે જ ઉતારુઓ હતા.

મહેસાણા સ્ટેશને બેરર જમવાની વરધી માટે પૂછવા આવ્યો. મેં સામેની બેઠક ઉપર બેઠેલા જોડીદાર મિત્રને પૂછ્યું. "કેમ જમશો ને ?"

"માફ કરજો. મેં મારું ભોજન સુર્યાસ્ત પહેલાં પતાવી દીધું છે હુ સુર્યાસ્ત પછી ભોજન કરતો નથી." સાથી ઉતારુએ છટાબંધ અંગ્રેજીમાં જવાબ આપ્યો.

"આરોગ્યની દૃષ્ટિએ આવો નિયમ પાળો છો ? કે ધાર્મિક દૃષ્ટિએ ?" મારાથી આશ્ચર્ય સાથે પૂછઈ ગયું.

"ધાર્મિક દૃષ્ટિએ. હું જૈન છું." એમણે હિન્દી ભાષામાં જણાવ્યું.

વારે વારે એક પટાવાળો એમની ખબર કાઢી જતો હતો એ પરથી લાગ્યુ કે એ કોઇ સરકારી અમલદાર હોવા જોઇએ.

આજના જમાનાનું ભણતર ભણેલા અને સરકારી અમલદાર તરીકે મોભો ધરાવતા ગૃહસ્થને જૈન તરીકે, ધાર્મિક દૃષ્ટિએ આવો નિયમ પાળતા જોઈને મને આશ્ચર્ય એમના પ્રત્યે માન પેદા થયું.

પાલનપુર સ્ટેશન આવ્યું.

જોડીદાર ગૃહસ્થ પોતાની બેઠક ઉપર પથારી· માં લંબાવીને અખબાર વાંચી રહ્યા હતા હું મારી બેઠક ઉપર બેસીને ભોજન લઈ રહ્યો હતો. એવામાં હાથમાં ડંડો લઇને એક જુવાન સિપાહી અમારા ખાનાનું બારણું ખોલીને દાખલ થયો. અને જોડીદાર ઉતારુની બેઠક નીચે ડંડો ભરાવીને ભાંગી તૂટી હિન્દીમાં રુઆબભેર પ્રશ્ન કર્યો. "આ થેલી કોની છે ?"

જોડીદાર મિત્રે કહ્યું. "મારો બિસ્તરો છે."

સિપાહીએ ડંડાથી બિસ્તરો ફેંદવાનું શરુ કર્યું. બિસ્તારમાં થોડા કપડાં અને બીજો સામાન હતો. સિપાહીના વર્તનથી મને આશ્ચર્ય થયું. પરંતુ જોડીદાર ઉતારુ સામે જોતાં એનો પડી ગયેલો ચહેરો જોઈને વિશેષ આશ્ચર્ય થયું. થોડીવારે સિપાહીએ બેઠકની નીચે ખૂણામાં ડંડો ફેરવ્યો ત્યાં એક થેલી પડી હતી. સિપાહીએ થેલી બહાર ખેંચી કાઢી.

"આ થેલી તમારી છે ?" સિપાહીએ કરડાકીથી પૂછ્યું.

'થેલી મારી નથી. પણ એક મિત્ર સંપેતરા તરીકે આપી ગયા છે." જોડીદાર ઉતારુએ ખુલાસો કર્યો

'પણ અત્યારે તો આ થેલી તમારા કબજામાં છે ને ? એમાં શું લર્યું છે ?" સિપાહીના અવાજમાં વધુ કરડાકી આવવા લાગી.

"થેલી મારી નથી પણ હું મારી સાથે લઈ જાઉં છું એ સાચું. એમાં કેવળ ખાવાની મીઠાઈ છે." જોડીદાર ઉતારુએ ઢીલા અવાજે જવાબ આપ્યો.

સિપાહી થેલી ઉપાડીને નીચે ઉતર્યો. જોડીદાર ઉતારુ પણ એમના પટાવાળા ઉપર ગુસ્સે થતા થતા સિપાહીની પાછળ ગયા.

"પટાવાળાને મેં ઘસીને ના પાડી હતી. પણ એ છે જ બેવકૂફ." જોડીદાર ઉતારુ થોડી વારે પાછા આવીને બડબડયા.

"પણ મામલો શું છે ? થેલીમાં ખાવાની મીઠાઇ હોય તો ગભરાવાનું કારણ શું છે ?"

મેં પૂછ્યું.

"વાતમાં કંઇ માલ નથી. થેલીમાં ચાર કિલો તેલનો ડબ્બો છે." જોડીદારે ખુલાસો કર્યો.

"રાજ્યની બહાર તેલ લઇ જવાની બંધી હોય ત્યારે તો તેલ લઈ જવું એ ગુનો જ ગણાય. પહેલા વર્ગમાં મુસાફરી કરતા તમારા જેવા અમલદારની થેલીમાં તેલનો ડબ્બો છે એની સિપાહીને જાણ કઇ રીતે થઇ એનું મને આશ્ચર્ય છે. ખરી રીતે આટલી ખબરદારી માટે એને ધન્યવાદ ઘટે છે." મારાથી વગર માગ્યો અભિપ્રાય અપાઇ ગયો.

સૂર્યાસ્ત પછી ભોજન ન લેવાનો નિયમ ચુસ્તપણે પાળનાર ગ્રહસ્થ અને સરકારી તંત્રમાં ફરજ બજાવનાર અમલદાર કાયદાની આ અવગણના કરીને ચોરી છૂપીથી માલ લઇ જવાનો ગુનો કેમ કરતા હશે એનું મને આશ્ચર્ય થઇ રહ્યું હતું.

"ચોરી કરવાનું થોડું મન થાય છે ? પણ સંજોગો ફરજ પાડે છે. મોંઘા ભાવે પૈસા દેતાંય તેલ મળતું નથી. કાલે રક્ષાબંધનનો તહેવાર છે." જોડીદાર ઉતારુ આપમેળે પોતાની જાતને ચોખ્ખી કરવા રોષભરી ભાષામાં ખુલાસો કરી રહ્યા હતા.

સિપાહીની ખબરદારી ઉપર મનોમન ખુશ થતો હવે શું બને છે એ હું કુતૂહલ ભાવે જોઇ રહ્યો.

થોડી વારમાં ફરી એક સિપાહી અમારા ખાનામાં દાખલ થયો. અને કૂણા અવાજે પૂછ્યું. "આપ સાહેબ કયા ખાતામાં અમલદાર છો ?" "ઓડિટખાતામાં" જોડીદાર ઉતારુએ ટુંકો જવાબ આપ્યો.

"માફ કરજો સાહેબ ! તમે અમારું રાખો, અમારે તમારું રાખવું જોઇએ. તેલ લઇ જવું એ ગુનો છે એ તો આપ જાણો છો. કાયદેસર પગલાં લઇએ તો આપ હેરાન થઇ જાઓ. અમારા સાહેબનું આજે સ્ટેશન ઉપર ચેકીંગ છે એટલે ફરજ બજાવવી પડે. પણ આપ અમલદાર છો એટલે હું કંઈ કરતો નથી." ઉતાવળથી આટલું કહીને સિપાહી રવાના થઈ ગયો.

થોડીવાર પહેલાં જેની ખબરદારી ઉપર હું ખુશ થયો હતો એ જ આ સિપાહી હતો એ જોઇને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો.

તેલનું શું થયું એ વિષે મારી પ્રશ્ન પરંપરા પછી પણ હું કંઇ જાણી શક્યો નહીં.



# બુદ્ધ-દર્શન

ગુરુદયાલ મલ્લિક

"શાબાશ! આબાદ નિશાન તાક્યું!"

આ શબ્દો મારા કાન પર બોમ્બ ધડાકાની માફક અથડાયા. હું ચમક્યો!

એક દિવસ હું વનમાં એકાંતના પ્રકાશમાં સ્નાન કરતો અને અનંતની હવાને અંતરમાં ભરતો બેઠો હતો, ત્યાં આ અચાનક થયેલા કોલાહલથી હું ખરેખર ચમકી ઊઠયો.

થોડીકવારમા હું સાવધ થઇ ગયો અને એ અવાજ ક્યાંથી આવ્યો એ જોવા લાગ્યો. અને હું બેઠો હતો એની નજીકમાં જ મેં માણસોનું ટોળું એકઠું થતું જોયું. એ માણસોની વચ્ચોવચ ખાખી પોશાકમા સજ્જ થયેલો અને હાથમાં બંદૂક ધારણ કરીને ઊભેલો એક માણસ હતો તેના પગ આગળ એક પંખી પડયું હતું. એ માણસની બંદૂકની ગોળીએ એ બાપડાને વીંધીને એના હુંફાળા માળામાથી હેઠે પાડયું હતું. પંખી જોરથી શ્વાસ લઇ રહ્યું હતું. સાચું કહીએ તો શ્વાસ લેવા મથતું હતું. જીવવા માટેનો તેનો તડફડાટ ખરેખર હૃદયદ્રાવક હતો!

પરંતુ નિર્દય શિકારીઓ તો એ પંખી ક્યારે છેલ્લો શ્વાસ લે એની જ રાહ જોતા ઊભા હતા. કારણ તેમને તો એનો આહાર કરવો હતો. વળી આજુબાજુનાં લોકો તો પંખીને તડફડતું જોવાની સાથે પેલા નિશાનબાજની તારીફ જ કર્યા કરતા હતા એ લોકોને પેલાં બાપડા પંખીની કારમી યાતનાનો ક્યાથી ખ્યાલ આવે?

એ લોકોમાંના એક પણ માણસનું હૃદય દયાધીન જ પીગળ્યું. તેમ જ પંખીની સુંદરતાને વખાણવાનું પણ કોઇને સૂઝ્યું નહીં!

પંખી હજી મરણની સામે બાથ ભીડી રહ્યું હતું.

એવામાં એક દૂધવાળી બાઇ ચકમકતા પીત્તળના વાસણમાં દૂધ ભરીને માથા પર મૂકીને એ રસ્તે થઇને બાજુના ગામમાં જતી હતી. બધા લોકોને ટોળે વળીને ઊભેલા જોઇને તે કુતૂહલથી એ ટોળામાં દાખલ થઈ અને માણસોને ખસેડતી અંદર ગઈ. પરંતુ પેલા તડફડતા પંખી પર નજર પડતા જ તેનાથી ચીસ પડાઈ ગઇ. એ ચીસ હૃદયને પીગળાવી નાખે એવી હતી, જાણે કોઇ દિવ્યલોકમાંથી ઊઠેલો કરુણાનો આર્ત રવ ન હોય!

અને આ શો ચમત્કાર! પેલું મરવા પડેલું પખી કંઇક સ્વસ્થ દેખાવા લાગ્યું. દૂધવાળા બાઇએ એને ધીમેથી ઉપાડયું અને પોતાની છાતી સરસું રાખ્યું. એવામા એ ભલી બાઇની આસપાસ જાણે કારુણ્યની પ્રભા પ્રસરી ગઇ. એની આંખમાથી દિવ્ય મૃદુતા જાણે વરસવા લાગી.

પછી તેણે દૂધનુ વાસણ હેઠે મૂક્યું અને પોતાના જમણા હાથની હથેળીમાં થોડું દૂધ લઈને તેમાંથી ટીપું ટીપું એ ઘાયલ પખીના મુખમાં રેડવા માડયું. થોડા વખત પછી-તે પંખીએ પોતાની આંખો ઉઘાડી અને તેના જીવનદાતા તરફ પ્રેમથી નિહાળ્યું. દૂધવાળી બાઇની આંખ પણ પ્રેમથી ચમકી ઊઠી અને આનંદથી તે બોલી: 'ઓ મારા ભાઈ!"

આ જોઇને શિકારી અને તેની આસપાસ ઊભેલા લોકો લજ્જિત થઇ ગયાં અને માથાં નીચાં ઢાળીને ત્યાંથી ચાલ્યા ગયા.

પરંતુ એ દૂધવાળી બાઈના પ્રેમથી ઉજ્જવલ થયેલી આખોમાં મેં શું જોયું?

ભગવાન બુદ્ધની કારુણ્યમય મૂર્તિ!

કારણ, આ શું સાચું નથી કે, જ્યાં અપાર કરુણા છે ત્યાં બુદ્ધ ભગવાનનું તેજોમય અને પાવનકારી દર્શન થાય છે?

સાચે જ કરુણા એટલે જ અનંત બુદ્ધ છે. બને 'એકમેવ અદ્વૈત' છે.

# સૌરાષ્ટ્રનો એક નૃત્ત પ્રકાર : રાસ

ચિત્તરંજન રાજા

સૌરાષ્ટ્રનો મુખ્ય નૃત્ત પ્રકાર એ રાસ. શ્રીકૃષ્ણને પરમ તત્ત્વ તરીકે સ્વીકારનારા વૈષ્ણવ-સમ્પ્રદાયોમાં રાસ લીલાઓ સ્વીકારાયેલી છે ગીતગોવિંદકાર જયદેવ,-બિહારના વિદ્યાપતિ, ચૈતન્ય મહાપ્રભુના અનુયાયી ભક્ત કવિઓ, પુષ્ટિમાર્ગના અષ્ટછાપ કવિઓ કે રાધાવલ્લભ સંપ્રદાયના અનુયાયી કવિઓએ - એમની કૃતિઓમાં રાસલીલાનો નિર્દેશ કર્યો છે. આ બધામાં શ્રીકૃષ્ણની મુખ્ય સ્વામીની તરીકે "રાધા" નું સ્થાન સર્વસ્વીકૃત છે વ્રજમાં બરસાના એમનું સ્થાન હતું અને એ વૃષભાનુ ગોપના પુત્રી હતાં આ રીતે સૌરાષ્ટ્રના રાસના મુળ અને મુખ્ય પ્રણેતા તો શ્રીકૃષ્ણ ભગવાનજ. શ્રીમદ ભાગવતના દશમા સ્કન્ધમાં પણ લઘુ રાસ અને બૃહદ્‌રાસનો ઉલ્લેખ છે. હરિવંશમાની ક્રીડાઓમાંના સમુહનૃત્તનુ નામ આપવામાં આવ્યું નથી. પરતુ ટીકાકાર એવા પ્રકારનું નામ "હલ્લીષક" કહે છે. મહા કવિ ભાસ રચિત "બાલચરિત" નામના નાટકમાં પણ ગોપકન્યા સાથેના વિહારને 'હળળીષઅ' એવું પ્રાકૃત નામ આપે છે, અને શ્રીમદભાગવતમાં રાસ નામ અપાયેલુ છે. ભાગવતમાં તો અનેક ગોપાંગનાઓ સાથેની સમૂહનૃત્તક્રીડા છે. રાસક નામના ઉપરૂપકનો સાહિત્ય શાસ્ત્રના ગ્રંથોમાં ઉલ્લેખ છે, જેમાં ઓછામાં ઓછા ૬૪ લઈ વધુ યુગલોના સમુહનૃત માટેની સંજ્ઞા છે. રાસક કે રાસ શબ્દ સંસ્કૃત ભાષાનો હોય એમ લાગે છે, પણ દેશ્ય પણ હોય એમ કેટલાક * વિદ્વાનોનું માનવું છે.

આ રીતે સૌરાષ્ટ્રના રાસના મૂળ પ્રણેતા શ્રીકૃષ્ણ ભગવાન જ માનવા જોઈએ શ્રીકૃષ્ણએ રાસ નૃત્તો પોતાનાં દોહિત્રી ઉષાને શીખવ્યા. ઉષા મહાદેવના માનેલાં પુત્રી હતાં અને મહાદેવજીએ પણ શીખવ્યાનો એક મત છે. અને બલભદ્રએ શીખવ્યાનો ઉલ્લેખ પુરાણોમાં નીકળે છે ઉષાએ આ નૃત્ત પ્રકારો સૌરાષ્ટ્રની સ્ત્રીઓને શી મવ્યા જ્યાંથી એ પરંપરા પૂર્વમાં મણિપુર, બાલી, ઇન્ડોનેશીઆ અને દક્ષિણ સુધી પહોચી અને આજે પણ મહદ્‌અંશે જળવાઇ છે મણિપુરના નૃત્તકારો આજે પણ નૃત શરૂ કરતા પહેલાં પશ્ચિમાભીમુખે ઊભા રહી નમન કરે છે તેનું કારણ દ્વારકાના ઉષાને શિષ્ય ભાવે અંજલિ અર્પવાનું છે એમ કેટલાની માન્યતા છે

આ રાસ નૃત્તોના પ્રકારોમાં મુખત્વે તાંડવ અને લાસ્યના અને કેટલાક સ્વરૂપોમાં બન્ને પ્રકારોનું સુદર મિશ્રણ જોવા મળે છે. એકલા પુરૂષો લે તેમાં મહદ અંશે તાંડવ પ્રકાર હોય છે અને એકલી સ્ત્રીઓ લે તેમાં લાસ્ય પ્રકાર હોય છે જ્યારે પુરૂષ અને સ્ત્રી બન્ને સાથે મળીને લે તેમાં તાંડવ અને લાસ્ય પ્રકારનું મિશ્રણ જોવા મળે છે

ખરેખર જોતા તો રાસ એ એક અલૌકિક મિલન છે [રસૌ વૈ સઃ] ધ્યેય એકજ, અનંતમાં



* શ્રી કે. કા. શાસ્ત્રી

એકરાગ થવાનું, એ રીતે જોતા તારા અને ગ્રહોના ચલનને પણ એક પ્રકારનો રાસ કહી શકાય. મને લાગે છે કે રાસમાં તાંત્રિક ભાવના છે. ગુજરાતી ભષામાં આપણે રાસ લેવાયો નથી કહેતા પણ રાસ રચાયો કહીએ છીએ તેનું કારણ પણ આ તાંત્રીકતાનું હશે. આ રાસમાં કાં તો શિવતંત્ર રાસ અથવા શક્તિ તંત્ર રાસ અથવા વિષ્ણુતંત્ર રાસ જોવા મળે છે. આ પ્રકારોના નિયમો પણ છે અને સૌરાષ્ટ્રના રાસમાં આ ત્રણેય પ્રકારો પરંપરાગત રીતે ઉપલબ્ધ છે.

પ્રભાસમાંના સોમનાથ મંદિરમાં એક સાથે એક હજાર નૃત્તાંગનાઓ નૃત્ત કરતી નજરે જોવાનો ઉલ્લેખ પરદેશી મુસાફરોએ કર્યો છે. આ નૃત્ત પ્રકાર તે શિવતંત્ર રાસ પ્રકાર હશે એમ માનવાને કારણ છે.

સૌરાષ્ટ્રના ગરબા અને ગરબી એ શક્તિતંત્ર રાસ પ્રકાર હશે એમ લાગે છે. અત્રે એક ઉલ્લેખ પણ કરવો જરૂરી લાગે છે. ગરબા શબ્દ અસલ ગૌરી શબ્દમાંથી આવ્યો લાગે છે. કેટલાક વિદ્વાનોનું માનવું કે એ શબ્દ ગર્ભદિપમાથી આવ્યો હોય. પણ અસલ શબ્દ ગોરી હોવો જોઈએ એમ માનવાને કારણ છે સોમનાથ ઉપરની ચઢાઈઓ પછી ઘણા સૌરાષ્ટ્રવાસીઓ અન્યત્ર, મહારાષ્ટ્ર અને દક્ષિણમા નાસી ગયેલા તેઓ તેમની સાથે રાસના પ્રકારો પણ લઈ ગયા. આ પ્રકારો ત્યાં પ્રચલિત થયા અને દ્રાવડ-તામીલ તેલુગુ ભાષામાં અઘોષ વ્યંજનો વધારે વપરાય છે, એટલે આ ગૌરી શબ્દ કોરી થયો. આજે પણ ત્યાં નૃત્તના એક પ્રકારને કોરી જ કહે છે અને તે પ્રકારમાં આપણી ગરબી માફક વચમાં દીવી રાખે છે.

સૌરાષ્ટ્રનો મુખ્ય રાસ પ્રકાર એ વિષ્ણુતંત્ર રાસ પ્રકાર. આ તંત્ર રચનામાં ધાર્મિક ભાવના જ દેખાય છે. (અષ્ટાંગ) અઢંગો, (સોળસાંગ) સોળીયો અને (ચતુશષ્ટાંગ) ચોસઠીઓ આઠ વસુ સુચવે છે. (અષ્ટવસુ) રાસ લેનારાઓના હાથમાં દોરીના છેડા હોય છે અને રાસ લેના લેતા આઠ, સોળ કે ચોસઠ દોરી મટી એક દોરડું બને છે. એટલે કે (બ્રહ્મા ઉર્ધ્વમૂલ મધ શાખા)ની ભાવના નૃતસ્વરૂપે આમાં જોવામાં આવે છે અને ફરી એ દોરડું ઉખળે છે ત્યારે (એકોહમ બહુસ્યામ)ની ભાવના કેમ ન હોય ?

આ રાસના પ્રકારોનું ચચ્ચ ધ્યાન ખેંચે એવું હોય છે. તેમાં તાલ કરતાં "માન" ને વધારે મહત્ત્વ છે. જૂના ગ્રંથોમાં પણ આનો ઉલ્લેખ યતિમાન, સૂરમાન વિગેરે તરીકે છે. ગીતગોવિંદમાં (યતિતાલેન ગીયતે) એમ છે. આ યતિ તે આપણો ચાલુ જેત. એટલે આ રીતે આ રાસના પ્રકારોમાં જેતમાન, સૂરમાન, તીયમાન વિગેરે જોવા મળે છે. અને ગતિ, હાવભાવ, અને બન્ધ Steps, Jestures, Postures) ને દેશ્ય સ્વરૂપે હિંચ, હમચી. ઢાળ અને ઉથલો તરીકે જોવા મળે છે. હિંચ એ અહીં તાલ નથી પણ માનનો પ્રકાર છે. સીઓ અને પુરુષો સાથે મળીને લેય તે હિંચ અને માત્ર સ્રીઓ મળીને લેય તેને હમચી કહે છે એ જાણીતું છે. એવી જ રીતે રાસડા સ્રીઓજ લે છે પણ રાસ પુરુષો એકલા અથવા સ્રીઓ સાથે મળીને લે. ગરબા મોટે ભાગે સ્ત્રીઓજ લે જ્યારે ગરબી પુરુષો એકલા અથવા સ્ત્રીઓ સાથે મળીને લે. હિંચ ગેયકૃતિનું નામ જાણીતું નથી, પરંતુ હમચડી નામ મળે છે, તો રાસ અને રાસડા પણ ગેયકૃતિઓનાં નામ જાણીતા છે. એજ રીતે ઉર્મિમય નાનીકૃતિ તે ગરબી અને કથાત્મક દીર્ઘકૃતિ તે ગરબા. આમ સાહિત્ય પ્રકાર પણ વિકસ્યા છે. આ બધાની પાછળ દેશી નૃત્તપ્રકાર પડયા છે-જેમાં શ્રી કૃષ્ણની પૌરાણિક સમૂહનૃત્તાત્મક ક્રીડાઓ હોવા વિશે આજે બે મત નહિ મળે.

# પાનખર

'શિવપ્રકાશ'

[ The First Autumn નામની અંગ્રેજી વાર્તા ઉપરથી અહીં ગુજરાતીમાં આલેખન કર્યું છે. મૂળ લેખક છે Erskine caldwell વિષય લેખકનો છે પણ વિચાર સાથે છૂટ લીધી છે. — આલેખક ]

બગીચામાં બાંકડા ઉપર બેસીને ત્રણે બાળકો ખરતાં પાંદડાં ભણી જોઈ ગમ્મત માણી રહ્યાં હતાં. પવનની લહેર આવતાંની સાથે જ જાણે પર્ણવૃષ્ટિ થતી; તો વળી થોડીવાર રહીને બે ચાર પાકેલાં પાન આપમેળે અચાનક ખરી પડતાં. એક બહેન અને બે ભાઈ—ઉંમરની દૃષ્ટિએ તરુ છ વર્ષની, રાજુ પાંચ વર્ષનો અને પીયૂષ સાત વર્ષનો.

પાનખર બેસી ગઈ હતી, વૃક્ષ ઉપરથી પાન ખરી પડતાં હતાં અને ડાળીઓ વેરાન લાગતી હતી. તરુ બોલી ઊઠી:

'પેલું ઝાડ સૌથી જૂનું છે; તેનાં પાન ખૂબ ખરે છે!' પીયૂષે જવાબ આપ્યો: 'એવું કાંઈ નથી; દાદા કહેતા હતા કે આ ઋતુમાં તો દરેક વૃક્ષનાં પાન ખરે!

'દાદાને આવવા દો તેમને જ પૂછીશું' તરુએ કહ્યું.

એટલામાં ખભે બેસ અને હાથમાં લાકડી સાથે ધીમી ચાલે દાદાજીએ પ્રવેશ કર્યો એટલે ત્રણે બાળકો તેમને વીંટળાઈ વળ્યા.

'ચાલો દાદા, રમવા ચાલો! ઝટ કરો!'

દાદાએ એકદમ કપડાં બદલી લીધાં અને બાળકો સાથે બગીચામાં નીકળી પડયા: 'દાદા આજે શું રમશું?' રાજુએ પૂછયું. 'કાલની રમત અધૂરી છે; પૂરી કરીએ!' તરુએ કહ્યું. 'રોજ એકનું એક નહિ; આજે દાદા હાથી થશે!' પીયૂષ બોલ્યો. 'નહિ, નહિ-હાથી તો બહુ મોટો હોય; દાદા રીંછ બનશે!' તરુ બોલી. 'હા, હા રીંછ મોટા મોટા વાળ વાળું રીંછ!' બાળકો નાચી રહ્યા!

'અને ઘોડો થાઉં તો!' હવે દાદાએ પ્રશ્ન કર્યો.

'નહિ—નહિ ઘોડો પછી પેલા રીંછ!'

'ઠીક ચાલો ત્યારે; તૈયાર છો ને? રીંછ આવે છે...વુઉઉઉહ વુઉઉઉહ!'

દાદા ઘૂંટણીએ પડી ગોળાકારમાં ફરવા લાગ્યા અને માથું આમથી તેમ ધુણાવવા લાગ્યા: વૂ....હ વૂ...હ!'

બાળકોએ કકળાટ કરી મૂકયો: 'અરરા ભાગો જંગલી રીંછ આવે છે!'

દાદાએ તરુને પકડી પાડી. તે ચીસ પાડી ઊઠી: 'મારી પાસે નહી. મને રીંછની બીક લાગે છે!'

પીયૂષે કહ્યું: 'આ રહ્યા બોર! રીંછને બોર બહુ ભાવે છે. તેને મારી પાસે આવવા દો!' દાદા નજીક સર્યા એટલે પીયૂષ માથે ચડી બેઠો અને આનંદથી બૂમ પાડવા લાગ્યો:

'જોઈ લ્યો બંદાનો વટ! મને રીંછનો જરા ડર નથી! હું તો આ રીંછ ઉપર સવારી કરીશ!'

પિયુષે દાદાને આ રીતે મહાત કર્યા એટલે બીજા બે બાળકોનો રસ ઊડી ગયો. તેમણે કહ્યું: 'હવે બીજી રમત!'

દાદાએ જ કહ્યું: 'ઘોડો ઘોડો!'

ત્રણે બાળકો એક સાથે બોલી ઊઠયાં: 'બસ મઝા આવશે-ઘણે વખતે રમીએ છીએ!'

'પણ ઘોડો કોણ થાશે!' દાદાએ પૂછયું.

'તમે જ ઘોડો થાઓ-તમને સરસ આવડે છે. ચાલો, દાદા ઘોડો થાય છે!'

ત્યાં તો દાદાએ હણ હણવાનો અવાજ કર્યો. પીયૂષે પૂછયું: ઘોડો આમ કેમ કરે છે? ઘોડાને શું જોઈએ છે?" ઘોડો થયેલા દાદાએ જ કહ્યું: 'ઘોડાને સાકર ખૂબ ભાવે છે. તેને સાકર ખાવી છે!" અને હણહણાટી ચાલુ રાખી.

બાળકોએ દેકારો કરી મૂકયો: ઘોડાને સાકર ખાવી છે. કયાંથી લાવશું! ઘોડો તોફાને ચડયો છે!'

દાદાએ પગ ઉછાળવા માંડયા.

'એવા ભાગજો ! ઘોડો લાત મારી દેશે !'

'હવે ભાગ્યા ભાગ્યા ! એમ ડરી જાય તે બીજા !' પીયૂષે ગર્વથી કહ્યું અને ઉમેર્યું, 'હું હમણાં જ ઘોડા ઉપર સવાર થઈશ'

દાદા ઊભા રહ્યા એટલે પીયૂષ બેસી ગયો અને ઘોડો ફરીથી ચાલવા લાગ્યો. આ જોઈને તરુ બોલી :

'મારે પણ ઘોડા પર બેસવું છે! મને બેસાડ.' ઘોડો ઊભો રહ્યો ને તરુ પીયૂષની પાછળ તેને મજબૂત પકડીને બેઠી પણ જેવો ઘોડો ચાલવા લાગ્યો કે બન્ને એક બાજુ ઢળી પડયાં. અને ઘોડો પણ ગોથું ખાઈ ગયો. ખડખડાટ હાસ્યનું મોજું ફરી વળ્યું.

રસોડામાંથી માતાનો અવાજ આવ્યો :

'ચાલો, જમવાનું તૈયાર છે; હવે થોડીવાર રમત બંધ અને દાદાને આરામ !'

બે હાથે છાતી દબાવીને દાદા બેસી ગયા હતા. તેમને હાંફ ચડી ગયો હતો. તેમણે બાળકોને કહ્યું. 'જાઓ જમી લ્યો !'

બાળકોએ કહ્યું : 'દાદા તમે પણ ચાલો !'

દાદાએ જવાબ દીધો. 'મને ભૂખ નથી—મારે તો સવારે એક જ વાર બસ છે. હું તો હવે ખર્યું પાન!' અને તેમના વચનને સમર્થન આપવા એક બે પાન વૃક્ષ ઉપરથી ખરી પડયાં.

દિવસો જતા હતા. બાળકોની રમત ચાલતી હતી, વૃક્ષો ઉપરથી જૂનાં પર્ણ વિદાય લઈ રહ્યાં હતાં અને નવી કૂંપળો ફૂટતી હતી. જીવનનો સનાતન ક્રમ આગળ ધપતો હતો. અને આવી એક સવારે........

બાળકો પથારીમાંથી ઊઠી ગયાં હતાં પણ દાદા હજુ સૂતા હતા. બાળકોને અચરજ થતું હતું કે હમેશાં સૌ પ્રથમ જાગી જનાર દાદા આજે કેમ સૂઈ રહ્યા હશે? અને સૌના મુખ ઊતરી ગયેલા દેખાય છે! છેવટે માએ આવીને કહ્યું :

'તમે બધા જ છોકરાંવ ઉપર અગાશીમાં રમો : હું કહું નહિ ત્યાં સુધી નીચે આવશો નહિ!'

બાળકો ઉપર ગયાં. નીચે માણસો એકઠા થઈ રહ્યા હતા. સૌનો પહેરવેશ ડાઘુ જેવો હતો. કોઈ વાસ લાવ્યું અને કોઈ વળી અને સીંદરી, રડકકળ વધતી હતી. ત્રણે બાળકો ભારે હૃદયે આ બધું જોઈ રહ્યાં હતાં. છેવટે દાદાની નનામી નીકળી ત્યારે દાદાને જડબેસલાક બાંધીને ચાર જણે ઉપાડયા હતા, એક જણ આગળ ચાલતો હતો, અને તેના હાથમાંની મટકીમાંથી અગ્નિનો ધુમાડો નીકળતો હતો. ઘણા બધા લોકો પાછળ ચાલતા હતા અને સૌના મુખમાં રામનું નામ હતું.

નક્કી કાંઈક અજુગતું બની ગયું છે એવી આશંકાએ ત્રણે બાળકોના મુખમુદ્રાને ગંભીર બનાવી દીધી હતી. પીયૂષ સૌથી મોટો હતો અને પોતાનાથી બે નાનેરાં ભાંડુને સાચવવાની જવાબદારી તેની હતી. નાનો રાજુ રડમસ અવાજે બોલી ઊઠયો :

'દાદા કયાં જાય છે?'

પીયૂષે કહ્યું : 'દાદાને દવાખાને લઈ જાય છે!'

તરુએ વિરોધ કર્યો. 'એવું હોય તો બાપુ જ દાક્તરને ઘેર બોલાવે!'

પવનની એક આછી લહર આવી. અગાશીની બરોબર સામે પીપળાનાં બેચાર પાન ખરી પડયાં. તે જોઈ, વાત બદલવા, પીયૂષે કહ્યું : "અધધધ! કેટલાં પાન ખર્યાં?

તરુએ પૂછયું : 'દાદા પેલું શું કહેતા?'

પીયૂષે જવાબ આપ્યો 'ખર્યું પાન!'

તરુએ આગળ પૂછયું 'એટલે શું?'

નાનો રાજુ વચ્ચે બોલ્યો 'મને બધી ખબર છે!'

પીયૂષે મુખ ઉપર હાસ્ય લાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું 'હમણાં હું તને કહીશ!'

વાતાવરણ વધુ ગંભીર બનતું હતું. ત્રણે બાળકોના હૃદય ઉપર કોઈએ જાણે શિલાનો ભાર મૂકી દીધો હતો. પવનની એક વધુ લહર આવી. સામેના વૃક્ષમાં આછો સંચાર થયો. એક પીળું પાકટ પાન લહરાતું નીચે ખરી પડયું. ત્રણે બાળકો તે તરફ જોઈ રહ્યાં. પીયૂષે કહ્યું : 'જોયું ને, તરુ? દાદા કહેતા તે આ!'

તરુએ આગળ પૂછયું : 'ત્યારે દાદા......?'

કૃત્રિમ રોષ દર્શાવતા પીયૂષ બોલ્યો. 'સાવ ગાંડી છે! એ તો પાંદડું હોય તે ખરે—માણસ ખરતું હશે?'

જાણે સામેના વૃક્ષના પાન સાથે હરીફાઈ કરવાનાં હોય તેમ, અને ખર્યાં કે ખરી પડશે તેવી રીતે ત્રણે બાળકોની આંખમાં અશ્રુઓ ઝળોઝળ તોળાઈ રહ્યાં!

# યોગક્ષેમ વહામ્યહમ્

દેવેન્દ્રકુમાર પંડિત

સમર્થ રામદાસ સ્વામી પાસેથી જ્ઞાનની વાતો શ્રવણ કરી શિવાજી, મા જીજાબાઈને નમી મંત્રણાગૃહમાં આવ્યા કે, અનુચરોએ, પરિભ્રમણની વિગતો કહેતા માંડી.

નોખ નોખી બાબતોમાં અનુચરોએ કહેલ વાતો પછી રાજ્યાશ્રિત ધર્મ ધાર્મિક સ્થાનો અને ધર્મશીલ પુરુષોનો અહેવાલ પેશ થયો, તેમા મહારાજે દેહુ ગામનાં સંત તુકારામ અંગે ખાસ મંગાવેલ હાલત પૂછી.

ને નમ્રભાવે રાજસેવકે પ્રત્યુત્તર વાળ્યો.

'મહારાજ! દેહુ જઈ તુકારામજીની મેં જે સ્થિતિ જોઈ તેનું વર્ણન થાય તેમ નથી.' સાભળી ગાદી પરથી, અર્ધા બેઠા થતા શિવરાજ બોલ્યા :

'એટલે ?'

'મહારાજ! કારમી કંગાલિયત લાખા આંટા મારે છે. ખાવા અન્ન હોતું નથી. બાળકો ને પત્ની ભૂખ્યાં બેસી રહે છે, કોઈનાય અંગ પર ફાટયા વિનાનું વસ્ત્ર જ નથી, તુકારામજી ચંદ્રભાગાને તીરે મંદિરમાં જઈ પાડુરંગ પાડુરંગના સ્તવન સિવાય કશું જ કરતા નથી

શિવાજીએ એક પલ આંખની પાંપણ નીચે નમાવી ઊંચી કરી. એ એક પલકારામા, એણે ધર્મ-રત એ સંતપુરુષનું જીવન હાલતનું ચિત્ર નીરખી લીધું.

'ભોજન વ્યવસ્થા માટે એ સત કદી જ યત્ન કરતા નથી ?'

'ના, મહારાજ! રાત્રે મેં કાનોકાન એમનાં પત્નીને કહેતા સાભળ્યા કે, 'આજ બાળકો ભૂખ્યા સૂઈ ગયા છે.'

'તુકારામજી શું બોલ્યા ?

'કહ્યું મહારાજ, "પાડુરંગની ઇચ્છાને આપણે આધીન છીએ. અતિ દુઃખથી આપણાં આ ભવ કે, પરભવનાં પાપ ધોવાઈ જશે. દુઃખને પ્રભુની અમોલી ભેટ છે." ત્યાં મહારાજ કોઈક પાડોશી બાઈ લોટ દાળ આપવા આવ્યાં. તુકારામજીનાં પત્નીએ તેમને કહ્યું : "તમે લોટ દાળ લાવ્યા પણ છોકરાંના બાપની એનો સ્વીકાર કરવા અનુમતિ જોઈએ.'

પછી! મટકુંય માર્યા સિવાય અનુચર તરફ નજર નોંધી શિવરાજ બોલ્યા.

'પછી તુકારામજીએ કહ્યું : "મહેનત કર્યા સિવાયનું ઉપાર્જન કરેલ અન્ન ખાવું એ પાપ અન્ન છે." એટલે પેલા પાડોશી બાઈ લોટ દાળ પાછા લઈ જતા રહ્યા.'

'ધન્ય ધન્ય.'

'પણ ત્યાં જ એમના પત્નીએ આંખમાં આંસુ લાવીને કહ્યું : "લોટ દાળ લીધા હોત તોયે તે રાધવાના વાસણ કેડી હતા આપણા ઘરમા!" ને તુકારામે પાડુરંગ પડુરંગ એટલો જ માત્ર ઉચ્ચાર કર્યો

સાભળી શિવાજી કયાંય સુધી સુનમુન બેસી રહ્યા. ચોમેર શાંતિને નીરવતા હતા. માત્ર જરા ચોગાનમા ભગવો ઝંડો આભમાં લહેરાઈ રહ્યો હતો. તેના પવનથી ભીડતા ફડાકો માત્ર સંભળાતા હતા.

'અરે કોણ છે!'

'જી!' અનુચર નમી રહ્યું.

'જરા ધર્માદા ખાતાના અમાત્યને કહી આવો કે દેહુ ગામમાં સત તુકારામને ત્યાં એકસો સોના-મહોરના ચાંદીના વાસણો આપી આવો પણ એ તુકારામ ઘેર ન હોવ ત્યારે જ. નહિતર તો એ સ્વીકારશે નહિ.

ત્યાજ રાજમાતા જીજાબાઈ અંદર આવ્યા ને જતા અનુચરને રોકી કહ્યું :

'શિવુ! જે કામથી આ અને આવતા ભવનું પુણ્યનું ભાથુ બધાય છે. એ કામ રાજ સેવકોને અપે છે!'

'સાચું છે માડી, મારે જ જવું જોઈએ.'

'સમર્થ'ના ઉપદેશને તું એટલી વારમાં

વિસરી ગયો! તેમણે કહેલું યાદ છે કે જે રાજ્યમાં ધર્મ, ધર્મસ્થાનો અને ધર્મપુરુષોનો આદર નથી થતો રહેતો તે રાજ્યનો ક્ષય થાય છે!'

'ભૂલી નથી ગયો, લ્યો હું જ જાઉં છું મા!'

કહી શિવાજી ઘૂંટણીએ પડી માને વંદી ઊભા થયા અને એજ ક્ષણે ચાંદીના વાસણ તથા અન્ય ઘરવખરી સાથે લઈ દેહૂ ઉપડી જતા પહેલાં સમર્થ રામદાસ સ્વામીને વંદના કરવા ગયા.

હાથમાં માળા ફેરવતા અને આંખમાંથી અમીધારા રેલાવતા ગુરુને નમી શિવરાજ બોલ્યા:

'દેહૂ જાઉં છું, ગુરુવર્ય!'

'તુકારામજીનાં દર્શને!'

'જી, દર્શન અને ભેટ પણ ખરી.'

'ભેટ?' આંખમાં ચમક લાવી રામદાસ સ્વામી બોલ્યા:

'હા જી, સાંભળ્યુ છે કે, એમનાં ઘરમાં રાંધવાનાં વાસણેય નથી. એથી જાતે આપવા જાઉં છું.'

'જાઓ.'

કહેતાં, સમર્થના હોઠ પર એક મંદ હાસ્ય ક્યાંથી વિલાઈ ગયું. એ મર્મયુક્ત હાસ્યનું હાર્દ શિવાજી ન સમજી શકયા. ન ઉકેલી શકયા.

દેહૂ ગામ બહાર મુકામ કરતાં શિવાજીને જાણવા મળ્યું કે, તુકારામ એ દિવસ થયા બહારગામ ગયા છે, એટલે શિવાજીએ વેશ બદલી અનુચરો પાસે એ બધું ઉપડાવી લઇ ગયા ને ઘરમાં મૂકાવી પાછા ગામ પાદરની ધર્મશાળાએ રહ્યા.

ત્યાંજ પાંડુરંગ પાંડુરંગનો જયધ્વનિ પોકારતા તુકારામ આવતા દેખાયા. શિવાજીએ એમને જોયાને એનાં હર્ષનો પાર ન રહ્યો કે, આજ આવા પ્રભુ ભક્તને મેં સહાય કરી તેની ઉપાધિ દૂર કરી છે.

તુકારામ આવ્યા ત્યારે સાંજ પડવાને બહુ થોડો સમય હતો તોય સૂર્ય મહારાજે જાણે હજુ સંતને ઘેર પહોંચાડવા, આભનાં પરાંગણમાં તેનો રથ હજુ ઊભો રાખ્યો છે.

તુકારામનાં પાંડુરંગ પાંડુરંગના ધીળા બોલનું લીંપણ થઇ રહ્યું કે તેના બાળકો ઘર બહાર નીકળી એમને વળગી પડતા બોલ્યા:

'બાપુ! બાપુ! આપણે ઘેર તો આજ પાર વગરની જણસો છે'

'જણસો?'

'હાંરનો, ચાંદીના મઝાના, કોતરણીવાળા વાસણો ને એવું તો ઘણું બધું છે.'

તુકારામ ઘરમાં આવ્યા.

પત્ની સામેજ ઊભા હતા. એને જતાં વેંત પૂછ્યું:

'છોકરાઓ સાચું કહે છે?'

'હા.'

'કોણ આપી ગયું?'

'અજાણ્યા હતા.'

'ચાલો સારું થયું, પાંડુરંગની આપણાં ગરીબ પર કૃપા ઊતરી.'

સદાના અપરિગ્રહી સ્વામીની આ વાત સાંભળી પત્ની જરાક ચોંકવાને સ્વામીનાં બોલનો અર્થ ઊકેલવા માંડયો પણ ન સમજાયું, અંતે પૂછ્યું:

'એટલે ઘરમા લીધા તે સારું કર્યું ને?'

'એક રીતે.'

'કઇ રીતે સ્વામીન્!'

'આપણે ગરીબ કદી કોઇને દાન-ધર્મ કરી શકતા નથી તે દાન કરવાનો અમૂલો અવસર આજ પાંડુરંગે આપ્યો છે.'

'એટલે શું બાપુ!' બાળકોએ પૂછ્યું.

'બેટા! આપણે બીજાઓને આ વાસણો આપી દઇશું. એ વાસણો લેનાર કેવા રાજી થશે? જેવા તમે રાજી થાઓ છો!'

'અને આપણે!'

'આપણને પાંડુરંગ સહસ્ર ગણું આપશે.'

'પાંડુરંગ તો કશુંજ આપતા નથી. એક દિવસ અગાઉ પણ આવી જ ઊમદા ભેટ સોગાદ આવેલી તે તમે પાછી વાળેલી.'

'બચ્ચાઓ! કારામાં સૌનો ભાગ હોય. આપણે એકલા સારાનો ઉપભોગ કરીએ તો પાંડુરંગ દુભાય. કહો, પાંડુરંગ દુભાય એવું કરું કે, તમે દુભાવ એવું કરૂં ?'

'ના, ના, સ્વામિન્! પાંડુરંગ રાજી રહે એવું જ કરજો. બાળકોના બોલવા સામું ન જોશો.'

'બસ ત્યારે આપણે આ વાસણુના ઢાલ દાન કરી દઈ પાંડુરંગની આશિષ મેળવીએ. દાનધર્મ પાંડુરંગને બહુ વહ લો છે. ચાલો તમે મને સહાય કરો.'

'શી?'

'બાળકો ઘેર રહેશે. આ વાસણોને અન્ય સામગ્રી આપણે બેઉ ઊપાડી ગામનાં ગોકમાં જઈએ ને ત્યાં તેનું દાન કરી કૃતાર્થ થઈએ. આપ ણને ગરીબને દાન કરી કૃતાર્થ થવાનો આવો સુંદર મોકો ફરી ક્યારે મળશે!'

'પધારો સ્વામિન્! હું તમારી જોડે વાસણો ઊપાડી આવીશ.'

'પાંડુરંગ! પાંડુરંગ!' કરતા તુકારામે વાસણો પત્નીના માથા પર ચડાવી બીજા પોતે ઊપાડી લીધા ને બેઉ દંપતી ચોકમાં આવ્યા.

ત્યાં વાસણો નીચે મૂકયા ને જતા આવતા લેહુ-વસીઓને કહ્યું: 'આ વાસણોનુ મારે દાન કરવું છે જેને જોઈએ તે ખુશીથી લઈ જાય.'

લોકોને આશ્ચર્ય જ થયું: ઘરમા દીકરાના વાસ ણોય રાધવા સારૂ નથી તે તુકારામ આજ રૂપેના ચાદીના વાસણો દાનમા દઈ દે છે.'

શિવરાજને ધર્મશાળામાં જાણ થઈ એ વેશ પલટો કરી, પાંડુરંગના આ કૃપાપાત્રની કારમી કંગાલિયતભાવ જગતને દાન ધર્મનો મહિમા સમજાવતી આ દાનશીલતાના દર્શન કરવા ચોકમાં આવ્યા.

દંપતીના મો પર બીજાને સારામાં સહભાગીદાર બનાવવાની પુણ્યમયી વિકસતી આરના નીરખી એ મનોમન વદી રહ્યા.

જોતજોતામાં તો બધી સામગ્રી દાનમાં અપાઈ ગઈ.

પછી દંપતી ચોમેર દિશાઓને વંદના કરી ઘેર આવ્યા ત્યાં સતની આ દાનશીલતાનાં દર્શન કરી સુર્યદેવ ક્ષિતિજમાં નીચે ડૂબી ગયા અને આ સુભગ દર્શનથી જાણે હર્ષ પામ્યા હોય તેમ આથ-મણી દસે તુકારામ પર અભિષેક કરતા કુંકુમ વર્ણું તેજ દેહુ પર ઢોળાઈ રહ્યા.

રાત પડી આભના ઓવારે તારલા ટમટમી ઊઠયા.

શિવાજી વેશ બદલી તુકારામના ઘર સમીપ આવી ઊભા.

ઘરમા દાંત ચિરો બેઠેલ તુકારામ પાસે બાળકો આવી બેઠા ને રોયા.

'કેમ, કેમ, કેમ, રડવું આવે છે?'

'ત્યારે શુ હસીએ?'

'પણ છે શું એ તો કહો!'

'રાત્રી ભોજન મળ્યુ નથી.'

'કાં!'

'મા ખાવાનું દેતા નથી.'

'કયાં ગયા?' પત્નીને હાક દેતા તુકારામ બોલ્યા.

'કહો' તુકારામની સમીપ બેસતાં એમનાં પત્ની બોલ્યા.

'બાળકો શું કહે છે?'

'સાચુ'

'કેમ?'

જવાબમાં એમની આંખોમાંથી ડબક ડબક આંસુ સરી પડયાં.

પત્નીને રડતા જોઈને તુકારામ બોલી ઊઠયા.

'અરે તમેય રડો છો?'

'ત્યારે શું કરું?'

'ભોજન નથી?'

'છે, પણ રાંધવાનાં વાસણો નથી'

'દીકરાના હતાને આપણે! ફૂટી ગયાં?'

'ના'

'ત્યારે?'

'ઘરમાં ચાંદીનાં વાસણો આવ્યાં કે તુરત મેં એ દીકરાનાં વાસણો દાનમાં આપી દીધાં.'

'વાહ વાહ! ધન્ય તમને, પાંડુરંગનાં તમારા પર અનંત આશીર્વાદ ઊતરો, દાનની મહત્તા તમારા હૃદયમાં આટલી સ્થિર છે એ જોઈ હું પ્રસન્ન થાઉં છું. મારો પાંડુરંગ પણ આજ પ્રસન્નતા અનુભવતા હશે.'

'નાથ! આથી જ મેં રસોઈ કરી નથી.'

'ત્યારે હવે!'

'આપની જે આજ્ઞા હોય તે.'

'આપણાં યોગક્ષેમનું વહન કરનારા પાંડુરંગની અમાપ સદ્ઇચ્છાના દર્શન કરી રાતભર અભંગો ગાશું. છોકરાઓ સૂઈ જશે.'

ને દંપતી પાંડુરંગનાં અભંગ ગાવા માંડયાં.

આભ ધરતી પર એ કલ્યાણકારી નિર્મળ રવ પ્રસરી રહ્યો.

*

# જમાનો બદલાઈ ગયો

"હરરોજ આઠ વાગ્યે કામે ચડી જાઓ છો અને આજે કેમ મોડા પડયા?" રસ્તા ઉપર ખોદાણ કામ કરતા મજૂરને ઈજનેરે ટકોર કરી.

"મોડો નથી સાહેબ, પાંચ મિનિટ વહેલો છુ" ત્રિકમ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં મજૂરે જવાબ આપ્યો.

"શું વહેલા છો ધૂળ? આઠ ઉપર પાંચ મિનિટ થઇ ગઇ," ઇજનેરે પોતાની કાંડા ઘડિયાળમાં જોઈને કહ્યું.

"માફ કરજો સાહેબ! મારી ઘડિયાળમાં હજી આઠમાં પાંચ મિનિટ બાકી છે." પાટલુનના ખિસ્સામાંથી ઘડિયાળ કાઢીને મજૂરે ઇજનેર સાહેબની સામે ધરી.

"તારી ઘડિયાળ દસ મિનિટ પાછળ હશે!" ઈજનેર સાહેબે કરડાકીથી કહ્યું,

"હજી ગઈ કાલે રાત્રેજ રેડિયો સાથે મેળવી છે. સાહેબ! પણ તમારા વેણની ખાતર પાંચ મિનિટ વહેલું કામ આદરી દઉં છું." કિલ્લીગ ઉપર જતા કોઈ ખેટધરની અદાથી મજૂર ત્રિકમ લઇને કામે વળગ્યો.

"જમાનો બદલાઈ ગયો!" ઈજનેર સાહેબ ગણગણ્યા. —પ્રવાસી.



# સૌન્દર્યભાવના

જિનરાજદાસ

પ્રભુ પ્રેમસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે, તેમ જ સૌંદર્યસ્વરૂપ પણ છે. આથી પ્રભુએ રચેલી સૃષ્ટિમાં એવું કશું યે નથી, કે જે સૌંદર્યરહિત હોઈ શકે. ગુલાબના પુષ્પમાંથી પરિમલ પ્રસરે છે, સૂર્યમાંથી અંધકારનો નાશ કરનાર પ્રકાશ રેલાય છે, પૂર્ણિમાની ચાંદનીમાંથી અમીરસ વર્ષી રહે છે, એમ એથી હજારગણું વધારે સૌંદર્ય પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાંથી વહે છે. આ કથનમાં જરા પણ અતિશયોક્તિ નથી. પ્રભુએ સર્જેલી અસંખ્ય વસ્તુઓમાં મનુષ્યને જ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, તે સર્વ રીતે ન્યાયયુક્ત છે. કારણ કે સૃષ્ટિની તમામ વસ્તુઓમાં મનુષ્ય જ પ્રભુનો મોટામાં મોટો ચમત્કાર છે. આ અવની ઉપર એવો એક પણ મનુષ્ય નથી કે જેનામાં સૌંદર્યભાવનાનો અલ્પ અંકુર-મંદ સ્ફુલિંગ – પણ અસ્તિત્વ ન ધરાવતો હોય. ગ્રીસ દેશ જેવી મહાન સંસ્કૃતિમાં ઉછરેલ સ્ત્રી પુરુષો જીવનના અસંખ્ય ક્ષેત્રોમાં સૌંદર્યનો પ્રકાશ નિરખી શકે છે. એમ જંગલીમાં જંગલી મનુષ્ય પણ જીવનના એકાદ ક્ષેત્રનું સૌંદર્ય નિહાળી શકે છે. કારણ કે, 'સૌંદર્ય એ કુદરતના ગૂઢ નિયમોનું પ્રકટીકરણ છે.' જંગલી મનુષ્ય પણ પોતાના પાળેલાં પ્રાણીઓમાં કે પોતાના ઓજારોની આકૃતિમાં સૌન્દર્યનાં દર્શન કરી શકે છે. લક્ષકોટિ તારલાથી છવાયેલા આકાશમાં કે રમ્ય સરોવરમાં સુન્દરતા જોઈ શકે છે; પોતાની આજુબાજુ આવેલા પર્વતો અને ખીણોમાં એને સુન્દરતા દેખાય છે; તેમ જ કોઈ રંગબેરંગી પુષ્પમાં પણ એ સુન્દરતા નિહાળે છે. ગમે તેમ હોય પણ 'કુદરતના બનાવો બુદ્ધિગ્રાહ્ય છે, અને કોઈ સનાતન ભાષાના (વ્યાકરણના) પદો જેવા લાગે છે,' એ ઇમર્સનના કથન પ્રમાણે ઉપરોક્ત વસ્તુઓ એનામાં સૌન્દર્યની ભાવના પ્રકટાવે છે. પ્રત્યેક મનુષ્યમાં રહેલ સૌંદર્યની આ ગૂઢ ભાવનાને જાગ્રત અને સચેત કરવી, તથા સત્ય, સ્નેહ, સ્વાર્પણ કે દયા જેવા સદ્‌ગુણોથી સૌંદર્ય અભિન્ન છે, એમ સુશિક્ષિત અને સુઘ મનુષ્યના અંતરમાં સ્થાપિત કરવું, એ જ સર્વ સંસ્કૃતિઓનું ભવ્ય અને ભગીરથ કર્તવ્ય છે.

સૌન્દર્યની મહાન શક્તિ મનુષ્યની વાસનાઓનું પ્રેરણા રૂપે પરિવર્તન કરે છે; એના વર્તનને નિર્મળ અને પવિત્ર કરે છે; અને એના સકળ સંબંધોને સત્યશીલ બનાવે છે, તેથી જ સૌન્દર્યમાં નૈતિક મહત્તા સમાયેલી છે. મનુષ્યને જીવન જીવવા માટે હવા કે નિદ્રાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ સાચું જીવન જીવવા માટે સૌન્દર્યની પણ જરૂર છે. કારણ કે મનુષ્યે માત્ર આજીવિકાના સાધનો માટે જ કાર્ય કરવું – 'રોટી' માટે જ જીવવું – એ તો કાર્ય અને જીવન ઉભય વિષેનો કેવળ ખોટો ખ્યાલ છે. મનુષ્ય જો ઉપયોગી અને સુંદર વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે તથા એમાં આનંદનો અનુભવ કરવા માટે કાર્ય કરે, તો એનું જીવન સર્વાંગ સુંદર થાય. અને જીવનનો પ્રત્યેક પ્રસંગ એને અમરતાની સુવાસ આપી શકે. વળી સૌંદર્ય ચૈતન્યને પ્રબળ બનાવે છે, જીવનનો પાયો દૃઢ કરે છે, તથા શ્રમિત અને નિર્બળ મનને ઉલ્લાસથી ભરચક કરી, એને નવજીવન અર્પે છે. સૌંદર્યની સહાય વડે કલા આત્માને અવનવીન પ્રેરણા આપે છે, અને એને જીવનસંગ્રામ માટે નવીન ઉત્સાહથી સજ્જ કરે છે. કારણ કે 'હકીકતોનો આત્મા પ્રકટ કરે,' એ જ સાચી કલા છે, અને વાંછિત વસ્તુઓના સત્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે, એ જ સૌંદર્ય છે. સાચો કાર્યકર કર્તવ્યક્ષેત્રોમાં પ્રવેશતા પહેલાં પોતાના અંતરને સૌંદર્યની સુવાસથી ભરપૂર ભરે નહિ, તો તે પોતાની કૃતિમાં સૌંદર્ય ક્યાંથી આણી શકે?

'જે વસ્તુ સારી છે, જેમાં એક પણ નકામું અંગ નથી, જે પોતાનો હેતુ બરાબર સિદ્ધ કરે છે, જે સર્વ ચીજો સાથે સુસંગત છે, અને જે બે સીમાન્તોનું મધ્યબિન્દુ છે, તેને આપણે સુંદર કહી શકીએ.' એટલું કહીને ઇમર્સને સૌંદર્યની વ્યાખ્યા આપવી પડતી મૂકી. પરંતુ સૌંદર્ય એટલે શું, એ

પ્રેમ મનુષ્યના અંતરમાં વહેલો મોડો ખડો થયા વિના રહેતો નથી.

વસ્તુઓ વસ્તુઓની ખાતર જ સુંદર નથી. સૌંદર્યનો સાચો આધાર દૈવી મન ઉપર છે; એ દૈવી મન તમામ વસ્તુઓને તપાસે છે, તેમના વિભાગોને પરસ્પર સાંકળે છે અને તેમના સ્વરૂપમાં યોગ્યતા અને ઉપયોગિતા કરતાં કોઈ અધિક તત્ત્વનું દર્શન કરાવે છે. આ પ્રૌઢ ઈશ્વરી મન સર્વ સ્થળે અને સર્વ કાળે વસ્તુમાત્રને નિરખે છે, અને પોતે જ સૌન્દર્ય સ્વરૂપ હોવાથી, અન્ય વસ્તુઓને પોતાના સૌન્દર્યની ઓછીવત્તી પ્રતિકૃતિ રૂપે જુએ છે. ગુલાબના પુષ્પને રૂપ, રંગ અને સુગંધના કોઈ મહાન આદર્શની, કે કોઈ 'જીવન–સહચરી' ની સ્મૃતિની દૃષ્ટિથી નિહાળતા એ જેટલા પ્રમાણમાં પોતાના સૌન્દર્યનાં ધોરણને મળતું આવે તેટલા પ્રમાણમાં ઈશ્વરી મન એને સૌન્દર્યમય લેખે છે; તથા આપણને તે (ગુલાબનું પુષ્પ) જેટલા પ્રમાણમાં ઈશ્વરી મનની ઝાંખી કરાવે, તેટલા જ પ્રમાણમાં આપણે તેને સુંદર કહી શકીએ.

ઈજીપ્તના 'પિરામિડ' માં તે કાળ અને દેશના નાગરિકોની ધાર્મિક સંકુચિતતા, તેમની ગેંડી અને ગગનચુંબી આશાઓ, તેમ જ તેમના જીવનની રુક્ષતા વગેરેનો આબેહૂબ ચિતાર રજૂ થાય છે; આ ગુણને લીધે જ 'પિરામિડ' કલાયુક્ત ગણાય છે. કવિવર શેક્સપીઅરે નવયુવાન પ્રેમીજનોના વિરહનું સત્યસ્વરૂપ માત્ર બે પંક્તિમાં જ આલેખ્યું છે: 'પૂજક ભાવથી, અસંખ્ય આંસુથી, સ્નેહઘન વિલાપથી અને જ્વાલામય ડુસકાથી': વર્ણનની આવી સુંદરતા જ કવિને મહત્તા આપે છે. વસ્તુઓનો આદર્શ ચિતાર રજૂ કરી શકે તે જ કલા. પરંતુ "કોઈ સુંદર સ્ત્રી એક વ્યવહારિક કવિ છે; પોતાના જંગલી પતિને સંસ્કારી બનાવે છે; અને જેના સમાગમમાં આવે છે, તેનામાં કોમળતા, આશા અને વાક્ચાતુર્ય રેડે છે," એવી ઉચ્ચ ભાવનાઓ સર્વની ઉપર એક સરખી અસર કરી શકતી નથી. મનુષ્યોની વણખીલી કલ્પનાશક્તિ સુંદરીઓના આવા ઉચ્ચ આદર્શની ખૂબી અનુભવી શકતી નથી; તેમ જ સૂર્યોદય ને પુષ્પ જેવી સુમધુર વસ્તુઓમાં પણ સુંદરતા પેખી શકતી નથી. આનું કારણ એ જ કે એવી વણખીલેલી કલ્પનાશક્તિમાં ઈશ્વરી મનના ઉચ્ચ આદર્શો પ્રતિબિંબિત થઈ શકતા નથી. કવિ વર્ડ્ઝવર્થ કુદરત રૂપી મહાદેવીનું જેટલું સૌન્દર્ય ઝીલી શકે છે, તેટલું અન્ય આત્માઓ નથી ઝીલી શકતા. કોઈ કલાકાર પોતાની કલા દ્વારા ઈશ્વરી મનનો જેટલો સાક્ષાત્કાર કરી શકે છે, એટલો બીજાઓ માટે સંભવિત નથી, એમ કહેવું એમાં લગારે અતિશયોક્તિ નથી. મનુષ્ય ઈશ્વરી મનમાં વસતાં માધુર્યના આદર્શોને જેટલા પ્રમાણમાં પોતાના મન અને હૃદયમાં ઝીલી શકે છે, તેટલા પ્રમાણમાં જ એ સાચા સૌન્દર્યને નિહાળી શકે છે. સંગીત માટે કાર્લાઈલે લખેલાં વચનો યાદ કરો: 'અનંતતા તરફ પ્રયાણ કરાવી, તેની ગહનતાની કંઈક ઝાંખી કરાવનાર, કોઈ ગેબી તાલ, એ જ સંગીત છે' પરંતુ સંગીતની સહાય વડે સ્વર્ગમાં સંચરવું, સર્વને માટે સરખું સરળ નથી પોતાના આંતર પ્રકાશના પ્રમાણમાં જ મનુષ્યો ઉચ્ચ ભૂમિકામાં ફલંગો મારી શકે છે



પણ પ્રભુની કરુણા અવર્ણ્ય છે; ઈશ્વરી યોજનાની દયા અકથ્ય છે. જેમ સૂર્યનાં કિરણો મુગ્ધ કલિકાની પાંખડીઓ વિકસાવે છે, ચંદ્રની અમીધારા કુમુદને જીવનરસનું પાન કરાવે છે, તેમ સૌન્દર્યરૂપે પ્રભુ

પોતાના પ્રેમના બળથી મનુષ્યને સુંદરતાની પ્રાપ્તિ માટે તૈયાર કરે છે, અને મનુષ્યની સર્વ કૃતિઓની પડખે રહીને પોતે એને સાક્ષાત સૌન્દર્યની સમીપ આણે છે.

આ પ્રમાણે, ભાવીના પડઘા સુણી તેમને આતર સુરથી લલકારનારા કવિઓ, માનવ જાતિની મૂંઝવણો ઉકેલનારા નાટ્યકારો, નીતિની ભાવનાને સ્થૂળ રૂપ આપનાર શિલ્પીઓ, શબ્દ દ્વારા આત્મરણકારને ગજવનારા સાહિત્યકારો, તથા સ્વર્ગની સહેલ કરાવનાર સંગીતકારો આ સૌને સર્વદા સૌન્દર્યનાં દર્શન કરાવી રહ્યા છે. જીવનની સ્વર્ગીય વાતો સુણનાર તો એક જ વ્યક્તિ છે પરંતુ તેના દર્શનથી અંજાઈને કલાકારો પોતે નિહાળેલ પ્રકાશના ભડકા વેરતા કિરણો આપણી સમક્ષ રજૂ કરે છે એ જ કલાકારોની સાચી વિશેષતા છે.

સૂર્ય જેમ વસ્તુમાત્ર ઉપર ઉષ્ણતા અને પોષણનાં બળો રેડી રહ્યો છે, તેમ સૌન્દર્યરૂપ પ્રભુ પણ મનુષ્યમાત્રના સ્વભાવ ઉપર સૌન્દર્યના કિરણોની વૃષ્ટિ કરી રહ્યા છે. મનુષ્ય જ્યારે સૌન્દર્યના નિયમોને વન્દે છે, ત્યારે સૌન્દર્યનો સ્વામી પોતાના નવીન સન્દેશ સાથે મનુષ્યના અંતરમાં પ્રવેશ કરે છે. બાળક જેવાં નિર્દોષ હૃદયો, અને પુષ્પ જેવાં નિર્મળ અંતરોને સૌન્દર્યની શોધ નથી કરવી પડતી. વૃક્ષ, રોપ અને લતા, સાગર, શૈલ અને સરિતા, સર્વમાં કોઈ નિદ્રા લેતી પ્રિયતમાના સ્મિત સરખું સૌન્દર્ય રહેલું જ છે. અંતરની મલિનતા ઓસરે, દૃષ્ટિપથ વિશાળ બને, તથા વસ્તુમાત્રમાં એક જ ચૈતન્ય પરખાય, તો સૌન્દર્યના ઝરણ અખૂટ છે, એમ મનુષ્યને સમજાયા વિના રહે નહિ. ખનિજ અને વનસ્પતિ, પશુ અને મનુષ્ય, સર્વ સૌન્દર્યથી ભરેલા છે. આ અવનીમાં એવું એક પણ સ્થાન નથી કે જે સૌન્દર્ય વિનાનું હોય. પર્વતની પ્રૌઢતામાં કે સાગરના ઘુઘવાટમાં વંટોળિયાના તુફાનમાં કે અરણ્યના નિ સીમ પથારમાં, નગર ની પુષ્પ વાટિકામાં કે જ્યોત્સ્નાના રૂપેરી તરંગોમાં, કોઈ સુકુમાર બાળાનાં સંવનનમાં કે મુગ્ધાના પુષ્પ-પ્રફુલ્લ હાસ્યમાં, જ્યાં જ્યાં પ્રભુતા છે, ત્યાં ત્યાં સ્થળે સ્થળે, સૌન્દર્યનો સુવર્ણમય પ્રકાશ ઝળહળી રહ્યો છે. કારણ કે જ્યાં પ્રભુતા છે, ત્યાં જ સૌન્દર્યનો નિવાસ છે.

# વારસો

આજે જે લોકો પોતાની સંતતિ માટે મિલકત મૂકી જાય છે, એમના છોકરાઓ આળસ, વ્યસન અને બુરાઈમાં બધું બરબાદ કરી નાખે છે અમે ત્રણ ભાઈઓ છીએ. અમારા પિતાજીએ અમને સારી રીતે કેળવ્યા, પરંતુ કોઈ મિલકત ન આપી. એટલા માટે ત્રણે ભાઈઓ પરાક્રમી અને સુખી થયા પિતાજી જો અમને બેવકૂફ રાખત અને અમારા માટે પૈસા મૂકી જાત તો વિદ્યા ચારિત્ર્ય, અક્કલ આદિ ગુણોના બદલામાં અમે પૈસા લેત અને નાલાયક બની જાત. એટલા માટે અમે, અમારા પિતાજીનો ઉપકાર માનીએ છીએ કે એમણે અમને શિક્ષણ આપ્યું અને પૈસા ન આપ્યા જે પિતા પોતાના પુત્ર માટે સારી મિલકત, પૈસા-ટકા મૂકી જાય છે તે પોતાના પુત્રનો શત્રુ છે

પુત્રમનુશિષ્ટ લોક્યમાહુઃ પિતા પુત્રને સારું શિક્ષણ આપે તો એની સદ્‌ગતિ થાય છે.

પુત્રને શિક્ષણ, મહેનત, ઉદ્યોગ અને નીતિ શીખવવાને બદલે મિલકત આપશો તો તમને પરલોકમાં અને પુત્રને આ લોકમાં દુર્ગતિ પ્રાપ્ત થશે. —વિનોબાજી

# અહંકાર

'ઇન્દુ'

માનવીના વિકાસને રોકનાર જો કોઈ હોય તો તે આપણો અહંકાર છે. અહંકાર આપણા જીવનને રુંધી નાખે છે. હું જે કરું છું એ જ ખરું છે, હું કહું છું એ જ સાચું છે, હું જે જીવન જીવી રહ્યો છું એ જ ઉત્તમ છે, એનાં કરતાં બીજું કંઇ સારું છે જ નહિ; એવી એવી સંકુચિત ભાવનાઓ આપણા મનમાં અહંકાર જગાડે છે. તેથી આપણામાં કંઈ ખામી હોય તે આપણે જોઈ શકતા નથી તેમ જ બીજામાં કંઇ સારું હોય એની કદર કરી શકતા નથી કે આપણા જીવનમાં એને ઉતારતા નથી.

એક વાર એક જૈન મુનિજીએ એક વાર્તા કહી હતી તે ખરેખર સમજવા જેવી છે. ફૂલના એક પતંગિયાને નરકના કીડા સાથે ભાઇબંધી થઇ. સુગંધી ફૂલો પર બેસનારું, રહેનારું પતંગિયું કીડાને આવા ગંધાતા નરકમાં રહેતો જોઇ ને ખેદ પામવા લાગ્યું. તે કીડાને કહે, ' કીડાભાઈ, તું આવી ગંદકીમાં શા માટે પડી રહ્યો છે? એક વાર મારી સાથે મારા ફૂલ-ઘેર તો આવ? ત્યાની સુગંધી હવા તું એક વાર ચાખ તો ખરો. પછી તને અહીં નહિ ગમે.''

પણ કીડાભાઇ તો દરરોજ કંઇક બહાનું કાઢે એને મનમાં થાય: "ત્યાં વળી એવું તે શું હશે કે મારી અહીંની તાજગીભરી હવા કરતાં સારું હોય? અહીં રહેવાનો આનંદ એ પતંગિયાને ક્યાંથી ખબર? પતંગિયું નકામું બડાઇ મારે છે. અહીં મને જે સુખ અને આનંદ મળે છે એવું ત્યાં ક્યાંથી હોય?"

પરંતુ પતંગિયું તો દરરોજ તેને પોતાને ઘેર આવવાનું કહે. છેવટ કંટાળીને કીડાભાઇ બોલ્યા: "ઠીક ત્યારે તારો ખૂબ આગ્રહ છે, તો ના શી રીતે પડાય? ખરી રીતે મને તો અહીંથી ક્યાંય બીજે જવાનું જરાયે ગમતું નથી પણ આજે તો આવી શકાય એમ નથી. આવતી કાલે સવારે આવજે. હું તારી સાથે જરૂર આવીશ"

બીજે દિવસે સવારે કીડાભાઇ વિચાર કરવા લાગ્યા: 'મને તો અહીંથી ક્યાંય જવાનું ગમતું નથી. પતંગિયાને ઘેર જઇશ હું ગુંગળાઇ મરીશ અને મારી તબિયત પણ બગડશે. કંઈ નહિ એક કામ કરું.' એમ વિચારીને તેણે નરકની બે ગોળી બનાવી અને નાકમાં ખોસી દીધી!

થોડી વાર પછી પતંગિયું આવ્યું અને કીડાને લઈને તે પોતાને ઘેર ગયું. ત્યાં કીડાને તે જાતજાતના અને રંગબેરંગી સુગંધી ફૂલો પર ફેરવવા લાગ્યું અને વારે વારે તે પૂછતું જાય "કેમ ભાઇ અહીંની હવા તારા કરતાં કેવી છે? અહીં આવીને રહેવાનું મન થાય છે કે? ત્યાં નરકમાં પડી રહેવા કરતાં અહીંથી તું સુખેથી રહેજે. મને પણ ખૂબ ગમશે"

પણ કીડાભાઇ તો માથું ધુણાવીને કહે, "મને તો અહીં કંઈ જ ફરક લાગતો નથી! જેવી હવા મારે ત્યાં છે તેવી અહીં છે. તું જ મારે ત્યાં રહેવા ચાલને!

પતંગિયું તો બાપડું નવાઈ પામ્યું! તેણે ધારી ધારીને કીડાને તપાસવા માંડયો; અને જુએ છે તો કીડાભાઈના નાકમાં નરકની ગોળી!

એવું જ આપણા જીવનનું યે સમજવું. જ્યા સુધી આપણામાં અહંકારરૂપી નરક ભરેલ છે, ત્યાં સુધી બીજે બધે સુવાસ હોય એનો આપણને ક્યાંથી ખ્યાલ આવે?

# લાલા હરદયાળ

કાંતિલાલ શાહ

ભારતના ક્રાંતિકારીઓમાં લાલા હરદયાળનું નામ એવા દેશભક્તોની પ્રથમ હરોળમાં આવે છે કે જેઓને વર્ષો સુધી માતૃભૂમિથી દૂર દૂર પરદેશમાં દર દર ભટકવું પડયું હોય અને માતૃભૂમિના પુનઃદર્શન કરવાની ઝંખનામાં ને ઝંખનામાં તરફડીને પ્રાણ છાંડવાનું નસીબ પ્રાપ્ત થયું હોય. એમનો ગુનો ફક્ત દેશ ઉપર પ્રેમ કરવાનો હતો. દેશની આઝાદી કાજે સર્વ કંઈ હોડમાં મૂકવાનો હતો. કોસ્યુથે જે હંગેરી માટે કર્યું, વોશિંગ્ટને જે અમેરિકા માટે કર્યું, ડી વેલેરાએ જે આયર્લેન્ડ માટે કર્યું હિન્દુસ્તાન માટે તે કાર્ય કરવાનો તેનો અપરાધ હતો. તે પંજાબના એક આનંદાન કુટુંબના નબીરા હતા. દિલ્હીમાં જન્મ્યા હતા ને દિલ્હીમાં ઉછરીને મોટા થયા હતા. બીજા વધારે સદ્ભાગી નેતાઓની જેમ તેને પણ તક મળી હોત તો દેશને કોઈ બીજા જવાહર, સરદાર કે રાજેન્દ્રબાબુ મળત. બુધ્ધિમાં એ ઉપરના કોઈ નેતાથી કમ ન હતા. દેશ પ્રત્યેની નિષ્ઠા પણ એટલી જ દૃઢ હતી. આઝાદી માટેની ઝંખના અને તરફડાટ પણ ઉપરના કોઈપણ નેતામાં હતા તેના કરતાં જરા યે ઓછા ન હતા. કાર્ય શક્તિ પણ અખુટ અને જુસ્સો પણ અદમ્ય હતો. તે એક આંધી, તોફાન જેવા હતા. અને જ્યાં જતાં ત્યાં એ આંધીનો વંટોળ લઈને જતા. તેની આસપાસ જે કંઈ હતું તે તેની લપેટમાં સમાઈ જતું. તેઓ અખુટ શક્તિવાળા, રાષ્ટ્રીયતાની ઉગ્ર ભાવનાવાળા દેશની ગુલામી દૂર કરવા માટે આજીવન મથનારા, આઝાદી માટે તરફડાટ કરનાર પરમ તપસ્વી અને યોગી હતા, જિન્દાદિલ આદમી હતા આવા વીરપુરુષ દેશભક્ત અને બલિદાની જીવનવીરને બ્રિટીશ સામ્રાજ્યના શાસનકાળમાં નિર્વાસિત બનીને વર્ષો સુધી દુઃખમાં તડફતા ને ઝાંવાં મારતા પરદેશમાં રહેવું પડ્યું, એ પણ વિધિની એક વિચિત્રતા જ ને!

જે ગુનાઓ માટે, જે કાર્ય માટે એમના પર બ્રિટીશ શાસનના ન્યાયની તલવાર તોળાઈ રહી હતી તે દૂર થયા પછી પણ વર્ષો સુધી તેમને ભારત પાછા ફરવાની અનુકૂળતા ન મળી તે ન જ મળી. તેમણે જ્યારે જીવનના છેલ્લા તબક્કા દરમ્યાન માતૃભૂમિના ફરી દર્શન કરવાની, તેના ખોળે રહીને મરવાની તમન્ના વ્યક્ત કરી અને તેના કેટલાક મિત્રોએ, ભારતની વડી ધારાસભાના સભ્યોએ જ્યારે લાલા હરદયાળ માટે ભારત આવવાની છુટ છે કે નહિ એ પ્રશ્ન પૂછેલો ત્યારે ભારત સરકારના ગૃહ ખાતાના પ્રતિનિધિએ ત્યારે જવાબ આપેલો કે......

લાલા હરદયાળના ભારત પાછા ફરવા સામે કોઈ પ્રતિબંધ નથી આમ છતાં તેમની સામે રાજદ્રોહ તથા સલતનતને ઉથલાવી પાડવાના કાર્ય અંગેના જે ગુનાઓ ઊભા છે તે ગુનાઓ માટે તેમની સામે કેસ ચાલશે. મતલબ કે એમના ગળામાં નાખવા માટેનો ફાંસીનો ફંદો હજી એવો ને એવો અકબંધ ઊભો છે. ભલે આવે ને ફાંસીને દોરડે ઝૂલે!

આમ છતાં પણ તે ભારતની ધરતી પર પગ મૂકી ગમે તેવા જોખમ ખેડવા તૈયાર હતા. મોતનો તેમને જરા પણ ડર ન હતો. મિત્રો સાથીદારો ને સ્નેહીજનોની સલાહ અને સૂચના હતી કે દેશમાં અનુકૂળ વાતાવરણ પેદા થાય ત્યાં સુધી તેમણે ભારત ન આવવું. અને કમનસીબી એ હતી છેલ્લા શ્વાસ સુધી એ અનુકૂળ વાતાવરણ ઊભું જ ન થયું! અને જ્યારે ૧૯૪૭ના ઓગસ્ટમાં ભારત ઉપરથી ગુલામીનું કાળું વાદળું દૂર થયું ને આઝાદીની ઉષા પ્રકટી ત્યારે લાલા હરદયાલ એનો પ્રકાશ જોવા આ પૃથ્વી પર હયાત ન હતા.

આઝાદી પહેલાં ઘણાં વર્ષે દેશભક્ત હરદયાલનો જીવનદીપ બુઝાઈ ગયો. પરદેશના કોઈ અજાણ્યા નગરમાં, અજાણ્યા મકાનમાં, અંધારામાં ભારતના આ પ્રથમ દેશભક્તે માતૃભૂમિના દર્શન માટે ઝંખના કરતાં કરતાં જ તડપી તડપીને પ્રાણ

છોડેલા. એમની જીવન કિતાબનાં પાનાં—અત્યારે એ જ દેશની રાજધાની દિલ્હી જે એમની ક્રિયાભૂમિ અને કાર્યભૂમિ હતી ત્યાં જ એમના જીવનસાથી અને અનુજ સુના લાલા હનુમંત સહાયને હાથે લખાઇ રહ્યાં છે. એ જ્યારે બહાર પડશે ત્યારે જ દુનિયા એમના જીવનની સાચી છતાં લોમહર્ષણ અને રોમાંચકારી વિગતોથી એમના ત્યાગ, તપ, બલિદાનમય જીવનથી માહિતગાર થઈ શકશે. અત્યારે આપણી પાસે જે થોડી ઘણી હકીકતો ઉપલબ્ધ છે તેના ઉપર એક સરસરી નજર નાખીને તેનું વિહંગાવલોકન કરી લઇએ.

ઉપર જણાવ્યું તેમ લાલા હરદયાલ દિલ્હી શહેરમાં એક સુખી સંસ્કારી અને ખાનદાન કુટુંબમાં જન્મ્યા હતા. નાનપણથી જ તેનામાં એક પ્રકારનો તરવરાટ અને જુસ્સો હતો. સાથે બુદ્ધિનો ચમત્કાર પણ અસાધારણ હતો. તેમની યાદદાસ્ત વિષે તો એમ કહેવાય છે કે તે એક વખત જે વાંચતા તે તેને તુરત જ યાદ રહી જતું.

આવી કુશળતા, બુદ્ધિ અને અપ્રતિમ સ્મરણશક્તિ અને સમજણને કારણે ભણવામાં તે ખૂબ જ હોશિયાર નીવડ્યા. અને પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કક્ષાના શિક્ષણમાં તે દરેક જગાએ ઝળકી ઊઠ્યા ને બહુ જ સારા ગુણથી એમ એ પાસ થઇ સરકારી સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયા. સરકારે આ ઝળકતી કારકીર્દીવાળા તેજસ્વી વિદ્યાર્થીને પોતાને ખર્ચે ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં ભણવા મોકલ્યા. લાલા હરદયાલ ઇંગ્લાંડ ગયા અને ત્યાં પણ તેણે પોતાની અપ્રતિમ બુદ્ધિ-પ્રતિભા, વિશાળ-વાચન, ઊંડું જ્ઞાન અને અસાધારણ કૌશલ્ય બતાવી વિદ્યાપીઠના પ્રાધ્યાપકો અને બીજાઓના મન હરી લીધાં. લાલા હરદયાળ ભવિષ્યમાં એક અસાધારણ પદ પ્રાપ્ત કરશે એમ સૌને લાગ્યું.

પણ બધાના આશ્ચર્ય વચ્ચે એક દિવસ તેમણે પોતાની આ ઝળકતી કારકીર્દિ અને ભવિષ્યના ઊંચા પદને લાત મારી તેણે ઓક્સફર્ડ યુનિવર્સિટી છોડી ઇંગ્લાંડ છોડયું. અને દેશ આવી સ્વદેશી અને બોયકોટના સાધન દ્વારા ભારતની સેવા કરવા મંડી પડયા. આ એકાએક ફેરફારનું કારણ ઇંગ્લાંડમાં અભ્યાસ દરમ્યાન શ્યામજી કૃષ્ણવર્મા અને તેના સાથીદારોના સંસર્ગમાં આવ્યા હતા તે હતું. અંદરથી તેમને ક્રાન્તિનો રંગ લાગી ચૂકયો હતો. બહારથી સ્વદેશી ને બહિષ્કારની હિલચાલમાં તેમણે ઉત્સાહભેર ઝંપલાવ્યું, તેના કોટ, પેન્ટ, ટાઇ બધું ક્ષણવારમાં અદ્રશ્ય થઇ ગયું. તેની જગાએ સાદી દેશી ધોતી કે સફેદ કુડતું અને ચદર ને માથે પાઘડી આ તેનો પોશાક બની ગયો.

લાલા હરદયાળ કોઇ ચીજ અધૂરેથી છોડતા નહિ. જે વસ્તુનો સ્વીકાર કરતા તેમાં ગળાડૂબ ખૂંપી જતા. સ્વદેશી આંદોલનમાં પણ તેઓ એવા જ ખૂંચી ગયા. પંજાબમાં લાલા લજપતરાયની પેઠે ઘૂમી તે સ્વદેશીને બ્રિટીશ માલના બહિષ્કારની હિલચાલને વેગ આપી રહ્યા.

પણ બ્રિટીશ સરકારના જાસૂસોને તેમની પ્રવૃત્તિની અને અંદરના ભેદની ગંધ પડવાથી જ આવી ગઇ હતી. તેઓ તેની પાછળ પડવાને મનસૂબા ઘડતા થઇ ગયા. જ્યારે આટલા આતુર હતા ને લાલા હરદયાળની પ્રત્યેક હીલચાલ પર છુપી દેખરેખ રાખી રહ્યા હતા. લાલાજી પણ કયાં એમાં ઓછા ઉતરે તેમ હતા! તેમની કુશાગ્ર બુદ્ધિ અને ચકોર દ્રષ્ટિથી નજરે સરકારી જાસૂસોના મનનો ભેદ પકડી પાડયો ને તેઓ જાળ પાથરીને તેના પર છાપો મારે એ પહેલાં લાલા હરદયાળ હિંદનો કિનારો છોડી ઇંગ્લાંડ પહોંચી ગયા. ત્યાં પણ વાતાવરણ સલામત નથી એવો પ્રતીત થતા તુરત જ લંડન છોડી પેરિસમાં જઇ રહ્યા.

આ રીતે ભારત અને ઇંગ્લાંડના છુપી પોલીસના સત્તાવાળાઓ હાથ ઘસતા રહી ગયા. તેમણે પકડવા ધારેલું પંખી હાથમાં આવે તે પહેલાં જ ઉડીને તેની પહોંચની બહાર ચાલ્યું ગયું.

લાલા હરદયાળને જ્યારે એમ લાગ્યું કે પેરીસમાં રહીને પણ પોતાના મનમાં ઘડી રાખેલી યોજના મુજબ ક્રાન્તિનું કામ આગળ ધપાવી શકશે નહિ ત્યારે તેમણે પરીસ્થિતિનું પુનરાવર્તન કર્યું અને

એ કાર્ય માટે જોઈતી વધુ શક્તિ વધુ આત્મ વિશ્વાસ મેળવવા માટે તે કોઈ જુદી જ જગ્યાએ જઈ તપ કરવા લાગ્યા.

આફ્રિકામાં આવેલું ફ્રેન્ચ સંસ્થાન અલજિરિયા આ માટે અનુરૂપ થશે એવી તેમની ધારણા હતી. આથી અલજિરિયાના એક દૂર દૂરના ગામડામાં રહી સાધુ જીવન ગુજારવા લાગ્યા. પણ એની ધારણા બર ન આવી. અલજિરિયામાં તેને બહુ અનુકૂળ ન આવતા તે ફરી પેરિસ પાછા ગયા ને ત્યાંથી પશ્ચિમ અમેરિકાના દ્વીપસમુહમાં આવેલાં ફ્રેન્ચ માર્ટનીક ટાપુમાં જઈને રહ્યા. અહીં એક નાના ઓરડામાં તે રહેતા હતા સવારમાં વહેલા ઊઠી ઇશ્વરઉપાસના ધ્યાન વગેરે કરતા હતા. ઉઘાડી ભોય પથારી કરી તે પર સુતા હતા. કોઈ એકાદ અનાજ અથવા બટાટા બાફીને ઋષિ મુનિઓની જેમ જીવન ગુજારતા હતા. ઘણીવાર નજીકની એક ટેકરી ઉપર તપ કરવા ચાલ્યા જતા.

તે જ્યાંરે રહેતા ત્યારે નીચે એક હબસી કુટુંબ રહેતું હતું એ કુટુંબનો મુખ્ય માણસ દિનભાર મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. આ કુટુંબને લાલા હરદયાળ જેવા હિન્દી યોગી ઉપર અપાર અને પ્રેમ ઉપજ્યો.

૧૯૧૧માં ભાઈ પરમાનંદ જ્યારે દેશી ઔષધિની ફાર્મસીનું કામ શીખવા અમેરિકા ગયા ત્યારે લાલા હરદયાલને મળવા માટે તે આજ માર્ટનીક ટાપુમા ગયા હતા.

લાલા હરદયાલના રંગ ઢંગ જોઈ એતો તાજજુબ જ બની ગયા. થોડી વખત એ તેના મહેમાન બનીને રહ્યા એટલે તેને પણ એ જ ભોંયપથારી અને ઉકાળેલા — બાફેલા બટાટા ને અનાજની પેંસ ઉપર રહેવું પડ્યું.

ભાઈ પરમાનંદને તેમની સાથે આ બાબતમાં શરુઆતમાં જે થોડી વાતચીત થઈ તે પછીથી ઉગ્ર ચર્ચામાં પલટાઈ ગઈ. લાલા હરદયાળે તેમને જણાવ્યું કે હું બુદ્ધ ભગવાનની માફક નવો પંથ ઊભો કરવા માગું છુ અને તેને ગતિ આપવા માટે કઠણ તપ જરૂરી છે. ભાઈ પરમાનંદે તેને આ માર્ગેથી પાછા વળી આર્ય મિશનરી બની કર્મ-ક્ષેત્રમાં આવવા ઘણું સમજાવી જોયા પણ લાલા હરદયાલ એમ સીધી વાત માને તેવા ન હતા. એમ ઝટ દઈને તે ભાઈ પરમાનંદની વાત સ્વીકારવા તૈયાર ન થયા. બહુ દીવસોના વાદવિવાદ પછી છેવટ હાવર્ડ યુનીવર્સિટીમાં પ્રાધ્યાપક બની વ્યાખ્યાનો આપવા માંડ તેમને સમજાવી શકાયા.

ભાઈ પરમાનંદ તો એ પછી માર્ટિનિક ટાપુ છોડી બ્રિટીશ ગિયાના ચાલ્યા ગયા અને લાલા હરદયાળ થોડા વખત પછી પોતાનું તપોમય જીવન પુરું કરી હાવર્ડ ગયા. પણ ત્યાંની આબોહવા તેમને માફક ન આવતા તે હોનોલુલુ ટાપુમાં જઈને રહ્યા. ત્યાં ફરી તેમની તપની ધૂન તેના મગજ ઉપર સવાર થઇ અને માર્ટનિક ટાપુમાં જે રીતે તપ કરતા હતા તે જ પ્રમાણે એક વખત બાફેલું અલુણું ભોજન ખાઇને તથા કલાકોના કલાકો ધ્યાન ધારણા આસન પ્રાણાયામ વગેરેમાં ગાળીને તે ઉગ્ર તપ કરવા લગ્યા.

એ દરમ્યાન ભાઈ પરમાનંદ સાનફ્રાન્સિસકોમાં જઇ ફાર્મસી અંગેની વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યા. લાલા હરદયાળ અને ભાઇ પરમાનંદ વચ્ચે પત્રવ્યવહાર બરાબર ચાલતો હતો. ભાઈજીને લાલા હરદયાલની પ્રવૃત્તિના છેલ્લા ખબર મળતાં તેમણે તેમને સાનફ્રાન્સિસકો બોલાવી લીધા ને એક હૉલ ભાડે રાખી તેમના હિંદુ દર્શનશાસ્ત્ર પર વ્યાખ્યાનો ગોઠવાયાં. આ વ્યાખ્યાનો ખુબ જ સફળ નીવડયાં સાનફ્રાન્સિસકોમાં લાલા હરદયળની હિંદુ યોગી તરીકેની ખ્યાતિ વધી ગઈ. એની સુવાસ બર્કલે યુનિવર્સિટી સુધી પહોચતા ત્યા પણ લાલા હરદયાળને વ્યાખ્યાનો માટે આમંત્રણ મળ્યું. લાલાજી અભ્યાસી વિચારક પ્રખર વક્તા તો હતા જ ઉપરાંત એમની તેજસ્વી પ્રતિભા અને પ્રકાશમાન આંખોમાંથી સૌનું વ્યક્તિત્વ નહાય ઝળહળતું રહેતું. બર્કલે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો એના વ્યાખ્યાનોથી ખુબ જ પ્રભાવિત થયા બર્કલે યુનિવર્સિટીનો એક અમેરિકન પ્રોફેસર તો તેનો ભક્ત બની ગયો.

તેના પરિશ્રમ અને ઉદ્યમથી સ્ટેનફર્ડ યુનિવર્સિટીમાં લાલાજીને સંસ્કૃત અને દર્શન શાસ્ત્રના પ્રોફેસર તરીકે નિમણુંક આપવામાં આવી.

લાલાજી વેતન લેતા ન હતા. જરૂર જોગું ખર્ચ લેતા હતા. એથી તો યુનિવર્સિટીના સંચાલકો ઉપર એની વધારે ઊંડી છાપ પડી. આખી યુનિવર્સિટીમાં તેનું માન પાન વધી ગયું. સમાચાર પત્રોમાં પણ તેમના વિષે હિન્દુ ઋષિ, મહાન તપસ્વી, ભારતીય સંન્યાસી વગેરે ઉપનામથી મોટા મોટા મથાળા નીચે લાલાજીના સમાચારો છપાવા લાગ્યા.

અહીં રહીને લાલા હરદયાળે પશ્ચિમનાં તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્ર તથા રાજશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો. એ પછી તેના વિચારો સમાજવાદી અને સામ્યવાદી રંગે રંગાવા લાગ્યા પણ ત્યારબાદ વિશેષ વાંચન અને મનન પછી તે સંપૂર્ણ અરાજકતાવાદી બની ગયા.

અગાઉ જણાવ્યા મુજબ લાલા હરદયાળ એક તોફાની વંટોળિયા જેવા હતા ફક્ત વિચારોથી અટકતા ન હતા જેવી તેમને અરાજકતાવાદ ઉપર શ્રદ્ધા બેઠી કે તરત જ તે એનો ખુલ્લે ખુલ્લો પ્રચાર કરવા લાગ્યા. યુનિવર્સિટીમાં પણ તેમણે લગ્ન, ખાનગી મિલકત, અને પ્રસ્થાપિત સરકાર વિરુદ્ધ ઉઘાડે છોગે વ્યાખ્યાનો આપવા લાગ્યા. યુનિવર્સિટીના નિયમે થી વિરુદ્ધ હતું. પણ લાલાજીને એની કયા પરવા હતી. ? જે વાત સાચી લાગે તે મનના જરાપણ અચકાટ વિના બેફીકરપણે વ્યક્ત કરતા. અને વિચારોમા તેમના આત્મબળનો જુસ્સો ઉમેરાતા એ જીવતા બોમ્બ જેવા બની જતા

યુનિવર્સિટીના સંચાલકોને આ વાત ન રૂચે તે સ્વાભાવિક હતું. તેમની સાથે મતભેદ થતાં લાલા હરદયાળે યુનિવર્સિટી છોડી દીધી ને ફરી પાછા તે સાનફ્રાન્સિસ્કો ચાલ્યા ગયા.

ભાઈ પરમાનંદને લાલા હરદયાળ સાથે વિચારોનું જે અંતર હતું તે વધતું હતુ તે વધતું જ ગયું. ને છેવટે ભાઈ પરમાનંદે તેમના જીવનમા રસ લેવાનું બંધ કર્યું. તેમનો સંપૂર્ણ સંબંધ વિચ્છેદ તો કે ન થયો પરંતુ પરમાનંદ સાથે પહેલાં જેવી નિકટની દોસ્તી હતી તેવી ન રહી ભાઈ પરમાનંદને એ અરસામા યુનિવર્સિટીની ડિગ્રી મળી જતા ને અમેરિકા છોડી ઇંગ્લાંડ થઈને દેશમા પાછા ફર્યા.

આ બાજુ લાલા હરદયાળે અમેરિકામાં રહેતા ભારતીય વિદ્યાર્થીઓ, શિખ મજૂરો, ખેડૂતો, અને અન્ય ધંધાર્થીઓ સાથેનો પોતાનો સંપર્ક વધારી દીધો અને તેમનામાં રહેલી દેશદાઝને ઉત્તેજન આપી ભારતની સ્વતંત્રતા માટે શું કરી શકાય તેના વિચારો ફેલાવવા લાગ્યા. આ સમય દરમ્યાન લાલા હરદયાળે તેમના કેટલાક મિત્રોની સાથે મળીને પોર્ટલેન્ડ (ઓરેગન સ્ટેટ) માં એક ભારત સ્વાતંત્ર્ય સંઘ નામની સમિતિ બનાવી. તેમનો વિચાર હવે એકાદ પ્રેસ શરૂ કરી એ દ્વારા એક પત્ર શરુ કરવાનો હતો. આ વિચાર તેણે સમિતિ સમક્ષ મૂક્યો જેને વધાવી લેવામાં આવ્યો.

એ પછી ૧૯૧૩માં કેલીફોર્નિયાના યુબા નગરમાં ભારતીય ક્રાન્તિમાં શ્રદ્ધા રાખનારા રાજદ્વારી કાર્યકરો અને નૌજવાનોની મીટીંગ મે માસની ૧૦ તારીખે રાખી મે માસ ૧૦મી તારીખ એ હિંદ માટે ઐતિહાસિક દિન છે. તે દિવસે ૧૮૫૭માં ભારતના દેશભક્તોએ બ્રિટિશ રાજને ઉખેડીને ફેંકી દેવા માટે ખુલ્લો જંગ આદર્યો હતો. આ ઐતિહાસિક દિને કેનેડા યુનાઈટેડ સ્ટેટ્સ, અને આસપાસના ટાપુઓમા વસતા અનેક દેશભક્ત ભારતીય વીરો આ પરિષદમાં હાજર રહ્યા હતા. તેમાં કરતારસિંહ પંડિત જગતરામ, લાલા હરદયાળ, ભગતસિંહ, લાલા, સોહનસિંહ ભકના ગુરમુખસિંહ પાંડુરંગ, ખાનખોજે તારકનાથ દાસ, ગોવિંદબિહારી લાલ વગેરે હતા.

આ પરિષદમા દેશની વર્તમાન પરાધીન દશા પર ખુબ વિચારણા થઇ. દેશભક્તોએ ગુલામીના દુઃખો પર આંસુ વહાવ્યા. ને બ્રિટીશ સત્તા સામે હૃદયની વરાળો કાઢી. આ પરિષદમા જ પરદેશી સત્તાને ભારતમાંથી હાંકી કાઢવા શું કરવું જોઇએ તેની ચર્ચા વિચારણા ચાલી. અને ચર્ચાને અંતે યોજના પણ બની. અમેરિકાના ઓરેગોન સ્ટેટના એસ્ટોરિયા નગરમા એની પ્રથમ પરિષદ થઇ, આ પરિષદમાં ગદર પાર્ટીની નિયમ મુજબ સ્થાપના કરવામાં આવી. પહેલાં તેનુ નામ ભારત સ્વાતંત્ર્ય સંઘ હતું પણ તે બદલીને 'ગદર પાર્ટી' એવુ નામ આપવામાં આવ્યું. બંગાળના પ્રખ્યાત બોમ્બવાદી બારીન્દ્ર કુમાર ઘોષના મકાન ઉપરથી આ પ્રેસનુ નામ

'યુગાંતર પ્રેસ' રાખવામાં આવ્યું. યુગાંતર આશ્રમમાંથી 'ગદર' નામનું અખબાર પણ બહાર પડતું રહે ને બ્રિટીશ રાજ વિરુદ્ધ લખવાના વિચારોનો ફેલાવો કરે એ માટેની વ્યવસ્થા નક્કી થઇ ગઇ. ગદર પત્ર હિંદી, ઉર્દૂ પંજાબી, (ગુરૂમુખી) અને ગુજરાતી એમ ચાર ભાષામાં બહાર પડે એવી વ્યવસ્થા કરવામાં આવી. આ બધાનું મુખ્ય કાર્યાલય સાનફ્રાન્સિસમાં રાખવામાં આવ્યું.

આ પરિષદને સફળ બનાવવા માટે લાલા હરદયાળે પ્રમુખ તરીકે બહુ જ નિશ્ચયાત્મક ભાગ ભજવ્યો હતો.

ગદર પત્રિકાનો પ્રથમ અંક ૧૯૧૩ના નવેમ્બરની ૧લી તારીખે બહાર પડયો. પત્રના તંત્રી તરીકે બણુ ગોવિંદ બિહારીલાલ હતા.

આ પત્રિકાની ભાષા ઘણી ઓજસ્વી અને જુસ્સાદાર હતી. એના આગ ઝરતા લખાણો દ્વારા બ્રિટીશ સામ્રાજ્યના દોષો જનતા સમક્ષ ખુલ્લા કરવામાં આવતા હતા ને આવા સડેલા સામ્રાજ્યને ઉખેડીને ફેંકી દેવા માટે ભારતવાસીઓને કટિબદ્ધ થવા આહવાહન કરવામા આવતું હતું.

પહેલી જ પત્રિકામાં હિંદીઓને ઉદ્દેશીને લખવામાં આવેલું.

"યુરોપમાં થોડા વખતમાં જ મહાયુદ્ધ ફાટી નીકળશે. એ વખતે અંગ્રેજો પોતાના સામ્રાજ્ય અને સ્વાર્થી હિતોનું રક્ષણ કરવા જ્યારે યુદ્ધમાં સંડોવાય ત્યારે એ અવસરનો લાભ લઈ ભારતમાં વિપ્લવ જગાડવો જોઇએ ને લશ્કરી છાવણીઓમાં જઇ દેશી સિપાહીઓને ફોડી તેમને વિપ્લવી પંથમાં ભેળવી બ્રિટીશ સામ્રાજ્યની જડ એના મૂળમાંથી હચમચાવી નાખવી જોઇએ. માટે હે ભારતવાસી ભાઇઓ આ મહાયજ્ઞમાં તમારો ભાગ ભજવવા ભારત પહોંચી જાઓ ને દેશમાં વિદ્રોહ માટે ભૂમિકા તૈયાર કરો.

આ પત્રિકાઓની નકલો બ્રહ્મદેશ, સિયામ, જાવા, હોંગકોંગ, ટોકીઓ, શાંઘહાઇ, સિંગાપુર અને બીજે અનેક સ્થળોએ વસતા ભારતવાસી પંજાબીઓ, શીખો, રજપૂતો જાટો વગેરે ઉપર મોકલવામાં આવતી. 'ગદર' પત્રિકાની ગુજરાતી આવૃત્તિ શ્રી ખીમચંદ દાસજીની હાથમાં હતી. બ્રહ્મદેશમાં આ પત્રિકાઓ ૧૯૧૫ના જાન્યુઆરી સુધી નિયમિત આવતી રહી.

અમેરિકામાં જન્મેલી અને વિકાસ તથા વિસ્તાર પામેલી હિંદની આ બળવાખોર પાર્ટી પ્રત્યે જર્મની, તુર્કસ્તાન તેમજ ઇજીપ્તને ઘણી સહાનુભૂતિ હતી.

પરિષદ પૂરી કર્યા પછી લાલા હરદયાળ અને તેના સાથીદારોએ અમેરિકા તથા આસપાસના પ્રદેશમાં ખૂબ પ્રવાસ ખેડયો. ઠેક ઠેકાણે હિન્દીઓની સભાઓ ભરી અને તેમને બ્રિટીશ સામ્રાજ્યની વિરુદ્ધ ઉશ્કેરી ખરે વખતે તૈયાર થવા હાકલ કરવામાં આવી હતી. લાલાજીના મુખ્ય સાથીઓમાં શ્રીરામચંદ્ર શુકલ ખર્કતુલ્લાખાન તથા બીજા કેટલાક હિન્દી ભડવીરો હતા.

આ સમય દરમ્યાન છૂપી પોલીસ લાલા હરદયાળની પાછળ પાછળ પડછાયો બનીને ઘુમતી હતી અમેરિકામાં વસતા ભારતવાસીઓની એ માન્યતા હતી કે બ્રિટીશ સરકારે અમેરિકન સરકારને મોટી રાજકીય લાલચ બતાવી લાલા હરદયાળની ધરપકડ કરાવવા કોશિશ કરતી હતી તેમાં તેઓ ફાવ્યા. આખરે ૧૯૨૪ના માર્ચની ૨૫મી તારીખે લાલા હરદયાળની ગિરફતારીનું વોરંટ કાઢવામાં આવ્યું ને તે આધારે લાલા હરદયાળની ધરપકડ કરવામાં આવી.

અદાલત સમક્ષ તેમને હાજર કરવામાં આવતાં સંખ્યાબંધ અમેરિકન મિત્રો ને સહાનુભૂતિકારો રકમ રજૂ કરી તેમના જામીન પડયા. પરિણામે અદાલતે તેમની જામીનગીરી મંજૂર રાખી લાલાજીને જામીન ઉપર છોડયા.

હવે અમેરિકામાં રહેવું તેને માટે જોખમ ભરેલું છે એમ લાગતા જામીનગીરી રી પરવા કર્યા વગર તેઓ અમેરિકાનો કિનારો છોડી સ્વીટ્ઝરલેન્ડ ચાલ્યા ગયા.

એ વખતે યુરોપમાં મહાયુદ્ધ શરૂ થઈ ગયું હતું. લાલા હરદયાળ 'દુશ્મનનો દુશ્મન તે આપણો મિત્ર' એ રાજનીતિના સૂત્રનો લાભ લઈ જર્મની પહોંચી ગયા ને ત્યાંના સત્તાવાળાઓ સાથે વાત ચલાવી

અંગ્રેજોની તાકાત ઓછી કરવામાં હિન્દીઓ શું સહાય આપી શકે અને બદલામાં તેનું પોતાનું સ્વાતંત્ર્ય મેળવવામાં જર્મની તેઓને શી સહાય આપે તે બદલ વાતચીત ચલાવી. જર્મન સમ્રાટ વિલિયમ કેસર તેની વાતથી એટલો બધો પ્રભાવિત થયો કે તેણે લાલા હરદયાળને તેની યુદ્ધ સમિતિના સભ્ય તરીકે લઈ લીધા. એમ કહેવાય છે કે એ પછી લાલા હરદયાળે અગ્રે મે સામેના નૌકાયુદ્ધમાં ઘણી જગાએ ભાગ લીધો. હિંદી સરકારને ફેડવામાં તેમજ ગિરફતાર થયેલા હિંદી લશ્કરી કેદીઓને પોતાની આઝાદ ફોજમાં ભેળવવા માટે પણ તેમણે ભરપૂર કોશિશ કરી રાખી.

પણ વખત જતાં જ્યારે તેમને એમ લાગ્યું કે જર્મનોની નિયત પણ સારી નથી અને તેઓ તો બ્રિટીશ સામ્રાજ્યવાદીઓને આવે પછાડે તેવા છે ત્યારે તેમણે એક દિવસ લાગ જોઈ જર્મની પણ છોડી દીધું ને સરહદ પાર કરી હોલેન્ડ જઈ ત્યાં ગુપ્ત રીતે રહેવા લાગ્યા.

પ્રથમ મહાયુદ્ધ બંધ થયા પછી લાલા હરદયાળ ને ક્યાં રહીને જીવન વીતાવવું એ સવાલ થઈ પડ્યો. ઇંગ્લાંડના એ.દુશ્મન હતા. જર્મની સાથેના સબંધો બગડી ગયા હતા. હૃદયમાં ભારત પ્રત્યે હજી એટલો જ પ્રેમ, એટલી જ તડપ હતી પણ ભારતમાં તેને માટે ફાંસીનો ગાળિયો કે આંદામાનની કાળી કોટડી રાહ જોઈને જ બેઠી હતી. આ દેશભક્તે સ્વમાન-પૂર્વક જીવન કેવી રીતે ગુજારવું એ એક કોયડો બની ગયો. જેમ તેમ કરીને તેણે તટસ્થ અને સ્વતંત્ર ગણાતા નાના નાના દેશોમાં થોડો વખત ગાળ્યો. આજીવિકા માટે તે તે દેશની ભાષા શીખી કોલેજ, યુનિવર્સિટી કે શાળાઓમાં કામ મેળવ્યું. વર્તમાન પત્રોમાં લેખો લખીને પણ થોડો ઘણો ગુજારો ચલાવવાનો પ્રયત્ન કર્યો.

દરમ્યાન ઈંગ્લાંડમાં મજૂર પક્ષ સત્તાપર આવ્યો. રામ્સે મેકડોનલ્ડ તેના વડાપ્રધાન થયા. મેકડોનલ્ડ લાલા હરદયાળના મિત્ર હતા, સહપાઠી હતા. એક બીજાને સારી રીતે ઓળખતા હતા. લાલાજી પ્રત્યે રામ્સે મેકડોનલ્ડને મિત્ર સહજ પ્રેમ હતો, બંધુભાવ હતો. આથી તેમણે બહુ જ મહેનત કરી લાલા હરદયાળ માટે ઈંગ્લાંડમાં ફરી અનુકૂળ વાતાવરણ સર્જી આપ્યું.

લાલા હરદયાળને પત્ર લખી તેણે જણાવ્યું કે "તમે ઇંગ્લાંડ આવી શકો છો ને બે રોકટોક જીવન જીવી શકો છો. તમારા પર ઈંગ્લાંડમાં કાયદાનું કોઈ બંધન નહિ રહે. તેમજ તમારા ભૂતકાળના ભારત સરકારની વિરૂદ્ધના ઇંગ્લાંડમાં તમારા પર કોઈ પણ કાર્ય માટે મુકદ્દમો ચલાવવામાં આવશે નહિ તેમજ તમને પકડીને સરકારને (વાયસરોયની સરકારને) સોંપી દેવામાં આવશે નહિ.

આથી તે ફરી ઇંગ્લાંડ આવ્યા. ત્યાં કોઈ સારી યુનિવર્સિટીમાં દાખલ થઈ ફરી વિદ્યાની ઉપાસના કરી પી. એચ ડી. થયા. હવે તેનો ક્રાન્તિનો આવેશ બુઝાઈ ગયો હતો. પણ દેશભક્તિના અને દેશ પ્રેમના નિર્મળ નીર તો તેના હૃદય સરોવરમાં નિરંતર વહેતાં જ રહેતાં હતા.

ભારત પાછા ફરી એકવાર ફરી માતૃભૂમિના દર્શન કરવાની તેની ઇચ્છા ઝંખનાની હદે પહોંચી ગઈ હતી. પણ ભારત સરકાર છેવટ સુધી તેની વિરોધી જ રહી.

૧૯૩૭માં વાયસરોયની વ્યવસ્થાપક સભામાં Executiveના એક સભ્યના જવાબમાં ગૃહપ્રધાને એવો જવાબ આપેલા કે તેને હિન્દ આવવા પર કોઈ પ્રતિબંધ નથી પણ એ પાછા ફરશે તો તેના પર કાયદા મુજબ કેસ તો જરૂર ચાલશે.

આથી તે ભારત આવવાની પ્રબળ ઇચ્છા છતાં ભારત આવી શક્યા નહિ. ત્યારબાદ મોડે મોડે જ્યારે તેને ભારત આવવાની મંજૂરી મળી ત્યારે એમની સ્થિતિ એટલી હદ સુધી ખરાબ થઈ ગઈ હતી કે તે ભારત આવી શક્યા જ નહિ. વચ્ચે વચ્ચે આર્થિક સ્થિતિ પણ બહુ જ કફોડી રહી. દેશમાં તેમના એક સાથી મિત્ર અને અનુજ જેવા લાલા

હનુમંતસહાયે કોઇ કોઇવાર થોડી કમાણી કરીને તેમને વિદેશોમાં મોકલી.

આ દેશભક્તે તેના જીવનના પાછલા વર્ષો કેવી નાણાકીય તંગીમાં, ગરીબાઇમાં અને દુઃખમાં કાઢયા એ તો એક એ જાણે છે ને કંઇક એના મિત્રો જાણે છે. લાલા હનુમત સહાય જેવા જે ૭૫ વરસની જર્જરિત વયે તેમનું જીવન ચરિત્ર લખી રહ્યા છે એ બહાર પડશે ત્યારે આ દેશભક્ત વિષે પૂરી વિગતો જાણવા મળશે.

એમનું અવસાન ક્યારે ને કેવા સંજોગોમાં થયું તે પણ પૂરું બહાર નથી આવ્યું. અત્યારે તો આપણે આ બહાદુર વિદ્વાન અને પ્રખર દેશભક્તને તેના બલિદાન માટે, દેશને માટે તેણે વેઠેલ દુઃખો માટે અને દેશની મુક્તિ માટે કરેલા કાર્ય માટે અંજલિ જ આપીને કૃતકૃત્ય થઇએ.

*

# પ્રેમ

શુ. મ.

પ્રભુની લીલા અજબ છે. જે ચીજો આપણને જીવન બક્ષે છે તેની આપણે કદર કરી શકયા નથી. કારણ કે તે આપણને મફતમાં મળી છે ને !

આકાશ, હવા, પાણી, સય-પ્રકાશ અને પ્રેમ આ બધી ચીજો ઇશ્વરે આપણને મફત બક્ષિસ આપી છે- કારણ કે ઇશ્વર સાથેનો આપણો સંબંધ પ્રેમનો સંબંધ છે. એટલે ઉપલી બધી બક્ષિસો વાસ્તવમાં પ્રેમનું દાન છે, એટલા માટે પ્રેમના દાનની કદર કરવી જોઇએ. પણ કદર કેવી રીતે કરવી ? એ પર વારવાર વિચાર કરવો જોઇએ. ઇશ્વરને અંતરમાં સ્થાપી એનું ફરી ફરી ચિંતન કરવું જોઇશે-જે રીતે માતા પિત્તળના વાસણને ફરી ફરી માંજીને ચકચકતાં કરે છે-ઉજળા કરે છ. આમ કરતાં એક દિવસ આપણે એટલું શિક્ષણ પ્રાપ્ત કરીશું કે ઇશ્વરની કદર કરતા આપણને આવડી જશે.

આપણે પ્રેમની કદર નથી કરતા. આપણે કદર કરી હોત તો જીવનમાં માત્ર પ્રેમ જ પ્રેમ હોત જ્યાં પ્રેમ મળે છે, પ્રેમ કરાય છે ત્યાં આદરભાવ, શ્રદ્ધાભાવ આ બધું હોવું જઇએ જ્યાં એ બધું હોતું નથી ત્યા પ્રેમનુ મોતી માટીમાં મળી જાય છે. એટલા માટે પ્રેમ કરવાનું આપણે ઇશ્વર પાસેથી શીખવું જોઇએ. એણે જ પ્રેમ કરવાનું શીખવ્યું છે. જ્યારે જન્મ થયો તો માતાની ગોદમાં પડયા પડયા માતાના મોંનાં દર્શન થયાં. દુનિયામાં જન્મ લેનાર ઇશ્વર પાસે કંઇ ચિઠ્ઠી નથી લખાવી લાવતો કે. 'હે નવા આત્મા ! તું દુનિયામાં જાય છે, જેની ગોદમાં તારો જન્મ થાય છે તે તારી માતા છે.' પ્રેમના સંબંધમાં માત્ર દિલની સાક્ષી જ બસ છે.

પ્રભુ પ્રેમ વરસાવે છે પણ પોતાને પ્રગટ નથી કરતો. એ પરદાનશીન છે-છુપાયેલો છે. મા ઘરનું બધું કામ કરે છે. કોઇ મહેમાન આવે છે તો કામની ધમાલમાં એનું મો પણ તે જોવા પામતી નથી. મહેમાન બહાર ફરવા જાય છે ત્યારે ઘરની સજાવટ કરે છે. અને મહેમાન પણ માને જોઇ શકતો નથી એટલે જે ખરો પ્રેમ છે તે માત્ર સેવાકાર્યમાં જ વ્યક્ત થાય છે. સેવા કરવી સહેલી તો નથી જ. સેવા કરનારે અહંકારનો સમૂળો નાશ કરવો જોઇએ. જ્યાં સુધી એમ નથી થતું ત્યાં સુધી સાચી સેવા થઇ શકતી નથી. સેવા કરવાની પ્રેરણા પણ નથી થતી. એટલા માટે તો કહેવાય છે કે પ્રેમ કરતાં શીખ્યો તેણે પ્રથમ પોતાનું મસ્તક ધરી દીધું.

અજબ ઇસરાર હે ઉસકા

મુઝે વહ ખુદ ઇશ્ક સિખાતા હૈ,
જબ મૈં ઇશ્ક કરતા હું,
તો સૂલી પર ચઢતા હું.

પેગંબર હો, સાધક હો, પ્રેમી હો એની સેજ શૂળી પર હોય છે. એક ભકતમંડળીના ઘરની ભિંત પર એક ચિહ્ન હતું-ક્રોસ અથવા શૂળી પર ગુલાબ મૂકયું હતું-એનું એ જ કારણ હોવું જોઇએ. પ્રથમ જ્યારે મેં એ ચિહ્ન જોયું તો ઘડીભર મને આશ્ચર્ય થયું. વિચાર કર્યો: આ શી લીલા છે! મેં તો શૂળી પર ઊગતું હોય એવું કોઇ ગુલાબ જોયું નથી. પરંતુ જ્યારે ભકતમંડળીમાં ચુપચાપ બેઠો તો બધું ધ્યાનમાં આવી ગયું. જ્યાં અહંકાર શૂળી પર ચઢે છે ત્યાં જ પ્રેમનું ગુલાબ ઊગે છે. એટલે માનવું જ પડે છે કે જ્યાં અહંકાર હોય છે ત્યાં પ્રેમ નથી હોતો. જ્યાં અહંકાર હોય છે ત્યા મોહ હોય છે, એ જ તો મોહ અને પ્રેમમાં ફરક છે. મોહ અહંકારથી રગાયેલો હોય છે અને પ્રેમ કુરબાનીથી રગાયેલો હોય છે. અને પ્રેમને ઓળખવાનો રાહ પણ પ્રેમ જ છે. પ્રેમને જ્ઞાનના રસ્તે નહીં પામી શકાય, ધ્યાનના રસ્તે પણ નહીં, કુરાન પુરાણ દ્વારા પણ નહીં, વાદવિવાદથી પણ નહીં, માત્ર પ્રેમથી જ પ્રેમને પામી શકાય છે. મીરાંએ કહ્યું જ છે: આવત પ્રેમ કે ડોર. એ પ્રેમની દોરી જોઇએ. જેનાથી આપણું ચિત્ત ઇશ્વરના ચરણો સાથે બંધાયેલુ રહે. જેના હૃદયમાં સાચો પ્રેમ હોય છે તે હિમ્મતવાન હોય છે. જેમ કે એક ભકતે કહ્યું છે: 'અરે પ્રભુ! એક રીતે તું પ્રીતમ છે અને બીજી રીતે તું બાદશાહ છે, તું તારા સિંહાસન પર બેઠો છે, અને હું તારી પાસે આવવા માગું છું. તું મહારાજા છે, હું તારી પ્રજા છું. એટલે તારી ને મારી વચ્ચે અંતર રહે છે. પરંતુ પ્રેમમાં કોઈ અંતર નથી હોતું. માટે તારે તારા સિંહાસન પરથી નીચે ઊતરવું પડશે. આજે હું આ રસ્તા પર બેઠો છું, વર્ષોથી તારી લગની લાગી રહેલી છે, પણ હું જોઉં છું કે તું તો આવતો નથી; એટલે મેં આજે નક્કી કરી લીધું કે, તું જ્યાં સુધી મારી પાસે ન આવે ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી તું. તારા સિંહાસન પરથી ઊતરી આવ. પ્રેમમાં ઊંચ નીચના ભેદ હોતા નથી.

પ્રેમનો પાઠ રોજ રોજ ફરી ફરી શીખવો જોઇએ, નિત્યજીવનમાં ઉતારવો જોઇએ પ્રભુ કેવા બધા મથે પ્રેમ-સંબધ માંડી રાખે છે! આપણે પણ એમનું અનુકરણ કરવાનું છે. એમ કરતા મરીશુ. આધ્યાત્મિક જીવનની એ જ નિશાની છે. જેને મરતાં નથી આવડતું એ પ્રેમને ઓળખતો નથી પણ પ્રથમ મસ્તક ધરવાને કોણ તૈયાર છે? એક ફકીરનું ભજન યાદ આવે છે:

પ્રેમ પ્યાલા પ્રભુ દિયા,
જાસું મસ્ત મગ્ન હમ હુઆ.
પ્રેમ પ્યાલા૦

પ્રેમ-ભટ્ટીકા સતગુરુ સાકી!
શિર છાટે હમ લિયા,
પીવત પ્રેમ બિસરી ગઇ કાયા,
દિવ્ય દર્પણ કર દિયા.
પ્રેમ પ્યાલા૦

---

પાણીની અંદર વહાણ રહે તેમાં વાધો નહિ. પણ વહાણની અંદર પાણી ભરાવા ન દેવું જોઇએ. નહિ તો વહાણ ડૂબી જાય. તેમ સાધક સંસારમાં રહે તેનો વાધો નથી, પણ સાધકના મનની અંદર સંસારનો ચેપ ન લાગવો જોઇએ.

શ્રી રામકૃષ્ણ પરમહંસ

# જ્યોતિ શિખા

આચાર્ય રજનીશજી

ક્રાઈસ્ટે કહ્યું છે
'માગો અને મળશે.'
'ખખડાવો અને દ્વાર ખુલી જશે'
હું ફરી એજ કહી રહ્યો છુ.
ક્રાઈસ્ટની પહેલા પણ આજ કહેવામા આવ્યું હતુ.
મારી પછી પણ એજ કહેવામા આવશે.
ધન્ય છે એ લોકોને, જેઓ દ્વાર ખખડાવી જાણે છે.
આશ્ચર્ય છે એ લોકોનુ, જેઓ પ્રભુના દ્વાર પાસેજ ઊભા છે અને આંખો બધ કરીને રડી રહ્યા છે.

*

અહંકાર સિવાય બીજુ કોઈ નર્ક છે જ નહી.
કહેવાયું છે કે નર્કમા કેવળ અહંકાર જ ભડકે બળે છે
અહકારને દૂર કરો.
પછી કોઇ નર્કનુ અસ્તિત્વજ રહેનુ નથી.

*

યાદ રાખજો કે,
આશા અને આશ્વાસન સાથે,
શક્તિ અને સકલ્પ સાથે,
પ્રેમ અને પ્રાર્થના સાથે,
જે સત્ય, સત્ય ની સત્તાના દ્વાર ખખડાવે છે
એ કદિ નિષ્ફળ બનીને પાછો ફરતો નથી
કારણ કે પ્રભુના મર્ગ ઉપર નિષ્ફળતને સ્થાન જ નથી
પાપના માર્ગે સફળતા અસંભાવત છે
પ્રભુના માર્ગે નિષ્ફળતા અસંભવિત છે
પાપના માર્ગે સફળતા દેખાય તો સમજજો કે એ ભ્રમ છે
પ્રભુના માર્ગે નિષ્ફળતા દેખાય તો સમજજો કે એ પરીક્ષા છે.

*

સત્ય જો જ્ઞાત ન હોય તો પણ શાસ્ત્રો વ્યર્થ છે.
અને જો સત્ય જ્ઞાત હોય તો પણ શાસ્ત્રો વ્યર્થ છે.

*

સત્યની જિજ્ઞાસા સેવો છો,
અને મન પર ધૂળના થર એકઠા કરતા જાઓ છો?
મન તો દર્પણ જેવું છે
એને સાફ કરો,
અને તમે જોઇ શકશો કે સત્ય તો સામે છે.
અને કાયમથી સામે જ છે

*

એક ભ્રમ ટાળવા બીજો ભ્રમ પેદા ન કરો.
એક સ્વપ્ન ભૂસવા માટે બીજા સ્વપ્નમા જવું ઉચિત નથી
ઈશ્વરની કલ્પના કરો નહી.
કલ્પના છોડીને જાતા શીખો.
જે સમક્ષ પામશો એ જ ઈશ્વર છે

*

ક્યા જઈ રહ્યા છો?
જેને શોધો છો એ તો નિકટ છે, દૂર નથી.
અને જે નિકટ છે એને પામવા માટે જો યાત્રા આદરી, તો એની નજીક નહી, દૂર નીકળી જશો.
જે નિકટ છે એને પામવા માટે તો થોભીને જોવું એ જ પર્યાપ્ત છે

*

હુ કોણ છુ? પૂછો તમારી જાતને પૂછો.
હુ ક્યા છુ? શોધો તમારામા જ શોધ કરો
જ્યારે તમે તમારી જાતને ક્યાય જોઇ નહી શકો,
ત્યારે તમે જાણી જશો કે તમે કોણ છો.
'હુ' ની 'અનુપલબ્ધી'મા જ 'હુ' નુ રહસ્ય છુપાયેલુ છે.

એક રસિક વાર્તા

# સબરસ

નાથુભાઈ જાદવ

નવા વર્ષના સપરમે દહાડે સૌ સબરસના શુકન કરે. સબરસ એટલે મીઠું. મીઠાંના અનેક નામ. ઘણાં લોકો એને દિવ્યરસ, જીવનરસ, રામરસ અને નમક પણ કહે.

પણ મીઠાંને શુકનવંતું શા માટે ગણવામાં આવે છે?

એની એક વાત છે.

દેવ– દાનવોએ મળીને સમુદ્રમંથન કર્યું. એમાંથી ઘણી વસ્તુઓ મેળવી. પણ મીઠું કાઢવું જ ભૂલી ગયા.

મીઠું તો સમુદ્રના પાણીમાં હોય છતાં મીઠું ન મેળવી શકયા. આથી મીઠાંને ખોટું લાગ્યું. તેણે પ્રતિજ્ઞા લીધી, કે દેવોને મારું મહત્ત્વ ન બતાવું તો મારું નામ મીઠું નહીં!

જે કામ દેવો ન કરી શકયા, તે કામ માનવજાતે કર્યું. વર્ષોથી સમુદ્રમાં સંતાયેલું મીઠું, માનવીએ બુદ્ધિથી બહાર કાઢયું.

માનવજાતે મીઠાંને અમૃત સમાન ગણ્યું. આથી મીઠું બહુ ખુશ થયું. તેને બધા ગુણો માનવીઓને અર્પી દીધા.

માનવીને મીઠું મળ્યું, ને જાણે જીવન મળ્યું. સસ્તું અને સોંઘું મીઠું ગરીબથી માંડી તવંગર અને રાજાથી માંડીને રંક સુધી સૌનું એ પ્રિય બની ગયું. પણ મીઠાંને ચેન ન પડે. આરામ ન મળે. રહી રહીને પેલી પ્રતિજ્ઞા યાદ આવે. પોતાની મહત્તા બતાવવાની પ્રતિજ્ઞા!

એક દિવસની વાત. દેવ લોકોના રાજા ધરતી પર ઉતર્યા. સાધારણ માણસનું રૂપ લીધું. તેમને જોવું હતું કે ધરતી પરના માણસો કેવી રીતે રહે છે.

ફરતાં ફરતાં તે બધું જોવા લાગ્યા. જોતાં જોતાં બપોર થયું. રાજાને પાણીની તરસ લાગી. ત્યાં થોડે દૂર એક ઝૂંપડી દીઠી. એમાં એક ખેડૂત રહે. દેવોના રાજા તો આવ્યા પેલી ઝૂંપડી પાસે અને ઊભા રહ્યા. તેમણે પાણી માગ્યું.

'ભાઇ, થોડું પાણી પીવડાવશો?'

'અરે, આવો આવો ભાઇ આવો... ! બેસો!' આટલું બોલી પેલા ખેડૂતે પાથરણું પાથરી, આદરથી રાજાને બેસાડયા. દેવ લોકોના રાજાને આવકાર મળ્યાથી ઘણો આનંદ થયો. તે વિચારવા લાગ્યા.

'આ મૃત્યુલોકના માનવી પણ અજબ છે. ન મળે અભિમાન કે ન મળે અહંકાર. ન મળે મોટાઇ કે ન મળે ક્રોધ!'

આમ વિચાર કરેછે, ત્યાં તો ખેડૂત ઘરમાંથી થોડું ખાવાનું અને કળશયો ભરી પાણી લાવ્યો અને બોલ્યો:

'લ્યો, ભાઇ થોડું જમો. બહુ દૂરથી આવ્યા હશો. માટે શાંતિથી બેસો!'

હા – ના, હા – ના, કરતાં દેવોના રાજાએ ખાવા માંડયું. બે ત્રણ બટકાં ખાધાં હશે, ત્યાં તો તેમને નવાઇ લાગી.

'અરે, વાહ! આ તો બહુ સ્વાદિષ્ટ વસ્તુ છે!' આમ બોલી તે ઝડપથી ખાવા લાગ્યા. અને જોતજોતામાં બધું જ પૂરું કર્યું. હાથ મોં ધોઇ, પાણી પીધું. અને પછી દેવોના રાજા બોલ્યા:

'હે ભાઈ, આ તે કઇ મીઠાઇ હતી કે જેમાં આટલી બધી મીઠાશ અને સ્વાદ હતાં? મેં આજ સુધી અનેક જાતના પકવાન અને જાત-જાતની વાનગીઓ ખાધી છે. પણ તમે જમાડી એવી મીઠાઈ મેં કદી ખાધી નથી.'

ખેડૂત હસતાં હસતાં બોલ્યો:

'ભાઇ, શા માટે ગરીબની મશ્કરી કરો છો! અમારા ગરીબના ઘરમાં મીઠાઈ કેવી? આતો અમારો રોજનો ખોરાક, ધરતીમાતાએ દીધેલું ધાન, જે અમે આરોગીએ છીએ. આ ઢેબરાં

અને છાશ તો અમારો રાજનો ખોરાક છે.' આ સાભળી રાજા બોલ્યા :

'કહે ન કહે પણ ભાઈ, તારા આ ઢેબરામા કોઇ અમૃત કરતાય મીઠી વસ્તુ છે ખરેખર બતાવ, તેં એમા કઇ ચીજ નાખી છે ?'

ખેડૂત બોલ્યો 'અરે ભાઇ ! એમા તે બીજી શી ચીજ નાખવાની હોય ! આ થોડુ મીઠુ નાખીને ખન વીએ છીએ ! રાજા બોલ્યો 'શુ કહ્યુ મીઠુ' ? મીઠુ વળી શી ચીજ છે ?' 'હવો તમે પણ ગજબ છો મીઠુ નથી દીઠુ ? અમે તો રોજ રસોઇમા એ નાખીએ છીએ એના વગર તો રસોઇ ફીકી જ લાગે !

આમ બોલી ખેડૂત હસતો હસતો ઘરમા ગયો અને હાથમા થોડુ મીઠુ લાવી રાજાને બતાવ્યુ.

રાજાએ મીઠાની એક કાકરી મોમા નાખી અને બોલ્યા 'અરે વાહ ગજબ સ્વાદ છે ને ! બસ હુ પણ રોજ આ મીઠુ નાખેલી રસોઇ જમીશ !'

પણ રાજા મનમા વિચારવા લાગ્યા કે આ મીઠુ દેવલોકમા મળવુ દુર્લભ છે સ્વર્ગમા મીઠુ ક્યાથી મળે ? માટે લાવ થોડા દિવસ આ ધરતી પર જ રહુ અને મીઠાવાળી રસોઇ જમુ' !

દેવલોકોના રાજા તો આ ધરતી પર તે રોજ મીઠુ નાખીને રસોઇ બનાવે અને વાહ વાહ કરતા જમે ! એમને તો મીઠાની રસોઇનો જબરો સ્વાદ લાગી ગયો. સ્વર્ગના પકવાન અને અવનવી વાનગીઓ તુચ્છ લાગી એ તો સ્વર્ગનેય ભૂલી બેઠા

દિવસોના દિવસો વિતવા લાગ્યા અને આમ ખાસ્સા બે મહિના થયા હતા રાજા સ્વર્ગે જવાનુ' નામ ન લે

દરોળીનો તહેવાર નજીક આવ્યો. સ્વર્ગમા દેવોને ચિતા થવા લાગી રાજા વિના દરોળી કેમ ઉજવાય ! અને રાજા વિના રાજ પણ કેમ ચાલે બધા દેવો ઉતર્યા ધરતી પર અને દેવરાજને વિનવવા લાગ્યા

'મહારાજ, આપણે રહ્યા દેવ લોકો આ તો મૃત્યુ લોક છે અહીં તો માનવી રહે આપણુ' સ્થાન તો સ્વર્ગમા વળી તમારા વિના રાજ-કારભાર પણ અટકી ગયો છે. માટે ચાલો હવે સ્વર્ગમા !'

હા–ના, હા ના કરતા દેવલોકના રાજા સ્વર્ગે જવા તૈયાર થયા પણ જતા જતા મીઠુ નાખેલી રસોઇનો સ્વાદ ચાખીને જવા નક્કી કર્યુ' તે દિવસે બધા દેવો માટે પણ રસોઈ બનાવવાના આવી સઘળા દેવો એકી પગતે જમવા બેઠા

પહેલો કોળિયો ખાતા જ, સૌના મો મલકી ઊઠ્યા

વાહ ! કેટલુ મધુરુ જમણુ છે !'

સૌ વખાણ કરતા જાય, ને જમતા જાય વાહ, વાહ કરતા બધી રસોઇ ચટ કરી ગયા ! એક દાણો પણ બચ્યો નહી

હવે તો સાજની રસોઇ જમીને જઇશુ ' એમ વિચારી સાજે સૌ રોકાયા પણ જીભને સ્વાદ એવો લાગ્યો કે સાજે નહી કાલે કાલે નહી પરમ દિવસે એમ કાલ કાલ કરતા ખાસ્સા પદર–વીસ દિવસ નીકળી ગયા

સ્વર્ગમા ન મળે દેવો કે ન મળે દેવોના રાજા બધી દેવીઓ અકળાવા લાગી દેવ વિના ઘર સૂનુ દેવો વિના સ્વર્ગ સૂનુ વળી પિતા વીના દિવસો બાળકો પણ અધીરા થયા હતા

છેવટે દેવીઓની ધીરજ ખૂટી કાળી ચૌદસનો દિવસ બધરાને દેવીઓ, દેવબાળોને ઊઘતા મૂકીને ધરતી પર ઉતરી દેવોને સ્વર્ગે લઇ જવા દેવો તો આરામથી ઊઘે છે મીઠાવાળી મધુરી રસોઇ જમ્યાથી મીઠી નિદ્રા લઇ રહ્યા છે

દેવીઓએ દેવોને જગાડ્યા અને કહ્યુ

આ શુ' માડયુ છે સ્વર્ગ મૂકી ધરતી પર આવ્યા ? ઘર ભૂલી આરામ કરો છો ? તમને અમારી ચિતા છે કે નહી ? બિચારા બાળકો કલ્પાત કરે છે !' પણ દેવો એમ તે માને ? મધુર રસોઈ અને મીઠી ઊઘ છોડાય ? તેમણે તો સભળાવી દીધુ.

'સારું, સવારે રસોઈ જમીને આવીશું'!' દેવપત્નીઓ સમજી ગઈ, કે આ દેવોને મીઠાંની માયા લાગી છે. માટે ચાલો મીઠાંને મનાવીએ. આમ વિચારી મધરાતે જ દેવપત્નીઓ પહોંચી મીઠાં પાસે. દરિયાનો કિનારો. સૂમસામ જગા. મોટા મોટા ઢગ. ધોળા ધોળા બગલાની પાંખ જેવા અગર. ત્યાં મીઠાંનો વાસ. દેવીઓએ મીઠાંને કહ્યું :

'જાઇ, તારી માયા દેવોને જબરી લાગી છે. હવે તો તેઓને અમારા હાથની રસોઇ પણ નહીં ભાવે. માટે કૃપા કરી તું અમારી સાથે સ્વર્ગમાં ચાલ !'

મીઠું કહે : 'હં, હવે તમે મને લેવા આવ્યા છો ? તે દિવસે સમુદ્ર મંથન કર્યું ત્યારે તો કોઈએ મારી સામેય જોયુ ન હતું !'

દેવીઓ કહે : 'હશે, તે વાત ભૂલી જા ભાઇ। તારું મહત્વ હવે બરાબર સમજાયું છે. માટે તું ચાલ અમારી સાથે.

'ના એ વાત નહીં બને. હું નિમકહરામ નહીં થાઉં ! માતાજાતે મને સમુદ્રમાંથી બહાર કાઢયું. એમનો ઉપકાર હુ શી રીતે ભૂલીશ માટે જ્યાં સુધી જીવીશ ત્યા સુધી એમની સાથે જ રહીશ !'

ઘણાંય કાલાવાલા કર્યા. પણ મીઠું એકનું બે ન થયું વાતમા ને વાતમા સવાર થયુ. દેવ લોકોએ દિવાળી ધરતી પર મનાવી સાથે દેવીઓ પણ હતી. તેથી મજાની રસોઈ બનાવી અને દેવીઓને જમવા કહ્યું. પણ દેવીઓ સમજી ગઇ કે જો આ રસોઇ જમશું તો આપણને પણ સ્વાદ લાગી જશે અને સ્વર્ગમા છોકરાંઓ એકલા ટળવળશે આથી દેવીઓએ ઉપવાસ કર્યો.

દેવીઓને ધરતી અને તેના લોકો જોવાનુ મન થયું. તેઓ ફરવા નીકળ્યાં તેમણે જોયું દિવાળીનો ઉત્સવ ઉજવાઇ રહ્યો છે. ઠેર ઠેર તેમની પ્રતિમાનું પૂજન થઇ રહ્યુ છે. કોઈ શારદા-સરસ્વતીનું પૂજન કરે છે તો કોઇ લક્ષ્મીની આરાધના કરે છે

આ જોઇ દેવીઓ મૃત્યુ લોકના માનવીઓ પર ખુશ થઈ. તેમણે અનેક આશીર્વાદ આપ્યા.

સાંજ પડી ઝગમગ ઝગમગ અનેક દીવાઓ પ્રગટયા. રોશની અને શણગારથી વાતાવરણ દીપી ઊઠયું. આતસબાજી અને ફટાકડાથી ધરતી ધમધમી ઊઠી. ઘેરઘેર આનંદ છવાયો.

પણ આ શું ? સ્વર્ગમાં અંધકાર કેમ છવાયો છે ? દિવાળી જેવો તહેવાર અને ન મળે શણગાર કે ન મળે દીપમાળ. સ્વર્ગમાં ન મળે દેવ કે ન મળે દેવીઓ. બિચારાં દેવબાળ વિલે મોઢે મહેલની બારીએ અને અટારીએ બેઠાં છે. અને ટગર ટગર ધરતી તરફ મીટ માંડીને જોયા કરે છે.

મા-બાપ વિનાનાં દેવબાળ રડી રહ્યાં છે. કેટલાંક ટોળે મળીને આક્રંદ કરે છે. પણ શું થાય ? દેવ-દેવીઓ તો ધરતી પર છે ! બિચારાં આખી રાત ટળવળતાં રહ્યા.

આખરે રાત્રીના છેલ્લા પહોરે દેવોએ ધરતી છોડી. પણ જતાં જતાં દરેકે એક એક મુઠી મીઠાંની ભરી અને સ્વર્ગે જવા ઉપડયા.

પણ મીઠું એ મીઠું હતું, તે વચન પાલક હતુ. દેવો જેમ જેમ ઉપર જવા લાગ્યા તેમ તેમ મીઠું ઓગળવા લાગ્યું. તે પ્રવહી થઈ ધરતી પર પડવા લાગ્યું. જોત જોતામાં દેવલોકોની મુઠીમાંથી મીઠું ગળી ગયું.

મીઠાંની વફાદારી જોઇ દેવો ખુશ થઈ ગયા. તેમણે મીઠાંને આશીર્વાદ આપ્યાં, કે બધી વસ્તુઓમા તારું સ્થાન શુભ અને ઉપયોગી ગણાશે !

વહેલી સવારે ધરતીના માનવો જાગ્યાં જોયું તો કોઇના આગણામાં તો કોઇના બારણે કોઈના ઝરુખે તો કોઇના છજે મીઠાંના કણો વેરાણા છે

સપરમે દહાડે મીઠાંનાં શુકન ! સૌ જોઇને નવાઈ પામ્યાં. મીઠું પણ મલકાઇ રહ્યું. તેની પ્રતિજ્ઞા પૂરી થઇ.

બસ, તે દિવસથી આપણે નવા વર્ષના સપરમા દહાડે પ્રથમ સબરસના શુકન કરીએ છીએ. જેને આપણે શુભ અને શુકનવંતુ માનીએ છીએ.

# વંદના

કાલિદાસ પંડિત

બ્રહ્માંડના સ્વામીનો દિવ્યલોકમાં દરબાર ભરાયો છે.

આ સભામાં કોઈ દેવગણો નથી, ઋષિઓ નથી, જ્ઞાની નથી, વેદાંતી નથી, ભાષ્યકારો નથી, કર્મકાંડીઓ નથી.

છે બધા ગુણાનુવાદ ગાવાવાળા, હરિસ્મરણનાં સતત અભિલાષી ભક્તજનો—સમર્થ રામદાસ, નામદેવ, તુકારામ, મીરાં, કબીર, નરસૈંયો, સૂરદાસ, ચૈતન્ય નાનક, રકાબકા, દયાનંદ, તુલસીદાસ, સુદામા, નાભાજી, વગેરે.

ભગવાનના મોં પર આજ તો આતુરતાભરી રેખાઓ ઉપસી આવી છે. આંખોમાં કંઈક મર્મ દેખાય છે. ને એ જોઈ નરસીરામ બોલ્યા:

'કેમ પ્રભુ, આજ સોહામણી જેવી માર્મિકતા આપના મો પર ભાળું છું.'

'મારે કંઈક પૂછવું છે'

'તમારે ?' નામદેવ બોલ્યા.

'હા, આજ તો મારી એવી ઇચ્છા થઈ છે.'

'અરે પૂછવા તો અમે યુગોથી તમારા ચરણ પાસે બેઠા છીએ. તોય પૂછવાનો અંત આવતો નથી. ને પૂછવું છે ! કોને ?'

'કોને કેમ તમને કોઈકને જ તો !'

'લ્યો, આજ તો બહાદુર હાલક સેવક થવું જોઈએ. ત્રિભુવનના નાથ અમને તુચ્છ માનવ જીવોને કંઈક પૂછવા ચાહે છે' ચૈતન્ય બોલ્યા.

'હે પ્રભુ, તમારે પૂછવા જોગ તો કેંક ઋષિમુનિઓ, કંઈક દેવગણો, પ્રતાપી રાજર્ષિઓ, વેદવેદાંતના રચયિતાઓ બેઠા છે, ને અમે શું આપને જવાબ વાળવાના હતા ?' સુદામા બોલ્યા.

'એ કોઈથી ન કહી શકાય એવો મારો સવાલ છે.'

'ચાલો, પ્રભુ આજ કૃષ્ણાવતારમાં હતા તે અસલ સોરઠિયા બની આપણી મજાક ઉડાવવા માંડી.' નરસીરામ બોલ્યા.

'હા, કૃષ્ણાવતારમાં હું દ્વારકા ગયો હતો મને જાણું છે.' સુદામાએ કહ્યું.

'ત્રિલોકના સ્વામીને એ અવતાર સાંભર્યો લાગે છે.'

'ના, ના, એવું કંઈ નથી. મારે એક પ્રશ્ન પૂછવો છે. જે મારા હૈયાની ભીતર યુગોથી સચવાએલો પડ્યો છે. ને તમારી સમક્ષ મૂકવાની વાટ જોતો હતો, તે ઘડી આજ આવી છે.

'તો કરી નાખો.'

'સાંભળો.'

ને બધા ભક્તોએ કાન માંડ્યા.

ભગવાને કહ્યુ :

'યુગોથી બધા મને પગે લાગતા આવ્યા છે. હજુએ લાગે છે પણ મને પગે લાગવાની ઇચ્છા થાય તો મારે કોના પગે લાગવું તે પૂછવું છે.'

એક પળ ને બીજી પળે. સભામાં મૌન: દૂર દૂર ગાંધર્વોના સૂરીલા ગાન સંભળાતા હતા. વાદ્યોના ઝંકાર ગાજતા હતા ફૂલની ફોરમ ખૂણે ખૂણે ભરી રહી હતી દૂર સુદૂર મુનિઓના જ્ઞાન ચર્ચાના તરફ સ્વર સંભળાતા હતા.

'બોલો પુણ્યાત્માઓ ! આનો જવાબ વાળો.' જવાબમાં મૌન: સૌએ એકબીજાના સામે જોયું.

'કોઈ નહિ. બોલે ?' ભગવાને ત્રીજી વાર કહ્યું.

'ભગવાન !' રામદાસ સ્વામી બોલ્યા.

'કહો.'

'અમારામાં તો આ આપના સવાલનો પ્રત્યુત્તર આપવા હામ નથી પણ ..

'પણ...'

'પણ, એક સંત તુકારામ છે. એ આપને સાચો જવાબ વાળી શકશે.'

'અરે તુકારામજી !' ભગવાને તુકારામ ભણી જોઈ કહ્યું.

'હં મહારાજ !'

'રામદાસ સ્વામીએ કહ્યું. તે તમે સાંભળ્યું ?'

'હા. સાંભળ્યું.'

'તો હવે મને કહો. મારે કોને પાયે વંદના કરવી !'

'કહું ?'

'હા. કહો.'

તુકારામ ઊઠ્યા. ઊભા થયા, ને ડોકમાં લટકતા એકતારાને રણઝણાવતા અભંગ લલકાર્યું,

'બોલે, તૈસા ચાલે, ત્યાંસી વંદન પાંઊલે.'

હે પ્રભુ ! જે બોલે તેવું ચાલે તેના પાયે વંદના કરીએ'

ને તુરત ભગવાન પોકારી ઊઠ્યા : 'જય હો આ મહાસત્યનો જય હો. આ પરમ સુંદરતા સભર આ બોલનો. આજ યુગોથી મારી તૃષા છીપાઈ, હે સંતો ! હું ય આવા બોલે તેવું ચાલનારાને વંદી ધન્ય બનીશ'

તુકારામના એ બોલ બધા સંતોએ બેવડાવી ગાવા માંડ્યું :

બોલે તૈસા ચાલે, ત્યાંસી વંદન પાંઊલે.

ને બ્રહ્માંડે એ અભંગ બોલે છાઈ રહ્યું.

---

સુબોધ કથા

# ગાગરમાં સાગર

કનૈયાલાલ વાઘાણી

જે માનવી લોભી બનીને અલ્પ વસ્તુ માટે કામના કરે છે અને જે કંઈ પામે હોય તે પણ ખોવે છે તેના જેવા વિચારહીન મૂઢ અન્ય કોણ હોઈ શકે? રેવડી માટે દાંમડી ગુમાવવી એના જેવું અન્ય દુઃખકર શું હોઈ શકે?

એક લોભી માનવી ધન કમાવવા પરદેશ ગયો હતો. અત્યંત કષ્ટ અને મહેનત કરીને વર્ષો સુધીની મહેનત બાદ એક હજાર સોનામહોરો એકત્ર કરી શક્યો. એક હજાર સોનામહોરો લઈને તે પોતાના દેશ આવવા નીકળ્યો.

રસ્તામાં એક જગ્યાએ ટીમણ કરવા બેઠો ટીમણ કરીને જરા આરામ કર્યો પછી ત્યાંથી ચાલી નીકળ્યો. બે ગાઉ ગયા પછી તેને માલુમ પડ્યું કે એક ચીંદડી ન હતી. એ ચીંદડીમાં ચાર પૈસા છુટા રાખ્યા હતા. આમ તેમ જોયું ઘેરો તપાસ્યો પણ ચીંદડી જડી નહિ. "અરે રામ ! ચાર પૈસા કયાં ગયા !"

ચાર પૈસાની ચીંદડી ગોતી કાઢવા તેણે ખૂબ ફાંફાં માર્યા પણ જડી નહિ. તેણે વિચાર કર્યો : "હું જ્યાં ટીમણ કરવા બેઠો હતો ત્યાં કદાચ રહી ગયેલ હશે. ત્યાં જઈને ગોતવા જોઈએ."

લોભી પાસે હજાર સોનામહોરો હતી તેણે વિચાર કર્યો કે આટલો બોજો લઈને કેમ જવું ! આસપાસ મેરૂ નજર કરી પણ કોઈ દેખાતું ન હતું

લોભીએ એક ખાડો ખોદ્યો અને તેમાં હજાર સોનામહોર દાટી દીધી અને પછી ચીંદડી ગોતવા ઉપડયો.

લોભી જ્યારે ખાડો ખોદતો હતો ત્યારે એક ચોર ઝાડની ઓથે લપાઈને આ બધુ છાનોમાનો જોયા કરતો હતો.

જેવો લોભી નજર બહાર ગયો કે તે ચોરે ખાડો ખોદી સોનામહોરો કાઢી લીધી અને સોના મહોરો લઈને નાસી ગયો.

આ બાજુ પેલો લોભી જે જગ્યાએ આરામ કર્યો હતો ત્યા પહોંચ્યો તો તેની ચીંદડી એમને એમ પડી હતી.

"હા......શ ચીંદડી મળી ગઈ. એમ ચાર પૈસા જતા કરાય !" આવા વિચાર કરતો એ લોભી ચીંદડી લઈને પાછો ફર્યો. જે જગ્યાએ સોનામહોરો દાટી હતી ત્યાં આવી પહોંચ્યો અને જોયું તો સોનામહોરવાળો ખાડો ખુલ્લો હતો, સોનામહોરો ન હતી.

એ લોભીનું હૃદય ભાંગી ગયું. ચાર પૈસા લેવા જતાં એક હજાર સોના મહોરો ખોઈ. જીવનભરની મહેનત એળે ગઈ.

લોભી પોક પોક મૂકી રડવા લાગ્યો. પણ હવે એ રૂદન શા કામનું ? વિચાર્યા વગર કામ કર્યા પછી પસ્તાવાનો શો અર્થ !

તે લોભીએ ચાર પૈસા જેવી નજીવી મૂડી લેવા જતાં જીંદગી ભરની કમાણી ખોઈ. આપણે પણ તુચ્છ વિષયો ખાતર અમૂલ્ય માનવ જીવન ખોઈ રહ્યા છીએ તેનું શું ?

# નવી વહુ

સુશીલા શ્રીવાસ્તવ

પ્રત્યેક યુવતીના જીવનમાં ક્યારેક તો એ પ્રસંગ અવશ્ય આવે છે, જ્યારે તે એ શરણાઈના સૂરો અને મંત્રોચ્ચારની સાથે તે કોઈ બીજા ઘરની સભ્ય બની જાય છે. એ દિવસનો તે પ્રતિક્ષા કરતી કરતી મનમાં અરમાનોની માળા ગૂંથ્યા કરતી હોય છે- જ્યારે તે સાડીના ઘૂંઘટમાં વિંટાઇને ઘરેણાં-કપડાંથી સુસજ્જ થઈને સાસરે જશે. એ ઘરે જશે, જે તેનું હશે, જેની તે ગૃહરાણી થશે આ બધા વિચારોવાળી કલ્પના કેટલી આકર્ષક મધુર અને સુંદર લાગે છે! શોભાસ્પદ ભવિષ્યની આ કલ્પના તેના રોમેરોમને આનંદ વડે પુલકિત કરી દે છે, અને પછી એ દિવસ આવી પહોંચે છે કે જ્યારે તેની કલ્પના સાકાર થાય છે.

આનંદોલ્લાસપૂર્વકની ચપળતા સાથે તેના દિવસો વીતતા જાય છે. પતિ-પત્ની બંને જાણે પરીઓ અને અપ્સરાઓના સ્વર્ગમાં વિહરતાં લાગે છે. તેમના જીવનની પ્રત્યેક રાત દિવાળીની જેમ ઝગમગી ઊઠે છે દરરોજ મધની મીઠાશ રૂપે વર્ષા થતી હોય તેઓ અનુભવ થાય છે.

એ યુવતીની શરમાળ દૃષ્ટિ સુંદર અને સલોણા મુખ ઉપર ચમકતી કાજળ ઘેરી આંખો પર તેના 'એ' આકાશના તારા અને ચાંદો લઈ આવવા માટે તત્પર થઈ જાય છે. ધીમે ધીમે કલ્પના જગત પરથી ક્ષીણ થતી જતી તેમની દૃષ્ટિ ઘર અને કુટુંબ પર પણ સ્થિર થવા લાગે છે. જ્યાં સાસુ, નણંદ, દિયર અને જેઠ વગેરે અન્ય સભ્યો પણ પોતાનું અસ્તિત્વ ધરાવે છે. અને પછી એકાએક એવું લાગવા માંડે છે કે જાણે સમતોલ જીવનમાં કોઈ અડચણ ન ઊભી થઈ હોય! જાણે એકાએક કાળજામાં કોઇ કાંટો ન લાગ્યો હોય!

તે વિચારતી થાય છે. જો આ નણંદો ન હોત! સાસુ અને દિયેર ન હોત! તો પોતે એ ઘરની સંપૂર્ણ માલિક બની શકી હોત. સિનેમા જોવા જતી વખતે સાસુની રજા ન લેવી પડત. બંનેને એકાંતમાં હસવાબોલવાનો કે હળવા-મળવાનો અવસર મળત. કેટલી બધી સ્વતંત્રતા હોત! પોતાના પતિને દિયેરની ફી દેવી ન પડત, નણંદો માટે સાડી કે બ્લાઉઝનું કાપડ ન ખરીદવું પડત. તેને વિચાર આવે છે કે જો તેના પતિની બધી જ આવક માત્ર ફક્ત પોતે બે જ જણ જો ખર્ચી શકતા હોત તો કેટલો મોજશોખ થઇ શકત! આમ તેના મનમા અશાંતિના બીજ વવાતાં જ ઊગી નીકળેલાં દેખાવા માંડે છે. હસતાં બોલતાં ઘરમાં આ રીતે ટંટા-ફિસાદ શરૂ થઇ જાય છે.

જ્યારે પોતે નવવધૂ બનીને આવી હતી ત્યારે તો કુંવારી નણંદોએ દોડીને તેને ફૂલોથી શણગારેલી મોટરમાંથી ઉતારી'તી, સાસુએ તેની આરતી ઉતારી'તી, કેમકે ભવિષ્યમાં આ વહુ જ તેનું સ્થાન લેવા આવી રહી છે, પોતાના લાડલા દીકરાની ભાવિસંતાનોની મા એ જ હતી. ગૃહિણી અને માતૃત્વ પદથી ગૌરવરૂપ બનીને સાસુએ તેને હૃદયની વિશાળતા વડે સત્કારી હતી. પરંતુ કુટુંબના એ જ સભ્યો આજે તેને આંખના કણાંની માફક ખૂંચી રહ્યા છે.

આજે સાસુ કુટુંબમાં એક અનાવશ્યક સભ્ય લાગે છે તેનું થોડુ ઘણું બંધન પણ અસહ્ય થઈ પડયું છે. નણંદો તેને સી. આઇ. ડી. જેવી લાગે છે કેમકે તે તેની આવ-જા નો રિપોર્ટ પોતાની મા પાસે રજૂ કરે છે. આ બધું વિચારતી વખતે વહુ કદાચ એ ભૂલી જાય છે કે

કૌટુંબિક જીવનની સફળતાનો આધાર તેના સભ્યો વચ્ચેના આપસ-આપસના સંબંધ ઉપર આધાર રાખે છે. સ્વભાવની કોમળતા, સહયોગ અને સમજણ શક્તિ ઉપર જ કુટુંબનો આધાર રહેલો છે. જ્યારે તે એમ વિચારે છે કે આસુ કુટુંબની અનાવશ્યક સભ્ય છે, દિયેર-જેઠ અને નણંદો તેની સ્વતંત્રતાની બાધક છે, ત્યારે એ, ભૂલી ગઈ હોય છે કે જે પતિને તે પોતાના પ્રાણથી પ્યારા ગણે છે, જે તેના મન મંદિરના દેવતા છે તે કોઈના લાડકા દીકરા ઉપરાંત કોઈના ભાઈ પણ છે. તેના પર માત્ર વહુનોજ અધિકાર નથી, હું માનુ છું કે લગ્ન બાદ દીકરો માત્ર દીકરો જ નથી. તે કોઈનો પતિ પણ બની ચૂક્યો છે. આજ સુધી તેના જીવનમાં માત્ર એક જ નારી હતી જેણે પાળી પોષીને તેને મોટો કર્યો, ઉછેર્યો જેની છાયામાં તે કિશોરમાથી તરૂણ અને યુવાન બન્યો પરંતુ લગ્ન બાદ એક બીજી નારી તેના જીવનમા પ્રવેશ કરે છે, જે એવો દાવો કરે છે કે હવે તેના પતિ પોતાના બાળકોના રક્ષણ થેં માત્ર તેનો છેડો જ પૂરતો છે. તેના પતિને હવે કોઈ મા, બા ની જરૂર નથી, કોઈના વાત્સલ્યની આવશ્યકતા નથી માની ભૂમિકા પૂરી થઈ ગઈ છે. પરંતુ તે એ ભૂલી જાય છે કે કોઇ પુરૂષના જીવનમાં માતુ સ્થાન પત્ની નથી લઈ શકતી. એટલા માટે ઈર્ષા કે અદેખાઈનો સવાલ જ ન ઊઠવો જોઈએ. મમત્વવાળી માતા જુએ છે કે જ્યારે એક બીજી ઘરની યુવતી કે જે તેની વહુ બની ને આવી છે તે પોતાના સ્નેહપાત્રને જુદુ પાડી રહી છે કે તેના સોના જેવા ગૃહસ્થાશ્રમમા ચિનગારીઓ ચેતવી રહી છે જો એવું થાય તો સાસુ પણ વહુ પ્રત્યે કડવી બની જાય છે. આમ સંયુક્ત કુટુંબની ઈંટ પડવા લાગે છે....પરિણામે ઘરનું વાતાવરણ સ્મશાન જેવું ઉદાસ બની જાય છે

આપણી આધુનિક બહેનો એ ન ભૂલે કે આપણા કૌટુમ્બિક જીવનના ઘટક સૂના હોય છે. જિંદગીની કઠોર થાપડ ખાધા બાદ સંધ્યા સમયે વ્યક્તિને શીતળ છાયા પ્રદાન કરનાર પીપળાના વૃક્ષો હોય છે તેની દિવાલોની ઈંટોમાં ઉત્સર્ગ અને કર્તવ્ય સમાયેલું હોય છે જો તેનું વાનાવરણ વિષયી બને તો વ્યક્તિ અને સમષ્ટિ કોઈની ઉન્નતિ શક્ય ન બને. આમ વીસમી સદીની અતિ આધુનિક વહુ બન્યાં છતાં પણ જીવનની કેટલીક અતિ પ્રાચીન માન્યતાઓ અનુસાર તેણે જાગૃત અને કર્તવ્ય પરાયણ રહેવું જ પડશે. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા બાદ તેના કેટલાક મૂળભૂત સિદ્ધાંતો અનુસાર આચરણ કરવાની તેને ફરજ પડે છે કોઈ વિશ્વવિદ્યાલયના 'યુનિયન હોલ'માં સહિષ્ણુતા, આત્મત્યાગ, અને બલિદાન ઉપર ધમધોકાર ભાષણ કરનારી આધુનિક યુવતી જ્યારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે છે ત્યારે પોતાના



પતિની મા અને ભાઈ-બહેનને માટે આત્મ-ત્યાગની વાતો ભૂલીને તેને પોતાની સ્વતંત્રતામાં અડચણરૂપ માની બેસે છે. તેનું કારણ એ છે કે બાળપણથી તેને જીવનમાં શ્રેયસ્કર વ્યક્તિઓને લગતું શિક્ષણ નથી મળ્યું હોતું. તેને એવું નથી સમજાવવામાં આવતું કે સ્ત્રી માત્ર પત્ની જ નથી, પરંતુ તે મા, બહેન અને પુત્રવધુ પણ છે. પતિની આવક ઉપર માત્ર

તેનો જ અધિકાર નથી પરંતુ આખા કુટુંબનો અધિકાર છે. તે એટલું નથી સમજી શકતી કે કુટુંબમાં માતૃત્વનો ચિરંતન ત્યાગ, પુત્રની કર્તવ્ય નિષ્ઠા અને પતિનો અનુરક્ત પ્રેમ બધું જ એકસાથે વર્તમાન જીવનમાં જ હોય છે. પોતાના સંક્ષિપ્ત અને ઘનીભૂત રૂપમાં અહીં જીવનના ચિરંતન તત્વોનું સામંજસ્ય સધાય છે. લગ્ન તો પાત્ર વ્યક્તિની સામાજિકતા અને સમાજ પ્રત્યે તેનું કર્તવ્ય પુરું કરવાનું માત્ર પ્રથમ પગથિયું જ છે. આ ત્યાગ અને કર્તવ્ય જ પ્રથમ તો સાર્વદેશિક શાળા છે.

આ વિવાહ બાદ પતિ પત્ની બંને કર્તવ્યના કઠોર બંધનમાં બંધાઈ જાય છે. જીવન ચક્ર કે સંસાર ચક્ર એક ક્ષણ પણ થોભતું નથી. અને તેની સાથોસાથ શરીર અને મનની ભાવનાઓ પણ બદલતી રહે છે. આજે જ્યારે તે નવતર વહુ છે તેથી ઘરના અન્ય સભ્યો તેને અપ્રિય લાગે એ. પરંતુ એક સમય એવો પણ આવશે કે જ્યારે તેને એ પણ અનુભવ થશે કે ઘરનાં એ ઘરડાં ડોસાં ડગરાં અને આત્મીયજનોની સ્નેહ છાયામાં તે વધુ સુખ માણી શકે. એ સમયે તે સ્વતંત્ર હતી. જવાબદારીઓથી મુક્ત હતી, તેના પર ગૃહસ્થીનો બોજો ન હતો. કુટુંબના દરેક સભ્યને પોત–પોતાનું સ્થાન અને મહત્ત્વ હોય છે–દરેકને તેની પોતાની ઉપયોગિતા છે, આજે તમને સાસુ ખરાબ લાગે છે પરંતુ એક દિવસ આ જ પદ તમને પણ મળશે. ક્યારેક તમે પણ સાસુ બનશો. આજે નણંદને તમે કુટુંબનો બોજો માનો છો પરંતુ ક્યારેક તો તમે પણ કોઈની નણંદ હતા ને! એટલા માટે કુટુંબના સુખ અને શીલ માટે નિષ્કપટ, ઉત્સર્ગમય ગૃહજીવન આવશ્યક જ નહિ બલ્કે અનિવાર્ય છે. તેને તોડવાથી જીવન કદિ સુખી નથી બની શકતું. અહીંની દુનિયા કોઈ હોટેલના સૌંદર્યની જેમ પાઉડર આદિથી આયોજિક કે આચ્છાદિત નથી હોતી. અહીં કદાચ યુરોપના બગીચામાં લહેરાતું વાયોલેટ તમને નહિ મળે. અહીં તો માત્ર પોતાની સુગંધ ને સ્વયં છુપાવતી જૂઈની કળી જ તમને મળશે. આમ આપણા કુટુંબની આધુનિક નવવધુઓ જો પોતાની સામે લગ્ન જીવનનું ઉપર મુજબનું ચિત્ર આંકશે કે જ્યાં કર્તવ્ય અને કલ્યાણ સાથે સાથે ગાડીનાં બે પૈડાંની જેમ ચાલે છે જ્યાં એક વિના બીજાનું અસ્તિત્વ જ નથી તો આપણાં કુટુંબો વધુ સુખી અને સંપન્ન રહી શકશે. અનુ: પરજીવન થાનકી



# ગુલાબી વાર્તાસંગ્રહ

સિ.

'તડકી છાંયડીનાં ફૂલ : ગુલાબ'
લેખક : જગદીશ પરમાર
સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય :
અમદાવાદ – પાના ૨૧૨
મુલ્ય રૂ. બે

શ્રી. જગદીશ પરમારનું નામ ગુજરાત માટે નવું નથી; કેમકે આ પહેલાં તેમણે પોતાની આગવી શૈલીનો પરિચય 'સંગમ' વાર્તાસંગ્રહમાં ગુજરાતને કરાવ્યો છે. નવલિકાની તેમની આરાધના આ વર્ષો દરમ્યાન ચાલુ જ રહી છે અને પ્રસ્તુત વાર્તાસંગ્રહની સત્તર નવલિકાઓ અનેક રીતે વિશિષ્ટ બની છે અને તેના કર્તાને ગુજરાતના પ્રથમ પંક્તિના નવલિકાકારોની હરોળમાં સ્થાન અપાવે તેવી ગરવી અને સમૃદ્ધ બની છે. આજે જ્યારે ઘટના પ્રધાન નવલિકાનો યુગ આથમી રહ્યો છે અને આ ક્ષેત્રના ખેડાણની દિશાઓ સંકુલ બની રહી છે ત્યારે એવી શક્યતાઓ તેમણે ધરી દીધી છે કે નવલિકા નિત્ય-યૌવના રહી શકે છે અને સર્જકની પ્રતિભા કોઈપણ નિયમનને બાજુએ રાખી આશ્ચર્ય સરજી શકે છે એ વિધાનની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

વાર્તાસંગ્રહની પ્રસ્તાવનામા શ્રી રામપ્રસાદ બક્ષીએ આ વાર્તાઓને 'પથ્ય અને પ્રિય' કહી છે અને 'ખારા સારસ્વત વિસ્તારમાં મીઠી વીરડીઓ જેવી' ગણાવી છે અને 'તમસમાંથી જ્યોતિ તરફ અને અસત્‌માંથી સત્‌ તરફ જતી' વર્ણવી છે. આખો સંગ્રહ વાંચ્યા પછી એમ લાગે છે કે માનવ જીવનની કરુણતા, ક્રૂરપતા, અસહાયતા અને વિષમતાના સમુદ્રમાં ડૂબકી મારીને સાહિત્યક મરજીવો બહાર આવે છે ત્યારે તેના ખોબામાં કાદવ નથી પણ વીણેલાં મોતી છે અને જોનારને દેખાય છે કેવળ જીવનની સરસતા અને માનવીના અંતઃસ્તલમાં રહેલી કલ્યાણકારી ઉદાત્ત ભાવના.

પહેલી જ નવલિકા 'જીવતપાનુ' એક પોસ્ટમાસ્તરના આંતરજીવનને લાગણીના ભારે ઋજુમય સ્પર્શથી અવલોકે છે. શ્રી. ધૂમકેતુએ પોસ્ટ ઓફિસની પરસાળમાં મરિયમના પત્રની રાહ જોતા અલી ડોચમેનને બેસાડી એક વિશ્વવ્યાપી સંવેદના જગાડી. ટાગોરના એકલા અટૂલા પોસ્ટમાસ્તરે રતનમાં પુત્રીનો ભાવ સ્થાપી તેને ભણાવી અને પોતાની બદલી થઈ ત્યારે એક બહાવરી કન્યાના નાજુક ઊર્મિતંત્રને છિન્નભિન્ન કરી નાખ્યું. શ્રી જગદીશ પરમાર એ જ પોસ્ટ ઓફિસ પાસે વાચકને લઈ જાય છે અને તે જાણે ચલચિત્ર જોતો હોય તેમ પોસ્ટ માસ્તર, તેની પાગલપુત્રી અને પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ દીક્ષિતની ત્રિપુટ ને ફરજની ઘેરી વાસ્તવિકતા, પાગલપણાની કરુણતા અને અધિકારીના કઠોર વર્તનના ત્રિવિધ સંઘર્ષમાં રહેંસાઈ જતી નિહાળે છે અને તેની આંખો અશ્રુભીની બને છે ત્યારે જ લેખક તેની વ્હારે ચડે છે અને કથાનક સાચવી રહેલા મોહનને એ જ પાગલ પુત્રીના પાછળથી થયેલા પુત્ર તરીકે જણાવી વાર્તાપ્રવાહને કૌશલયુક્ત નાટયાત્મક વળાંક આપી Poetic Justice નો અચ્છો પરિચય કરાવે છે.

આવી જ બીજી વાર્તા 'બદલો' છે, જરાક મોડા પડવાથી રજીસ્ટર, પાર્સલ કે મની ઓર્ડર પોસ્ટ ઓફિસે ન સ્વીકારાતું હોય તે સૌના અનુભવની વાત છે. આવા એક કિસ્સામાં ફરજ ઉપરના પોસ્ટલ સુપરવાઈઝરે કરેલો નાનકડો ઉપકાર ભવિષ્યમાં ઋણવિમોચનનો કેવો મોટો પ્રસંગ બને છે તે કાવ્યમય શૈલીમાં રજૂ થયું છે. અરજી મોકલવાનો છેલ્લો દિવસ છે ટપાલ રવાના થવાનો છેલ્લો કલાક છે – શનિવારનો દિવસ છે અને તે ચૂકાય તો સોમવાર સિવાય આરો નથી – પોસ્ટલઓર્ડર મળે નહિ, અરજી રવાના થાય નહિ, પરદેશની શિષ્યવૃત્તિ ન મળવાથી અમેરિકા આગળ અભ્યાસ થાય નહિ. પણ આ બધું જ પોસ્ટલ સુપરવાઈઝરની માનવતાવાદી ભલમનસાઈથી શક્ય બને છે. તેમના જ શબ્દોમાં :

'એવું નહિ બને, ભાઈ! ભણતર મોટી વાત છે. સરકાર શિષ્યવૃત્તિઓ આપી વિદ્યાર્થીઓને

અદૃષ્ટ અને મનવડે અકલ્પ એવા સંબંધોને વાચા આપવામાં શ્રી. જગદીશ પરમારે ગજબનાક હથોટી બતાવી છે અને ગુજરાતની શ્રેષ્ઠતમ પ્રથમ સો નવલિકામાં સ્થાન પામે એવી શક્યતા આ વાર્તા ધરાવે છે.

'કાનોમાં'રાજ' તેના તળપદા શબ્દપ્રયોગ અને બરડાના વાતાવરણને લીધે વાચકને જકડી રાખે છે, અને તેવું જ 'ચૂંટણી' માં બન્યું છે. રતન પાસે ગાળોનો અખૂટ ભંડાર છે અને તે આવેશમાં ખોલીને ખાલી કરે છે ત્યારે તેના રતનમા દૂધની સરવાણી પણ ખલાસ થઇ હોય છે અને નવલબેનને વીનવે છે:

'મને માફ કર, મારી માવડી! દુવા દે – મારી છાતીમાં પાછું ધાવણ આવે! મારો દીકરો ભૂખ્યો તરફડે છે!' 'કેળાંની લુમ'માં એકલપેટા શાંતનુ શેઠનું હૃદય પરિવર્તન આપમેળે થતું દર્શાવ્યુ છે. તેવીજ રીતે 'લોકસંપર્ક'માં સુભદ્રબ્હેનને જે જ્ઞાન લાધે છે–પચ્ચીસ વર્ષ પહેલાંના પોતાના પુત્રની બાલ મૂર્તિને યુવાન પુત્રસ્વરૂપે જોતાં–તે પણ એટલું જ સાહજિક છે. સંયુક્ત કુટુંબની પ્રથામા જે વિટંબણા રહેલી છે. તેનું હૂબહૂ દર્શન 'અથડામણને આરે' તથા 'તરુકી ઝાંપડી'માં થાય છે. શ્રી જગદીશ પરમાર વાર્તાઓમાં એવી ખૂબીઓ લાવી શકે છે કે પાત્રોના માનસનું શુભ પરિવર્તન ઘટનાના ધમમસતા પ્રવાહમાં ક્યારે થઇ જાય છે તે વાર્તાના અંતમાં જ ખબર પડે છે. નીચલા થરનાં પાત્રોમાં કેટલી ઉદાત્ત માનવતા ધબકતી હોય છે તે 'પારકી છઠ્ઠીનો જાગતલ,' 'ગુરુદૃષ્ટિ' તથા 'હમ મર્દ હૈ' માં જોઇ શકાય છે. 'પાગલ'નો ધનિયો દુનિયાની દૃષ્ટિએ જ ગાંડો છે – લેખકની દૃષ્ટિએ તો તે પરોપકારી જીવ છે જે બીજાના સુખમા પોતાનું સુખ જુએ છે, 'પહાડની નિશાની' માં નીલકંઠ પહાડની છોકરી તરફ પોતાના પિંચાજીની દયા કહેનો હોય છે ત્યારે વાચક સાથે જ ઘસડાતો હોય છે, અને છેવટે પોતાની મૃત પુત્રી સાથે તેના ચ્હેરાને સરખાવે છે ત્યારે તે છોભીલો પડી જાય છે. નીતિનું બંધન આપમેળે સ્વીકારતો– આચરતો "ઘરભણી" નો દેશળ તે જ પ્રમાણે ધન્યવાદને પાત્ર બને છે. સત્તર નવલિકાનો આ સંગ્રહ વિષયની દૃષ્ટિએ જોઇએ તો માનવ જીવનની સફરનાં બધાં પાસાઓને આવરી લે છે, અને જ્યાં ભોં લપસણી છે ત્યા, ડગીમગી જતા પાત્રોને, ટેકો આપી રહે છે.

આખો સંગ્રહ વાંચ્યા પછી લેખકની એક જ નિરાળી દૃષ્ટિ સમક્ષ રહે છે. માનવજીવનની કુરૂપ બાજુને નિહાળવાનું કે બીરદાવવાનુ તેમણે પસંદ કર્યું નથી. વાસ્તવિકતાને નામે, રુચિનો ભંગ કરે એવો પ્રસંગ કે ચિત્રણ તેઓ દૂર રાખી શક્યા છે– નહિ કે તેનું અસ્તિત્વ નથી માટે. મનુષ્યનો વિકાસ કે સંસ્કૃતિનો વિકાસ અધોમુખી આદર્શના અવલંબનથી થયો નથી બલ્કે ઉચ્ચતર અને ઊર્ધ્વગામી નીતિમત્તાના પાયા ઉપર જ તેની માંડણી થઇ છે. એ દૃષ્ટિએ લેખકનો માનવમૂલ્યના ઊર્ધ્વીકરણનો સાહિત્યાભિમુખ પ્રયાસ દાદ માગી લે છે. શ્રી જગદીશ પરમાર પાસે પ્રસંગ અને કલ્પનાને વણી લેવાની સમર્થ શૈલી અને ઘાટી છે–એટલુ જ નહિ અનુભૂતિને વ્યક્ત કરવા એટલી સચોટ શબ્દ શક્તિ છે કે 'શબ્દ એ જ બ્રહ્મ'– એમ લાગ્યા વિના રહેતું નથી. આ સંગ્રહમાની કેટલીક નવલિકાઓ ભારતની અન્ય ભાષામાં અનુવાદિત થાય તો ગુજરાતી સાહિત્યની એબ જરૂર વધારે, અને અંગ્રેજીમાં થાય તો ભારતની એક પ્રાંતીય ભાષા કેટલા પોતવાળી છે તેનો ખ્યાલ હરકોઇ વાચકને જરૂર આવશે.



## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે



# નાની બચત

નાને પ્રયત્ને મોટું પરિણામ

*ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત*

અરઠ અને મતવડે અકલ્પ એવા સંબંધોને વાચા આપવામાં શ્રી. જગદીશ પરમારે ગજબનાક હથોટી બતાવી છે અને ગુજરાતની શ્રેષ્ઠતમ પ્રથમ સો નવલિકામાં સ્થાન પામે એવી શકયતા આ વાર્તા ધરાવે છે.

'કાનોમાંરાજ' તેના તળપદા શબ્દપ્રયોગ અને બરડાના વાતાવરણને લીધે વાચકને જકડી રાખે છે, અને તેવું જ 'થૂંટણી' માં બન્યું છે. રતન પાસે ગાળાનો અખૂટ ભંડાર છે અને તે આવેશમાં બોલીને ખાલી કરે છે ત્યારે તેના રતનમા દૂધની સરવાણી પણ ખલાસ થઇ હોય છે અને તવઘઅેનને વીનવે છે:

'મને માફ કર, મારી માવડી! ઢુવા દે – મારી છાતીમાં પાછું ધાવણ આવે! મારો દીકરો ભૂખ્યો તરફડે છે!' 'કેળાંની લુમ'માં એકલપેટા શાન્તુ શેઠનું હૃદય પરિવર્તન આપમેળે થતું દર્શાવ્યું છે. તેવીજ રીતે 'લોકસંપર્ક'માં સુભદ્રબ્હેનને જે જ્ઞાન લાધે છે-પચ્ચીસ વર્ષ પહેલાંના પોતાના પુત્રની બાલ મૂર્તિને યુવાન પુત્રસ્વરૂપે જોતાં–તે પણ એટલું જ સાહજિક છે. સંયુક્ત કુટુંબની પ્રથામાં જે વિટંબણા રહેલી છે. તેનું હૂબહૂ દર્શન 'અથ-ડામણને આરે' તથા 'લડકી છોકડી'માં થાય છે. શ્રી જગદીશ પરમાર વાર્તાઓમાં એવી ખૂબીઓ લાવી શકે છે કે પાત્રોના માનસનું શુભ પરિવર્તન ઘટ-નાના ધમમસતા પ્રવાહમાં કયારે થઇ જાય છે તે વાર્તાના અંતમાં જ ખબર પડે છે. નીચલા થરનાં પાત્રોમાં કેટલી ઉદ્દાત્ત માનવતા ધબકતી હોય છે તે 'પારકી છઠ્ઠીનો જાગતલ,' 'ગુરુદૃષ્ટિ' તથા 'હમ મર્દ હૈ' માં જોઇ શકાય છે. 'પામલ'નો ધનિયો દુનિયાની દષ્ટિએ જ ગાંડો છે – લેખકની દષ્ટિએ તો તે પરોપકારી જીવ છે જે બીજાના સુખમાં પોતાનું સુખ જુએ છે, 'પદાડની નિશાની' માં નીલકંઠ પદાડની ઓરડી તરફ પોતાના જીવનની કથા કહેતો હોય છે ત્યારે વાચક સાથે જ હસતો હોય છે, અને છેવટે પોતાની મૃત પુત્રી સાથે તેના ચ્હેરાને સરખાવે છે ત્યારે તે ઢીલો પડી જાય છે. નીતિનું બંધન આપમેળે સ્વીકારતો- આશરો "પરભણા" નો દેશળ તે જ પ્રમાણે ધન્યવાદને પાત્ર બને છે. સત્તર નવલિકાનો આ સંગ્રહ વિષયની દષ્ટિએ જોઇએ તો માનવ જીવનની સફરનાં બધાં પાસાઓને આવરી લે છે, અને જ્યાં જ્યાં લપસણી છે ત્યાં, ડગીમગી જતા પાત્રોને, ટેકો આપી રહે છે.

આખો સંગ્રહ વાંચ્યા પછી લેખકની એક જ નગળાઇ દૃષ્ટિ સમક્ષ રહે છે. માનવજીવનની કુરૂપ બાજુને નિહાળવાનું કે બીરદાવવાનું તેમણે પસંદ કર્યું નથી. વાસ્તવિકતાને નામે, રુચિનો ભંગ કરે એવો પ્રસંગ કે ચિત્રણ તેઓ દૂર રાખી શકયા છે–નહિ કે તેનું અસ્તિત્વ નથી માટે. મનુષ્યનો વિકાસ કે સંસ્કૃતિનો વિકાસ અધોગુપ્ત્ત આદર્શના અવલંબનથી થયો નથી બલ્કે ઉચ્ચતર અને શ્રેષ્ઠગામી નીતિમર્યાદા ના પાયા ઉપર જ તેની માંડણી થઇ છે. એ દષ્ટિએ લેખકનો માનવમૂલ્યના ઉર્ધ્વીકરણનો સાહિત્યાભિમુખ પ્રયાસ દાદ માગી લે છે. શ્રી જગદીશ પરમાર પાસે પ્રસંગ અને કલ્પનાને વણી લેવાની સમર્થ શૈલી અને ધાટી છે–એટલું જ નહિ અનુભૂતિને વ્યકત કરવા એટલી સચોટ શબ્દ શકિત છે કે 'શબ્દ એ જ બ્રહ્મ'– એમ લાગ્યા વિના રહેતું નથી. આ સંગ્રહમાંની કેટલીક નવલિકાઓ ભારતની અન્ય ભાષામાં અનુવાદિત થાય તો ગુજરાતી સાહિત્યની શોભા જરૂર વધારે, અને અંગ્રેજીમાં થાય તો ભારતની એક પ્રાંતીય ભાષા કેટલા ચેતનવાળી છે તેનો ખ્યાલ દરેક વાચકને જરૂર આવશે.




ST
T





# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : ડિસેમ્બર ૧૯૬૬

વૈષ્ણવજન



વર્ષ : ૫ | ડિસેમ્બર : ૧૯૬૬ | અંક : ૯

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૬, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

રૂપાંતર વતી : પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી, સંપાદક : નવીન ગાંધી, રામકૃષ્ણ નગર રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.



ઉદ્ધરેદાત્મનાત્માનમ

# અવકાશની અગત્યતા

ગુરુદયાલ મલ્લિક

આપણી આધુનિક સભ્યતાના સિદ્ધાંતોમાં એક સિદ્ધાંત એવો પણ છે કે સવારથી સાંજ સુધી આપણે ક્ષણભર વિરામ અથવા અવકાશ વિના કામ કરતા રહીએ તેથી જીવનનો સાચો આદર્શ, વિશેષ કરીને પશ્ચિમમાં, કર્મ-વ્યગ્રતામાં રહેલો છે એમ માણસો સમજે છે; To die in harness-કામ કરતા કરતા મરવામાં મહત્તા માનવામાં આવે છે.

પણ જો કર્મનો મર્મ આપણે સમજવો હોય તો અમુક સમય માટે આપણે નિયમિત કર્મમુક્ત થઈ અવકાશના આકાશની છાયામાં બેસીને શાંત રહેવાની ટેવ પાડવી જ પડશે કારણ કે કર્મ પાછળ જે ભાવ-સમર્પણનો ભાવ-આપણે કેળવવો જોઈએ તે અવકાશ વિના અને શાંતિ વિના કદાપિ કેળવી શકીશું નહિ

તેથી જ તો જીવનમાં પ્રકૃતિ અને પ્રાર્થના એ બન્નેની જરૂર છે. પ્રકૃતિની વિવિધતા અને સુંદરતા આપણને કર્મથી થોડા વખત માટે દૂર લઈ જાય, એ પણ તેનો હેતુ હોય છે પ્રાર્થના આપણું મન ખાલી કરીને એક જાતનો આંતરિક અવકાશ અને આકાશ સર્જે છે તે અવકાશ અને આકાશમાં આત્મા કર્મની કેદમાંથી નીકળીને ઊંચે ઊડે છે અને કર્મના જગતથી ઉપર એવું જે સૂક્ષ્મ અને અદૃશ્ય પણ સાચું જગત છે તેની પ્રતીતિ આપણને કરાવે છે.

એ પ્રતીતિ—ખબર—કેવી? આત્મા આપણને કહે છે: 'કર્મ સુકર્મ ત્યારે બનશે, જ્યારે તેને તે પરમાત્માને ચરણે સમર્પણ કરશો. તેથી પહેલાં પ્રભુને ચરણે શાંતિથી બેસો—'ઉપનિષદ'નો અર્થ પણ '(પ્રભુની) પાસે બેસવું' એવો થાય છે—પ્રભુનું ઉજ્જવળ મુખ જુઓ અને વિચારો · 'જે કર્મ હું કરી રહ્યો છું એ પ્રભુને પસંદ છે? જે રીતે હું કર્મ કરી રહ્યો છું તેમા એક સાચા કલાકારની પ્રવીણતા અને અહમ્‌થી મુક્ત એવો આનંદ છે કે?'

કર્મની પાછળ જે મતિ રહી છે અને એની જે ગતિ છે એ બંનેનો વિચાર વારંવાર કરવાથી જ કાંને રજસ્‌ના તેમ જ રૂઢિના ફંદામાંથી મુક્તિ મળી શકે છે કર્મમાં કેવળ પ્રવૃત્તિ જ અગત્યની નથી પરંતુ એમાં સ્વાર્થથી નિવૃત્તિ પણ જોઈએ ત્યારે જ કર્મનું સ્વરૂપ યોગમાં બદલાઈ જશે કર્મ કરનાર એક યોગી બની જશે

હાલના વખતમાં માણસ અવકાશની અગત્યતા ભૂલી ગયો છે. તેથી તેનું કામ ઘણીવાર રૂઢિવશ હોય છે તેમા ઝડપ હોય છે, પ્રવીણતા પણ હોય છે; પણ તેનું કામ તેના આત્માના વિકાસમાં મદદરૂપ નથી બનતું ઊલટું તેના સ્વાર્થને એ પોષે છે

જેમ કાવ્યમાં અથવા નૃત્યમા વિરામની જરૂર છે, તેમ જીવન-કાવ્ય અથવા જીવન નૃત્યમાં વિરામની અગત્યતા છે.

# પરિભ્રમણ

આશુતોષ

## અખબારી સ્વાતંત્ર્ય

પાકિસ્તાનમાં અખબારી સ્વાતંત્ર્ય ઉપર અવારનવાર સત્તાવાળાઓનો પંજો પડે છે. તાજેતરમાં આવા અંકુશધારાને વધુ કડક બનાવવામાં આવ્યો છે અને પરિણામે પૂર્વ પાકિસ્તાનના એક અખબારનું પ્રકાશન બંધ થયું છે, કેમકે તે અયુબતંત્રની ટીકા કરતું હતું. ભારતમાં તો Fifth Estate-અખબારી જાગીરને ઘીકેળાં છે અને સ્વાતંત્ર્યના અતિરેકથી તે પીડાય છે. પરિણામે લોકશાહીના નામે અહીંનું અખબારી જગત ઠીક પડે તે છાપી શકે છે, વિવેકબુદ્ધિની જરૂર પડતી નથી અને સમાજ ઉપર કેવા પ્રત્યાઘાત પડે તેની કોને પડી છે? વડા પ્રધાન ઇન્દિરા નહેરુએ પણ ફરિયાદ કરી હતી કે વિદ્યાર્થીઓના તોફાનોને ચગાવવામાં અને તેને વ્યાપક પ્રચાર આપવામાં અખબારોનો હિસ્સો મોટો હતો. ઘણીવાર પોતાના અખબાર–સામયિકનો ફેલાવો વધારવા માટે પણ સનસનાટીભર્યા સમાચાર આપવાની લાલચ તંત્રીઓ અને સંપાદકો રોકી શકતા નથી. હજુ તો દુષ્કાળ ન પડ્યો હોય ત્યારથી જ આઘાત જન્માવે તેવા ફોટાઓ છાપી, પરદેશમાં આપણી રાષ્ટ્રપ્રતિભાને હણે તેવો ચિતાર રજૂ કરતા કોઈને જાણે હિચકિચાટ થતો નથી! ગૌવધનો પ્રશ્ન ચાલતો હોય ત્યારે શંકરાચાર્યજીની ધરપકડના સમાચારો મોટા શીર્ષક અને ફોટા સાથે છાપી, જાણે બળતામાં ઘી હોમવા, અખબારો ગૌરવ લે છે. આ જ સમાચારને એકાદ ખૂણે છાપી, ઉશ્કેરાટ ઘટાડવાનું કેમ કોઈને સૂઝતું નથી? કાયદો અને વ્યવસ્થા જાળવવામાં આનાથી આડકતરી ઉત્તેજના મળે છે, અને સ્થાપિત સરકાર સામે પડકાર બની રહે છે. આ બધું વિચારીએ ત્યારે લાગે છે કે પાકિસ્તાનનું અખબારી દમન રાષ્ટ્રહિતની દ્રષ્ટિએ ઇષ્ટ નથી? અને આપણે ત્યાં જે સ્વતંત્રતા છે તે પ્રજામાં અશાંતિ ફેલાવવા સિવાય બીજો શો ઉપયોગ થાય છે? ચાલતી ગાડીમાં બેસી જવા સિવાય, અખબારો રચનાત્મક ફાળો આપવાની સ્થિતિમાં નથી? સ્વાતંત્ર્યનો ગેરઉપયોગ થાય તે અટકાવવાનું શક્ય નથી? જો ટોળાવાદ અને ટોળાશાહીને જ ઉત્તેજન આપવું હોય તો બુદ્ધિ આપણી વચ્ચેથી વિદાય લેશે, અને વધુ કરુણતા તો ત્યારે આવશે જ્યારે લોકશાહીનું સ્થાન સરમુખત્યારીએ લીધું હશે. લોકશાહી ત્યારે જ ટકે જ્યારે દરેક નાગરિક તેની જાળવણીમાં ફાળો આપે.

## છૂક છૂક ગાડી

પહેલી ઓક્ટોબરથી ફ્રન્ટિયર મેઇલની સીકલ બદલી ચૂકી છે અને ડીઝલથી ચાલતા એન્જિનથી તેની ઝડપમાં વધારો થયો છે. પણ અફસોસ! તેનો ઠસ્સો અને રૂઆબ અદૃશ્ય થયાં છે. તે પસાર થાય છે ત્યારે ધુમાડાના ગોટા તેના એન્જિનને શ્યામલ અને કાજળઘેરી ભવ્યતા અર્પતા નથી; એટલું જ નહિ તેના પૈડા ઉપર પિસ્ટનરોડનું ગોળાકાર ગતિભ્રમણ પણ બંધ થયું છે. રેલ્વે પ્રધાન પાટીલસાહેબે કહ્યું છે કે વધુ અને વધુ રેલ્વે માર્ગો ડીઝલ એન્જિનોથી આવરી લેવામાં આવશે અને આશ્વાસન આપ્યું છે કે તેનાથી પેસેંજરોને એંજિનમાંથી નીકળતી કોલસી અને રજકણો હવે ત્રાસ નહી આપે પણ હાય! ભારતના બાળકોનું શું? મોઢા આગળ ઊભી હથેળી રાખી, છૂક છૂક અવાજ કાઢી, અને બે હાથ વડે ગોળાકાર ફરતાં પિસ્ટનરોડની નકલ કરી તેઓ દોડી જાય છે ત્યારે તેમને અનહદ આનંદ આવે છે કે છૂક છૂક ગાડી તેઓ પણ દોડાવી જાણે છે. ખવીખમ કેરોસીનના ડબ્બા જેવા એન્જિનને યોગીની પેઠે તટસ્થભાવે દોડતું જોઈ તેમને રોમાંચ નહિ થાય. વળી તેનો પાવો કે 'વ્હીસલ' પણ ક્યાં પંચમસૂરમાં વાગે છે? માત્ર તાતામર્સીડીઝના ભાર-ખટારા જેવો, એકધારો, કંટાળાજનક, આરોહ

અવરોધ સપ્તક વિનાનો, માથું ચડી આવે તેવો હોર્ન જેવો અવાજ–આ તે હાલ બાળ કલ્પનાની રેલગાડી છે! ભલે ઝડપ વધી પણ અસલ છુક છુક ગાડીની અપૂર્ણતાનો વસવસો આબાલવૃદ્ધ સૌના મનમાં રહી જશે।

## વિદ્યાર્થી–શિસ્ત

વિદ્યાર્થીઓએ શિસ્ત પાળવી કે કેમ તે પ્રશ્ન મોટું સ્વરૂપ લેતો જાય છે. દેશમાં, રાજ્યોમાં અને ઠેકઠેકાણે વિદ્યાર્થીઓનો હેતુ રાજકારણ માટે થઈ રહ્યો છે અને ગૃહપ્રધાનશ્રીએ વિરોધપક્ષોનું ધ્યાન ખેંચી આ વાતને અટકાવવા પહેલ કરી છે તે એક સ્તુત્ય પગલું છે. જે માણસો વિદ્યાર્થીઓને આગળ કરી, પોતાની જાત છૂપી રાખી, ધાર્યું કામ કરાવે છે, તેમને આ સૂચનમાં બાજી હાથમાંથી સરી જતી લાગશે. વિદ્યાર્થીઓમાં ઉશ્કેરણી સરળતાથી અને ઝડપથી થઈ શકે છે અને તેમની સામે કામ લેતાં સત્તાવાળાઓને પણ વિચારવું પડે છે એ કાયદાની બધા પક્ષોને જાણ છે. વિદ્યાર્થીઓમાં અશિસ્ત વધી જતાં ઠેકઠેકાણે યુનિવર્સિટી અને કૉલેજો બંધ રાખવાની ફરજ પડે છે પરિણામે વિદ્યાર્થીઓનું જ અહિત થાય છે. વિદ્યાર્થીઓ ઉપર એવું ઠસ્યું આજ કાઢી પડ્યું છે કે તેમણે આવી પ્રવૃત્તિઓ કરવી જોઈએ. અને રાજકીય પક્ષોના હાથા બનવું જોઈએ? સ્ટીલ પ્લાન્ટ મદ્રાસમાં નાખવો કે આંધ્રમાં તે વિદ્યાર્થીઓએ નક્કી કરવાનું છે! વિદ્યા પ્રાપ્ત કરવી એ જ તેમનો ધ્યેય છે, તો પછી રાજકારણમાં ઝંપલાવવાની તેમને કોણ ફરજ પાડે છે? લોકશાહીમાં દરેક પ્રશ્નના ઉકેલ માટે બંધારણીય માર્ગો છે, ત્યાં ભાંગફોડની જરૂર પણ શી છે? આજનો વિદ્યાર્થી આવતી કાલનો નાગરિક છે, અને લોકશાહીનો રક્ષક છે. જો તે શિસ્ત નહિ અપનાવે, તો ભાવિ અંધકારમય છે.

## કડવો તે લીમડો

મીરાંબાઈ વર્ષો પૂર્વે ગાઈ ગયા છે ' કડવો તે લીમડો ઘોળ્ય મા રે!' છતાં કલોલના સ્ટેશને રેલ્વે સત્તાવાળાએ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, પેટશૂળ ઊભું કર્યું છે! લીમડાના પાનમાંથી કોઈ મધનાં ટીપાં ઝરતા નથી. કલોલ પાસે તેલક્ષેત્ર મળી આવવાથી, ત્યાંના રેલ્વે સ્ટેશનને મોટું બનાવવાની યોજનામાં આડે એક લીમડો આવ્યો. તેણે કૌભાંડ રચ્યું છે. વૃક્ષ કાપવાની પરવાનગી માટેની અરજી કમનસીબે રાજકોટને બદલે દિલ્હી પહોંચી ગઈ. મંજૂરી ન આવી એટલે એક બે વર્ષની સંશોધન ભરી જહેમત બાદ તેનું પગેરું દિલ્હી રેલ્વેબોર્ડના દરબારમાં નીકળ્યું એટલે ત્યાં ગાદી ઉપર બિરાજમાન નવરત્નોના મગજમાં અવનવા તુક્કા ઊઠ્યા: લીમડાને પાડવાનું ખર્ચ કેટલું થાય? તેના લાકડાના વળતરમાંથી ખર્ચ નીકળે કે કેમ? ઉપરાંત ખર્ચ કરવું પડે કે પૈસા વધે? આ પ્રશ્નોના જવાબ જ્યારે દિલ્હી પહોંચશે ત્યારે વળી સાહેબો બદલાઈ ગયા હશે અને નવાં ભેજાં બીજા પ્રશ્નો પૂછશે. બીજા કોઈ સ્ટેશને આવી મુશ્કેલી થઈ હતી? જો થઈ હતી તો ત્યાં શી રીતે હલ થઈ? એવો કોઈ વૃક્ષ પ્રેમી મળે ખરો જે પોતાને ખર્ચે લીમડાને લઈ જાય? મુંબઈમાં દાખલો છે કે એક આખું વૃક્ષ સ્થળાંતર કરીને બીજે લઈ જવાયું હતું, તો કલોલમાં કેમ ન થાય? આ પ્રશ્નોના જવાબ અપાય ત્યાં સુધી સ્ટેશનના વિસ્તરણનું કામ અટકે નહિ માટે એક નમ્ર સૂચન ખાનગી રીતે કલોલના રેલ્વે સત્તાવાળાઓને કરવાનું મન થાય છે કે હવે તો શિયાળો છે–પવન ખૂબ ફુંકાશે. તમતમારે લીમડાને પાડીને કહેજો કે વાવાઝોડામાં ઉખડી ગયો છે! કાંઈ કામ અટકે?

## અન્ન અને અવલોકન

ભારતને જરૂરી અન્નસહાય આપવામાં અમેરિકા બખેડા કરી રહ્યું છે અને નિરીક્ષણ માટે નિષ્ણાતોને મોકલી રહ્યું છે ત્યારે રશિયાએ ૧૦ હજારનું એક એવા પાંચ ફાર્મ ઊભાં કરવા સાધનો અને યંત્ર સામગ્રી પેટે કરોડ ઉપરાંત કિંમતની ભેટ ભારતને આપી છે અને તે ઉપરાંત દરેક રાજ્યમાં એક એટલે દસ ફાર્મ માટે ઉદાર શરતે વધુ મદદ આપવાનું વચન આપ્યું છે. અમેરિકા અને રશિયાની મદદ વચ્ચેનો ભેદ આપોઆપ ખુલ્લો થાય છે.

પોલાદનાં કારખાનાં તેમજ ખનિજ તેલના સંશોધનમાં પશ્ચિમી રાષ્ટ્રો અને રશિયાનો આપણે અનુભવ લઈ ચૂક્યા છીએ, અને આ બાબતમાં રશિયાનું ઋણ આપણા માથે છે. સુબ્રહ્મણ્યમ્ અન્ન બજેટની, અને અન્ન વિષેની પરિસ્થિતિનું પુનરાવલોકન મહિના પછી કરવાની વાતો કરે છે. અવલોકન કરો કે વિહંગાવલોકન કરો, પરિસ્થિતિમાં ફેર પડતો નથી. ઝોનબંધી રાખવી જ હોય તો એમ શા માટે સ્પષ્ટતા નથી કરાતી કે દરેક રાજ્યે પોતાની જરૂરિયાતોનું ઉત્પાદન ઘર આંગણે કરી લેવું. વધુ કષ્ટ તો એ જ લાગે છે. અને દરેક રાજ્યને આર્થિક મદદ તે હેતુ માટે થાય તો ઉત્પાદનની માત્રા પણ વધે કેમ? આનું એક પરિણામ એ આવે કે મગફળી અને ચોખા ઉગાડતા પ્રદેશો ઘઉં અને બાજરો પણ ઉગાડવો જોઈએ.

## જનરલ ફ્રાન્કો

સ્પેનમાં આંતરવિગ્રહના સમયથી આજસુધી એટલે ત્રીશ ત્રીશ વર્ષો સુધી આપખુદ સત્તા ભોગવનાર જનરલ ફ્રાન્કો હવે વિદાય થાય છે. યુરોપના રાજકારણમાં સ્પેનનો ફાળો વિશિષ્ટ છે. સરમુખત્યારીમાં માનતા ફ્રાન્કોએ ભૂલેચૂકે લોકશાહીનું કિરણ સ્પેનની ભૂમિમાં પેસી ન જાય તેની ખરે કાળજી લીધી છે પણ તેમની વિદાય પછી સ્પેન કયો રાહ પસંદ કરશે? ત્યાંની પ્રજાને લોકશાહીનો સ્વાદ માણવા મળશે કે કોઈ બીજો સરમુખત્યાર જાગશે? ગમે તે થાય પણ જૂની આંખે નવો તમાશો જોવા, પોતાના શેષ જીવનમાં જનરલ ફ્રાન્કોએ તૈયાર રહેવું પડશે.

## સહકારી?

મુંબઈમાં કારીગર દરજીઓની ત્રણ અઠવાડિયાની હડતાલ પછી પણ બન્ને પક્ષો અણનમ રહ્યા ત્યારે એક ત્રીજી પરિસ્થિતિએ દેખા દીધી. ઘરાકનું થતું શોષણ અટકાવવા દરજીઓએ સરકારી ધોરણે દુકાન ખોલી, ઓછા દરે કપડાંની સીલાઈ ઠરાવી, એક નવા જ પંથે પ્રયાણ કર્યું છે. આવી એક જનતા રેડીમેઈડ દુકાનનું હાયુરદાર ખાતે તાજેતરમાં ઉદ્ઘાટન થયું હતું. મોટી નામધારી દરજીની દુકાનો તેમજ જથ્થાબંધ કપડાં શીવડાવતી પેઢીઓમાં કારીગર દરજી તેમજ ગ્રાહક બન્નેનું શોષણ થાય છે. મુંબઈના દરજીઓએ જે કર્યું તેવું દરેક ક્ષેત્રમાં થવું જરૂરી છે. વ્યાજબી ભાવે દૂધની દુકાન, બૂટ ચંપલની દુકાન, ફરસાણ મિઠાઈની દુકાન,—જરૂરિયાતની નામાવલિનો જાણે અંત નથી! સામાન્ય માનવી દરેક ક્ષેત્રમાં રાહત ઈચ્છે છે અને તે અપાય તો ગ્રાહક અને આપનાર બન્નેનું ભાવિ ઉજ્જવળ છે.

## એશિયાઈ વિકાસ બેન્ક

૨૪મી નવેમ્બરે ટોકિયો ખાતે એકત્રીસ દેશોની નોંધણી અને એક અબજ ડોલરની મૂડી સાથે એશિયાના પછાત દેશોના વિકાસ માટે એક મહત્વનું પગલું પૂર્વ ગોળાર્ધમાં ભરવામાં આવ્યું છે. અત્યારે વિશ્વબેંક પ્રશસ્ય કામગીરી બજાવી રહી છે પણ દુનિયાના દેશોની સંખ્યા તેમજ નવોદિત રાષ્ટ્રોની જરૂરિયાતનું પ્રમાણ જોતાં, એક બેંક આવી કામગીરીને પહોંચી શકે નહિ. વળી એશિયામાં અજ્ઞાન, રોગ, ભૂખમરો અને ગરીબીનું પ્રમાણ એટલા વિપુલ પ્રમાણમાં છે કે આ પ્રદેશ માટે એક અલગ યોજના જરૂરી છે. બેંકની કામગીરી મનીલા ખાતે આવતા વર્ષની શરૂઆતથી થશે. બેંકના ડીરેક્ટર તરીકે ૬૦ વર્ષના પીઢ અને અનુભવી જાપાનીની વરણી સર્વથા યોગ્ય છે. સમગ્ર પૂર્વમાં ઉદ્યોગ અને ઉત્પાદનના ક્ષેત્રે જાપાનનું હરીફ કોઈ નથી અને આવા રાષ્ટ્રનો સુકાની એશિયાઈ બેંક માટે ગૌરવરૂપ ગણાય.

## સમૃદ્ધિના શ્રી ગણેશ

ગુજરાત રિફાઈનરીને ૧૮–૧૦–૬૬ના રોજ રાષ્ટ્રપતિએ ઔપચારિક રીતે ઉદઘાટન વિધિ દ્વારા ચાલુ જાહેર કરી હતી. ૧૮૦૦ એકર જેટલી જમીનમાં, વડોદરા પાસે કોયલી નજીક સ્થપાયેલી આ રિફાઈનરી ભારતની સૌથી મોટી જાહેર ક્ષેત્રની એક વિરાટકાય રચના છે. તેનો પાયો ૧૯મી મે ૧૯૬૩ના રોજ સ્વ. જવાહરલાલજીએ નાખ્યો હતો અને ત્રણ વર્ષ જેટલા ટુંકા ગાળામાં આ મહાભારત કાર્ય પાર

પાડવામાં આવ્યું ત્યારે સ્વપ્ન સાકાર બનતું જોવા તેઓ આપણી વચ્ચે ન રહ્યા તે કેટલું કરુણ! તેલ સંશોધન, વ્યાપારી ધોરણે તેનું ઉત્પાદન, તેલનું શુદ્ધિકરણ અને વહેંચણી આ બધી જ ક્રિયા એટલી અટપટી, અને ઉચ્ચ પ્રકારનું જ્ઞાનકૌશલ્ય માગી લે છે કે પશ્ચિમના કેટલાક રાષ્ટ્રો, ભારત જેવા પછાત દેશને હૃદયપૂર્વક મદદ કરી, તેલનકશા ઉપર તેનું નામ મૂકવાનું ભાગ્યે જ પસંદ કર્યું હોત. નિઃશંક કબૂલ કરવું પડે કે અંકલેશ્વર ખાતે ભૂસ્તરકીય સંશોધન કરી, આંગળી ઝાલી, સમૃદ્ધિને સોપાને ચઢાવનાર સોવિયેત દેશનું ભારત ઋણી રહેશે. તેલનું એક અનોખું શાસ્ત્ર છે અને તેની ટેકનોલોજી ઉચ્ચ પ્રકારની બુદ્ધિમત્તા માગી લે છે તેના સંશોધનનું કાર્ય જેટલું વિકટ તેટલું જ જોખમથી ભરપૂર છે, અને તેને સાંગોપાંગ પાર ઉતારવાની પણ એક કલા છે. રશિયાએ સાથે સાથે આપણા પોતાના નિષ્ણાતો તૈયાર કરવામાં, તાલીમની ઘણી સગવડો આપી છે. વળી ભારતીય ઇજનેરો અને ભારતની જ 'ઇન્ડિયન ઓઇલ' સંસ્થાએ ગુજરાત રિફાઇનરીની રચનામાં ફાળો આપ્યો છે તે પણ એક આપણી જમા બાજુ છે સ્ટીલ પ્લાન્ટ અને રિફાઇનરીઓ બીજાં રાષ્ટ્રો અહીં ઊભા કરી આપે અને આપણે પોતે તે બનાવીએ એ બે વચ્ચે ઘણો ફરક છે. આ રિફાઇનરીની બાજુમાં જ રાસાયણિક ખાતરનું કારખાનું ઊભું થઈ રહ્યું છે, અને એક પેટ્રો-કેમિકલ સંકુલનની રચનાથી ઘણી આડપેદાશોના ઉદ્યોગો રચી શકાશે. અહીંયાં મળતું તેલ ધુવારણ ખાતેના વિદ્યુત મથકને બળતણ પૂરું પાડશે અને એ રીતે ગુજરાતને વધુ વીજળીશક્તિ આપી ઔદ્યોગીકરણમાં વેગ આપશે. ઉત્પાદન ક્ષમતાની દૃષ્ટિએ, ૨૦ લાખ ટન તેલ શુદ્ધ કરવા ધારેલી આ રિફાઇનરીનું વિસ્તૃતીકરણ પણ સાધવામાં આવ્યું છે અને ૩૦ લાખ ટન સુધી તેલ શુદ્ધ થઈ શકશે. હવાઈ ઉડ્ડયન માટે કેરોસીન, જેટ બળતણ ઉપરાંત પેટ્રોલ, કેરોસીન, ડીઝલ, પ્રવાહી બળતણ, સોલ્વન્ટ એમ બધું જ રિફાઇનરીના સ્વયંસંચાલિત યંત્ર દ્વારા(?)થી શક્ય બનશે.

## જેમિની પ્રયોગશ્રેણી

ચન્દ્ર ઉપર માનવીના સફળ ઉતરાણ માટે અમેરિકા તથા રશિયા અનવિરત પ્રયોગો કરી રહ્યાં છે. આમાં તાજેતરનો 'જેમિની ૧૨' અમેરિકાની જેમિની શ્રેણીનો છેલ્લો મણકો હતો. પ્રથમ બે પ્રયોગોમાં માનવી વિહોણું અવકાશયાન છોડવામાં આવેલ. ત્રીજા પ્રયોગમાં બે માનવ પ્રવાસીઓએ પૃથ્વીની ત્રણ પ્રદક્ષિણા કરી. ચોથામાં અવકાશમાં ચાલવાનો પ્રયોગ થયો, અને પાંચમી વખતે અવકાશમાં આઠ દિવસ સુધી માનવીને રાખવાનો અખતરો હતો, એથી આગળ વધીને ૭ તથા સાત જેમિનીયાનનો અવકાશમાં સંયોગ સધી, એક પખવાડિયા સુધી અવકાશમાં રહેવાનો અભૂતપૂર્વ પ્રયોગ થયો. ત્યારપછીના પાંચ પ્રયોગોમાં, વધુમાં વધુ ઊંચાઈએ (૧૩૬૮ કી. મી) જવાની, અવકાશમાં વધુમાં વધુ વખત ચાલવાના (૨ કલાક ૮ મિનિટ) તેમજ બે ઉપગ્રહોના જોડાણ સાધવાના વિધવિધ પ્રયોગો દ્વારા અમેરિકાએ ચન્દ્ર સુધીની મુસાફરીમાં જે જે મુસીબતો પડવાની છે તેનો ખ્યાલ મેળવી લેવા, તેમજ અવકાશયાનનું સંચાલન માનવીની દોરવણી અને ધારણા પ્રમાણે થઈ શકે તેમ છે કે નહિ, તેમજ ચન્દ્ર સુધી મુસાફરી કરી પૃથ્વી પર પાછો ફરે ત્યાં સુધી અવકાશમાં રહેવાથી માનવીને શું શું વિપત્તિઓનો સામનો કરવાનો છે તે બધો ખ્યાલ મેળવવા, તેમજ બીજી અનેક ઉપયોગી માહિતી મેળવવા ભાથું મેળવી લીધું છે. હવે પછી શરૂ થનારી ત્રણ માનવી સાથેની એપેલો શ્રેણી આથી પણ વધુ વિસ્મયકારક હશે અને ૧૯૬૯ના અંત સુધીમાં અમેરિકન સફળાગી અવકાશયાત્રીને ચન્દ્ર ઉપર લઈ જશે આ બધી યોજનાઓ કેટલી વિરાટ છે તેમજ કેટલો ખર્ચ તેમાં થતો હશે તે તો જાણી શકાય. પણ ખરું આશ્ચર્ય તો ત્યાં છે – આવી અટપટી યંત્ર રચના અને પૃથ્વી પરથી તેનું નિયંત્રણ – તેને સિદ્ધ કર્યા પછી આ જ મહાન રાષ્ટ્રો નાનકડી પૃથ્વી (બ્રહ્માંડના હિસાબે) ના, એન્તર ખેતર જેવડાં રાષ્ટ્રો (અવકાશની સરખામણીમાં) ના ટચૂકડા પ્રશ્નો (કાશ્મીર, રહોડેશિયા, વિયેટનામ)

કેમ ઉકેલી શકાતા નહિ હોય? જે શક્તિ, બુદ્ધિ અને ઉપાસના બ્રહ્માંડનો વિજય મેળવવા મથે છે તેને પૃથ્વીના પ્રશ્નોના તોડ કેમ નહિ મળતા હોય? કહેવત છે કે મન વિના માળવે ન જવાય, એટલે મહાસત્તાઓને પ્રશ્નો ઊભા રાખવામાં જ રસ છે?

## સૌન્દર્ય શું, જગત શું?

કો કવિએ ગાયું છે કે "સૌંદર્ય શું, જગત શું તપ એ જ સાથી" તેને વિશ્વ સૌંદર્ય સ્પર્ધાનો ખ્યાલ નહિ હોય. દરેક દેશને પોતાની સુંદરી હોય અને એ રીતે દરેક દેશની સુંદરીઓમાંથી વિશ્વ સુંદરીની પસંદગી થાય અને તરત જ છાપાવાળા, સિનેમાવાળા, સૌન્દર્ય પ્રસાધનો બનાવતી કંપનીવાળા અને જાહેરાતવાળા – આવા સૌંદર્ય પાછળ પડી જાય છે. મોટી સગવડો અને આકર્ષક શરતો મૂકીને, સૌંદર્યને ખરીદી લેવામાં આવે છે. ચાર દિનની ચાંદની પછી, આવું સૌંદર્ય કોણ જાણે ક્યાં કરમાઈ જાય છે – દુનિયાને જાણવા મળતું નથી. બીજે વર્ષે બીજી સ્પર્ધા અને એનું એ વિષચક્ર! કવિની અર્થવાણી કેટલી સાચી છે? ઝાકળના બિન્દુ જેવું આ સૌંદર્ય – અને એટલું જ તેનું આયુષ્ય છતાં કેટલો ઉન્માદ!

## હાઈકુ

કવિતામાં નીતનવા પ્રયોગો થાય છે. ચૌદ લીટીનું સૉનેટ પશ્ચિમમાંથી સર્વપ્રથમ આવ્યું ત્યારે ભારે અચરજ થયેલું. હવે તો એ આપણી કવિતામાં અંતર્ગત ભાગ હોય તેમ ભળી ગયું છે. અર્થપ્રધાન કવિતા લખાવી શરૂ થઈ ત્યારથી ગેયતા અને ઊર્મિતત્ત્વનું આવી બન્યું! લલિતજી, બોટાદકર, કલાપી, બાલાશંકર અને ન્હાનાલાલના લોકમુખોમાં એ ચડી ગયેલા ગીતો આજે નાહક લાગણી વેડા અને વ્યર્થ બકવાદ લગે! બ. ક. ઠાકોરનો જેમ જમાનો હતો તેમ અત્યારે હાઈકુનો છે. ભજીયાનો ગરમા ગરમ ઘાણ ઊતરે તેમ હાઈકુનું જથ્થાબંધ સર્જન થઈ શકે છે. તેનો અર્થ એવો નથી કે હળદરને ગાંઠિયે ગાંધી થઈ જવાય છે.

બે ઉદાહરણો :

| | |
|---|---|
| નગારું! | ચૂંટણી! |
| છે આષાઢસ્ય પ્રથમઃ | ચાલી રહી ધમાધમ |
| બજે પડઘા દિગંત | બધું છે અંધને અંધ |
| વ્યોમે ડમરુ! | ઉતારી બારી! |

## માનવ મર્કટ

એશિયા અને અમેરિકાના બે ખંડોને ઉત્તરમાં ૭૫ કીલોમીટર લાંબી બેરીંગની સામુદ્રધુનિ જુદા પાડે છે. રશિયા અને અમેરિકાના વૈજ્ઞાનિકોનું ધ્યાન અહીં કેન્દ્રિત થયું છે. ઉત્તર ધ્રુવમાં કાયમ માટે બરફ જામેલો રહે છે. અને ઠંડીના મોજાં અને બરફના તોફાનોનું જન્મસ્થાન પણ અહીં છે. અમેરિકા, રશિયા તેમજ યુરોપના ઉત્તરના પ્રદેશોમાં હવામાન ઘણું જ ઠંડું રહે છે અને તેથી ત્યાં આબોહવામાં ઉષ્ણતામાનની જરૂર રહે છે. માનવીએ અવકાશમાં અસાધારણ સિદ્ધિ મેળવી છે અને એ સમય દૂર નથી જ્યારે તે ચંદ્ર ઉપર સહેલ કરતો હશે. કાળા માથાનો માનવી પૃથ્વી ઉપર આબોહવાની ગુલામી કેમ સહન કરી શકે? તેથી ઉત્તર ધ્રુવનો બરફ વિજ્ઞાનની મદદથી ઓગાળીને સમગ્ર વિશ્વના હવામાનમાં ફેરફારો આણવાની હામ ભીડી છે. આમાં પણ અમેરિકા અને રશિયાના ઇજનેરો પોતપોતાની રીતે વિચારી રહ્યા છે રશિયા એમ માને છે કે બેરીંગ સામુદ્રધુનિ ઉપર બંધ બાંધો, તેના ઉપર રાક્ષસી પમ્પો ગોઠવી આર્કટિકાનું ઠંડુ પાણી બેરીંગના દરિયામાં ઠાલવવું. આમ થતાં નીચેનું જાડું ખારું પાણી સપાટી ઉપર આવશે અને તેનું બરફમાં રૂપાંતર થઈ શકશે નહિ. વળી 'ગલ્ફ સ્ટ્રીમ' જે આટલાન્ટિકમાંથી પસાર થઈ, ઉત્તર ધ્રુવના પ્રદેશમાં ચક્કર લગાવી, ઉષ્ણતા ગુમાવી, ઠંડા પ્રવાહ તરીકે પાછો ફરે છે તેને પ્રશાંત મહાસાગરમાં વાળી શકશે. વૈજ્ઞાનિકો માને છે કે આ પ્રમાણે આર્કટિકમાં બરફ દૂર થતાં સમગ્ર વિશ્વની આબોહવામાં ફાયદા કારક ફેરો આવશે, આથી પાંચે ખંડોમાં અતિશય વર્ષા થશે પવનની દિશાઓ

બદલાશે. વિરાટ દરિયાઈ તોફાનો થશે. ગરમ પાણીના પ્રવાહો ઉત્તર ધ્રુવ તરફ ધકેલાશે, અને માનવી ઉત્તરધ્રુવમાં વસવાટ કરશે. સવાલ એ છે કે માનવ મર્કટ કુદરતને નાથી શકશે ? આવું અડપલું કરવા જતાં બીજી અસર થાય અને હરિયાળા પ્રદેશો રણમાં ફેરવાય તો ? વિશ્વના બધાજ દેશો અને બધાજ દેશના વૈજ્ઞાનિકો સાથે બેસી સંભવિત પરિણામોનો વિચાર કરે.

## પ્રશ્નાવલિ

ગૌવધના પ્રશ્ને જે સ્વરૂપ લીધું તે જોતાં સેંકડો પ્રશ્નો મનમાં જાગે છે સૌ પ્રથમ એ કે યુદ્ધપ્રધાન બનેલા સંરક્ષણ મંત્રી, જેઓ યુદ્ધમાં દુશ્મન સામે વ્યૂહ રચવાની કલા જાણે છે કેમ અકકડ રહ્યા ? વિરોધીઓની ચાલબાજી તથા ધાર્મિક આચાર્યોને સંડોવવાની પ્રવૃત્તિ મહિનાઓથી ગાજતી હતી અને સરકાર પાસે અપ્રિય પગલું ભરાવી, લાગણી ઉશ્કેરી મૂકવાની દેશવ્યાપી યોજના હતી તો પ્રથમથી જ જગતગુરુઓ સાથે વિચારણા કેમ ન થઈ ? ગાય પવિત્ર છે તો ભકરાંઈટાનો વાંક ? તેમની વકીલાત ધર્મગુરુઓ સહિત કોઈ કેમ નથી કરતું ? જીવન માત્રની હિંસા પાપ છે. એકલી ગાયની નહિ વળી સરકાર શા માટે એમ જાહેર નકરે કે તેની મર્યાદાઓ પચાસ કરોડ લોકોને પેટ પૂરતું ભોજન આપવા કેટલી માંડ છે. ગાય માટે નિરણ જે લોકો આપે, અને ઘરદીઠ એક એક ગાય પાળવાનું ગોમકતો સ્વીકારે તો જ આ દિશામાં આગળ વધાય. પૂ. શંકરાચાર્યજી મહારાજ જગતગુરુ છે તેમણે ન્યાયાધીશ તરીકે બન્ને પક્ષોને સાંભળવા જોઈએ અને દોરવણી આપવી જોઈએ. ઉપવાસનો રાહ લઈને તેમણે ન્યાયાસનનો ત્યાગ કેમ કર્યો હશે ? ગોવધના પ્રશ્નને લાગણીની બાજુ છે તેમ તાત્વિક પણ છે.

## પૂજારણ

સુવર્ણના થાળમાં ચૂંટી ચૂંટીને ભરેલાં પુષ્પોને ગોઠવી. સોળે શણગાર સજી પૂજારણ ચાલી પોતાના પ્રભુની પૂજા કરવા. ડગલે ને પગલે મળવાની ઉતાવળ ઠેસ ખવરાવતી હતી પણ તોય તેની આંખો તો ચોંટી હતી દૂર દૂર દેખાતાં એ સ્થાન ઉપર જ્યાં તેના પ્રભુનો વાસ હતો.

મંદિર આવ્યું. અંદર જઈ સુવર્ણનો થાળ નીચે મૂકી ચરણે પુષ્પો ધરવા થાળમાંથી ખોબો ભર્યો પણ આ શું ? કોઈક ગેબી અવાજે તેને રોકી. પૂજારણ ! એક જ કમળ ધર.... ! પૂજારણ થંભી ગઈ. તેનું ગળું રુંધાવા લાગ્યું. ભરાયેલા કંઠે તે બોલી પ્રભુ ! આ કમળ ફૂલો મેં મહા મહેનતે એકઠાં કર્યાં છે અમુક તો તળાવની વચ્ચેથી જાનના જોખમે લીધાં છે. પ્રભુ ! સ્વીકાર કરો. પણ પ્રત્યુત્તર ન મળ્યો. અને પૂજારણ વિચારમાં પડી.

એક જ કમળ ધરવાનું છે તો કયું ધરવું ! મનમાં સવાલ થયો. અને આંગળીઓ એક પછી એક કમળ ઉપર ફરવા માંડી. અને આંખો પસંદગી માટે ફરવા લાગી. પણ આ શું ? સુંદરમાં સુંદર માની ચૂંટેલા કમળમાં તેને ન્યુનતા દેખાવા લાગી. કોઈના રંગમાં, તો કોઈની પાંખડીમાં, તો કોઈની ડાળીમાં, તેને ઉણપ દેખાણી, એકેય કમળ તેને ચરણે ધરવા જેવું ન લાગ્યું.

શું પોતે એક પણ કમળ ધરી નહીં શકે ? શું આટલાં પુષ્પો હોવા છતાં પૂજા નહિ થાય ! પૂજારણનું હૈયું હાથ ન રહ્યું તે ભગવાનના ચરણે પડી ગઈ અને તેની આંખો રડી પડી. ખૂબ રડી. અને આખરે તે બેઠી થઈ અને તેણે આંખો ખોલી ત્યાં તેની નજરે એક સુંદર કમળ દેખાયું એવું કમળ જેની એને ઝંખના હતી. સર્વાંગીય, સંપૂર્ણ. જાણે કે આંખોના પવિત્ર અશ્રુઓથી ધોવાઈ ગયેલા મેલ પછી તેનું દર્શન ન થયું હોય !

એક પળનો વિલંબ કર્યા વગર તેણે તોડી એ કમળ ભગવાન ને ચરણે ધરી દીધું. એ હતું હૃદય કમળ....

પૂજાનો સ્વીકાર થયાની ખાત્રી સમો મંદિરમાં ઘંટનાદ ગૂંજી રહ્યો. —પથિક

# અમૃત

આચાર્ય રજનીશજી

રાજા જનકને વિદેહી કહેવામાં આવતા હતા.

એક દિવસ એક યુવાને હિંમત કરીને એમને પ્રશ્ન પૂછયો: "મહારાજ! આપનું શરીર હયાત હોવા છતાં આપ વિદેહી કઇ રીતે હોઇ શકો?"

રાજા જનક હસ્યા અને મૌન રહ્યા.

થોડા દિવસો વિત્યા બાદ જનક રાજાએ એ યુવાનને ભોજનનું આમંત્રણ આપ્યું. જનક રાજા સાથે ભોજન લેવાનું સદ્ભાગ્ય ભાગ્યે જ કોઇને મળતું. યુવાનના હર્ષનો કોઇ પાર ન રહ્યો.

બીજે દિવસે હર્ષભેર એ ભોજન માટે જનક રાજાના મહેલે જવા નીકળ્યો. અને થોડી વારમા જ એનો હર્ષ વિષાદમા ફેરવાઈ ગયો. રસ્તામા એણે ઢંઢેરો પીટાતા સાંભળ્યો કે કોઇ રાજ–અપરાધ માટે એજ દિવસે સાજે એને ફાંસીએ લટકાવવામા આવનાર છે.

કેવો ઉપહાસ! બપોરે રાજ મહેલમા આતિથ્ય અને સાંજે ફાંસીએ લટકીને જીવનનો કરૂણ અંત!

મનથી ભાગી પડેલો યુવાન જેમ તેમ સ્વસ્થતા ધારણ કરીને ભોજનના નિમંત્રણને માન આપવા રાજમહેલ જઇ પહોચ્યો.

જનક રાજાએ યુવાન માટે મીઠા વિનાની રસોઇ બનાવવા રસોયાને સૂચના આપી હતી. યુવાન આવી પહોચ્યો. એટલે એનું સ્વાગત કરીને જનક રાજાએ ખુબ આગ્રહ અને પ્રેમથી એને ભોજન કરાવ્યુ. યુવાન ભોજન તો કરતો હતો પણ એનું મન એમા નહોતું. કોઇ પણ કેમ શકે? એક એક ક્ષણ વિતતી જતી હતી અને મૃત્યુ વધુને વધુ નજીક આવી રહ્યું હતું.

ભોજન પૂરું થયા પછી જનક રાજાએ યુવાનને પૂછ્યું: "ભોજનની વાનીઓમાં કોઈ પ્રકારની ઉણપ તો નહોતી ને ભાઈ!"

યુવાન જાણે ઉંઘમાંથી બબડીને જાગી ગયો હોય એમ બોલ્યો: "ભોજન! હા, મે ભોજન તો લીધું પણ ક્ષમા કરજો! મને એનુ સ્મરણ રહ્યું નથી. માથે તોળાઈ રહેલા મૃત્યુના ભયે મારો સ્વાદ છિનવી લીધો છે, મારી સાન પણ ઠેકાણે નથી હું શરીરથી અહીં છું પણ વાસ્તવમાં અહી નથી."

યુવાનનો ઉત્તર સાંભળીને જનક રાજા હસી પડયા અને બોલ્યા: "તને યાદ હશે કે થોડા દિવસો પહેલા તેં મને પ્રશ્ન કર્યો હતો. એ પ્રશ્નનો તને ઉત્તર મળી ગયો. ગભરાઇશ નહી; તારે આજ સાંજે ફાંસીએ ચડવાનું છે જ નહીં તારા પ્રશ્નનો ઉત્તર આપવા માટે એ તો મેં ગોઠવેલી યોજના હતી. જેને મૃત્યું નજર સામે દેખાય છે એ દેહ હોવા છતા વિદેહી બની જાય છે. અને જે વિદેહીની અવસ્થા પ્રાપ્ત કરે છે એને માટે મૃત્યુ વિલીન બની જાય છે આવી અવસ્થા પ્રાપ્ત થયેલ વ્યક્તિને એક અણમોલ ચીજની પ્રાપ્તિ થાય છે અને એ છે અમૃત"

(હિન્દી–'જ્યોતિ શિખા' માં પ્રગટ થયેલ આચાર્ય રજનીશજીની કહેલી એક બોધકથા ઉપરથી)

# લોકશાહી અને હિંસા

ઉમાશંકર જોશી

લોકશાહી અને હિંસા એ બે સાથે સાથી શકે નહીં. કેમ કે લોકશાહીની રચના જ એ સમજના પાયા ઉપર થયેલી છે કે મતભેદોનો નિકાલ માથાં ભાંગીને નહીં પણ માથાં ગણીને લાવવો.

માણસ સામાજિક પ્રાણી છે. સમાજમાં રહીને જ જીવવું એને ફાવે છે. પણ સમાજ બાંધીને જીવવું, સમાજના એક ઘટક બનીને જીવવું એ માણસની ભારે કસોટી પણ છે. કોઈને કોઈ વાતમાં સહેજ સહેજમાં બીજી વ્યક્તિ સાથે ચણભણ-અરે ટકરામણ પણ થઈ જાય છે. વ્યક્તિ-વ્યક્તિના જ નહીં, જૂથ-જૂથના, રાષ્ટ્ર-રાષ્ટ્રના સંઘર્ષો જાગે છે અને એમની પતાવટ હમેશાં કાંઈ શાંતિભર્યા માર્ગે થતી નથી. વધુમાં વધુ શાંતિભર્યા માર્ગે એવી પતાવટો શી રીતે થાય એ માટે માણસજાતિ મથામણ કરતી રહી છે એટલું જ નહીં પણ એ હેતુ સિદ્ધ કરવામાં જાત ઘસી નાખી છે, પોતાના જીવનની આહુતિ આપી છે.

તેમ છતાં માણસ તો જાણે હજારો વર્ષ પહેલાં જંગલમાં હતો તેવો જ ઘણીવાર મરવરની વચ્ચે પણ વર્તી બેસે છે. ખાસ કરીને ટોળામાં હોય ત્યારે તો એ ભાન ભૂલી બેસે છે, સહસ્રાવધિ વરસોમાં માંડ મેળવેલી એની સંસ્કારિતા ક્ષણવારમાં સરી પડે છે અને એનું અસલ પોત-વન્ય હિંસ્ર પ્રાણીનું એનું પુરાણું સ્વરૂપ-પ્રગટ થ જાય છે

મનુષ્યજાતિ માટે બે સંસ્થાઓ અનિવાર્ય છે: કુટુંબ અને રાજ્ય. કુટુંબસંસ્થા સંવર્ધનની સંસ્થા છે. રાજ્યસંસ્થા સંરક્ષણની સંસ્થા છે. કુટુંબ સંસ્થા માટે સ્ત્રી પુરુષ સંબંધોને ઠીક રીતે ગોઠવવાનું જરૂરી બન્યું. એમાં આજ સુધીના બીજા બધા પ્રયોગો કરતાં લગ્નસંબંધનો પ્રયોગ સૌથી વધુ સારો ગણાયો છે. રાજ્ય અંગે અનેક પ્રયોગો થયા છે અને થયાં કરે છે. પણ એ સૌમાં લોકશાહીનો પ્રયોગ એ સૌથી વધુ સારો છે. અનુભવદક્ષ રાજપુરુષ ચર્ચિલે યોગ્ય રીતે જ કહ્યું છે કે હા ભાઈ, લોકશાહી એ સૌથી ખરાબ શાસનપ્રકાર છે, પણ મનુષ્યજાતિએ આજ સુધીમાં ઉપજાવેલા તમામ શાસનપ્રકારોમાં એ ઉત્તમોત્તમ છે.

લોકશાહીનું આજ સુધીમાં જે સ્વરૂપ વિકસ્યું છે તેમાં પણ ઊણપો નથી એમ નહીં. બીજા વિશ્વયુદ્ધ પછી દુનિયામાં અનેક રાજ્યો સ્વતંત્ર થયાં તેમાં રાજકીય રીતે લોકશાહીનું માળખું સ્વીકારાયા છતાં એમાં આર્થિક સંભારનો મોટો અભાવ જોવા મળે છે પરિણામે પ્રજાઓ અકળાય છે અને લોકશાહીના માળખાને દેવાળું બનાવી મૂકવા પ્રેરાય છે એવું જોવા મળે છે. વીસમી સદીના ઉત્તરાર્ધની એક મુખ્ય સમસ્યા હોય તો તે એ છે કે રાજકીય લોકશાહીની ભીતરમાં આર્થિક લોકશાહીનો લોહીસંચાર થાય એ કેવી રીતે સિદ્ધ કરવું.

હિંદુસ્તાને-સંખ્યા દૃષ્ટિએ મોટામાં મોટી લોકશાહીએ ત્રણ ચૂંટણીઓ જોઈ એ જેવી તેવી સિદ્ધિ નથી. મોટી ઉમેદ છે કે ચોથી ચૂંટણીઓ પણ હેમખેમ પાર ઊતરશે. પણ જે ભીંસમાં દેશ અને દુનિયા અત્યારે જીવી રહ્યાં છે તે જોતાં આપણે સૌ હિંદીઓ પૂરી જવાબદારીથી વર્તીને જ પાંચમી ચૂંટણીઓ માટેની પાત્રતા કેળવી શકીશું. હિંદુસ્તાનની ચારે બાજુ નવી નવી સ્થપાયેલી લોકશાહીઓને ભારે ધક્કા પહોંચ્યા છે. અધીરાઈથી, અકળામણમાં, આપણે આપણા લોકશાહી માળખાને ધક્કા પમાડે એવું કાંઈ પગ કરી ન બેસીએ તે માટે આપણી આસપાસ પડોશી દેશોમાં ભરપૂર ચેતવણી પડેલી છે. દા.ત. આર્થિક ભીંસમાંથી ટૂંકો માર્ગ કાઢવા રાજકીય લોકશાહીને જેઓ છેક દે છે, તે નથી કશો એવો આર્થિક લાભ ખાટતા, અને રાજકીય સ્વતંત્રતાને તો પોતે ચઢીને જ તિલાંજલિ દઈ બેઠા છે. લોકશાહી જાળવીને સમાજવાદી રચના ખીલવવાનો કાંઈક લાંબો એવો પણ સાચો માર્ગ, તેથી, આપણે અપનાવ્યો છે. લોકશાહીને પ્રાણપણે આપણે સાચવવાની છે- એટલે કે બીજાના અભિપ્રાય પ્રત્યે

માન રાખતા રહેવાનું છે–મતભેદ હોય તેથી મન ભેદ થવા દેવાતો નથી જાહેર સિદ્ધાંતને નુકસાન પહોંચાડનારી ગેરલોકશાહી વૃત્તિને ખાળવા મથી છૂટવાનું જ અને ટોળામા હોઈએ ત્યારે માનવ તરીકેનું શાણપણ આ બધાને બદલે ભારત જેવા પ્રાચીન દેશને અને એક નવીન મહાન લોકશાહીને છાજે એવા ગૌરવથી અને જવાબદારીથી વર્તવાનું છે.

(આકાશવાણી પરથી તા ૨૯-૧૧-૬૬ના રોજ પ્રસારિત થયુ )

# વંદનીય વિભૂતિ

**ધીરજલાલ સાવલિયા**

'આગમો' નામનો નવીન પદ પ્રકાર રચી, ગુજરાતી સાહિત્યમા અમરકીર્તિ પ્રાપ્ત કરનાર અને પોતના સાહિત્ય સર્જન દ્વારા ગુર્જર લોકમાનસને ઘડનાર, ભોજા ભગતના પૌત્ર લક્ષ્મણ ભગત મારા દાદા થાય

ભોજા ભગત પોતે તો નૈષ્ઠિક બ્રહ્મચારી હતા તેમણે લગ્ન કરેલ ન હતા. પણ એમને બીજા બે ભાઈઓ પણ હતા તેમા કરમણ ભગત મોટા અને જસો ભગત નાના કરમણ ભગતને કઈ સતાન ન હતા તેઓ ઘરભંગ થયેલા એટલે ભોજા ભગતની સાથે જ રહીને ઈશ્વર ભજન કરતા શરીર મજબૂત અને પડછંદ હતુ એટલે ફતેપુરથી પૂર્વમાં બે માઈલ દૂર અમરેલીથી ચક્કરગઢ અને ફતેપુરથી લાલાવદના રસ્તાઓ 'ક્રૉસ' થાય છે ત્યા ઘરમાં પથ્થર ઘડી એક સુદર વાવનુ સર્જન કરેલું મુસાફરો પોતાની તૃષા તૃપ્ત કરે તેવી પરોપકારની ભાવના આ વાવ બનાવવા પાછળની હતી એ વિશાળ –કાય વાવ આજે પણ પોતાની ભવ્યતા ટકવતી ગત સ્મૃતિઓને યાદ કરતી જીર્ણ અવસ્થામા ઊભી છે ભોજા ભગતે ત્યા હનુમાનજીની સ્થાપના કરી થોડી જમીન પણ ત્યા હતી અને કરમણ ભગત જીવિત હતા ત્યા સુધી તેઓ ત્યા રહેતા પણ એમના અવસાન પછી ત્યા માણસ રખાતુ ના આવતો નહિ એક દિવસ એક છોકરી ટેમા પડી મરણ પામી સરકારે ઠરાવ્યું કે કાંતો ત્યા એક માણસ રાખવો અથવા વાવનો કબજો સરકારને સોંપી દેવો થોડા સમય પછી સરકારે તે વાવનો કબજો લીધો.

ભોજા ભગતના નાનાભાઈ જસા ભગતને ભોજા ભગતે કહેલ કે તારે એક પુત્ર થશે પણ તે તારે કામ આવશે નહિ. અર્થાત તે સંસારી જીવ નહિ થાય. આ જસા ભગતને એક પુત્ર થયા તે અરજણ ભગત. અરજણ ભગતને ભોજા ભગતે દત્તકપુત્ર તરીકે લીધા હતા અરજણ ભગતને ત્યાં સંવત ૧૮૮૫માં લક્ષ્મણ ભગતનો જન્મ થયો. તેમને એક બીજા પણ પુત્ર હતા, તે રામજી ભગત. તેઓ રામાયણના સારા વિદ્વાન હતા

ભોજા ભગતનો દેહવિલય સંવત ૧૯૦૧માં થયો ત્યારે લક્ષ્મણ ભગતની ઉમર ૨૧ વર્ષની હતી જ્યારે લક્ષ્મણ ભગતની ઉમર ૧૦ વર્ષની હતી ત્યારે ભોજા ભગતે તેમને પોતાની પાસે બોલાવ્યા હતા, અને માથે હાથ મૂકી ઝુંપડીમાં ઊભેલા કુટુંબીજનોને ભવિષ્યવાણી ઉચ્ચારતા કહ્યુ, "લક્ષ્મણ ભણશે નહિ તે છતા સારો વિદ્વાન થશે."

રાજાશાહીના એ જમાનામા અભ્યાસ કરવાની સગવડતા આ મુખ્ય પ્રદેશમા ન હતી. પોતાના મોજશોખમા રત રહેતા રાજાઓને પોતાની પ્રજાના સંસ્કાર અને શિક્ષણમા ક્યાથી રસ હોય! પોતાની પ્રજા શિક્ષિત અને કુશળ બને તેમ કયા રાજાઓ ઇચ્છતા હતા! એક સયાજીરાવ હતા પણ એમણે ફતેપુરમાં શાળા ખોલી શિક્ષણની શરૂઆત કરી સવત ૧૯૪૮મા. અમરેલી તાલુકામા શિક્ષણની ફતેહ થાય એટલે પહેલી શાળા ફતેપુરમાં શરૂ કરેલી

લક્ષ્મણભગતે વ્યવસ્થિત શિક્ષણ લીધુ ન હતું. પણ તેમની ઉમર ૧૦ વર્ષની હતી ત્યારે તેઓ અમરેલી સંસ્કૃત પાઠશાળામાં શ્રી તુલસી દવે પાસે સંસ્કૃત ભણવા જતા તે વખતે બ્રાહ્મણો સારસ્વત જ ભણાવતા તે વ્યાકરણ પાણિનિય વ્યાકરણની જેમ સંપૂર્ણ વ્યાકરણ નથી, છતા પણ તે વખતે કાઠિયાવાડમા સારસ્વત ભણાવતું. લક્ષ્મણભગત

ફતેપુરથી આવીને દરરોજ ભણવા જતા. ત્યાં અભ્યાસ કરતા બ્રાહ્મણોને આ વાત ન ગમી બ્રાહ્મણો લક્ષ્મણ ભગતને હેરાન કરે. તેઓને એમ થાય કે જો કણબી સંસ્કૃત ભણશે તો બ્રાહ્મણની કંઇ કિંમત રહેશે નહિ. લક્ષ્મણભગત ઉપર અભિચારનો પ્રયોગ કરવાનું પણ તેમણે વિચાર્યું. આ કનડગતથી તેમણે અભ્યાસ છોડી દેવાનો નિશ્ચય શ્રી તુલસી દવેને જણાવ્યો અને બ્રાહ્મણોની કનડગતની વાત કરી. શ્રી તુલસી દવેને ખૂબ દુ:ખ થયું. તેમણે કહ્યું કે તારે સંસ્કૃત ભણવાની જરૂર નથી. તને વગર ભણે વેદ શાસ્ત્ર અને સંસ્કૃતનું જ્ઞાન થશે. અને તું વિદ્વાન થઇશ. ભોજા ભગતની જ ભવિષ્યવાણી જાણે તુલસી દવેએ ફરીથી ઉચ્ચારી. તુલસી દવે ખૂબ પવિત્ર બ્રાહ્મણ હતા અને સારા વિદ્વાન પણ હતા.

લક્ષ્મણ ભગત એક દિવસ 'વિચાર સાગર' નામનું પુસ્તક લઇ ભણવા જતા હતા તે વખતે પાકી સડક ન હતી. આથી ફતેપુરથી અમરેલી જતો રસ્તો કામનાથ મહાદેવના મંદિર પાસે થઇ ઠેબી નદીમાંથી જતો. એક સાધુને લક્ષ્મણ ભગતે નદીમાં સુતેલા જોયા. તેઓ ત્યાં ગયા અને સાધુને પ્રણામ કર્યા.

સાધુ કહે: "યે ક્યા હૈ?"

"મહારાજ, વિચાર સાગર હૈ, મૈં પઢતા હૂં!" લક્ષ્મણ ભગતે કહ્યું.

સાધુ કહે: "વિચાર સાગર મે ક્યા પઢના. મૈં તુજે પઢાઉંગા!"

લક્ષ્મણ ભગત તેમને પ્રણામ કરી પાઠશાળામાં ગયા. અને તુલસી દવેને આ પ્રસંગની વાત કરી. બધા ઠેબી નદીમાં આવ્યા તો મોટા બ્રહ્માનંદ ત્યાં સૂતા હતા. આ મોટા બ્રહ્માનંદ મુંડિયા સ્વામીના ગુરુ થાય, તેઓ મોટા પંડિત હતા.

લક્ષ્મણ ભગત તેમને ફતેપુર લઇ આવ્યા. અને પછી તો તેઓ અવારનવાર ફતેપુર આવતા. આમ સંત સમાગમ અને ભોજા ભગતની કૃપાથી તેમણે શાસ્ત્રો અને રામાયણમાં સારું પ્રાવીણ્ય મેળવ્યું. ફતેપુરમાં રામાયણની પાઠશાળા શરૂ કરેલી જેમાં ઘણા વિદ્યાર્થીઓ રામાયણનો અભ્યાસ કરતા, તેમાં બ્રાહ્મણો પણ હતા. જે બ્રાહ્મણો પહેલા તેમની દયા કરતા તે જ બ્રાહ્મણોએ તેમનો વિદ્વાન તરીકે સ્વીકાર કર્યો. પોતે કણબી પાસે ભણે છે તેની બ્રાહ્મણોને શરમ ન હતી. અને પોતે બ્રાહ્મણોને ભણાવે છે તેનું લક્ષ્મણ ભગતને અભિમાન ન હતું. આ પરંપરા પ્રમાણે મારા પિતાશ્રી લવજી ભગત પાસે ઘણા બ્રાહ્મણો શ્રીમદ્ ભાગવત અને રામાયણ ભણી ગયા છે, અને ભણે છે.

લક્ષ્મણ ભગત જ્યારે સતારમાં રામાયણની ચોપાઇ ગાતા અને અર્થ કરતા ત્યારે શ્રોતાઓનો વિશાળ સમુદાય મંત્રમુગ્ધ થઇ જતો તેમના સતારના સૂર સાંભળવા ગગનગામી પક્ષીઓ પૃથ્વી ઉપર ઉતરી આવતા. વાતાવરણ ઘડીભર થંભી જતું. તેમનો બુલંદ અવાજ મોરલાઓને મેઘગર્જનાનો ખ્યાલ આપતો. પવિત્ર વાતાવરણમાં સભા રામાયણનું રસપાન કરતી. તેમનું આગવું વ્યક્તિત્વ, મોટી મોટી મૂછો, કેરીની ફાડ જેવી આંખો, સફેદ કસવાળું અંગરખું, સફેદ પાઘડી, ડોકમાં મોટી માળા, વિશાળ ભાલ પ્રદેશમાં શોભતું તિલક, તેમનો પ્રેમ અને પવિત્રતા વર્ષાવતો ચહેરો, વ્યક્તિઓને પોતાની તરફ આકર્ષતો—ખેંચતો, વિશાળ શિષ્ય સમુદાયની વચ્ચે તેઓ નક્ષત્રોમાં ચંદ્રની જેમ શોભતા.

ભોજા ભગતનું સમગ્ર સાહિત્ય તેમના અનન્ય શિષ્ય જીવણરામે ખોડિયા લિપિમાં લખી રાખેલ—જીવણરામ જાળિયાના રહીશ હતા. અને તેમના પત્નીના અવસાન પછી ભોજા ભગતના સાન્નિધ્યમાં રહેતા. તે ખોડિયા લિપિમાંથી ગુજરાતીમાં ઉતરી તેને સાચવી રાખનાર લક્ષ્મણ ભગત હતા.

ખોડિયા લિપિ એ આપણે માટે પ્રાચીન લિપિ બની ગઇ છે. તેનો એક જ દાખલો લઇએ. બાળકનો જન્મ થાય ત્યારે પત્રમાં લખે "દ ક ર અ વ છ" આમાં કાનામાત્ર ચઢાવવાથી દીકરી આવી છે અને દીકરો આવ્યો છે એમ બન્ને થાય ત્યારે સમજવું શું? પણ તેને માટે આ લિપિમાં વ્યવસ્થા હતી. જો માત્ર "દ ક ર અ વ છ" એમ હોય તો સમજવું કે "દીકરી આવી છે." પણ

જો તેની નીચે ખીજી લીટી હોય કે "કદરખધ" તો સમજી લેવાનું કે 'કંદોરાબંધ દીકરો આવ્યો છે. બનવાજોગ છે કે આ લિપિથી તે વખતે ઘણા અર્થોના અનર્થો થયા હશે.

વડોદરા રાજ્યના લોકપ્રિય રાજવી શ્રીમંત સયાજીરાવ સાહિત્યપ્રિય આત્મા હતા. જ્યારે તેઓ રાજગાદી ઉપર બેઠા ત્યારે તેઓશ્રીએ પ્રાચીન સાહિત્યના સંશોધન માટે બાર હજાર રૂપિયા દેણગીના આપ્યા અને તે એ શરતે કે વડોદરા રાજ્યમાં થયેલા કવિઓનું જીવનચરિત્ર અને કાવ્યોનું સંશોધન સંપાદન કરી તેને ગુજરપ્રજા સાક્ષ મૂકવું.

આ કાર્ય માટે વડોદરા રાજ્યના દીવાન શ્રી મણિલાલ જશભાઇના પ્રમુખપણા નીચે પાંચ માણસોની કમિટિ નીમાણી. તે કમિટિના એક સભ્ય અને "પ્રાચીનકાવ્યમાળા" ના સંપાદક શ્રી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને તેમની નીચે કામ કરતા શ્રી નાથાલાલ પૂજાશંકર શાસ્ત્રી, અમરેલી આવી તે વખતના લોકપ્રિય વકીલ અને ભોજા ભગતની જગ્યાના અનન્ય શ્રદ્ધાળુ શ્રી નથુભાઇ શીવદાસ વખીલને સાથે લઇ, ફતેપુર જગ્યામાં લક્ષ્મણ ભગતની પાસે આવ્યા અને તેમની પાસેથી ભોજા ભગતનું હસ્તલિખિત સાહિત્ય વડોદરા લઇ જઇ "પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ ૫: ભોજા ભગતનું જીવન ચરિત્ર અને કવિતા" નામનું પુસ્તક લક્ષ્મણ ભગતના અવસાન પછી છ વર્ષે સંવત ૧૯૪૬ના વૈશાખ સુદી ૧ તારીખ ૨૦ એપ્રીલ સન ૧૮૯૦ ને રવિવારે બહાર પડયું.

લક્ષ્મણ ભગત નિપુણ લહિયા હતા. તેમના ઘણા હસ્તલિખિત પુસ્તકો ભોજા ભગતની જગ્યામાં સમુદાયમાં પડયા છે. પ્રેસ ઓછા હોવાથી તે વખતે સારા અને ઉપયોગી પુસ્તકોનો પ્રચાર હાથથી લખીને થતો.

રામાયણ એ તો દરેક હિંદુના જીવનમાં વણાય ગયેલ ધર્મગ્રંથ છે પણ તેનો જેટલો પ્રચાર ઉત્તર ભારતમાં હતો તેટલો કાઠિયાવાડમાં ન હતો.

લક્ષ્મણ ભગતે કાઠિયાવાડમાં રામાયણનો પ્રચાર કર્યો. તેઓ પ્રથમ કોટીના અને કાઠિયાવાડના સર્વ પ્રથમ કથાકાર હતા. અનેક શિષ્યોને તેમણે રામાયણ ભણાવી, તેમના શિષ્યો અને તે વખતનો જનસમુદાય તેમને તુલસીદાસનો અવતાર માનતા. તેમનું એક સ્તુતિ ગીત છે.

પ્રિતિ અપાર વધારત તારત;
સેવક દુઃખ નીવારત ભારી.
જ્ઞાન વિચાર પ્રચારક હૈં;
હરિ ભકિત અખંડ ચડી ઉર ધારી.
શાસ્ત્ર નવીન નવીન પઢે;
સબ સત્ય ગ્રહે ગુણ દોષ વિચારી.
સો ગુરુ લક્ષ્મણકે પદપંકજ;
શીશ નવાઇ કે વંદ હમારી.

જે ગ્રંથ વધારે પ્રમાણમાં લોકભોગ્ય બને તેમાં અનેક અશુદ્ધિઓ અને અપભ્રંશ ભળતા જાય. અસ્પષ્ટ વકતાની પરંપરા તેમાં વધારો કરે. રામાયણ બાબત પણ આમ જ બનેલ. જેના અનેક પાઠભેદ થયેલા છે. એક જ દાખલો લઇએ.

રામાયણના બાલકાંડમાં એક પ્રસંગ આવે છે. ભગવાન શ્રી રામચંદ્રજી સીતાજીની શોધ કરતા ફરતા હતા. ત્યારે તેમને છેતરવા માટે, પાર્વતીજી શંકરની ના છતા પણ સીતાજીનું રૂપ ધારણ કરી, બેઠા છે તે ઓળખી જાય છે. પ્રણામ કરી શંકર ભગવાનના સમાચાર પૂછે છે. પાર્વતીજીને શરમ આવે છે. શંકર ભગવાન તો આ બધું જાણે છે સીતાજીને શંકર ભગવાન માતા તરીકે માને છે અને તેનું રૂપ ધારણ કર્યું. એટલે શંકર ભગવાન, પાર્વતીજીનો ત્યાગ કરવાનું નકકી કરે છે. જે જુદે જુદે સમયે પ્રકાશન થયેલી રામાયણોમાં જુદી જુદી રીતે લખાયેલ છે.

પરમ પ્રેમ નહિ જાય તજી! કીયે પ્રેમ બડ પાપ
[આમરા પ્રકાશન]
પરમ પુનિત નહિ જાય તજી! કીયે પ્રેમ બડ જાય
[ગોરખપુર પ્રકાશન.]
પરમ પ્રિયા નહિ જાય તજી! કીયે પ્રેમ બડ જાય
[લક્ષ્મણ ભગત]

ઉપરના દષ્ટાંતોમાં લક્ષ્મણ ભગતના હસ્તલિખિત

[અનુસંધાન પાન ૨૬૯ ઉપર]

# ભગવાને આપેલી આવડતનો વેપાર ન થાય

પ્રવાસી

એક મિત્રની આંગળી મરડાઈ ગઈ. પંદરેક દિવસ તો માથું મારી જોયું. પણ દિવસે દિવસે પીડા વધવા લાગી.

"અમારા ગામમાં એક ભાઈ મરડ સરખો કરી આપે છે. કહો તો કાલે બોલાવતો આવું." બગીચામાં કામ કરતા એક મજૂરે કહ્યું.

"ગામડિયા માણસ એકનું ચોક કરી નાખે ડોક્ટરને બતાવવું સારું." મિત્રે આંગળી પંપાળતાં પંપાળતાં જવાબ આપ્યો.

બીજે દિવસે હું અને મિત્ર બગીચામાં ચાલતા કામકાજનું નિરીક્ષણ કરતા હતા ત્યાં એક વૃદ્ધ ડોસા ખરબચડા રસ્તા ઉપર સાઈકલ દોરીને અમારી પાસે આવી ઊભા.

"કોની આંગળી મરડાઇ ગઇ છે?" ડોસાએ શ્વાસ ખાઇને પ્રશ્ન કર્યો.

"અમારા આ મહેમાનની આંગળી મરડાઈ ગઇ છે.' મેં જવાબ આપ્યો.

ગામડિયા માણસ પાસે સારવાર લેવાની અનિચ્છા ધરાવતા અને આનાકાની કરતા મિત્રનો ડોસાએ હાથ પકડીને મરડાઈ ગયેલી આંગળી હાથમાં લઇ, થોડીવાર નજર કરીને એક ઠેકાણે અંગુઠો દાબી પૂછયુ: 'અહીં ખટકે છે ને?"

મિત્રને હા પાડવી પડી.

"અહીં ઊભાં ઊભાં ઇલાજ કરવાને બદલે આપણે મકાન ઉપર જઈએ" મેં ડોસાને જણાવ્યું.

"મારે ક્યાં પા અડધા કલાકનું કામ છે. હમણાં ઊભાઊભા આંગળી ઠીક થઈ જશે. ઘડીભર આંખો મીંચી જાઓ અને કઠણ રેજો." ડોસાએ મિત્રની સામે જોઈને સૂચના આપી.

ડોસા શું કરે છે એ હું વિસ્મયભાવે જોઈ રહ્યો.

"હ્યો મેરબાન, મન થાય તો એકાદ વખત પેટ્રોલ લઈને ચોળજો. ન ચોળો તોય વાંધો નહીં." ડોસાએ મિત્રની આંગળી બે ત્રણ બાજુ મરડી, એક હાડકા ઉપર અંગુઠો દબાવી, સહેજ ભાર દઈને મસળી હાથ મૂકી દેતાં દેતાં કહ્યું.

"પતી ગયું?" મેં આશ્ચર્યથી ડોસાને પૂછ્યું.

"એમાં કેટલી વાર લાગે!" ડોસાએ હસતાં હસતાં જવાબ આપ્યો

"કેમ, તમારી આંગળી શું કહે છે?" મેં મિત્રને આશ્ચર્યભાવે પૂછ્યું.

"એક ક્ષણ ખટાકો બોલી ગયો. પણ હવે જાણે આંગળી મરડાણી જ નહોતી એવું લાગે છે! બાપાએ તો કમાલ કરી." મિત્રે ચોમેર આંગળી વાળી જોઈ ને કહ્યું

"ખરે બપોરે તમે ધક્કો ખાધો હવે હરકત ન હોય તો રોટલા ખાઇને જજો." મેં વિવેક કર્યો.

"ના રે! હમણાં ઘેર પહોંચી જઇશ જમવા બેઠો, તો ને તમારા માણસે આવીને વાત કરી. વાઇક (કહેણ) આવે એટલે ભાગલ બટકુંય પડતું મૂકીને હાલી નીકળવાનું મારે નીમ છે." ડોસાએ સાઇકલ વાળી.

ગામડાઓમાં આવી અદ્ભુત કળા જાણનારા લોકો કેવળ નિસ્વાર્થ ભાવે જ પોતાની સેવા આપતા હોય છે. પરંતુ આ ડોસા કઈ મહેનતાણું લેતા હશે કે કેમ એવો પ્રશ્ન થયો. જમવાનું ઠેલીને, ખરે બપોરે સાઇકલ ઉપર બે માઈલનો એમણે ધક્કો ખાધો છે એટલે

કંઈક આપવું જોઈએ એમ પણ થયું. સીધી રીતે પૂછવું પણ કેમ! એટલે મેં આડકતરી રીતે પૂછ્યું : "તમારે તો હાલતાં ને ચાલતાં અડખે પડખેથી કહેણ આવતા હશે. કોઇ તમારી મહેનત અને ઘોડા સામું જુએ ખરા?"

"એ શું બોલ્યા! હું કયાં મરડ મટાડવાનું કયાંય ભણવા ગયો તો! ઈશ્વરની દયાથી એની મેળે નજર પડવા માંડી એમાંથી રોટલો ન રળાય! લોકો રાજી થઈને આશી-ર્વાદ આપે એ જ મારી મહેનતનો બદલો." ડોસાના ચહેરા ઉપર ભક્તિ અને આસ્થાનો ભાવ ઉપસી આવ્યો.

"પણ કામકાજ છોડીને રોજ આવા ઘોડા કરવામાં કોઇ દિ કંટાળો ન આવે?" મેં આશ્ચર્ય ભાવે એક વધુ પ્રશ્ન કર્યો.

"અમે ગામડાના માણહ અમને એવો હિસાબ કરતા ન આવડે. અમે તો એટલું જાણીએ કે ભગવાને આપેલી આવડતનો વેપાર ન થાય. સેવા ભાવે જ એનો ઉપયોગ કરાય. અને સેવાના કામમાં દિવચોરી નો કરાય લ્યો હવે મારે મોડું થાય છે. રામ રામ." ડોસાએ ટૂંકમાં ઘણું ઘણું કહી દીધું અને સાઇકલ દોરીને ચાલવા માંડયા.

"પણ આવ્યા છો તો ચા પાણી તો પીતા જાઓ. વાર નહીં લાગે." મેં આગ્રહ કર્યો.

"આજ તો મરડ મટાડવા આવ્યો છું. પાણીનું ટીપુય હરામ નિરાંતે કોકવાર બોલાવશે ત્યારે ચા પાણી પીશું." ડોસાએ હસતાં હસતા જવાબ આપ્યો અને ફરી રામ રામ કરી રવાના થયા.

હું અને મારા મિત્ર કયાંય સુધી ડોસાને સાઇકલ દોરીને અને થોડી વાર પછી સાઈકલ ઉપર સવારી કરીને જતાં જોઈ રહ્યા. એમની ફિલસૂફી હજી કાનમાં ગુંજયા કરે છે : "ભગવાને આપેલી આવડતનો વેપાર ન થાય."

(સત્ય ઘટના ઉપરથી)

## કામ સૂઝતું નથી?

એકવાર હું પટનાથી મારા આશ્રમે જઇ રહ્યો હતો મારી સાથે જાપાનથી આવેલા એક ભાઇ હતા. અમે ઘોડા માંધર ગયા તો તે પૂછવા લાગ્યા : 'તમે તો કહેતા હતા ને કે ભારત બહુ ગરીબ દેશ છે!' મે કહ્યું, 'હા વળી, તમે નજરોનજર ન જોયું?' તેણે જવાબ આપ્યો કે 'ના, હું એ નથી માનતો જે ગામની નજીકથી આપણે પસાર થયા ત્યાં મેં જોયું કે દિવસનો વખત છે છતાંયે લોકો આરામથી બેઠા છે. તે તો આ બધા ખૂબ જ અમીર હશે. ખૂબ ખાતા પીતા હોવા જોઇએ, મોજમઝા કરતા હશે.' મને બહુ શરમ આવી. છતાં મેં કહ્યું : 'આ લોકો એટલા માટે બેઠા છે કે તેમની પાસે કંઇ કામ નથી, તેઓ બેકાર છે.' પેલા જાપાની ભાઇએ તુરત જ બોલ્યા : 'કામ નથી! આપણે પાણી પીવા ગયા ત્યારે આસપાસ કેટલી બધી ગંદકી હતી! શું એને સાફ કરવાનું કામ નથી?' મારી પાસે આનો કોઇ જવાબ નહોતો હું અવાક્ થઇ ગયો. સૌ વિચાર કરશે તો માણસની પછવાડે કામ દોડશે. આજે તો નરી અકર્મણ્યતા છે

—જય પ્રકાશ નારાયણ

# વિશ્વબંધુતાનું બીજ

ગુરુદયાળ મલ્લિક

દરેક બાળક જન્મથી જ એક વિશ્વબંધુ હોય છે. જ્યારે તે પોતાની માતાની ગોદમા આવે છે, ત્યારે તેના શરીર ઉપર કોઇ એવુ ચિહ્ન જોવા મળતું નથી કે જે જોઇને કોઇ કહી શકે કે આ હિન્દુસ્તાનનું છે, અથવા પાકિસ્તાની છે, અથવા રશિયન છે યા તો અમેરિકન કે અંગ્રેજ છે. કેવળ એટલુ જ નહિ, બલકે એ પણ કહી શકાતું નથી કે પ્રભુના આ નવા પ્રતિનિધિ કયા ધર્મના છે. તો શું આ હકીકત પરથી એવું અનુમાન નથી કરી શકાતું કે પ્રભુની એવી જ ઇચ્છા છે કે માણસ પોતાની જાતને એવા તમામ વિચારો, વૃત્તિઓ અને વાતાવરણથી દૂર રાખે જે તેના દિલ-દિમાગ અને દરવાજા તથા દુનિયાની વચ્ચે અનેક રીતે બાધા રૂપ થઇ પડે.

પરંતુ દુઃખની વાત તો એ છે કે બાળક જેમ મોટું થતું જાય છે તેમ તે અસંખ્ય સંકીર્ણતાઓ અને સંકોચોનો શિકાર બની જાય છે – અથવા એને બનાવવામા આવે છે. દેશ, ધર્મ, જાતિ, જ્ઞાતિ, સંસ્કૃતિ, સભ્યતા, સાહિત્ય અને રીત રિવાજના નામે તેને એવો તો સંકજામાં લેવામા આવે છે કે તે જે સ્વભાવતઃ તો આકાશમાં સ્વૈર વિહરનાર પંખી છે તે એક અંધિયાર અને સાંકડા કૂવામાનો દેડકો બની જાય છે, અને પછી જ્યારે પણ તેને કાંઇક આત્મજ્ઞાનનો આભાસ થાય છે, ત્યારે તે રડી પડે છે અને પીડિત થઇને પૂકારી ઊઠે છેઃ 'મને આ બંધનોમાથી છોડાવો, પ્રભુ! હું તો હવે શ્વાસ પણ સરખો લઇ શકતો નથી-એટલુ મારું દિલ, મન અને ગળું રુંધાઇ રહ્યું છે.'

તેટલા સારુ, પ્રત્યેક કુટુંબમાં, એ પ્રકારનું વાતાવરણ સર્જવું જોઇએ કે જ્યાં ભેદ-ભાવની ભૂંડી દીવાલો ન બંધાય તેનો દિલ અને દિમાગ બને બધી દિશાઓમાં ખુલ્લાં રહેવા જોઇએ અને તે માટે તે એક જ સાધના તીવ્ર ભાવથી રાતદિવસ કરતો રહે, જેથી તે રાંક-દિલ અને રંક-બુદ્ધિનો ન બની જાય અને પોતાની જાતને તે વિશ્વ, માનવ અને પ્રકૃતિના પ્રભાવોથી અળગી ન રાખે. ટુંકમાં, તે હરએક પ્રકારની અસ્પૃશ્યતાથી પોતાની જાતને બચાવી રાખે. એના દિલ ઉપર 'સ્વાગતમ્' લખેલું હોય અને દિમાગ ઉપર 'સાવધાન.'

જેમ ઘરમાં તેમ જ વિદ્યાલયમાં પણ સંકીર્ણતા-મુકત વાતાવરણ હોવું જોઇએ. એ માટે જ કેળવણીકાર દર્શન, સંગીત અને કળાના અધ્યયન પર ભાર મૂકે છે.

એ સાચુ છે કે, કારણ કે માણસને એક વિશેષ સ્થાન પર જ રહેવું પડે છે તથા કામ કરવું પડે છે તેથી તેના દિલમાં એ સ્થાન માટે મમતા જામે છે-બંધાય છે. અને પછી તે આ મમતાને વશ થઈને મોહ-માયામા ફસાઈ જાય છે અને 'આ મારુ અને આ મારા' તેમ જ 'આ તો તારું અને આ તારા'ની બેશુમાર દીવાલો પોતાની અને બીજાઓની વચ્ચે ઊભી કરી દે છે.

દરેક જણ વિશ્વબંધુ બની શકે છે, અને તે માટે આચાર્ય શ્રી વિનોબાજીનો મંત્ર સહુ કોઈને ઉપયોગી છે. અર્થાત, તે પોતાના દિલમાં 'જય જગત'ની ભાવનાનો દિન પ્રતિદીન વિકાસ કરે અને જ્યાં લગી તેની કામકાજ અથવા સમાજસેવાના ક્ષેત્રનો સંબંધ છે, તે 'જયગ્રામ'ની ભાવના અનુસાર તન-મન ધનથી પોતાની જાત સમર્પણ કરી દે.

જો આ જાતની ભાવનાઓની દુનિયામાં બાળકનો વિકાસ થાય, તો વિશ્વબંધુતા જ કેવળ તેનો ધર્મ બની જશે, વિચાર અને આચાર ઉભયમા વિશ્વબંધુતા જ તેનો એકમેવ ધર્મ બની જશે.

# સુખી રાજકુમાર

અનુ. પ્રા. ઘનશ્યામ શાસ્ત્રી

એક સુંદર નગર હતું. નગરના મધ્ય ભાગમાં ઊંચી બેઠક પર રાજકુમારનું સુંદર પૂતળું હતું. સાવ સોનાથી મઢેલા તેના દેહમાંથી નીકળતો સોનેરી રંગ આંખને આંજી દેતો તેની આંખમાં જડેલા ઇન્દ્રનીલમણિનાં બે રત્નો આખા નગરના સુખ અને દુઃખને રાત-દિવસ જોયા કરતાં.

કામદેવ રૂપાળા રાજકુમારના પૂતળાને જોઈને સૌ કોઈ બોલી ઊઠતું, "કેવો સુખી રાજકુમાર!"

સાંજે નગરપાલિકાના સભ્યો જનચર્ચા સાંભળવા નીકળતા. એક સભાસદે આ સુંદર પૂતળાને જોઈને પોતાનો સૌંદર્ય વિષેનો ખ્યાલ રજૂ કર્યો, "આ પૂતળું તો કલાત્મક મોર જેવું સુંદર છે."

ખુલ્લા આકાશમાં વિહરતા ચંન્દ્રને માટે કોઈ બાળક રડતું ત્યારે તેની માતા લાડથી કહેતી. "પેલો સુખી રાજકુમાર કોઈ પણ વસ્તુ માટે રડતો નથી. તું કેમ આમ રડે છે

ઊંચા સ્થાન પર મૂકેલા રાજકુમારના પૂતળાને જોઈને જંતુ આવતું સૌ કોઈ બે શબ્દો બોલી ઊઠતું.

"દુનિયામાં મારા સિવાય કોક તો સુખી છે," કોઈ ભગ્નહૃદયી દુઃખી માણસ પૂતળા નીચે બબડતો.

સાંજે નિશાળમાંથી છૂટતાં છોકરાં રાજકુમારને 'દેવદૂત' કહીને આનંદથી નાચી ઊઠતાં ત્યારે પાછળ ચાલતો ગણિતનો શિક્ષક ધમકાવતો, "તમે દેવદૂત ક્યારે જોયો છે?"

"સ્વપ્નામાં," સૌ આનંદથી બોલી ઊઠતા.

છોકરાંને સ્વપ્ના ન આવે તેવી ત્રિરાશિ ગણિતનો માસ્તર મૂકતો.

એક સાંજે એક મધુ પંખી ઊડતું ઊડતું તે પૂતળાની બખોલમાં આવીને લપાઈ ગયું. હવે આ દેશમાં ખૂબ ઠંડી પડશે એટલે આ મધુપંખીએ વિચાર કર્યો કે હું તો મિસર(ઇજીપ્ત)માં ચાલ્યું જઈશ. નાઈલ નદીના રમ્ય પ્રદેશ તરફ ઉડીશ, પીરામીડો જોઈશ – તેને રોજ દિવસે ઊડવાનું અને રાત્રે ઊંઘી જવાનું હતું, આજે જ્યારે તે આ નગરમાં આવ્યું ત્યારે તેણે નક્કી કર્યું કે આ પૂતળાની બખોલમાં સૂઈ જવું.

મધુપંખી પાંખમાં ચાંચ ભરાવીને પૂતળાની બેઠકની બખોલમાં ભરાઈ ગયું. માંડ આંખ મીંચી ત્યાં તો તેના પર પાણીનાં ટીપાં પડ્યાં.

પંખીએ ઊંચે જોયું. સ્વચ્છ આકાશમાં અટૂલી વાદળી ય ફરકતી નથી ને આ વરસાદ ક્યાંથી? આ દેશની ઋતુ બરાબર નથી. કાલે તો સૂર્યનું પહેલું કિરણ દેખાતાં જ નાઈલ નદીના ઉપવનમય પ્રદેશ તરફ ઊડવા માંડીશ એમ વિચારીને વળી પાછું લપાઈ ગયું. તેવામાં વળી બે ટીપાં પડ્યાં.

આ પૂતળું વરસાદના છાંટા ય ન રોકે તો તેનો ઉપયોગ શો! લાવ કોક છાપરાના બાકોરામાં ભરાઈ જાઉં.

ઊડવા માટે પંખીએ પાંખો ફફડાવી ત્યાં એક ત્રીજું ટીપું પડ્યું. સહેજ ખીજાઈને ઊંચે જોયું. ચંદ્રના રૂપેરી પ્રકાશમાં સુખી રાજકુમારની આંખો રડતી હતી– તેના સોનેરી ગાલ પર દુઃખની રેખાઓ અંકિત કરતી. પંખીનું હૈયું પીગળી ગયું. ઊડીને તેના ખભા પર બેઠું.

પંખીએ પૂછ્યું, "તું કોણ છે?"

"એક સુખી રાજકુમાર!"

"સુખી માણસની આંખમાં આંસુ ના હોય." પંખીએ કહ્યું, "તારાં આંસુથી મારી પાંખો ભીંજાઈ ગઈ."

રાજકુમારનું પૂતળું પળવાર ન બોલ્યું.

પછી પૂતળાએ પોતાની વાત શરૂ કરી. "પરદેશી પંખી, મારા ગતજનમની વાત સાંભળ, મારા જીવનકાળ દરમ્યાન મને એક 'સુખ વાળા સુવર્ણ-મહેલ'માં રાખવામાં આવ્યો. મહેલને ફરતી

વિશાળ ઊંચી દીવાલ દુનિયાના દુઃખ અને ગરીબાઈને મહેલમાં આવતાં અટકાવતી. ઉપવનમાં સાથીદારો સાથે દિવસ અને રાત્રી ક્યાંય સંતાઈ જતાં પેલી દીવાલની પાછળ શું હશે એનો ખ્યાલ સુધ્ધાં હું ન કરતો. દુનિયાનાં સર્વ સુખ આ મહેલમાં હતાં. લોકો મને 'સુખી રાજકુમાર' કહેતા. આનંદ એ જ સુખ માનીને હું જીવ્યો અને મર્યો.

"મારા મૃત્યુ બાદ લોકોએ મારું સુંદર પૂતળું બનાવ્યું અને ઊંચી જગ્યાએ મને જડી દીધો. જેથી નગરના તમામ દુઃખો હવે મને દેખાય છે. દુઃખીઓને જોઈ શકું છું પણ દિલાસો આપવા જઈ શકતો નથી. મારા સીસાના દેહને આ લોકોએ સોને મઢ્યો છે. છતાં દુઃખ જોઈને સીસાનું હૈયું હચી ઊઠે છે ત્યારે આંખો આંસુથી ઉભરાય છે. પ્રિય પંખી, આ વિશાળ નગરમાં તું એકલું જ મારા આંસુ જોઈ શકે છે."

વાત સાંભળીને પંખી ગમગીન થઈ ગયું.

આ કહેવાતો સુખી રાજકુમાર નગર તરફ જોવા લાગ્યો. "જો, ત્યાં દૂર એક ગરીબ બાઈ કોઈક ધનિક સ્ત્રીનાં કપડાં પર ભરત ગૂંથી રહી છે. આવતી કાલે એ ધનિક સ્ત્રી રાજની મિજલસમાં જવાની છે. તેના કપડાં તૈયાર કરવા પેલી દુઃખી બાઈ તનતોડ મહેનત કરી રહી છે. અતિશય શ્રમથી તેનો ચહેરો ફિક્કો અને દુબળો પડી ગયો છે. ભરતકામમાં ગૂંથતા તેની આંગળીઓ પર સોયનાં અણીયાં વાગ્યા છે ત્યાં લોહીની ટીશીઓ બાઝી ગઈ છે. અને તેનો દીકરો તાવથી પીડાય છે. મારા પગ બેઠક સાથે જકડાયા છે તેથી હું ત્યાં જઈ શકું તેમ નથી."

પંખીએ કાંઈ ગણકાર્યું નહિ. તેની ઝીણી આંખો તો હજારો ગાઉ દૂર નાઈલનો રમ્ય પ્રદેશ જોવા લાગી: દિવસે મારા મિત્રો પાણીના પટ પર ઊંચા નીચા ઉડતા હશે. સાંજે થાકીને તેઓ ખજૂરીની દીવાલમાં સંતાઈ જશે. પિરામિડની હારમાળા ઉપર ઊડવાની રમત રમીને તેઓ આકાશીના આનંદ મેળવતાં હશે. હું પણ કાલે ત્યાં ઊડી જઈશ.

"મધુપંખી, એક રાત તું ના રોકાય? જો ને પેલી બાઈનું છોકરું ભૂખથી રડે છે. નદીના પાણી સિવાય તેની મા પાસે કશુંય નથી."

"છોકરાં મને ગમતાં નથી, રાજકુમાર. ગઈ વસંતઋતુમાં હું માળો બનાવતું હતું ત્યારે બે છોકરાં મારા પર પથ્થરો ફેંકતાં હતાં."

આ સાંભળીને રાજકુમારની આંખમાં આંસુ આવ્યાં.

પંખી તેની અસહ્ય વેદના કળી ગયું.

"મધુપંખી, આ તલવારની મૂઠ પરનું લાલ માણેક તે દુઃખીને તું ન આપી આવે?"

"ભલે, તારા કામ માટે હું આજની રાત રોકાઈશ."

"તારો આભાર, પરદેશી."

ચાંચમાં લાલ માણેક લઈને પંખી ઊડ્યું.

આલિશાન મકાનની ઊંચી અટારી અને ભવ્ય મંદિર પરથી તે પસાર થવા લાગ્યું. મંદિરના અનેક સ્થંભ પરની પ્રતિમાઓ અજબ મૂંગા સૂર રેલાવતી સ્થિર ઊભી હતી.

રાજમહેલના પ્રણયવનમાં નમતાં સ્ત્રી–પુરુષોનો આનંદ કિલ્લોલ આકાશમાં ઊંચે ચઢતો હતો. નશાથી છલકાયેલી નિશામાં એક યુવાન યુગલ પ્રણય મસ્તી કરતું ખુલ્લી અટારીમાં ધસી આવ્યું.

આકાશ તરફ મીંટ માંડતાં યુવતીએ કહ્યું, "મૂંગા તારાઓ કેવા સુંદર છે."

"તેનાથી વધુ સુંદર છે પ્રેમનો પ્રભાવ." કહીને ગાઢ આલિંગન સાથે પ્રિતમે સાક્ષી પૂરી.

બાહુપાશમાં ભરાયેલી યુવતીએ કહ્યું, "આવતી કાલના નિશારુત્સવ માટેના મારા કપડા પેલી કારીગર બાઈ ક્યારેય આપશે. આપણાં કપડાંની તેમને પડી જ નથી, કેવા લોક છે!"

યુગલની વાત પૂરી થતાં પંખીનો વિસામો પણ પૂરો થયો.

હવાના પવન સામે પંખીએ પાંખો ફફડાવી.

'લક્ષ્મી વિલાસ'ની શેરીઓમાં ધનિકોને ત્રુલાથી નાણું તોળતા તેણે જોયા.

દુઃખથી પીડાતા છોકરાની આજુબાજુ વર્તુળાકારે ઊડીને પંખીએ પાંખો ફફડાવી, પેલું લાલ માણેક નાંખ્યું.

"બા, મને હવે કાંઈક ઠીક લાગે છે. હું જીવીશ." કહીને છોકરું ઊંઘી ગયું.

પંખીએ બધી વાત રાજકુમારને કહી.

"ઠંડી છે છતાં હૈયું ઉષ્માભર્યું લાગે છે." પંખીએ આકાશ સામું જોતાં કહ્યું.

'તારા સત્ કર્મનો બદલો, પંખી.'

નિઃશબ્દ રાત્રમાં ચંદ્ર ઊંચે ને ઊંચે ચઢતો હતો. પાંખમાં થાક ભરાતાં પંખી ઊંઘી ગયું.

શિયાળાના ઉષ્માભર્યો સૂર્ય દેખાતા મધુપંખી ચારા માટે કુદરતમાં ઊડી જતું.

'શિયાળામાં આ પરદેશી પંખી અહીં ક્યાંથી ?" સવારમાં ફરવા આવનાર ઝુઓલોજીના પ્રોફેસરે નોંધ લીધી. બીજે દિવસે સ્થાનિક વર્તમાનપત્રમાં તે વિષે પાંડિત્યભર્યો આખો લેખ આવ્યો.

પુષ્પની રૂપાળી રૂપાળી પ્યાલીઓમાં રસ પીતાં મધુપંખીએ વિચાર્યું, આજ રાત્રે તો પિરામિડના પ્રદેશ તરફ ઊડી જઈશ."

ચાંદો ઊગ્યો આભમાં.

પંખીએ રાજકુમારને કહ્યું, "આજે તો હું મિસર તરફ જઈશ. કશું કામ છે ?"

"પંખી, પરદેશી પંખી, એક રાતનો મહેમાન થા."

ઠંડીથી ધ્રુજતાં પંખી કહેવા લાગ્યું, "હવે તો હું એ જીવંત પ્રદેશની રાહ જોઉં છું. નાઈલ નદીના કાંઠે ઊગતાં કૂમળા છોડ પર બેસતાં રંગીન પતંગિયાની પાછળ મારા સાથી પંખીઓ ઉડતાં હશે, જલપ્રવાહની પડતી અનેક ધારાઓમાંથી પાર નીકળીને તેઓ પવનતાળીની રમત રમતાં હશે. બપોરે સૂર્યના તાપથી બચવા વિકરાળ કાયાવાળા જળઘોડા નદીના પાણીમાં શાંતચિત્તે જળવિહાર કરતા હશે. ત્યાં એ નાઈલનાં અગાધ નીરમાં સંગેમરમરની કાળી શીલા પર નર્યો પ્રકાશનો બનેલો જળદેવ બેઠો છે, ઉષાના પ્રથમ સ્મિત સાથે તે આનંદથી ચીસ પાડીને અગાધ પાણીમાં કૂદી પડે છે પછી ત્યાં નિઃશબ્દ શાંતિ પથરાય છે. આથમતે અજવાળે કેસરી સિંહનાં તરસ્યાં ટોળાં પાણી પીવા આવે છે પ્રિય રાજકુમાર, આવાં સોહામણાં દશ્યોનાં હું સ્વપ્નાં સેવું છું."

પૂતળાની આંખો દૂર દૂર કાંઈ જોઈ રહી હતી.

"જો ને પંખી પેલા ઘરમાં એક લેખક કાગળના ઢગ વચ્ચે મથુ ઢાળીને પડ્યો છે. ઉજાગરા અને ચિંતાથી તેની આંખો ઊંડી ગઈ છે. ફૂલદાનાં ફૂલ પણ કરમાઈ ગયાં છે. આવતી કાલે નાટક મંડળીના માલિકને આખું નાટક પૂરું કરીને આપવાનું છે હારી ગયેલી સગડી પણ અચેતન પડી છે, મારી આંખનું એક નીલમણિ તેને ન આપે ?"

"તારી આંખનું નીલમણિ કાઢતાં મારું હૈયું માનતું નથી."

"એક આંખથી પણ દુનિયા તો દેખાશેને. એક આંખ ગયે કોઈને જીવન મળે તો ઘણું."

બીજે દિવસે પંખી ચણ માટે નદીએ ગયું. વહાણના કુવાસ્થંભ પર બેઠું બેઠું આવતી જતી હોડીઓ અને દૂર દેશાંતર જતાં વહાણ જોઈને ઘડી ભર તેનું મન મિસર તરફ સફર કરવા લાગ્યું. આ ખલાસીઓ અને વેપારીઓને મારા જેવાની પડી નથી.

રજની રાણીની શાંત આંખ જેવો ચંદ્ર પ્રકાશ્યો ત્યારે મધુપંખીએ રાજકુમારને હળવેથી કહ્યું, "આજે હું જાઉં !"

"પ્રિય પંખી, મારી ખાતર એક રાત વધુ રોકાને !"

"પ્રિય રાજકુમાર, શિયાળો બેસી ગયો છે. થોડા દિવસમાં બરફ પડશે હું થીજી જઈશ. મિસર દેશનો ઉષ્માભર્યો સૂર્ય નાઈલના ભૂરા પાણીમાં પ્રકાશતો હશે. નદીના કાંઠે પડેલા આળસુ મગરો

લાઉની હારમાળાને એદરકારીથી જોઈ રહ્યા હશે. રણમાં ઊભેલા જીર્ણ સૂર્યમંદિરમાં મારા સાથીઓ, જ્યારે માળા બાંધતાં હશે ત્યારે પેલાં અર્ધભૂખરાં અને અર્ધશ્વેત કબૂતરો એક ધ્યાનથી જોતાં હશે. રાજકુમાર, હવે તો મને આ જોવાની લગની લાગી છે. આવતી વસંતમાં ફરી આવીશ ત્યારે તારા માટે ચણોઠી જેવું એક લાલ માણેક અને આકાશ જેવું એક ભૂરું નીલમણિ લાવીશ."

રાજકુમારની એક આંખ નગર તરફ જોયા કરતી.

"પેલા રસ્તાના ખુણા પાસે ફાટેલકપડામા એક ગરીબ છોકરી કઈક વેચે છે. તેના ઉઘડા પગ ઠંડીથી ફાટી ગયા છે. તેની પાસેથી કોણ ખરીદે? તું જા, મારી બીજી આંખનું નીલમણિ આપી આવ."

"બાલા રાજકુમાર, તારી બીજી આંખ જતા તું સાવ આંધળો થઈ જઈશ."

"જીવતો હતો ત્યારે મારી આંખો કોઈના કામમાં ન આવી. મૃત્યુ પછી એ આંખો કોઈને જીવન આપે તો હું સુખી થાઉં. જીવતો હતો ત્યા સુધી હું આંધળો જ હતો."

રડતી આંખે પંખીએ રાજકુમારની બીજી આંખ કાઢી

થોડીવાર પછી પંખી આવ્યું.

"રાજકુમાર, તો તું સાવ આંધળો થઈ ગયો."

અધ પૂતળું આનંદભર્યું હસ્યુ. "પ્રિય પંખી, તેં મારું ઘણું કામ કર્યુ છે. આભાર. હવે તું મિસર જતું રહે"

"પ્યારા કુમર! હવે તો હું તારી સાથે રહીશ. તું મારી આંખે જો."

તે દિવસે પંખીએ મધુરગીત ન ગાયું, પણ માટે પંખી રાજકુમારને મૂકીને ક્યાંય ન ગયું.

બીજે દિવસે પંખીએ અંધ પૂતળાને નવા નવા દેશની અદ્‌ભુત વાતો કહી, "ત્યા નાઈલના લાંબા લાંબા કાંઠા પર લાલ પગવાળા સ્થિર ઊભા હોય છે પણ સોનેરી માછલી દેખાતાં એક પળમાં પકડે છે. નાઈલનાં નીર દૂર દૂર જ્યાં વહી જાય છે ત્યાં આગળ રણમાં એક મોટી મૂર્તિ છે. તેની વિશાળ કાય કેટલાય કાળમીંઢ પથ્થરોની બનેલી છે. તેનું મોં અને છાતી સ્ત્રીનાં છે, દેહ શ્વાનનો, પૂછડી સાપની, પાંખો પંખીની, પંજો સિંહનો અને માનવીના અવાજ જેવો ઘેરો અવાજ રણના વટેમાર્ગુઓ માટે ભયરૂપ છે. કહેવાય છે કે જતા આવતા લોકોને તે કેવાય સવાલો પૂછે છે. કોઈ જવાબ ન આપે ત્યારે આ મૂર્તિ જેવું તો અટ્ટહાસ્ય કરે છે કે લોકો એના હાસ્યથી છળી મરે છે. એકલદોકલને તો એ મૂર્તિ ભરખી જાય છે."

રાજકુમારનું પૂતળું ફિક્કું હસ્યું

ઊંટના કાફલાની, વાંસના લીલા સાપની, જંગલના જંગલિયા લોકોની વાતો કરીને પંખી રાજકુમારને આનંદ આપવા પ્રયત્ન કર્યું.

"પ્રિય મધુ, દેશવિદેશની અદ્‌ભુત વાતો કરતાં માનવીનાં દુઃખની વાતો વધુ અદ્‌ભુત છે માનવ દુઃખની વાર્તા જેવી કોઈ શ્રેષ્ઠ વાતો નથી, શ્રેષ્ઠ મારા શહેર પર ઊડીને એક નજર કરને કોણ કોણ દુઃખી છે"

વળી પંખીએ પાંખો પસારી.

ધનિક લોકોના મહેલોમાં મિષ્ટાન્નનો વ્યય થતો હતો. બહાર ભિખારીઓની જમાત એંઠાજુઠા અન્નના કોળિયા માટે પડાપડી કરી રહ્યાં હતાં. ગામની બહાર ઝૂંપડામાં ભૂલકાં ભૂખથી રડી રહ્યા હતા. પુલના છેડે બે બાળકો ઠંડીથી બચવા એક મેકને વળગીને સૂઈ રહ્યાં હતાં, રાતના રખેવાળોએ તેમને ધમકાવીને કાઢી મુક્યા.

પંખીએ આવીને જે જોયું હતું તેનું વર્ણન રાજકુમાર આગળ કર્યું.

"મારા દેહ પરનું સોનું એ દુઃખી લોકોને આપી દે"

થોડાક સમયમા રાજકુમારનો સુંદર દેહ કદરૂપો અને ઉઘાડો બની ગયો.

પાનખર આવી, બરફ વરસવા માંડયો. નાના

છોડ ને ધરતીમાં સંતાઇ ગયા. વૃક્ષો હાડપિંજર જેવાં બનીને જાણે કુદરતને શાપ આપતાં ઊભા હતા!

અસહ્ય ટાઢીમાં પણ પેલું પંખી રાજકુમારને છોડીને ક્યાંય ન જતું. ભૂખથી "ચાકુળ થતાં સામેની દુકાનમાંથી ભાડભૂંજાની નજર ચૂકવીને એકાદ ચણો મમરો લઈ લેતું.

એક રાત્રે પુષ્કળ હીમવર્ષા થઈ.

મધુપંખીને લાગ્યું : જીવનનો આ છેલ્લો દિવસ.

સઘળું બળ ભેગું કરીને એક વાર રાજકુમારના ખભા પર બેઠું, "છેલ્લા રામરામ, રાજકુમાર. તારા હાથ પર એક ચુંબન કરવા દઈશ."

"આખરે તું મિસર જાય છે તેથી હું ખુશ છું. તું મને અતિપ્રિય છે માટે મારા ઓષ્ટ પર ચુંબન કર"

"રાજકુમાર, હું મિસરના દેશમાં જતું નથી. હું તો મૃત્યુના દેશમાં જાઉં છું."

રાજકુમારના ઓષ્ટને ચુંબીને પંખી તેના પગ આગળ પડી ગયું.

તે સાથે જ પૂતળાની ભીતરમાં ડાબી બાજુએ એક મોટો કડાકો થયો.

બીજે દિવસે સવારે નગરપાલિકાના સભાસદો નગર જોવા નીકળ્યા.

કદરૂપા અને બેઢંગા પૂતળાને જોઈને નગરપાલકે [અ. 'મેયર'] ટીકા કરી, "હવે તો આ સુખી રાજકુમારનું પૂતળું ગંદુ દેખાય છે.

"સાચે ગંદુ છે" ખુશામતિયા સભાસદો બોલી ઊઠ્યા.

"એની તલવારની મૂઠ પરનું લાલ માણેક કોઈ લઈ ગયું લાગે છે અરે એની આંખો પણ નથી. સીધાન દેહમાં ભિખારી જેવો દેખાય છે." અને મેયરના આ શબ્દોને ખુશામતિયાએ નિયમ પ્રમાણે ઉપાડી લીધ," ભિખારીથી ય વધારે ખરાબ."

પૂતળાની બાજુ પ્રત્યે જોતાં નગરપાલક ગંભીર થઈ ગયો.

"શહેરમાં ઢંઢેરો પીટાવો કે રાજકુમારના પૂતળા આગળ પંખીઓએ મરવું નહિ. અહીં મરનારને સખ્ત શિક્ષા કરવામાં આવશે." નગરપાલકે ગંભીરતાથી હુકમ કાઢ્યો.

પાસે ઊભેલા કારકૂને આ ગંભીર શબ્દોની ગંભીર નોંધ લીધી.

સભાસદોનું ટોળું આગળ વધ્યું તે પહેલાં નગરપાલકે પોતાનો નિર્ણય જાહેર કર્યો, "આવા કદરૂપાં પૂતળાં શહેરની શોભા બગાડે છે. હવે એનો કશો ઉપયોગ નથી."

તે સાંજે સભાસદોની પરિષદમાં તેણે કાંઈક શબ્દોમાં જાહેર કર્યું, "આ સુખી રાજકુમારના પૂતળાને ઓગાળી મારું પૂતળું બનાવો"

બધા જ સભ્યો એકી સાથે બરાડી ઊઠ્યા, "નહિ મારું, નહિ મારું."

"આ પૂતળાનું ખંડિત હૈયું કેમે કરી ઓગળતું નથી," સીસું ઓગાળનાર એક સુથારે ભઠ્ઠીના અધિકારીને જાણ કરી

"નાખી દો એ ટુકડાને"

જે ઉકરડા પર મધુપંખીનો મૃતદેહ પડ્યો હતો ત્યાં આ રાજકુમારનું ખંડિત હૈયું ફેંકી દેવામાં આવ્યું

સ્વર્ગવાટિકામાં વિચારતા પ્રભુએ દેવદૂતને કહ્યું, "પૃથ્વી પરથી બે પવિત્ર અને અમૂલ્ય ભેટ મને લાવી આપ."

દેવદૂતની પસંદગી પામ્યા. ખંડિત હૈયું અને મૃતપંખી

પ્રભુએ દેવદૂતને કહ્યું, "તું સાચો દષ્ટા છે. મારી સ્વર્ગવાટિકામાં આ પંખી અમર ગીત ગાશે અને સુવર્ણનગરીમાં આ સુખી રાજકુમાર રાજ કરશે."

સ્વર્ગવાટિકાના દિવ્યવૃક્ષો આનંદથી બોલી ઊઠ્યા

---

મૂળ લેખક: Oscar wilde
વાર્તા: The Happy Prince

[ વંદનીય વિભૂતિ : અનુ. પાન. ૨૬૦થી ]

રામાયણમાં 'પરમ પ્રિયા' શબ્દ છે. જે યોગ્ય છે. ગોરખપુરના પ્રકાશનમાં 'પરમ પુનિત' શબ્દ છે. પણ પાર્વતીજી શંકર ભગવાન માટે પુનિત ન હોય શકે. અંગ્રાના પ્રકાશનમાં 'પરમ પ્રેમ' શબ્દ છે. જેમાં 'પ્રેમ' શબ્દ એક જ પંકિતમાં બેવડાય છે જે યોગ્ય નથી.

લક્ષ્મણ ભગતની હસ્ત લિખિત રામાયણને સાચી માનવાને બીજા પણ કારણો છે. જેમાં ઉત્તર ભારતના સાત બાવાઓ દ્વારકાની યાત્રાએ આવવા નીકળ્યા. તે સાત બાવાઓ વચ્ચે એક જ આંખ હતી. અર્થાત છ બાવાઓ અંધ હતા. અને જે સૌથી આગળ ચાલતા તે સાધુને એક જ આંખ હતી. તેઓ કાઠિયાવાડમાં આવ્યા. આ સાતેય સાધુઓને રામાયણનો એક એક કાંડ કંઠસ્થ હતો. તેઓ ચાલતા જાય અને પાઠ કરતા જાય. બાવાઓ રામઉપાસક હોય છે. અને રામાયણ તેનો પ્રાણ-પ્રિય ગ્રંથ છે. સામાન્ય રીતે બને છે તેમ પ્રજાજનોએ તેમના તરફ દુર્લક્ષ સેવ્યું હશે, પણ લક્ષ્મણ ભગતે તેમને ફતેપુર રોકયા. તેમની પાસેથી રામાયણ ઉતારી લેવાની લક્ષ્મણ ભગતને ઇચ્છા થઇ. પણ સાધુઓ ત્રણ દિવસ જ રોકાવાના હતા. એટલે તે વખતે તે ઇચ્છા બર ન આવી.

ફરતા ફરતા આ સાતનોરી જામનગર ગઇ, ત્યાંથી મારડ જતા લાલજી નામના લુવાણાએ તેમને એક દિવસ રોકયા. તેમને રામાયણ ભણવાની ઇચ્છા થઇ, આથી લાલદાસ નામ ધારણ કરી બાર વર્ષ તેમની સાથે ફર્યા, અને સંપૂર્ણ રામાયણ શીખી લીધી. તેઓ મારડ પાછા આવ્યા. લક્ષ્મણ ભગતને ખબર પડી એટલે લાલદાસજીને ફતેપુર બોલાવ્યા અને છ વર્ષ સુધી ફતેપુર રોકી તેના પાસેથી બાવાઓએ બોલેલી સંપૂર્ણ રામાયણ ઉતારી લીધી. જે પુસ્તક અત્યારે જગ્યા સ્થાનમાં છે.

આ લાલદાસ મહારાજ રામકથા સારી કરતા. અને ખૂબ નિસ્પૃહી માણસ હતા. એક દિવસ જુનાગઢની બજારમાં તેઓ નીકળેલા. માત્ર લંગોટી પહેરેલ અને હાથમાં નાની એવી તુંબડી. સામેથી હાથી ઉપર નવાબની સવારી આવે. લાલદાસજી મહારાજને 'ચેત' ચેત' એમ બોલવાની ટેવ હતી હાથી પાસે આવ્યો હતો. લાલદાસજી તુંબડી ઊંચી કરી કહે 'ચેત' હાથી ચમકી ઊભો રહી ગયો. નવાબે જોયું તો એક લંગોટી પહેરેલ બાવો હતો. નવાબ તો ઓલિયો માણસ. તે કહે "મૈં તેરે પર પ્રસન્ન હું. માગ. કહે તો જૂનાગઢકી ગાદી દે દું!"

લાલદાસ કહે "તું મેરે પર પ્રસન્ન હો તો મેરી યહ તુંબડી લાલ રંગવા દે."

નવાબ કહે: "મૈ જૂનાગઢ કા નવાબ ઔર તુમ મેરી પાસ યહ તુંબડી રંગવાને કા દો પૈસા કા કામ માંગતે હો." લાલદાસે કહ્યું: "તુમ નવાબ હો તો મૈં નવાબકા ભી નવાબ હું" એમ કહી તેઓ ચાલતા થયા.

સંસ્કૃતમાં એક પંકિત છે.

'તસ્મીન દેશે તસ્મીન કાલે ચ વર્તે.' અર્થાત જેવો દેશકાળ અને જેવો સમય હોય તે પ્રમાણે માણસે વર્તવું જોઇએ. તેથી તે સમયના રાજા-મહારાજા અને કાઠી-દરબારો સાથેનો લક્ષ્મણ ભગતનો સંબંધ ઠીક ઠીક સારો કહી શકાય તેવો હતો. થોડા પ્રસંગો જોઇએ.

સંવત ૧૯૧૮માં લક્ષ્મણ ભગત રાજકાર્ય માટે વડોદરા ગયેલા. ત્યાં રામજી મંદિરમાં ઉતર્યા હતા. કથા ચાલતી હતી. લક્ષ્મણ ભગત કથા વાંચવા બેઠા. દિવસે દિવસે માણસો વધતા ગયા. સમય જતાં માનવમહેરામણ કથા સાંભળવા ઉમટયો. આ વાતની ખબર એ વખતના વડોદરાના મહારાજા ખંડેરાવને પડી કોઇએ વાત કરી કે ફતેપુરના ભગત આવ્યા છે અને કથા સારી કરે છે. આથી ખંડેરાવે ભગતને રાજમહેલમાં બોલાવી પોતાની પાસે રોકયા. તેઓ રાજકુટુંબ પાસે હંમેશા કથા વાંચતા. ખંડેરાવે વડોદરા આવવાનું કારણ પૂછયું ભગતે કહ્યું કે ત્રણસો વીઘા જમીન ગાયકવાડ સરકાર તરફથી આપવામાં આવેલ છે. તેના પર ભાગ બટાઇ લેવામાં આવે છે. ખંડેરાવે ભાગ બટાઇ માફ કરી.

ખેરડી વીરપુરના દરબાર શ્રી સરતાનસિંહજી લક્ષ્મણ ભગતના શિષ્ય અને સેવક હતા. તેઓ જ્યારે પાલીતાણા જાય ત્યારે સાથે બીજા ત્રીશ ચાલીશ ઘોડેસવારો પણ સાથે હોય. બધા ફતેપુર આવે. થોડા દિવસો રોકાય. કથા-વાર્તા સાંભળે અને સત્સંગ કરે. દરબાર સરતાનસિંહજી લક્ષ્મણ ભગતને વિનંતી કરે કે મારે જગ્યામાં 'રેલ' છે. તો મને કંઈ કામ બતાવો. દરબારને શું કામ બતાવવું ? એટલે લક્ષ્મણ ભગત તેમને રામાયણનાં કાંડ ઉતારવાનું સોંપે. સરતાનસિંહજી સારા અક્ષરે રામાયણ લખે. કીશ્કિંધા કાંડને અંતે લખ્યું છેઃ

"ઇતિ શ્રી રામચરિત્ર માનસે કલિકલુપ વિદ્ધાંસના ઇતિ ચતુર્થો સોપાન' કીસ્કંધા કાંડ લીખતે ! લખીતંગ જાડેજા સરતાનજી ખેરડી-વિરપુર વાલા, જે વાંચે તેને રામ રામ ભોજલ રામ છે. સંવત ૧૯૦૬ હા અષાડ વદ ૧૩ ને વાર બુધે સંપૂર્ણ !

ભાવનગરના દરબાર શ્રી વિજયસિંહજી બખતસિંહજી (આતાભાઈ) તરફથી જગ્યા સ્થાનમા સદાવ્રત માટે એક કળશી બાજરો લીલિયાના રાજકોઠારમાંથી મળતો. વખતસિંહજીના વખતનો રાજ્યની મહોર સાથેનો પત્ર અમારી પાસે છે. જે અનાજ સંવત ૧૮૮૬થી ૧૯૭૧ સુધી મળતું.

થાણા દેવળીના દરબાર લક્ષ્મણવાળાના ભાયાત એભલવાળા લક્ષ્મણ ભગતના શિષ્ય હતા. રાજ્ય ભાગ માટે તેઓએ બહારવટું ખેડેલ અને મતીરાવાળામાં રહેતા. ત્યાં ચાર સાંતીની જમીન આપેલી અને સદાવ્રત ચાલતું જીવાભગત ત્યાં રહી વહીવટ કરતા પછીથી આ જમીન ખાલસા થઇ.

લક્ષ્મણ ભગતને બગીચાનો શોખ હતો. બગીચો સારો બનાવેલ. તેમાં ગણુસો કેળના થંભ પણ હતા. આ વાડી આજે પણ 'બાગ' તરીકે ઓળખાય છે. તે સમયના અમરેલીના મરાઠા સૂબાની દીકરીના લગ્ન હતા. લગ્ન પ્રસંગે મંડપ શણગારવા કેળના થડની જરૂર પડી. કોઇએ વાત કરી કે ફતેપુરના ભગતના બગીચામાં કેળા છે. આથી દીવાને માણસો મોકલી, વાડીએથી કોઇને પૂછ્યા સીવાય, એંશી કેળા કાપી ગાડાં જોડી અમરેલી લઇ આવતા હતા. સામે લક્ષ્મણ ભગતનો સંગ્રામ મળ્યો. તેઓ સારા વૈદ્ય હતા. દરદીને તપાસી તેઓ પાછા આવતા ગાડાવાળાને કેળે બાબત પૂછપરછ કરી. ભગતને ખબર પડી કે કોઇને પૂછ્યા સિવાય વાડીએથી કેળા કાપી છે. એટલે ભગને ગાડાં પાછા વળાવ્યા અને સૂબા સાહેબને સમાચાર મોકલવ્યા કે પ્રજાની વાડીએથી ચોરી કરવા ગાયકવાડ સરકારે તેમને નથી નિમ્યા. આથી ભગતની સાથે તેમને થોડું મનદુઃખ થયેલું.

લક્ષ્મણ ભગતના અવસાન પછી ૧૧ વર્ષે સંવત ૧૯૫૧માં ફીલિપેડ નામના અંગ્રેજ અમલદારે ગાયકવાડ સરકારને રીપોર્ટ આપ્યો કે જગ્યાઓ અને મંદિરોને અપાયેલ જમીનથી આ લોકો એશઆરામી અને આળસુ બની ગયા છે. માટે આ જમીન ખાલસા કરવી, અથવા આ લોકોએ પોતાના દસ્તાવેજો કે પટા-પરવાના રજૂ કરવા. લક્ષ્મણ ભગતે આવા કાગળો લખાવેલ નહિ આથી ગાયકવાડ સરકારે આપેલ ૨૦ાત જમીન ખાલસા થઇ.

ભોજા ભગતના શિષ્ય જલારામ ભગતનું સંવત ૧૯૩૭માં વીરપુરમાં અવસાન થયું. ત્યારે તેમના દત્તકપુત્ર હરિરામ ભગતની ઉંમર ૧૨ વર્ષની હતી. અવસાન સમયે જલારામ ભગતે તેમના સ્નેહીઓ અને સેવકોને કહ્યું કે ફતેપુરથી લક્ષ્મણ ભગત આવે ત્યારે તેમને આ માળા બતાવજો પછી ઇશ્વરમા ચિત્ત પરોવી જલારામ ભગતે દેહ છોડયો.

ફતેપુર ખબર આવ્યા એટલે લક્ષ્મણ ભગત સંગ્રામ જોડી વીરપુર ગયા. માળા બતાવતા તેમનો ભાવાર્થ સમજી ગયા. ત્રણ માસ વીરપુર રોકાયા. કથા-વાર્તા કરી જલારામ ભગતની પાછળ ઓરો મેળો કર્યો હજારો માણસો એકત્ર થયેલા. તેમની વ્યવસ્થા જાળવવા માટે વીરપુર દરબાર સુરાજીબાપુએ ભેટ વાળી, ઘોડેસ્વાર થઇ ત્રણ દિવસ અને ત્રણ રાત મેળાનું રક્ષણ કરેલું.

ગારિયાધારના વાલમરામ ભગતનો ગુરુપ્રેમ અનહદ હતો. જ્યારે તેઓ ફતેપુર આવે ત્યારે

પોઠા ઉપર આવતા. ફતેપુરથી પુર્વમાં બે માઈલ દૂર એક વાવ છે. જેને ઉલ્લેખ આપણે ઉપર કરી ગયા છીએ. ત્યાં આવી વાલમરામ ભગત નીચે ઉતરે અને ઘોડાને છુટો મૂકે, પોતે દંડવત કરતાં કરતાં ફતેપુર તરફ આવે. તેમના પહેલાં ઘોડો ફતેપુર આવી જાય એટલે લક્ષ્મણુ ભગતને ખબર પડે કે વાલમરામ ભગત આવે છે. લક્ષ્મણુ ભગત તેમની સામે જાય. ગુરુ ભાઇઓનું મિલન થાય. સત્સંગ કરે અને આનંદ કરે.

સંવત ૧૯૦૯માં ભોજા ભગતની પાદુકા પધરાવવા મેળો કર્યો તેમના જૂના ચોપડામાં મેળાનો હિસાબ લખ્યો છે જેમાં ૧૦૦ મણ ઘી વપરાયેલ ત્યારે ઘીનો ભાવ મણુના ૬ રૂપિયા હતો.

ફતેપુરમાં સંવત ૧૯૩૭માં લક્ષ્મણુ ભગતે રામજી મંદિર બંધાવી તેમાં રામ, લક્ષ્મણુ અને સીતાજીની મૂર્તિઓનું સ્થાપન કર્યુ. આ મંદિરનો જીર્ણોદ્ધાર સંવત ૨૦૧૯માં 'જલારામ ટ્રસ્ટ' તરફથી કરવામાં આવેલ છે.

લક્ષ્મણુ ભગતને પાછલી અવસ્થાએ પગે વાયુનું દર્દ હતું. શરીર મોટું અને ભરાવદાર એટલે ટેકા માટે હમેશા પાસે લાકડી રાખતા. શ્રી હરિરામ ભગતની સાહિત્યપ્રિયતા અને ગુરુભક્તિને લઇને તેઓ વીરપુર તો અવારનવાર જતાં, વીરપુર જાય ત્યારે દરવાજા ઉપરની 'માઢમેડી'માં તેમનો ઉતારો રહેતો. જ્યારે ત્યાંથી તેઓ નીચે ઉતરે ત્યારે બે ભગવતી બહેનો તેમને ટેકા આપે અને ગાંધીજીની જેમ તેઓ વચ્ચે ચાલે. એક દિવસ એક સ્વામીના સાધુએ આ જોયું. અને ટેણો કર્યો." અરે! ભગત આ શું કરો છો!"

ભગત કહેઃ "શું!"

તે કહે " આ તમારી બન્ને બાજુ નાગણીઓ છે તેનું પણુ તમને ભાન નથી!"

"ભાઇ, અમે તો વાદી કહેવાઇએ એટલે નાગણીઓને કરંડિયામાં પુરી દઇએ પણુ તમે ધ્યાન રાખજો. નહિતો તમને એ કરડી જશે." ભગત બોલ્યા. આવો હતો એમનો વિનોદી સ્વભાવ.

વીરપુરથી ફતેપુર આવ્યા ત્યાં એમનું શરીર લથડયું. લક્ષ્મણુ ભગતને બે માતાઓ હતા. મૃત્યુ વખતે તેમની બન્ને માતાઓ તેમની બાજુમાં બેઠાં હતા. લક્ષ્મણુ ભગત કહે "માડી, હું જાઉં છું." માતા કહેઃ "ભલે બેટા, જા." કંઇ રોકકળ નથી, કંઇ ભલામણુ નથી.

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય
નવાનિ ગૃહ્ણાતિ નરોપરાણિ।
તથા શરીરાણિ વિહાય જીર્ણા
ન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી!!

આ ગીતાશ્લોક જાણે હૃદયમાં ઉતારી લીધો હોય તેમ માતા સ્થિતપ્રજ્ઞ થઇ બેઠા છે.

લક્ષ્મણુ ભગત કહે "મા, હું કયે રસ્તે જાઉં!"

"માડી, આપણે તો અયોધ્યાને રસ્તે જ જવાનું હોય. ભગવાન શ્રી રામચંદ્રજીની પાસે" માતા બોલી. અને લક્ષ્મણુ ભગતે "હે રામ." કહીને પોતાનો નશ્વર દેહ છોડી દીધો. જીવનની તડકી છાંયડી સહન કરી. પરોપકારે પોતાનું આખું જીવન વ્યતિત કરી સંવત ૧૯૪૦ના ભાદરવા વદી ૨ ને દિવસે, ૫૫ વર્ષની વયે તેમનું અવસાન થયું.

તેમની પાછળ મોટો મેળો કર્યો અને તેમની પાદુકા પધરાવવામાં આવી. ફતેપુર ગામને પાદર ઘટાટોપ વનરાજીમાં, સર્પાકારે વહેતી ઠેબી નદીના કીનારે આ દેરી આજે પણુ અતિતની વાતો કહેતી ઊભી છે. ત્યાં દરરોજ ધૂપ – દીપ થાય છે.



# ગાગરમાં સાગર

કનૈયાલાલ વાઘાણી

માનવી માનવ જીવન પામીને ઉચ્ચતર બનીને જીવન સાફલ્ય કરી નથી શકતો તે માનવીનું જીવન એળે જાય છે. માનવ દેહ મળ્યો પણ કોઇ પણ રીતે સાર્થક ન કર્યું તો માનવ જીવન શા કામનું ?

એક નગરીમાં એક ધનવાન ગૃહસ્થ રહેતા હતા. ઇશ્વરકૃપાએ શેઠ સર્વપ્રકારે સુખી હતા. શેઠને ત્રણ પુત્રો હતા.

શેઠની ઉત્તરાવસ્થા શરૂ થઇ હતી એટલે પોતાના વેપાર તથા અઢળક ધન કયા પુત્રને સોંપવું તેનો વિચાર કરવા લાગ્યા.

શેઠે પોતાના ત્રણેય પુત્રોને બોલાવ્યા અને દરેકને બબ્બે હજાર રૂ. આપીને કહ્યું, "તમો ત્રણેય પરદેશ જઇને તમારું ભાગ્ય અજમાવો અને જ્યારે હુ તમને તેડાવું ત્યારે અહિ આવજો."

ત્રણે પુત્રો બબ્બે હજાર રૂપિયા લઇને પરદેશ ચાલ્યા ગયા. સૌથી મોટો પુત્ર ખૂબ ચતુર અને ચાલાક હતો. એક શહેરમાં જઇને વેપાર શરૂ કર્યો. ખૂબ સંભાળપૂર્વક કામકાજ કરતો. શહેરના લોકો સાથે સુમેળ સાધીને ચતુરાઇથી કામકાજ કરવા લાગ્યો વેપારમાં સારું ધન કમાયો અને તેની મૂડી વધવા લાગી.

વચલો પુત્ર સાહસિક ન હતો. પોતાના પિતાએ આપેલ મૂડી ઓછી ન થાય તેની જ કાળજી રાખતો હતો. એક શહેરમાં તે એક વેપારીને ત્યાં નોકરી કરવા લાગ્યો અને પોતાનો પેટગુજારો કરવા લાગ્યો. મૂડી સહીસલામત રાખી પણ વધારી ન શકયો.

ત્રીજો નાનો પુત્ર ઉડાઉ હતો મોજમજાહ કરવા લાગ્યો,પિતાએ આપેલી મૂડી સાફ કરી અને બેહાલ બની ગયો.

ત્રણ વર્ષ બાદ શેઠે ત્રણે પુત્રોને તેડાવી લીધા મોટો પુત્ર તો ખુશમીજાજમાં હતો. વચલો પણ આનંદમાં હતો પરન્તુ સૌથી નાનો ખૂબ કૃષ અને દુ:ખી દેખાતો હતો.

શેઠે સૌ પ્રથમ મોટા પુત્રને બોલાવીને એકાન્તમાં પૂછયું, "બેટા ! મેં તને બે હજાર રૂપિયા આપ્યા હતા તેનું શું કર્યું ?" "પિતાજી ! મેં વેપાર કરીને ખર્ચ કાઢતાં એ રકમ અઢી ગણી કરી છે. પાંચ હજાર રૂપિયા આ રહ્યા "

શેઠે પછી વચલા પુત્રને બોલાવીને પૂછયું, "બેટા ! મેં તને બે હજાર રૂપિયા આપ્યા હતા તેનું શું કર્યું ?" "પિતાજી ! આપે આપેલા રૂપિયામાંથી મેં રાતી પાઇ પણ ખર્ચી નથી આપના બે હજાર રૂપિયા એમને એમ સાંચવી રાખ્યા છે."

છેવટે સૌથી નાના પુત્રને બોલાવી શેઠે પૂછયું "બેટા ! તને આપેલા બે હજાર રૂપિયાનું તેં શું કર્યું ?"

નાનો પુત્ર શું જવાબ આપી શકે ? તેણે મૂડી સફ કરી નાખી હતી.

શેઠે સૌથી મોટા પુત્રને પોતાનો બધો કારભાર સોંપ્યો, વચલા પુત્રને કારભાર ઉપર દેખરેખનુ કામ સોંપ્યુ અને સૌથી નાના પુત્રને પોતાના વારસામાથી રદ બાતલ કર્યો.

સંસારમાં જીવ પણ ત્રણ પ્રકારના છે જગત પિતાએ મનુષ્ય દેહ રૂપી પુંજી સોંપી છે. એક માનવમાથી દેવ બને છે. બીજો મનુષ્ય અને મનુષ્ય જ રહે છે નથી કરી શકતો ઉન્નતિ કે નથી કરતો પીછેહઠ. ત્રીજો મનુષ્ય હોવા છતાં દુરાચરણ કરીને માનવમાથી પશુ જેવો બની રહે છે.

માનવ જીવનના મહાન લક્ષ્ય ઉપર ચાલનારો સદાચારી કોઇ દુ:ખી બનતો નથી

"નર કરણી કરે તો નારાયણ બને."

# અમત્વની કસોટી

એક અરબી વાર્તા

બરબાદ બની ગયેલા આ ગામની રોનક વિશે તાહિર પોતાની મા પાસે ઘણુ સાંભળી ચૂક્યો હતો. અહીં એક ધર્મશાળા પણ હતી. અને તાહિરે આ બધાની સાથે પોતાના પિતાની ઉદારતા અને બહાદુરી વિશે પણ મા પાસેથી ખૂબ સાંભળ્યું હતું. પોતાના પિતાની ઘણીયે તસ્વીરો એણે કલ્પનામા પોતાના માનસપટ પર એચી હતી કલ્પન માં એટલા માટે કે એ સમજણો થયો ત્યારથી એણે પોતાના પિતાને જોયા નહોતા હજુયે તાહિરની માતાને તો એના પિતા અનવર જીવતા છે એની ખાતરી હતી, પણ તાહિર એમાં માનતો નહોતો. જો અનવર જીવતો હોય તો પોતાના પ્યારા પુત્રને મળવા માટે એક વાર પણ ન આવે? એમ તાહિર વિચારતો.

ધર્મશાળાના દરવાજાને બધ કરીને તાહિર આ વિચારોમા મગ્ન હતો ત્યા જ દરવાજા પર ટકોરા પડયા. તાહિરે દરવાજો ખોલ્યો દરવાજા બહાર એક વૃદ્ધ ઊભો હતો. કોઇ જહાજી ખલાસી હશે એમ માનીને તાહિરે એને આદરપૂર્વક અંદર આવવાનુ કહ્યું. વૃદ્ધે અદર આવીને ચારે બાજુ જોયું અને પછી ઝડપથી દરવાજો બધ કરી દીધો એણે જાતે જ ખુરશી એચીને બેસતાં કહ્યુ : 'કેમ બેટા! તારું નામ જ તાહિર છે ને?'

'હા તમે કયાથી જાણી ગયા?'

'જાણું છુ, તાહિર. તારા પિતાએ મને તારી પાસે મોકલ્યો છે.'

'મારા પિતાએ?' – તાહિર સ્વપ્નમાં હોય એમ ચોંકી ઊઠયો.

'હા એમણે જ આ ભેટ મોકલી છે. પણ એ તો હું પછી આપીશ. પહેલાં એ કહે કે તારી મા જાગે છે કે સૂઇ ગઇ છે?'

'સૂતી નથી પણ સધ્યા પછી એ કેટલાક દિવસ થયા ઉપરના ખંડમા રહે છે અને નીચે નથી આવતી, તમે કહો તો હુ એમને બોલાવુ.'

'નહિ, જવા દે. તારા પિતાએ તો કહ્યુ છે કે આ ભેટ આપીને હું તરત જ ચાલ્યો જાઉં, કેમ કે...'

'કયા છે મારા પિતાજી?' – તાહિરે વચ્ચે જ પૂછ્યું : 'હું એમને ગમે તેમ કરીને પણ મળવા માગું છું એમના સંબધમા જાણવા માગુ છું.'

વૃદ્ધે લાંબો શ્વાસ લઇને કહ્યુ : 'બેટા, હુ તારા પિતા સાથે તારું મિલન કરાવી શકત તો કેટલુ સારુ થાત-પણ જવા દે એ ...એના સબધમા તારે કંઇ પૂછવું હોય તો પૂછ.'

'હા ઘણું પૂછવુ છે. તેઓ આટલા લાંબા સમય થયા અહીં કેમ નથી આવતા?'

વૃદ્ધે કહેવા માંડયું : 'તારા પિતા અનવર બેગ આ ગામ, જે અત્યારે ઉજ્જડ જેવું થઇ ગયુ છે એના એક શરીફ, બહાદુર, ધર્મનિષ્ઠ ઉદાર હૃદયના વ્યક્તિ હતા. આ ધર્મશાળા, જેનો તું અત્યારે માલિક છે એ તારા પરદાદાએ બંધાવી હતી. આ ધર્મશાળા એમણે એટલા માટે બધાવી હતી કે તેમાં આવનાર જે પ્રવાસીઓને રહેવા માટેની જગ્યા ન હોય એમને અહીં રહીને આરામ મળે. તારા પિતાએ પણ પોતાના વડીલોની એ પ્રણાલિને ચાલુ રાખવામા કસર નહોતી રાખી એ વખતે પણ એનો વફાદાર નોકર હતો અને એની સાથે જ રહેતો....

'એ ખરાબ દિવસ આજે પણ મને યાદ છે કે જ્યારે આ ધર્મશાળામા રહેવા આવેલા બરહામના એક વેપારીનું લૂટારાઓએ ખૂન કર્યું હતું. મને કે મારા શેઠને આ વાતની કશી ખબર નહોતી. એમના પોશાક અને ભાષાથી એમ લાગતું હતું કે તેઓ રેગીસ્તાની

લૂંટારા હશે. આ ખૂન બાદ ધર્મશાળાના માલિક તરીકે શાહી ફરમાનથી તારા પિતાને અદાલતમાં બોલાવવામાં આવ્યા. પોલીસે એમને ખૂબ હેરાન કર્યા અને છેવટે અદાલતે કોઈ પણ જાતના પુરાવા વિના તારા પિતાને અને મને તેમ જ બીજા અગિયાર જણને જન્મ-કેદની સજા કરી. એ વખતે તારી ઉંમર બે વર્ષની હતી.

'એ પછી તારા પિતા અને હું અમે બંને જેલમાંથી નાસી ગયા. મહિનાઓ સુધી ભટકયા બાદ અને ભૂખે મર્યા બાદ અમે એ જ ધંધો શરૂ કર્યો જે માટે અમારા પર એક વાર ખોટો આરોપ મૂકવામાં આવ્યો હતો. અને ભદ્ર નાગરિક જીવનમાંથી અમને સદાને માટે વિદાય આપી દેવામાં આવી હતી. ભૂખ પણ કયાં સુધી સહી શકાય? રેગીસ્તાની લૂટારાઓની સાથે અમે પણ બેકસૂર લોકોને લૂંટવા લાગ્યા......

'....અને આવી છેલ્લા વીસ વર્ષ થયા અમે ગુનાઓની દુનિયામાં જીવન ગુજારી રહ્યા છીએ. દોલત પણ અમારી પાસે ઓછી નથી. તારા પિતા હજુ યે પોતાના વ્યકિતગત સંપર્કમાં ધર્મનિષ્ઠ અનવર બેગ જ છે. લૂટારાના સરદાર 'શેરે રેગીસ્તાન' નહિ ....એના હૃદયમાં એક કામના હંમેશા રહી છે કે એ તને આર્થિક મદદ કઇ રીતે પહોંચાડે. એ તને જોવા પણ માગે છે અને કદાચ એ તને જોશે પણ ખરા, પરંતુ એ પોતાના અપરાધી જીવનની અપવિત્ર છાયા તારા પર પડવા દેવા નથી માગતા.

'હા, એમણે પાંચ હજાર મહોરોની આ ભેટ તને મોકલી છે. તું જે રીતે ચાહે એ રીતે એને વાપરી શકે છે. પણ ગુનાના માર્ગે એનો ઉપયોગ કરીશ નહિ. અચ્છા, હવે હું જાઉં. મારી પાછળ પોલીસ પડી હશે.'

તાહિર જાણે કે એક લાંબા સ્વપ્નમાંથી જાગ્યો હોય એમ સ્વસ્થ થયો અને એણે કહ્યું: 'નહિ, હું હવે તમને કઇ રીતે જવા દઉં? આજ રાત તમે અહીં જ આરામ કરો. સૂરજ ઊગતાં પહેલાં જ હું તમને જગાડી દઇશ. હા, ચાલો હું તમને બિલકુલ સુરક્ષિત કમરો આપું.

અડધી રાત પછી ફરી કોઇએ દરવાજો ખખડાવ્યો. તાહિરે ડરતાં ડરતાં દરવાજો ખોલ્યો. શહેરનો કોટવાલ પોતાના સિપાઇઓ સાથે બહાર ઊભો હતો. તાહિરને જોઇ ને કોટવાલે પૂછયું: 'માલકિન કયા છે?'

તાહિરે પોતાની માને બોલાવી. કોટવાલે પૂછયું: 'તમારે ત્યાં કોઈ વૃદ્ધ માણસ આવ્યો છે, જેનો એક પગ થોડો જખમી છે અને પોશાક જહાજમાં કામ કરવાવાળા ખલાસીના જેવો છે.'

'મારે ત્યાં...? અહીં તો દિવસો થયા કોઇ આવ્યું જ નથી. પણ વાત શું છે?'

'એક ખૂની શહેરમા આવ્યો છે....'

'નહિ, અહીં કોઈ નથી આવ્યું; છતાં તમે ઘર તપાસી શકો છો.'

'ના, ના, અમને તમારામાં વિશ્વાસ છે.'

પોલીસ ચાલ્યા ગયા બાદ તાહિરે પોતાની માને બધી વાત કરી. સાંભળીને સકિનાએ ગુસ્સે થઇને અફસોસથી તાહિરને કહ્યું:

'તાહિર, હું એવું નહોતી ધારતી કે તું એક ગુનેગારને બચાવવાનો પ્રયાસ કરશે. ભલે એ તારા પિતાનો સાથી તો શું પણ તારા પિતા જ કેમ નથી હોતા....તું એ નથી જાણતો કે હું તારા પિતા વિશે ઘણું જાણતી હતી છતાંયે તારાથી બધું છુપાવી રાખતી હતી, જેથી કરીને તારી પર એની ખરાબ અસર ન પડે. ખેર! જા તું સૂઈ જા. હું જઈને જોઉં છું કે એ કોણ છે...પછી જે કરવાનું હશે તે કરીશ.

થોડીવાર પછી માની બધી વાત સાંભળીને

તાહિરે આક્રોશમયથી પૂછયું: 'મા, મા, તેં મને એ કેમ ન કહ્યું કે મારા પિતા જ હતા. એમને તે શા માટે જવા દીધા? બોલ...મા.'

સકિનાએ તાહિરને પોતાની નજીક લેતા કહ્યું: 'બેટા, હું તારા પિતાને ઓછા ચાહું છું, એમ નથી. પણ ..પણ તું એ નથી જાણતો કે પત્નીના હૃદય કરતાં માનું હૃદય વધારે ભાવુક હોય છે...તું આટલું સમજી લે કે તારા એ પિતા જેમને વિશે હું તને અનેક વાતો કરતી હતી તે મૃત્યુ પામ્યા છે...અને આ જે આવ્યા હતા એ તો એનું પ્રેત હતું. હું એ નથી ચાહતી કે તારા પવિત્ર આચાર વિચાર પર તારા પિતાના અપરાધી વ્યક્તિત્વની છાપ પડે...તાહિર, મારા બેટા ખુદા વાસ્તે અને વૃદ્ધ મા ખાતર પણ હવે કદી તારા પિતાનું નામ ન લેતો કે ન એને મળવાની કોશિશ કરતો.

છેલ્લું વાકય બોલતાં સકિનાના ચહેરા પર અસીમ વેદનાની છાયા પથરાઇ ગઈ. તાહિરથી એ છૂપું ન રહ્યું એણે પોતાનાં આંસુઓને છુપાવવા માટે માની સ્નેહભરી ગોદમાં પોતાનું મોં છુપાવી દીધું.

---

## ત્યાગ

'એક રાજા હતો. ખૂબ ઉપદેશ સાંભળતો, પણ એનું આચરણ કદી કરતો નહિ. આખો દિવસ ભોગવિલાસમાં ડૂબી રહેતો એક દિવસ સંન્યાસી એની પાસે આવ્યો એટલે રાજા સિંહાસન પરથી ઊઠીને ચરણરજ લેવા ગયા, પણ સંન્યાસી પાછા હટી ગયા. રાજાએ આશ્ચર્યથી પૂછ્યું: 'આપ મને ચરણરજ શા માટે લેવા દેતા નથી?'

સંન્યાસીએ સામે પૂછ્યું: 'આપ મારી ચરણરજ શા માટે લેવા ઇચ્છો છો?'

રાજાએ કહ્યું: 'આપ પરમ ત્યાગી છો માટે.'

સંન્યાસીએ હસીને કહ્યું: 'નહિ રાજન્ આપ, મારાથી વધારે ત્યાગી છો.'

રાજા આશ્ચર્યભરી નજરે સંન્યાસી તરફ જોઇ રહ્યા, એટલે સંન્યાસીએ કહ્યું: 'કારણ કે મેં તો માત્ર કાંચન, કામિની, ભોગવિલાસ છોડયા છે; જ્યારે તમે તો, એનાથી અનંતગણી મહાન વસ્તુ 'ઇશ્વર'ને જ છોડી દીધા છે' સાંભળીને રાજાના જ્ઞાનચક્ષુ ખુલી ગયા અને આંસુભરી આંખે સંન્યાસીના ચરણમાં લેટી પડયા.

રામકૃષ્ણ પરમહંસ

## ભગવાનનાં દર્શન

મહર્ષિ રમણ પાસે બે ત્રણ પાદરી ગયા ને ગુસ્સામાં હિંદુધર્મ વિશે ગમે તેમ બોલવા લાગ્યા. એમણે કહ્યુ: 'તમે પાખંડી છો, રોજ સવારે તમે ત્રણ કલાક ઇશ્વર સાથે વાતો છો. અને ઇશ્વર તમને મળી ગયા છે, એવું એવું કહીને ભોળા લોકોને ભરમાવો છો ક્યાં છે તમારો ઇશ્વર, અમને બતાવો. નહિ તો અમે તમારી પોલ ખૂલી કરી નાખીશું.'

શ્રી રમણે સ્મિત કરી બીજે દિવસે સવારે ભગવાનને મળવા સાથે આવવા તે પાદરીઓને આમંત્રણ આપ્યું.

પાદરીઓ તો મહર્ષિને જૂઠા પાડવાના ઉત્સાહમાં આખી રાત ઊંઘ્યા નહિ ને વહેલા વહેલા આશ્રમમાં પહોંચી ગયા. મહર્ષિ એમને બે ત્રણ માઈલ દૂર જંગલમાં લઇ ગયા. ત્યાં એક ઝૂંપડીમાં બે કોઢિયા પતિપત્ની રહેતા હતા. મહર્ષિએ એમને તેલનું માલિશ કરી સ્નાન કરાવ્યુ ને ખીચડી પકાવી, જમાડી ને ત્રણ કલાક પછી પાછા ફર્યા. પાદરીઓ તો આ દૃશ્ય જોઇ દંગ જ થઇ ગયા ને ત્યાં ને ત્યાં ગદગદ થઇ મહર્ષિને ચરણે પડયા.

બીજે દિવસે શહેરમાં એમણે જાહેર કર્યું કે આજે અમે ખુદ પ્રભુનાં દર્શન કર્યાં.

# વૈષ્ણવજન તો....

દેવેન્દ્રકુમાર પંડિત

સામંતશાહી અને ગોરાશાહીવાદની નાગચૂડમાં ભીંસાતા સોરઠ પર ઇશ્વરની મહેર ઊતરી હતી. અહીં સમાજસેવક, સ્વામીનારાયણ ધર્મનો ઉદય થયો. નરસૈયાના રસવિભોર પ્રભુ પદોનો ગુંજારવ હજુ શમ્યો નથી. ગામે ગામના ઠાકુરદ્વારા અને વગડાની જગ્યાઓમાંથી ભજનના સૂર મધરાત સુધી ગગનના ઘુમ્મટને ભરી રહ્યા છે. ભગવા પરિધાનયુક્ત સ્વામી નારાયણ સંપ્રદાયના સાધુઓ અને ખભે કાવડ લઈ ભૂખ્યાંઓ માટે ઠેર ઠેર ઘૂમતા સંતોના પાદસ્પર્શથી આ ભોમકા પાવન બનતી હતી.

સોરઠનું – તેમાંય પાંચાળનું ભકતમંડળ- આપો જાદરો, આપો વિસામણ, આપો મેપો ને આપો હતો– દેશખ્યાત બનતું આવતું હતું. ગૌ સેવા, અન્નદાન ને પ્રભુભકિતનો જયનાદ સૌરાષ્ટ્રના સંતો દ્વારા ગાજતો થયો હતો. આ નાદ એક સોરઠ નારીએ ઝીલ્યો. ભૂખ્યાંઓને અનાજ આપવાના કાર્યને એને જીવનનું મહાવ્રત બનાવ્યું.

એનુ નામ અવલબાઈ. જાતે ભરવાડ ધધો ઢોર ચારી ઉછેરવાનો.

ઊઘાડા આભ હેઠળ માલ લઇ ઘૂમતા અવલબાઈ થાન, ચોટીલા, સોનગઢ ને તરણેતર સંતોના જીવ –કવન રાત દિવસ સાંભળ્યાં. લુણસર ને રાજકોટ પોતાની જ નાતના રાણ બાઇનાં ભૂખ્યાંઓને સુખડી ગાંઠિયાનું સદાવ્રત આપવાના આજીવન ભિષ્ણ વ્રત જોયાં. મંજીરા ને એકતારામાં મસ્ત બની પ્રભુ પદ ગાતી સત મહિલાઓના દર્શન કર્યા ને એમના અંતરમાં થયું કે, જીવતર કોઇક ચોકકસ હેતુ માટે છે. અને તે હેતુ માનવોના કલ્યાણ અર્થે જ છે. અભણ, અજ્ઞાન, ધર્મગ્રંથોના અધ્યયન અને શ્રવણ વગર તેમના હૈયાંની રસાળ ભોમકામાં આ મધુર ભાવનાનું ઉદ્દીપન થયું. ને એનો મઘમઘાટ પાંચાળની ભોમકા પર પમરી રહ્યો.

પાંચાળના માંડવધારના ઝરિયા મહાદેવ પાસે આ અભણ ભરવાડની દીકરીએ સામાન્ય પ્રભુ પ્રતિમા બનાવી તેની પૂજા આદરી. ગાયોનાં દૂધ વેચી વેચી તેમાંથી અનાજ ખરીદ્યું. ને એ અનાજ દળાવી લોટ લાવી તેના રોટલા એ પ્રભુ મંદિરનાં ઝૂંપડામાં ટીપી ટીપી જતા આવતા અભ્યાગતોને સાદ દઇ દઇ દૂધ રોટલો જમાડવા માંડી.

ગાયો હતી. ગાયો ચરાવવા જાય તો અભ્યાગતોને રાંધી જમાડવાનું અટકે, આથી ચરિયાણમાં ગાયોને મૂકી આવતા રહેવા લાગ્યાં. ધીરે ધીરે ગાયોને એવી ટ્રેવ પડી ગઇ કે, અવલબાઈ હાંકી મૂકે, તે પછી ગાયો વગડામાં ચરી સાંજે એની મેળે પાછી સ્થાનકમાં આવી જાય. ભાવનાની ઉત્કટતાની અસર જાનવરો પર પણ થાય છે એ વાતની આ બીના શાખ પૂરે છે.

અન્નદાનની અતી તીવ્ર ઈચ્છા છતાં, તે સારૂ કોઈ પાસે યાચના ન કરી, ને કદાચ આથી જ એમની અન્નદાનની મહત્તા પવનની પાંખે ચડી ખાસ કરી પાચાળ પ્રદેશમાં પ્રસરી ગઇ.

ને આ પાંચાળ પણ કેવો ?

ખડ, પાણીને, ખાખરા, પાણાનો નહિ પાર,
ભકત શીરોમણી નીપજે, પડ જોજો પાંચાળ.

આવા લોક કવિ ગાયા પાચાળમાં સવત ૧૯૬૯માં ઓગણોતરોના નામે ઓળખાતો દેશવ્યાપી માનવભક્ષી દુકાળ પડયો. આભમાંથી પાણીનુ ફોરું ય ન પડયું, ને વસુંધરાએ તે રોષથી ઊની ઊની લાય નાંખી એના ખોળે ઊછેલાં ઝાડપાન આ લાયથી સડગડી ગયાં નવાણોનાં નીરની વરાળ થઈ ગઇ. પણ

પાંચાળનાં આ પથરાળ પ્રદેશમાં ઊગતું લાપડું (ઘાસ) અકબંધ રહ્યું.

અવલબાઇના જાતભાઇ ભરવાડો. દુષ્કાળથી ઊગરવા માલ હાંકી આ માંડવ ડુંગરમાં આવ્યા.

અવલબાઇએ આ બધા માલધારીઓને ઠાકરના ઉંબરે આવ્યા ગણી બેય વખત પેટપુર અન્ન આપવા માંડયું. માલધારી અને તેમનો માલ સુખચેનથી રહેવા લાગ્યો.

આ હકીકત પાંચાળમાંથી સારાય સોરાષ્ટ્રમાં ગઇ. અને ઘણાં માલધારી પોતાનો માલ અને કુટુંબ કબીલો લઇ માંડવરાયના ડુંગરે અવલબાઇનાં આશરે આવ્યા.

અવલબાઇને આ તમામને અન્નપીરસી જમાડતા અનહદ આનંદ થતો હતો જીવતરનું સાફલ્ય દેખાતું હતું.



આમ ને આમ બધાને એક વર્ષ રાખ્યાં. ને બીજા વરસે મેઘરાજા અવલબાઇનાં આ અન્નદાનના મહાયજ્ઞથી રીઝયા હોય તેમ બીજા વરસે મન મૂકી વરસ્યા. ધરતીને જળમય કરી. સૂકાઇ ગયેલ વનરાય ફરી લીલી કુંજાર બની. વાવ કૂવા, તળાવ નદી ને સરોવર મેંજળ બન્યા હરખાતા માલધારીઓએ આભને ટોડલે આળેખાએલા મેઘધનુષ્ય સામે જોતાં જોતાં અવલબાઇને કહ્યું :

'અવલબાઇ ! તમે, અમને ને જાનવરોને ઊગાર્યા. એનો ગણપાડ જનમારા સુધી શે' ભૂલશું ?'

'એમાં મેં કાંઇ ગજ્યુ નથી કર્યો ને પાડેય નથી કર્યો. કાંઈ નવુંય કર્યું નથી. ઠાકર અહીં બેઠા છે. એની દયાથી અન્નભંડાર ભર્યા ભાદરા હતા. એનીજ કીરપાથી આ દુકાળમાં રેખા પથ્થર વચાળેય લાંપડું ગવતરી સાટું ધરતી માતાએ એને ખોળે સાચવી રાખ્યું હતું. આમાં મારું શું ભલા ?'

'એ તો તમારી સમજણ એવું બોલાવે છે. પણ ભા, અમારી સૌ માલધારીની એક અદકી અબળખા છે.'

'શી ? કહો.'

'આપણી જાતમાં સમુહ લગ્ન થાય છે. નાના ને મોટા, દીકરા દીકરીઓ એક માણ્ડક-થંભે પરણે છે એવો વિવાહ અહીં માંડવરાયના ડુંગરે કરવાની અમારી મરજી છે. કારણ કે, દુકાળ ગયાથી કોઈ માલધારીનાં ઘરમાં કુટેલ તાંબિયોય નથી, વિવાહ કેમ કરે ?'

'હમણે, આ, તો બધું અહીં, ઠાકરે તેના સ્વરૂપ માનવબાળો માટે જ આપ્યું છે. ખુશીથી તમારી એ મનોકામના પૂરી કરો.'

અવલબાઈની આ ઉદારતા. સોરઠના માલધારીઓનાં ઘર ઘર પહોંચતી થઇ, અને તમામ કન્યાઓ ને વરપક્ષવાળા અવલબાઇનાં સ્થાનકે પહોચી ગયાં.

અવલબાઈએ પૂરા એક મહિનો; ભરવાડોની જાનને રોકી બધું ખર્ચ પોતે આપ્યું. આટલું સાંસારીક જીવો માટે કર્યા ઉપરાંત જાનો વિદાય થઇ તે દિવસે પાંચાળના બ્રાહ્મણો અને મહાત્માઓને બોલાવી 'મીઠું અન્ન' જમાડયુ. વસ્ત્રો અને ગાયોનાં દાન દીધા, જાત્રા કરવા જવા ઇચ્છા રાખતા સંત મહાત્માઓને વાટ ખર્ચી આપી,

સંવત ૧૯૮૩માં આ ત્યાગ અને સેવા મૂર્તિ અન્નપૂર્ણા અવલબાઇ કાળધર્મને પામ્યાં.

સૌરઠનાં નવા સુરજદેવળથી પશ્ચિમ તરફ થાનથી દક્ષિણ બાજુ તેમનુ સ્થાન આજેય મોજુદ છે. તે આ પુણ્યગાથાને સજીવન રાખી રહ્યું છે તેમણે સ્થાપેલી પ્રભુ પ્રતિમા આજે તેમના નામ પરથી 'અવલિયા ઠાકોર'ના નામે ઓળખાય છે.

કશી જ ધમ-સૂઝ નહિ છતાં બધા ધર્મોનાં સમન્વય રૂપ અન્નદાનની-અભ્યાગતોને તીર્થ રૂપ માનવાની ભગવાન કૌટીલ્યની આ વાણી જાણે રગ રગમાં પ્રસરી ગઈ.

માતા તીર્થ, પીતા તીર્થ, તીર્થ જેષ્ઠ બાંધવા
પદે પદે ગુરુ તીર્થ, સર્વ તીર્થ અભ્યાગતા

પાંચાળના ડુંગરાઓ પરથી આજેય જાણે અવલબાઈનો બ્રહ્માંડવ્યાપી બોલ ગાજી રહ્યો છે : સર્વ તીર્થ અભ્યાગતા

# અહંકારનો બુરખો

એક અરિકન શિક્ષિકા બહેન પાસેથી સાંભળેલી આ વાત છે વાત તદ્દન સાદી અને ટૂંકી છે, પણ એ જે વરનુ કહી જાય છે અને એની દિલ પર જે અસર થાય છે તે કદાચ ચારસો પાનાની નવલકથા વાચતા પણ ન થાય. એ વાત એમની પાસેથી જ સાભળીએ.

'મારા છઠ્ઠા ધોરણના વર્ગમા એક વિચિત્ર સ્વભાવનો છોકરો છે. ભારે અલ્લડ અને તોફાની. વર્ગના દરેક છોકરા પર રોફ છાંટે, પોતાને સૌથી હોશિયાર સમજે, સાધારણ રીતે કોઈની સાથે હળે ભળે નાહ ને ગર્વભર્યું ફૂનેનું મો રાખી ફર્યા કરે. મારા માટે એ એક ' મૂઝવતા બાળક ' જેવો હતો. જેમ જેમ હું એને સરળ અને સામાજિક બનાવવા પ્રયાસ કરુ તેમ તેમ એ મારાથી આઘો રહે, મારી સામે ઘૂરકયા કરે. દેખાવે એ એટલો સુદર ને ભણવામાં પણ એટલો બુદ્ધિશાળી ને તેજસ્વી કે એને 'નોર્મલ' બનાવવાનો લોભ હું કેમેય જતો ન કરી શકું. પણ મે જોયુ કે હું એને સારો કરવાને બદલે વધુ ને વધુ બગાડી રહી છુ, એટલે છેવટ મે મારુ ધ્યાન એના તરફથી ખેંચી લીધુ. એનુ નામ હતું જેન.

જે દિવસે મેં એને મારી નજીક આણવાના પ્રયાસો બધ કરવાનો નિર્ણય કર્યો તે દિવસની જ આ વાત છે વર્ગમા એ છેલ્લી હારમાં બેઠો હતો, બાથરૂમ એની નજીકમાં જ હતુ. પાચ પાંચ મિનિટે એ બાથરૂમમાં જાય અને પાછો આવીને બેસી જાય. મારા મનમાં ગુસ્સો અને ભય બને વ્યાપી ગયા.

' વળી પાછુ એણે શું નવુ તોફાન આદર્યું હશે!' ' નાની નાની ચીજોની ચોરી કરતો હશે ? દિવાસળી પેટાવીને કઈ ભયકર રમત રમતો હશે ?' થોડો સમય તો મે જોયા કર્યું, છેવટ મારુ મન ન રહ્યું, એ શું કરે છે તે જોવાની ઇચ્છાએ હું તેની પ છળ પાછળ ગઈ. જઈને જોયુ તો એ એક પાણીની બાલ્દી પાસે ઘુંટણીએ પડીને બેઠો હતો ને ઊંડું બાલ્દી પર નમાવી નમાવીને ધારીને કંઈક જોતો હતો મે પાસે જઈ ને જોયું તો બાલ્દીમા એક નાની સોનેરી માછલી તરતી હતી. મને ત્યાં જોઈને પ્રથમ તો જેન ચિડાઈ ગયો. એનું મુખ તિરસ્કાર અને ક્રોધથી કરડુ બની ગયુ. પણ બીજી જ પળે ઊભા થઈને એણે મારા 'સ્કર્ટ'મા મોં છુપાવી દીધુ. મને વળગી પડીને ડુસકુ ખાતા ખાતા તે બોલ્યો : ' બેન એ મારી સોનેરી માછલી છે, મરવા પડી છે. ઘેર રહે તો તે એકલી એકલી મરી જાય, એના મૃત્યુ સમયે એની પાસે કોઈ ન હોય એટલા માટે હુ એને અહી શાળામાં લઈ આવ્યો છુ. ' આટલું કહેતા તો એનુ રૂદન વધી પડયું. એના એ આંસુ અને એની વેદનાએ મને પણ હલાવી દીધી જે છોકરો અહંકારનુ પૂતળું ગણાય ને જે તોફાન સિવાય કશામા સમજે નહિ એવો દેખાય તે પોતાની નાની એવી એક માછલીને એકલી મરવા દઈ ન શકયો ? એ વિચારે જેનને પંપાળતા પંપાળતા મે' પણ થોડુ રડી લીધુ. ને મને ત્યારે જ ખબર પડી કે એ અહંકારી બુરખા નીચે એક સુદર માનવમન પડેલું છે. '

# અનિવાર્ય વાચન *

'રિ'

સ્વેન હેડિનના પ્રવાસ પુસ્તક ઉપરથી સ્વામી આનંદે બે ભાગમાં, તેની પાંચ સફરનો સંક્ષેપ ગુજરાતીમાં આપીને, એક અમૂલ્ય પુસ્તકની ભેટ ધરી છે. આમે પ્રવાસ પુસ્તકો ગુજરાતમાં ખાસ નથી અને જે છે તેમાં સ્વામીજીનું પ્રદાન અદ્વિતીય બની રહે છે.

વીસ વરસની કૂમળી વયે, ઘર છોડી સ્વીડનના સ્ટોકહોમથી પગપાળા નીકળી કોકેશિયા, બાકુ થઈ ઈરાન, બસરા, બગદાદ – તહેરાન ઇત્યાદિ પ્રદેશો ઘુમી સ્વેન હેડિન પાછા ફરે છે. પાંચ વર્ષ પછી, ફરીથી ઈરાન થઈ ખોરાસાન અને તુર્કોમાન પ્રદેશમાં થઈ બુખારા – સમરકંદ – તાશ્કંદ અને ચીનનું આથમણું શહેર કાશઘર થઈ તેર હજાર ફીટ ઊંચા પર્વત ઘાટ ઓળંગી મેસોપોટેમિયા, ઈરાન અને રૂસી તુર્કસ્તાન થઈ પાછો ફરે છે. રસ્તે વણઝારો, દરવેશો અને ભાગાળુઓનાં ટોળા પાસેથી સ્થાનિક માહિતી એકઠી કરે છે. ત્રીજી સફર મધ્ય એશિયાની સાડાત્રણ વર્ષ સુધી ચાલે છે. યૂરલ નદીને કાંઠે યુરોપના છેલ્લા શહેર ઓરેનબર્ગથી તુર્કસ્તાન અને સાઇબીરિયા મારફત પામીરના મેદાનોમાં જઈ ચડે છે.

આ બધી મુસાફરી મેં ટમાગે પગપાળા અને ઊંટ, ખચ્ચર તેમજ ઘોડાની મદદથી કરી હોય છે પરંતુ સાડા છ હજાર માઈલ મુસાફરી લાગલાગટ ત્રણ ચાર વર્ષ સુધી કરવી અને તે પણ ચિત્રવિચિત્ર હવામાનવાળા પ્રદેશોમાં – જ્યાંથી કાંઈ મળે નહિ પણ પાસે હોય તે પણ ગુમાવવું પડે – તે સહેલું નથી. ખરાબ રસ્તાઓ, નદીઓ અને સરોવરો, પર્વતમાળા અને ખીણો, બરફથી છવાએલી ભૂમિ અથવા ધોમ ધખતા રણના દુસ્તર પ્રદેશ, શૂન્ય નીચેનું અથવા ધોમ ધખતું હવામાન, રેતના દરિયા તેમજ સૂસવાટા મારતા પવન સાથે બરફની ઝંઝાવાત અનેક અકલ્પ્ય વિટંબણાઓમાંથી-બીમારીમાં અને જુદા જુદા પ્રદેશોની રાજકીય આંધીધુંધીમાંથી એક અતૃપ્ત વિશ્વપ્રવાસીની ચોથી યાત્રા તિબેટ, ચીન, પેકિંગ, મંગોલિયા, સાઇબીરિયા, હિંદુસ્તાન મારફત કાશઘર થઈ પાછી સ્વીડન પૂરી થાય થાય છે. વળી થોડા આરામ બાદ, પાંચમી સફરમાં કુસ્તુંતુન, બલુચિસ્તાન, સિમલા, કાશ્મીર લેહ, કારાકોરમઘાટ, તિબેટ – બીજી જ દિશામાંથી થાય છે અને ચાર વર્ષ ચાલે છે.

પુસ્તક વાંચતાં મુસાફરીના પ્રસંગોની વિવિધતા, જુદા જુદા મુલકની વિચિત્રતા, રુઢિ અને રિવાજો, કુદરતી સૌંદર્યના વર્ણનો, ડગલે અને પગલે મોત સાથે ઝઝૂમી એકએક પગલે આગળ વધતી મુસાફરની મંઝિલ, મૃત્યુને ભેટતાં સાથીઓ, ટપોટપ શરણ થતાં યાક, ખચ્ચર, ઊંટ અને અશ્વો; ગાત્રો થીજવી મૂકે તેવી ઠંડીમાં અને બરફના તોફાનોમાં સર થતી આભઊંચી હિમાલયની ગિરિમાળાઓ અને કેવળ નિશ્ચયના બળે અને કુદરતની મહેરથી ઓળંગાતું તાકલા માકનનું રણ ગમે તેવા જડ વાચકને ખુરશીમાંથી ઊભો કરી દેવા જેટલું વિધવિધ રસમાધુર્ય અર્પી રહે છે.

સ્વેન હેડિને પોતાના કાફલમાં ઠેકઠેકાણે માણસો અને પશુઓની ભરતી કરેલી. તેમનો નાશ પણ એટલી જ ત્વરાથી થતો રહ્યો. બરફની ભેખડો તૂટે અને તેમાં દટાઈ જવાની શક્યતા સાથે જ રાહ જોતી હોય! જંગલી વરુ અને રીંછના ટોળાં રાત્રે તંબૂ આસપાસ ફરતા હોય અને યાક, ખચ્ચર કે ઘોડા બહાર બાંધ્યા હોય તો સવારે હાડપિંજર મળે! હવામાનની અસર તબિયત ઉપર થાય – બહેરાપણું, નાડીની ધડકન, લોહી ટપકવું, અનિદ્રા, શરદી વગેરે તકલીફ સામાન્ય. છતાં સ્વેન હેડિન વિટંબણાને હસતે મોંએ સ્વીકારી છે. આ રહ્યું એક ઉદાહરણ:

* 'કેળિયાનાં ભ્રમણ અને સંશોધન' સંક્ષેપકાર; સ્વામી આનંદ.

"આથમણે સૂરજ ડૂબ્યો ને ઉગમણે ચંદ્ર ઊગ્યો; લોહી જામી જાય એવી ટાઢમાં આ અવર્ણનીય શોભા નિરખવા તંબૂ બહાર મોડીરાત સુધી હું બરાબર રહ્યો. આ અજવાળી રાતે જે રાતે જે દૃશ્ય મેં નિહાળ્યું તેવું આખા એશિયામાં બીજું ભાગ્યે કયાંય જોયું હશે. એવરેસ્ટને છોડીએ તો કિલીમાન્જારો જેવા પર્વતોની ટોચથી વધુ ઊંચે હું હતો. એક કદમ ભરું તો આકાશના તારાપર પગ પડે; હાથ લંબાવું તો ચંદ્રને અડું!"

કેવળ પરિભ્રમણ, સ્વેન હેડિનનો હેતુ નથી. તેણે સંશોધનની સામગ્રી પણ ભાગેભાર લીધી છે. નદીઓના મૂળ, સરોવરની ઊંડાઇ, પર્વતોની ઊંચાઇ, જ્યાં માનવીએ પ્રથમ પગ સ્વેન હેડિન મારફત મૂક્યો એવા અજાણ્યા પ્રદેશની ભૂરચના અને આબોહવા; દટાઇ ગયેલાં પ્રાચીન શહેરો, તેમનો ઇતિહાસ અને દંતકથાઓ—આમ ઘણી સામગ્રી તેણે દુનિયાને આપી છે. તેના કેટલાક વિધાનો આપણને નવાઇ પમાડે છે. તિબેટની મુસાફરીમાં શાપૂ (બ્રહ્મ પુત્રા)ના વર્ણનમાં તે કહે છે

'બ્રહ્મપુત્રાના કાંઠાથી આ ધાર સુધીનું ચઢાણ એટલું ઓછું છે કે નદી અને ઘાટની ઊંચાઈ વચ્ચે માત્ર ૩૧૫ ફૂટનો જ ફરક છે કોઈ નહેર ખોદે તો આખી બ્રહ્મપુત્રા નેપાળના પહાડોમાં થઇને સીધી ગંગાને મળે!'

ઇશ્વરનો પાડ માનો કે આપણે ત્યાં ઇજનેરી કૌશલ કે બુદ્ધિવૈભવ એટલા પ્રમાણમાં નથી કે આ સૂચનમાં રહેલી ગર્ભિત શક્યતાથી હરખાઇ ઊઠે. પણ રશિયા અથવા અમેરિકામાં આવું વિધાન બહાર પડયું હોત તો અમલમાં પણ મૂકી દીધું હોત!

સ્વેન હેડિનની આ બધી મુસાફરીનો સરવાળો કરીએ તો વીસ હજાર માઇલ ઉપર થાય છે, અને છૂટક-છૂટક ત્રીસ વર્ષના ગાળામાં થઇ છે ૨૦ વર્ષની વિદ્યાર્થી અવસ્થાએ શરૂઆત ગણીએ તો તે ૫૦ વર્ષનો પ્રૌઢ બન્યો ત્યાં સુધી તેણે સફર કર્યા જ કરી. સવાલ એ થાય છે કે કઇ જીવનશક્તિએ આ દરમ્યાન તેના દેહ આત્માને ટકાવી રાખ્યો હશે? મુસાફરીમાં તેનાં બધાં જ સાથીઓ, જાનવરો, ઘોડા–કૂતરા–ઊંટ ખપી જાય છે–અરે, તાકલા માકનના બળબળતા રણમાં પાણી વિના સૌ ખપી જાય–ત્યારે હેડિન એકલો જ બચે છે. તેમાં કુદરતનો હાથ હશે? સંભવ છે કે આવા માનવીઓનું નિર્માણ કુદરત સહેતુક કરતી હશે. જેઓ જુદા જુદા કાળે, જુદા જુદા દેશમાં દુનિયાને આપવા જેવું આપીને, જીવન સાર્થક કરી જાય છે. સ્કોટ, હ્યુ-એન-સંગ, કોલંબસ એ બધા આ શ્રેણીના જીવો કોઇ અગમ્ય ઝંખના માનવીને પ્રેરી રહી હોય છે ત્યારે તેનો અજંપો દુન્યવી વિટંબણાને ગણકારતો નથી.

સંક્ષેપ કર્યો હોવા છતાં સ્વામીજીની શૈલીએ રસની અખંડ પ્રવાહીતા જાળવી રાખી છે અને બિનજરૂરી વિગતો–વર્ણનો છોડી દીધાં છે. તળપદા શબ્દપ્રયોગ ભાષાંતરને જીવંત બનાવે છે. વિશેષમાં તો પુસ્તકની છપાઇ એક ખાસ આકર્ષણ બની રહે છે આમે સ્વામી આનંદ મુદ્રણકલાની ક્ષતિઓ તરફ આંખ આડે કાન કરવામાં માનતા નથી. પણ આ પુસ્તકમાં તેઃ મુદ્રણકલા દીપી ઊઠે તેવો પરિશ્રમ તેમણે લીધો છે મોટા ભાગના લેખકોને પુસ્તકોની છપાઇ તરફ પડી નથી હોતી તેમાં સ્વામી આનંદ ખાસ અપવાદ છે.

એક સૂચન કરવાનું મન થઇ જાય છે. આ પુસ્તકની ઉપયોગિતા જોતાં, તેમ જ ઉગતી પેઢીને પ્રવાસની પ્રેરણા અને પ્રોત્સાહન મળે તે ખાતર, શાળા અને કોલેજોમાં અભ્યાસક્રમમાં તેને સ્થાન આપવું જોઇએ અને સરકાર તરફથી તેની સસ્તી આવૃત્તિ બહાર પાડી, વિદ્યાર્થીઓના વિશાળ સમુદાયને પહોંચતી કરવી જોઇએ પ્રવાસથી દષ્ટિ બને છે અને આજે, અશિસ્ત યુવાનોમાં ફાલી રહી છે ત્યારે, લોકશાહીના રક્ષણ માટે પણ આવતી પેઢીના ઘડતરમાં ફાળો આપી શકે તેવું જે કાંઇ પ્રાપ્ય હોય તેનો સદુપયોગ ક્યારે થશે?

એક સુંદર પ્રવાસ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ આપી સ્વામી આનંદે મહાન સમાજસેવા કરી છે.

## રૂપાયતન પ્રકાશન

આવા હતા બાપુ – ૧-૨-૩-૪—૨—૦૦
ગાંધી-ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧—૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં— — ૦—૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦—૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાલા — ૦—૩૫

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : જાન્યુઆરી ૧૯૬૭

# વૈષ્ણવજન

વર્ષ : ૫ | જાન્યુઆરી : ૧૯૬૭ | અંક : ૧૦


## અનુક્રમણિકા






સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ટપાલમાં ટળે તો ચોકસાઈ.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો તે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, વાચ્ય હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૯ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"

શ્રી. રામકૃષ્ણનગર

રાજકોટ-૨



રૂપાયતન વતી : પ્રકાશક અને મુદ્રક : ધીરેન મહેતા; સંપાદક : નવીન ગાંધી, રામકૃષ્ણ નગર રાજકોટ-૨

મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરભ મુદ્રિકા, રેલ્વે સ્ટેશન રોડ, રાજકોટ.

રચનાનું જ મહત્ત્વ હોય છે એક ખડબચડું કાસ્ટિંગ જીવંત કૃતિ બની જાય છે રેડિયોગ્રાફિ પદ્ધતિથી ટેસ્ટ કરવામાં આવેલ પોલાદનો માઇક્રોગ્રાફ આકર્ષક રૂપ ધારણ કરે છે મુકંદનું વલણ આધુનિક રચના તરફ હોય છે—પછી એ ચિત્ર રચના હોય, કે પોલાદ રચના



**મુકંદ એટલે પોલાદ**

મુકંદ [illegible] લિમિટેડ, [illegible]

# ગુજરાત સ્ટેટ કૉ-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેંક લી૦

૪૮૯, આશ્રમ રોડ, નવરંગપુરા, અમદાવાદ ૯.

(તા. ૩૦-૧૧-'૬૬ સુધીની માહિતી દર્શાવતાં આંકડા)

ટેલીગ્રામ "ખેતી બેંક" — ટેલીફોન ૭૮૪૩૯, ૭૮૧૧૫



| | | | કરોડ | લાખ |
|---|---|---|---|---|
| ૧ | અધિકૃત અને બહાર પાડવામા આવેલ શેર ભંડોળ | રૂ. | ૫ | ૦૦ |
| ૨ | ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂ | ૩ | ૪૬ |
| ૩ | રીઝર્વ ફંડ અને અન્ય ભંડોળ | રૂ | ૦. | ૭૫ |
| ૪ | કુલ ધીરાણ | રૂ | ૪૯ | ૪૬ |
| ૫. | ડીબેન્ચર્સ દ્વારા ઊભુ કરવામા આવેલ ફંડઝ | રૂ | ૩૯ | ૨૭ |

ગ્રામ બચતનાં રોકાણ કાર્યને વેગ આપવાના હેતુથી ખેડૂતોને બચત તરફ વાળવા બેંકે આ વર્ષથી ગ્રામ ડીબેન્ચર (રૂરલ-ડીબેન્ચર) ની યોજના હાથ ધરેલ છે, જેમાં વ્યકિતગત રોકાણ જ થઇ શકે છે આ ગ્રામ ડીબેન્ચર્સ રાજ્ય સરકારશ્રીની બાહેંધરી ધરાવે છે અને તે એપ્રુવ્ડ અને ટ્રસ્ટી સીક્યુરીટીઝ તરીકે ગણાય છે

બેંક બોજા રહિતની જમીનની જામીનગીરી પર ફક્ત ખેતી-વિષયક લાંબા ગાળાનું ધીરાણ કરે છે

સને ૧૯૬૫-૬૬ થી બેંકે ખાસ યોજના દ્વારા ગુજરાત રાજ્યના સાગરકાંઠે નાળિયેરીનુ વાવેતર વિકસાવવા માટે ખેડૂતોને લોન આપવાનુ શરૂ કરેલ છે તે ઉપરાંત આ બેંકમાથી રાજ્યમા ફળઝાડના બગીચા બનવવા અને દ્રાક્ષનુ વાવેતર કરવા માટે પણ ખેડૂતોને લાંબા ગાળાનુ ધીરાણ મળી શકે છે

વિશેષ માહિતી માટે બેંકની ૧૭૮ પૈકી ગમે તે શાખાનો અથવા અમદાવાદ, રાજકોટ કચેરીનો સંપર્ક સાધો અથવા લખો

| ઉદયભાણસિંહજી | હરિપ્રસાદ હ. ત્રિવેદી | મગનભાઇ ર પટેલ |
|---|---|---|
| યુવરાજ સાહેબ ઓફ પોરબંદર | આઇ એ. એસ. રીટાયર્ડ | ઉપ-પ્રમુખ |
| પ્રમુખ | મેનેજીંગ ડીરેકટર | |

# પરિભ્રમણ

આશુતોષ

## ...અને વર્ષ વીત્યું

ઈસુના વર્ષ ૧૯૬૬ની શરૂઆત જ કાંઈક અશુભ થઈ. કેમકે તાશ્કંદ કરારની સિદ્ધિ તેના શિલ્પી શાસ્ત્રીજીના અચાનક મૃત્યુથી ધૂળધાણી થઈ ગઈ. તેમની પાછળ અણુસંશોધનના મહાન ધુરંધર શ્રી. ભાભાએ વિદાય લીધી. નવા વડાપ્રધાન ઇન્દિરાજી ચૂંટાયા પરંતુ તેમને માટે કસોટીની હારમાળા શરૂ થઈ. વિદ્યાર્થીઓની અશિસ્તે માઝા મૂકી તેમજ વિરોધ પક્ષના હિંસક દેખાવોને પરિણામે લાઠીમાર તથા ગોળીબારની સંખ્યાએ પણ આ વર્ષે વિક્રમ તોડયો. ચોમાસુ નિષ્ફળતાએ પણ અનાજ બાબતમાં સરકારને વિષમ અને લગભગ અસહાય સ્થિતિમાં મૂકી દીધી. રૂપિયાનું અવમૂલ્યન થયું. વડાપ્રધાને ફ્રાન્સ, અમેરિકા, યુ. કે. અને મોસ્કોની યાત્રા કરી તેમજ નવી દિલ્હીમાં પણ ત્રણ તટસ્થ રાજ્યોની પરિષદે દુનિયાનું ધ્યાન એટલા માટે ખેંચ્યું કે તેને વધુ મહત્ત્વ ન મળી જાય. પંજાબી સૂબો અને હરિયાણા એમ બે નવાં રાજ્યોના સિદ્ધાંતનો સ્વીકાર થયો અને રચના પણ થઈ. ગૌવધના પ્રશ્ને દિલ્હીમાં સાધુઓના અભૂતપૂર્વ તોફાનો થયાં અને હત્યાકાંડ રચાયો. શ્રી શંકરાચાર્યજીની ધરપકડે દેશનો શ્વાસ અદ્ધર થઈ ગયો અને વર્ષ પૂરું થયું ત્યાં સુધીમાં પણ તેમના ઉપવાસનો અંત આવ્યો નહિ. ગૃહપ્રધાન તરીકે નંદાજીની વિદાયે દેશમાં સનસનાટી વ્યાપી ગઈ, અને નવા ફેરફારોમાં શ્રી ચવાણ, ચાગલા અને શ્રી સ્વર્ણસિંગને અનુક્રમે ગૃહ, પરદેશ, અને સંરક્ષણ ખાતાં સોંપાયાં. બેરિસ્ટર મિહિરસેનને પાકિસ્તાની ભાગીદારીમાં જહાજ અને પનામાની ગાડીઓ તરીકે વિશ્વવિક્રમ સ્થાપ્યો. અંતે તેસિંહે ઉપવાસ અને આત્મ વિલોપનની ધમકી માનભેર સમયસર પાછી ખેંચી લીધી. એશિયન રમતગમતોમાં ભારતને હોકીમાં ઝળહળતો વિજય મેળવ્યો. વિદેશના બનાવો પણ નારકીય તત્ત્વોથી ભરપૂર રહ્યા. નાઈજીરિયાના વડા પ્રધાન સર અબુ બકર અને દક્ષિણ આફ્રિકાના નામચીન વેરવૂર્ડની કરુણ હત્યાઓ થઈ, ઓસ્ટ્રેલિયાના રોબર્ટ મેન્ઝીઝ અને સ્પેનના ફ્રાન્કોએ સત્તાની લગામો છોડી, વિએટનામનું યુદ્ધ વધુ વ્યાપક અને બોમ્બમારો જલદ બન્યાં; ઘાનાના એનક્રુમાને તેમની ગેરહાજરીમાં ક્રાંતિકારીએ પદભ્રષ્ટ જાહેર કરી તડીપાર કર્યા, જનમત આગળ મૂકી પડી, પ્રમુખ સુકર્ણને જનરલ સુહાર્તો નીચે ગૌણસ્થાન સ્વીકારવું પડયું. ઇન્ડોનેશિયાએ ફરીથી યુનોમાં સ્થાન લીધું. ભારત સાથે સંબંધો સુધારી લીધા તેમજ વેપારી કરારો પણ કર્યા. પહેલીજવાર રશિયાના પરદેશ પ્રધાને નામદાર પોપની મુલાકાત લીધી. આમ ચૂંટણીમાં બ્રિટનમાં મજૂર પક્ષ સત્તા પર આવ્યો; ચીને ત્રીજો અણુધડાકો કર્યો. મલેશિયા સાથે 'ઇન્ડોનેશિયાના સંઘર્ષનો અંત આવ્યો; ચીનમાં સાંસ્કૃતિક ક્રાંતિએ તરખાટ મચાવી દીધો. બ્રિટનમાં નાવિકોની હડતાળે ત્યાંના અર્થતંત્રને જડમૂળમાંથી હચમચાવી મૂક્યું; પાકિસ્તાનમાં જનાબ ભુત્તોએ વિદેશપ્રધાન તરીકે વિદાય લીધી; તુર્કીમાં થયેલ વિનાશકારી ધરતીકંપમાં ચાર હજાર જેટલી જાનહાનિ થઈ, ફ્રાન્સના પ્રમુખ દગોલે રશિયાની મુલાકાત લીધી, મનીલામાં સાત રાષ્ટ્રોના વડાઓની પરિષદ મળી ગઈ; સલામતી સમિતિમાં ભારતને સ્થાન મળ્યું; વિશ્વ સુંદરી તરીકે ભારતીય સ્ત્રીની ગણના થઈ, વેસ્ટ જર્મનીમાં એરહાર્ડને રાજીનામું આપવું પડયું, અને તેમને સ્થાને જ્યોર્જ કીસીન્જર આવ્યા. અને આ પ્રમાણે ઘર આંગણે તેમજ વિદેશમાં વર્ષ પોતે જ વીત્યું.

## સ્વપ્ન શિલ્પી

'મીકી માઉસ' અને ડીઝનીલેન્ડની રંગરંગીની સૃષ્ટિનો કર્તા વોલ્ટ ડીઝની મરણ પામ્યા છે કેમકે

સૌને માટે એ અનિવાર્ય છે. પરંતુ તેનું અમરત્વ કોઈ ઝૂંટવી શકશે નહિ કાર્ટૂનચિત્રો દ્વારા આબાલવૃદ્ધ સૌ કોઈના ચહેરા ઉપર હાસ્યની રંગત આણનાર આ વિશ્વ પુરુષ પાસે જગતનો દરેક માનવી સમજે તેવી ભાષા હતી, કલ્પના હતી અને અલાઉદ્દીનના જાદુઈ ફાનસ જેવી કલાકારીગીરી હતી. સળંગ કાર્ટૂન ચલચિત્ર બનાવનાર વોલ્ટ ડીઝનીમાં એક એવી વિરલ પ્રતિભા હતી કે કાલથી અબાધિત એવા કલ્પના પ્રદેશમાં પશુ, પંખી કે જળચરો-સૌની સોબત તેને મળી રહેતી અને બદલામાં તેમના જીવનરહસ્યનો તે ઝીલી લેતો એટલું જ નહિ, તેનો રસાસ્વાદ સૌને કરાવતો. કાર્ટૂન દ્વારા કેવળ આનંદ પ્રમોદ નહિ પણ કેળવણી આપવાની એક વિશિષ્ટ દૃષ્ટિ તેની પાસે હતી, અને આવી સર્જક પ્રતિભાના, મેઘધનુષ જેવા અનેક રંગો તેના સર્જનમાં ઝળકતા રહે છે. તેની સ્વપ્નની દુનિયા જેવા ડીઝનીલેન્ડમાં, દુનિયાના મહાન પુરુષોએ બાળક બનીને રસલ્હાણ લૂંટી છે. થાય છે કે ભારતમાં પણ આવો એકાદ ડીઝની પાકે તો કેવું સારૂ !

## રૂડકી

શ્રીમતી ઇન્દિરા ગાંધીના વ્યક્તિત્વનું એક પાસું એટલું બધું પ્રકાશમાં નથી અને આ છે તેમની નારી સહજ સમાનતા. દેશવિદેશોની સફરમાં મુક્ત મને વિહરતા આપણા વડાપ્રધાનની તાજેતરની ગુજરાતની મુલાકાતમાં ક્યારે પણ મુખ ઉપરથી સાડી નીચે પડવા દીધો નથી. અમેરિકાની મુલાકાત વખતે પણ તેઓ નૃત્યમાં જોડાયા ન હતાં અને સ્પષ્ટતા કરી હતી કે મારા દેશવાસીઓ મને આમ જોવા ટેવાયેલા નથી. પંચમહાલની તેમની મુલાકાત વેળા એ રાહત કાર્યોમાં મજૂરી કરતી રૂડકી તેમને ગમી ગઈ હતી. કેમકે રૂડકીને ઇન્દિરાજી કોણ છે તે ખબર ન હતી; જ્યારે તેને કહેવામાં આવ્યું કે તેઓ આપણા દેશના વડાપ્રધાન છે ત્યારે પણ તેને લેશમાત્ર અચંબો તે પામી નહિ તેને થયું હશે આવા કોઈ પ્રાણી વિષે તેણે આજ સુધી સાંભળ્યું નથી. તેનું નામ પૂછવામાં આવ્યું ત્યારે તેણે ઉત્પાહભેર કહ્યું: 'રૂડકી !' સંભવ છે કે વિશ્વસુંદરીનું બિરુદ પામી, પ્રચારના વાવટોળમાં ઘૂમતી થઈ, પરદેશી સૈનિકોના મનોરંજનના ઉમદા કાર્ય કરતા જેને બેચાર દિવસની મજૂરી નથી મળી એવી ગરીબ અને આત્મવિલોપનની પ્રતિમૂર્તિ સમી, અને વડા પ્રધાનની તમા ન રાખનાર રૂડકી ઇન્દિરાજીને વધુ પસંદ આવી હશે. છતાં તો આ દેશમાં આવી રૂડકીઓ ઠેર ઠેર વ્યાપી રહી છે અને સાને સાદ પડી રહી છે, પણ તેમને ઓળખવાની કોને પડી છે !

## જોજે જુવાન રંગ જાય ના !

એશિયાઈ રમતગમતોમાં બેંગકોક ખાતે ચાલુ વર્ષે પણ હોકીમાં ભારતને વિજય મળ્યો તેથી રમતગમતના શોખીનો આનંદમાં આવી ગયા છે અને ટપાલખાતાએ તો ખાસ ટિકિટ બહાર પાડી છે તેવીજ રીતે ઓસ્ટ્રેલિયામાં મેલબોર્ન ખાતે ડેવીસકપ ફાઇનલમાં ભારતના સુત્રધાર રામનાથન કૃષ્ણને જે ઝમક બતાવી તેનાથી તો ખુદ વિદેશીઓ આફરીન પોકારી ગયા છે. કેમકે જેમ ક્રિકેટમાં વેસ્ટ ઇન્ડીઝ તેમ ટેનિસમાં ઓસ્ટ્રેલિયા વિશ્વમાં મોખરે છે અને તેમની બરોબરી કરવી સહેલ નથી. જો કે ક્રિકેટના ક્ષેત્રે હજુ ઘણો પંથ આપણે કાપવાનો છે. આપણી ક્રિકેટ ટીમમાં આમ જનતાના પ્રતિનિધિઓ વિશેષ આવે અને અમીરો તથા રાજા મહારાજાના ફરજંદો વિદાય લે તે ઇચ્છવા જોગ છે. શ્રીમંતો ફિલ્ડીંગ માટે નકામા છે. વળી રમતગમતના બીજા ક્ષેત્રોમાં તો આપણું નામ પણ નથી. ભારતના યુવાનોને રમતગમતો તરફ કેવળ આકર્ષિત કરવાની જ નહિ, પણ વિશ્વસ્પર્ધામાં ટક્કર લઈ શકે તેટલા સામર્થ્ય સુધી લઈ જવાની જરૂર છે, અને તેને માટે ખાસ ધ્યાન બાલમંદિરથી માંડીને કોલેજો સુધી અપાય તો જ સફળતા મળે. એક નાનો દાખલો ગમ્ય થઈ પડશે ! સૌરાષ્ટ્ર ટ્રસ્ટ પત્રો યોજીત સાઈકલ રેસથી ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પ્રતિવર્ષ વધુ યુવક યુવતીઓને

એંચી લાવે છે આમાં રાજ્ય સરકારે પણ રસ લેવો જોઈએ અને થોડાંક ઈનામો રાજ્ય તરફથી આપવાં જોઈએ કેમકે દેશના યૌવનધનની રક્ષા કરવી અને પંપાળવું એ ફરજ રાજ્યની પણ છે.

## રાણીપુર

કેન્દ્રના ઉદ્યોગ પ્રધાનશ્રી. સંજીવય્યાએ હરદ્વાર પાસે રાણીપુરમાં પંચ્યાશી કરોડની યોજનાનો ઉદ્‌ઘાટન વિધિ કર્યો ત્યારે ઈલેક્ટ્રીક મોટરોથી ભરપૂર એક વેગન દુર્ગાપુર જવા રવાના થતું હતું. ભોપાલ, હૈદરાબાદ અને તિરૂચીરાપલ્લી ખાતે આવાં ત્રણ કારખાનાં છે પણ રાણીપુરના કારખાનાની વિશિષ્ટતા એ છે કે રાક્ષસી કદની મોટરો, ટર્બો ઓલ્ટરનેટર્સ, હાઈડ્રો-જનરેટર્સ જેવાં યંત્રો બનાવશે અને દેશમાં અન્ય કારખાનાઓનો પાયો નાખવા જરૂરી સામગ્રી પૂરી પાડશે અઢીથી આઠ હજાર માણસોને રોજી મળશે અને દર વર્ષે પચાસ કરોડ રૂપિયાની સામગ્રી બનશે જેમ જેમ દેશમાં વીજળીનું વિસ્તરણ વ્યાપક બનતું જશે તેમજ ઉદ્યોગીકરણ લીધે વીજળીનો વપરાશ કૂદકે ભૂસકે આગળ વધશે તેમ તેમ આવા કારખાનાઓ ઉપર સામગ્રી માટે આધાર રાખવો પડશે અને તેથી જ ઉદ્યોગીકરણનો જે પાયો આજે નખાય છે તેનાં ફળ ચાખતાં, બે ચાર વર્ષનો ગાળો જોઈશે

## સરવરની પાળે

સૂચિત ગાંધીનગરની વાતો સાંભળીને મોઢામાં પાણી છૂટે છે અને કવિજનોને હૈયે આનંદની હેલી ચડે છે જે શહેર ગુજરાતની રાજધાની બનવાનું છે તેની રૂપરેખાની પ્રસિદ્ધ થઈ છે અને એમ લાગે છે કે અમદાવાદની સરખામણીમાં, નવી રાજધાની માત્ર રળિયામણી જ નહિ, પણ કલ્પનાને તરબતર રાખે તેવી શ્રી સરસ્વતીયુક્ત અને સોહામણી બનશે કેમકે સાબરમતી આગળ બંધ બાંધી, સરોવર રચવાની જે કલ્પના છે તે ૧૮૦ ફીટ પહોળા રસ્તા કરતા વધુ નશીલી છે ઉદ્યોગોનું કેન્દ્રીકરણ તો અમદાવાદમાં છે જ. ગાંધીનગરમાં ઉદ્યોગો ન હોય તો ગુજરાત ભિખારી બનવાનું નથી શાળાઓ, કોલેજો, ખેતીવાડી કોલેજો, ઉદ્યાનો, રમતગમતનાં મેદાનો, અને નજર પહોંચે ત્યાં સુધી બંગલાઓની લીલીછમ 'લોન્ઝ' દેખાતી હોય, એ દૃશ્ય તો હશે જ. પરંતુ આનંદપ્રમોદ માટે નદીને તીરે અથવા સરોવરને કાંઠે અદ્યતન આલિશાન હોટલો હોય અને શ્રીમંત નબીરાઓ પત્નિયા જેવી ગુજરાતણો સાથે જો મોટરમાં ટહેલવાના હોય તો તેની સામે ફરિયાદ છે તેને બદલે સરવરની પાળે, માટીના અદ્યતન ઝૂંપડાં હોય, ફરવા માટે નૌકા હોય, વૈભવને સ્થાને સાદગી હોય, ચા-ચેવડો અને ભજીયાને સ્થાને ફળ અને ફૂલ હોય આ ચોતરફ પુસ્તકાલયો વિધવિધ વિષયના પથરાયેલ હોય, બાંકડા પર બેસીને યુવક અને યુવતીઓ જ્ઞાન તૃષા છીપાવતાં હોય- સરોવરને કાંઠે ફક્ત આટલું હોય-બીજુ બધું છો શહેરમાં રહેતું-તો રસ ધૂમકેતુનું નગરી કલ્પનાનું સ્વપ્ન સાકાર થાય- અને મહાન સ્વપ્નોમાં રાચતી પ્રજાના મંડાણ થાય એવી પ્રજા જેને મા ભારતીની આરતીકાલની ચિંતા હોય અને મોત સામે ઊભું હોય તો પણ સ્વ શ્રી મેઘાણીના શબ્દોમાં "સૂના સરવરની પાળે, ઘેરાતી રાતના ટાણે છેલ્લા શ્વાસ ઘૂંટતો ગુર્જરીનો કોઈ બાળુડો" દેહાર્પણ ધ્યેય માટે જ કરે ! આ તો મનમાં ઊગ્યું એટલે કીધું બાકી તમતમારે બનવું હોય સીમેન્ટના અને ચૂનાના ઢગલાનું જેમ, ચીતર્યું હોય તે કરજો-કવિઓ તો ગાંડાઓના કાંઠે !

## ધર્મનું સ્વરૂપ

વીસમી સદીમાં ધર્મનું પ્રણાલિકાગત સ્વરૂપ સ્થિતિસ્થાપકતાને પંથે જાય તે જરૂરી છે. એક એવો જમાનો હતો જ્યારે પોપ વેટિકન બહાર પગ ન મૂકતા આજે તો કેથોલિક સંપ્રદાયના આ ધર્મગુરુ વિદેશોના પ્રવાસે જાય છે. પોપ અને રશિયાના પ્રમુખ વચ્ચેની સૂચિત મુલાકાત પણ જાહેર થઈ છે. ઘર આંગણે જોઈએ તો આપણે ત્યાં પણ ધર્મગુરુઓ રાજકારણમાં ભાગ લેતા થઈ ગયા છે

આપણે ત્યાં ગરીબી અને ભૂખમરાનો લાભ લઈને ખ્રિસ્તી પાદરીઓ વટાળ પ્રવૃત્તિ, કરી પોતાના સંપ્રદાયનો પ્રચાર કરી રહ્યા છે. માણસો, સગવડતા ખાતર, એક ધર્મનો ત્યાગ કરી, બીજો ધર્મ અંગીકાર કરે છે, અને ગીતામાં શ્રીકૃષ્ણના વાક્યને (સર્વાન્ ધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ) કોઈ યાદ પણ કરતું નથી. ધર્મમાં પણ વેપારીવૃત્તિ પેસી ગઈ છે. અને અનુયાયીઓ એવી ગણત્રી કરતા થઈ ગયા છે કે આ સંપ્રદાયમાં રહેવાથી વધુ લાભ છે કે પેલામાં ! ડમરુ વગાડતા અને સ્મશાન રહેતા શંકર ભગવાન પાસેથી ભભૂત સિવાય અન્ય મળે તેમ ન હોય તો સ્વામીનારાયણ શું ખોટા ? ધર્મના સ્વરૂપમાં જે ફેરફાર થઈ રહ્યા છે તે નરી આંખે દેખાતાં નથી પણ કાચની મદદથી જોઈ શકાય.

## વળતાં પાણી ?

ભારતના હિતેચ્છુ એવા એક અમેરિકન ચિંતકે ચેતવણી આપી છે કે ભારતની સંસ્કૃતિ નાશ પામી રહી છે અને આક્રમક તત્વોની શરણાગતિ સ્વીકારી રહી છે. મુંબઈના એક અંગ્રેજી દૈનિકે આને રદિયો આપતાં કહ્યું છે કે આ વાત સાચી નથી. જૂનાં મૂલ્યોનું પુનરુત્થાન આજે ચારેકોર થઈ રહ્યું છે અને સાંસ્કૃતિક ક્ષેત્ર એટલે કે સંગીત, નાટ્ય અને સાહિત્ય, નૃત્યકલાદિમાં જૂનું એટલું સોનું માનીને સંશોધન પણ થઈ રહ્યું છે. આ બચાવ ગળે ઉતરે તેવો નથી. કોઈ ગણી ગાંઠી સંસ્થાઓ આવું કાર્ય કરે તેથી સંસ્કૃતિના વળતા પાણી અટકાવી શકાય નહિ. સવાલ એ છે કે જો એક અમેરિકનને એમ લાગતું હોય કે ભારતની નીજી સંસ્કૃતિ પોત ગુમાવી રહી છે તેનું કારણ અવશ્ય હશે. આજે વિધવિધ વિષયોનું જ્ઞાન, દક્ષતા અને નૈપુણ્ય પામવા આપણે પરદેશ જઈએ છીએ અથવા પરદેશીઓની મદદ સ્વીકારીએ છીએ, પરંતુ બહારના આગંતુકને આપી શકીએ તેવું આપણી પાસે શું છે ? વિજ્ઞાનને બાદ કરીએ તો આધ્યાત્મિક ક્ષેત્રે આપણી સંસ્કૃતિનું પ્રદાન કેટલું ? જેમ વિવેકાનંદે કર્યું. સ્વામી દયાનંદ સરસ્વતીએ કર્યું તેમ આપણા આધ્યાત્મિક, વારસામાં વિશ્વની પ્રજાને રસ જગાવી શકવા આપણે સમર્થ છીએ ? કેવળ બહારનું લઈએ છીએ - આપણું આપી શકતા નથી એવો ધ્વનિ અમેરિકાના હિતચિંતકના શબ્દોમાં હશે ? અનેક પ્રશ્નો ખડા થાય છે. ખરેખર સાંસ્કૃતિક ઓટ હોય તો તે અટકાવી શકાય ? તેને માટે શું કરવું જોઈએ ? કોણે કરવું જોઈએ અને કેમ કરવું જોઈએ ? હિંદુ સંસ્કૃતિને જીવાડવાનો પ્રશ્ન હોય તો માત્ર ગંભીર નથી. ગંભીર વિચારણા પણ માગી લે છે.

## રાધા વિનોદ પાલ

પ્રખર પંડિત, ફિલસૂફ અને વેદાંતના અભ્યાસી તેમજ કાનૂન તથા ન્યાયમીમાંસા પર વિદ્વત્તા અને સંશોધનયુક્ત પુસ્તકોના લેખક તરીકે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ પામેલા રાધા વિનોદ પાલનું અવસાન થતાં રાષ્ટ્રે એક અણમોલ રત્ન ગુમાવ્યું છે બીજા વિશ્વયુદ્ધ પછી જપાનના યુદ્ધ ગુનેગારો માટે જે લશ્કરી મુકદ્દમો ચાલ્યો તે લશ્કરી ટ્રીબ્યુનલના તેઓ સભ્ય હતા અને ૮૦૦ પાનાનો બીજા ન્યાયાધીશોથી વિરુદ્ધ પડતો તેમનો ચુકાદો યાદગાર બની ગયો છે. જેને લીધે ભૂતપૂર્વ જપાની વડા પ્રધાન તોજોને ફાંસી તેમજ સંખ્યાબંધ લશ્કરીઓને જીવતદાન મળ્યું હતું. જાપાનના શહેનશાહ તેમજ અનેક સંસ્થાઓએ તેમને રાષ્ટ્રનું ઉચ્ચ માન-ખિતાબ અર્પણ કરેલ. યુનોની કાનુની સમિતિના તેઓ બે વખત ચેરમેન તરીકે ચૂંટાયા હતા અને હેગ ખાતેની આંતરરાષ્ટ્રિય અદાલતમાં તેમની સુવાસ પ્રસરી હતી તેમના લખાણની કિંમત કાયદાશાસ્ત્રી પણ વિશેષ ગણાય છે, અને ભારતમાં તો ઠીક, પરદેશોમાં તેમના શબ્દો તરફ આદરની લાગણી ભારોભાર રહી.

## આવકારદાયક સંમેલન

નવી દિલ્હીમાં બિનપક્ષીય અથવા પક્ષમુક્તોનું એક સંમેલન ગયે મહિને મળ્યું તેમાં એક કરતાં વધુ દૃષ્ટિએ ઔચિત્ય હતું. ચૂંટણીના વર્ષમાં ફિરોઝ પક્ષોનો રાફડો ફાટે છે. અને પ્રચારમાં તો કાર્ય

પ્રકારનો આચાર સંહિતા અમલમાં રહેતી નથી. અનેક પ્રકારનાં વાજીંત્રો એક સાથે વાગે અને જે વિચિત્ર બસૂરો કોલાહલ થાય અને શ્રોતાગણ ત્રાસી ઉઠે તેવી સ્થિતિ આપણા તંત્રની થાય છે. મતની ભિક્ષા યાચનારાઓ એટલા વધી પડે છે કે સમજુ અને શાણા લોકો સિવાય મેટા ભાગની જનતા હતબુદ્ધ બની ગમે તેને મત આપી બેસે છે તથી અનેક જાતના દબાણો અને યુક્તિ પ્રયુક્તિનો આશરો લેવામા આવે છે – જેમા ધર્મ, જ્ઞાતિ, દ્રવ્યનાલય એમ સઘળાનો ઉપયોગ થાય છે વાસ્તવમાં તો વિરોધપક્ષો જેમ ઓછા તેમ સારું—સારું તો જ તેઓ સંગઠન પૂર્વક વર્ચસ્વી સંચાલન કરી શકે. વિરોધ પક્ષોની નામી હારમાળા હોય એટલે પરિણામ મીંડું—કેમ જુદા-જુદા વિરોધ પક્ષો હોય તેના કરતાં એક મજબૂત વિરોધ પક્ષ વધુ સચોટ પરિણામ લાવે છેવટે તો મતદારે સમજવાની આ વાત છે એટલે જ પક્ષમુક્તોનું સંમેલન ભરાય તે સમાચાર જ સૂચક છે.

## સત્યવાદી વિનાયકરામ

રાધાકાન્ત

વિનાયક આમ માણસ બહુ સારા, ન કોઈનું લેવામાં ન કશું કોઈને દેવામાં! જે વાત હોય, સાવ સાફ અને ચોખ્ખી, ચણાક કરી દેવાના! સાચી વાત કહેતા એમની વાણી પ્રખર થઈ જાય અને સાચી વાત કહેવામા એ કોઈથી ડરે નહિ. એમણે કદી કોઈનું કાઇ બૂરું કર્યું નહોતું કોઈવાર જૂઠી સાક્ષી નહોતી આપી સદાય સત્યનો જ પક્ષ લીધો હતો.

આવા માણસ કદી કોઈને ખપના નથી હોતા હા કોઈ નહિ ને કોઈ પણ રીતે તેઓ પોતાનો નિર્વાહ કરી લેતા હોય છે, પણ વિનાયકરામ તો એ પણ ન કરી શક્યા. એમના બે પડોશી હતા: સુચિત રાય અને પ્રભુ રાય એ બન્નેએ ભેગા મળીને એમની ત્રણ એકર જમીન પચાવી પાડી અને કહ્યું પણ ખરું કે ભાઈ, જમીન તમારી હોય તે યે કબજો તો અમારો છે ને? જાઓ, ખખડાવો ન્યાયમંદિરના બારણ વિનાયકરામને સત્યનું જોર હતું સારે ગોટુ. એમણે માની લીધુ કે ગામલોકો એમનો પક્ષ લેશે અને 'સત્યનો-સચ્ચાઈનો જ ઝંડો લહેરાશે' પણ વિનાયકરામે કોઈ દિવસ કોઈને તરફી જુબાની તો આપી જ નહોતી, કોઈની સાથે હળી-મળી જઇ કોઈની પણ ખુશામત કરી નહોતી, એ કારણે, ગામનું કોઈ એમનો પક્ષ લેવા તૈયાર ન થયુ!

ત્યારે લાચાર થઇને વિનાયકરામને ન્યાય કચેરીનું શરણું લેવું જ પડ્યું. ત્યાં એમના વકીલે કહ્યું કે સત્યને ચળકતું કરવા માટે અસત્યનો પાલિસ ચઢાવવો પડે છે, પરંતુ, વિનાયકરામને આ વાત સ્વીકાર્ય નહોતી મદદનીશ ન્યાયધીશ પાસે એમણે માત્ર એટલુ જ કહ્યું, જેટલું સાવ સાચું હતું. પરિણામ એ આવ્યું કે પાંચ વર્ષ સુધી દાવો લડીને ય અંતે તો તેઓ હારી જ ગયા

હવે હાઈકોર્ટમાં અપીલ કરી છે વિનાયકરામને હાઈકોર્ટ ઉપર મોટો ભરોસો છે, કારણ કે ત્યાં તો દાખલા સાથે દાખલાનો અને કાગળ સાથે કાગળનો મુકાબલો થતો હોય છે હાઈકોર્ટમાં દૂધનું દૂધ અને પાણીનું પાણી થઈ જશે

આજે હાઇકોર્ટમાં કેસની તારીખ છે સુચિત રાય અને પ્રભુરાય આવેલાં છે હાઈકોર્ટની પડસાળમા ઊભા છે અને માંહોમાંહે વાતો કરે છે સામેથી વિનાયકરામ જતાં જોવા મળ્યા. એમની આંખોમાં ક્રોધ હતો. એ જોઇને જ પ્રભુરાય મરક મરક હસવા લાગ્યા સુચિતરાયે એમને કાનમા કહ્યું "જરા કડપ રાખજો. સાલાને જરા છેડવાની જ જરૂર છે પછી તો

એ હુમલો કરીને માથા ઉપર આકાશનો ભાર ઊઠાવી લેશે. સામાવાળી કોર્ટના ન્યાયધીશ છે બ્લડપ્રેશરના દરદી. એમનાથી હુમલાવાળી વાણી સહન નથી થતી."

પ્રભુરાય વાત સમજી ગયા. એમણે કહ્યું: 'વિનાયક કાકા!' વિનાયકરામ પાછા વળ્યા અને પૂછ્યું: 'શું છે?'

"આપ તો નાહક કેસ લડી રહ્યા છો." સુચિતરાયે કહ્યું: "આપ પણ પરેશાન થાઓ છો. અને અમ લોકોને ય પરેશાન કરો છો. જમીન તો આપની છે જ નહિ, તો ય પણ જો આપ સાત હજાર રૂપિયા આપી દેશો, તો અમે લોકો રાજી છીએ."

અને બસ, જાણે બળતાંમાં ઘી હોમાયું. વિનાયક રામ સળગી ઊઠયા. અને 'બેઈમાન, લુચ્ચા' એવા શબ્દો ઉચ્ચારીને પોતાનો હકક સાબિત કરવા લાગ્યા. એમનો અવાજ ઘાંટામાં પલટાયો, અને તેઓ ચીડાતા પોતાના પક્ષનું સમર્થન કરવા લાગ્યા અને પેલા બેઉની બેઈમાની અને બદમાશીની ચોપડીઓ કરવા લાગ્યા.

સહસા હાઈકોર્ટનો એક ચપરાસી દોડતો આવ્યો અને બોલ્યો, 'સાહેબ આપને બોલાવે છે.'

વિનાયકરામને ડરવાની તો વાત જ નહોતી. એમના પક્ષમાં સચ્ચાઈ છે. તેઓ નિર્ભીક થઈને ન્યાયધીશની સામે જઈ ઊભા રહ્યા.

જજ સાહેબે નામ-ગામની પૂછ પરછ કરી અદાલત સામે ટંટાબાજી કરવા બદલ વિનાયક રામનો પચાસ રૂપિયાનો દંડ ઠપકાર્યો. વિનાયક રામ ચોંકી ઊઠયા અને દંગ થઈ જોવા લાગ્યા. હે ભગવાન, આ ન્યાયધીશ પણ સચ્ચાઈ નથી સમજતો!

સુચિતરાય અને પ્રભુરાય હસવા લાગ્યા.

---

[ચાલુ પાન ૩૦૮થી

ગીરીમાં રસ નથી અભ્યાસ ચાલુ રાખવા માગે છે. પછીથી તેણે ઘણીવાર પોતાના મત બદલ્યા કર્યા.

નવેમ્બર ૨૨:

શંકરાચાર્યની ધરપકડ: ઉપવાસી જગદ્‌ગુરુ શંકરાચાર્ય, ગોવર્ધનપીઠ, પુરી, ની દિલ્હીમાંથી, તેમના ઉપવાસના ચોથા દિવસે ધરપકડ કરવામાં આવી અને પાંડિચેરી લઈ જવાયા. અઠવાડિયા પછી પુરીમાં એમને મુક્ત કર્યા.

ડિસેમ્બર ૧:

ડૉ. એરહાર્ડ — પશ્ચિમ જર્મનીના ચાન્સેલર તરીકેનું રાજીનામું આપે છે: બજેટ બાબતના મતભેદોને કારણે ફ્રી ડેમોક્રેટનો ટેકો ગુમાવી ડૉ. લુડવીક એરહાર્ડ રાજીનામું આપી તેમના પુરોગામી છે ડૉ. કુર્ત જોર્જ કેસીંજર એમણે વિજિષ પક્ષોનો ટેકો મેળવ્યો છે.

ડિસેમ્બર ૬:

ડેવીસકપની અંતિમ સ્પર્ધામાં ભારતનો પ્રવેશ: બ્રાઝિલને ૩-૨ થી હરાવીને ભારતે ડેવીસકપના છેલ્લા ચેલેન્જ રાઉન્ડમાં પ્રવેશ કરીને ટેનિસ ક્ષેત્રે ઇતિહાસ સર્જ્યો છે.

ડિસેમ્બર ૧૭:

સંત ફતેહસિંઘના ઉપવાસ: અકાલીનેતા સંત ફતેહસિંઘે પંજાબ અને હરિયાનાની સામાન્ય કડીઓના વિરોધ માટે દશ અપવોસ શરૂ કર્યા જેને અંતે તેઓ આત્મવિલોપન કરશે એવી તેમણે ધમકી પણ આપી છે.

ડિસેમ્બર ૧૯:

ભારત એશિયાઈ રમતગમતમાં હોકી ટાઈટલ મેળવે છે બલબીર સિંઘની એક એકસ્ટ્રા ટાઇમ ગોલ સાથે ભારતે પાકિસ્તાન ઉપર હોકીમાં સરસાઈ મેળવી છે.

ડિસેમ્બર ૨૬:

સંત ફતેહસિંઘના પારણાં: લમ્બાણ વાટાઘાટોને અંતે લોકસભા અધ્યક્ષ સરદાર હુકમસિંઘના પ્રયાસોને લીધે સંત ફતેહસિંઘે આત્મવિલોપન ન કરવાનો અને ઈન્દિરાજીની લવાદી સ્વીકારવાનો નિર્ણય કર્યો છે. [સંકલિત]

# દુનિયા રંગ રંગીલી બાબા

કનૈયાલાલ વાધાણી

એક સંત મહાત્મા પ્રભુ ભજનમાં મસ્ત રહેતા હતા. એક સ્થળે તેમનો વસવાટ રહેતો નહિ. હતા ભટકતા રામ. આજ યહાં કલ વહાં.

સંત મહાત્મા અનેક સ્થળોએ ફર્યા કરતા એટલે દુનિયાની અનેક ફેરેમજીના પ્રસંગો જોવા મળતા હતા.

એકાન્તમાં બેઠા હોય ત્યારે મહાત્માજી આર્તસ્વરે પ્રભુ પ્રાર્થના કરતા કહેતા, " હે દયાળુ! તારી અકળ લીલા સમજાતી નથી."

સંત મહાત્મા વારંવાર આ પ્રમાણે આર્તનાદથી પ્રભુને પ્રાર્થના કરતા રહ્યા.

ફરતા ફરતા સંતજી એકાન્ત સ્થળે નદીતટ પાસે આવી પહોંચ્યા. એક ઘટાદાર વૃક્ષ નીચે કમંડળ અને ધાબળો મુક્યો. આ એકાન્ત સ્થળે મહાત્માજીને ખૂબ શાંતિ લગવાથી ત્યાંજ રાત્રી ગાળવનો નિશ્ચય કર્યો.

મહાત્મજી ધાબળા ઉપર સુતા હતા, અને એ જ આર્તનાદે કહ્યુ, " પ્રભુ! તારી આવી છે દુનિયા ? "

સંત મહાત્મા નિદ્રાધીન થઈ ગયા. મહાત્માજીને સ્વપ્નમાં દેખાયુ કે ભગવાન વિષ્ણુ યમરાજ પાસે બેઠા હતા.

આ સમયે એક અત્યંત ગરીબ નિર્ધન વ્યક્તિ જેને અન્નના એક એક કણ માટે વાખા હતા તેવી વ્યક્તિના મૃત્યુ બાદ યમરાજ પાસે હાજર કરવામાં આવી.

ભગવાન વિષ્ણુએ તેને મંદમંદ સ્મિત કરતા પૂછ્યુ " હે માનવી! તને મારી રચેલી દુનિયા કેવી લાગી ! "

" ભગવાન! આપની દુનિયા નિષ્ઠુર, ઘાતકી, કૃતઘ્ન અને માનવતાહીન મને લાગી. પ્રભુ! આપની દુનિયાના માનવીને કઈ ઉપમા આપવી તે શબ્દો મારી પાસે નથી. પ્રભુ! આપની દુનિયા માનવતા હીન બની રહી છે. "

સંત મહાત્મા સ્વપ્નમાં આ જોઈ રહ્યા હતા. તેવામાં એક બીજી વ્યક્તિ જેણે દુનિયામાં મોજ શોખ માણ્યા હતા, જેને દુઃખનો પડછાયો પણ અડકી શક્યો નહતો તેવી વ્યક્તિના મરણ બાદ યમરાજ પાસે હાજર કરવામાં આવી હતી.

ભગવાન વિષ્ણુએ તેને પૂછ્યું " માનવી ! તને મારી રચેલી દુનિયા કેવી લાગી! "

"ભગવાન ! આપની દુનિયા આનંદમય મંગલમય છે. ખુબ સુખી છે. દુનિયા જેવુ સુખ સમૃદ્ધિ તો આપના રચેલા સ્વર્ગલોકમાં પણ નહીં હોય, એમ હું માનુ છું. પ્રભુ! મને એટલી જ દિલગીરી થાય છે કે મારી માત્ર પંચોતેર વર્ષની વયમાં આવી રંગીલી દુનિયામાંથી મને યમરાજે અહી તેડાવી લીધો."

સંત મહાત્મા સ્વપ્નમા આ સાંભળી છક થઈ ગયા. એક કહે છે દુનિયા નિષ્ઠુર છે ઘાતકી છે, અન્ય કહે છે દુનિયા સુખમય છે. આ શું !

થોડા સમયમા અન્ય વ્યક્તિ જે સ્વેચ્છાચારી સમ્રાટ હતો જેણે અબાધીત સત્તા ભોગવી હતી તેના મૃત્યુબાદ યમરાજ પાસે હાજર કરવામા આવ્યો.

ભગવાન વિષ્ણુએ તેને પૂછ્યું, " માનવ! તને મારી દુનિયા કેવી લાગી.! "

" ભગવન ! દુનિયાના માનવીઓ તો ખૂબ ખુબ આજ્ઞાંકિત છે. મારી આજ્ઞાનું કોઈએ ઉલ્લંઘન કર્યું ન હતું. આપની દુનિયાનો માનવી નમ્ર અને આજ્ઞાંકિત છે. પ્રભુ! મારા સામ્રાજ્યનો હું જ પ્રભુ હતો પરન્તુ યમરાજે તેનો જરાપણ વિચાર ન કરતાં મને અહિ તેડાવી લીધો એનું જ મને દુઃખ થાય છે. "

મહાત્માજી તો સ્વપ્નમાં આ બધું જોઈ રહ્યા હતા. દુનિયા કેવી છે એ વિચારે ખુબ મુંઝવણમાં પડી ગયા.

ઔરંગઝેબ આ સમયે જેને સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરીને દૂર કરવામાં આવ્યો હતો એવા એક સમ્રાટને યમરાજ પાસે હાજર કરવામાં આવ્યો.

વિષ્ણુ ભગવાને તેને પૂછ્યું, "માનવ તને મારી દુનિયા કેવી લાગી?"

"પ્રભુ! આપની દુનિયાના માનવી કૃતઘ્ની છે, વિદ્રોહી છે, નરાધમ છે, જે પ્રજા માટે મેં મારી સેવાઓ આપી તે પ્રજાએ મને પદભ્રષ્ટ કર્યો અને ગાદીથી દૂર કર્યો. પ્રભુ! આવી નગુણી દુનિયા ઉત્પન્ન ન કરી હોત તો આપને શું હરકત હતી!"

આમ દરેક વ્યક્તિના જવાબો તદ્દન જુદા પ્રકારના હતા. સંત મહાત્મા સ્વપ્નમાં ઊંડા વિચાર સાગરમાં ડૂબી ગયા.

ત્યાર બાદ તરત જ એક બાળકે જન્મીને માત્ર દસેક દિવસ દુનિયામાં શ્વાસ લીધો હતો અને મૃત્યુ પામ્યું હતું તેને મૃત્યુબાદ યમરાજ પાસે લાવવામાં આવ્યું.

ભગવાન વિષ્ણુએ તેને પૂછ્યું, "હે બાળ! તને મારી દુનિયા કેવી લાગી!"

"પ્રભુ! આપની દુનિયા પોષક વૃત્તિવાળી હોય એમ મને લાગે છે. મારી માતા મને ધવરાવતી હતી અને મારું પોષણ કરતી હતી. મારી અત્યંત સંભાળ રાખતી હતી. પ્રભુ! આપની દુનિયા પોષક વૃત્તિવાળી હોય એમ મને લાગે છે."

સ્વપ્નમાં આ બધું જોઈ સંત મહાત્મા ખૂબ ગુંચવાડામાં પડી ગયા.

છેવટે જન્મીને તુરત જ મૃત્યુ પામેલા એક બાળકને લાવવામાં આવ્યું.

ભગવાન વિષ્ણુએ તેને પૂછ્યું, "બાળ! તને મારી દુનિયા કેવી લાગી!"

"પ્રભુ! હું તો દુનિયા ઉપર જેવો જન્મ્યો તેવોજ અહીં પાછો આવ્યો મને આપની દુનિયાનો ખ્યાલ ક્યાંથી હોય! પરન્તુ હું માનું છું કે પરિસ્થિતિને અનુરૂપ હશે."

ભગવાન વિષ્ણુ મંદમંદ હસતા બોલ્યા. "બાળ! તેં જ મારી દુનિયાને બરોબર પીછાની હોય એમ લાગે છે માનવ પરિસ્થિતિને અનુરૂપ રહીને જીવન જીવવા પ્રયત્ન કરે છે. મારી દુનિયાના જીવનનો સાચો પીછાણનારો તું જ છે."

પ્રભાત થવા આવ્યું હતું. સંત મહાત્માની આંખો ઉઘડી ગઈ. સંત મહાત્મા એ સૃષ્ટિ નિયંતાની લીલા સમજી ગયા. દુનિયા કેવી છે તે બધું સમજી ગયા.

મેં ઘણા ઉપદેશ સાંભળ્યા છે; પણ મારા સફેદ વાળથી મોટો ઉપદેશ કોઈ સાંભળ્યો નથી મેં ઘણા લોકોની સલાહ લીધી છે પણ અંતરાત્માના અવાજ જેવી ઉત્તમ સલાહ કોઈ પાસેથી નથી મળી. મેં ઘણાં પ્રકારનાં ખાનપાન અને ભોગની મઝા મેળવી છે પણ તંદુરસ્તીની બરાબરીનો આનંદ કશામાં ય પણ નથી મળ્યો. મેં કડવામાં કડવી વસ્તુઓ ખાધી છે, પણ ગરીબીથી કડવી ચીજ કોઈ ન નીકળી. મેં મોટાં ભાર ઊઠાવ્યાં છે, પણ ઋણ સરખો ભાર કોઈ ન હતો. મેં બધી જાતનું ઐશ્વર્ય જોયું પણ સંતોષની બરાબરીનું કોઈ ઐશ્વર્ય ન જણાયું.

— અરબી



# સેવાધર્મ

કેદારનાથજી

સેવા એ પરમધર્મ છે. જીવનશુદ્ધિ માટે નિરપેક્ષ સેવા એ મહાન સાધન છે. સદ્‌ભાવ સાથેની સેવા કષ્ટમય નથી લાગતી. પરોપકારવૃત્તિથી અને ઉદારતાથી કરેલી સેવા કઠિન નથી લાગતી. બાળકો માટે માતા પિતા કેટલું બધું કષ્ટ ઉઠાવે છે, મિત્ર મિત્ર માટે કેટલું સહન કરે છે, છતાં તેનું કષ્ટ નથી લાગતું, કારણ તેમાં રહેલી લાગણી અને ભાવ કષ્ટ ઉઠાવવા મદદરૂપ બને છે આ ભાવોથી જ મનુષ્યની ઉન્નતિ થાય છે.

જે લોકો એમ સમજે છે કે સંસાર એ માયા છે, જંજાળ છે, તો કહેવું પડશે કે તેઓ સંસાર શું તે સમજ્યા નથી. સંસાર એટલે પોતાની પત્ની અને બાળબચ્ચાં એ તો બહુ સંકુચિત વિચાર છે. સંસાર એટલે જગતના બધા સંબંધો. સંતો કેને માટે કષ્ટ સહન કરે છે? લગ્ન ન કરે એટલે શું તેને સંસાર નથી? સંતોનો સંસાર આખો માનવ સમાજ છે. સંસાર તો ઉન્નત બનવાનું ક્ષેત્ર છે. આજે જે કલુષિત સંસાર દેખાય છે તેને દુઃખરૂપ કરનાર મનુષ્ય જ છે. આપણી અંદર રહેલા કામ, ક્રોધ વગેરે ક્યાંથી આવ્યા? સંસારને બગાડનાર પણ આ અશુદ્ધ વૃત્તિઓ જ છે આપણા જ દોષોના પરિણામે સંસાર દુઃખરૂપ બન્યો છે માટે જ જો બધા કર્મ વ્યવસ્થિત રીતે અને શુદ્ધિથી કરીએ તો સંસાર સુખરૂપ બને છે. વગર વિચારે વર્તવાથી પરિણામ દુઃખરૂપ આવે છે.

ઉન્નતિનો આધાર જગતમાંથી કેટલું ખેચ્યું તે પર નથી, પણ જગતને કેટલું આપ્યું તેના પર છે. શોષણવૃત્તિ આટલી વધી છે તેનું કારણ પણ આ જ છે કરોડપતિ શ્રેષ્ઠ મનાય છે. પૈસાના માપથી ધનિકતા મપાય છે જ્યારે જીવનશુદ્ધિની દૃષ્ટિથી તે પાપ અને દોષોનું દ્યોતક છે. શુદ્ધ બુદ્ધિથી જીવનારથી કરોડપતિ થવાય જ કેવી રીતે?

સેવા એટલે ધર્મબુદ્ધિથી થતી સેવા. સેવા દ્વારા માનવતા વિકસે છે. સેવા કરવી હોય તો પ્રથમ સેવક બનવાની લાયકાત પ્રાપ્ત કરવી જોઈએ. સેવા એ કાંઈ સહજ વસ્તુ નથી. ભગવાનની મૂર્તિ બનાવી તેની સેવા કરવી તે તદ્દન સહેલી વસ્તુ છે, પણ સમાજની સેવા કરવામાં ઘણા કષ્ટ સહન કરવાં પડે છે. પ્રસંગ આવે પ્રાણાર્પણ પણ કરવો પડે છે, ગોળી ખાવાનો પણ વખત આવે છે. ભગવાનને તો જ્યારે સુવડીએ ત્યારે સૂએ અને જગાડીએ ત્યારે જાગે, પણ બીમારની સેવામાં તો વારંવાર ઊઠવું પડે છે. ભગવાનને માટે જે ભોજન બનાવો તે ચાલે, પણ દર્દીને માટે તો કેવળ પથ્ય જ વાની બનાવાય. ગમે તેવો પ્રસાદ હશે છતાં ભગવાન બોલનાર નથી, પણ બીમાર તો પ્રાણ રેડીને બનાવેલું હશે છતાં અરુચિને લીધે કહેશે કે શું ધૂળ જેવું બનાવ્યું છે. આનો અર્થ એમ નથી કે તમે ઠાકોરજીની સેવા ન કરો, પરંતુ સાક્ષાત મૂર્તિની બુદ્ધિપૂર્વક સેવા કરવાથી માનવતા વધશે. આવી સેવા કરવા માટે શારીરિક, બૌદ્ધિક અને માનસિક તૈયારી હોવી જોઈએ. વધુમાં વધુ સેવા તો બીમારની કરવી પડે છે. મને સેવા કરવાનો ભાવ હોય, પરંતુ જો ઉજાગરો ન કરી શકતો હોઉં તો સેવા નહિ કરી શકું. બુદ્ધિ નહિ હોય તો એકને બદલે બીજી દવા આપી દેવાશે. યોજનાશક્તિ, કલ્પનાશક્તિ ન હોય તો પણ સેવા નથી કરી શકાતી.

જ્ઞાન, યોગ, ભક્તિ વગેરે શક્તિ વધારવા માટે ના સાધનો છે. પૂજાપાઠ, સ્તવન, પ્રાર્થના, તીર્થ વગેરે કરવા છતાં શક્તિ વધતી ન હોય તો જાણવું કે સાધન બરાબર નથી. ભક્તિ કરીને નિઃસ્પૃહતા ન આવે તો ભક્તિનો અર્થ શો? ભગવાનને માટે અર્પણ થાય તે ભક્તિ. જેનામાં કોઈ ઇચ્છા, વાસના, તૃષ્ણા ન રહે તે જ અર્પણ બને છે. મારામાં લોભ હશે તો સેવામાં દોષ હશે. ભક્તિથી સંપાદન કરેલ સદ્‌ગુણોનો ઉપયોગ માનવજાત માટે છે. ભાવ ઉત્પન્ન થાય તો તેને મુક્ત ક્રિયા થવી જ જોઈએ.

જ્ઞાન થયા પછી તેને અનુરૂપ કર્મ થવું જ જોઇએ. દયાની પૂર્ણતા તેને અનુરૂપ કર્મમાં છે. એક બાજુથી જીવનની શુદ્ધિ કરવાની છે અને બીજી બાજુથી તેનો વિકાસ પણ સાધવાનો છે. વિકાસ સધાય છે સદ્ગુણો અને ચારિત્ર્ય દ્વારા. સદ્ગુણોનો વિકાસ સેવામાં થાય છે. શુદ્ધિ + સદ્ગુણો = માનવતા.

સેવા કરીને પોતે કોઇના ઉપર ઉપકાર કરી રહ્યો છે એવું જે કદી યે વિચારતો નથી તે સાચો સેવક છે. આવી અંતઃકરણની સ્વાભાવિક સેવાવૃત્તિ એ જ પૂર્ણ માનવ બનવાનો માર્ગ છે. જે જે રાષ્ટ્રોએ પ્રગતિ કરી છે તેનો ઇતિહાસ તપાસશું તો માલમ પડશે કે ત્યાંના લોકોમાં સેવાવૃત્તિ અને એકમેકના સહકારથી કામ કરવાની વૃત્તિ એ પ્રધાન ગુણો હતા, જ્યારે આપણે ત્યાં વૈયક્તિક માનવ-જીવનનો હેતુ બહુ ઊંચો છે, પણ સામુદાયિક ધ્યેય એટલું ઊંચું નથી.

લોકોમાં એવી ખોટી છાપ પડી ગઇ છે કે આપણું જીવન આપણા પોતાના માટે જ છે. અન્યને માટે છે – સમાજને માટે છે એવું કદી આપણે વિચારતા નથી. અન્ય સાથેના સંબંધોને તો માયા મનાય છે. 'મને મોક્ષ મળે' : 'હું વિદ્વાન બનું' હું બળવાન બનું' : આવા વ્યક્તિગત ધ્યેયો હમેશા આપણી નજર સામે રહે છે. પણ જે સમાજનું જ હું એક અંગ છું તે સારો યે સમાજ પ્રગતિ કરે, બળવાન બને, સમાજમાં વસતાં સર્વ કોઇનો વિજય થાય એવું ધ્યેય આપણું રહ્યું નથી. આવી વિચારસરણી ને લીધે જ આપણા પર આજદિન સુધી અનેક વિદેશી આક્રમણો થયાં ને આપણે ઘણી સદીઓની ગુલામી ભોગવી.

આથી જ હું કહું છું કે સાચા સેવકે તો સમસ્ત સમુદાયનો વિશ્વાસ કરવો જોઇએ. વળી ઉપર કહ્યું તેમ સેવા કરતી વખતે લેશ માત્ર પણ ઉપકારની ભાવના ન હોવી જોઇએ. ઊલટું સામા માણસને ખબર પણ ન પડે એવી રીતે સેવા કરવી જોઇએ.

સેવા કરીને એનો ધમંડ સેવવો તે તદ્દન અયોગ્ય છે. કોઇ વ્યક્તિ કદી ઉપકાર કરે પણ જો ઉપકાર કરનાર વ્યક્તિ તે માટે કહી બતાવે તો તો એને માટે બધું વસમું થઇ પડે છે.

સેવા કરવી એ તો આપણો સ્વભાવ બની ગયો હોવો જોઇએ. સમર્પણ બુદ્ધિથી કરેલી સેવામાં જ સંતોષ રહેલો છે. માતા બાળકને માટે અતિશય કષ્ટ ઉઠાવીને એની સેવા કરે છે તો શું એ માટે એને ગર્વ થાય છે? એ તો એનો ધર્મ હતો.

આથી જ જ્યારે કોઇ જાહેર કાર્યકરને માનપત્ર આપવાના સમારંભો થાય છે ત્યારે મને બહુ જ નવાઇ લાગે છે. એ તો એની ફરજ હતી, એમાં એણે નવું શું કર્યું? એમાં માનચાંદના મેળવવા શાને? સેવા કર્યા પછી જરા પણ વિશેષતા લાગે તો તેમાં સેવકની ઉન્નતિ નથી પણ અવનતિ છે. માનવજીવનની શ્રેષ્ઠતા કેવળ દ્રવ્ય કે સમ્પત્તિથી નહિ મળે. પરંતુ બીજાઓને આપણા જેવા જ ગણીશું, 'આત્મવત સર્વભૂતેષુ'ની ભાવના કેળવીશું તો જ મળશે. સમાજને એક કુટુંબ સમજશું તો આપોઆપ સમાજસેવા થશે જ; ને એવી સેવાથી સદ્ગુણી પણ બની શકીશું. જ્યારે સેવામાં લોભ દાખલ થાય છે ત્યારે સદ્ગુણમાં દોષ પેસે છે. સેવા તો એવી હોવી જોઇએ કે એથી મન શુદ્ધ થતું રહે. આ દૃષ્ટિએ સેવા એ મહાન યોગ છે. એકાન્તમાં બેસીને ધ્યાનસમાધિ લગાવવાનું સહેલું છે. પણ હૃદયમાં ધર્મબુદ્ધિ રાખી સૌની સેવા કરવાનું કામ બહુ જ કઠિન છે.

આપણને માનવજન્મ તો સહજતાથી પ્રાપ્ત થયો છે, સઘળી ઇન્દ્રિયો તો માનવની મળી છે, પરંતુ હૃદય માનવનું બનાવવા માટે પ્રયત્ન કરવો પડશે. ઉમ્મર વધે છે તેમ શરીર તો વધે જ પણ બુદ્ધિનો વિકાસ, સદ્ગુણોની પ્રાપ્તિ આપમેળે થતી નથી. ધનદોલત કદાચ વારસામાં મળે પણ બળબુદ્ધિ તો પ્રયત્ન કરીને જ મેળવવા પડે છે. આમ જ્યાં સુધી હૃદયમાંથી દુષ્ટતા નીકળી નથી. હૃદય માનવીનું બન્યું નથી ત્યાં સુધી આપણે સાચા માનવ નથી. આવું શુદ્ધ, નિર્મળ હૃદય થશે તો જ બીજાનું દુઃખ

જોઈને આપણને લાગણી ઉત્પન્ન થશે. બીજાનું દુઃખ જોઈને જે વિહ્વળતા થાય તે જ દયા, અને તે દયા મુજબનું આચરણ એ જ સેવા.

જેમ કુટુંબના સભ્યોને એકબીજા પ્રત્યે લાગણી હોય છે તેવી જ રીતે સમાજના બધા સભ્યોને એકબીજા માટે લાગણી હોવી જોઈએ. સમાજ એક બીજાને આધારે ને એકબીજાના સહકારથી ટકે છે. માનવીઓના કેવળ સખ્યા સમુદાયને આપણે સમાજ નહિ કહી શકીએ. જે સમુદાયના માનવીઓ અમુક નિયમોથી બંધાયેલ હોય, એકબીજા માટે લાગણી ધરાવતા હોય તેવા સમુદાયને જ આપણે સમાજ કહીશું, આવા સમાજમા સૌ કોઈ એકબીજાને દુખે દુઃખી અને સુખે સુખી થાય છે. આવા સમાજની શકયતા માનવસમુદાયમા જ છે. પશુઓના સમુદાયમા નહિ.

આવા સમાજમા કે જ્યા પ્રેમની ભાવના છે, એકબીજાને માટે મૈત્રીભાવ, દયા, કરુણા વગેરે છે એવા સમાજમા પછી કોણ કોનું શોષણ કરશે? કોઈની પણ લાચારી કે અડચણનો લાભ ઉઠાવવાનું કોઈને મન નહિ થાય. ઊલટું આવે પ્રસંગે સૌ કોઈ એની મદદે આવશે. વળી ખુશામત ઇત્યાદિથી પોતાનો અંગત સ્વાર્થ સાધવાનું તો સંસ્કારહીન મનુષ્યોના સમુદાયમા સભવી શકે. સાચા માનવીનું આ લક્ષણ ન હોય રોટલો મળતા પૂછડી હલાવવાનું કામ તો કૂતરાનું છે.

આ વિચારસરણી જો અપનાવીશું તો વિશ્વ-શાંતિ માટે આટઆટલાં ફાંફાં નહિ મારવા પડે. કારણ જ્યાં સૌ કોઈને એકબીજા માટે સમભાવ છે, ભ્રાતૃભાવ છે ત્યાં પછી લડાઈ ઝગડા માટે શું બહાનું હોઈ શકે?

માટે જ હું આપ સૌને વિનંતિ કરીને કહું છું કે આપણે સૌ સાચા અર્થમાં સેવક બનીને શોષણ-હીન સમાજરચનાની દિશામાં આગળ વધીએ અને એટલું ધ્યાનમાં રાખીએ કે આ કાર્ય કરવામાં અખૂટ ધીરજ અને શ્રદ્ધાની જરુર રહેશે. આપણું મન ખૂબ મોટું અને દિલ ખૂબ ઉદાર રહેવું જોઈશે. આપણે કહીએ તે જ થાય એવો આગ્રહ આપણે કદી પણ નહિ રાખીએ. અને જો તે રાખીએ તો તે સેવાને બદલે સરમુખત્યારી થઈ જાય. આપણે આપણું મતવ્ય જરૂર રજૂ કરીએ અને જ્યાં સુધી અન્યાય કે અનૈતિક વાત ન હોય ત્યાં સુધી એક-બીજાને સમજાવીને જ કામ લેવાનો પ્રયત્ન કરીએ. જીવનના દરેક કાર્યમા ઉન્નતિની દૃષ્ટિ હોવી જોઈએ. આ ઉન્નતિ એટલે સમતા પ્રાપ્ત કરવી. તે સમતાને લીધે જ દયા, પ્રેમ, મૈત્રી, ઉદારતા વગેરે સેવકને યોગ્ય સદ્ગુણો આવશે ને માનવીઓ સત્તાલોભી પ્રતિષ્ઠાના ભૂખ્યા કે કોઈનું પણ શોષણ કરનારા નહિ હોય; એઓ તો નિસ્વાર્થ અને શુદ્ધ સેવા કરી પોતાના સમાજને ઉન્નતિને પથે લઈ જનારા હશે.



# અજવાળાં

સુરેશચંદ્ર પંડિત

દક્ષખણના ડુંગરાઓ અને એની ઘેઘુર વનરાઇ પર ઝળુંબી થાકેલા સૂરજે આથમણી દશે નમવા માંડયું ત્યારે હિલોળાં લેતું ગામનું ગૌધન ગામમાં પેસતું હતું. અને એ ગૌધનના પગની ખરીઓના અવાજે ગૃહનારીઓ સાંજના ભોજન પ્રબંધમાં ખૂંચી. દેવાલયોમાં દેવપૂજાની તૈયારી કરવા પૂજારી નદીમાં ઝડપથી સ્નાન પતાવી વિઠોબા વિઠોબાના જયનાદ કરતો ઘંટ ઘણઘણાવતો મંદિરના ગર્ભદ્વારમાં પેસતો હતો.

ને એજ વેળા ગામથી દૂર ઝૂંપડીમાં બેસી ઇશ્વર ધ્યાનમાં લીન બની સમર્થ રામદાસ હાથમાં ભિક્ષાપાત્ર લઇ ઊભા થયા.

ગામના દરવાજાના પહેલાં જ ઘરમાં પ્રવેશ કર્યો.

ઘરમાં ગૃહનારી સંધ્યાકાળના પુરોગામી કામના ભારે બોજાની દક્ષિતમાં છોકરાંઓને હણુરતી ગાંગરતી એકથી બીજે ફરતી હતી. રાખની આડશે ગોંધી રાખેલ અગ્નિદેવને સાયંભોજન સારુ પ્રજ્વલીત કરવા ફૂંકો મારતી હતી.

ત્યાં સમર્થે નાદ કર્યો : 'ભિક્ષાન્ન દેહી ભગવતી.'

ગૃહનારીની નજર એ ઉઘાડા અંગવાળા અશક્ત અને સંપૂર્ણ માધુર્ય વેરતા નયનદ્વય સામે ગઇ. ને તિરસ્કારથી સ્વામીના શબ્દો એવડાવતી બોલી : 'ભિક્ષાન્ન દેહી ભગવતી :' જુઓ છે કાંઇ, કે આને ભિક્ષા દેવાનીયે નવરાશ નથી એ!'

રામદાસ સ્વામીએ ગૃહનારીના આ ઉદ્વેગપૂર્ણ નેપથ્ય બોલ સાંભળ્યા ને વળતી જ પળે માધુર્ય વર્ષંતા એજ બોલનો પુનરોચ્ચાર કર્યો : 'ભિક્ષાન્ન દેહી ભગવતી.'

'અરે માંરાજ !' બાઇના અવાજમાં ભારોભાર તિખાશ હતી.

'હું મા!' સામેથી શાંતિનો જાણે મહાસાગર ઘુઘવ્યો.

'હં મા. ગામમાં બીજા ઘર નથી?'

'પ્રભુના વસાવ્યા ઘણાય છે.'

'તો અહીં શીદ ઊભા છો? જાવ બીજે. જોતા નથી? મને ભિક્ષા આપવાનીયે વેળા નથી?'

'વ્રત છે મા મારે કે, એ ઘેર જ ભિક્ષા માગી પાછા ફરવું.'

'અહાહાહાહા! થવું જોગટા. ને પાછા રાખવા વ્રત કોકના પર.' ને રોષ ભરી નજર સમર્થ ભણી નોંધતી બોલી : 'મારાજ! જાઓ. વેળા નથી.'

સમર્થ મૌન, સ્થિર ઊભા છે. હાથમાં ભિક્ષાપાત્ર છે. ખભે ઝોળી છે. આંખોના અમી ચતચત ધારે પેલી ગૃહનારી, ને ગૃહ પર વરસી રહ્યા છે. વદન પર જરાય ઉદાસીનતા નથી. હૃદયમાં લેશ ઉદ્વેગ નથી. ચોમેર શાંતિના જ દર્શન કરતા ત્રીજીવાર નાદ પોકાર્યો :

'ભિક્ષાન્ન દેહી ભગવતી.'

'મારો રોયો જતો નથી. લાગ્યો છે. ટાણું કટાંણું કાંઇ જોતો નથી ને!'

ગૃહનારીના હૃદયનો ક્રોધ બેકાબુ બન્યો. હાથમાં કાળું ડીબાણુ મસોતું હતું. તેનો છુટ્ટો ઘા સમર્થ પર કર્યો એ એમના ગાલ પર વાગ્યો. ફટાક. ભેળા જ શબ્દો આવ્યા. 'ટળતો નથી. ક્યારનીયે કીધા કરું છું'

'જયહો જયહો મા અન્નપૂર્ણાનો.' કહી સમર્થે એ મસોતું ભિક્ષા પાત્રમાં રાખ્યું ને

એક હાથ ઊંચો કરી આશિષની અમી વર્ષા કરી પાછા વળ્યા.

ક્યાં ગયા!

બીજે ઘેર માધુકરી અર્થે નહિ પાછું ઝૂપડીએ પ્રસ્થાન આદર્યું.

સૂરજ મા'રાજ એ વેળા દંડકારણ્યનાં ડુંગરાઓને કસુંબલ રંગે રંગી રહ્યા હતા. હજારો વાદ્યો જાણે શોર મચાવી રહ્યા હોય એમ વનરાજમાં અસંખ્ય પંખીઓ, કલબલાટ મચાવી ગગનના નિઃસ્તબ્ધ ઘુમ્મટને ભરી દેતા હતા.

સમર્થ ઝૂંપડીમાં આવ્યા ભિક્ષાપાત્ર મૂકી મેલું મસોતું લઇ નદી તટે આવ્યા ખુલાશવ હૈયે મસોતું મસળી પીંખ્યું ને સાફ કરી સૂકવ્યું પછી એને લઇ ઝૂપડીએ આવ્યા.

આસને બેસી મસોતું હાથમાં લીધું ને તેમાંથી એક પછી એક તાર મૃદુ હાથે ખેંચી ખેંચી જૂદા મૂકવા માંડયા.

સમર્થની આ લીલા જોવા સૂરજદેવને જિજ્ઞાસા થઇ. આભના ઓવારે એણેય એનો રથ જરા ટર થભાવી રાખ્યો.

મસોતાના બધાંજ દોરા ખેંચાઇ રહ્યા કે, સમર્થે એની વાટ બનાવવા માંડી.

'એ જ ક્ષણે હાથમાં ઘડો લઇ પેલી ગૃહનારી નદી તટે પાણી ભરવા નીકળી માર્ગના કાંઠે જ આ ઝૂંપડીમા એની શીખ માગવા આવેલ વિતરાગ પર નજર ગઇ બીજી ક્ષણે એ થભી.

થભીને એણે જે જોયું એ જોતા એના નેત્રો સ્થિર થઇ રહ્યા.

'પેલા ઘા આપેલ મસોતામાથી આ સંત એક પછી એક તાર ખેંચી એની દિવેટ બનાવી રહ્યા છે અરે!'

ગૃહનારી સ્તબ્ધ બની.

'ને જો! જોટો, ખરી બાઇ! એણે એ વાટ ઘીમાં ઝબકોળી પાંડુરંગની પ્રતિમા પાસે સળગાવી.'

'અરે, આટલુંજ ક્યાં બસ છે.! દીવેટ સળગાવી બે હાથ જોડી વંદના કરતા આ શ્રમણ શું ઓચરે છે. માડી રે!'

ને બ્રહ્માંડ વિસ્તરતા સમર્થના બોલ ગૃહનારીએ સંભળ્યા.

'હે પ્રભુ! હે કરુણાનિધાન! હે પતીતપાવન! હે પુણ્યસલીલ! હે તેજપૂંજ! જેવું અજવાળું આ દીવેટથી અહીં મારી ઝૂંપડીમાં પ્રકાશી રહ્યું છે આવું જ અજવાળું હે વિભુ! મને આ દાનમાં આપનાર ગૃહનારીના અંતરને અજવાળજો. મેલા મસોતાની જેમ તેના દુર્ગુણો ધોઇ એના જીવનની મલીનતાને દૂર કરજો. ને એનુ શુદ્ધ પ્રકાશયુક્ત હૃદય આપના ચરણે પ્રકાશી ઊઠો.'

ને આ દૃશ્ય નિહાળતી વેળાનો ક્ષણે ક્ષણે પેલી ગૃહનારીના અંતરમાં અજવાળાં પથરાતા જતા હતા તેના અંતરમાંથી મલીનતા લુપ્ત થઇ. પરમ પ્રકાશ છવાતો જતો હતો. અને એની ભૂલ સમજાઇ અજ્ઞાન સમજાયું. દાનની મહત્તા સમજાઇ.

એ ઘડો ત્યાં જ મૂકી ઝૂંપડીમાં દોડી. સ્વામી, રામદાસ સમક્ષ બે હાથ જોડી નમી બોલી: 'હે દયાનિધાન! મને ક્ષમા કરો. અન્નદાનની મહત્તા મને હીણભાગીને ન સમજાઇ'

આ હૃદય પરિવર્તનથી હૈયામા અપાર હર્ષ અનુભવતા સમર્થ બોલ્યા. 'હે મા! તારું અંતર તો સ્ફટીક સમુ ઊજ્જવળ, સુર્યના તેજ સરખું પ્રકાશવાન - અને ગંગા સરખું પાવન છે. તું હીનભોગ્ય કેવી મા! જય હો તારા જીવનનો, જય હો તારા કર્મ માર્ગનો. તારી સૂઝ અન્ય દેવીઓના હૈયાને સ્પર્શો'

ને એ જયઘોષ, તરુવરોની ડાળીએ ડાળીએ દંડકવનના ડુંગરાઓની ટોચે ટોચે વહેતી સરિતના જળપર, સંધ્યાના લહેરાતા સુખદ વાયુની પાંખપર ચઢી, ચોમેર ઘુમી વળ્યા ને વિશ્વવ્યાપી બન્યા

# સુવર્ણ જીવન

## એક ધાર્મિક પ્રવચન

આપણે બધા લાંબુ જીવન જીવવા ચાહીએ છીએ કોઈ મનુષ્ય કોઈને કહે કે અમુક દિવસે તારું મૃત્યુ થવાનુ છે તો, તે સાભળીને તે ગભરાઈ જાય છે અને તે મૃત્યુને ટાળવાનો પ્રયત્ન કરે છે બુદ્ધિમાન પુરુષોએ કહ્યું છે કે માનવે લાબુ જીવન જીવવાની રચના કરવી ન જોઈએ, ભલે થોડુ જીવાય પણ સારુ જીવન કેમ જીવાય તે જ વિચારવુ જોઈએ. ગજસુકુમાર પોતાની નાની જિંદગીમા કેવળ ૧૨ વર્ષની ઉમરમા જ મોક્ષ પ્રાપ્ત કરી ગયા! આપણે ૧૦૦ વર્ષ જીવીને પણ દુનિયાના ભલા માટે કંઈ કરી શકતા નથી તો પછી આટલા લાંબા જીવનનો અર્થ શો? અગ્રેજ મહાકવિ લોગ ફેલોએ એક જગ્યાએ કહ્યું છે, "આપણે કેટલુ લાબુ જીવન જીવીએ તેને બદલે આપણે કેવી રીતે જીવન જીવીએ છીએ એ પ્રશ્ન મહત્વનો છે.

દુનિયામાં મુસાફરીના ત્રણ માર્ગ છે આકાશમાર્ગ, જમીનમાર્ગ અને જળમાર્ગ. તેવી જ રીતે જીવનની મુસાફરીના પણ ત્રણ માર્ગ છે. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક આને આપણે જડવાદ, બુદ્ધિવાદ અને આત્મવાદના નામોથી પણ ઓળખી શકીએ છીએ. જડવાદ એટલે જમીન પર ચાલવુ, બુદ્ધિવાદ એટલે પાણી પર ચાલવુ; આત્મવાદ એટલે આકાશ પર ચાલવું.

હવે આ ત્રણ માર્ગમાથી આપણે કયે માર્ગે ચાલવું તેનો વિચાર કરવો જરૂરી છે જડવાદના બળ પર ચાલનારનું જીવન, જમીન પર પેટ ઢસડીને ચાલનાર કીડાઓના જેવું હોય છે સંપત્તિ એકઠી કરવી અને તેનો ઉપભોગ કરવો એ જ તેનું ધ્યેય રહે છે આજના ધનવાન લોકો બીજુ શું કરે છે? તેઓ તેમાં જ સુખ સમજે છે પણ તેઓની આ માન્યતા ખોટી છે રણમા માણસો પાણીના ભ્રમથી ફર્યા કરે છે પણ પાણી મળતુ નથી, જડવાદ પર ચાલનારની આવી જ દશા થાય છે તે પૈસામા સુખ સમજે છે પણ મૃગની જેમ તેને પણ સુખ મળતુ નથી, સુખ તેનાથી દૂર ભાગે છે આમ છતા આજે જ્યા જોઈએ ત્યા આજ વાદની પુષ્ટિ થઈ રહી છે. માનવ 'જડ'ની પાછળ દિવાનો બની રહ્યો છે. તેની રક્ષા માટે વિજ્ઞાને અણુબોમ્બની શોધ કરી છે પણ ચોકકસ માનજો કે અણુ-બોમ્બ અથવા અણુબોમ્બનું વિરોધી શસ્ત્ર કાં ન શોધવામા આવે, આથી માનવ જાતને કદી શાતિ વળવાની નથી.

વિજ્ઞાને આજે મનુષ્યત્વ છિનવી લીધુ છે અને તેને સ્થળચર અને જલચર બનાવી દીધેલ છે, તેથી જડવાદ પર ચાલવું એ માણસનું કર્તવ્ય નથી ઉપનિષદમા કહ્યુ છે 'સત્યનુ મોઢું સુવર્ણના ઢાકણથી ઢાકવામા આવેલ છે સત્યના દર્શન માટે સાધક ઇશ્વર પાસે પ્રાર્થના કરે છે કે હે ઇશ્વર! તું આ સુવર્ણના પાત્રને ખેંચી લે અને મને સત્યનું દર્શન કરવા દે" જ્યા સુધી આપણા હૃદય પર સુવર્ણનુ ઢાકણ હશે ત્યા સુધી આપણે સત્યનું દર્શન નહી કરી શકીએ.

એક ધર્મગુરુની પાસે એક માણસ આવ્યો અને બોલ્યો: "ઇશ્વર ક્યાં છે? મને તો દેખાતો નથી" ધર્મગુરુએ એક કાગળ પર 'ઈશ્વર' લખ્યું અને તેને પૂછ્યુ. "આ શું લખ્યુ છે?" આવનારે વાચ્યુ, 'ઈશ્વર.' પછી ધર્મગુરુએ તેના પર એક સોનાની મહોર મૂકી અને પૂછ્યું, "આ શુ છે? તે માણસે કહ્યું. 'સોનાની મહોર.' ધર્મગુરૂએ તેને સમજાવતા

કહ્યું : "ભાઈ, જેમ સોનાની મહોર નીચે ઇશ્વર દબાઇ ગયેલ છે અને જોવામાં નથી આવતો તેમ મનુષ્યની નજર જ્યાં સુધી જડ વસ્તુઓ તરફ જાય છે ત્યાં સુધી તે ઇશ્વરને જોઇ શકતો નથી. તે સમયે તેને પોતાનો કે બીજાની ભલાઈ નથી દેખાતી. આ સ્થિતિમાં ઇશ્વરત્વનાં દર્શન કેમ થઈ શકે ?"

જડવાદની વસ્તુઓ એકઠી કરવા માટે કેટલું પાપ કરવું પડે છે ? જ્યાં સુધી માણસ બીજાની સંપત્તિ ન લૂંટે ત્યાં સુધી તેની પાસે પૈસો એકઠો થઇ શકતો નથી. આ જાણીતી વાત છે કે જેવી રીતે જુગારીની પાસે એક તરફ માટીનો ઢગલો હોય છે તો બીજી તરફ ખાડો. તેવી જ રીતે પૈસાદારોએ પણ એ સમજી લેવું જોઈએ કે તે ભલે એક બાજુ તિજોરી ભર્યા કરે, પણ બીજી બાજુ તિજોરી ખાલી પણ થાય છે.

આજે આપણું જીવન હિંસક પશુઓથી પણ ખરાબ થઇ ગયું છે. એક સમયની વાત છે : એક રાજકુમાર શિકાર ખેલવા ગયો. જંગલમાં જતાં તેણે એક હરણ જોયું અને તેની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો. હરણ આગળ ને આગળ ભાગતું હતું અને રાજકુમાર પણ તેની પાછળ પાછળ પોતાનો ઘોડો દોડાવી રહ્યો હતો. બહુ દૂર જતાં સામે એક ખાડી આવી જ્યાં હરણ રોકાઇ ગયું. હવે આગળ જવાનો કોઇ માર્ગ રહ્યો નહીં. રાજકુમાર ત્યાં આવી પહોંચ્યો. તેણે નિશાન તાકીને હરણનો શિકાર કર્યો.

રાજકુમારે શિકાર તો કર્યો પણ તે રસ્તો ભૂલ્યો. કોઈ વટેમાર્ગુની શોધમાં હતો ત્યાં એક સંન્યાસીને તેણે જોયો. જે બહુ મસ્ત દેખાતો હતો. રાજકુમારે હરણનો શિકાર કર્યો છે જાણી સંન્યાસી રાજી થયો અને પોતાના આશ્રમમાં તેને લઇ ગયો. રાજકુમાર માટે ભોજનની વ્યવસ્થા કરાવી પોતે સંગીતમાં તલ્લીન થઈ ગયો. થોડી વારે સંગીત બંધ થયું ત્યારે રાજકુમાર સંન્યાસી પાસે ગયો અને બોલ્યો : "મહારાજ, આવું સંગીત તો મેં આજ સુધીમાં મારી જિંદગીમાં નથી સાંભળ્યું. એવી ઈચ્છા થાય છે કે જો મારો વિવાહ ન થયો હોત તો હું કદી આપને છોડત નહીં."

સંન્યાસીએ રાજકુમારને કહ્યું : "ભાઈ, રાત ઘણી જ ગઇ છે માટે તમે અહીં જ રહી જાઓ. મને પણ શિકારનો શોખ છે. આપણે બંને રાતના શિકાર કરવા નીકળીશું."

રાજકુમારના મનમાં અચકામણ તો થઇ પણ શિકાર માટે ત્યાં રોકાવાનું તેને મન થઇ ગયું. રાતના બાર વાગ્યે બંને શિકારે ઉપડયા. ચાલતાં ચાલતાં બન્ને એક ઝાડ પાસે આવ્યા—જ્યાં કેટલાંક માણસો બેઠા હતા. તેમના તરફ ઈશારો કરી સંન્યાસીએ કહ્યું : 'રાજકુમાર, તું આનો શિકાર કર; આ ચોર લોકો છે જે ગરીબ માણસોને તંગ કરી ધન લૂંટી લે છે. હિંસક પશુઓ કરતાં પણ આ લોકો વધું ભયંકર છે." રાજકુમારે પોતાની બંદૂક ઉપાડી ત્યારે સંન્યાસીએ કહ્યું : "ઊભા રહો, આથી પણ સારો શિકાર આગળ મળશે." બંને આગળ વધ્યા. ચાલતાં ચાલતાં સંન્યાસીએ એક વૃક્ષ પર ચઢીને રાજકુમારને કહ્યું : "જુઓ, આ મકાનમાં સફેદ વસ્ત્ર ધારણ કરેલ એક ઠગ બેઠેલો છે. જે સુંદર જુવાન રમણીઓ સાથે હાંસી–મશ્કરી કરી રહ્યો છે. આ દિવસનો મહન્ત અને રાતનો વિલાસી છે. તું આનો શિકાર કર." રાજકુમાર નિશાન તાકે છે, પણ સંન્યાસીએ તેને અટકાવતા કહ્યું : "રોકો, આગળ આથી પણ સારો શિકાર મળનાર છે." બંને ત્યાંથી આગળ જતાં એક હાઈકોર્ટમાં પહોંચ્યા. જ્યાં માણસનો ઇન્સાફ થતો હતો. સંન્યાસીએ કહ્યું, "રાજકુમાર, અહીં દિવસના ન્યાય થાય છે પરંતુ રાત્રે તે પૈસાથી વેચવામાં આવે

છે. જુઓ, ત્યાં શું અવાજ થઈ રહ્યો છે?" બન્ને ચૂપચાપ ઊભા થઈને સાંભળવા લાગ્યા. એક પૈસાદાર માણસ ન્યાયાધીશને કહી રહ્યો હતો: "સરકાર, આ દશ હજાર રૂપિયા લો અને મને બચાવી લો." રાજકુમારે આ જોઈ ગોળી ચલાવવા માંડી પણ સંન્યાસીએ કહ્યું, "હજુ થોભો, આથી પણ સારો શિકાર આગળ મળનાર છે" પછી તે વ્યાપારીઓ પાસે તેને લઈ ગયો અને બોલ્યો: 'તું આનો શિકાર કર, કેમકે તે ગરીબોને લૂંટીને પોતાનું ઘર ભરે છે, કાળા બજાર કરે છે અને મોજમજા કરે છે" આ રીતે સંન્યાસી જ્યાં જ્યાં રાજકુમારને લઈ જાય છે ત્યાં ત્યાં તે ધર્મને સ્થાને અધર્મ અને સ્વાર્થનું પોષણ થતું જુએ છે. આખરે સંન્યાસી તેને બધે ફેરવીને પોતાના આશ્રમમા લાવે છે અને આ રીતે દુનિયાનું ખરું દર્શન કરાવીને સૂર્યોદય થતાં વિદાય કરે છે. અહીં કહેવાનુ તાત્પર્ય એ છે કે જડવાદ તમામ અનિષ્ટોની જડ છે.

બીજો માર્ગ છે–બુદ્ધિવાદ અથવા જડમાર્ગ. કેટલાંક માણસો બુદ્ધિથી સિદ્ધ થાય તે જ વસ્તુ માને છે. તર્કથી સિધ્ધ થાય તેવી વાતો પર જ તે વિશ્વાસ રાખે છે પણ વિચારવાની વાત છે કે જે કામ હથોડાથી કરી શકાય તે કામ હાથથી નથી થતું અને કરવામાં આવે તો હાથ તૂટી જવાનો ભય રહે છે. તેવી જ રીતે જે વસ્તુ વિશ્વાસથી માનવાની હોય છે તે તર્કથી કેવી રીતે સમજી શકાય? કેમ કે તર્ક તો સત્ય વાતમા પણ ચલાવી શકાય છે અને અસત્ય વાતમાં પણ તર્ક તો ચાલે છે.

હવે ત્રીજો માર્ગ છે આત્મવાદનો–આધ્યાત્મિક માર્ગ. આ માર્ગે આપણે ઊંચે ચડી શકીએ છીએ. આધ્યાત્મિક માર્ગનો અર્થ કોઈ સમજે કે આ માર્ગે ચાલનાર મનુષ્યે સંસારમાં ન રહેવું જોઈએ તો તે બરાબર નથી. સાધુ બની કે દુનિયા છોડીને જંગલમાં જઈએ પણ આપણે ઈર્ષા, દ્વેષ, છળ, કપટથી મુક્ત ન બનીએ તો તે પણ સંસાર જ છે. તેથી સંસારને છોડી સાધુ વેષધારી બનવાથી કંઇ લાભ નથી, પરંતુ સમજપૂર્વક ત્યાગ કરી આધ્યાત્મિક માર્ગ તરફ આગળ વધવામાં જ લાભ છે. જે પુરુષના હૃદયમાં આત્મવિશ્વાસ હોય અને હંમેશાં પ્રસન્ન મુખે રહેતો હોય તે આધ્યાત્મિક માર્ગે ચાલી શકે છે અને તેને જ આધ્યાત્મિક માર્ગે ચાલનારો સમજવો જોઇએ.

અંગ્રેજીમાં કહ્યું છે કે તમે બધું ભૂલી જાઓ પણ બે વસ્તુ કદી ન ભૂલો–દાન દેવાનું અને ક્ષમા કરવાનું. આ બે વાતોને યાદ રાખવાથી જ તમારું જીવન સફળ થશે. તમારી પાસે જે કઇ હોય તે ઉદાર હાથે આપી દો. અને કોઇ તમારું બૂરું ઇચ્છે તો તેને ક્ષમા આપી દો. આ બે જ વાતો તમારા માટે ઘણી છે જે તમને માણસમાંથી ભગવાન બનાવી દેશે.

જડ વસ્તુઓનો ત્યાગ અધ્યાત્મવાદ છે અને તેનો સંગ્રહ કરવો જડવાદ છે. ગુરુ ગોવિંદસિંહનો એક કિસ્સો છે. એક વાર જમુનાને તીરે બેઠા હતા ત્યારે તેમનો એક શ્રીમંત શિષ્ય રઘુનાથદાસ ભેટ લઇ આવ્યો અને બોલ્યો: "આજે મારી આ ભેટ સ્વીકારો." ભેટમાં બે સોનાની બંગડીઓ હતી જેમાં કિંમતી હીરા લગાડવામાં આવ્યા હતા. ગુરુજી અધ્યાત્મવાદી પુરુષ હતા. તેમની નજરમાં માટી અને સોનામાં કઇ ફેર ન હતો. તેઓ તો બંગડીઓ લઇને પોતાની આંગળીમાં ફેરવવા લાગ્યા. ફેરવતાં ફેરવતાં એક બંગડી જમુનામાં પડી ગઇ. ભેટ આપનાર તરત જ જમુનામાં પડયો પણ તેને બંગડી મળી નહીં, હતાશ થઇને ખાલી હાથે તે પાછો

ફરી ત્યારે ગુરુજીએ બીજી બંગડી જમુનામાં ફેંકતા કહ્યું: 'જો બગડી ત્યાં પડી છે."

આ પ્રકારે જે માણસ સોના અને માટીને એક સરખાં સમજે છે તે માણસ આકાશગામી બની શકે છે અને પવિત્ર આધ્યાત્મિક જીવન જીવી શકે છે જ્યાં સુધી મનુષ્ય જડવાદ છોડીને આધ્યાત્મવાદ ગ્રહણ નહીં કરે ત્યાં સુધી તે સત્યના દર્શન નહીં કરી શકે. ઉપનિષદમાં યથાર્થ કહ્યું છે: "સત્યના દર્શન કરવા માટે સોનાનું ઢાંકણુ ઉઘાડીને ફેંકી દેવું જોઇએ." જો આપણે જીવન સુવર્ણ-ઉત્તમ બનાવવું હોય તો સત્ય પર છવાયેલુ સોનાનું ઢાંકણુ ઉઘાડીને દૂર કરી આધ્યાત્મિક માર્ગે વિકાસ સાધવો જોઇએ. આ માર્ગે વિકાસ કરતાં કરતાં 'દાન દેવું અને ક્ષમા બક્ષવી' એ જ આપણો જીવન-મંત્ર બને તો આપણું જીવન શાંતિના માર્ગે આગળ વધી યશસ્વી બનશે.

# સ્તૂપ શા માટે?

એક વખત ભિખ્ખુ આનંદે, ભગવાન તથાગતને પ્રશ્ન કર્યો:

"હે પ્રભુ! સ્તૂપ (સમાધિ) શા માટે બનાવવામા આવે છે?"

ભગવાન તથાગતે કહ્યું:

"ભંતે! ક્ષણભંગુર આ દેહનો ત્યાગ કરનાર ચાર એવા પ્રકારના મનુષ્યોનો સ્તૂપ બનાવવામાં આવે છે કે,

"જે જીવનમાં, સતત જાગૃત રહેલ છે, ધર્મ-પ્રચારથી તે બીજાનો ઉદ્ધાર નથી કરી શક્યા, પણ, પોતે સંપૂર્ણ જ્ઞાનવાન અને પ્રેમવાન બની બીજાઓ માટે આદર્શરૂપ રહેલ છે."

"જેણે જીવનભર સૃષ્ટિના તમામ જીવાત્માઓ ભણી સમાન બુદ્ધિથી રહેલ છે."

"જેણે તથાગતના ધર્મનો, ઉપદેશનો, શાંતિનો સદેશો, જીવનમાં ઉતારી, બીજાઓને તે સમજાવી ધર્મમાર્ગે ચીરશાંતિને માર્ગે વાળ્યા છે, તેવા બૌદ્ધ શ્રમણોનો."

"તથા, તથાગતના શ્રેષ્ઠ ધર્મનો પ્રચાર કરવાનું જીવનમા એક માત્ર લક્ષ રાખનારાઓનો."

"હે આનંદ! આ રીતે ચાર વ્યક્તિઓના નિર્વાણ પછી સ્તૂપ બનાવવામા આવે છે."

વળી આનંદે પુછ્યું:

"હે પ્રભુ! એવી ચારેય પ્રકારની વ્યક્તિઓના નિર્વાણ પછી સ્તૂપ બનાવવાથી લાભ શો?"

ભગવાન બુધ્ધે કહ્યું:

"હે ભિખ્ખુ! એ સ્તૂપની સમીપ જનાર મનુષ્યને તુરત એ ખ્યાલ આવે છે કે, આ સમાધિસ્થ મનુષ્યે, પોતાના જીવનમાં, તથાગતના શાન્તિ-ધર્મને નિર્વાણના રાહનો, અમૂલ્ય પ્રચાર કરી, જગતને હીત-સાધન બતાવ્યું છે, અને સ્તૂપની નજીક જતા, દાર્શનીકને આ બાબતનું સ્મરણ થાય છે, અને એ સ્મરણથી તે પ્રસન્નતા અને શાંતિ કેમ મળી શકે, તે વિચારવાને માર્ગે પ્રેરાય છે, એથી સ્તૂપ એ, પવિત્ર અને અમૂલ્ય શિક્ષણ દાર્શનીકને આપે છે, તેથી તે લાભદાયી છે"

આનંદને આ બુદ્ધ વાણીથી પ્રસન્નતા વ્યાપી.

– દેવેન્દ્રકુમાર પંડિત

અલ્જેરિયન વાર્તા

# વકીલનો બચાવ

એલન પૌલિન

મિટરી મૈરીનિનનો કેસ ચાલી રહ્યો હતો. એના પાડોશીએ પીટર ગૈરીનિન પર એનો ઘોડાની હત્યા કરવાનો આરોપ મૂક્યો હતો.

ઉનાળાના દિવસ હતા કચેરીની અંદર સખત તાપ લાગતો હતો. લોકોની પણ ખાસ હાજરી નહોતી. માત્ર બે ત્રણ ખેડૂતો કેસમાં સાક્ષી આપવા માટે આવ્યા હતા. એ લોકો ત્યાં બેઠાં બેઠાં ધ્યાનથી કાર્યવાહી સાંભળી રહ્યા હતા

આરોપીનો વકીલ કેસ સમજાવી રહ્યો હતો. એની દૃષ્ટિ અદાલતના અધ્યક્ષ પર મંડાયેલી હતી. પોતાના કથનથી લોકોને પ્રભાવિત કરવાનો એ પ્રયત્ન કરતો હતો. લોકોનું ધ્યાન આકર્ષવા માટે એ હાથ હલાવતો હતો અને પોતાની વાતને સ્પષ્ટ કરવા પ્રયત્ન કરતો હતો. આટલી મહેનત પછી પણ ન્યાયમૂર્તિઓના ચહેરા પર એના કહેવાની અસર થતી હોય એવું લાગતું નહોતું.

અદાલતના અધ્યક્ષ ચિંતામગ્ન લાગતા હતા. અને એની પાસે બેઠેલા ન્યાયમૂર્તિઓમાંથી એક ઘોડાનું ચિત્ર દોરી રહ્યા હતા અને બીજા ન્યાયમૂર્તિ સંગીતજ્ઞ હોવાથી ત્યાં બેઠાં બેઠા સંગીતની રચના લખી રહ્યા હતા.

આરોપી મિટરી મૈરીનિન ભૂગાવાળવાળો ખેડૂત હતો. એના પગ ખુલ્લા હતા અને માથામાં હેટ રાખીને એ ઊભો હતો એ પોતાના વકીલના લાંબા કથનમાંથી કંઈ સમજી શકતો નહોતો. એનું ધ્યાન તો બારીના કાચમાં એક માખી ફડફડાટ કરી રહી હતી, અને બહાર નીકળવાનો એને માર્ગ મળતો નહોતો, એના પર હતું. એકાએક વકીલે શ્વાસ લેવા માટે એક ક્ષણ બોલવાનું બંધ કર્યું. ત્યારે મિટરી જલદીથી કચેરીના ચપરાસી પાસે ગયો અને કહ્યું :

'અરે ભાઈ, આ માખીને બહાર નીકળી જવા દેને? ઘણીવાર થયા એ ફફડી રહી છે.'

ન્યાયમૂર્તિઓએ એના તરફ સહાનુભૂતિ અને દયાના ભાવથી જોયું અને ત્યાં અધ્યક્ષે ઘંટડી વગાડીને કહ્યું :

'મિટરી મૈરીનિન, તું અહીં એક આરોપીની હેસિયતમાં છે. તારી પાસેથી ખામોશ રહેવાની અપેક્ષા રાખવામાં આવે છે.'

'ઓહ, માખી ચાલી ગઈ.' મિટરીએ બારી તરફ જોતાં કહ્યું.

ન્યાયમૂર્તિઓ હસી પડયા વકીલે પોતાના અસીલ તરફ જોયું અને પછી આગળ ચલાવ્યું....

'સાહેબ, જે કંઈ થયું છે એ કેવી પરિસ્થિતિમાં થયું છે એના તરફ પણ આપણે આપણું ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. આની મનોવૈજ્ઞાનિક બાજુ પણ વિચારવી જોઈએ એક રાતની કલ્પના કરો જે કોલસાના જેવી કાળી છે અને એ પણ એક ગામમાં... મારો અસીલ પોતાના ખેતરમાં શાકભાજી અને ઘઉંના પાકની રખેવાળ કરતો સૂતો હતો પણ ખૂબ પરિશ્રમ કર્યા બાદ બધું ભૂલીને એ નિદ્રાધીન થઈ ગયો હતો...પણ એકાએક સ્વપ્નશીલ સ્થિતિમાં એણે શું જોયું? શબ્દ એનું વર્ણન કરી શકે તેમ નથી. ઓહ! એણે કેવું ભયાનક દૃશ્ય જોયું. મારા અસીલની જિંદગી કાચા દોરા પર લટકી રહી હોય એવું એને લાગ્યું એના માથા પર એક ભયાનક રાક્ષસ જાણે એનું ભક્ષણ કરી જવા ઝઝૂમી રહ્યો હતો. એણે જોયું કે રાક્ષસના મોંમાંથી આગ વરસી રહી છે. મારો અસીલ ખૂબ ગભરાઈ ગયો. ઊંઘભરી આંખે જ એણે બંદૂક ઉઠાવી અને ગોળીબાર કર્યો, રાક્ષસ પડી ગયો. પણ એણે ઊઠવાનો પ્રયત્ન કરતાં મારા અસીલ તરફ ઝાપટ મારી અને પછી દર્દનો અવાજ કરતાં મૃત્યુ પામ્યો. આમાં મારા

અસીલની શું ભૂલ? એ રક્ષકને બદલે પીટર ગૅરીજનનો ઘોડો નીકળ્યો એમાં એ શું કરે? એક ઘોડો...ગરીબ જાનવર, એની કિંમત પણ શું હશે?...એટલે સાહેબ, આ બાબતમાં તમે બે સિદ્ધાંતોની દૃષ્ટિએ વિચાર કરો. એક ઇશ્વરનો સિદ્ધાન્ત, જે બધાને પોતાનું રક્ષણ કરવાનો અધિકાર આપે છે. અને બીજો માણસનો સિદ્ધાન્ત, જે બધી ક્રિયાઓને નિર્દોષ અને દોષિત એવા વિભાગોમાં વહેંચે છે. આ બંને સિદ્ધાન્તોની દૃષ્ટિએ મારો અસીલ નિર્દોષ છે.'

વકીલનું કથન પૂરું થયું પણ અધ્યક્ષે કહ્યું: 'મિટરી ગૅરીજન, આરોપી.'

'હાજર છું.'

'તું આ વિષયમાં કંઇ કહેવા માગે છે?'

'કોણ હું?'

'હા, તું.'

'અચ્છા તો આ બધું કેમ થયું એ હું કહી શકું?'

'હા, પણ સાચેસાચ જે બન્યું હોય તે જ કહેજે.'

મિટરીએ કહેવા માંડ્યું: 'એ ઘોડો વારવાર મારા ખેતરમાં આવતો હતો. મેં ઘણીવાર મારા પાડોશી પીટરને ઘોડાને વાડામાં પૂરી રાખવા કહ્યું હતું. એણે મને ઘણું નુકસાન કર્યું છે. એ મારા બગીચાને બગાડતો હતો. દિવસ ઢળતો જ એ મારા ખેતરમાં આવતો અને બધું બરબાદ કરી નાખતો. એમાંયે મને કાશીફળની જેટલી ચિંતા હતી એટલી બીજા કશાની નહોતી. તમે એવડાં મોટાં કાશીફળ જોયાં નહિ હોય. મને થયું મારા કાશીફળને બરબાદ કરવાનો બોધપાઠ હું આ ઘોડાને શીખવીશ. મેં બંદૂક ભરી અને હું આ ઘોડાની રાહ જોવા લાગ્યો. મધરાતે હું સૂવા માટે જઇ રહ્યો હતો ત્યારે ઘોડો કૂદીને મારા ખેતરમાં આવ્યો.'

'અચ્છા, પછી શું થયું?'—અધ્યક્ષે પૂછ્યું.

'મેં એને મારી બંદૂકથી મારી નાખ્યો.'

'અને પછી?'

'અને પછી હું અને મારી પત્ની એને ગામની સીમ સુધી લઇ ગયાં. અને ત્યાં અમે એને દાટી દીધો.'

વકીલે પોતાના અસીલની સીધીસાદી વાત સાંભળી, અને એ ગુસ્સાથી તમતમી ઊઠ્યો. વકીલને થયું કે ઇશારો કરીને હું એને રોકી દઉં, પણ મિટરી તો પોતાના વકીલને ભૂલીને અધ્યક્ષની સામે જોઇ ને જ બોલી રહ્યો હતો.

'ઠીક છે, તો પછી તારા મતે ઘોડાની શું કિંમત થાય?' અધ્યક્ષે પૂછ્યું.

'મને શું ખબર પડે એની કેટલી કિંમત થાય? પણ એ સારો ઘોડો હતો.' મિટરીએ ઉત્તર આપ્યો.

વકીલ ગુસ્સામાં ઊઠ્યો અને બધાં કાગળો એણે એના પર ફેંકી દીધાં. ન્યાયમૂર્તિઓએ અંદર અંદર વિચાર કરવા માટે અદાલત બરખાસ્ત કરી. વકીલે મિટરીને બહાર લઇ જઇને ગુસ્સાથી કહ્યું:

'તું બેવકૂફ છો. જો તને જુઠું બોલતાં નહોતું આવડતું તો પછી વકીલ જ શા માટે રોક્યો?' અને ગુસ્સામાં જ એ ત્યાંથી ચાલ્યો ગયો.



# રખે ગભરાતા

સરોદ

તમે ઓછા વત્તા અંશે ગભરાયા વિના રહેવાના નથી જ. પણ એ ગભરાટને તમારા વિશેષ ગભરાટનું કારણ બનવા દેતા નહીં. સાહેદનું પીંજરું જ એવું જ છે. ત્યાં ઊભા રહેતાં ભલભલા ગભરાઈ જાય છે. ઇંગ્લૅંડની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ શ્રી. બર્કને એક વખત સાહેદ તરીકે બોલાવવામાં આવેલ તેણે પોતાના અનુભવ વિષે કહ્યું કે સાહેદનું પાત્ર મારા માટે તદ્દન નવું હતું, મને લાગ્યું કે અદાલતની કોઈ વસ્તુ મારા માટે પરિચિત નથી, જે હકીકત વિષે મારે જુબાની આપવાની હતી તે મહત્ત્વની હતી, તે વિષે હું જે જાણતો હતો તે પણ મહત્ત્વનું હતું. છતા મારા મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે લોર્ડ બ્રૂમ મારી ઉલટ તપાસ કરવાના છે અને તેથી મેં શું જુબાની આપી તે મને યાદ રહી નથી. આમ અદાલતના જીવે પણ સાક્ષીના પીંજરામા ઊભાં રહેતા અપરિચિત વાતાવરણથી ઉદ્ભવતો ધ્રાસકો અનુભવેલ. ત્યારે તમે તો અદાલતની કાર્યવાહીથી વાકેફ નથી અને ગભરાઈ જાવ તેમાં નવાઈ નથી. છતા હકીકતમાં તમારે ગભરાવા જેવું કશું જ નથી.

ટિહડન વિરુદ્ધ બીચરના સુપ્રસિદ્ધ મુકદમામાં હેન્રી બીચર સાક્ષીના પીંજરામાં હતા. સામા પક્ષના વકીલ વિલિયમ ફુલરટન તેની ઉલટ તપાસ કરતા હતા. બીચર જવાબ દેતા થોથવાઈ ગયા. ફુલરટને ઘાંટો પાડયો, કેમ મારા સવાલના સીધા જવાબ દેતા નથી? બીચરે પ્રત્યેક સાક્ષીના હૃદયનો પડઘો પાડયો, સાહેબ, હું તમારાથી ગભરાઉં છું. આ પ્રસંગ પરથી તમે સમજી શકશો કે સાક્ષીના પીંજરામાં ગભરાટ એ સામાન્ય વસ્તુ છે. તે ગભરાટથી ગભરાતા નહીં, કારણ કે ગભરાવા જેવું કશું નથી તેમ હું તમને ખાત્રીપૂર્વક કહું છું

- અદાલતમાં હાજરી આપનાર જોતા હશે કે ત્યાં ચાલતી રોજ બરોજની કાર્યવાહીમાં પક્ષકાર અને - સાહેદને જે સામનો કરવો પડે છે તે સામાન્ય નિઃશસ્ત્ર માણસને કોઈ આધુનિક શસ્ત્રોથી સજ્જ સૈનિક સાથે મુકાબલો કરવો પડે તેવો છે. તેમાં જાણે કે તે સામાન્ય માણસને અવિશુદ્ધ પાર ઉતારવાની કોઈ શકયતા જ નથી. એક બાજુ અદાલતની કાર્યવાહીથી અપરિચિત, ગભરાટથી ધ્રુજતા અંગને પરાણે સ્થિર રાખવા મથતો કાનૂનોથી બિનવાકેફ કે અર્ધવાકેફ પક્ષકાર કે સાહેદ ઊભો છે. બીજી બાજુ અદાલતની કાર્યવાહીથી પરિચિત, કાનૂનોથી વાકેફ, સ્વસ્થ, શાંત અને આવા મુકાબલાના અનુભવે કાબેલ વકીલ ઊભો છે. આમાં પેલા પક્ષકાર કે સાહેદનું ગજું જ કયાં કે તે સફળ સામનો કરી શકે? સાક્ષીના પીંજરામા ઊભા રહેલ માણસની આ સ્થિતિ છે તે ખરું છે. છતાં હું કહું છું કે ભાઈ, ગભરાતા નહીં.

તમે ગભરાતા નહીં, તેમ હું કહ્યા કરું તેથી તમારો ગભરાટ મટવાનો નથી તે હું જાણું છું. તમે સાક્ષીના પીંજરામાં ઊભા છો, તમારા પગ ધ્રૂજે છે, તમારા કંઠે શોષ પડે છે, તમને આખી અદાલત ચક્કર ફરતી લાગે છે. તમે પીંજરાનો કઠોડો પકડી માંડ સમતુલા જાળવો છો. તમારા પર પ્રશ્નોની ઝડી વરસે છે. તમારા જવાબ ત્રુટક છે. તમને લાગે છે કે તમે અવળા સવળા જવાબો આપો છો. કયાંક જવાબ દેવામાં ભૂલ કરી બેસો છો. તમે પરસેવે રેબઝેબ થઈ જાવ છો. તમને થાય છે કે આમાંથી કયારે મારો છૂટકારો થાય. આખર તમારી જુબાની પૂરી થાય છે. તમે રાહતનો દમ ખેંચો છો. પણ થોડી ક્ષણોમાં તમે વિશેષ ગભરાટ અનુભવો છો. તમને થાય છે કે તમે જે જુબાની આપી તે સત્ય હકીકતને સમર્થન આપનાર નહીં થાય. સામા વકીલે તમને ગૂંચવાડામા નાખી દીધા તેથી તમને તેના પર રોષ ચડે છે. તમારો ગભરાટ ફફડાટ બની જાય છે. હું આ વખતે તમને ભારપૂર્વક કહેવા માગુ છું કે તમારા ગભરાટ માફક તમારો

ઉશ્કેરાટ પણ વિના કારણ છે. હું આ હકીકત તમને બરાબર સમજાવવા માગું છું. તમારો ઉકળાટ ઓછો કરી મને શાંતિથી સાંભળો. જુઓ, ફરી ઉશ્કેરાયા? ના, ભાઇ, ના. સામો વકીલ તમારો દુશ્મન નથી. માનવ માનવ વચ્ચેનો ન્યાય માનવ કરે ત્યારે તેની હાજરી અત્યંત આવશ્યક છે તેના વિના ન્યાય શક્ય જ નથી. તમે વિસ્ફારિત આંખે મારા તરફ જોઇ ન રહો. જરા સ્વસ્થ થઇ મારી વાત સાંભળો.

તમે તમારા ગભરાટ અને ઉશ્કેરાટમાં જેનું અસ્તિત્વ ભૂલી ગયા છો તે ન્યાયાધીશને યાદ કરો. તમે તેને ભૂલી જાવ તે સ્વાભાવિક છે. તે બહુ ઓછું બોલે છે. તેથી તેની હાજરી ઘણી ઘણી વાર ભૂલી જવાય છે. તે ન્યાય કરવાનો છે ને? તે તમારી જુબાની વાંચશે, પછી બીજા પુરાવા સાથે તેની વિચારણા કરશે અને તેના ખરાખોટાપણા વિષે નિર્ણય આપશે. હવે, તમે એ તો જાણો છો કે કોઇ બજારમા ચાલ્યા જતા માણસને ન્યાયાધીશ તરીકે બેસાડી દેવામાં આવતો નથી. તે ન્યાય કરવાની બાબતમાં નિષ્ણાત કહી શકાય તેવો માણસ છે. તે રોજબરોજ ઘણા માણસોને સાક્ષીના પીંજરામા જુએ છે. તે જાણે છે કે આ પીંજરામા ઊભો રહેલ માણસ ભાગ્યે જ ધ્રૂજ્યા વિના રહી શકે. તે એ પણ જાણે છે કે તમે અદાલતની કાર્યવાહીથી વાકેફ નથી અને તમને સવાલો પૂછનાર વકીલ નિષ્ણાત છે. આ મુકાબલામા તમે તમારી જુબાનીમા ગૂંચવાડા ઊભા કરો જ તે હકીકત પણ તે જાણે છે. આ બધી બાબતનો વિચાર કરીને તે જુએ છે કે મહત્ત્વની બાબતમાં ઉલટ તપાસની ઝીંક તમે કેવી રીતે ઝીલી શક્યા છો. જો મહત્ત્વની બાબતમા તમારી જુબાની તૂટી નહી હોય તો તમે ભરોસાપાત્ર ઠરાશો તેમાં રહેજ પણ શંકા સેવતા નહીં. આથી જ હું કહું છું કે તમે નકામાં ગભરાવ છો.

વળી તમને એક બીજી બાબતનો ખ્યાલ પણ નહી હોય. ક્યાથી હોય? તે તમારું ક્ષેત્ર નથી. તમે તમારા કાર્યમાં કુશળ હશો ખરા, પણ પુરાવાની તુલના વિષે વિચાર કરવાનો અવસર તમને ક્યારે મળ્યો હોય? આજે વળી અદાલતમાં આવવાનું થયું. ત્યાં એવો અનુભવ થયો કે આ બલામાં ક્યાં ફસાઇ પડયો! પણ શાંતિથી સાંભળો. પછી વિચાર કરજો કે આ બધું આવશ્યક છે યા નહીં. હા, તમારો ગભરાટ પણ—હું કહું છું કે તમારો ગભરાટ પણ આવશ્યક છે. સાથોસાથ એમ પણ કહું છું કે એ ગભરાટથી ગભરાવા નહીં.

માનસશાસ્ત્ર કેટલી પ્રગતિ કરી ચૂકયું છે તે જાણો છો? નથી જાણતા તો ફિકર નહીં. આપણે તેના ઊંડા પાણીમાં નહીં ઉતરીએ, આપણે ક્યાં મનનો તાગ લેવો છે! પણ જરૂર પૂરતી તેની ચર્ચા કરીએ. મન મહા વિચિત્ર વસ્તુ છે, તે તો તમારા અનુભવની વાત છે. મનની આ વિધવિધ વિચિત્રતાના મંડાણમાં અમુક સામ્ય છે. ભાઇ, મનુષ્યના ભિન્ન ભિન્ન ચહેરા મહોરામાં અમુક લાક્ષણિક સામ્ય છે તેનું કારણ આ જ છે. પણ તે તો જુદી વાત થઇ હું જો આમ ફંટાઇ જઇશ તો પાર નહીં આવે. ગાડીને ફરી પાટા પર લાવું, જુઓ, આ સામ્ય પરથી નિશ્ચિંત થઇ શકેલ છે કે મન પર અમુક હકીકતના અમુક પ્રત્યાઘાત પડે. એવી ઘણી બીજી બાબતો છે જેના પ્રત્યાઘાત સરખા પડતા નથી. આ બધી બાબતોનો પુરવાની તુલના કરતી વેળા વિચાર કરવામાં આવે છે, એટલું કહું તો તમને સંતોષ થશે? નહીં થાય! ત્યારે થોડુંક વધારે કહું. હું જાણતો જ હતો કે મારે થોડું વધારે કહેવું પડશે

માનસશાસ્ત્રના ક્ષેત્રે આ બાબતના પ્રયોગો થયા છે. માનસશાસ્ત્રની કોલેજના શાંત વાતાવરણમાં વિદ્યાર્થીઓને એક ખંડનું ચિત્ર બતાવવામાં આવેલ. તેમાં એક માણસને ભોજન લેતો ચિતરેલ. આજુબાજુમા બીજી ચીજ વસ્તુઓનું આલેખન કરેલ. પાચ મિનિટ તે ચિત્ર બતાવ્યા બાદ વિદ્યાર્થીઓને તે ખંડમાં જે ચીજ વસ્તુઓ હતી તેની યાદી તૈયાર કરવા કહેલ. ચિતરેલ વસ્તુઓ પૈકીની અર્ધાથી વધારે વસ્તુઓની યાદી ભાગ્યે જ કોઇ વિદ્યાર્થી તૈયાર કરી શકેલ. પણ દરેક વિદ્યાર્થીની યાદીમા ભોજન લેતા માણસની નોંધ હતી જ,

યાદી રજૂ થયા બાદ તે વિદ્યાર્થીઓની ઉલટ તપાસ કરવામાં આવેલ. તેમાં પૂછવામાં આવેલ કે તે ખંડમાં સ્ટવ હતો તે તમે જોયેલ. પચાસ ટકાથી વધારે વિદ્યાર્થીઓએ કહેલ કે હા, અમે સ્ટવ જોયેલ...પણ શરતચૂકથી યાદીમાં લખવો રહી ગયેલ વિશેષ સવાલના જવાબમાં તેમણે ખંડના ક્યાં ભાગમાં સ્ટવ હતો તે ભાગ પણ કહી બતાવેલ. વાસ્તવમાં તે ખંડમાં સ્ટવ હતો જ નહીં, વિદ્યાર્થીઓના ભૂલભરેલા જવાબ સૂચનાત્મક તપાસના માત્ર પ્રત્યાઘાત હતા. આવા જ બીજા પ્રયોગોમાં નિષ્ણાત પરીક્ષાર્થીઓએ રંગ વિષે, સમય વિષે અને સંખ્યા વિષે ભૂલભરેલા જવાબો આપેલ આ તો શાંત સ્વસ્થ વાતાવરણમાં લેવાયેલ પરીક્ષાનું પરિણામ હતું. ત્યારે તમે તો અદાલતના તમને અસ્વસ્થ બનાવતા વાતાવરણમાં, મહિનાઓ અને ક્યારેક વરસો પર બનેલ બનાવોનું, અલપ ઝલપ અગર તો પૂરા ધ્યાન વિના કરેલ અવલોકન વિષે જુબાની આપો છો. તેમાં સૂચનાત્મક સવાલોના જવાબોમાં ઉલટી સુલટી હકીકતો કહો તેમાં કશું અસ્વાભાવિક નથી ન્યાયાધીશ આ હકીકત બરાબર જાણે છે, બનાવની મુખ્ય હકીકત જ યાદ રહે અને ગૌણ બાબત યાદ ન રહે, તે વિષે તેની પૂરી જાણકારી છે. આથી વિગતો બાબત ઉલટ તપાસના સંદર્ભ અને સૂચનો દ્વારા મેળવાયેલ જવાબોના વિરોધ તે ગૌણ ગણાશે. નાની નાની વિગતમાં તમે ઉલટા સુલટા કે સત્યથી વેગળા જવાબ આપી બેઠા હશો તો તમારી જુબાનીના ખરાપણાને અને તમારી વિશ્વાસ પાત્રતાને કશી અસર નહીં પહોંચે. મને લાગે છે કે તમારી જુબાની વિષે તમારા હૈયે થોડી ઘણી ધરપત થઇ હશે.

પણ જો મુખ્ય બાબતમાં વિરોધ હશે તો? જે બાબત સામાન્યપણે માણસ ન ભૂલે તેવી મહત્વની બાબતમાં ભૂલ કે વિરોધ હશે તો તમે અદાલતનો વિશ્વાસ ગુમાવી બેસશો. હું સમજું છું કે તમે વહેવારૂ છો અને આવા સંજોગમાં અદાલત તમારી જુબાની પર ભરોસો ન રાખે તે સામે તમારે કશું કહેવાનું નહીં હોય. પણ મારું જે ગર્ભિતપણે કહેવાનું છે તે જુદું જ છે. તમારી આ મુખ્ય હકીકત બાબતનો વિરોધ કેવી રીતે છતો થયો? ઉલટ તપાસ દ્વારા જ ને? જો ઉલટ તપાસ ન થઇ હોત તો આ વિરોધ છતો થાત નહીં, વળી ગોખણિયા સાક્ષીઓ પણ આવે છે. પઢાવેલ પોપટ માફક નાની નાની વિગતો વિષે પણ તે કડકડાટ બોલી જાય છે. આ સાહેદો પણ ઉલટ તપાસ દ્વારા જ ખુલ્લા પડે છે. આથી મારા ભાઇ, સામો વકીલ તે દાનવ નથી, માનવ છે અને માનવ માનવ વચ્ચેનો ન્યાય જ્યારે માનવ કરે ત્યારે તેની હાજરી અનિવાર્ય છે. તેના વિના ન્યાય થઇ શકે નહીં. તમારો ગભરાટ પણ આવશ્યક છે, જો તમે સંપૂર્ણ સ્વસ્થતાથી જુબાની આપો તો ખોટી વાતને પણ ખૂબ સરળતાથી વળગી રહો. અદાલતનું વાતાવરણ તમને આમ કરવા દેતું નથી, તે ન્યાયના પક્ષની વાત થઇ. જો તમે સાચા હો તો આ ગભરાટ તમારા ગભરાટનું કારણ હોઇ શકે જ નહીં.

વળી માણસની ગ્રહણ શકિત, સ્મરણ અને નિરૂપણ શકિત એક સરખી હોતી નથી. કોઇની નિરીક્ષક શકિત સારી હોય છે, કોઇની યાદ રાખવાની શકિત સારી હોય છે અને કોઇની યાદ રહેલ વસ્તુને રજુ કરવાની શકિત સારી હોય છે. અદાલતમાં હકીકતોનો ન્યાય થતો નથી, છતાં પ્રત્યેક સાહેદની આ શકિતઓને લક્ષમાં રાખી તેની જુબાનીને મૂલવવામાં આવે છે. મૂલવનાર માણસ તટસ્થ છે. ન્યાયી છે, નિષ્ણાત છે. ત્યારે શાના ગભરાવ છો? મારા ભાઇ હું ખાત્રીપૂર્વક કહું છું કે ગભરાવાનું લેશ પણ કારણ નથી માટે રખે ગભરાતા!



# ન્યાયી ખલીફા

'જિજ્ઞાસુ'

ઉબલા, સીરિયાનો મશહૂર રઈસ–એક રીતે રાજા જેવો–હતો.

ઉબલાએ પણ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. કાબાની યાત્રાએ એ ગયો ત્યારે એ કાબાની પર કમ્મા ફરતો હતો. એની સાથે એક બીજો ગરીબ મુસલમાન પણ ફરતો હતો. ઉબલાની લાંબી ચાદર જમીન સાથે સહેજ ઘસડાતી હતી. હવે પેલો મુસલમાન પાસે જ ચાલતો હતો તેથી તેનો પગ ઉબલાની ચાદર પર પડ્યો.

ઉબલા તો ગુસ્સાથી લાલ લાલ થઈ ગયો અને તરત પેલા માણસને તમાચો મારી દીધો. પેલો માણસ પણ ઓછો ન હતો, તેણે પણ ઉબલાને એક તમાચો ચોડી દીધો!

ઉબલાના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેની સાથે વધારે ઝઘડો ન કરતાં તે સીધો હજરત ઉમર પાસે પહોંચ્યો. અને ફરિયાદ કરી. આખો કિસ્સો સાંભળીને હજરત ઉમરે કહ્યું કે, 'પેલા માણસે તમને તમાચો માર્યો એમાં એણે કશું ખોટું કર્યું નથી. તમે જે કંઈ કર્યું એની સજા તમને મળી તેમાં ફરિયાદ શેના કરો છો?'

ઉબલા તો જવાબ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયો: 'અરે પણ અમારા દરજ્જાનો તો વિચાર કરો! ક્યાં હું અને ક્યાં એ! અમારી સાથે આવી બેઅદબી કરનારનું તો માથું કાપી નાખવું જોઈએ!'

'પહેલાં એમ જ થતું હતું. તમારા જેવા ગુનો કરે તે ગુનો નહીં, અને સામાન્ય માણસ સ્વબચાવ માટે પણ હાથ ઉગામે તે ગુનો ગણાતો. પણ હવે એવું નહીં ચાલે. ઇસ્લામ પહેલાં એવું બધું ચાલ્યું તે ચાલ્યું. હવે ઇસ્લામમાં નાના–મોટાનો કશો ભેદ નથી.'

ઇસ્લામમાં એવી સમાનતા હોય તો હું ઇસ્લામને નથી માનતો' ઉબલાની આ ધમકી, છતાં હજરત ઉમરે કાયદો બદલ્યો નહીં.

ઉબલા આખરે ત્યાંથી નાસી છૂટ્યો.

* * *

હજરત ઉમરને એકવાર એક સરદાર સાથે ઝઘડો થયો. સરદારે હજરત ઉમર ઉપર અદાલતમાં કેસ કર્યો.

હજરત ઉમર પ્રતિવાદી તરીકે અદાલતમાં ગયા. કાઝી એમના માનમાં ઊભો થઈ ગયો, કારણ કે એ મોમીનોના નેતા–ખલીફા હતા ને!

હજરત ઉમરને એથી ઘણું ખોટું લાગ્યું. કાઝીને એ કહેવા લાગ્યા: 'તમે મને માન આપવા ઊભા કેમ થયા? આ તો ચોખ્ખો અન્યાય છે! અહીં હું પ્રતિવાદી તરીકે હાજર થયો છું–ખલીફા તરીકે નહીં.'

પછી પેલા સરદાર પાસે જઈને બેઠા.

કેસ શરૂ થયો. કાઝી પાસે પુરાવો ન હતો. હજરત ઉમર પોતાના પર મુકાયેલા આરોપનો ઇન્કાર કરતા હતા.

વાદી સરદારે હજરત ઉમર પાસે સોગંદ લેવડાવવાની માંગણી કરી–કાયદા પ્રમાણે એ માગણી વ્યાજબી હતી પણ હજરત ઉમરનો દરજ્જો લક્ષમાં લઈ કાઝીએ વાદીને કહ્યું: 'હજરત ઉમર મોમીનોના નેતા છે– ખલીફા છે, એમની પાસે સોગંદ ન લેવડાવો તો સારું.'

હજરત ઉમર તરત ઊભા થઈને કહેવા લાગ્યા: 'અરે તમે કેવા કાઝી છો! એક સામાન્ય માણસ અને ઉમરને સમાન નથી ગણતા તો તમારા ઇન્સાફ પર ભરોસો કેમ મૂકી શકાય?

દરેક આરોપી પેઠે હું સોગંદ લેવા તૈયાર છું.'

એ કેસમાં હજરત ઉમર નિર્દોષ ઠર્યા.

ન્યાયના તોલનમાં એમણે પોતાના મહાન પદને વચમાં આવવા ન દીધું.

# ૧૯૬૬નું વર્ષ : યાદગાર ઘટનાઓ

ઓગણીસો ને છાસઠનું વરસ ઇતિહાસમાં તાશ્કંત વરસ તરીકે ઓળખાય તો નવાઇ નહિ. તાશ્કંત જેણે ભારત-પાક સમજૂતી પર સહીઓ થતી જોઈ-જેણે ભારતીય વડા પ્રધાનનો કરુણ અંત જોયો.' અલબત્ત વરસને પોતાનો ચાબેતા મુજબનો પરિચય તેમજ રમખાણોનો ફવારા તો હતો જ, જે એણે પૂરો કર્યો. ઓછામાં ઓછા ત્રણ વડા પ્રધાનો અને પ્રમુખોની હત્યા થઇ હતી. નોંધીએ કે આ ત્રણે આફ્રિકન હતા ! ભારત માટે ય આ વરસ નરસું રહ્યું. દેશની એકતાને ખંડિત કરતી એક પછી એક કરુણ ઘટનાઓ બનતી જ રહી.

આ રહી ૧૯૬૬ની રાષ્ટ્રીય તેમજ આંતર-રાષ્ટ્રિય કેટલીક યાદગાર ઘટનાઓ.

જાન્યુઆરી ૪:

તાશ્કંત મિટિંગ: ભારતીય વડા પ્રધાન લાલ બહાદુર શાસ્ત્રી અને પાકીસ્તાની પ્રમુખ ફીલ્ડ માર્શલ અય્યુબખાન મધ સોવિયેત એશિયાના શહેર તાશ્કંત ખાતે સપ્ટેમ્બર ૧૯૬૫માં બે દેશો વચ્ચે ચાલેલી ટૂંકી પણ કાતિલ લડાઇ પછી, પરસ્પરના વિખ-વાદી પ્રશ્નોની સમજૂતી કરવા મળ્યા.

જાન્યુઆરી ૧૦:

તાશ્કંતમાં ભારત-પાક-સમજૂતી પર સહીઓ થઇ: ભારે કપરી ઘાટીઓમાં લગભગ આઠવાડિયું તો લાગ્યું કે પરિષદ ભાંગી પડી. પણ પછી, સોવિયેત વડા પ્રધાન એલેકસી કોસિગિને તેને ખૂબ જ ચતુરાઇભરી કાબેલિયત તથા સહૃદય સમજાવટથી ઉગારી લીધી. રાતોરાત નોંધપાત્ર સમજૂતી સાધી શકાઇ.

જાન્યુઆરી ૧૦-૧૧:

શ્રી. શાસ્ત્રીનું તાશ્કંતમાં અવસાન થાય છે: સમજૂતી પર સહીઓ થયા બાદ કલાકોમાં જ ભારતીય વડા પ્રધાનનું તાશ્કંત ખાતે અવસાન થયું. એકાએક આવી પડેલા ભારતીય નેતાના આ મરણને કારણે તાશ્કંત સમજૂતીમાંની કેટલીક કલમો વિશે દેશમાં જે તીવ્ર વિખવાદ હતો તે શમી ગયો. જો કે પુનર્વસવાટ ખાતાના પ્રધાન શ્રી. મહાવીર ત્યાગીએ એમાંની અમુક કલમો સામે વિરોધ હોઇને રાજીનામું આપ્યું.

જાન્યુઆરી ૧૫:

નાઇજીરિયામાં સત્તાપલટો: કોમનવેલ્થ રાષ્ટ્રોની પરિષદ પછી થોડા જ દિવસોમાં નાઇજીરિયામાં લશ્કરી બળવો ફાટી નીકળ્યો અને તેમાં તે દેશની નાગરિક સરકારએ ઉથલાવી દેવામાં આવી. વડા પ્રધાન સર અબુબકર તફાવા તેમજ બીજા અનેક નેતાઓની હત્યા કરવામાં આવી. લોહીયાળ ઝપાઝપીને અંતે મેજર જનરલ અગુઇઇ ઇરોનસી નવા મજબૂત નેતા તરીકે બહાર પડયા.

જાન્યુઆરી ૧૯:

કોંગ્રેસ પાર્લમેન્ટરી પક્ષના નેતા તરીકે ઇન્દિરાજીની ચૂંટણી: ભારતના પાર્લમેન્ટરી ઇતિહાસમાં લડાયેલી લડતોમાં સૌથી વધુ કડવાશ ભરી લડતને અંતે શ્રીમતી ઇન્દિરા ગાંધી ૧૮૬ મતની બહુમતીથી નેતા ચૂંટાયાં અને દુનિયાની સૌથી મોટી લોકશાહીના પ્રથમ મહિલા વડા પ્રધાન બન્યા. એમણે હસાયેલા કોંગ્રેસી શ્રી. મોરારજી દેસાઇને પ્રત્યક્ષ જંગમાં ૩૫૫ વિ. ૧૬૯થી હરાવ્યા.

જાન્યુઆરી ૨૦:

ઓસ્ટ્રેલીઆના વડા પ્રધાન રોબર્ટ મેન્ઝીસ નિવૃત્ત થાય છે: આખાબોલા અડગ ઓસ્ટ્રેલીઅન રાજપુરૂષ ૩૭ વર્ષની સક્રિય કારકિર્દી આંખમાં આંસુ સાથે અને 'હું હવે થાકયો છું અને વધતા જતા કોયડાઓને ન્યાય આપવા અશક્ત થતો જાઉં છું' એ વચનો ઉચ્ચારીને સમેટી લીધી. એમના અનુગામી થયા ફેડરલ ટ્રેઝરર હેરોલ્ડ હોલ્ટ.

જાન્યુઆરી ૨૪

એર-ઇન્ડિયા વિમાન હોનારતમા ડૉ. ભાભાનું મૃત્યુ થાય છે. વિમાની ઈતિહાસના એક ખુબ ખરાબ અકસ્માતમાં એર ઇન્ડિયાનુ બોઈંગ 'કાંચનજંઘા' મોન્ટબ્લૉ સાથે ટકરાયું અને ૧૧૭ યાત્રીઓનો નાશ થયો. એમા હતા ઓટોમિક એનર્જી ડિપાર્ટમેન્ટના અણુવિજ્ઞાની ડૉ ભાભા.

જાન્યુઆરી ૩૧

અમેરિકા ઉત્તર વિયેટનામ પર બોમ્બમારો ફરી શરૂ કરે છે; ૩૭ દિવસના નાતાલની હપ્તા પછી પ્રમુખ જોન્સને જાહેર કરેલી 'યુદ્ધ અને શાંતિ મોરચે અમણી કામગીરી નીતિ'ના પરિણામે ફરી બોમ્બ વર્ષા શરૂ થઇ

ફેબ્રુઆરી ૩

સોવિયેત અવકાશયાનનુ ચન્દ્ર પર ઉતરાણ થાય છે સોવિયેત યુનિયનના લ્યૂના ૯ અવકાશયાને ૧૮૪૫ કલાકે ચન્દ્ર ઉપર હળવું ઊતરાણ સફળ રીતે સાધ્યું અને ઊતરાણ પછી પણ પૃથ્વી સાથે સંદેશા વ્યવહાર જારી રાખ્યો, દુનિયામાં આ પહેલી સિદ્ધિ હતી.

ફેબ્રુઆરી ૨૪

ઘાનાના પ્રમુખ એન્ક્રુમાહને પદભ્રષ્ટ કરાય છે: પ્રમુખ એન્ક્રુમા જ્યારે ચીનનો શાહી પ્રવાસ ખેડી રહ્યા હતા ત્યારે મેજર કોકા અગાઉના બળવાને પરિણામે થયેલી લોહીયાળ ક્રાંતિ થઇ અને લશ્કરે તેમને પદભ્રષ્ટ જાહેર કર્યા 'ઘાના સરકારનો કબજો લેફ્ટનન્ટ જનરલ જોસેફ એન્કારાહે લીધો અને તહોમત મૂક્યુ કે એ ક્રુમાહે દેશને આર્થિક દેવાળામા ફેંકી દીધો હતો

માર્ચ ૧.

વિનસ પર સોવિયેત રોકેટનું ઉતરાણ: રશિયન માટે વળી આ બીજી પ્રથમ સિદ્ધિ હતી ૧૦૬ દિવસની અવકાશ યાત્રાને અંતે વિનસ પર આ રોકેટ ઉતર્યું હતું દુનિયાના ઇતિહાસમા આ પ્રથમ ઘટના હતી કે પૃથ્વીમા બનેલી ચીજ ખરેખર બીજા ગ્રહમા ઉતરે વિનસ ૩ની ૧૭૫ કરોડ માઇલની માત્રા અગાઉની ચોક્કસ ગણત્રી પ્રમાણે થઇ હતી અને કિંમતી વૈજ્ઞાનિક સિદ્ધિ હાસલ કરવા ઉપરાત શોધનો ખાસ્સો ખયાલ પ્રાપ્ત થયો હતો.

માર્ચ ૯

કોંગ્રેસ કારોબારી પંજાબી સૂબાની રચના માટે ભલામણ કરે છે: આખરે અલગ પંજાબી રાજ્ય માટેની માંગણીને કોંગ્રેસ કારોબારી કબૂલ રાખે છે અને સરકારને એ દિશામાં પગલા લેવા વિનંતી કરે છે

માર્ચ ૧૨:

ઇન્ડોનેશિયાના પ્રમુખ સુકર્ણોને સત્તા બીજાને સોંપી દેવી પડે છે: સામ્યવાદી પક્ષને ગેરકાયદે ઠરાવતા જાહેરનામા સહી કરીને આખરે પ્રમુખ સુકર્ણોને પોતાના બળવાન જમણેરી લશ્કરી વડા લેફ્ટનન્ટ-જનરલ સુહાર્તોને સત્તા સોંપી દેવી પડે છે, અને પોતાને પણ તાબે થવુ પડે છે.

માર્ચ ૨૭

વડા પ્રધાન ઇન્દિરાજી વોશિંગ્ટન આવી પહોંચે છે: ભારત-અમેરિકી સબંધોની અભૂતપૂર્વ અનિશ્ચિતતા વચ્ચે શ્રીમતી ઇન્દિરાજી અમેરિકામા પ્રમુખ જોન્સન સાથે 'અતિ અગત્યની અને ભાવિ પર અસરકર્તા વાતચીત' માટે આવી પહોંચે છે મુલાકાત ઇન્દિરાજી માટે, મહાન વૈયક્તિક વિજય પૂરવાર થઇ અને એમણે યજમાન દેશ પર છાપ પાડી આપી કે ભારત 'મહત્ત્વનું' છે અને તેની નોંધ લેવી ઘટે'

માર્ચ ૨૮

પ્રમુખ જોન્સન ભારત-અમેરિકી ફાઉન્ડેશનની જાહેર ઓફર કરે છે રૂપિયા ૧૫૦ કરોડનુ 'ભારતના શોધપ્રેમી જુવાન મગજોના લાભાર્થે' ભારત-અમેરિકી ફાઉન્ડેશનની ઇંદિરાજી અને પ્રમુખ જોન્સન સ્થાપના કરે છે આ રકમ પી એલ. ૪૮૦ માથી લેવાશે

એપ્રિલ ૨

જંગી બહુમતી સાથે ઇંગ્લાંડમા મજૂર પક્ષ ફરી સત્તા કબજે કરે છે: આમ ચૂંટણીઓમાથી

નીને ગોલ ૪–૨થી હરાવીને ઇંગ્લેન્ડે પહેલી જ વાર વિશ્વ-કળશ મેળવ્યો. વિશ્વ ફુટબોલ વિજય મેળાએ અનુભવેલા આનંદ અને ઉત્સવ વચ્ચે ઇંગ્લેન્ડની પ્રજાએ આ વિજય વધાવ્યો.

ઓગસ્ટ ૧૫: -

ઇટાલીની ફીઆટ કંપની રશિયામાં મોટર વાહનોની ફેક્ટરી બાંધવાના કરાર કરે છે: ઇટાલીની ફીઆટ કંપનીએ ૮૦૦ કરોડ ડોલરની એક ફેક્ટરી રશિયામાં બાંધવા કરાર કર્યો. વોલ્ગા શહેરમાંની આ કંપની વરસે ૬૦૦,૦૦૦ મોટરો બનાવશે. જન સામાન્યમાં મોટરોનો લાભ આપવાનો રશિયાનો હેતુ છે.

ઓગસ્ટ ૨૦:

તુર્કસ્તાનના ધરતીકંપમાં ૩૦૦૦ માણસો માર્યા ગયા: પૂર્વ તુર્કસ્તાનમાં અનેક ગામડાં અને શહેરોને હચમચાવી મૂકનારા ઓછામાં ઓછા ૩૦૦૦ લોકોનો ભોગ લીધો. એક સોથી વધારે આંચકા વાર્તો અને ઠીનીસે અનુભવ્યાં. ત્યાં જ એક હજારથી વધારે તો મુઆ.

સપ્ટેમ્બર ૬:

દક્ષિણ આફ્રિકન વડા પ્રધાનની હત્યા: ડૉ. હેનરિક વેરવૂર્ડની હત્યા પાર્લમેન્ટમાં જ એક ગોરા કર્મચારી સંદેશવાહકે કરી. રંગભેદના મહાન પુરસ્કર્તાનું તેની કારકીર્દિના મધ્યાન્હે જ થયું.

સપ્ટેંબર ૧૩:

વોરસ્ટર આફ્રિકાના નવા વડા પ્રધાન બને છે. દ. આ.ની નેશનલ પાર્ટીએ ડૉ. વેરવૂર્ડના ન્યાય પ્રધાન બી. જે. વોરસ્ટરને વડા પ્રધાન ચૂંટયા. ચૂંટણીએ ભય જગાડયો છે કે દ. આ. વધુને વધુ રંગભેદ નીતિ અપનાવશે.

સપ્ટેંબર ૨૮:

ઇન્ડોનેશિયા રાષ્ટ્રસંઘમાં પુનઃ પ્રવેશે છે. ૧૯ મહિનાના વિરહ પછી કોઇ પણ સભ્ય રાજ્યના વિરોધ વિના ઇન્ડોનેશિયાએ યુનોમાંનું પોતાનું સભ્યપદ પાછું સ્વીકાર્યું છે.

ઓકટોબર ૨૧:

દિલ્હીમાં બિન-જોડાણી રાષ્ટ્રોની શિખર પરિષદનો આરંભ થાય છે. સંયુક્ત આરબ પ્રજાસત્તાક, યુગોસ્લાવિયાના પ્રમુખો અને ભારતના વડા પ્રધાન વચ્ચેની ત્રિપક્ષી શિખર પરિષદનો આરંભ થયો.

ઓકટોબર ૨૨:

સાત રાષ્ટ્રની શિખર પરિષદ મનિલામાં મળે છે: વિયેટનામમાં લડી રહેલા સાત રાષ્ટ્રોના નેતાઓ– અમેરિકા, ફીલીપાઇન્સ, દક્ષિણ કોરિયા, અને દક્ષિણ વિયેટનામના પ્રમુખો તેમજ ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને થાઇલેન્ડના વડા પ્રધાનોએ વિયેટનામના યુદ્ધની પ્રગતિ ચર્ચવાની આ પરિષદમાં ભાગ લીધો.

નવેંબર ૭:

નવી દિલ્હીમાં રમખાણો: પાર્લામેન્ટ સામે જ, કદી ન બનેલી ઘટના બની અને જંગલી હિંસક તોફાનો ફાટી નીકળ્યાં. સાધુઓએ સંપૂર્ણ ગોવધ બંધી માટે દેખાવો યોજ્યા હતા. તેઓએ પોલિસ સામે જાહેર માર્ગો તેમજ શેરીઓમાં યુદ્ધ આદર્યું, જાહેર ઇમારતોને આગ ચાંપી લુંટ ચલાવી. કોંગ્રેસ પ્રમુખનું ઘર લુંટાયું – બાળ્યું. ગોળીબારમાં આઠ માર્યા ગયા. ગૃહપ્રધાન નંદાને રાજીનામું આપવું પડયું.

નવેમ્બર ૧૩:

પ્રધાનમંડળમાં ફેરફારો જાહેર થાય છે: યશવંતરાવ ચવાણ ગૃહપ્રધાન, સ્વર્ણસિંહ સંરક્ષણ પ્રધાન, ચાગલા વિદેશ પ્રધાન, —નંદાના રાજીનામાંથી આ ફેરફારો થયા.

નવેમ્બર ૧૨:

ભારત સલામતી સમિતિમાં ચૂંટાય છે: સિરિયાને પહેલા બેલેટમાં ૪૦ મતના તફાવતથી હરાવીને આ પંદર વરસમાં બીજીવાર ભારત સલામતી સમિતિના બિનકાયમી સભ્ય તરીકે ચૂંટાઇ આવ્યું.

નવેમ્બર ૧૯:

મુંબઇની યુવતી કુમારી વિશ્વ બને છે. કુ. રીટા ફારિયા લંડન ખાતેની પસંદગીમાં કુ. વિશ્વ ચુંટાયાં. ૨૩ વરસની વયના કુ. ફારિયા મેડિકલ વિદ્યાર્થી છે. શરૂમાં તેણે કહ્યું કે તેને ફિલ્મી કામ

[અનુ૦ પાન ૨૮૭

# સંસાર સરિતા

હરજીવન થાનકી

કાન્તાબેન સાથે કેમ અને ક્યારે ઓળખાણ થઇ, એ કહેવું મુશ્કેલ છે, પણ પ્રથમ દૃષ્ટિએ જ્યારથી મેં તેમનામાં માતૃવાત્સલ્યનાં દર્શન કર્યાં ત્યારથી મેં તેમની સાથે અવારનવાર વાતચીત કરવાનો મજેદાર મોકો જતો કર્યો નથી. તેમના વિચારોની સાત્વિકતા તેમજ હૃદયની વિશાળતા અને તેમના પાસેથી કશુંક મેળવવા પ્રેરતા. મુલાયમ લાગણીથી વહેતું સ્નેહ ઝરણું, તેમના મીઠા મધુરા સ્વરની સંગીતમયતા તથા ભાવુકતા સોનામા સુગંધ પૂરતા

દ્રષ્ટિ પડતા વેંત ગમી જાય તેવો સુડોળ, બેઠી દડીનો શારીરિક બાંધો, હર્યોભર્યો લીસોછમ ચહેરો, અને તેમા ઝાકળના બિન્દુની માફક ઝગમગતી આંખો, જાણે સહુકોઈ આત્માને તેમના પ્રેમનું પાન કરવાનું નિમન્ત્રણ ન પાઠવી રહ્યા હોય એવું લાગતું. તેમની પાસે જઇએ એટલી વખત આપણી આસપાસ એક પ્રકારની દિવ્યતા છવાઈ રહે, કે જેની બહાર જવાની ઇચ્છા જ ન થાય!

આધેડવયના પ્રૌઢા ગણીશકાય એવાં કાન્તાબેનની કાંતિ એટલે બધે દૂર સુધી ફેલાઇ ચૂકી હતી. કે તેનું તેજકિરણ જેના ઉપર પડતું તે તેની અસર નીચે આવીને તેનું ભક્ત બની જતું. તેમને મન સમાન વયની પુરુષ વ્યક્તિ ભાઇ સમાન, નાની વયની પુત્ર કે મોટી વયની પિતા સમાન હતી એ કહેવાની ભાગ્યેજ જરૂર જણાય. તેમને મન કોઇ પારકું કે પોતાનું નહોતું. સહુ કોઈ ઇશ્વરના સંતાન છે, એ તેમના આચરણ દ્વારા વ્યક્ત થતું.

કોઇપણ વ્યક્તિ તેની પાસે આવીને બેસે ત્યારે તેમણે વાતો શોધવા જવી ન પડે પરંતુ વાતનો વિષય સ્વાભાવિક રીતે જ હૃદયના ઊંડાણમાંથી સ્ફુરે. મોટે ભાગે તેમની વાતનો વિષય પોતાની બે પરિણીત પુત્રીઓની આસપાસ એવી રીતે વીંટળાયેલો રહેતો કે જે દ્વારા વિશ્વની સમસ્ત માતાઓ પોતાને સ્નેહવડે પુત્રીઓના સ્નેહને ન વળી લેતી હોય!

તેમનો એકનો એક પુત્ર જવાહર, તેમની બાકીની જિંદગીનું આશા ચિહ્ન હતો. તેને ભણાવવા – ગણાવવા ઉપરાંત તેના ભવિષ્ય માટે એક પ્રકારનું સામાજિક વાતાવરણ તૈયાર કરવું એ તેમની મનોકામના હતી. દિવસના મોટા ભાગના સમય દરમ્યાન પિતાની છત્રછાયા નીચે આર્થિક વિકાસ સાધતા જવાહરને માતાની મમતાનું પાન કરવાનો સમય ભાગ્યે જ મળતો. મોટે ભાગે આપણે ત્યાં પુત્ર ઉપર પિતાની અને પુત્રી ઉપર માતાની અસર વધુ જોવા મળે છે. એ વિષે મહાન ચિંતક ખલીલ જિબ્રાને યોગ્ય જ કહ્યું છે કે, — માતાનું કાર્ય તો પુત્રને જન્મ આપવાનું છે. એ તેને પ્રેમ આપી શકે પણ વિચારો તો ન જ આપી શકે.

એમ જવાહર પ્રેમ માતાનો છતાં વિચારો તો પિતાના જ ધરાવતો. કાન્તાબેનની તેણે ભણાવીને આગળ લાવવાની ભાવના, પિતાના વિચારો સમક્ષ ઢંકાઈ ગઇ. છતા પુત્રના ભલા માટે માતાની દૃષ્ટિ જેટલી લાંબી દોડે એટલી પિતાની ન દોડે એ પણ સ્વાભાવિક છે. સત્તર વર્ષની ઉમરે મેટ્રિકમાં નિષ્ફળ ગયેલા જવાહરે આર્થિક જવાબદારીમાં પિતાને સહકાર આપ્યો છતા તેણે પોતાનું વાચન તો ન જ છોડયું. તેણે પોતાનો આંતરિક વિકાસ તો ચાલુ જ રાખ્યો.

સુખી દંપતી વચ્ચે મતભેદ સહ્ય છે. પરંતુ એ મતભેદ મનભેદ સુધી ન પહોંચે એ જોવાની ફરજ સ્ત્રીની છે. એટલું તો કાન્તાબેન જેવી સુલક્ષણા સ્ત્રી ન સમજે એવું બને જ કેમ? પ્રત્યેક સ્ત્રીમાં ઇશ્વરે એટલી તો સમજણ

શક્તિ મુકી જ છે. જો ઘર આર્થિક રીતે સદ્ધર બને તો જ તેમાં પ્રગતિ ઝડપી બને એવું ધારી કાન્તાબેને કેળવેલી સ્ત્રીસહજ સહનશીલતાનો અમલ કરવાનું ધાર્યું. પોતાની પાસે રહેલા સ્ત્રી ધનને રોકડ નાણામાં ફેરવી જવાહરના વિકાસ પાછળ લગાડયું. પાંચ માણસોને રહેવાના વિશાળ મોટા મકાનને સ્થાને તેમણે જરૂર પૂરતું નાનું એવું ઘર વસાવ્યું. જવાહરની પ્રગતિ માટે પ્રગતિશીલ શિક્ષકો, પુસ્તકોની એવી વ્યવસ્થા તેમણે કરી કે કોલેજની ડીગ્રી ન મેળવી શકનાર જવાહર સંસારની ઉપાધિને તો ઉપાડી શકે.

પચીસ વર્ષની ઉંમરે તો જવાહર પગભર થઇ ગયો ત્યારે સ્વાભાવિક રીતે જ માતાપિતાને તેના લગ્નનો વિચાર આવ્યો. એ વિચાર ની રજૂઆત જવાહર સમક્ષ થતા તેની માતા ના સંસ્કાર રણકી ઊઠયા, "મારી બા જે કન્યા પસંદ કરશે, તેને હુ પરણીશ" જવાહરે સ્પષ્ટતા કરતાં કહ્યું. ત્યારે કાન્તાબેનનું હૃદય આનંદથી પુલકિત થઇ ગયુ.

લગ્ન એ પ્રેમનો વિષય છે, નહિ કે વિચારનો. આ બાબતમાં જ્યારે જવાહરે માતાની લાગણીને વાચા આપી ત્યારે તેના પિતાને સ્હેજ દુ:ખ એટલા માટે થયું કે તેના પિતાએ જવાહર માટે એક લક્ષાધિપતિની પુત્રી પસંદ કરી રાખી હતી. જ્યારે કાન્તાબહેનની પસંદગી એક તદ્દન સામાન્ય છતાં સુસંસ્કારિ કુટુંબની કન્યા ઉપર ઉતરી હતી. કે જેમાં તેને વર્ષોથી પરદેશ સીધાવેલી પોતાની બે પુત્રીઓની સામ્યતા જોઇ હતી.

પોતાની પુત્રવધુમાં પોતાની પુત્રીઓની ઝાંખી કરનાર કાન્તાબહેન પોતાના પતિને આ બાબત ન સમજાવી શક્યા હોત! જો જવાહર દ્વારા પોતાના સંસ્કાર વાચા પામ્યા નહોત!

આમ પોતાની ભાવી પુત્રવધુમાં પોતાની પુત્રીઓની સામ્યતાના દર્શન કરનાર કાન્તા–બહેનોની સંખ્યા ઝડપથી વધારનાર દિવસોની હુ તે દિવસથી પ્રતિક્ષા કરી રહ્યો!

ગુજરાતમાંથી સ્ત્રીઓના આપઘાતની સંખ્યા ઓછી કરવા માટે કાન્તાબહેન જેવી દૃષ્ટિ કેળવવાની શું આવશ્યકતા નથી? મારું મન વિચારી રહ્યું.

૧૯૪૯માં આસામ અને ભારતવર્ષે રેલવેલાઇન નખાતી હતી. સ્વ વલ્લભભાઇને એ લાઇન જેમ બને તેમ જલ્દી પૂરી થાય એ બાબત વધારે ચિંતા હતી. તેમણે અધિકારીઓને સંદેશો મોકલાવ્યો: '૧૯૪૯ના અંત પહેલા લાઇન પૂરી થઇ જવી જોઇએ.' આ સૂચના પાકિસ્તાને એ વખતે પેદા કરેલી કેટલીક સરહદી મુશ્કેલીઓને ધ્યાનમાં લઇને આપવામાં આવી હતી.

સરદારનો હુકમ એટલે પથ્થરની લકીર કામ ધમધોકાર રાત ને દિવસ ચાલવા લાગ્યું એક રાતે અકસ્માત થયો: નદી પર બંધાતા પુલ પર કામ કરતો એક મજૂર પગ ખસી જતાં પાણીમાં પડી ગયો. તેની પાછળ તુરત જ બીજા મજૂરો પણ તેને બચાવવા કુદી પડયા પરંતુ બચાવી શક્યા નહિ

બીજે દિવસે એન્જિનીઅર સાહેબ ફરતાં ફરતાં પુલનું કામ ચાલતું હતું ત્યાં આવ્યા. આગલી રાતે પાણીમાં ગુમ થયેલા મજૂરના વૃદ્ધ પિતા–જે મજૂરોને ઉપરી હતો તેની–પાસે આવ્યા અને પોતાનો ખેદ વ્યક્ત કર્યો. વૃદ્ધ બોલ્યા: 'સાહેબ, મારો પુત્ર ગયો તેનું મને દુઃખ જરૂર છે, પરંતુ એથીયે વધારે દુઃખ તો એ વાતનું છે કે આવી કટોકટી વખતે એ દેશના આ મહાન કાર્યમાં વધારે સમય સુધી કામ ન કરી શક્યો'

એન્જિનીઅર સાહેબ એ વૃદ્ધ સામે જોઇ રહ્યા અને એની દેશભક્તિને મનમાં જ વંદન કર્યું.

# 'ગદ્ય વિશેષ'

શિ.

ગુજરાતી સાહિત્યમાં અર્થગંભીર કે ચિંતન પ્રધાન સાહિત્યની ખોટ નથી. વિવેચન અથવા હળવી શૈલીનું કટાક્ષયુક્ત સાહિત્ય, બહોળા નહિ તો પણ, ઠીક પ્રમાણમાં સંઘરાય થાય છે. પરંતુ પ્રા. સુરેશ જોષીના પચાસ લેખોનો સંગ્રહ 'જનાન્તિકે' પ્રસન્નશૈલીમાં સાહિત્ય પંચામૃત પૂરું પાડે છે અને વિષયો કેવા? – 'દૈનિક ઘટમાળના ગુરુત્વાકર્ષણની સીમાને વટાવીને કેટલીક ઘટનાઓ ચિત્તના ખગોળમાં ગ્રહરૂપ બનીને સદા ઘુમ્યા કરે છે'' અને એની પરિક્રમાના યાત્રાપથ આસપાસ, બાળપણથી માંડી આજસુધી લેખકના માનસ પર અંકાયેલી સ્મૃતિ – સ્રોતસ્વિનીમાંથી, શું ભ લાગે? જુદા પડી અહીંતહીં વેરવિખેર જોવા મળે છે અને તેમાં ભેગી જાય છે હોળીના દિવસોમાં ગ્રામ્ય પ્રદેશમાં ફાગણની બળતી બપોરે ઘુમતો નાયક – આંખમાં ફાગણનો નશો. લોહીના મહુડાના ફૂલે ઘૂરનો ઉન્માદ કાનમાં ખોસેલું કેસૂડાનું ફૂલ – શી એની ખુમારી છે! બાળપણની સ્મૃતિઓ જીવનમાં એની વણાઇ ગઈ હોય છે કે લેખકના વતનમાં પરિભ્રમણ કરતા જાણે એકાકાર થઇ જવાય છે! ભૂતકાળનો પડદો એની સિફતથી અને ઋજુપણે અદાથી ઊંચકાય છે કે વર્તમાન અને ભૂતકાળ વચ્ચેની ભેદરેખા તો જાણે કળાતી પણ નથી.

એક નવીન દૃષ્ટિકોણથી જ લેખક જીવનને નિહાળે છે. માથાના ધોળા વાળને તેઓ કેમ જુએ છે?

''ચિરંજીવીએ પૂછ્યું 'આ તમારો વાળ ધોળો કેમ થઇ ગયો?'

જીવનમરણનો પ્રશ્ન હતો. મેં જવાબ આપ્યો: 'હું મારી નાવે લૂએ છે ત તને રોજ રૂપેરી રાતે આકાશમાં રમવા ઉપાડી જાય છે; એની રૂપેરી પાંખની રજ જરાક ખરી ગઇ તે મારા વાળને લાગી!' છે ને કવિ લાચાર બની ઊભો ઊભો ટગર ટગર જુએ તેવી કલ્પના!

વિષયની પસંદગી માટે કોઇ ચોક્કસ મર્યાદા લેખકે રાખી નથી. પવન હોય ગ્રીષ્મની બપોર ઉનાળાની સવારનો તડકો હોય, કોસ મૂકીને કવિતા કરતો આજનો કવિ હોય, તેમના સ્નોગલવહારને મેઘધનુષના રંગો જેવી વિવિધ મનોહરતા ઘેરી વળે છે, ખરતાં પીંછમાંથી જે અદૃશ્ય રેખાઓ અંકાય છે તેમાં તેમને ઇશ્વરનું નિરાકાર ચિત્ર દેખાય છે. મધમાસની સૃષ્ટિમાં અષાઢની મેદુરતાનો સંસ્પર્શ અને 'પોતાના પાનખમાં વિયનમને સંગોપીને ભગાડી લઇ જવા અધીરી બનેલી પ્રમદામાં' દેખા દે છે, તો વળી ટાગોર પ્રેમથી ઉપાડીને રોબર્ટ ફ્રોસ્ટની મુલાકાત કરાવે છે અને 'ટાગોરવેડા,' 'કાલિદાસવેડા,' 'વાલ્મિકિવિડાથી' કંટાળીએ ત્યારે એલિયટની ભૂમીઓનું દર્શન કરાવે છે મુશળધાર વર્ષાની જાડી ધારા એમને કારાગારના સળિયા અને વસુદેવ યાદ આવી જાય છે તે વળી મની નકુને એક કરી નામના 'એર કન્ડીશન્ડ' ખંડમાં ફોમ કરીને ઘૂંટડો પીતા સ્વદ્વીપ અને મૃગજળનો આભાસ થાય છે, ગાંધીમના કોઝરે પાસે કિલ્લાના બુરજ ઉપર ફ્રેન્ચ આંટા નરને હોય અને To be or not to be મનડનો હોય તેવો ભ્રમ થાય છે, કવિ રિલ્કના પ્રેમપત્રો અને અઢાર વર્ષની પ્રેયસી ઓદિકા પાસે પણ લેખક અપણને અનુભૂતિના નવા પરિમાણનો સ્વાદ કરાવે છે, ઊંઘતી વિવિધ બાજુ – પતંગિયાની પાંખ જેવું, કુમાશ ભર્યું, પારાના પ્રવાહી પેરે ઘન્તા જેવું એનું અદૃશ્ય રૂપ જોવા મળે છે અને તક આવે તો? ત્યારે



સિંધિયા




# વૈષ્ણવજન

વર્ષ : ૫ ફેબ્રુઆરી : ૧૯૬૭ અંક : ૬૧

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

લવાજમ

દેશમાં (વરસનું) ૮ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

ર. રામકૃષ્ણનગર

...–૨

ફ્રિયાયતન વતી : પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી, સ

મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ

**વૈષ્ણવજન** ના

વૈષ્ણવજન-કાર્યાલય,
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨ (સૌરાષ્ટ્ર)

## ગ્રાહક બંધુઓને

થોડાક અપવાદ સિવાય મોટાભાગના ગ્રાહકોનું લવાજમ આ પછીના અંક સાથે પૂરું થાય છે. તેથી નવા વરસનુ લવાજમ મનીઓર્ડરથી જલ્દી મોકલાવા વિનંતી છે લવાજમ ૩૧મી માર્ચ સુધીમાં મોકલી આપો તો સારું, જેથી નવા વરસના અંકો મોકલવાનું ચાલુ જ રહે.

ચાલુ વર્ષે આપે ગ્રાહક બની અમારા કાર્યને પ્રોત્સાહન આપવા જે સહકાર આપ્યો તે આવતે વર્ષે પણ ચાલુ રાખશો એવી આપને વિનંતી કરીએ છીએ.

વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૮–૦૦
" " પરદેશમાં શિલિંગ ૧૬–૦૦



નાનકડા રમેશનો આજે પહેલો જન્મદિવસ છે નજદીકના, દૂરના—રમેશના બધા જ મિત્રો આવી પહોંચ્યા છે અને વગર ભૂલ્યે સૌને માટે ભેટ-સોગાદો પણ લાવ્યા છે ડોલતો ડોલતો હાથી આવ્યો અને બોલ્યો. "હું તને મારું બળ આપું છું." "અને હું આપું છું મારા શક્તિ અને સામર્થ્ય," કહેતા હરણ કૂદીને આગળ આવ્યું "આ રહ્યા તારે માટે મારા આ મજબૂત દાંત" કહી સસલાએ એની ભેટ ધરી. "મારી તીક્ષ્ણ નજર તને ભેટમાં આપું છું" બોલી મીનીમાસીએ લટકો કર્યો. ઘોઘરા અવાજમાં સિંહ બોલ્યો, 'લે આ મજબૂત હાડકાં" રીંછે ભેટ આપતા કહ્યું "અને માંદગીનો સામનો કરવાની શક્તિ મારા તરફથી."

"પણ એ બધાં જ તત્ત્વો જેમાં રહેલા છે એવા મહામૂલા અમૂલ ટીનની ભેટ હવે હું આપું છું" કહી ડાહ્યા ઘુવડે એની ભેટ ધરી.



**અમૂલ** બેબી ફૂડ આપના બાળકને માટે આવશ્યક બધાં જ વિટામીનો વડે સમૃદ્ધ છે.

## ચરણ–સ્પર્શ

ગુરુદયાલ મલિક

માણસે જીવનની સફળતા માટે આનંદને ખાતર દરરોજ કંઈક કામ કરવું જોઈએ. બીજાના સ્વાર્થ માટે કે કોઈ કરવા કહે એ સારું નહિ, પણ આનંદને ખાતર જ. આનંદ પાછળ શાંતિ રહેલી છે અને શાંતિ પાછળ આનંદ રહેલો છે. શાંતિ અને આનંદ એ બંને અભિન્ન છે.

કલાકાર કે સાહિત્યકાર જ્યારે કંઇ સર્જે ત્યારે તે પ્રભુમાં લીન થઇ જાય છે. પ્રભુમાં મગ્ન બની જાય છે. પ્રભુ વ્યક્તિ નથી પણ વિરાટ સ્વરૂપ છે. પ્રભુ તો પ્રત્યેકને પોતપોતાની ભાવના અનુસાર આવિર્ભાવ પામે છે. જે માનવી પોતાના નિજત્વને, સ્વત્વને, પોતાના અહમ્‌ને વીસરી જાય છે, ત્યારે જ તે પ્રભુનો સ્પર્શ અનુભવી શકે છે. તે પોતાના સંકુચિત અહમમાંથી વિરાટ ચેતનામાં પ્રવેશે છે. તેને એવી અનુભૂતિ થાય છે કે પ્રભુ તેના માથા પર હાથ ફેરવી ગયો, મારી પાસે બેસીને ગયો. જગતનું એ આશ્ચર્ય જ છે કે પ્રભુ આપણા અંતરમા જ રહેલો છે તોયે એને આપણે બહાર શોધીએ છીએ! પણ જે પ્રભુના સાચા ભક્ત છે તે તો પ્રભુને પોતાના મનના ભાવ પ્રમાણે માને છે. અર્જુન શ્રી કૃષ્ણને સખા કહીને બોલાવતા હતા. પણ જ્યારે ભગવાને એમને વિરાટ-દર્શન કરાવ્યું ત્યારે જ પ્રભુની મહાનતાનો એને ખ્યાલ આવ્યો. પણ એ પહેલા તો ભગવાન એને 'સખા' રૂપે જ હતા.

મને અહીં મધ્યયુગની એક વાત યાદ આવે છે: રજપૂતાનાના એક ગામમા એક દિવસે પ્રભુના એક ભકતને થયું કે આજે સવારે જે પહેલાં પાંચ જણ અહીંથી પસાર થાય એમને પૂછું કે, તારો પ્રભુ કેવો છે.

પહેલો ત્યાંથી એક ભંગી પસાર થયો. ભકતે પૂછ્યું, 'ભાઈ, પ્રભુ છે કે?' તે કહે, 'હા છે.' ભકતે પૂછ્યુ, 'તને એનામાં શ્રદ્ધા છે ખરી?' ભંગીએ જવાબ આપ્યો: 'હા જી.' ભકતે પૂછ્યુ, 'તારો પ્રભુ કેવો છે?' પેલો ભંગી સહજભાવે બોલ્યો: 'મારો પ્રભુ તો બહુ મોટો ભંગી છે!'

બીજો આવ્યો ધોબી તેણે જવાબ આપ્યો: 'મારો પ્રભુ તો બહુ મોટો ધોબી છે!'

ત્રીજો વણકર આવ્યો તે કહે: 'મારો પ્રભુ તો મોટો વણકર છે!'

ચોથો માણસ હાથમાં ત્રાજવું લઈને આવ્યો. તેણે જવાબ આપ્યો: 'મારો પ્રભુ તો બરાબર તોલ કરે છે!'

છેલ્લો માણસ તંબૂર રમાડતો વગાડતો આવ્યો, તેણે કહ્યુ: 'મારો પ્રભુ તો રાત–દિવસ ગાયા જ કરે!'

એ જ રીતે આપણે પણ આપણા વિચાર પ્રમાણે, આદર્શ પ્રમાણે પ્રભુની પ્રતીત થશે. આપણે જે કંઈ વાંચેલું કે કલ્પેલું હશે તેવો પ્રભુ આપણને દેખાશે.

હજારો વર્ષ પહેલા માણસે પ્રભુની કલ્પના એક 'ન્યાયાધીશ' તરીકે કરી હતી. તેના હાથમાં એક ચાબુક હતી ચાબુકના જોરે તે બધા ઉપર શાસન કરતો હતો ત્યાર પછી કેટલાંયે વર્ષો વીતી ગયાં. ત્યાર બાદ પ્રભુને 'રાજા' રૂપે માણસો માનવા લાગ્યા. ત્યાર પછી પિતા રૂપે સમજવા લાગ્યા. ઈરાનનો એક ભક્ત તો પ્રભુને 'મિત્ર' કહેતો થોડાં વર્ષો ઉપર એક ભક્ત પ્રભુને 'માઈ' કહીને સંબોધતો હતો.

ગુરુદેવને મન જગત કવિતા રૂપ છે તેથી ગુરુદેવ કહે છે કે પ્રભુને હું મન ઘ

પહોંચી શકતો નથી, પણ મારાં ગીતો વડે પ્રભુના ચરણનો સ્પર્શ કરી શકું છું. અહીં મને એક વાત યાદ આવે છે : જર્મનીના એક ગણિતશાસ્ત્રીએ એવું વિધાન કર્યું હતું : 'God is A Mathematician,' પ્રભુ તો મોટો ગણિતશાસ્ત્રી છે, એક કલાકારે કહ્યું હતું : *God is an Artist*. પ્રભુ તો કલાકાર છે. વળી એક નૃત્યકારે કહ્યું હતું : God is a Dancer. નૃત્યકાર છે. એવી રીતે જ ગુરુદેવ કહે છે પ્રભુ મહાન સંગીતકાર છે, અને એ ગાયક સાથે સંબંધ તો ગીત દ્વારા જ થઇ શકે. જે ધોબી સાચો ધોબી છે તે પ્રભુને ધોબી જ માને છે પછી તે પોતાનું કામ ખૂબ ચીવટથી કરશે. એમાં જ એને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. મને સાધમાં એવા એક ભંગીનાં દર્શન થયાં હતાં તેને ભાગે જે રસ્તા સાફ કરવાના હતા જ્યારે તેને વખત મળે ત્યારે ત્યારે તે ત્યાં પડેલો કચરો સાફ કરી આવતો. એ વિના એને ચેન પડે નહિ. રાતે પણ સૂતાં પહેલાં તે ત્યાં જઈ આવે અને કચરો પડેલો હોય, તે ઉપાડે. મેં એને પૂછ્યું : 'અરે, તમે સવારે સફાઈ માટે જવાના તો છો જ, પછી રાતે જવાની શી જરૂર ?' તે કહે મારું દિલ માનતું નથી. મારી તો એ જ પૂજા છે, સાધના છે' આમ ભક્ત પોતાની અને પ્રભુની વચ્ચે પુલ બાંધે છે. પ્રભુની અને આપણી વચ્ચે કેટલુંયે અંતર હોય. એની અને આપણી શક્તિ વચ્ચે ભલે કેટલોયે તફાવત હોય, પણ જો મન શાંત હોય બુદ્ધિ શાંત હોય, ચિત એકાગ્રતા પામતું હોય અને નિજત્વનું વિસ્મરણ થતું હોય તો એવી ક્ષણ આવે જ છે જ્યારે પ્રભુ અને આપણી વચ્ચે ઐક્ય સધાય છે.

## કાયા પરપોટા જેવી છે.......

....... અને પછી વિમલકીર્તિ પોતાની માંદગીનો લાભ લઈને તેમને મળવા આવનાર પ્રત્યેક વ્યક્તિને કહેવા લાગ્યા :

સજ્જનો, આવો ! આ માનવદેહ અલ્પકાળ ટકનારો, અશક્ત, નમાલો, બરડ અને મર્ત્ય છે. એનો વિશ્વાસ કદી પણ ન રાખશો. રોગના હુમલાથી તે રીબાય છે.

હે સજ્જન, બુદ્ધિશાળી માણસ આવી ચીજમાં કદી વિશ્વાસ રાખતા નથી. કાયા તો પાણીના પરપોટા જેવી છે – ક્ષણમાં ફૂટી જાય.

કાયા

* એ તૃષ્ણાની તૃષ્ણા જ જોઇ શકે એવી મૃગજળવત્ છે.
* એ બહારથી સુંદર પણ અંદરખાનેથી પેલા – ખોખરા વૃક્ષ જેવી છે.
* એ મિથ્યા વિચારો આપતા સ્વપ્ન જેવી છે.
* એ આકાશવિહારી વાદળ જેવી છે – જે સ્વરૂપ બદલ્યા કરે અને નાશ પામે.
* એ વીજળી જેવી છે. ચંચળ. એકાએક આવે અને ચાલી જાય.
* એ ધરતી જેવી છે. એની કશી જ શક્તિ નથી.
* અગ્નિની જેમ તેમા કશું પોતીકું ( મૌલિક ) નથી.
* વાયુની જેમ તેમાં જ કશુ ટકાઉપણું નથી.
* જળની જેમ તેમાં કશી વ્યક્તિતા નથી.
* એ સાચી ચીજ નથી. ચાર તત્ત્વો એનું ઘર છે.
* 'મારું' અને 'મારા'નો મિથ્યા વિચાર જ્યારે ટળે છે ત્યારે તે ખાલીખમ થઇ જાય છે.

# પરિભ્રમણ

આશુતોષ

## દીવ – દમણ – ગોવા

આ ત્રણે ગામના નામ પછી આપણે ફીરંગીઓને રોવા બેસાડતા; હવે આપણે રોવાનો વારો આવ્યો છે. આ ત્રણ ફીરંગી સંસ્થાનોની આઝાદીનો પ્રશ્ન ભારત માટે પેટશૂળ સમાન હતો અને બળના ઉપયોગે મોટી દ્વિધા ઊભી કરી હતી. ૧૯૬૨ ની ચૂંટણીનો સમય ન હોત, અને કૃષ્ણમેનન સંરક્ષણ પ્રધાન ન હોત, તો આ સંસ્થાનો હજુ પણ પોર્ટુગલના સામ્રાજ્યમાં જ હોત. આપણે જીતી તો લીધાં પણ પછી, જેમ આઝાદી પ્રાપ્ત કર્યા પછી દેશની પરિસ્થિતિ બગાડી નાખી, તેમ આ ત્રણ સંસ્થાનો બાબતમાં પણ એવું જ બન્યું. કેન્દ્ર અને રાજ્યો વચ્ચેના વિખવાદો, ગોવા મહારાષ્ટ્રમાં જાય કે મ્હૈસૂરમાં, ત્યાંની ભાષા મરાઠી કે કોંકણી, ચોતરફ દારૂબંધીથી ઘેરાયેલા પ્રદેશો વચ્ચે દારૂ પીતી પ્રજાની માનસિક કુયોજના, ફીરંગી શાસનના કેટલાક લાભોથી વંચિત થવાની ભીતિ, લૂંટારૂ માફક ભૂખ્યા ભારતીયો તરફથી મોજશોખની વસ્તુઓ ઉપર પડાપડી–આ બધાથી ત્રણે સંસ્થાનોની સ્થાનીય પ્રજાને મનમાં શંકા પેસી ગઈ કે જે પરિવર્તન આવ્યું તે સારા માટે નથી. વળી કેથોલીક અને હિંદુઓ વચ્ચેનો અંતરાય વધતો ચાલ્યો. બહુમતિ હિન્દુ રાષ્ટ્રમાં નાનકડી લઘુમતીના હિતોની ભાળ કોણ રાખશે? વળી પડોશના રાજ્યોમાં જોડાવાથી જે દુર્દશા થાય તેનો ખ્યાલ, કેન્દ્ર નીચેની સલામતીની શક્યતા તરફ ઢળી પડયો. ગુજરાત અને મહારાષ્ટ્ર બન્ને રાજ્યોને આ ટચુકડા પ્રદેશોના રહેવાસીઓએ જે લપડાક મારી છે તે ભવિષ્ય માટે શિખ રૂપ છે. અંગ્રેજોમાં રાજ્ય ચલાવવાની લાયકાત હતી માટે દોઢ સદી સુધી ટકી શક્યા. કેટલી બધી શરમની વાત છે કે નાનકડા ત્રણ વિસ્તારો સંભાળી લેવા જેટલું શાણપણ, આઝાદીના અઢાર વર્ષો પછી પણ ન આવ્યું! અને હવે આવશે એવી આશા પણ કયા જોરે રાખવી? કેટલીકવાર લોકશાહીનો દંભ કરવામાં સત્તા ગૌરવ માને છે. આ ત્રણે પ્રદેશો શસ્ત્રોથી જીતી લીધા બાદ, તાત્કાલિક આજુબાજુના રાજ્યમાં ભેળવી દેવાનું ડહાપણ કેમ ન સૂઝ્યું? તે વખતે લોઢું ગરમ હતું અને ટીપી નાખ્યું હોત તો આ દિ' આવત નહિ!

## અણનમ આત્મા

ચન્દ્ર ઉપર ઉતરાણ કરવાના અમેરિકાના 'એપોલો' શ્રેણીના પ્રાયોગિક ઉડ્ડયનની ચકાસણી વખતે જ, 'સેટર્ન' વાહક જહાજમાં આગ લાગતાં ત્રણ પ્રથમ પંક્તિના અવકાશયાત્રીઓનું કરુણ મૃત્યુ થયું તે બનાવ એ દૃષ્ટિએ દુઃખદ છે કે અત્યારસુધીની અવકાશ સિદ્ધિઓમાં એકપણ જીવહાની થવા પામી નથી, અને પ્રયોગોની ચોકસાઈ તેમજ સંપૂર્ણતામાં ક્યાય ન્યૂનતા જોવામાં આવી નથી. બધું જ ધાર્યા પ્રમાણે સાંગોપાંગ પાર ઊતર્યું છે. ત્રણ અવકાશયાત્રીઓમાંથી બે તો કસાયેલા અને ચુનંદા, અગાઉ સફળ ઉડ્ડયન કરી ચૂકેલા ગ્રીસમ અને એડવર્ડ વ્હાઈટ હતા. અગાઉના પ્રસંગે, ચન્દ્ર ઉપર ઉતરાણ કરવાના માનવીના પ્રયોગ વિષે તેમણે જ ઉચ્ચાર્યું હતું: "અગર અંતરીક્ષની ખોજ અવકાશયાત્રીનો ભોગ માગે તો પણ આ પ્રયોગો ચાલુ જ રહેશે." બોલનારે તો સાર્થક કરી બતાવ્યું, અને ભોગ આપી જાણ્યો. જે પ્રજામાં આવા અણનમ આત્માઓ વસે છે તે છેવટે વિજય હાંસલ કરે છે જ. સંભવ છે કે ૧૯૬૯ના અંતસુધીમાં ચન્દ્ર ઉપર માનવીને ઉતારવાની અમેરિકાની યોજનામાં આ બનાવથી વિક્ષેપ પડે કેમકે એક અવકાશયાત્રી તૈયાર કરવામાં વર્ષો વહી જાય છે. લશ્કરના સૈનિકને તાલીમ આપી તૈયાર કરવામાં નાકે દમ આવી જાય છે. ત્યારે આ તો અવકાશમાં કુદરત સામે લડતો માનવ સૈનિક! તેની ખોટ પૂરવી બહુ વસમી છે. રશિયા પણ આ દિશામાં અવિરત પ્રયાસો કરે છે પરંતુ ત્યાં નિષ્ફળતાને વાચા આપવાનો રિવાજ નથી–સફળતા મળે તો જ

પ્રચાર થાય છે. એટલે કોણ કેટલું આગળ છે તે કહેવું મુશ્કેલ છે. અન્તરીક્ષયાત્રાનો પ્રયોગ ખતરનાક ખર્ચાળ અને જોખમથી ભરપૂર હોય છે. યાન્ત્રિક ચોકસાઈ અને નાજુક ગણતરીઓમાં જરા ખામી રહી જાય તો, અબજો રૂપિયા એક ક્ષણમાં ભસ્મિભૂત થઈ જાય છે. ચન્દ્ર ઉપર માનવી ઊતરી શકે તે પહેલાં કેટલા ભોગ લેવાશે તે કેમ કહેવાય? પણ જગતમાં એવા આત્માઓ જન્મતા જ હોય છે જે નિષ્ફળતાનો એકરાર કરવા કરતાં જાનની આહૂતિ આપવામાં બહુ માને છે.

## ચૂંટણી પર્વ

દર પાંચ વર્ષે આવતી ચૂંટણી એક ભયંકર વાવંટોળ જગાવી જાય છે. આપણે ત્યાં પુખ્ત મતાધિકાર હોવાથી; મોટા ભાગના મતદારો અભણ છે જે વાંચી-લખી શકતા નથી. પોતાના મતનો ઉપયોગ તેઓ સ્વતંત્ર રીતે કરી શકતા નથી. એટલે જુદા જુદા પક્ષો અનેક જાતની ગુલબાંગો ફેંકીને, ખોટી રીતે લાગણી ઉશ્કેરીને, જ્ઞાતિવાદને આગળ ધરીને મતપેટી સાથે ચેડાં કરી શકે છે. પરિણામે સાચા પ્રતિનિધિઓ સત્તા સ્થાને જવાને બદલે ખોટા મતથી ચૂંટાએલા ખોટા પ્રતિનિધિઓ વિધાનસભામાં — લોકસભામાં જઈ બેસે છે. સત્તા પરનો પક્ષ ઘણીવાર લાચાર સ્થિતિમાં મૂકાઈ જાય છે — તેને પણ આંખ આગળ મતપેટી દેખાય છે. અમુક પગલું ભરવાથી અમુક વર્ગ નારાજ થશે, ફલાણા વર્ગે ચૂંટણી જીતવામાં મદદ કરી હતી — આવી ગણતરી વહીવટી સંચાલનને નિર્બળ બનાવી મૂકે છે. આપણે ત્યાં ઉમેદવારો પૈસાના જોરે, ધર્મના નામે, જ્ઞાતિની જય બંધીના ધજારે મતદારોને નચાવી શકે છે. મતનો વેપાર થાય છે — કાળાબજાર પણ થાય છે. ત્યારે મોટો સવાલ એ છે કે લોકશાહી જીવશે કઈ રીતે? આપણે જ્યારે કહીએ છીએ કે અઢાર વર્ષમાં કાંઈ સિદ્ધિ મેળવી નથી ત્યારે મતદારો કેમ ભૂલી જાય છે કે એ નિષ્ફળતા તેમની પોતાની જ છે? પુખ્ત મતાધિકાર આપી દીધા પછી સરકારની સફળતા અથવા નિષ્ફળતા, લોકોની પોતાની જ છે. માટે જ ચૂંટણીપર્વ આવે ત્યાર કોઈએ વિચારવાનું હોય તો મતદારોએ છે. અને ઉમેદવારો શું ભાષણ કરવાના હતા? તેમની શુંજાયશ શું? મતદારો જ ભાષણ કરે — ચોરે અને ચૌટે — ગામડામાં અને શહેરમાં — કે અમે આવા પ્રકારના ઉમેદવારને જ ચૂંટશું — જાઓ, તમારો લેબાશ બદલી આવો. જરા પણ શંકા નથી કે ભારતનો મતદાર સમજુ અને વિચારશીલ હશે તો બધાજ ઉમેદવારો તેની સમક્ષ આવી કથકલી નૃત્ય કરશે — જે આજે કમનસીબે તેને કરવું પડે છે કેમકે તે અભણ છે [ મોટે ભાગે ] માટે.

## સુરતિયા ખાતર

બર્મીંગહામના ટેલિફોન સત્તાવાળાઓને ૧૯ વર્ષની સુંદરી બાર્બરાએ મ્હાત કરી દીધા છે. એ કહાણી રસિક છે એટલી જ મૌલિક છે. ટેલિફોન જોડાણ માટેની અનેક વિનંતિઓ છતાં, તેના મકાનમાં ઘંટડી રણઝણી ઊઠે તેવી શક્યતા દેખાઈ નહિં ત્યારે તેણે સત્તાવાળાઓને સ્પષ્ટ ધમકી આપી કે તેના પુરુષમિત્રો તેની સાથે વાત કરવા આતુર પણ જ્યારે તેમને ખબર પડે છે કે ટેલિફોનનું જોડાણ તેના મકાનને પાવન કરી શક્યું નથી ત્યારે નિરાશ થાય છે. આમા ગર્ભિત સૂર એમ પણ નીકળે છે કે કોઈ સુરતિયો હાથમાંથી ચાલ્યો જાય તો દોષ ટેલિફોન ખાતાનો છે. સત્તાવાળાઓએ તેને સંતોષવા ચૌદ ચૌદ કર્મચારીઓની ટૂકડી ખડે પગે રાખી છે જે કયા મુશ્કેલી આવે છે તેની સમજ મીસ બાર્બરાને આપવા માગે છે. પણ તેની વાત એક જ છે: 'તાત્કાલિક ટેલિફોન આપો.' આપણે ત્યાં પણ ટેલિફોનના જોડાણની અરજી મંજૂર થયા બાદ ત્રણ ચાર વર્ષસુધી તેનું ભૂંગળું ફરકતું નથી! એટલે જે કિમિયો બાર્બરાએ અજમાવ્યો તેનો અભ્યાસ જરૂરી બને છે.

## મૃત્યુનું અવસાન

જ્યારે કવિ ગાય કે 'મૃત્યુ મરી ગયું રે લોલ!' ત્યારે કાંઈ મૃત્યુની લાશ ઉપર કોઈ કફન ઓઢાડતું નથી. પરંતુ ઇન્ગ્લેન્ડમાં ભારતના એક

ડૉક્ટર ઉપેન્દ્ર તેમના બ્રિટિશ ધંધાભાઈની મદદથી એક મૃત્યુ પામેલા આદમીને વીજળીના આંચકા તેમજ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ વડે સજીવન કરવામાં સફળ થયા છે. દરદી ૯૦ મિનિટ સુધી મૃત અવસ્થામાં રહ્યો હતો અને સજીવન થયા બાદ હવે તેને હૉસ્પિટલમાંથી રજા પણ આપી દીધી હશે. તાશ્કંદમાં શાસ્ત્રીજીના મૃત્યુ વખતે ડૉક્ટરોએ આવી જ મથામણ કરી હતી પણ ડૉ. ઉપેન્દ્રને જે સફળતા મળી તે તેમના ભાગ્યમાં નહિ હોય. કયા સંજોગોમાં જીવન પુનઃ પ્રાપ્ત થઈ શકે તે માટે હવે આ પ્રયોગનું કાર્યક્ષેત્ર વિસ્તારાય તો ઘણા મનુષ્યો થોડા સમય માટે પણ મૃત્યુ ઉપર વિજય મેળવી શકશે.

## બિહાર

બિહાર ભૂલાઈ ગયું છે—ચૂંટણીની ધમાલમાં. પણ હવે એ યાદ આવવા લાગ્યું છે. નહીંતર પણ જય પ્રકાશજી તેમજ અન્ય નેતાઓએ અવારનવાર બિહારની કરુણતાને ન ભૂલવા અપીલ કરી છે. તાજેતરમાં મુંબઈ યુનિવર્સિટીએ પચાસ હજાર રૂપિયાનો ફાળો મોકલીને એક દાખલો બેસાડયો છે. આ પૈસા વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો પાસેથી મળેલા હતા અને તેનું મૂલ્ય ઘણું છે. મુંબઈની એક બે જૈન સંસ્થાઓએ લાખ ઉપરની મદદ કરી છે. દયાની સરવાણી હજુ સૂકાઈ ગઈ નથી—એટલે હવે રાષ્ટ્રનેતાએ બિહારની સંકટગ્રસ્ત પરિસ્થિતિમાં સહાયભૂત થવાનો પ્રયત્ન ગામોગામ થવો જરૂરી છે. ભૂતકાળમાં જ્યારે પણ કોઈ કટોકટીમાં સાદ પડયો છે ત્યારે જનતાનો ટેકો હમેશાં મળ્યો છે. ભારત જેવડા અતિ વિશાળ દેશમાં હવામાનનું મનમોજી પણું કોઈએક પ્રદેશમાં અનર્થ સરજી શકે તે શકયતા હંમેશ માટે રહી છે, વળી ચોમાસાની સફળતા વિષે હમેશા આશંકા રહ્યા કરે છે. આજે બિહાર છે—વારો કે બીજાનો પણ વારો આવે. માનવતાનો સાદ પડે ત્યારે અંતરાત્માએ જવાબ દેવાનો હોય છે.

## સેમ્યુઅલ એગ્નોન

૭૮ વર્ષના યહૂદી લેખક સેમ્યુઅલ જોસેફ એગ્નોનને ૧૯૬૬ના વર્ષનું નોબેલ પારિતોષિક મળ્યું તે હિબ્રુ ભાષામાં તેમના પ્રદાન માટે સ્વીડિશ એકાદમીએ કર્યું તેને આભારી છે. એગ્નોન-વાણી સાંભળીને આપણને લાગે કે કોઈ આર્યઋષિ હિબ્રુ ભાષામાં બોલી રહ્યા છે :

"સર્વે સુખિનો સન્તુ સર્વે સન્તુ નિરામયાઃ
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ ન કશ્ચિત્ દુઃખમાપ્નુયાત્"

તેમને ઈનામ મળ્યાની ખબર પડી ત્યારે ઈશ્વરની સ્તુતિથી અભિવાદન કર્યું. સ્વીડિશ એકાદમીના સભ્યોને પણ તેમણે અભિનંદન કહ્યા અને સ્વિડનના રાજા માટે પણ પ્રાર્થના કરી, તેમની ભાષા આધુનિક નથી; વિચારોમાં ક્રાંતિ નથી; તેમ છતાં હૃદયની આરપાર નીકળી જાય તેટનું સામર્થ્ય તેમની શૈલીમાં છે. આ રહ્યા તેમના પોતાના શબ્દો :—

'હું માત્ર પાંચ જ વર્ષનો હતો જ્યારે પ્રથમ ગાન મને સૂઝ્યું અને તે મારા પિતા માટેની ઝંખનાને લીધે કેમકે તેમને વેપાર ધંધ માટે બહાર જવુ પડતુ અને તેમને મળવાની તીવ્ર ઝંખનાને પરિણામે મારી લાગણીઓએ કવિતામાં સાંત્વન શોધ્યું. ત્યાર પછી મેં ઘણાં કાવ્યો રચ્યા જેમાંથી કાંઈ હયાત નથી. જે ઓરડામાં ભગીને મારી લેખન સમૃદ્ધ હતી તે આગમાં ભસ્મીભૂત થઈ ગઈ—પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન, મારી કવિતાને ગાનારા કારીગરો દરજીઓ અને મોચીઓ પણ આ યુદ્ધમાં માર્યા ગયા. જે સ્ત્રીપુરુષો બચ્યાં, તે પણ દુશ્મનના કરતૂકોને લીધે જીવતી કબરમાં દટાઈ મૂઆ. ત્યાર પછી લખેલા મારા પુસ્તકોની પણ એ જ દશા થઈ—આકસ્મિક આગમાં સળગી ગયાં—જેમાં એક ૭૦૦ પાનાની નવલકથાની હસ્તપ્રત હતી અને જે છાપવાના કરાર પ્રકાશક સાથે થઈ ગયા હતા. મારા વડવાઓ તરફથી મળેલ ચાર હજાર હિબ્રુ પુસ્તકો પણ નાશ પામ્યાં... ...'

'........૯ વર્ષની ઉંમરે રોટને રળવા ઈઝરાઈલમાં આવ્યો અને ચારેકોર પેટિયા માટે તર ફડિયા માર્યા. આ દરમ્યાન દરેક યહૂદીને થાય તેમ બાકીના સાથે મેં પ્રભુથી ઓળખાણ વધારી મન

હું કહી શકું કે કોઈપણ યહૂદી સ્ત્રી, પુરુષ કે બાળક નહી હોય જેને હું ઓળખતો ન હોઉં. મારી મિલ્કત આગમાં નાશ પામ્યા પછી, દૈવી પ્રેરણાથી હું જેરુસલેમ આવ્યો અને ઈશ્વરે મને જે આપ્યુ હતુ કલમ દ્વારા રજૂ કર્યું", નાનીમોટી વાર્તાઓ લખી થોડીક છપાણી – ઘણી બધી હજુ લખેલી પડી છે.. કવિતા અને સાહિત્યમાં મારા ગુરુજનો કોણ હતા ? જેમના નામ પણ મે સાંભળ્યાં નથી એવા સર્જકોની મારાપર અસર હોવાનુ ઘણા માને છે – તો વળી જેમના નામ હું જાણુ છુ પણ પણ જેમના સર્જનો મે જોયા પણ નથી તેમની અસર મારા લખાણમા ઘણાને દેખાય છે પણ મારો પોતાનો અભિપ્રાય શું છે ?...મને પ્રેરણ મળી ભગ ધર્મગ્રંથોમાંથી આદ્ય કવિઓમાથી – પ્રાચીન વિભૂતિઓમાથી જેને જેને મળ્યો તે દરેક સ્ત્રી, પુરુષ અને બાળકમાંથી – તેમની વાતચીતમાથી, રસ્તે જતા પ્રાણીઓમાંથી – ગાય અને કૂતરામાથી, આકાશમાં ઊડતા પંખીમાથી – સમુદ્રના દર્શનમાંથી ઉષા સૌંદર્યમાથી–વહેતા ઝરણાંમાંથી મને પ્રેરણા લીધી છે જે પંખીને અને જે શ્વાનને મે પુસ્તકમા આલેખ્યાં છે તે ગાય છે કે ભસે છે ત્યારે હું હંમેશા વિમાસણ અનુભવુ છું – તે મને ટપકો આપે છે કે અજલિ!'.. ....આ છે નોબેલ પારિતોષિક વિજેતાની પ્રતિમા.

---

ઘણા જૂના કાળની વાત છે

ગ્રીસમા કિનેન્થીસ કરીને એક યુવક રહે એથેન્સના પ્રખ્યાત તત્ત્વવેત્તા ઝીનોની પાઠશાળામા એ ભણતો હતો ઘણો જ ગરીબ કપડા પણ ફાટલા તૂટલા પહેરે, પણ એથેન્સમા રિવાજ એવો કે નિશાળની ફી દરરોજ જ આપી દેવાની દરરોજ આ ફી કિનેન્થીસ ચૂકવતો ભણવામા એટલો બધો હોશિયાર કે બધા જ વિદ્યાર્થીઓ એની ઇર્ષ્યા કરતા આવો અકિંચન ને દરરોજ પૈસા લાવે છે ક્યાંથી ? એના પહેરવેશનુ તો ઠેકાણું યે નથી, છતાં પૈસા ક્યાથી લાવે છે સૌને સદેહ પેઠો. આખરે કિનેથીસને ચોર બનાવવામા આવ્યો વાત અદાલતમા પહોચી ન્યાયાધીશ સમક્ષ પોતાની સચ્ચાઇ પુરવાર કરવા કિનેન્થીસ બે સાક્ષી લાવ્યો–એક હતો માળી ને બીજી હતી એક વૃદ્ધ ડોશી.

માળીએ કહ્યું

છોકરો સાચું કહે છે નામવર, કારણ રોજ એ મારા બાગમા આવી કૂવામાથી પાણી ખેચી આપે છે ને એ માટે હુ એને થોડા પૈસા આપુ છુ.'

ડોશીએ કહ્યુ :

'મારી તો અવસ્થા થઇ મારે ઘેર આવીને મને રોજ દળી આપે છે ને બદલામા થોડા પૈસા લઇ જાય છે

કોર્ટમા સહુ કોઇના આશ્ચર્યનો પાર રહ્યો નહી !

આપકમાઇ ને સ્વાશ્રયી જીવન પર ખુશ થઇ ન્યાયાધીશે કિનેન્થીસને ભણાવવા માટેનો બધોયે ખર્ચ આપવા જણાવ્યુ.

તેના જવાબમા કિનેન્થીસ બોલ્યો .

'જી, નહી જાતે પરિશ્રમ કરીને જ હું ભણવા તથા જીવવા માગુ છુ હાથપગ સાબૂત છે ત્યાં સુધી કોઇ પાસે દાન લેવાની મને જરૂર નથી.'

# પ્રેમમાં પણ ઇર્ષ્યા

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

એક સિંહણ હતી. તે જંગલમાં રહેતી હતી. તે ઘરડી થઇ ગઇ હતી. તેથી તેના શરીરમાં પહેલાંના જેવી તાકાત રહી ન હતી. તેણે એક નવજવાન સિંહને શોધી કાઢીને પોતાની જુવાન દીકરીનાં લગ્ન તેની સાથે કર્યાં.

શરૂ શરૂમાં તેના દિવસ આનંદમાં પસાર થવા લાગ્યા. તેની દીકરી અને જમાઇ બંને જણ શિકાર કરી લાવતાં હતાં, એમાંથી ઘરડી સિંહણને પણ પોતાના પૂરતું મળી રહેતું હતું. તેને હવે મહેનત કરવાની જરૂર નહોતી. દીકરી પોતાની માની બરોબર સંભાળ લેતી હતી.

પરંતુ ધીમે ધીમે ઘરડી સિંહણના મનમાં ઇર્ષ્યાનો ભાવ પેદા થવા લાગ્યો. તે વિચારવા લાગી કે, 'દીકરી હવે પહેલાંની માફક મારા ઉપર વહાલ રાખતી નથી. તે તો હંમેશાં પોતાના પતિની સાથે ફર્યા કરે છે અને મારું તો કશું જોતી જ નથી!'

પરંતુ ખરી રીતે એમ ન હતું. દીકરી પોતાની માની હંમેશાં સારસંભાળ લેતી હતી. માને તે ખૂબ ચાહતી હતી. પોતાનાથી શક્ય હોય એટલું તે પોતાની મા માટે કરી છૂટતી હતી. ઊલટું એના પતિ સિંહને હંમેશા એમ લાગતું હતું કે, 'મારી પત્ની હંમેશાં પોતાની માની જ ફિકર કર્યા કરે છે અને મારા તરફ સાવ ઉદાસીન છે!'

એક દિવસ ઘરડી સિંહણે દેવીની પાસે પોતાની દીકરી સામે ખૂબ દુઃખી થઇને ફરિયાદ કરી.

એ સાંભળીને દેવી કહેવા લાગીઃ "દીકરી, તારો પોકાર સાંભળીને હું અહીં આવી પહોંચી છું. તું ખૂબ ભાગ્યશાળી છે. તારી દીકરી તારા પર ખૂબ પ્રેમ રાખે છે. પરંતુ તારે માટે એ પોતાના પતિનો ત્યાગ નહીં કરી શકે. તેં જ એનાં લગ્ન એની સાથે કર્યાં છે ને?"

"જી હા, દેવી માતા! આપ બરોબર જ કહો છો. પરંતુ મને એવી કલ્પના સુધ્ધાં નહોતી કે, મારી દીકરી લગ્ન પછી મને એકદમ ભૂલી જશે. મારે હવે જેમ બને તેમ જલદી આ ફાની દુનિયા છોડીને આપની પાસે ચાલ્યા આવવું છે. મારાથી અહીં નહિ રહેવાય!" એમ કહીને ઘરડી સિંહણ રડી પડી.

"તું તો સાવ મૂરખ છે! આવી વાત તું નકામી કરે છે." એમ કહીને દેવીએ તેને સમજાવવા પ્રયત્ન કર્યો પરંતુ સિંહણે રડવાનું ચાલુ જ રાખ્યું. છેવટે દુઃખમાં ને દુઃખમાં તે એક દિવસ મરી ગઇ.

દેવીની કૃપાથી ઘરડી સિંહણ આ વખતે માણસ રૂપે અવતરી. તે એક સારા પરિવારમાં વહુ બનીને ગઇ. લોકો એને કમળા કહીને બોલાવતા.

કમળાએ પોતાના નવા ઘરમાં જોયું કે, એનો પતિ સુંદરસિંહ પોતાની મા તથા બહેનોને ખૂબ ચાહતો હતો. કમળા ગભરાવા લાગી કે, તે પોતાનું વહાલસોયું પિયર છોડીને અહીં કયાં આવી પડી? તે પોતાનાં માબાપને ઠપકો આપવા લાગી કે, મને આવા તે કેવા ઘરમાં ધકેલી મૂકી? તે એવું માનતી હતી કે, એનો પતિ એને ચાહતો જ નથી.

એક દિવસ કમળાએ પોતાના પતિની આગળ પોતાના મનનો ઊભરો ઠાલવતાં કહ્યું: "તમે કમાઓ તો છો, પરંતુ તમારી કમાઇના બધા જ પૈસા તમે તમારી માને શા માટે આપી દો છો? મારો તો તમે વિચાર જ કરતા નથી. મારે પણ મારા ખર્ચ માટે થોડાઘણા પૈસા જોઇએ કે નહીં!"

સુંદરસિંહ બોલ્યોઃ "બધા લોકો પોતાની કમાણીના પૈસા માને જ આપે છે, એમાં ખોટું શું છે?"

'શું તમને એમાં નુકસાન જેવું દેખાતું નથી? તમારી મા તો, જે કંઇ તમે એને આપો છો, એ બધું છાની રીતે પોતાની દીકરીઓને મોકલી દે છે! એની તમારી જરાયે ચિંતા નથી." કમળાએ કહ્યું.

"પરંતુ કોઇ મા પોતાની દીકરીઓને ચાહતી હોય, તેમાં ખોટું શું છે?" સુંદરસિંહે કમળાને સમજાવવા પ્રયત્ન કર્યો.

પણ એથી કમળાના મનનું સમાધાન ન થયું. થોડા દિવસ પછી તેને એક સુંદર બાળક અવતર્યું. પરંતુ પોતાના મનની બળતરામાં ને બળતરામાં તે બીમાર પડી ગઈ અને બાળકના જન્મ પછી થોડા દિવસને આંતરે મરી ગઈ.

મરણ પછી તેનો આત્મા દેવી પાસે ગયો.

દેવીએ પૂછ્યું: 'કેમ, હવે કંઈ સમજવામાં આવ્યું? જ્યારે તું સિંહણ હતી, ત્યારે તું તારી દીકરીથી નારાજ થતી હતી કે, પતિપત્ની પોતાના પ્રેમમાં માને ભૂલી જાય છે. હવે કહે, મનુષ્ય-જન્મમાં તને શો અનુભવ થયો?'

'હા, હવે સમજણ આવી,' સિંહણે કહ્યું. 'પતિ અને પત્નીનો પ્રેમ જોઈને માએ ઈર્ષ્યા કરવી ન જોઈએ, એ હું હવે બરાબર શીખી ગઈ છું. પરંતુ દેવી મા, મને તમે ફરીને સિંહણ બનાવી દો; મેં જોયું કે માણસો ઘણા ખરાબ હોય છે. હું એ લોકો વચ્ચે પાછી જવા નથી માગતી.'

દેવીએ હસીને કહ્યું: 'તારું ગાંડપણ હજી ગયું નહીં કે? તું હવે ક્યાંય ન જા; મારી પાસે જ રહે.'

---

સુપ્રસિદ્ધ ક્રાંતિકારી મદનલાલ ધિંગારાએ કર્નલ વાયલીનો વધ કર્યો ત્યારની વાત છે. ક્રાંતિકારી મદનલાલ ધિંગારાના આ કૃત્યને વખોડી નાખવા માટે એંગ્લોઇંડિયન લોકોની એક પ્રચંડ સભા ઇંગ્લેંડમાં મળી હતી. સભામાં કેટલાક હિંદીઓ પણ હાજર રહ્યા હતા. સભાના અંતે ધિંગારાના કૃત્યને વખોડી નાખતો એક ઠરાવ રજૂ થયો. ઠરાવને સંમતિ આપવા માટે એક પછી એક વક્તાઓ ઊભા થવા લાગ્યા. એવામાં એક નીડર ભારતીય નવજુવાન સભાના મંચ પર આવ્યો અને તેણે નિર્ભયપણે મોટે અવાજે જાહેર કર્યું, 'આ ઠરાવ સામે મારે મૂળભૂત વિરોધ છે!'

જે હેતુ માટે સભા ભરાઈ હતી અને જે ઉદ્દેશ માટે સહુ એકઠા થયા હતા તે આ રીતે મારી જતો હોઇ સહુ ક્રોધભરી આંખે ઠરાવનો વિરોધ કરનારા પેલા નવજુવાન સામું જોઈ રહ્યા. સભામાં હાજર રહેલા એંગ્લોઇંડિયને નવજુવાન સામે પૂરેપૂરા રોષે ભરાયા. કોઈ બોલ્યું: 'જોઈ શું રહ્યા છો? સાળાને મંચ પરથી નીચે હડસેલી મૂકો!' બીજો અવાજ આવ્યો: 'હરામીને ટાંટિયો ઝાલીને નીચે ઢસડી કાઢો!' ત્રીજો અવાજ આવ્યો: 'સાળાને હજુ સુધી મંચ ઉપર ઊભો શું કામ રહેવા દીધો છે? તેને મંચ સુધી આવવા કોણે દીધો? લાત મારીને નીચે ગબડાવી પાડો!'

છેવટે સભામાંથી મોટેથી એક અવાજ આવ્યો: 'અરે, કોણ છે તું?'

નવજવાને નિર્ભયપણે પોતાનો પરિચય આપતાં કહ્યું: 'હું કોણ છું, એ જાણવા માગો છો ને? મારું નામ વિનાયક દામોદર સાવરકર. સહુને પોતપોતાના મુલકની આઝાદી મેળવવાનો હક્ક છે!'

જુવાન દેશભક્ત સાવરકરનાં આવાં નીડર સાચાં અને તાતાં વેણ સાંભળી ઘડી ભર સહુ સ્તબ્ધ બની ગયા. પણ પછી તો ફરી પાછો 'મારો' 'કાપો' ના અવાજે જોર પકડ્યું; અને સામ્રાજ્યવાદના નશામાં ચકચૂર બનેલો એક અંગ્રેજ મંચ પર ચડી ગયો અને માથાભારે નવજુવાન બેરિસ્ટર-સાવરકરના ચહેરા પર જોરથી એક મુક્કો માર્યો. એથી તેમનાં ચશમાં ફૂટી ગયાં અને તેમની આંખમાંથી લોહી વહેવા લાગ્યું. એથી સાવરકરનાં કપડાં લોહીથી રંગાયાં. આમ છતાં તેઓ સહેજ પણ ગભરાયા નહિ અને નિશ્ચયાત્મક સ્વરે પોતાની વાતનો પુનરુચ્ચાર કરતાં સભાને કહ્યું: 'આમ છતાં પણ સભાના ઠરાવ સામે મારો વિરોધ ઊભો જ છે!'

# ફરીથી બોલાવજો હો....

આપણા દેશના અનેક પત્રકારો અને સાહિત્યકારો મોટે ભાગે અમેરિકા, રશિયા અને ચીનની સરકારોના આમંત્રણથી તે તે દેશની મુલાકાતે જાય છે આ પ્રમાણે આમંત્રેલા પત્રકારો ચિત્રકારો, અને સાહિત્યકારોને પ્રવાસખર્ચ તે તે દેશની સરકારો આપે છે. તે દેશોમા તેમનો ખૂબ સત્કાર થય છે અને ભેટો પણ આપવામા આવે છે. જો સત્કાર થવો પણ જોઈએ, એમાં કંઈ ખોટું નથી; પરંતુ આ ગરીબ દેશના ગરીબ અને સાધારણ સ્થિતિના પત્રકારો એ આતિથ્યથી મુગ્ધ થઈ જાય છે અને આભાર વ્યક્ત કરતા લગભગ બધા જ કહે છે કે, 'અમને આપ ફરીથી બોલાવજો'

પંડિત જવાહરલાલ નહેરુ સુદ્ધાએ પોતાની એક સભામા આ બાબતની ફરિયાદ કરેલી કે 'આપણા દેશના પત્રકારો અને સાહિત્યકારો પર દેશમા જાઅને ત્યાં પોતાને ફરી બોલાવવામા આવે એમ કહે છે. વિદેશોમા તેમના અતિથિ બનીને એક પ્રકારે તેમનું લૂણ ખાધા પછી જ્યારે તેઓ પોતાને દેશ પાછા ફરે છે ત્યારે તેઓ એ દેશોની આતંરિક સ્થિતિની પ્રશંસાના પુલ બાંધે છે. મેં કેટલાયે હિંદી સાહિત્યકારો તથા પત્રકારોએ ચીન અને રશિયા વિષે લખેલા લેખો વાંચ્યા છે. એમા ત્યાંના જીવન અને સમૃદ્ધિની તટસ્થ સમીક્ષા નથી હોતી, પણ જાણે કોઈ શ્રેીક ફકીર તે દેશની વકીલાત કરી રહ્યો હોય એવુ લાગે છે'

એની, ઉદ્યોગ તથા અન્ય રચનાત્મક કાર્યોની બાબતમા આપણા હિંદી પત્રકાર બંધુઓને વિશેષ જ્ઞાન નથી હોતું. તેમણે કેવળ એ વિષે થોડુંઘણું વાંચેલુ કે સાંભળેલું જ હોય છે અને તેમના અહેવાલો એવી સાંભળેલી વાતો ઉપરથી જ તૈયાર થયેલા હોય છે. અને એ ખબર છે કે લોકસભાના સભ્યોની પ્રવૃત્તિઓ તથા તેમની બીજી બાબતોનની નોંધ નવી દિલ્હીમાં રહેતા વિદેશી એલચીઓની પાસે પુરેપુરી હોય છે. તેઓ એ વાત જાણે છે કે કયા પ્રકારની રીતભાતથી કયો પત્રકાર ખુશ થશે.

પારકે પૈસે પરદેશનો પ્રવાસ કરવો અને તે તે દેશોના અતિશયોક્તિમર્યા વર્ણનો કરવા એ આપણા દેશની નિમકહરામી કરવા બરાબર છે. એક વાત વિચારવા જેવી છે કે આ પ્રકારની વૃત્તિ એ શુ નૈતિક પતનની દ્યોતક નથી? ભ્રષ્ટાચાર અને નૈતિક પતનના અનેક પ્રકારો છે. અને લેખકો તથા સાહિત્યકારોના ભ્રષ્ટાચાર તો બીજા બધા ભ્રષ્ટાચારો કરતા વધુ ભયંકર છે આપણી છૂપી પોલીસ જેમ બીજા શકમંદ લોકોની તપાસ કરે છે, એ રીત એ તપાસ કેમ નથી કરતી કે કયા કયા પત્રકારો કે સાહિત્યકારો પ્રત્યક્ષ કે પરોક્ષપણે વિદેશો પાસેથી ધન લઈને દેશને બદનામ કરે છે? પોતાનો નૈતિક દરજ્જો સાચવવો એ તો પોતાના જ હાથની વાત છે. અને એ શું ખબર છે કે બે હિંદીના એક બે સાહિત્યકારો અને પત્રકારોને પરદેશોમાથી અનેક વાર નિમંત્રણો મળ્યાં છે પણ તેમણે એ રીતે ત્યાં જવાની ના જ પાડી દીધી છે.

'મૉડર્ન રિવ્યૂ'ના વિખ્યાત સંપાદક સ્વ. શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયને એક વાર બ્રિટિશ સરકાર તરફથી રાષ્ટ્રસંઘની બેઠકમા સામેલ થવા માટે નિમંત્રણ મળ્યુ. એ સમયે ભારતમંત્રી તરીકે લૉર્ડ બર્કનહેડ હતા બર્કનહેડ ખૂબ બાહોશ અને ભારતની સ્વાતંત્ર્યભાવનાના વિરોધી માણસ હતા. શ્રી રામાનંદબાબુએ પહેલા તો રાષ્ટ્રસંઘની બેઠકમા જવાની ના કહી દીધી; કારણ કે તેઓ બ્રિટિશ સરકારના ખર્ચે રાષ્ટ્રસંઘની બેઠકમા સામેલ થવા ઇચ્છતા ન હતા. અને પોતે સ્વતંત્ર રીતે પોતાના ખર્ચે યુરોપ જઈ શકે એટલા પૈસા

તેમની પાસે ન હતાં લોકોએ તેમને આગ્રહ કર્યો અને રવીન્દ્રનાથ ટાગોર સુદ્ધાંએ પણ એ વાત પર જોર આપ્યું કે તેમણે રાષ્ટ્રસંઘની બેઠકમાં અવશ્ય સામેલ થવું. કારણ કે એથી ભારતનું હિત થશે. આથી રામાનંદબાબુએ તેમાં હાજર-થવાનો સ્વીકાર કર્યો, પણ તે એ શરતે કે પોતે પોતાના ખરચે જ મુસાફરી કરશે. આને માટે તેમણે આઠ હજાર રૂપિયા દેવું કરેલું.

તેઓ યુરોપ ગયા અને રાષ્ટ્રસંઘની બેઠકમાં સામેલ થયા. જીનીવામાં તેમણે એક દિવસ લોર્ડ બર્કનહેડ પાસે મુલાકાતનો સમય માગ્યો. એ વખતમાં 'મોડર્ન રિવ્યૂ' સરકારના પ્રતિપક્ષી તરીકે પરદેશોમાં ભારતની રાષ્ટ્રીયતાની હિમાયત કરતું હતું. 'મોડર્ન રિવ્યૂ'ની પ્રતિષ્ઠાની ખૂબ ધાક હતી અને રામાનંદબાબુના લેખો વિખ્યાત પત્રોમાં આગળપડતું સ્થાન લેતા હતા. લોર્ડ બર્કનહેડે મુલાકાત માટે રામાનંદબાબુને જે સમય આપ્યો હતો એ જ સમય બરાબર તેમણે એ વખતના કેનેડાના વડા પ્રધાનને આપ્યો અને જ્યારે રામાનંદબાબુ બર્કનહેડને મળવા ગયા ત્યારે તેમને કહેવામાં આવ્યું કે એ સમય તો તેમણે કેનેડાના વડા પ્રધાનને માટે નક્કી કરી દીધો છે.

અપમાનનું ઝેર પી જઈને રામાનંદબાબુ પાછા આવી ગયા. તે પછી ઇંગ્લંડના કેટલાક રાજપુરુષોએ બર્કનહેડને સમજાવ્યું કે તેણે એક લોખંડી પુરુષ સાથે ટક્કર લીધી હતી. પછી તો પોતાની ભૂલ સમજીને લોર્ડ બર્કનહેડે જાતે રામાનંદબાબુને મળવા માટે પત્ર લખ્યો. જવાબમાં રામાનંદબાબુએ લખ્યું કે, 'મારા દેશમાં હું હિંદી પ્રધાન કરતાં ઓછો કાર્યમગ્ન નથી રહેતો. મારા દેશની અનેક સમસ્યાઓમાં હું ગૂંથાયેલો છું. આથી મારી પાસે સમય નથી.'

ભારત પાછા ફર્યા પછી રામાનંદબાબુએ રાષ્ટ્રસંઘની બેઠક વિષેની, મુસાફરી વિષેની અને હિંદી મંત્રી સાથે પોતાની મુલાકાત વિષેની વાત 'મોડર્ન રિવ્યૂ'માં લખી. સત્ય અને શિષ્ટ વાત કહેવામાં તેઓ કદી પણ અચકાતા ન હતા. તેમની નોંધો (નોટસ) વાંચીને બ્રિટિશ રાજનીતિજ્ઞો, બ્રિટિશ પત્રો અને ભારતમાંના બ્રિટિશ અધિકારીઓ અતિશય તપી ગયા. એ સમયના લાહોરના ગોરાઓના પત્ર 'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ' લખ્યું: 'આ વયોવૃદ્ધ મહાશયને બ્રિટિશ અતિથિ બનવાનું માન પ્રાપ્ત થયું, છતાં તેઓ આ પ્રકારનું ખોટું સાહસ કરી રહ્યા છે...' મને આજે પણ 'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ' નો તે ફકરો યાદ છે.

રામાનંદબાબુએ તે પત્રનો ઉત્તર આપતાં પ્રારંભમાં આ પ્રમાણે લખ્યું કે, 'મેં બ્રિટિશ આતિથ્યની એક પ્યાલો ચા પણ પીધી નથી...' રામાનંદબાબુનો આ ઉત્તર વાંચીને બ્રિટિશ રાજનીતિજ્ઞો અને અંગ્રેજ પત્રકારો પર ઠંડું પાણી રેડાઈ ગયું.

એ તો સ્પષ્ટ જ છે કે રામાનંદબાબુ જો બ્રિટિશ અતિથિ તરીકે રાષ્ટ્રસંઘમાં સામેલ થયા હોત તો તેમની સત્યપ્રિયતા, નિષ્ઠા અને સ્વતંત્રતા પર કંઈક તો દબાણ પહોંચત જ. અથવા કમમાં કમ જે યજમાનના પોતે અતિથિ થયા એને વિષે શિષ્ટ અને સાચી આલોચના કરવાનું પણ તેમને કંઈક અરુચિકર લાગત. આથી આપણા પત્રકારો અને સાહિત્યકારો કાં તો આપણી સરકારના ખર્ચે કે કાં તો પોતાના ખર્ચે જ વિદેશોની મુલાકાતે જાય. મને તો એ વાત પર હસવું આવે છે કે જેમણે પોતાના જ દેશને બરાબર જોયો નથી એવા કેવળ વિદેશને જોવાની લાલસાથી ખેંચાઈને ગયેલા પત્રકારો અધૂરા અને એકપક્ષી હેવાલો આપે છે. આ પ્રમાણેની બીજાના ખર્ચે વિદેશની મુલાકાતો નૈતિક દૃષ્ટિએ ન કરવા યોગ્ય અને ભારતના હિતની દૃષ્ટિએ ખૂબ હાનિકાર અને અસંમત છે.

'વિશાળ ભારત'

# પોતાને સુધારો

ટૉલ્સ્ટૉય

મોચી સીવે છે તે દોરાને તે સુયાને બનાવે છે. તે પુરી એકાગ્રતા, કાળજી, કોમળતા ને જાણે કે પ્રેમથી તેને વળ આપે છે.

નિષ્ણાત ઘડિયાળી જો પોતાના કામમાં પાત્રવી હોય તો ઘડિયાળને ગોઠવતી વખતે શું કરે છે? તેનાં બધાં જ આંગળાં કામે લાગી ગયાં હોય છે: કેટલાંક ચક્કર પકડે છે, કેટલાંક ધરીને બરાબર ગોઠવે છે, કેટલાંક વળી પીછી ફેરવતાં હોય છે. આ બધું તે ધીમેથી હલકે હાથે કરે છે. તે જાણે છે કે એક ચીજ બીજીમાં ગમે તેમ ઘોંચી દીધી અને એક ભાગનો ખ્યાલ રાખ્યા વગર બીજાને જરાક વધુ જોરથી દબાવ્યો તો આખુંયે ઘડિયાળ અસ્તવ્યસ્ત થઈ જશે. અને તે સમજે છે કે પૂરું ધ્યાન ન અપાય તો બહેતર છે કે ઘડિયાળને હાથ જ ન લગાડવો.

ઉપલું ઉદાહરણ તો હેતુસર આપ્યું છે. આજકાલ લોકો જીવે છે પણ જીવનનો ઉદ્દેશ શો છે તેના ભાન વગર સહુ પોતાના મોજશોખ માટે જીવે છે. અને તેને જીવનનો હેતુ શું તે સમજાતું નથી. પણ સમય જતાં દરેક સમજુ વ્યક્તિને થાય છે કે આ 'જીવન શા માટે મળ્યું છે?' અને તેનો ઉત્તર મળે છે, 'ભગવાનનું કામ કરવા.'

પરમાત્માનું કામ દોરા કે ઘડિયાળ કરતાં ઓછું મહત્વનું કે વધારે સહેલું હોઈ શકે? તે કામ જેમ તેમ કરી નાખીએ તો સારું પરિણામ આવી શકે?

ઘડિયાળનાં નાજુક અંગો પર બહુ દાબ મૂકી શકાતો નથી, પણ દુનિયાદારીનો બચાવ કરનારા કહે છે કે 'જીવનમાં એવી માથાકૂટ કરવાની શી જરૂર? જો એક ચીજ બરાબર બંધબેસતી ન આવે તો તેને હથોડીથી ટીપવી એટલે બેસી જશે.' પણ પરિણામે બાકીનું બધું ચપટું થઈ જાય તેની તેમને પડી નથી હોતી.

ઘડિયાળ ઉપર સંપૂર્ણ લક્ષ્ય કેન્દ્રિત કર્યા વગર, તેના બધા ભાગો માટે કાળજી રાખ્યા વગર તેને બરાબર ગોઠવવું શક્ય નથી. તેમ જીવનનાં બધાં અંગોની સુવ્યવસ્થા જાળવ્યા વગર માણસ ભગવાનનું કામ કરી શકતો નથી.

જે વ્યક્તિ પોતાનું કામ એ ભગવાનનું જ કામ છે, એમ ન માનતી હોય તે પોતાનો વ્યવહાર અસ્તવ્યસ્ત રાખે, એટલે કે પોતાના માનવ બંધુઓ સાથે સુમેળ અને પ્રેમથી ન વર્તે એ તો ઠીક, પણ માનવોની એકતા માટે સહકારથી જીવવામાં પોતાના જીવનની સાર્થકતા રહેલી છે એમ એ જ્યારે માનતો થાય, ત્યારે જે પ્રભુનું એ કામ કરી રહ્યો છે તે પ્રભુને માટે પોતાની જાતને ન્યોચ્છાવર કરી દીધા વગર એ રહી શકતો નથી. મનુષ્યો તો પરમાત્માના જ કામનાં ચક્રો, ખીલીઓ અને દાંતા હોઈ જે લોકોના સંપર્કમાં પોતે આવે તેમની કાળજી, સારસંભાળ રાખ્યા વગર કે પ્રેમથી તરબોળ થયા વગર તેમને ચાલતું નથી.

આવા માણસો અને ઘડિયાળ વચ્ચે માત્ર એટલો જ ફરક છે કે, બધા ભાગો ગોઠવાઈ ગયા એટલે શું બનશે તે ઘડિયાળી જાણે છે, પણ ભગવાનનું કામ કરનાર માણસ કામની બહારની બાજુ જાણતો નથી કે સમજતો નથી. જીવનરૂપી ઘડિયાળના નિરનિરાળા ભાગોને હાથ લગાડે, સાફ કરે અને તેમને એકબીજા સાથે જોડે, પણ એ માણસનું કામ એક નવા શિખાઉ કારીગરના જેવું હોય છે. જીવનના અંતરાત્મા ઈશ્વરનો એને ખ્યાલ હોય છે, પણ જીવનના બાહ્ય સ્વરૂપનાં બધાં પાસાં એની સમજ બહાર હોય છે.

જે વ્યક્તિ પોતાના જીવનને પરમાત્માના કાર્યની સિદ્ધિ માટે થયેલું સમજે છે, તેણે લોકો સાથેના સંબંધ અને વર્તાવમાં ગંભીરતા, એકાગ્રતા અને

કાળજી ન આવે ત્યાં સુધી તે માટે ઝઝૂમ્યા કરવું જોઈએ. વળી તેણે એવું સજાગ રહેવું જોઈએ કે ખટરાગ જજરજરતી કે તૂટફાટ અશક્ય બની જાય અને બધો વ્યવહાર હંમેશા કોમળતા અને પ્રેમપૂર્વક ચાલતો રહે—અને તેય કંઈ તેના પોતાના આનંદ માટે નહિ પણ ભગવાનનું કામ કરવાની શરત જ એ છે એમ સમજીને જ્યાં લગી એ સ્થિતિ ન આવી હોય ત્યાં સુધી તે ચાલુ રહે.

જે ક્ષણે ઘડિયાળમાં જરાયે ખટખટ કે ચૂંચૂં થાય છે ત્યારે ઘડિયાળી પોતાનું કામ થંભાવી દે છે. તેમ કોઈ પણ માણસ સાથે ખટરાગ થતાં શ્રદ્ધાવાન માણસે થંભી જવું જોઈએ. અને તેણે સમજી લેવું ઘટે કે એ માણસ તેને બહુ ઓછા મહત્ત્વનો લાગતો હોય તોપણ તેમની વચ્ચે ઘર્ષણ હોય ત્યાં સુધી એ માણસની સાથેના સંબંધ સુધારવા માટે પ્રયત્ન કરવા કરતાં વધુ મહત્ત્વનું તેને માટે બીજું કંઈ જ ન હોઈ શકે.

આનું કારણ એ છે કે ભગવાનના કામમાં માણસ માત્ર અનિવાર્ય ચક્ર છે. જ્યાં તેનું સ્થાન છે ત્યાં એ પ્રેમથી ન પ્રવેશી શકે તો ભગવાનનું બધુંયે કામ અટકી જાય છે.

માણસ માણસ વચ્ચેના સંબંધો જોઈએ તો વ્યક્તિગત માણસમાં કે સમૂહગત સર્વમાં, મનુષ્ય માત્રમાં જે માનવ તત્ત્વ રહેલું છે તે સાથે એકતા સાધવી એટલે કે સર્વેએ પોતામાં તેમજ અન્ય સર્વમાં પ્રેમપૂર્વક રહેવાની ભાવના જગાવવી અને તે પ્રમાણે વ્યવહાર કરવો.

કોઈ કહેશે કે, 'એમ કરવું તો મુશ્કેલ છે.'

પણ એમાં તો આપણે માત્ર પેલા ઘડિયાળીની માફક કામ કરતા થવાનું છે. એટલે કે એની જેમ કાળજીથી હલકે હાથે, પોતાના સંતોષ માટે નહિ, પણ ભગવાનનું કામ સારી રીતે પાર પડે એ ભાવથી કામ કરવાનું છે. અને એમ કરવા પ્રયત્ન કરીએ તો એ સહજ છે.

ખોટા ચક્રમાં બળાત્કારે ધરી બેસાડી દેવા ઇચ્છીએ કે પ્રયત્ન કરીએ છીએ ત્યારે જ જીવનમાં કલહ અને કલેશ ઊભો થાય છે.

બીજાની સાથે સુમેળ ન બેસતો હોય તો પોતાની જાતમાં કંઈક ઊણપ છે તેમ સમજી તપાસ કરી પોતાને સુધારો. એ માણસને માટે પણ દુનિયામાં કંઈક જરૂરી સ્થાન છે અને યોગ્ય સ્થાન શોધી એને ત્યાં મૂકીશું તો એ કામ બરાબર ચાલશે જ.

પગરખાં કે ઘડિયાળો સુધારવામાં બળની ઉત્કટતા નહિ, પણ કાળજી અને નાજુકતા વધુ સરસ નીવડે છે અને કામ પાર પડે છે. તેવું જ માણસો સાથેના વ્યવહાર વિષે પણ છે તે એટલું જ નહિ પણ તેના કરતાં અનેકગણું સાચું છે; કારણ કે ઘડિયાળ કરતાં માનવીની રચના વધુ અટપટી અને નાજુક છે.

લોકોનાં મન મેળવવા માટે જે વિનવણી કરવામાં આવે છે તે સામાન્ય રીતે પૂરતી હોતી નથી. જો તે લાંબો વખત અને ધીમે ધીમે પ્રેમથી થતી હોય તો માણસના દિલને તે વધુ જોરથી હલાવે છે. મારી નજીકની વ્યક્તિ આળસુ કે મોજીલું જીવન ન ગાળે એમ હું ઇચ્છું છું અને જો હું બળાત્કારે તે માટેની તેની અનુકૂળતાઓ ઝુંટવી લઈ તેને કામ કરવાની ફરજ પાડી શકું તેમ હોઉં, પણ એમ કરવાથી ભગવાનના કામને હું લગીરે આગળ ન ધપાવી શકું, તે માણસના આત્માને ઢંઢોળી ન શકું. જો હું રજૂઆત વધુ સારી રીતે અને લાંબી કરું અને દલીલો તથા ચોક્કસતાથી તેને પુરવાર કરી આપું કે તેનું જીવન ઉડાઉ ને અધમ છે, તો તેથી પણ કંઈ હું પ્રભુનું કામ આગળ ધપાવી ન શકું.

પરંતુ જો અમને બન્નેને જોડી રાખતાં તત્ત્વોને શોધી તેને મજબૂત બનાવી મને જે કંઈ ન રુચે તેથી મુક્ત થઈ તેની સાથે સુમેળથી રહું અને જો હું પોતે પ્રભુનું કામ કરતો હોઉં અને તેને માટે જ શ્વાસ લેતો હોઉં તો એ વાત તો ચોક્કસ જ છે કે હું એ માણસને પરમાત્મા પ્રત્યે દેરું અને તેને પરમાત્માનું કામ કરતો બનાવું.

# સહુ પર સરખી પ્રીત !

ગિરિજાશંકર કે. વ્યાસ

સાંજ નમી ગઈ હતી. ગામમાં અંધારું થવા આવતું હતું. ચોરામાં ઠાકરમંદિરે ઝાલર વાગી રહી હતી. સીમમાંથી ઢોરઢાંખર ઘર-ભણી આવતા હતા. ગાડા ખેડૂઓ અને હળધારી પોતપોતનાં બળદોને નીરાંતથી ગામની શેરીમાં હાંકી રહ્યા હતા અને બળદો પણ જાણે હવે તો ઘર આવી ગયું છે એમ જાણી નીરાંતથી ગાડાને તથા હળને ખેંચી રહ્યા હતા.

શેરીમાં છોકરાઓ દેખાતા હતા પણ તે અત્યારે રમતમાં મશગૂલ ન હતા. ચોરાનાં ઠાકરમંદિરેથી પોતપોતાનાં ઘેર જવા ઉત્સુક દેખાતા હતા. ઘરનાં છાપરા પરથી રાંધણીઆનો ધૂમાડો આછા ઝાંખા શરૂ થતા અંધકારમાં ઓછો દેખાતો હતો. કયાંક કયાંક ઘરનાં અને દુકાનનાં દીવા ટમટમતા હતા.

આ વખતે ભયંકર ગામમાં આવી પહોંચ્યો. એક તો તેનો દેખાવ જ ભયંકર લાગતો હતો. મોટી ચડી ગએલી દાઢી, માથાનાં ઝીંથરીઆ મોટા વાળ જે છૂટા છવાયા પવનની ઝપટમાં એકમેકથી છેટા પડી ગયા હતા, ફાટેલા કપડા અને ઉઝરડાએલા હાથ પગ-આવો એનો દેખાવ જ ભયંકર થઇ પડે તેવો હતો. વળી અત્યારે અંધારું થવા આવતું હતું એટલે એને જોઇને તો છોકરાઓ બૂમપાડી ઊઠયા, મોટેરા ત્યાં આવી અત્યારે આ "લપ" કયાંથી આવી એમ જાણી એને ગામમાંથી હાંકી કાઢવા માંડયા. એ બોલતો હતો, 'મને ખાવા દો હું ભૂખ્યો છું' એવું પણ અત્યારે એનું કોઇ સાંભળે એમ ન હતું, ઉલટાનું જયારે એ વધારે બોલવા જતો હતો ત્યાં જ એક ખેડૂતે તેને એક ડંગોરો લગાવી તેને ગામના પાદરમાં જ પડતો મૂકયો. એ પાછો ઊભો થવા જતો હતો પણ પેલાએ અને બીજા તેનાં સાગરીતોએ તેને તતડાવીને કહ્યું: 'ઊભો થયો ને જો ગામમાં ગયો તો જાનથી જઇશ, જીવવું હોય તો માંડ મુઠીઓ વાળીને ભાગવા. અહિં રોકાયો તો મર્યો જ સમજજે."

અને પછી જયારે ત્યાંથી ભાગ્યો ત્યારે જ તે લોકો ત્યાંથી ખસી ગામમાં ગયા.

ભયંકરને હવે શું કરવું એ જ મૂંઝવણ થઇ પડી. આખા દિવસનો તેને થાક હતો તે દિવસભર ચાલ્યા જ કર્યો હતો. સાંજે નજીકનું આ ગામ આવતા અહીં થોડું ખાવાનું મળે તો તે ખાઇને એકાદ જગ્યાએ પડ્યા રહી તેને રાત વીતાવવી હતી પણ અહિ તો આવું બની ગયું. કોઈએ પાણીનું ટીપું પણ ન આપ્યું ! ગામ લોકોએ તેને ગાંડો કે ચોર ગણી હાંકી કાઢયો હતો !

અને એમ ભૂખથી, તરસથી અને થાકથી કંટાળી તે અંધારામાં જ એમને એમ ચાલવા માંડયો. થોડે દૂર ગયો ત્યાં જંગલમાં—સીમમાં—એક મંદિર જેવું જણાયું તેમાં તેણે જવા ઈચ્છા કરી. મંદિરને ફરતી હાથલીઆ થોરની વાડ હતી, અને તેમાં જવા માટે એક ઝાંપો હતો. ઝાંપો ખૂલ્લો જ હતો તેમા તે ગભરાતો ગભરાતો ગયો. અંદર ચોગાનમાં રામમંદિર હતું. મંદિરમાં ભગવાનની મૂર્તિ પાસે ઘીનાં દીવા બળી રહ્યા હતા મંદિર ખૂલ્લું હતું પણ અત્યારે ત્યાં કોઇ નહતું ! સામે એક ઓરડી હતી. ભયંકરને અત્યારે કકડીને ભૂખ તરસ લાગ્યા હતા તેથી તેણે મંદિર નજીક ન જતાં દૂરથી ઠાકર મા'રાજને નમન કર્યા ન કર્યા અને તે સીધો જ પેલી ઓરડી તરફ પડોંચી ગયો.

ઓરડીમાં એક ખૂણાના ભાગે મંદિરનો સાધુ ઘાસતેટનાં દીવા આગળ પોતાની

જમવા માટેની થાળી તૈયાર કરતો હતો ત્યાંજ ભયંકર પહોંચી ગયો. જમવાની થાળી સામે જ તે ટગરટગર જોઈ રહ્યો.

મંદિરનો સાધુ-પૂજારી-ભયંકરને જોઇ પ્રથમ તો તેની સામે જ જોઇ રહ્યો પછી જ્યારે તે કાંઇ ન બોલ્યો પણ જમવાની થાળી સામે જ ટગરટગર જોઈ રહ્યો હતો તે જાણી પૂજારી બોલ્યો: 'બેસી જાઓ.'

ભયંકર ચૂપચાપ બેસી ગયો. પૂજારીએ પોતાની જમવાની થાળી તેની પાસે મૂકી. નજીકમાં પાણીનો લોટો મૂકયો અને જેવી થાળી તેની પાસે મૂકી કે તરત જ ભયંકર એક ખાઉધરાની માફક લપલપ થાળીમાં પીરસાએલી ખીચડી અને રોટલો ખાવા માંડયો. ઘડીકવારમાં જ તે બધું ખાઈ ગયો. તેની હજી પણ ક્ષુધા જોઇ પૂજારીએ હતું તે તમામ તેને પીરસી દીધું ! ભયંકર તો જમી પરવારી પાણી પીને ઓડકારી રહ્યો. પૂજારી ભૂખ્યો રહ્યો. તેણે પછી વાસણ ઉપાડી એક બાજુ રાખ્યા.

"મને સૂવા આપશો ?" ભયંકર આટલું જ બોલી શકયો. પૂજારીને જોકે તેનાં વિષે ઘડીભર વહેમ ગયેલો પણ એતો પૂર્ણ સાધુ હતો ખરો નિખાલસ બ્રાહ્મણ હતો. તેને કોઇ દ્વેષી કે વહાલું ન હતું સર્વ તરફ સમાન પ્રીત તે રાખતો ગામમાં તે જ્યારે પહેલ વહેલા આવ્યો અને અહીં રહી તે મંદિરની પૂજા કરતો હતો ત્યારે ગામનાં કેટલાક ઈર્ષ્યાળુ લોકો તેને ત્યાંથી હાંકી પોતાનો માણસ પૂજારી તરીકે રાખવા માગતા હતા ત્યારે તેણે સૌ સૌને કહ્યું હતું. "ગમે તે માણસ અહીં આવે ને પૂજા કરે મારે પોતાને તો કાંઇ ન જોઇએ કે ન કાંઇ લાગે વળગે."

પણ પછી જ્યારે તે આપ નિસ્પૃહી બની ગામ લોકોની સમાન ભાવે ચાહના રાખી જે તે પોતે વૈદક જાણતો તે ઉપરથી સર્વની દવા કરતો અને જયોતિષ જોઈ આપતો અને સહુનું કલ્યાણ ઈચ્છતો તે જોઇ લોકોએ તેને ત્યાં રહી પૂજા ચાલુ રાખવા આગ્રહ કર્યો હતો, અને તે માટે તેને જે કાંઇ જોઇએ એ આપવા આગ્રહ કરતા, ત્યારે પણ આ નિખાલસ નિસ્પૃહી પૂજારીએ કાંઈ પણ વસ્તુ કે પૈસો લેવાની ના જ પાડી હતી !

ભયંકરને જમાડી પોતે વાસણ ઉટકવાની તૈયારી કરતો હતો ત્યાં તેણે સૂવા માટે પરવાનગી માગી અને તે સાંભળી પૂજારીએ તો તેને પોતાની પથારી જ કરી આપી !

ભયંકર તો થાકયો પાકયો જેવી પથારી મળી કે આડો થઇ માંડયો ઊંઘવા. પૂજારી ભૂખ્યો રહ્યો હતો. છતાં આવનારને જે કાંઇ હતું તે આપી તેને સુવાડી પોતે વાસણ વગેરે ઉટકી જ્યાં ત્યાં ગોઠવી ઘાસલેટનાં દીવા આગળ રામાયણ વાંચતો રહ્યો ! અને એમ મોડી રાત્રે પછી ત્યા નીચે જ એકાદ કામળી પાથરી તે સૂઇ ગયો !

મધરાત વીતી ગઇ હતી અને બે એક વાગ્યાનો વખત હતો ત્યાં ભયંકરની આંખ ઉઘડી ગઇ. દીવો તો ઝાંખો ઝાંખો ટમટમતો હતો અને નીચે પૂજારી નિરાંતથી ઉંઘતો હતો. અત્યારે તેની ઉંઘમાં પણ શાંત અને સુખપૂર્વકની કલ્યાણ વાંચ્છનાના ભાવ તેનાં મુખ ઉપર તગતગતા હતા ! પણ ભયંકરને એ જોવાની જરા પણ જરૂર ન હતી. તે ઊઠયો અને છાનોમાનો જરાય અવાજ ન થાય તે રીતે ચાલીમાં પડેલા વાસણમાંથી થોડાક વાસણો ઉપાડી ચાલતો થયો.

વહેલી સવારે પૂજારી જાગ્યો તો પેલો રાતનો અતિથિ દેખાયો નહિ ! હશે કયાંક ગયો હશે એમ ગણી તે તો પોતાના નિત્ય કર્મમાં મશગૂલ બની જઈ નાહી ધોઇ પૂજા કરવા માંડયો ભગવાન રામચંદ્રની પૂજા આરતી કરી પૂજારી જેવો પોતાની ઓરડીમાં

આવે છે ત્યાં તો પેલા રાતનાં અતિથિને સિપાઈઓ બાંધેલી હાલતમાં ત્યાં લઈ આવ્યા. અતિથિ-ભયંકર-તો પૂજારીને જોઈ બોલી ઊઠયોઃ "બાપુજી ! બચાવો !"

પૂજારી ઘડીભર તેની સામે જોઈ રહ્યો. ત્યાં સિપાઈઓમાંથી આગેવાન હતા તે બોલ્યોઃ "મહારાજ ! આ તો હરામખોર છે. તેને લૂંટ બદલ કેદ મળી હતી, અને કેદની સજા ભોગવીને થોડાક કલાકો જ હજુ બાકી હતા ત્યાં તે જેલમાંથી ભાગી છૂટયો છે. રાત તમારે ત્યાં રહી તમારા જ વાસણ ચોરી આ હરામખોર ભાગી નીકળ્યો હતો. અમને વહેમ જતાં તેને રોકયો. હવે અમે તેની સામે ધોરણસર કામ ચલાવવા માગીએ છીએ અને તેથી તેણે કરેલી ચોરી અંગે તપાસ કરવા ઈચ્છીએ છીએ." પૂજારી હજુ કંઈ બોલે ત્યાં તો ફરીવાર ભયંકર બોલી ઊઠયોઃ "બાપુજી !..." પણ તે આગળ કંઈ બોલે તે પહેલા તો પોલીસે તેને વાર્યો અને તે વધારે બોલી ન શકયો. પૂજારીએ હસીને કહ્યું. 'જમાદાર ! આ માણસે મારે ત્યાં ચોરી નથી કરી. એને થોડાક વાસણો જોઈતા હતા એમ તેણે જણાવ્યું હતું. મેં તેને ખુશીથી આ વાસણો આપ્યા હતા. અને સવારે મેં જોયું કે તે વાસણોમાંથી અમુક વાસણો તો બાકી રહી ગયા છે, તે હવે મારે તેને કેમ પહોંચાડવા એ જ વિચારમાં હું પડી ગયો હતો. પણ સારું થયું તે તમે તેને અહીં લઈ આવ્યા. ચોરી અંગે જો એને પકડયો હોય તો છોડી મૂકવા હું વિનંતિ કરું છું" અને એમ કહી બાકીના રહેલા વાસણો પૂજારીએ ભયંકર આગળ મૂકી દીધા !

ભયંકર તો પૂજારી સામે ટગર ટગર જોઇ રહ્યો જ્યારે સિપાઈઓએ જાણ્યું કે ભયંકરે ચોરી કરી નથી પણ પૂજારીએ આપેલ વાસણ લઈ જતો હતો એમ ખાત્રી થઈ એટલે પછી તેમણે ભયંકરને છોડી મૂકયો. પણ જેલમાંથી તે થોડા સમય માટે પણ ભાગી નીકળ્યો તે અંગેનું વારંટ તો હજુ તેનાં પર ઊભું જ હતું ! એટલે સિપાઈઓએ ભયંકરને વાસણની ચોરીમાંથી મુક્ત કરી જેલમાંથી ભાગી નીકળવા બદલના કામ માટે તેને પકડી ચાલતા થયા.

જેવો ભયંકર પોલીસ હવાલે જેલમાંથી ભાગી નીકળવા બદલનાં કામ માટે ચાલતો થયો કે જતાં જતાં તે પાછો પૂજારી તરફ વળી કરગર્યો "બાપુજી ! બચાવો."

પૂજારી વળી તેની પાસે આવી તેને આશ્વાસન આપતાં કહ્યુંઃ "ભાઈ ! મૂંઝાનો નહિ. ભગવાન રામચંદ્રની ઇચ્છા હશે તો જરૂર તને બનશે તેટલી મદદ કરવા પ્રયાસ કરીશ. તારું ભગવાન ભલું કરે, તને સન્મતિ આપે."

અને પછી જ્યારે ભયંકર સામે થોડા સમય માટે પણ જેલમાંથી ભાગી નીકળવા માટે મુકદ્દમો ચાલ્યો ત્યારે પૂજારી જાતે કોર્ટમાં હાજર રહી ભયંકરનો બચાવ થઇ શકે તેટલો કરવા માંડયો. ભયંકરને લૂટ બદલ સાત વર્ષની કેદ મળી હતી. સાત વર્ષ પૂરા ભોગવાઈ જવા આવ્યા હતા. ફક્ત છેલ્લો દિવસ બાકી હતો. છેલ્લા દિવસનું પ્રભાત થયું ને તે હવે જેલની બહાર જવા બહુ જ ઉતાવળો થવા લાગ્યો. પણ જેમ તે ઉતાવળ કરતો તેમ તેને દિવસના કલાક પણ વીતતાં ન હોય તેમ લાગ્યું ! અને એથી કંટાળી આખરે તે મૂંઝાયો અને હજુ પાંચેક કલાક બાકી હતા ત્યાં તો તે જેલની દિવાલ કુદી ભાગી નીકળ્યો !

આવા થોડા કલાકના સમય માટે પણ ભયંકરે કાયદાનું પાલન તો કરવાનું જ હતું. તેણે તેનો અમલ ન કર્યો અને તે માટે તેણે યોગ્ય શિક્ષા તો ભોગવવી જ જોઇએ એમ કોર્ટ તરફથી દલીલ થઇ. એના પ્રત્યુત્તરમાં

પૂજારી તરફથી ભયંકરના બચાવમાં એવી રજૂઆત કરવામાં આવેલી કે ભયંકરે પોતાની વૃદ્ધ માતાની બીમારી અંગે દવાની જરૂર હતી તેથી તેના પૈસો અંગે લૂંટ કરેલી અને એ બદલ તેને સજા થયેલી. જેલમાં તેણે જાણવા મળેલ કે તેની માતા તો મૃત્યુ પામી હતી પણ તેની નાની બેન તેની રાહ જોઇ રહી હતી. આ બેનને મળવા ભયંકર ઉતાવળો થયો હતો. ગમે તેમ તો યે માનવીને પોતાનાં કુટુમ્બની પરવા ચિંતા હોય જ. માનવી આવી પોતાની પરિસ્થિતિમાં કોઇ કાંઇ ગુનો કરી મૂકે તો નામદાર કોર્ટે દયા દાખવવી જોઇએ.

અને પછી તો આવીને આવી દલીલમાં કાયદા અને માનવના વચ્ચેનો ભેદભાવ કાયદા ઘડનારાઓએ પણ માનવતાની જાણ પીછાણ કરીને જ અમુક કાયદાઓ ઘડેલા છે અને એમ જે તે યોગ્ય દલીલો પણ સારા પ્રમાણમા ચાલી. પૂજારીએ બચાવપક્ષે જેટલી દલીલ કરી શકાય તેટલી રજૂઆત કરાવી અને નામદાર કોર્ટને કાયદો પણ માનવતાની પૂરી પિછાણ કરીને જ રચાય છે એવી ખાત્રી કરી આપી.

આખરે નામ. કોર્ટે પૂજારીની દલીલ માન્ય કરી અને ભયંકરને જોકે તે થોડા સમય માટે પણ ભાગી નીકળ્યો તે બદલ સજા નહિ ફરમાવતાં છએક માસ સુધીના સમય માટે પૂરતી શાંતિ જાળવી કોઇ પણ જાતનું ગુનાહીત કૃત્ય નહિ કરે તેમ લખી આપી યોગ્ય જામીન આપવા ફરમાન કર્યું. અને તે માટે પૂજારી જાતે તેના જામીન થયા !

ભયંકર હવે પૂજારી સાથે પાછો મંદિરમાં આવ્યો. તેને હવે પૂરતો પશ્ચાતાપ થયો હતો. તેની આંખ ઉઘડી ગઇ હતી અને હવે તે પ્રાણીમાત્ર તરફ દયા અને સ્નેહભાવ રાખી સરખી રીતે જ-પોતાના કુટુમ્બીજન તરીકે વર્તવા લાગ્યો.

પૂજારી તો તેને મોઢેથી કે શબ્દો દ્વારા જરાપણ શિખામણ ન જ આપતા. પોતે જે આચરી રહ્યા હતા તેનું જ તે પાલન કરે એટલું જ એ ઇચ્છતા હતા. અને આમ છ માસ વીતી જતાં ભયંકરનાં જામીન ખતપત્ર પણ પૂરા થઇ ગયા. તે હવે તદ્દન બદલાઇ ગયો હતો પૂજારીએ પછી તેની બેનની ભાળ કઢાવી એક સારા સંસ્કારી યુવાન સાથે તેને પરણાવી દીધી. આમ ભયંકરનાં તમામ ચિંતા ભય અને ઉપાધિ વ્યવહારો દૂર થયા. તે નિશ્ચિંત બન્યો.

ભયંકર હવે સાધુચરિત ખરો માનવી થયો હતો. તેણે પોતાનું નામ રામદાસ રાખ્યું, અને ભગવાન રામચંદ્રની ખરા અંતઃકરણથી સેવા પૂજા કરતાં કરતાં માનવી માત્ર તથા પ્રાણી માત્રની પણ સેવા ઉઠાવી લીધી. તે હવે ખરો પ્રમાણિક સાધુ બની ગયો હતો. પૂજારીને આથી સંતોષ થયો.

હવે પૂજારી વૃદ્ધ થતાં પથારીવશ થયા. મૃત્યુ વખતે તેણે રામદાસને કહ્યુ: "ભાઈ! માનવ સેવા એ જ સાચી પ્રભુ સેવા છે એ સૂત્રને હંમેશા પાળજે ને તે પ્રમાણે જ જીવન વીતાવજે."

પૂજારી પછી સ્વર્ગવાસ પામ્યા. રામદાસે હવે પૂજારીની આખરી શિખામણ પ્રમાણે જીવન વીતાવવા માડયું. સર્વત્ર તેથી પ્રશંસા થઇ. તેણે તો મનમા એક જ ગાંઠ વાળી કે માનવ સેવામાં સાચી ઇશ્વર સેવા છે.

અને આખરે રામદાસ પણ સ્વર્ગવાસનો વાસી થયો !

અત્યારે એ પૂજારી અને રામદાસ નથી, છતાં એ જ ગામને પાદર રામચંદ્રનું મંદિર, તથા તે ઓરડી એમનાં પ્રતીક – સ્મારક – રૂપે હજુ પણ છે !

# ઇશ્વર પ્રાપ્તિ કેમ થાય ?

રામકૃષ્ણ પરમહંસ

જીવ ચાર પ્રકારના કહ્યા છે-બદ્ધ, મુમુક્ષુ, મુક્ત અને નિત્ય.

સંસારને જાળના જેવો સમજો; જીવો જાણે કે માછલાં અને ઇશ્વર (જેની માયા આ સંસાર) એ જાણે કે માછલાં પકડનારો. માછીમારની જાળમાં જ્યારે માછલાં સપડાય, ત્યારે કેટલાક માછલાં જાળ તોડીને નાસી છૂટવાનો એટલે કે મુક્ત થવાનો પ્રયાસ કરે. તે બધા નાસી છૂટે નહિ, બે-ચાર માછલાં ધપાંગ કરતાને નાસી છૂટે ત્યારે માછીમારો બૂમ પાડી ઊઠે કે, 'એ એક મોટું માછલુ નાસી ગયું'! એવા બેચાર માણસો મુક્ત જીવ. કેટલાક માછલાં પહેલેથી જ એવાં સાવચેત કે ક્યારેય જાળમા સપડાય નહિ. નારદ વગેરે નિત્યજીવ કયારેય સંસારજાળમાં સપડાય નહિ; પરંતુ મોટા ભાગનાં માછલાં જાળમાં સપડાય ને તે છતા તેમને એટલું ભાન પણ હોય નહિ કે અમે જાળમાં પડયાં છીએ ને મરવાના! જાળમા પડયા પડયા જાળ સહિત દોટ મૂકે તે ઠેઠ તળિયે કાદવમાં જઇને શરીર છૂપાવવાનો પ્રયાસ કરે, જાળમાથી બહાર નાસી છૂટવાનો પ્રયાસ નહિ. ઊલટા ઊંડા કાદવમાં જઇને પડે! બદ્ધ જીવો એમના જેવા! તેઓ કાળજાળમા પડયા છે, પણ મનમાં માને છે કે અહીં મજામાં છીએ! જેમને મુમુક્ષુ અથવા મુક્ત કહી શકાય તેમને સંસાર કૂવા જેવો લાગે, સારો લાગે એટલે કોઈ જ્ઞાનપ્રાપ્તિ પછી, ભગવદ્ દર્શન પછી શરીરત્યાગ કરે, પણ એ જાતનો શરીરત્યાગ બહુ દૂરની વાત.

બદ્ધ જીવને-સંસારી જીવને-કોઇ રીતે હોશ આવે નહિ. આટલાં દુઃખ, આટલી ખળતરા ભોગવે, એટલી વિપદમાં પડે, તોય ચેતના આવે નહિ.

ઊંટને કાંટાળાં ઝાંખરાં બહુ ભાવે, પણ જેમ જેમ ખાતું જાય તેમ તેમ મોઢેથી લોહી દડદડ નીકળતું જાય તોય એ કાંટાનું ઝાંખરું છોડે નહિ. સંસારી માણસો પણ આટલો શોક-તાપ પામે તોય થોડાક દિવસ પછી પાછા પહેલાંના જેવા. સ્ત્રી મરી ગઇ કે વંઠી ગઇ, તોય પાછા પરણે! છોકરો મરી ગયો, કેટલો શોક થયો, પણ થોડાક દિવસમાં જ બધુ ભૂલી ગયા. એ જ છોકરાની મા જે શોકથી આકુળવ્યાકુળ થઇ ગઇ હતી, તે જ પાછી થોડાક દિવસ પછી અંબોડામાં વેણી ગૂંથે ને શણગાર સજે! એવા લોકો દીકરીના વિવાહમાં સાવ સાફ થઈ જાય, તોય પાછી વરસે વરસે તેમને છોકરી જન્મે. કોર્ટના મુકદ્દમામાં સર્વસ્વ ખર્ચાઇ જાય, પણ તોય પાછા કેસ લડે! જે છોકરાં થાય છે તેનેય સારું ખવરાવી શકે નહિ, પહેરાવી શકે નહિ, સારા ઘરમાં રાખી શકે નહિ, તોય વરસે વરસે છોકરાં થાય!

વળી ક્યારેક તો સાપે છછુંદર ગળ્યા જેવુ થાય. ગળી પણ શકે નહિ ને છોડી પણ શકે નહિ. બદ્ધ જીવ કદાચ વળી સમજે કે સંસારમા કશો સાર નથી, તોય છોડી શકે નહિ, ને ઇશ્વર તરફ મન વાળી શકે નહિ. કેશવ સેનનો એક સગો, તેની પચાસ વર્ષની ઉંમર જોઉં છું. તે ગંજીપો કૂટે છે, જાણે કે ઇશ્વરનું નામ લેવાનો સમય ન થયો હોય!

બદ્ધ જીવનનું બીજું એક લક્ષણ. તેને સંસારમાથી ખસેડીને સારા ઇશ્વરપરાયણ વાતાવરણવાળી જગ્યામાં રાખો તો તલસી તલસીને મરી જાય. વિષ્ટાના કીડાને વિષ્ટામાં જ મજા, એમાં જ મજાનો હૃષ્ટપુષ્ટ થાય. જો એ કીડાને ભાતના વાસણમાં રાખો તો મરી જાય.

ઇશ્વરકૃપાથી તીવ્ર વૈરાગ્ય આવે તો કામિની-કાંચન પરની આસક્તિમાંથી છુટકારો થાય. તીવ્ર વૈરાગ્ય કોને કહે ? 'થાય છે, થશે, હવે જરા, ભગવાનનું નામ લઇએ,' એ બધો મંદ વૈરાગ્ય. જેનામાં તીવ્ર વૈરાગ્ય હોય, તેના પ્રાણ ભગવાન સારુ આકુળવ્યાકુળ થાય, જેમ માતા પ્રાણ પેટના છોકરા સારુ આકુળવ્યાકુળ થાય. જેનામાં તીવ્ર વૈરાગ્ય હોય, તેને ભગવાન વિના બીજું કાંઇ જોઇએ નહિ, સંસારને કૂવા જેવો દેખે, તેને લાગે કે એ ડૂબ્યો ! સગાં-વહાલાંને કાળા સાપ જેવા જુએ અને નાસે પણ ખરો. ઘરનો બંદોબસ્ત કરી લઉં, ત્યાર પછી ઇશ્વરચિંતન કરશું; એ વાતનો વિચાર પણ ન આવે. અંદર ખૂબ જોર.

તીવ્ર વૈરાગ્ય કોને કહે તે વિશે એક વાત છે. એક દેશમાં અનાવૃષ્ટિ થઇ એટલે ખેડૂત બધા ધોરિયા ખોદીને નદીમાંથી પાણી લાવવા લાગ્યા. એક ખેડૂતને મનમાં ખૂબ જોર. તેણે એક દિવસ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી ખેતરમાં પાણી ન આવે, ધોરિયા અને નદીનો મેળાપ ન થઇ જાય ત્યાં સુધી ધોરિયો ખોદ્યે જ જવો; અને તે કામે લાગ્યો; આ બાજુ નાહવાનો સમય થયો એટલે છોકરીએ આવીને કહ્યું, 'બાપા, નાહવાનું ટાણું થઈ ગયું છે, હવે નાહી લો.' ખેડૂતે કહ્યુઃ 'તું જા, મારે હમણાં કામ છે.' એમ કરતાં બપોર થયા. તોય પાછો ખેડૂત તો ખેતરમાં ધોરિયો ખોદ્યે જાય છે, નાહવાનું નામ નહિ ! એટલે તેની સ્ત્રી ખેતરે આવીને કહેવા લાગી, 'હજી સુધી તમે નાહ્યા નથી ? રોટલા ઠરી ગયા. તમારે તો બધું અત્યારે ને અત્યારે! માણસ કાલે કરે કે ખઇ પીને કરે, પણ તમારે તો બધું અત્યારે જ.' એ સાંભળતાં ખેડૂતે કોદાળી ઉગામીને એની પત્નીને ગાળો ચોપડી ને બોલી ઊઠયો, 'તને અક્કલ નથી. વરસાદ થયો નથી, ખેતરમાં દાણો પાકશે નહિ તો આ વખતે છોકરા ખાશે શું ? બધાને ભૂખે મરવા વારો આવશે ! મેં નીમ લીધું છે કે આજ ખેતરમાં પાણી લાવવુ તો જ નાહવાખાવાની વાત કરવી.' સ્ત્રી તો ખેડૂતનો મિજાજ જોઇને એક શબ્દ વધુ બોલ્યા વગર ઘરભેગી જ થઇ ગઈ. આ બાજુ ખેડૂતે આખો દિવસ તનતોડ મહેનત કરીને સંધ્યાસમયે ધોરિયો નદી સાથે જોડી દીધો. ત્યાર પછી એક બાજુ બેસીને જોવા લાગ્યો કે નદીનું પાણી ખળખળ કરતું ખેતરમા આવી રહ્યું છે, એથી તેનું મન શાંત અને આનંદથી પૂર્ણ થયું, એ પછી ઘેર જઈને સ્ત્રીને કહે, 'લે, હવે નાહવાનું પાણી મૂક ને જરા હોકો ભર.' ત્યાર પછી નિશ્ચિંત થઈને નાહીખાઇને સુખે ઘરર ઘરર કરતો ઊંઘવા લાગ્યો.

બીજો એક ખેડૂત હતો, તે પણ ખેતરમાં પાણી લાવવા સારુ ધોરિયો ખોદવા લાગ્યો હતો. તેની સ્ત્રી જ્યારે ગઇ અને કહ્યુ કે 'ઘણો વખત થઈ ગયો છે, હવે ચાલો. એટલું બધું વધુ પડતું કામ ન કરીએ.' ત્યારે એ બીજૂં કાંઈ ન બોલતાં કોદાળી એક બાજુએ રાખીને કહેઃ 'તું કહે છે ત્યારે ચાલ!' એ ખેડૂતથી ખેતરમા પાણી લાવવાનું બન્યું નહિ! આ મંદ વૈરાગ્યની ઉપમા.

અંતરમાં ખૂબ જોર ન હોય તો આ ખેડૂતને જેમ ખેતરમાં પાણી ન આવ્યું, તેમ માણસને પણ ઇશ્વરપ્રાપ્તિ ન થાય.



# સંત ગણેશનાથજી

કનૈયાલાલ વાધાણી

મહારાષ્ટ્ર પ્રાન્તમાં આવેલા બાલઘાટ જીલ્લાના સરસી પાસેના એક નાનકડા ગામમાં ભક્ત ગણેશનાથજીનો જન્મ થયો હતો.

ગણેશનાથના માતા-પિતા ખૂબ સંસ્કારી હતા. માતા તો પોતાના પુત્રને ભગવાનનામ સ્મરણનું રસપાન કરાવતી હતી. ગણેશનાથ પાંચ વર્ષના થયા ત્યારે તેની માતા તેને પગે ઘૂઘરા બાંધતી વિઠ્ઠલપ્રભુ સામે નચાવતી હતી.

માતા તાળી પાડીને 'રામ રાઘવ કૃષ્ણ કેશવ-રામ રાઘવ, કૃષ્ણ કેશવ' બોલતી હતી. ગણેશ પણ પગે ઘૂઘરા બાંધી તાળી પાડી લટકા કરતો નાચતા નાચતા બોલતો, 'લામ લાઘવ કસ્ત કેચવ'

ગણેશ તો કોઈ યોગભ્રષ્ટ જીવ હતો. બાળપણથી જ તેને હરિનામનો ચસ્કો લાગ્યો હતો.

માતા પોતાના આવા પુત્રને જોઈને ગાંડી-ઘેલી બની જતી. કાળ કાળનું કામ કર્યે જાય છે. એની ગતિ કોઈ અકળ છે. હજુ તો ગણેશ બહુ મોટો થયો ન હતો ત્યાં કાળે તેની માતાને તેડાં કર્યાં અને માતાએ ગામતરાં કર્યાં. થોડા સમયમાં ગણેશના પિતા પણ સંસાર છોડી ચાલ્યા ગયા.

ગણેશ તો દુનિયામાં એકલો અટૂલો બની ગયો. ગણેશને જરા દુઃખ થયું પરન્તુ તેણે તો જગત્‌પિતાનો આશરો લીધો હતો એટલે એ કેમ અકળાય? ગણેશનું જીવન તો પ્રભુમય હતું અને એ પ્રભુમય બની ગયો. સાધુ સંતોના સત્સંગમાં રહેવા લાગ્યો.

ગણેશનાથ તો ભગવાનનામ સ્મરણમાં જ તલ્લીન રહેતા. રસ્તામાં પણ નાચતા નાચતા ભગવાનનામ સ્મરણ કરતા નીકળે, કોઈ કોઈવાર દેહનું ભાન ભૂલી જાય.

લોકો કહેતા 'ગણેશિયાનું ચસકી ગયું છે. ઠીક હાંકે રાખે છે. માગી ખાવું અને મંદિરે સૂવું. મગજને ઠીક લકવો લાગી ગયો છે.'

લોકો ગણેશનાથજીની ટીકા કરતા. કોઈ તેને પાગલ કહેતું તો કોઈ તેને ધૂતારો કહેતું. લોકની જીભ જેમ ફાવે તેમ વદે, પરન્તુ ગણેશનાથજીને તો લવલેશ રંજ ન હતો. એ તો 'વિઠ્ઠલ હરિ, વઠ્ઠલ હરિ' કરતાં હસતા જાય.

મહારાષ્ટ્રમાં સંત ગણેશનાથજીની ખ્યાતિ ફેલાઈ ગઈ હતી. એ સમયે છત્રપતિ શિવાજી મહારાજનો સમય હતો શિવાજી મહારાજે પણ સંત ગણેશનાથજીની ખ્યાતિ સાંભળી હતી.

એક વખત શિવાજી મહારાજ પંઢરપુર જઈ રહ્યા હતા, ત્યારે ભક્ત ગણેશનાથજીના દર્શન કરવા તેમને ઈચ્છા થઈ.

શિવાજી મહારાજ સંત ગણેશનાથજી પાસે આવ્યા ત્યારે સંત તો ભાવાવેશમાં ભગવાનનામ સ્મરણમાં લીન બની ગયા હતા. પોતાની પાસે કોણ આવ્યું તેનો પણ ખ્યાલ ન હતો. પગે ઘૂઘરા બાંધીને નાચી રહ્યા હતા.

શિવાજી મહારાજ ત્યાં ઊભા રહ્યા. જ્યારે ભાવાવેશ પૂરો થયો ત્યારે સંતની નજર શિવાજી મહારાજ ઉપર પડી. 'મહારાજ! આપ અહીં? આપને ખોટી થવું પડ્યું તે બદલ દિલગીર છું.'

'મહાત્મન્! આપના દર્શને આવ્યો છું. આપ જેવા સંત મહારાષ્ટ્રની ભૂમિ ઉપર વસે છે એ મહારાષ્ટ્રની ભૂમિના અહોભાગ્ય છે.'

શિવાજી મહારાજે મસ્તક ઉપરથી મુગટ ઉતારી સંતના ચરણ પાસે મૂકીને સંતને પ્રણામ કર્યા.

'મહાત્મન! મારી એક અરજ સ્વીકારવા વિનંતિ છે'

'રાજન! શી આજ્ઞા છે?'

'પ્રભુ! આપ મારા આવાસે એક રાત્રી પધારીને આપના પુનિત ચરણોથી મારો આવાસ પાવન કરો.'

'રાજન્ ! મારા જેવા પામર જીવને મહેલના વસવાટ શ્યા ? રાજન્ ! મને ક્ષમા કરો.'

'પ્રભુ આપે મારી વિનતિનો સ્વીકાર કરવો જ પડશે. આપ એક રાત્રી માટે જરુર પધારો.'

માનપાનથી તો ગણેશનાથજી ગૂગળાઇ જતા હતા. શિવાજી મહારાજના આગ્રહને વશ થયા વિના ચાલે તેમ પણ ન હતું. લાચારીએ સંત કબૂલ થયા.

ગણેશનાથજીએ થોડાક પથરો ભેગા કરીને એક ઝોળીમાં સાથે લઇ લીધા.

સંત રાજમહાલયમાં પહોંચ્યા. સંત માટે મખમલના ગાદી તકિયા બીછાવી દેવામા આવ્યા હતા. ફૂલ શૈયા અત્તરથી મહેકી રહી હતી. જાતજાતની મીઠાઇઓ અને ફળફળાદિ પણ રાખવામા આવ્યા હતા.

"સંત ગણેશનાથજી તો જોઇને હેબતાઇ ગયા. કોઇ બકરી સિંહની બોડ પાસે આવી પહોંચે અને તેના હૃદયમા જેવી કંપારી છૂટે તેવી કંપારી સંતને છૂટવા લાગી. ગણેશનાથજી વિચારવા લાગ્યા, 'મારા વિઠ્ઠલ ! તેં મને કેવો ફસાવ્યો ! તે પણ મારા માથે ઠીક રોજડી કરી છે ! બાપ ! જેવી તારી મરજી'

ગણેશનાથજી તો ઝોળીમાહેના પથરો ફૂલ શૈયા ઉપર પાથરવા લાગ્યા. એક એક પથ્થર પાછે ઉપાડતા જાય અને 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' કરતા જાય. સંતે એક મટકું પણ ન માર્યું અને આખી રાત્રી વિઠ્ઠલ, વિઠ્ઠલ કરતા રહ્યા.

બીજે દિવસે પ્રભાતે શિવાજી મહારાજ સંતના દર્શને આવ્યા અને પૂછ્યું 'પ્રભુ ! સગવડ તો બરાબર હતી ને ' કંઇ અગવડ પડી નથી ને ?'

'રાજન્ ! તમારું કલ્યાણ થાઓ. ગઇ આખી રાત્રી મારા માટે ધન્ય બની છે. જો આ ફૂલ શૈયા ન હોત તો હુ આળસુ બનીને સૂઇ જાત પરન્તુ આ ફૂલ શૈયાના પ્રતાપે હું આખી રાત્રી જાગતો રહ્યો અને વિઠ્ઠલનું સ્મરણ થયું. આના કરતા વધારે સગવડ શી હોઇ શકે ?'

શિવાજી મહારાજ સંત ગણેશનાથજીની ત્યાગ ભાવના ઉપર ખૂબ પ્રસન્ન થયા, અને સંતના ચરણોમાં પડી ગયા.

ગણેશનાથજીની કીર્તિ ચારે બાજુ પ્રસરી ગઈ હતી. કીર્તિ એ સાધનાની મહાન બાધક છે એમ સંત માનતા હતા, એટલે સંત ગણેશનાથજી એકાંત જંગલમાં ચાલ્યા ગયા અને ત્યાં રહીને ભગવાન નામસ્મરણ કરવા લાગ્યા. જંગલમાં જંગલના હિંસક પશુઓ પણ હિંસકપણું ભૂલીને એ અવધૂતની તાપણી પાસે આવીને બેસતા હતા. હુંકાર કરતો સાવજ પણ એ સંત પાસે મીંદડી જેવો બની બેસી જતો હતો. આવો હતો સંતનો નિર્મોહ પ્રતાપ.

સંત જંગલમા જઇને વસ્યા છે એ ખબર લોકોને પડી ત્યારે લોકો એ જંગલમાં પણ જવા લાગ્યા

ગણેશનાથજી જ્યારે ભાવાવેશમા આવીને નૃત્ય કરતા ભગવનનામ સ્મરણ કરતા ત્યારે કોઇ વ્યક્તિના મસ્તક ઉપર હાથ મુકતા તો એ વ્યક્તિ પણ ભાવાવેશમા આવી જતી.

કેટલાક દ્વેષીના લોકો પણ ટીખળ કરવા સંત પાસે જવા લાગ્યા. કોઇ કહેતું 'ઠીક ધતીંગ માંડયા છે. ઇ તો કોઇને શિખવી રાખ્યુ હોય અને એના માથા ઉપર હાથ મૂકે એટલે નાચવા મંડી જાય. જો ભગત સાચો હોય તો આ સૂકા ઝાડ ઉપર હાથ મુકીને લીલુંછમ બનાવી દે તો ખરો કહું. બાકી તો બાવી મુવી લાખની અને ઉઘાડી વા બાય ઠીક બધા હાની મળ્યા છે."

ગણેશનાથજી તો ભાવાવેશમાં તલ્લીન હતા. એને તો કોઈ શું કહે છે તેની પરવા ન હતી. એ તો મશગૂલ બની નાચી રહ્યા હતા તેવામાં તેનો હાથ એ સૂકા વૃક્ષને અડી ગયો અને એ વૃક્ષ નવપલ્લવીત બની ગયું સૌ કોઈ દંગ બની જોઇ રહ્યા.

ગણેશનાથજીનો ભાવાવેશ પુરો થયો ત્યારે તેમણે કહ્યું 'આ બાપડું વૃક્ષ કેટલાય સમય થયા ભૂખ્યું હતું તેને ભોજન તો આપવુ જ જોઇએ ને ?'

ત્યાં જે અન્ન જળ પડયા હતાં તે સંતે હાથમાં લીધા અને વૃક્ષ તરફ હાથ લંબાવ્યો ત્યારે વૃક્ષના થડનો એક ભાગ ખૂલી ગયો. વૃક્ષ જાણે કે અન્ન–જળ લેવા પોતાનું મુખ ઉઘાડતું ન હોય એમ સૌને લાગ્યું. સંતે એ અન્ન–જળ વૃક્ષના ઉઘાડા ભાગમાં મુકયા કે તરતજ વૃક્ષનો એ ભાગ બંધ થઈ ગયો.

'વિઠ્ઠલનાથની જે' 'સંત ગણેશનાથની જે' ના પોકારો થવા લાગ્યા દ્વેષીઓનાં મોં કાળા પડી ગયા તેઓ પસ્તાયા અને સંતના ચરણે પડી ક્ષમા માગી મહારાષ્ટ્રનો એ સંત ભગવાન સ્મરણ કરતાંજ ભગવાનના ચરણોમાં લીન થઇ ગયો.

# પરમેશ્વરનું અસ્તિત્વ

રશ્મિન મહેતા

પરમેશ્વરનું અસ્તિત્વ છે કે નહિ ? બે યુવાનો વચ્ચે આ બાબતમાં વાદવિવાદ જાગ્યો. તેઓ કોઇ નિર્ણય પર પહોંચી શકયા નહિ.

છેવટ બને યુવાનો એક મુનિ પાસે ગયા અને પોતાની શંકા જણાવી. મુનિ મહારાજે તેમને બીજા દિવસે સવારે આવવા કહ્યું,

બીજા દિવસે બંને યુવાનો મુનિ પાસે પહોંચી ગયા. એ વખતે મુનિ મહારાજ પોથી વાંચતા હતા, પેલા બંને યુવાનો મુનિજી પોથી કયારે વાંચી રહે તેની આતુરતાથી વાટ જોતા બેસી રહ્યા. એટલામાં પાસેની બંધ ઓરડીમાથી બંગડીઓનો ખણખણાટ અવાજ થયો. બ્રહ્મચારી મુનિ મહારાજની ઓરડીમાં સ્ત્રી કયાથી ? બંને યુવાનોના ચહેરા ઉપર આ પ્રશ્ન જાણે કે અંકાઈ ગયો હતો. વારંવાર કંકણનો અવાજ આવતો અને યુવાનોનું ધ્યાન અંદરની ઓરડી તરફ દોરાતું હતુ. જેમ જેમ વખત વીતતો જતો હતો. તેમ તેમ તેમની આતુરતા વધતી જતી હતી.

આખરે મુનિએ પોથી વાચન પૂરું કર્યું. તરત જ પેલા બે યુવાનોએ પહેલો સવાલ કંકણના અવાજ વિષે પૂછયો.

જવાબ આપવાને બદલે મુનિએ શિષ્યને બૂમ પાડી અને પેલી ઓરડીનું બારણું ઉઘાડવા કહ્યું. બારણું ઉઘાડતાંની સાથે જ બિલાડીનું એક બચ્ચું બહાર ધસી આવ્યું. તેના ગળામા ચાર બંગડીઓ પહેરાવામા આવી હતી. એ દૃશ્ય જોઇને પેલા યુવાનોની નવાઇનો તો પાર ના રહ્યો.

તેમની આવી સ્થિતિ જોઇને મુનિએ કહ્યું:

" આ ઓરડીમાં જે વ્યક્તિ નહોતી તેનું અસ્તિત્વ કલ્પીને તમે વિચલિત થયા અને પ્રાપ્ત પરિસ્થિતિને પણ ભૂલી ગયા. એટલું જ નહિ પણ તમે શું પૂછવા આવ્યા હતા તે પણ ભૂલી જઇને તમે મને બીજો જ પ્રશ્ન પૂછી નાખ્યો. ત્યારે સામાન્ય માણસો ઈશ્વરનું અસ્તિત્વ કલ્પીને પ્રાપ્ત પરિસ્થિતિને સુખ માને તેમાં તમારે વાદ-વિવાદે ચડી જવાનું શું કારણ ?"

પોતે જે બાબત અંગે વાદ વિવાદ કરતા હતા તે બાબત કેવી ક્ષુલ્લક હતી તેનો ખ્યાલ આવતા બંને યુવાનો શરમાઇને, મુનિને પગે લાગી પોતાને રસ્તે પડયા.

# પરિસ્થિતિનો પોકાર

-અમૃત મોદી

ભારત પર દુકાળના ઓળા ઉતરી રહ્યા છે. બિહાર અને પૂર્વીય ઉત્તર પ્રદેશ દુષ્કાળના ખપ્પરમાં સપડાયો છે. કહેવાય છે કે સો વર્ષોમાં આવો 'ભયંકર' દુકાળ નથી પડયો. ૧૮૭૦ પછી આવી ભીષણ પરિસ્થિતિ પહેલીવાર ખડી થઇ છે. જોકે છેલ્લા સો વર્ષોમા ભારતે નહીં તોએ ૨૨ દુકાળિયા વર્ષ જોયાં છે. ૧૮૭૪મા બિહારમા અને ૧૮૭૬–૭૮માં મૈસૂર, મુંબઇ તથા મદ્રાસ, ઈનાકામા પડેલા દુકાળે કહે છે કે ૫૦ લાખ માણસોનો ભોગ લીધેલો. ૧૯૬૭ના દુકાળનો સામનો સારી રીતે થઇ શકેલો. જો કે તે વર્ષે ૧.૮ કરોડ ટન અનાજની જ ઘટ હતી. ગુજરાતમાં 'છપ્પનિયા' તરીકે જાણીતા થયેલા ૧૮૯૯–૧૯૦૧ના દુકાળે ૬૫ લાખ માણસોના ભોગ લીધેલો તેવો અંદાજ છે. ૧૯૦૮ થી ૪૨ સુધી દેશમા કોઇ ઉલ્લેખનીય દુકાળ ન આવ્યો. જો કે અછતની પરિસ્થિતિ આવતી ખરી પણ ૪૩ના દુકાળમા બંગાળ સ્મશાન શું બની ગયું. તે વર્ષનો મરણનો આંકડો ૧૫ લાખ નોંધાયો છે.

### સ્વદેશીનાં નારા ને વિદેશી સહારા

તે પછી આઝાદી આવી. પરિસ્થિતિ બદલાઈ, પંચવર્ષીય યોજનાઓ થઇ. પહેલી યોજનામાં ખેતીને વિશેષ સ્થાન અપાયું, પણ બીજી યોજનાને મુખ્યત્વે પોલાદ યોજના અને ત્રીજીને પેટ્રોલ–યોજના કહી શકાય તેવું આયોજન થયું. ને પરિણામે અનાજ કાયમી આયાતની સુચિમાં સામેલ થઇ ગયું. 'સ્વદેશીના નારા' અને 'વિદેશીના સહારા' અનાજની બાબતમા આપણા હાથમાં રહ્યા. આજે સ્થિતિ એ છે કે ૧૯૫૧થી ૬૬ સુધી આવતાં આવતાં એકલા અમેરિકા પાસેથી આપણે ૪ કરોડને ૪૦ લાખ ટન અનાજની મદદ લઇ ચુક્યા છીએ. છેલ્લા ૧૨ માસમાં જ ૧ કરોડ ૧૦ લાખ ટન અમેરિકને અનાજ આપણે ખાધું છે. કેમકે દેશમાં વસતીના વધારાના પ્રમાણમાં અનાજનું ઉત્પાદન વધતું નથી તે વાસ્તવિકતા છે. ૧૯૬૧માં ભારતની વસતી ૪૪ કરોડની હતી. ત્યારે તે વર્ષનું અન્ન ઉત્પાદન ૮ કરોડ ૩૦ લાખ ટન નોંધાયું છે. જ્યારે આજે ૬૬માં વસતીનો આંકડો કદાચ ૫૦ કરોડ પર પહોંચ્યો છે, ત્યારે ૬૫ ૬૬નું અન્ન-ઉત્પાદન ૭ કરોડ ૨૦ લાખ ટન થયું છે.

### બિહારના દુષ્કાળની ભીષણ સ્થિતિ

આ પરિસ્થતિમા દેશે દુકાળનો સામનો કરવ નો છે. બિહાર ને ઉત્તરપ્રદેશ દુકાળમાં સપડાયા છે. ત્યાની પરિસ્થિતિ કેવી વિકટ છે ! અનુમાન છે કે બિહારમા ૧,૦૩,૧૦ ચો માઇનના વિસ્તારમા લગભગ ૩ ૭૭ કરોડ લોકો દુષ્કાળમાં સપડાયાં છે. સરકારે જાહેર કર્યું છે કે આ દુકાળના કારણે ૩૦ કરોડ રૂપિયાની ફસલ નષ્ટ થઇ છે. તો વળી વચ્ચે નદીઓમા પૂર આવેલા, તેને લીધે ૫,૪૨ લાખ એકર જમીનમા ખરીફ પાક અને ૭.૬૯ લાખો એકર જમીનના રવી પાક પર પાણી ફરી વળ્યુ છે. જિલ્લાઓના આકડાઓ પરથી જણાય છે કે ૨૭૩ ૦૨ લાખ એકર જમીનમાથી ૧૫૫,૫૩ લાખ એકર જમીનની ફસલ પર તે બહુ ખરાબ રીતે તવાઇ ફરી વળી છે. જ્યારે ૩૭.૩૬ લાખ એકરને કંઇક એવું નુકસાન થયું છે.

આને કારણે ખેત – મજૂરોને રોટી – રોજીની શોધમાં ઔદ્યોગિક કેન્દ્રો તરફ જવાની ફરજ પડી છે. નવેમ્બરના આરંભ અગાઉ લગભગ બે લાખ આવા ખેત – મજૂરો ઘર – ગામ છોડીને ઔદ્યોગિક કેન્દ્રોમા ચાલ્યા ગયા છે. જ્યારે ફેબ્રુઆરી સુધીમાં દસથી બાર લાખ લોકોને આમ સ્થળાંતર કરવું પડશે. એટલે અનાજની અછતની સાથે લાખો લોકોને આમ સ્થળાંતર કરવું પડશે. એટલે અનાજની અછતની સાથે લાખો લોકોના વસવાટ

તથા રોજગારની સમસ્યા પણ છે. તેથી દુકાળ પુરગ્રસ્ત લોકોને વસાવવા માટે રાજ્ય સરકારે કેન્દ્ર પાસે ૧૦ કરોડ રૂપિયાની માગણી કરી છે

**બિહારને ૫૦ લાખ ટન અનાજ જોઈએ છે**

બિહારમા સામાન્ય રીતે દર વરસે ૭૩ લાખ ટન અનાજ પેદા થાય છે જ્યારે તેને ૮૬ લાખ અનાજની આવશ્યકતા છે એટલે ૧૩ લાખ ટન અનાજની ખાધ રહે છે હવે આ વરસે અપેક્ષિત રવી ફસલની ગણતરી કરીએ તો ૨૨ લાખ ટનથી વધારે અનાજ નહીં થાય તેવો અંદાજ છે એટલે ૬૪ લાખ ટનની ખાધ બિહારમા આ વરસે રહેવાની છે બિહારની કેવી વિકટ પરિસ્થિતિ છે તે આ આકડા કહે છે તેથી રાજ્ય સરકારે કેન્દ્ર પાસે આ વરસ માટે ૫૦ લાખ ટન અનાજની માગણી મૂકી છે એટલે કે માસિક ૪ લાખ ટન। જ્યારે નવેમ્બરમા તેને ૧ લાખ, ડીસેમ્બરમાં દોઢ લાખ ટન અનાજ કેન્દ્ર તરફથી મળેલ છે જેમા જાન્યુઆરીમા ૨૫ હજાર ટનનો વધારો થવાનો છે ૧ લાખ ટન અનાજ સાવ અપૂરતુ છે મુખ્ય પ્રધાન શ્રી કૃષ્ણ વલ્લભ સહાયના જણાવ્યા પ્રમાણેનો ૨૬ હજાર ટન ઘઉ બેકરી હોટલ તથા બિસ્કીટ બનાવનારાઓની ન્યૂનતમ આવશ્યકતાઓ પૂ। કરવા જોઈએ બાકી વધ્યુ ૬૪ હજાર ટન અનાજ હવે તે ૨ કરોડ ૫૬ લાખ લોકોમા વહેંચતા માણસ દીઠ રોજના કેવળ ત્રણ ઔંસ અનાજ આવે આવી ગભીર સ્થિતિ છે।

**પાણીના સાંસા ને વેચાતા છોકરાં**

વળી ઘણા ભાગોમા હવે કૂવાઓ પણ સુકાઈ જતા જેને લીધે પીવાના પાણીની યે અછત થશ બિહાર ભૂદાનયજ્ઞ સમિતિના મંત્રી શ્રી રામનારાયણસિંહ ગયા જિલ્લાની પરિસ્થિતિ બતાવતા લખે છે કે 'ભૂખમરાની સ્થિતિ એટની વિકરાળ થવા લાગી છે કે માતાઓને પોતાના બાળકો વેચવાની નોબત આવી છે ગયા નગરના લહેરિયા મહોલ્લાની એક પચીસ વર્ષની માતા એનો દસ દિવસની બાળકીને વેચવા માટે ઘરાક શોધી રહી છે। મહોલ્લાના લોકોએ પૂછ્યુ તો છેલ્લા ત્રણ દહાડાથી અનાજનો દાણો પણ એ જોવા પામી ન હતી !"

ત્યારે ઠાકુર જગદીશ નારાયણસિંહ કહે છે કે "હું ૩૦૦ વીઘા જમીનમા ખેતી કરું છું. પણ એમાંની ૩૦ વીઘામાંય અનાજ થવાનુ નથી. પણ હવે રોવાનુ તો એ છે કે પીવાના પાણીના ય સાસાં પડવાના છે. અમે તો ૫-૧૦ ગાઉથી પાણી લઈ આવશુ. પણ આ ઢોર-ઢાખરની શી દશા થશે?"

ગગાની દક્ષિણના ૧૪ જિલ્લાઓમાં દુકાળનો કારમો પજો ફરી વળ્યો છે. જ્યા ખાવા-પીવાના સાસા હોય ત્યાં કપડાંની તો વાત જ શી કરવી? વળી બિહારમા કળકડતી ઠડી પડે છે। તેમાયે નેપાળની તળેટીમા જમુઇ, મોઘિર, વિસ્તારમા તો અપાર ઠડી પડે છે તેથી ત્યા ગરમ કપડા, ધાબળા વગેરેની ખૂબ આવશ્યકતા છે

**ઘાસને પાંદડા ખાતા લોકો**

ગયા જિલ્લાની ૪૦ લાખની વસ્તીમાથી ૩૦ લાખ લોકો તો બૂરી રીતે દુકાળમા ઘેરાય છે ૪૦ લાખની વસતી અને ડાગર થાય છે ૨૦ લાખ મણ। ગયે વર્ષે એક સહકારી ખેતરમાં ૭૩૫ મણ ડાગર થઈ હતી ત્યા આ વર્ષે ૭૫ મણ થઈ છે એથી અનાજના અભાવે જગલમા રહેતા લોકો 'ગેથી' નામનાં મૂળિયાં, ને ઘાસ ખાવાની લાચારીમા મૂકાય છે પણ ? પરિસ્થિતિ મુખ્યત્વે મુગેર ગયા, શહાબાદ, હજારીબાગ પલામૂ, મુઝફ્ફરપુર, ને સરણ જિલ્લાઓની હાલત કફોડી છે

**પરિસ્થિતિનો મુકાબલો સરકારી રાહે**

આ વિકટ પરિસ્થિતિને પહોચી વળવા ત્યારે જરાક કઠિનાઈ થઈ છે કેમકે આ કાઈ સામાન્ય દુકાળનુ વર્ષ નથી પણ આ તો સૈકામાં એકવાર આવે તેવુ સકટ છે રવી પાક પેદા કરવાની યોજનાને સારો એવો ઉત્સાહવર્ધક જવાબ મળ્યો છે નહેર-પ્રદેશની બહારના વિસ્તારમા ૨ લાખ ૮૦ હજાર એકર જમીનમા ઉનાળુ

પાક (ચેન) કરવાની યોજના બની છે. ૨ લાખ પચાસ હજાર કાચા કૂવા ખોદીને ૪ લાખ એકર બીજી જમીનમાં ખેતી કરવાનું લક્ષ્યાંક છે. કૂવા દીઠ ૨૫ રૂપિયા સરકાર મદદ આપે છે એવા ૧,૩૪,૭૭૫ કાચા કૂવા ખોદાઈ ગયા છે. સરકારે ૪૦૨૪ ડીઝલ પંપ ખેડૂતોને આપ્યા છે. બીજા ૬૯૩ પંપ આપવાની યોજના છે. જ્યારે ત્રીજી પંચવર્ષીય યોજનામાં કેવળ ૧૦૨૭ ડીઝલપંપ ખેડૂતોને આપવાની-સરકારી યોજના હતી. ગત એપ્રિલથી ૧૫ નવેમ્બર સુધીમાં પાણી ખેંચવા માટે ૬૫ ૫ કૂવાનું વીજળીકરણ કરવામાં આવ્યું છે. સરકારે મંજૂરી આપવા મારેલાં ૧૪,૦૦૦ શ્રમ-કાર્ય શરૂ કરવાની છે. તે પૈકી અત્યારે ૭૩,૯૯ કાર્ય શરૂ થયાં છે, જે દ્વારા ૨,૩૦,૪૦૭ વ્યક્તિઓને કામ અપાય છે.

### પ્રજાકીય પુરુષાર્થ

પણ સંકટનો સામનો તો સહુએ સાથે મળીને કરવો રહ્યો. બિહાર રીલીફ કમીટીના ઉપક્રમે પ્રજાકીય પુરુષાર્થ થઈ રહ્યા છે. શ્રી જયપ્રકાશ નારાયણના પ્રમુખસ્થાને સર્વ પક્ષીય સમિતિ બની છે, સમિતિને ૧૬ ડીસેમ્બર સુધીમાં ૧૪,૫૪,૦૨૩ રૂપિયા પ્રાપ્ત થયા છે. સમિતિએ બિહારના ૨૦૦ વિકાસ ઘટકમાં ભોજનાલયો ચલાવવાનો નિર્ણય કર્યો છે જ્યાં સવાર સાંજ ૨૫ જેટલાં ઘરડાં બીમાર તથા બાળકોને ભોજન અપાશે. સમિતિની પ્રખંડવાર શાખાઓ શરૂ થઈ રહી છે. સૌથી વધુ પીડિત ૨૦૦ બ્લોકમાં સમિતિના પ્રખંડ સંયોજક પાસે સંકટ સમયની સાંકળ રૂપે ૨૫ મણ અનાજ મફત વહેંચવા માટે અપાયું છે. ૩૦ હજાર બાળકો માટે ચડ્ડી ખમીસ. વહેંચવા માટે દોઢ લાખ રૂપિયાનો ખર્ચ થશે. દળવા શ્રમની યોજનાનુસાર દરેક કેન્દ્રમાં ૫૦૦ એવા ૧૦૦ કેન્દ્રમાં રેંટિયો ચલાવાશે. જેનાથી ૫૦ હજાર કાંતનારીઓને કામ મળશે. કેન્દ્રીય રીલીફ કમીટી, દિલ્હી દ્વારા મળેલાં ૫૦ ગાંસડી કપડાં ઉત્તર બિહારના વિસ્તારમાં વહેંચવા માટે પહોંચી ગયા છે.

આમ સરકારીને ગેરસરકારી બધી રીતે દુષ્કાળનો સામનો થઈ રહ્યો છે. પલામ્-હજારી બાગ જિલ્લામાં ૨૫ થી ૫૦ હાથે પાણી મળે છે. તો યે પલામ્ જિલ્લામાં ૧૦ હજાર કૂવા લોકોએ પોતાનાં આવડતિ જોરે ખોદી કાઢવાં છે. ને એટલા બીજા સરકારી-મદદથી! ત્યારે ત્યાંના વન-વિસ્તારમાં આદિવાસી ગેઠી (એરી વનકંદ, જેને ઉકાળીને ખાવા લાયક બનાવાય છે) કે ચકવડ, ઘાસ, સરઈ, વૃક્ષ-ફળ ખાઈને ગુજારો કરે છે. પણ તેમને માટે એ ચીજો પણ મળવી મુશ્કેલ થઈ ગઈ છે. કેમકે વરસાદ વગર એ વધું ય સુકું ભઠ!

### વિનોબાજીની અપીલ: મામૂલી દુકાળ નથી

કેવડું મોટું છે બિહારનું સંકટ! માટે તો વિનોબાજીએ અપીલ કરી છે કે, "આ વરસનો જે દુકાળ છે, તે મામૂલી દુકાળ નથી. તેની જો ઉપેક્ષા થઈ, તેની તરફ જો પૂરતું ધ્યાન ન અપાયું, બિહારના બધા વિદ્યાર્થી, શિક્ષકો, પ્રધાનો, નાગરિકો વગેરેની શક્તિ આમાં ન લાગી, બિહારની બહારના પ્રાંતોમાંથી જો મદદ ન મળી કેન્દ્રસરકાર જો પૂરી મદદ ન કરી શકી, અને દુનિયાભરમાંથી જરૂરી મદદ ન મળી, તો લાખો લોકો તમારીને મારી આંખો સામે ભૂખે મરતા દેખાશે કે એવા ભૂખમારાના સમાચાર અખબારોમાં વાંચવા મળશે... જેના મનમાં પ્રેમ છે, એવા દરેક ભારતવાસીને પોતાનાથી જે કાંઈ બની શકે તે રીતે પ્રેમ પ્રગટ કરવાનો અત્યારે મોકો છે."

### આ રીતે મદદ કરી શકીએ:

આવડા મોટા સંકટનો સામનો કેવળ સરકારથી ન થઈ શકે. માટે રાષ્ટ્રને દર્દ-ભરી અપીલ કરતા જયપ્રકાશજી કહે છે કે "અમને માત્ર અનાજની જ જરૂર નથી, પણ બધી જાતની ખાદ્ય-સામગ્રી, કપડાં, ધાબળા, દવા, વિટામિનની ગોળીઓ અને પશુઓ માટે ચારાની જરૂર છે. તે ઉપરાંત રાજ્ય પાસે જે કાંઈ છે, તેના પૂરક રૂપે કરોડો રૂપિયાની યે જરૂર છે. પરંતુ બીજી આવશ્યકતાઓ પણ છે,

જેની પૂર્તિ તુરત થવી જોઈએ. દાખલા તરીકે પાણી કાઢવાના અને ખોદકામ કરવાના હસ્ત-ચલિત તથા અન્ય આધુનિક યંત્રો અમને જોઈએ, જેનાથી પથ્થર તોડીને ખોદકામ કરી શકાય. આવાં યંત્રોની અછત છે. બિહારના ઘણા ભાગોમાં હવે કૂવા પણ સુકાઈ જશે. જેને પરિણામે પીવાના પાણીનીયે અછત થશે. તેથી જો ખોદકામ માટેના આવા યંત્રો પૂરતી સંખ્યામાં મળે, તો આ કઠણ પરિસ્થિતિ ઠીક ઠીક હળવી બની શકે. તદુપરાંત ટેકનિકલ નિષ્ણાતો તથા બધી જાતના આંતરિક પૂર્જાઓ નીચે જરૂર પડશે. સરકારનાં સાધનો ઉપરાંત ખાનગી એજન્સીઓ દ્વારા આની પૂર્તિ કરવાની રહેશે.

રાષ્ટ્રને આવાહન : માનવતાને પોકાર

આજે સંકટનો મુકાબલો કરવા પરિસ્થિતિ રાષ્ટ્રને આવાહન કરે છે. જનતા પરિશ્રમ કરવા તૈયાર છે. આફતના સમયમાં સહુના સહયોગની અપેક્ષા સહજ ગણાય. આ માનવતાનો પોકાર છે. બિહારની ૫૦ લાખ ટન અનાજની ન્યુનતમ આવશ્યકતા માનીએ. અને ૬૦ રૂપિયે મણનો ભાવ ગણીએ તોયે પોણા ત્રણ અબજ રૂપિયા થાય. એ અને બીજી જરૂરિયાતોનો આંકડો અબજો રૂપિયામાં પહોંચે, પણ દેશ અને દુનિયાનો ટેકો થાય તો એ કંઈ મોટી વાત નથી. અત્યારે દુનિયાભરના દેશો વર્ષે દહાડે ૧૪,૦૦૦ કરોડ ડૉલર સંરક્ષણ પાછળ ખર્ચે છે. એટલે કે રોજના ૩ અબજ રૂપિયા ! એની સરખામણીમાં આ આંકડો કંઈ મોટો નથી. ૧૮૭૨ સુધીમાં લગભગ દેશના મુખ્ય મુખ્ય રેલ્વે-માર્ગો બની ગયા છે. આજે રેલ્વે-મોટર, વિમાન, સ્ટીમર જેવા ઝડપી વાહનોનો જમાનો છે, ને ક્યાંક ભંડાર ભર્યા છે. ત્યારે લોકો ભૂખે મરે તે શોભે ? લાખો માણસોને દુકાળના ભૂખમરામાંથી ઉગારી લેવાનું ભગીરથ કામ આપણી આગળ પડ્યું છે. ત્યારે આવણા સંકટ ગ્રસ્ત દેશ બંધુઓની વહારે દોડી જવું એ આપણો પવિત્ર ધર્મ છે. જયપ્રકાશજી કહે છે તેમ, 'આ એક એવો પ્રસંગ છે, જ્યારે દેશની અમીર-ગરીબ દરેક વ્યક્તિએ પોતાના ભાઈઓને કષ્ટપૂર્ણ મૃત્યુમાંથી બચાવવા યથાશક્ય કાંઈને કાંઈ કરવું જ જોઈએ.'

(સર્વોદય પ્રેસ સર્વિસના સૌજન્યથી)

## ૮૦ વર્ષ પહેલાં......

આજથી ૮૦ વરસ પહેલા અમદાવાદમાં વીજળી તો શું પણ કેરોસીનના દીવા પણ નહોતા, દિવેલનાં કોડિયાં, કાચના પોટાવાળાં ફાનસ ને કોઈક મોટા શેઠિયાને ઘેર મીણબત્તીઓ વપરાતી. દિવાસળી ચપકતા લાલ રંગના ટોપકાંવાળી, જ્યાં ઘસો ત્યાં સળગે એવી આવતી. ટ્રામ-બસ તો ક્યાંથી હોય ? પણ મોટા માણસોને ત્યાં બળદગાડી અને બહુ બહુ તો ઘોડાગાડી એટલે કે ડમણિયું, શેઠિયા લોકો જાતે ચલાવતા.

ઘેર ઘેર રેંટિયા ચાલતા. પોળને નાકે પીંજારો પૂણીઓ લઈને વહેલી સવારમાં બેસે, ત્યાંથી પુણીઓ લઈ, સૂતર કાંતી પાછું એને પહોંચાડવામાં આવતું.

ઘી રૂપિયાનું અઢી-ત્રણ રતલ મળતું. તેલ તથા ખાંડ રૂપિયાની ૧૦ રતલ અને દૂધ બે પૈસે શેર. દૂધમાં પાણી મેળવવાનો રિવાજ તો આજની જેમ ત્યારે પણ હતો. શાક સામાન્ય રીતે બેત્રણ પૈસે અને શેર ઋતુના શાક પૈસાના બે-ત્રણ શેર મળતાં.

પોળે પોળે માણભટ્ટની કથાઓ થતી. રામાયણ, મહાભારત વંચાતાં અને રાતના નવથી એક સુધી આવી કથાઓ ચાલતી.

ફળોમાં બોર, રાયણ, જામફળ વગેરે મળતાં. પૈસાને બદલે અનાજની વિનિમય પદ્ધતિ હતી. બાજરીમાં માપેમાપ મળે. ઘઉંમાં બમણું માપ મળે ને લીલી વરિયાળી તો લોકોના ભંડારમાં આપી જતા

—પીતાંબરદેવ નિલકંઠ

# જુઓ અને અનુભવો

રવિશંકર મહારાજ

કોઈ પણ કાર્યની શ્રેષ્ઠતા ત્રણ વસ્તુઓ પર નિર્ભર છે : (૧) ક્રિયા (૨) જ્ઞાન (૩) ભક્તિ. આ ત્રણ બાબતો હોય તો કામ સુંદર ચાલે. વેદમાં પણ કર્મકાંડ, જ્ઞાનકાંડ અને ઉપાસનાકાંડ છે. તેમાં પણ આ ત્રણે વાતો કલ્પી છે. પ્રાચીન કાળમાં આને માટે ઘણા વાદવિવાદો ચાલેલા છે. તેમાં કેટલાક ઋષિઓ એવા નીકળ્યા જેમણે જ્ઞાનને પ્રાધાન્ય આપ્યું. તેમણે કહ્યું કે જ્ઞાન એ જ શ્રેષ્ઠ છે. માટે જ્ઞાન જ મેળવો. આ ઋષિઓએ ઉપનિષદો લખી પોતાનો મત પ્રદર્શિત કર્યો વળી કેટલાક ઋષિઓ એવા નીકળ્યા, જેમણે કહ્યું કે ક્રિયા કરો, ક્રિયા વગર જ્ઞાન થતું નથી. પોતાના મતની પુષ્ટિ માટે એમણે બ્રાહ્મણગાથાઓ લખી તે પછી કેટલાક ઋષિ થયા, જેમણે ભક્તિને મહત્ત્વ આપ્યું. તેમણે જણાવ્યું કે જ્ઞાન વગર કામ થતું નથી, પણ એને માટે ભક્તિ હશે તો ભગવાન દોડતો દોડતો આવશે. આ વિચારવાળા ઋષિઓ ભક્તિ લઈને બેઠા અને ભક્તિવિષયક ગ્રંથો લખ્યા. છેલ્લે વ્યાસ થયા. તેમણે કહ્યું કે કોઈ પણ કામ શ્રેષ્ઠ રીતે કરવું હોય તો એકલા જ્ઞાન, એકલા કર્મ કે એકલી ભક્તિથી દહાડો નહિ વળે એ માટે તો ત્રણેય વાનાં જોઈએ.

તમે શિક્ષક છો. તમારી પાસે વિદ્યાર્થીઓ આવે ત્યારે ભણાવવું એ તમારી પ્રધાન ક્રિયા છે પણ કેમ ભણાવવું એ જ ન જાણતા હો તો? જ્ઞાન વગર ક્રિયા થતી નથી. તેથી જ્ઞાન માટે સરકાર તરફથી ચલાવાતા તાલીમવર્ગો, અધ્યાપનમંદિરો તથા બી. ટી. કૉલેજો છે. સરકાર અને શિક્ષકો દ્વારા આ દિશામાં સારો પુરુષાર્થ થાય છે. શિક્ષકોને તેમાંથી પોતાના કામ માટે કંઈક પ્રેરણા પણ મળે છે, છતાં એમાં કંઈ બરકત આવતી નથી. આમ કેમ? કારણ કે એમાં બધું કાયદેસર થાય છે. સરકાર કાયદો ઘડે એ મુજબ શિક્ષકે એ કરવાનું હોય છે. આમ આજે કાયદાથી દુનિયા ચાલે છે. આ પરિસ્થિતિમાં કામ શી રીતે દીપે?

શિક્ષક એ એક જુદી જ માટીનો માનવી છે. ખરેખર ભણીને કોઈ શિક્ષક થઈ શકતો જ નથી. તે તો સ્વભાવથી થાય છે. સ્વભાવથી એટલે જ્ઞાન અને ક્રિયાથી નહિ પણ ભક્તિથી. જ્યારે શિક્ષકમાં ભક્તિ આવે છે ત્યારે તે કેટલાં અને કેવાં કામ કરી જાય છે તેની તેને ખબર પડતી નથી. ભક્તિમાંથી ક્રિયા–કામ કરવાની વૃત્તિ જન્મે છે. તેથી ભક્તિ એ મહત્ત્વની ચીજ છે. આનો અર્થ એવો નથી કે ક્રિયા અને જ્ઞાન નકામા છે. ત્રણેય મહત્ત્વની છે, પણ ક્રિયા અને જ્ઞાન બહારથી આવી શકે છે, જ્યારે ભક્તિ ક્યાંયથીયે આવી શકતી નથી. ભક્તિ જાગૃતિ માગે છે ભક્તિનો છાંટો તો પોતાને ભાન થાય ત્યારે જ આવે આપણા સમાજમાં જ્યારે ધર્મભાવના હતી ત્યારે ભક્તિ હતી ધર્મને સ્થાને કાયદો આવ્યો કે ભક્તિનો લોપ થયો. ભક્તિમાં કોઈક વાર કાયદો કેવો આડો આવે છે તે કહું :

એક શાળામાં એક શિક્ષક પોતાના વર્ગના વિદ્યાર્થીઓને ભૂગોળ શીખવતા હતા. એવામાં અચાનક ત્યાં વિદ્યાધિકારી આવી ચડ્યા. શિક્ષક શીખવવામાં તલ્લીન હતા, એટલે પાછળ વિદ્યાધિકારી આવીને ઊભેલા હતા તે ન જોયું. પિરિયડ પૂરો થયો છતાં શિક્ષકે ભૂગોળ શીખવવાનું ચાલુ જ રાખ્યું. છેવટે થાકીને વિદ્યાધિકારીએ વર્ગમાં પ્રવેશ કર્યો. તેણે શિક્ષક પાસે ટાઈમટેબલ માગ્યું. નિશ્ચિત સમય કરતાં શિક્ષકે ભૂગોળ શીખવવા માટે વધુ વખત લીધો હતો. એટલે કાયદાભંગ બદલ નોંધમાં લખાયું : ‘શિક્ષક નિયમિત અને વ્યવસ્થિત નથી.’

આવી પરિસ્થિતિ હોવા છતાં તમારે નાટકની રંગભૂમિ પર શિક્ષકનું પાત્ર ભજવવાનું છે. નાટકમાં કોઈ પાત્ર પોતાનો પાઠ સારી રીતે ભજવે છે ત્યારે પ્રેક્ષકો ખુશ થઈ તાળીઓથી તેને સન્માને છે. પોતાનો ભાગ ભજવી તે પડદામાં જાય છે ત્યારે પણ તાળીઓ પાડી પાછો બોલાવે છે. નાટકમાં નટ પોતાનો પાઠ બરાબર ભજવે છે કે નહિ તે જોવા

પડદા ઓથે નાટકનો મેનેજર ઘણી વાર સોટી લઈને ઊભો રહે છે. પરંતુ જ્યારે પાત્ર પોતાનો પાઠ પોતાની બધી કળા અને શક્તિ ખરચી ભજવે છે અને પ્રેક્ષકોને ખુશ કરે છે, ત્યારે મેનેજર પણ ખુશ થાય છે. નાટકમાં જેમ ઉપરી હોય છે તેમ કેળવણી ખાતામાં પણ શિક્ષકોના કામ ઉપર નજર રાખનાર કોઈ ને કોઈ ઉપરી હોવાનો જ. શિક્ષકોએ તેની તરફ વિવેકથી જોવું જોઈએ, પરંતુ એમણે એ કદાપિ ન ભૂલવું જોઈએ કે તેમનો સાચો ઉપરી તો જનતા છે. તેમણે ઉપરીને ખુશ કરવા નહિ, પણ જનતાને ખુશ કરવા પોતાનો પાઠ ભજવવાનો છે. એ ભાગ ભજવવાની મુખ્ય ચાવી ભક્તિ છે. શિક્ષક પોતાનું કામ ભક્તિપૂર્વક કરશે તો જનતા તેના પર ખુશ થઈ તેનું બહુમાન કરશે એમાં શંકા નથી. આ રીતે કામ કરનારને ઉપરી અધિકારીની કંઈ પડી હોતી નથી.

જૂના વખતમાં સ્ત્રીઓ કોઈને ટાણો મારતાં કહેતી કે આને મહેતાની મા જેટલો મદ છે કારણ કે મહેતાને છોકરાં ઘણા હોય-પણ એ છોકરાને પોતાનાં ગણતાં હોય તો. પહેલા શિક્ષકને વિદ્યાર્થીઓ પોતાનાં છોકરાં કરતાં વધારે વહાલા હતા. આજે એની ઊણપ છે તે ભક્તિથી પૂરી થઈ શકે. ભક્તિમાંથી પ્રેમ ઉદ્ભવે છે. ભક્તિ જ જ્ઞાન અને ક્રિયાની જનની છે. જે શિક્ષકમાં ભક્તિ જાગે છે તેનામાં ગમે ત્યાંથી જ્ઞાન એકઠું કરવાની તમન્ના જાગે છે. એવો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને એવું એવું શીખવી દે છે કે ઘણી વાર એને પોતાને પણ આશ્ચર્ય થાય છે. વાછરડાને છોડતા જ ગાય પારો મૂકે છે, તેમ વિદ્યાર્થીઓને જોઈ શિક્ષકમાં જ્ઞાનનો પારો મુકાવો જોઈએ

એક સામાન્ય માતા પણ પોતાના બાળકને ઘણું ઘણું શીખવી દે છે. માતા બાળક સાથે સૂતી હોય અને જુએ કે બાળક ભીનામાં સૂતેલું છે તો તે તરત બેઠી થઈ તેને કોરામાં સુવાડશે ને પોતે ભીનામાં સૂઈ રહેશે. રાત્રે અનેક વાર જાગી તે બાળકને ધવડાવે છે. કાયદેસર તો માતાએ ઊંઘવું જોઈએ! છતાં આ બધું માતા શા માટે કરે છે?

કારણ કે માતામાં ભક્તિ છે. ભક્તિ એને બાળક માટે સર્વકાંઈ કરાવે છે મીરાંએ ગાયું: 'મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઈ' આ ભક્તિ છે. આ ભક્તિમાંથી જ મીરાંને જ્ઞાન થયું. એ રીતે શિક્ષકને માટે તો વિદ્યાર્થીઓ એનું સર્વસ્વ બની જવું જોઈએ. વિદ્યાર્થીઓ વગર એને ચેન ન પડવું જોઈએ. વિદ્યાર્થીઓને જોતાં જ એનું હૈયું પ્રેમથી ઊભરાઈ જવું જોઈએ. આવી ભક્તિ હશે તો થોડા કલાકનું ભણતર પણ પૂરતું થઈ જશે.

એક માસ્તર હતા. તે હુક્કો પીતા હતા. સવારે ઊઠી ચૂલા આગળ બેસી પી લે, પણ વિદ્યાર્થીઓના દેખતાં નહીં. નિશાળે જવા નીકળે ત્યારે નીચું જોઈને ચાલે એક દિવસે એમણે મને મારેલો. અગિયારશનો એ દિવસ હતો. ભલા માસ્તર મારીને ખૂબ પસ્તાયા. તે શું ભણાવતા અને કેવી રીતે ભણાવતા તે આજે યાદ આવતું નથી, પરંતુ આજેય એમના સ્મરણથી મને ભક્તિ ઊપજે છે. વિદ્યાર્થીને જોઈ એ ખુશ થઈ જતા અને એમને જોઈ વિદ્યાર્થીઓ ખુશ ખુશ થઈ જતા. આ બધું શું તાલીમવર્ગોમાં મેળવ્યું હશે?

કેટલાક માસ્તરો કહે છે: ભગી આ નોકરી. તલાટીને તો લાવણિયું હોય છે અમને તો શાક સરખું પણ કોઈ ન આપે પણ તમને ખબર નથી કે તલાટીને તો એકલો લાગણિયો મદદ કરનાર, ને ઠપકો દેનાર ઘણા; જ્યારે શિક્ષકની પાછળ તો આખું ગામ હોય છે. પોતાના વિદ્યાર્થીઓ સાથે પ્રેમ કરનાર શિક્ષક તેમના માબાપોનો પણ પ્રેમ સંપાદન કરી શકે છે ઉપરી અમલદારો પણ તેના પર ખુશ રહે છે. એવા શિક્ષકની બદલી પણ કોઈ કરતું નથી. પાટણમાં એક શિક્ષકે ૩૦ વર્ષ એક જ શાળામાં નોકરી કરી હતી. એમને કોઈએ બદલવા નહિ નોકરીની મુદત પૂરી થવા પહેલા છ માસ અગાઉ તેમનું અવસાન થયું. પણ નોકરી દરમ્યાન એમણે એવું સારું કામ કર્યું હતું કે તેમના અવસાન પછી તેમના બે છોકરાઓને આગળ અભ્યાસ માટે સરકારે વ્યવસ્થા કરી આપી.

વિદ્યાર્થીઓ પ્રત્યે અખૂટ પ્રેમ અને ભક્તિ ધરાવનાર શિક્ષકની બદલી થાય તોપણ શું ? 'જેહિ વિધ રાખે રામ' અનુસાર તે જ્યાં જશે ત્યાં તેની સામે છોકરાં જ હોવાનાં. છોકરાંને જોઈ તે ખુશ થશે. એને મન છોકરાં એ એની મોટી સંપત્તિ હશે. સ્વધર્મમાં રત થઈ ગયેલા શિક્ષકને બીજા કશાયની પડી હોતી નથી. એક ઋષિ પ્રકૃતિની ગોદમાં એક ઝાડ નીચે બેસી વિદ્યાર્થીઓને શીખવવામાં તન્મય હતા. એવામાં ત્યાં એ પ્રદેશનો રાજા આવી ચડ્યો. એની નજર ઋષિ ઉપર પડી. કંઈક ઉપયોગી થવાની દૃષ્ટિએ રાજા ઋષિ સામે જઈને ઊભો રહ્યો પણ ઋષિએ તો તેની સામે જોયું પણ નહિ. ઋષિને રાજા પ્રત્યે દ્વેષભાવ નહોતો. પણ પોતાના કાર્યમાં તલ્લીન થયેલા ઋષિને કંઈ સ્પૃહા નહોતી. થાકીને છેવટે રાજાએ પ્રશ્ન કર્યો : 'હું આ પ્રદેશનો રાજા છું. તમારે કંઈ જોઈએ છે ?'' બહુ સારું. મારે કંઈ જોઈતું નથી. આ વિદ્યાર્થીઓ મારું સર્વસ્વ છે.' ઋષિએ પ્રત્યુત્તર આપ્યો છતાં રાજા અનાજ વગેરેની જરૂર હોય તો આપવા કહ્યું; પણ ઋષિએ કહ્યું: 'મને ખબર નથી કે મારા ઘરમાં શું ખૂટે છે. છતાં તમારે પૂછવું હોય તો ઘેર જઈને મારી પત્નીને પૂછો.' રાજા ઋષિ પત્ની પાસે જાય છે અને કંઈ જોઈએ તો માગવા કહે છે. ઋષિપત્નીએ પણ એવો જ જવાબ આપ્યો. છોકરાં પ્રત્યે ભક્તિવાળા શિક્ષકની પાછળ બધું આપમેળે આવે છે. એવો શિક્ષક પગાર અને પ્રતિષ્ઠા પાછળ દોડતો નથી. ઊલટું પગાર અને પ્રતિષ્ઠા તેની પાછળ આવે છે. ભક્તિને પગાર અને પ્રતિષ્ઠાની પડી હોતી નથી. મેં તો આ જોયું અને અનુભવ્યું છે. તમે પણ જુઓ એને અનુભવો.

---

# સદાચારી છોકરો ?

ક્રિકેટનો દડો જોરથી આવી બારીના કાચને તોડી રસોડામાં પડ્યો ઘરની માલિક બાઈ એ જ વખતે દોડીને બહાર આવી, પણ મહોલ્લામાં કોઈ જોવામાં આવ્યું નહીં. આથી તે ગુસ્સો પી જઈ કંઈ બોલ્યા વિના રસોડામાં ચાલી ગઈ.

તે પછી લગભગ અડધા કલાકે એક છોકરો ડરતો ડરતો એ બાઈની પાસે આવ્યો અને નમ્રતાથી બોલ્યો, 'માજી, મારાથી ભૂલ થઈ ગઈ, મને ક્ષમા કરો. પેલા મારા પિતાજી આવે છે, તે તમારી બારીને નવો કાચ લગાવી દેશે.'

ત્યાં દૂરથી એક માણસને કાચ લઈ આવી રહેલો જોઈ છોકરાના સદાચારીપણાથી બાઈ ખૂબ પ્રસન્ન થઈ એણે છોકરાને શાબાશી આપી એનો દડો પાછો આપ્યો. તે લઈ છોકરો ત્યાંથી જતો રહ્યો.

પાએક કલાક પછી પેલા માણસે બારીમાં નવો કાચ બેસાડી દીધો અને બાઈને કહ્યું; 'આપને આના ફક્ત અઢી રૂપિયા આપવાના થશે આમ જોવા જઈએ તો કાચની કિંમત જ ત્રણ રૂપિયા જેટલી થઈ જાય છે. પણ તમારી પાસેથી વધારે નહીં લઉં.'

ઘરની માલિક બાઈ આશ્ચર્યમાં પડી ગઈ અને ખિજાઈને બોલી: 'પૈસા કેવા વળી તમારા છોકરાએ કાચ ફોડી નાખ્યો, તે તમે લાવી દીધો. હવે અઢી રૂપિયાની કેવી વાત કરો છો ?'

'શું કહો છો ? શું તે તમારો નથી ? મને તો એ દુકાનેથી એમ જ કહીને બોલાવી લાવ્યો હતો કે અમારી ઘરની બારીનો તૂટેલો કાચ નવો બેસાડવા માટે મારાં બાએ તમને બોલાવ્યા છે.'

# અંતીમ બોધ

દેવેન્દ્રકુમાર કા. પંડિત

કુશીનગર સ્થીત સુભદ્ર નામે પરિવ્રાજકને ખબર થાય કે, 'આજે રાત્રીના છેલ્લા પ્રહરે મહાશ્રમણ ગૌતમનો પરિનિર્વાણ કાળ છે.

એણે વિચાર્યું : 'આચાર્યો અને વૃધ્ધ પરિવ્રાજકો, કહે છે કે, શ્રમણ ગૌતમ જેવા, સમ્યક, સંબુધ્ધ, અર્હંત તથાગત કોઇક જ કાળમાં પૃથ્વી પર આવે છે. આજે તો એમનો પરિનિર્વાણ કાળ છે, અને મારા મનમાં, ધર્મ અંગે થોડો સંશય રહી જાય છે. આ સંશયને હુ મહાશ્રમણ ગૌતમ પાસે જઇને જ દૂર કરૂં.'

અને પરિવ્રાજક સુભદ્ર, જ્યાં મહાશ્રમણ ગૌતમ બિરાજે છે, તે શાલીવનમાં ગયા, અને ભિખ્ખુ આનંદને મળી કહેવા લાગ્યા.

'ભગવાન તથાગત, આજ રાત્રીના શેષ પ્રહરે પરિનિર્વાણ પ્રાપ્ત કરશે. મને ધર્મના વિષયમાં થોડો સંદેહ રહી ગયો છે. તે હુ તથાગતના દર્શન કરી દૂર કરવા માગું છું તો મને ભગવાનના દર્શન કરાવો તે માટે પ્રાર્થના કરવા આપની પાસે આવ્યો છું.'

આનંદ, પરિવ્રાજક સુભદ્રની વાત સાંભળી બોલ્યા: 'સુભદ્ર! હવે તથાગતને કષ્ટ દેવું ઉચિત નથી, ભગવાન નિર્વાણ શય્યા પર છે.'

આનંદની વાત સાંભળી સુભદ્રે, બીજીવાર ઉપર્યુક્ત પ્રાર્થના જારી રાખી' આનંદે બીજીવાર પણ નિષેધ કર્યો, સુભદ્રે ત્રીજીવાર પણ દર્શન માટે પ્રાર્થના કરી. ત્રીજીવાર પણ આનંદે નિષેધ કર્યો.

આનંદ અને પરિવ્રાજક સુભદ્રની આ ચર્ચા ભગવાન સાંભળી રહ્યા હતા.

પીસતાલીસ વર્ષ સુધી અવિરામ જ્ઞાન–વાંછુઓની જિજ્ઞાસા પૂર્ણ કરવા જ્ઞાનની અમૃત વર્ષા કરનાર, ભલા પોતાના અંતીમ સમયે, આ કરૂણાને કેમ વિસરે?

ભગવાને આનંદને બોલાવી કહ્યું: 'આનંદ, સુભદ્ર પરિવ્રાજકને મારી પાસે આવતા રોકો નહિ. આનંદ! સુભદ્ર મને જે કાંઇ પૂછશે તે સત્ય જાણવાની ઇચ્છાથી જ પૂછશે, તેને હું જે કાંઇ સમજાવીશ, તે તુરત સમજી જશે.'

તથાગતની આજ્ઞા, આનંદે સુભદ્રને કરી એટલે સુભદ્ર, ભગવાનની નજીક જઈ અભિવાદન કરી. એક બાજુ બેસી અને બોલ્યાઃ

'હે મહાશ્રમણ! આ સમયે અનેક બ્રાહ્મણ, શ્રમણ, આચાર્ય, અને શાસ્ત્રકારો, ધર્મને માટે જે વાત કરે છે. તેઓ બધા તે ધર્મને જાણવામાં સમર્થ થયા છે કે નહિ તે મને કહો.'

સુભદ્રની વાણી સાંભળી ભગવાન તથાગત બોલ્યા: 'હે સુભદ્ર! એ વાત જવા દો, તમને સત્ય-ધર્મ શું છે એ કહું એટલે, તે સાંભળવાથી તમારી સઘળી ચર્ચાનો અંત આવી જશે.'

'સુભદ્ર! જે ધર્મમાં, સમ્યક દૃષ્ટિ, સમ્યક સંકલ્પ, સમ્યક વાચા, સમ્યક કર્માંત, સમ્યક આજીવ, સમ્યક વ્યાયામ, સમ્યક સ્મૃતિ, અને સમ્યક સમાધિ આ શ્રેષ્ઠ આઠ માર્ગો હોતા નથી તે ધર્મમાં શ્રમણજીવન પવિત્ર હોતું નથી, પણ તે ધર્મ શૂન્ય અને નિરર્થક હોય છે. પરંતુ જે ધર્મમાં આ આઠ માર્ગોની ઉપલબ્ધિ હોય છે. તે ધર્મના શ્રમણોનું જીવન પણ પવિત્ર હોય છે. માટે હે સુભદ્ર! ઉચિત છે કે, એજ ધર્મને લાભપ્રદ માની સમ્યક રૂપથી ધર્મ–જીવન વ્યતીત કરવુ.

'હે સુભદ્ર! અમે ઓગણત્રીશ વરસની અવસ્થામાં પ્રવજ્યા ગ્રહણ કરી, અને તે બાદ ધર્મના અન્વેષણમાં એકાવન વર્ષ વ્યતીત કર્યા અને તેમાં અમોએ ઉપર કથેલ, સમ્યક ધર્મનું અનુષ્ઠાન કરેલ છે. જે લોકો અમોએ આચરેલ આ ન્યાય-ધર્મનું અનુશીલન નથી કરતા, તે ધર્મમાં, વાસ્તવિક અર્થમાં શ્રમણ થઇ શકતા નથી.

'હે સુભદ્ર! જેમ આકાશને, કોઈ પદ કે રૂપ નથી, એમ જ અમોએ આ કથેલ શાસન બહાર કોઇ શ્રમણ નથી, સંસાર અશાશ્વત અર્થાત નાશવાન છે. કેવળ સમ્યક ધર્મ જ શાશ્વત છે.'

ગ્રંથાવલોકન

# બે અનુવાદો

શિ૦

## (૧)

ઉદયાસ્ત (લે: શ્રી ચતુરસેન શાસ્ત્રી : અનુ : ઇન્દુકુમાર જોષી : પ્રકાશન વોરા એન્ડ કું. મુંબઈ. પાના ૪૨૦ રૂા ૪.૫૦)

સ્વ ચતુરસેન શાસ્ત્રીની નવલકથા 'ગોલી'ના ગુજરાતીમા 'હું રાજરાણી'ના શીર્ષકથી સફળ અનુવાદ કરનાર શ્રી ઇન્દુકુમાર જોષી તેમની બીજી નવલકથા 'ઉદયાસ્ત'ને ગરવી ગુજરાતીમાં અસરકારક શૈલીમા ઉતારી શક્યા છે. આઝાદી પછીના ભારતમા જે રહીસહી રિસાયતો ખડેરસમી શેષ રહેવા પામી તેમાની એક રાજગઢની નાનકડી રિયાસતના બાપુની આ વાત છે. શ્રી. ચતુરસેન નહેરુ સરકારના અગ્રણી ટીકાકાર હતા, અને તેમના વ્યંગના ચાબખા ભલભલાની ચામડી ઉતારી નાખે એવા અસરકારક હતા. બાપુ હોય છે તો નાનકડા ગામના. માડ સો-સવાસો ઘર, એમાંય મોટા ભાગના કાચ્ચા. વસ્તી મોટે ભાગે ખેડૂતની ગામમા એક નાનકડી બજાર એમા દસબાર દુકાનો બાપુના 'પેલેસ'ની ચાર દીવાલો અર્ધા ગામને ઘેરીને ઊભી છે. બાપુને સંગીતનો શોખ, કૂતરા પાળવાનો શોખ, જૂની મોટરો ખરીદવાનો શોખ. બાપુનુ નામ છે રાજા રૂદ્ર પ્રતાપનારાયણસિંહજી બહાદુર હરવ શી! જૂના વિચારના બાપુ અને નવા વિચારના તેમના M A થયેલા કુંવર સુરેશસિંહ દ્વારા બે જમાનાની તાસીરનું હૂબહૂ આલેખન થયુ છે, અને વેઠે આવવાની ના પાડનાર મગળ ચમારની આસપાસ વાર્તાનુ વસ્તુ ચકરાવા લે છે. બાપુના રાણીવાસમા ડઝનબધ સ્ત્રીઓ છે પણ સ્ત્રીપાત્રોમા પુત્રવધુ પ્રમીલારાણી, સુરેશની વિચારસરણીને સાથ આપવામાં મોખરે રહે છે એક ચોક્કસ વિચારસરણીને વાચા આપતા સ્વામી આનદનું પાત્ર લેખકે સર્જ્યું છે, અને સુરેશ સાથેની તેમની ચર્ચા વાર્તાપ્રવાહમાં અચાનક રૂકાવટ આણી દે છે. બીજી તરફ કૈલાસ, પદ્મા, રેણુકા અને પુરુષોત્તમ શેઠનાં પાત્રા લેખન દ્વારા લેખકે મૂડીવાદ અને સામ્યવાદ વચ્ચેના ઘર્ષણને શબ્દ સ્વરૂપ આપ્યું છે. કથામાં વર્તમાન પરિસ્થિતિ તરફ સચોટ અંગૂલિનિર્દેશ લેખકે કર્યો છે; જેમકે: 'પહેલાં ચપરાસીઓની જે હારમાળા હતી તેમા તસુમારનો ય ફેર નથી. પહેલાંના સમયમા સાહેબની રાહ જોતા જેટલું બેસી રહેવું પડતુ એટલુ જ આજેય બેસી રહેવું પડે છે. ત્યારે સાહેબ સ્નાન કરતા. આજે તો સ્નાન અને માલિશ બને કરે છે!'

કથાને અંતે રજવાડાનો અસ્ત થાય છે અને નવી સામાજીક પ્રક્રિયાનો ઉદય દર્શાવ્યો છે:

દિવસો વીત્યા, સપ્તાહો વીત્યા, મહિનાઓ વીત્યા અને એમ કરતા પાચ વર્ષ વીતી ગયાં. જૂની દુનિયા નવી થઇ ગઇ અને નવી દુનિયા જૂની થઇ ગઇ સુરેશ-પ્રમીલા યુરોપનો પ્રવાસ કરી આવ્યા, એમણે સમાજરચના, માનવજીવન, માનવસૌંદર્ય, પાઉંડ અને ડૉલરની શતરંજ ચાલબાજુ જોયુ, જાણ્યું અને હવે એમણે પોતાનું એક નવુ જ જીવન અપનાવ્યુ; ત્રણ મોટા ફાર્મ સ્થાપ્યા છે, બધા જ કામો આધુનિક યત્રોથી થાય છે, વહીવટ સરકારી ધોરણે ચાલે છે, બધા સ્ત્રી પુરુષો મહેનત કરે છે, કમાય છે, સૌ પ્રસન્ન છે. સાંજે સૌ પાછા ફરે છે ત્યા ગઢના વિશાળ ચોકમા સ્વ. બાપુની આરસની પ્રતિમા છે, ત્યા સૌ બેસે છે. સત્તારમિયા અવશ્ય હાજરી આપે છે, વહીદ પણ આવે છે, લોકો ગાય છે મીરાંના ભજનો અને ગીતાના શ્લોકો ક્યારેક કોઇ કવિ આવી જાય છે ત્યારે કવિસમેલન પણ જામી જાય છે. સૌએ નવાં મકાન બનાવ્યાં છે ગામનો રંગ બદલાઈ ગયો છે. દરેક ફાર્મ પાસે એની અગત મોટર લોરી છે. ફાર્મ વચ્ચે સિનેમા છે. શાળા છે ઇસ્પિતાલ છે. રમાયેલુ શાળા છે, બાળકો ભણે છે, એટલું જ નહિ, રાત્રિશાળામાં પ્રૌઢો પણ ભણે છે.'

વસ્તુની દૃષ્ટિએ વિષયમાં નવીનતા નથી. રાજાશાહી વિરુદ્ધ સમાજવાદની વાતો રોજ સાંભળી છે. પણ અનુવાદનું મહત્વ એ રીતે ઘટાવવું જોઈએ કે સમાજની જે પેઢી આઝાદી પછી જન્મી છે અને જે આ બનાવોની સાક્ષી નથી. તેને ઇતિહાસની દૃષ્ટિએ આ કથા વસ્તુમાં ઔચિત્ય જણાશે. મૂળ કથા, ભાવ અને શૈલીને અનુવાદક વફાદાર રહી શકયા છે એટલું જ નહિ, પણ કથાનો રસ સાદ્યંત જાળવી રાખવામાં ચીવટ પણ રાખી છે. પ્રકરણો ટૂંકાટચ હોવાથી, વાચક જાણે કૂદકે કૂદકે આગળ ધપતો હોય તેની પ્રતીતિ સાધી શકાઇ છે. નીરસ ચર્ચાના પ્રકરણોને ત્યજી દેવા જેટલી છૂટ અનુવાદક લઇ શકે નહિ પણ શ્રી. ઇન્દુકુમાર જોશીની ભાષામાં નૈસર્ગિક તાજગી અવશ્ય જોઇ શકાય છે.

## (૨)

રાજેન્દ્રબાબુ: વ્યક્તિત્વ દર્શન ( હિંદી સંપાદન ઉપરથી અનુ: શ્રી બી. જે. કાપડી. પ્રકાશક ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા. પાનાં ૨૫૧ મૂલ્ય રૂ. ૩.૫૦)

અનુવાદોની વાત નીકળી છે એટલે કહી શકાય કે નવલકથા સિવાય બીજા ક્ષેત્રે એટલે કે જીવનચરિત્ર જેવા ગ્રંથો બાબતમાં પ્રકાશન ઓછાં થાય છે. ભારતના પ્રથમ રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે પોતે લખેલી આત્મકથાનો ગુજરાતી અનુવાદ ઉપલબ્ધ છે; પરંતુ તેમને માટે સમકાલીન મહાપુરુષોએ જે કહ્યું છે તેમાંથી તેમની પ્રતિભાનાં અનોખા તેજ ચમકી રહે છે. મૂળચંદ હિંદમા સમય સંપાદન મંડળની રાહબરી નીચે તૈયાર થયો છે જેમાં બનારસીદાસ ચતુર્વેદી, વિયોગીહરિ, યશપાલ જૈન, અશોક બાજપાઇ, ભટનાગર અને હરિભાઉ ઉપાધ્યાય મુખ્યત્વે છે. ડૉ. ઝાકીર હુસેને આમુખમાં કહ્યું છે: "મારું હીંદી શીખવાનું કારણ રાજેન્દ્રબાબુ જ હતા; એકવાર મેં તેમને હિંદીમાં પત્ર લખ્યો, મારું હિંદી ભાંગ્યુંતૂટયું હતું; તેમણે જવાબ ઉર્દૂમાં જ આપ્યો. પછીથી જ્યારે જ્યારે મેં તેમને લખ્યું, ત્યારે ત્યારે તેમના ઉર્દૂમાં જ ઉત્તરો આવતા. તેમણે કોઇને કયારેય કહ્યું નહિ કે ઉર્દૂ છોડીને હિંદીનો અભ્યાસ કરો.' આ પુસ્તકમાં ડૉ. રાધાકૃષ્ણન, મહાત્મા ગાંધીજી, વિનોબા ભાવે, ચક્રવર્તી રાજગોપાલાચાર્ય, લાલબહાદુર શાસ્ત્રી, સત્યનારાયણ સિંહા કાકાસાહેબ, બનારસીદાસ ચતુર્વેદી, રાજકુમારી અમૃતકૌર, યશપાલ જૈન, વિષ્ણુ પ્રભાકર, બનારસીદાસ ચતુર્વેદી, આચાર્ય તુલસી, રાજેન્દ્ર હાંડા, જાનકીદેવી બજાજ, ઇન્દ્ર સેન, તારકેશ્વરી સિંહા એમ દરેક સ્તરની વ્યક્તિનો અવાજ સાંભળવા મળે છે અને સૌની પોતાપોતાની શૈલીમાં વાંચતી વખતે જાણે કોઇ પાવક કથાના રસપ્રચુર પ્રકરણો વાંચતા હોઇએ તેવું લાગે છે. 'તેમની આત્મકથા ભારતીય લોક ચળવળનાં છેલ્લાં ત્રીસ વરસોનો ઇતિહાસ છે. (ટંડનજી) 'એકવાર તેઓ ( કજુલુરહેમાન ) કંઈક ફરિયાદ લઇને રાજેન્દ્રબાબુ પાસે પહોંચ્યા. રાજેન્દ્રબાબુ સદાકત આશ્રમમાં જમીન પર બેસીને રેંટિયો કાંતી રહ્યા હતા. મૌલાનાએ ત્યાં પહોંચીને કંઇપણ કહ્યા વિના રાજેન્દ્રબાબુને જેમતેમ ગાળો ભાંડવી શરૂ કરી દીધી. રાજેન્દ્રબાબુ પર આની કંઇ અસર જ ન થઇ. આ દરમિયાન મૌલાના ચૂપ થઇ ગયા હતા. તેમને ચૂપ જોઇ રાજેન્દ્રબાબુએ પૂછયું: કેમ મૌલાના સાહેબ, આપની ગાળો પૂરી થઇ કે: મૌલાના પર આની એટલી અસર થઇ કે તેમના આંખો ભરાઇ અને તેમણે દોડીને બાબુના પગ પકડી લીધાં' ( સત્યનારાયણ સિંહા) "નિવૃત્તિ લીધા પહેલાં રાષ્ટ્રપતિજીએ સંસદના સભ્યો સમક્ષ છેલ્લું ભાષણ આપ્યું તેના શબ્દો તેમના સાર્વજનિક જીવનના નિચોડરૂપ હતા. તેમણે રાષ્ટ્રને ચેતવણી આપી કે જો આપણી ચુંટણી પદ્ધતિ આ આ પ્રકારની ખર્ચાળ રહેશે તો ભારતમાં લોકશાહીનું ભવિષ્ય ઉજ્જવળ નહિ રહી શકે. ખર્ચ વધવાથી રાષ્ટ્રીય નેતાઓએ રાજદ્વારી પક્ષોએ / હરહંમેશા શ્રીમંતોના પ્રભાવમાં - રહેવું પડશે અને ગરીબ જનતાના હિતોનું રક્ષણ કરી શકશું નહિ.' ( શ્રી મન્નારાયણ ). હું પરદેશના લોકો આગળ કહેતો: અમારા રાષ્ટ્રપતિ એક ખેડૂત જેવા જ લાગે છે. તેમનો ચહેરો, અનિદ્વિગ્ન અમળાની તેમની

વિનમ્રતા ને પોશાક પણ; ઇંગ્લાંડના રાજા જેમ નાવિક હોય છે, અકબર બાદશાહ જેમ વણકરનું કામ શીખ્યા હતા તેવી જ રીતે અમારા રાજેનબાબુ નખશિખ બેદુન જ છે. (કાલેનકર) 'મારા માટે તેમનો પ્રેમ એક એવી ચીજ છે જેને માટે કદાપિ પણ પુરેપુરો આભાર વ્યક્ત કરવા સક્ષમ થઇ શકીશ નહિ કે ન તો તેમને ભુલી શકીશ.' (રાજાજી) તેમનો ચહેરો અને આંખો ભુલાઇ શકે તેમ નથી' (નહેરુ) 'રાજેન્દ્રબાબુ પટણાથી મુગલસરાઈ જઇ રહ્યા હતા. આ પેસેંજર ગાડી દરેક સ્ટેશને ઊભી રહેતી હતી. હું આ ગાડીમાં ભાગ્યજોગે તેમનાજ ડબ્બામાં ચડયો. મેં પૂછયું: 'કયાં જઇ રહયા છો?' 'પેસેંજર ગાડીમાં મુસાફરી શા માટે કરી?' ત્યારે તેઓ ખૂબ હસ્યા અને એવું લાગ્યું કે જાણે તેમણે મારી પાસેથી જ જાણ્યું કે આ લોકલ ગાડી છે. તેમણે કહ્યું, 'ચાલો, કંઈ વાંધો નહિ' (શાસ્ત્રીજી) રાજેન્દ્રબાબુ એક એવી વ્યકિત છે જેને હું ઝેરનો પ્યાલો આપું તો પણ નિઃસંશય પી જશે. (ગાંધીજી).

આવા સેંકડો બલ્કે હજારો પ્રસંગોનું સંપાદન ભારે કુશળતાથી કરવામાં આવ્યું છે. મૂળ પુસ્તકમાંથી કેટલાંક સંસ્મરણો જતાં કરવાં પડયા છે કેમકે પુસ્તકનું કદ પૂર્વનિર્યોજિત હતું. આશા છે કે બીજા ભાગ રૂપે બાકીના પ્રસંગો આવરી લેવામાં આવે. પુસ્તક વાચતી વખતે રાજેન્દ્રબાબુની સાચી પ્રતિમા આંખસમક્ષ ખડી થાય છે. શ્રી બી જે કાપડી જેવા ઊંચા ગજાના એક ગુજરાતી વિષયને ઝડપી અનુવાદ કર્યો તે આનંદની વાત છે.

## એમને ક્ષમા આપો

ઇ. સ. ની નવમી સદીમાં મન્સુર હિલાજ સૂફીમતના મહાકવિ થઇગયો. 'ઇશ્વર એક છે, એના જેવો બીજો કોઇ નથી' એમ ત્યારે ઇસ્લામના ધર્મગુરુઓ માનતા. પણ આ મન્સુરે તો કહ્યું: 'હું ખુદા છું.' આમ કહ્યું એટલું જ નહી એનો જબરદસ્ત પ્રચાર પણ એ કરતો રહ્યો. ઇસ્લામધર્મીઓ આથી છંછેડાયા. મન્સુરને પકડવામાં આવ્યો. કાજીએ એને શિરચ્છેદની સજા કરી.

એને મુકરર સ્થળે લઇ જવામાં આવ્યો. પહેલાં એના હાથ કાપવામાં આવ્યા. સૂફીવાદની પરિભાષામાં મન્સુરે હસીને કહ્યુ:

'ભલે તમે હાથ કાપ્યા પણ પ્રિયતમ (ઇશ્વર) સાથેનો મારો સંબંધ તમે કાપી શકતા નથી.' પછી એના પગ કાપવામાં આવ્યા. હસીને મસ્ત કવિ બોલ્યો :

'આ પગોથી હું જગતનો પ્રવાસ કરતો હતો, ભલે તે કપાયા, પણ પ્રિયતમ (ઈશ્વર) પાસે જવાના મારા બીજા પગો તમે કેમ કાપી શકશો ?'

જલ્લાદે એની આંખો કાઢી. મન્સુરે ત્યારે જણાવ્યું :

'આ દુન્યવી વસ્તુઓ જોનાર આંખો ભલે ગઇ પણ પ્રિયતમ (ઇશ્વર)ને જોનાર મારી દિવ્યદ્રષ્ટિ ક્યારની યે જાગૃત થઇ ગઈ છે.'

જે જીભ કાપવા પછી પણ પોતે સ્મિત જારી રાખ્યુ હતું તે જીભ કાપતાં પહેલાં કાપનારને મન્સુરે જરાવાર થોભી જવાની વિનંતી કરી ને મોટેથી પોતાના દિલદાર પ્રભુની પ્રાર્થના કરી:

'આ માણસો ઉપર દયા કરી એમને ક્ષમા આપો.'

કેમ જાણે નવસો વર્ષ પછી ઇસુખ્રિસ્ત વધસ્થંભ આમાંથી કરીને એકવાર ક્ષમા ન આપતા હોય! વિરોધીને આવી ઘડીએ ક્ષમા આપવાનું ઇચ્છનારી માનવજીવનની આ કેટલી ઉત્કૃષ્ટ સાધના છે!

# સ્વામી આનંદનાં

## લખાણોની ગ્રંથમાળા

સ્વામી આનંદ સંતમતના રામકૃષ્ણાનુયાયી સાધુ છે મુંબાઇ, ગુજરાત, મહારાષ્ટ્ર, ઉત્તર હિંદ ને ઉત્તરાખંડના પહાડોમાં અનેક સંસ્કારી કુટુંબોમાં વડીલ કે ગુરુજનને નાતે જાણીતા છે. દેશનાં રાજકીય-સામાજિક આંદોલનો તથા હરિજન, આદિવાસી કે વિપદ્ગ્રસ્તોની સેવાનાં ક્ષેત્રોમાં, એમણે દેશના સર્વશ્રેષ્ઠ વડા નેતાઓ જોડે સાથી તેમ જ સેવકને નાતે અરધી સદીથી વધુ સુધી દેશની ને સમાજની ઊંચી સેવાઓ કરી છે.

એંશી ઉંમરે પહોંચેલા સ્વામી ઊંચી હરોળના વિચારક અને લેખક છે. હિંદી, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી સરખી જ આસાનીથી બોલેલખે છે. વિશેષ કરીને ગુજરાતી જ પોતાની આગવી શૈલીમાં લખે છે. અવારનવાર સામયિકોમાં પ્રગટ થતાં એમનાં લખાણોનો જશાતરા આસ્વાદ પામી ઊભો થએલો એવો એમની કલમનો ચાહક વર્ગ વર્ષો થી ગુજરાતમાં છે.

એમનાં છેલ્લાં ૩૦-૩૫ વર્ષનાં લખાણો (નિબંધો, ચરિત્રકથાઓ, ચર્ચા અવલોકનો, પ્રસ્તાવનાઓ, રજૂઆત, મુક્ત અનુવાદો કે સંક્ષેપો વગેરે)નો સંગ્રહ એક મધ્યસ્થ ટ્રસ્ટ સમિતિના અંકુશ તથા ઘટતા સંપાદન હેઠળ, એકધારા કદ કાગળ છાપ તથા બાંધણીવાળી પુસ્તકમાળા રૂપે પ્રગટ કરવાની યોજના 'બાલગોવિંદ પ્રકાશન' તરફથી કરવામાં આવી છે. એમાં સુઘડ છાપેલાં દરેક આશરે ૨૦૦ કે વધુ પાનાંનાં, પાકી બાંધણીનાં આશરે ૧૨ પુસ્તકો થશે; ને તેની વેચાણ કિંમત, ટપાલ, રજિસ્ટ્રી, પેકિંગ અથવા બીજી ખરાજાત મળી કુલ્લે રૂ. ૧૨૦ ની આસપાસ થવા જશે. તા. ૩૦ મી જૂન ૧૯૬૭ સુધીમાં રૂ. ૧૦૦ એકસામટા અગાઉથી ભરીને હાલની યોજનાના સભ્ય થનારને યોજના હેઠળ પ્રગટ થનારું દરેક પુસ્તક દર વેળાએ ટપાલ-રજિસ્ટ્રીથી અગર બીજી રીતે કશી વધુ ખરાજાત વગર ઘેરબેઠાં પહોંચતું કરવામાં આવશે. રસ ધરાવનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો:

બાલગોવિંદ પ્રકાશન,
ગાંધી માર્ગ
અમદાવાદ

રચનાનું જ મહત્ત્વ હોય છે એક ખડબચડું કાસ્ટિંગ જીવંત કૃતિ બની જાય છે. રેડિયોગ્રાફિ પદ્ધતિથી ટેસ્ટ કરવામાં આવેલ પોલાદનો માઇક્રોગ્રાફ આકર્ષક રૂપ ધારણ કરે છે મુકુંદનું વલણ આધુનિક રચના તરફ હોય છે—પછી એ ચિત્ર રચના હોય, કે પોલાદ રચના



## મુકુંદ એટલે પોલાદ

# વૈષ્ણવજન

વર્ષ : ૫ માર્ચ : ૧૯૬૭ અંક : ૧૨

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ ટૂંક, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૧, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

રૂપાયતન વતી : પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી, સંપાદક નવીન ગાંધી, રામકૃષ્ણ નગર રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેંક લી૦

(રજીસ્ટર્ડ ઓફિસ અમદાવાદ)

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ,<br>નવરંગપુરા,<br>અમદાવાદ-૯ | સહકાર ભવન,<br>ઢેબરભાઈ રોડ,<br>રાજકોટ |



## ગુજરાતના ખેડુતોની તેમની જરુરિયાત ૧૭૯ શાખાઓ દ્વારા પૂરી પાડનારી રાજ્યની કેન્દ્રિય સંસ્થા

(તા. ૩૧-૧૨-૬૧ સુધીની માહિતી દર્શાવતા આંકડા)

ગુજરાત રાજ્યમા જમીન ધારણ કરનાર વર્ગની ખેતીના વિકાસ અને પિયતની સગવડ વધારવા માટે નવા કૂવા ગાળવા અને જૂના કૂવાઓની મરામત માટે ઓઈલ એન્જીન ઇલેકિટ્રક મોટર અને પમ્પીંગ સેટસ ટ્રેકટર વિગેરે આનુષંગિક હેતુ માટે ૧૭૯ શાખાઓ દ્વારા લમ્બા ગાળાનુ ધીરાણ કરતી રાજ્ય વ્યાપી આ સહકારી સસ્થા છે સૂચિ લાખથી વિશેષ સખ્યા ધરાવતી આ સંસ્થાએ અત્યાર સુધીમાં ૧૯૧૨ ટ્રેકટર ૭૧,૩૩૮ એ૬૯ એન્જીન મોટર પમ્પ ૯૮,૯૬૫ કૂવા માટે તથા અન્ય હેતુઓ માટે મળી કુલ રૂ. પચાસ કરોડ અને તેતાલીસ લાખનું ધીરાણ કરેલ છે.

| | કરોડ-લાખ |
|---|---|
| ભરપાઈ થયેલ શેર ભડોળ | ૩-૫૭ |
| ડીબેન્ચર્સથી મેળવેલ થાપણ | ૪૨ ૭૦ |
| અનામત તથા અન્ય ફડો તથા પુરાંત | ૦-૭૫ |

| | | |
|---|---|---|
| ઉદયભાણુસિંહજી<br>યુવરાજ સાહેબ ઓફ પોરબંદર<br>પ્રમુખ | હરિપ્રસાદ હ. ત્રિવેદી<br>આઇ. એ. એસ. રીટાયર્ડ<br>મેનેજીંગ ડીરેકટર | મગનભાઇ ર. પટેલ<br>ઉપ-પ્રમુખ |

# સ્વામી આનંદનાં

## લખાણોની ગ્રંથમાળા

સ્વામી આનંદ સંતમતના રામકૃષ્ણાનુયાયી સાધુ છે. મુંબાઇ, ગુજરાત, મહારાષ્ટ્ર, ઉત્તર હિંદ ને ઉત્તરાખંડના પહાડોમાં અનેક સંસ્કારી કુટુંબોમાં વડીલ કે ગુરુજનને નાતે જાણીતા છે. દેશના રાજકીય-સામાજિક આંદોલનો તથા હરિજન, આદિવાસી કે વિપદ્ગ્રસ્તોની સેવાનાં ક્ષેત્રોમાં, એમણે દેશના સર્વશ્રેષ્ઠ વડા નેતાઓ જોડે સાથી તેમ જ સેવકને નાતે અરધી સદીથી વધુ સુધી દેશની ને સમાજની ઊંચી સેવાઓ કરી છે.

એંશી ઉંમરે પહોંચેલા સ્વામી ઊંચી હરોળના વિચારક અને લેખક છે. હિંદી, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી સરખી જ આસાનીથી બોલેલખે છે. વિશેષ કરીને ગુજરાતી જ પોતાની આગવી શૈલીમાં લખે છે. અવારનવાર સામયિકોમાં પ્રગટ થતાં એમનાં લખાણોનો જરાતરા આસ્વાદ પામી ઊભો થએલો એવો એમની કલમનો ચાહક વર્ગ વર્ષોથી ગુજરાતમાં છે.

એમનાં છેલ્લાં ૩૦-૩૫ વર્ષનાં લખાણો (નિબંધો, ચરિત્રકથાઓ, ચર્ચા અવલોકનો, પ્રસ્તાવનાઓ, રજૂઆત, મુક્ત અનુવાદો કે સંક્ષેપો વગેરે)નો સંગ્રહ એક મધ્યસ્થ ટ્રસ્ટ સમિતિના અંકુશ તથા ઘટતા સંપાદન હેઠળ, એકધારા કદ કાગળ છાપ તથા બાંધણીવાળી પુસ્તકમાળા રૂપે પ્રગટ કરવાની યોજના 'બાલગોવિંદ પ્રકાશન' તરફથી કરવામાં આવી છે. એમાં સુઘડ છાપેલા દરેક આશરે ૨૦૦ કે વધુ પાનાંનાં, પાકી બાંધણીના આશરે ૧૨ પુસ્તકો થશે, ને તેની વેચાણ કિંમત, ટપાલ, રજિસ્ટ્રી, પેકિંગ અથવા બીજી ખરાજાત મળી કુલે રૂા. ૧૨૦ ની આસપાસ થવા જશે. તા ૩૦ મી જૂન ૧૯૬૭ સુધીમાં રૂા. ૧૦૦ એકસામટા અગાઉથી ભરીને હાલની યોજનાના સભ્ય થનારને યોજના હેઠળ પ્રગટ થનારું દરેક પુસ્તક દર વેળાએ ટપાલ-રજિસ્ટ્રીથી અગર બીજી રીતે કશી વધુ ખરાજાત વગર ઘેરબેઠા પહોંચતું કરવામાં આવશે રસ ધરાવનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો:

બાલગોવિંદ પ્રકાશન,
ગાંધી માર્ગ,
અમદાવાદ-૧,

# વૈષ્ણવજનના

વૈષ્ણવજન-કાર્યાલય,
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨ (સૌરાષ્ટ્ર)

## ગ્રાહક બંધુઓને

થોડાક અપવાદ સિવાય મોટા ભાગના ગ્રાહકોનાં લવાજમ આ અંક સાથે પૂરા થાય છે. લવાજમ મનીઑર્ડરથી મોકલવાની અમારી સૂચના ગયા અંકમાં આવેલી તે અનુસાર મિત્રો તરફથી આ નવા વર્ષ માટે લવાજમ મળવું શરૂ થઇ ગયું છે. પણ બધા મિત્રોએ અમારી આ વિનંતી પર બહુ ધ્યાન નથી આપ્યું. લવાજમ મનીઑર્ડરથી મોકલાવો તો અમારી ઘણી મહેનત બચી જાય. આમ છતાં આપ જો મનીઑર્ડરથી ન જ મોકલી શકો તો વી. પી.થી મોકલવા અમને લખી જણાવશો ? આવતો અંક બહાર પડતાં સુધીમાં ઉત્તર નહીં મળે તો આપ ચાલુ રહેવા ઇચ્છો છો એમ સમજી આપને ક્રમાનુસાર વી. પી. મોકલાશે, જે સ્વીકારી લેવા વિનંતી છે. અને ચાલુ ન રહેવું હોય તો કૃપા કરી અમને વેળાસર જણાવશો જેથી અમને પોસ્ટેજનું અને અંક ચોળાઇને પાછો આવવાનું નાહકનું નુકસાન ન થાય. પત્રવ્યવહાર કરતી વખતે અથવા લવાજમ મોકલતી વખતે આપનું પૂરું નામ તથા ગ્રાહક નંબર લખવાં આવશ્યક છે. જેથી તુરત ધ્યાન આપી શકાય.

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૮–૦૦
" " પરદેશમાં શિલિંગ ૧૬–૦૦



# ધીરજની મહત્તા

ગુરુદયાલ મલ્લિકજી

પ્રકૃતિના અંતરમાં શાંતિ છે; એનું કારણ શું છે? એનું એક જ કારણ છે કે, તે ધીરજ રાખવાનું સારી પેઠે જાણે છે. તેના કામમાં એક જાતની નિયમબદ્ધતા છે, છંદ છે, જે સાચવીને તે પોતાના ધ્યેયમા અર્થાત પ્રત્યેક કૃતિમાં પૂર્ણતા મેળવવા સફળ થાય છે. અને જે કોઇ પોતાના જીવનનું ધ્યેય અને તે ધ્યેયના વિકાસની પદ્ધતિ જાણે છે તે ધીરજ રાખી શકે છે; તે શાંત રહી શકે છે.

પણ માણસની પ્રવૃત્તિઓમાં ઘણી વાર ચંચળતા, ઉતાવળ જોવા મળે છે. એનું કારણ છે તેની પોતાની અધીરાઈ. તે ઇચ્છે છે અને એવી આશા પણ રાખે છે કે, તેનું દરેક કામ જેમ બને તેમ જલદી સફળ થાય. પરંતુ તે ભૂલી જાય છે કે જેમ એક બીજ પોતાની રીતે, પ્રકૃતિની રીતે, અમુક સમયમાં જ ફળીભૂત થાય છે, તેમ માણસની દરેક પ્રવૃત્તિ પણ અમુક સમયમા જ સફળ થશે.

જેમ પ્રકૃતિના રાજ્યમાં, તેમ જ આધ્યાત્મિક જીવનના ક્ષેત્રમાં પણ, જે વ્યક્તિ ધીરજ રાખવાનું જાણે છે તે જ સત્યને આખરે ઓળખી શકે છે. એટલા માટે જ એક મહાપુરુષે કહ્યું છે કે, જેઓ ધીરજ રાખી શકે છે ફક્ત તેઓ જ સ્વર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવી શકે છે તેથી જ ધર્મનું એક અગત્યનું અંગ છે-ધીરજ રાખવાની શક્તિ અને તે શક્તિ કેવી રીતે કેળવવી એની પદ્ધતિ.

માણસની એક ભૂલભરેલી માન્યતા છે કે ધીરજ રાખવામાં તેનો સમય નકામો બરબાદ થઇ જાય છે. ખરી રીતે જેઓ ધીરજ રાખવાનું જાણે છે તેઓના જ સમયની વૃદ્ધિ થાય છે, એમ એક કહેવત છે ધીરજ રાખવાથી બાહ્ય દૃષ્ટિથી સમયનો જે નાશ થતો દેખાય છે, તે અંતરદૃષ્ટિથી પૂર્ણતા તરફ એક વધારે પગલું ભર્યા બરોબર છે

જીવનનું સાચું ધ્યેય તેનો સર્વાંગી વિકાસ છે. એ સર્વાંગીપણામા જ તેની સંપૂર્ણતા છે. અને જે કંઇ સંપૂર્ણ છે તે છંદમય છે; અને જે છંદમય છે તેના વિકાસના વાતાવરણમાં અવકાશ છે. એ જ અવકાશનું એક અગત્યનું રૂપ છે ધીરજ ધરવી તે.



# પરિભ્રમણ

આશુતોષ

## રે મહાકાલ !

મહાકાલને પણ કયાં ખબર હતી કે નાઈલ નદીને કાંઠે ચાર હજાર વર્ષોથી માનવજાતની વણથંભી કૂચ નિહાળી રહેલી અબુ સિમ્બેલ મંદિરોમાં બેસાડેલી રાજા રેમસીસની કદાવર શિલ્પાકૃતિઓ, જળાશયમાં ડૂબી જવાના ભયે, ટુકડેટુકડામાં કપાઈ, ૨૦૦ ફૂટની વધુ ઉંચાઈએ પુનઃ પ્રતિષ્ઠા પામશે ! છતાં આવું ભગીરથ અને કપરું કાર્ય વિશ્વના માનવીઓએ ભેગા મળીને પાર પાડયું છે. વિશ્વના આગળ પડતા રાષ્ટ્રોએ મળીને પૈસો એકઠો કર્યો; વિશ્વખ્યાત ઇજનેરો અને જગમશહૂર ઇટાલિયન પથ્થરખોદ કારીગરોની, દિવસો અને મહિનાઓની, ચોકસાઈભરી રાતદિવસની અખંડ આરાધના પછી, પાષાણમાં કોતરેલી વિરાટ શિલ્પોના ઊભા અને આડા ચોસલા કરવામાં આવ્યા, જેમાં એકનું વજન તેરથી માંડી તેત્રીસ ટન સુધી થવા જતું હતું. રેતીના પથ્થરમાંથી મૂર્તિઓ કંડારેલી હોવાથી ખાસ ધ્યાન એ રાખવાનું હતું કે શિલ્પનું જરાપણ ખંડન ન થાય; હીરાની ધાર ચડાવેલા ખાસ ઓજારો, નિષ્ણાતોના સાથી દેખરેખ નીચે કારીગરો ઉપયોગમાં લઈ રહ્યા હતા. મંદિરો માટેની નવી જગા બસો ફૂટ ઊંચે પસંદ થઈ હતી અને ત્યાં સુધીનો પાકો રસ્તો તૈયાર કરવામાં આવ્યો હતો; શિલ્પના જુદા જુદા ચોસલાઓને ભારે વજન ઉંચકી શકતી ટ્રેઈલર ગાડીઓમાં રેતી અને રૂના ઓશિકા ઉપર, એક કાંકરી પણ ન ખરે તેવી રીતે જતનપૂર્વક ખસેડવામાં આવ્યા. આસ્વાન ડેમમાં પાણી ભરાતાં, 'નાસર' સરોવરમાં મૂળ જગા ડૂબી ગઈ છે તેની જ બરોબર ઉપર, બસો ફૂટની ઊંચાઈએ, પાષાણની ચારે ચાર વિરાટ આકૃતિને તેના મૂળ સ્વરૂપમાં સ્થપતિ અને શિલ્પીઓએ પાછી બેસાડી દીધી છે અને તેમના પગ નીચે ફક્ત દસબાર ફૂટ મહાનદીના પાણી ધૂઘવી રહ્યા છે. મૂળ કદાવર મૂર્તિઓના ૧૦૪૧ ભાગ કરવામાં આવ્યા હતા, તેમાંથી માત્ર પાંચ ટુકડાઓને સહેજ 'ઈજા' થઈ હતી; જ્યારે કેવળ બે, તૂટી પડયા હતા. સમયની સામે માનવીએ બાથ ભીડી હતી, નાઈલનાં પાણી ઊંચે ચડી રહ્યાં હતાં અને યોજનામાં જરા પણ ફેર પડે તો બધું જ પાણીમાં ગરકાવ થઈ જાય તેમ હતું. ૩૨૦૦ વર્ષો જૂની પાષાણ મૂર્તિઓને માનવીએ નવજીવન તો આપ્યું પણ તેમની આંખો, અનાદિ અનંત મહાકાલની જે લીલા નીરખી રહી છે–અને જે રીતે– તે માનવી શીખશે ખરો ?

## ડૉ. "ઓપી"

અણુબોમ્બના જનક ડૉ. રોબર્ટ ઓપનહીમરનું ૬૨ વર્ષની વયે અમેરિકામાં પ્રિન્સ્ટન ખાતે અવસાન થયું છે. તેમણે ૧૯૪૩–૪૫ના ગાળામાં અણુબોમ્બ સફળતાપૂર્વક બનાવ્યો અને તેનો માનવદ્રોહી અખતરો અમેરિકાની સરકારે હીરોશીમા અને નાગાસાકી ઉપર કર્યો અને જે પ્રલયકારી વિનાશ વેરાયો અને લાખો માનવજીવોની હત્યા થઈ તેનાથી સારી માનવજાત ચોંકી ઊઠી. વિનાશનું આવું ભયંકર શસ્ત્ર શોધ્યા પછી જગતને તેની અસરમાંથી બચાવવા એ જ વૈજ્ઞાનિક કશું કરી શકયા નહિ. તેમના નિકટના મિત્રો 'ઓપી' ના હુલામણા નામથી તેમને સંબોધતા. સામ્યવાદીઓ તરફ તેમની કુણી લાગણીઓથી અમેરિકાના સત્તાવાળાઓ સાવધાન થઈ ગયા હતા અને ૧૯૫૦ પછીના ગાળામાં અણુસંશોધનના ખાનગી દસ્તાવેજ જોવા માટે તેમને અપાતા નહિ. જો કે પ્રમુખ જોન્સને તેમનું જાહેરમાં બહુમાન કરેલું–૧૯૬૨ની સાલમાં. પણ છેલ્લા વર્ષોમાં તેમને મુક્તાદિલથી સંશોધન કરવાની તક મળી જ નહિ. જ્યાં સુધી માનવી અણુબોમ્બ નહિ ભૂલે ત્યાં સુધી આ વૈજ્ઞાનિકને પણ યાદ કરશે જ, કરશે.

## 'વેદ ભવન'

કલકત્તામાં હુગલી નદીને કાંઠે 'સામવેદ'

શીખવા માટે 'વેદભવન' શરૂ થાય છે જેમાં આર્ય ગુરુકુલ પદ્ધતિ પ્રમાણે ગુરુ 'શિષ્યોને સંસ્કૃતમાં ઋચાઓ ભણાવશે. દક્ષિણ ભારતમાં આ પ્રથા અસ્તિત્વમાં છે પરંતુ કલકત્તામાં ગુરુશિષ્યો એક જ પર્ણકુટિમાં સાથે રહીને પ્રાચીન આશ્રમનું જીવન જીવી શકશે તે બહુ મોટી વાત છે. ખરી રીતે ભારતના દરેક રાજ્યોમાં આવું 'ભવન' હોવું જોઈએ અને તેમાં ચારે વેદો ભણાવવાની સગવડ હોવી જોઈએ. આજે સંસ્કૃત ભાષાના પુનરુત્થાન અને પ્રચારની તાતી જરૂર છે કેમકે જે સમતોલપણું તે માનવસંસ્કૃતિને આપી શકે તેમ છે તે વિશ્વસંસ્થા મારફતે શક્ય બનવાની પૂરેપૂરી તક છે. વિશ્વના રાષ્ટ્રોની પરિસ્થિતિ આજે એવી છે કે તેમને વિજ્ઞાન દ્વારા વિનાશમાંથી બચવા જે કોઈ ઉપાય બતાવી શકશે તે તરણોપાય બની રહેશે; અને વેદ ભવન વિશ્વભવન બની રહેશે.

## ચિત્રમય જગત

જીવનમાં અને માનવ સંસ્કૃતિમાં કલાની જરૂર કેટલી તે તાજેતરમાં પ્રાગ ખાતે, 'કલા દ્વારા શિક્ષણની અખિલ વિશ્વ સંસ્થા' ના અઢારમા સંમેલનમાં તજ્જ્ઞોએ ભારે તર્ક-દલીલથી અને વિશ્વભરમાંથી આઠથી અઢાર વર્ષની ઉંમરના બાળકોનાં ચિત્રકામની પાશ્ચાદ્ભૂમાં સમજાવ્યું હતું. ઇટલી, ફિનલેન્ડ, યુગોસ્લેવિયા, બ્રિટન, હંગેરી, જાપાન, ન્યુઝિલેન્ડ, ઇજિપ્ત એમ ઘણાખરાં દેશોનાં બાલ કલાકારોએ પોતાની કૃતિઓ મોકલી હતી. તે બધાંના નિરીક્ષણ ઉપરથી આજના વિશ્વબાળકનું રસરૂપ આવિષ્કાર પામે છે. વિષયોની પસંદગીમાં તે વિજ્ઞાન તરફ અવશ્ય ઢળે છે—અવકાશયાત્રી, કે જેટ વિમાન, તેણે દોરેલી રેખાઓમાંથી આકાર પામશે. નાની વયનાં બાળકોની કૃતિઓમાં પ્રમાણ ભાન અને દૃષ્ટિના ઔચિત્યની ખામી દેખાતી હતી; મોટી વયનાં બાળકો વિષયની પસંદગીમાં ચોક્કસ હતાં અને લાગણી કે મનની સ્થિતિ વધુ સચોટ રીતે દર્શાવતાં હતાં જ્યારે નાનેરાં રંગોની મિલાવટમાં મોખરે રહેતાં. નિશાળ પ્રત્યે આકર્ષણ જન્માવવા બાળવયમાં ચિત્રકામ જરૂરી છે; પણ વય અને કેળવણી વધતાં, તેનો દૃષ્ટિવિકાસ વૈજ્ઞાનિક બનતો જાય છે. આ સંમેલનમાં જે વિચારો રજૂ થયા છે તે અભ્યાસ માગી લે છે—તેની મૌલિકતા ખાતર.

આજે બાળક મોટો થતો જાય છે તેમ તેમ શાળા વિષયોનું દબાણ એટલું વધતું જાય છે કે તેમના વ્યક્તિત્વનો વિકાસ સર્જનશીલ ભૂમિકા પર ન થયો હોય હોય તો તે કોઈ મેળનો નહિ રહે. જો કેળવણી તેનામાં રહેલ નૈસર્ગિક સર્જનશક્તિને વાચા આપે છે તેમાંથી જ તેને દુનિયાનો પડકાર ઝીલવાની આત્મશ્રદ્ધા પ્રાપ્ત થાય છે. વિજ્ઞાને આપણને ઢસરડામાંથી બચાવ્યા છે પણ સાથે સાથે વ્યક્તિનો, પરિશ્રમ દ્વારા સ્વયંસિદ્ધિનો આનંદ ઝૂંટવી લીધો છે. રૂઢિગત કલાકારનો વારસો પાંખો બનતો જાય છે. કુંભાર માટીના આકાર બનાવે છે તેમાં તેની પોતાની પ્રતિભાનો વિકાસ પણ અભિપ્રેત છે. આજે ટેકનોલોજીએ માનવ જીવનની ગતિને એટલી ત્વરિત બનાવી મૂકી છે કે આસપાસ નજર નાખીને, હૈયે કોઈ ચિત્રને સંઘરવાનું પણ બનતું નથી—દેખાય છે આછેરી ધુમ્મસછાઈ રેખાઓ! ટેલિવિઝનમાં લાખો પ્રેક્ષકો એક જ દૃશ્ય જુએ ત્યારે પોતપોતાની રીતે જગતને નિહાળવાનું સ્વાતંત્ર્ય ગીરો મૂકે છે. સર્જકની ચેતનાએ જાગૃત રહેવું પડે છે કેમકે તેણે ચોતરફનું વાતાવરણ હૃદયમાં ઉતારવું પડે છે.

પ્રો. સામ બ્લેક એવી ચેતવણી ઉચ્ચારી કે જેમ વિજ્ઞાનનો વિકાસ થશે તેમ આનવીને ફુરસદ વધુ રહેશે અને આવી ક્ષણોનો ઉપયોગ નહીં આવડે તો નવરાશ નખ્ખોદ વાળશે. માટે આજથી નિશાળમાં બાળકોને સમયનો સદુપયોગ કરતાં શીખવવું જોઈએ અને તેની સર્જનશક્તિ કેમ ખીલે જેથી કરી સર્જનનો આનંદ મેળવતા તે શીખી લે.

સર હર્બર્ટ રીડ નામના વિદ્વાને કહ્યું કે આજે વિશ્વની મોટી કરુણતા એ છે બાળકની કલ્પનાને કુંઠિત કરી દેવામાં આવે છે. પશ્ચિમ બર્લિનના ડૉ. સોઈકા વધુ વિશદ છણાવટ કરે છે. એ કહે છે કે કલા અને વિજ્ઞાન પરસ્પર વિરોધી બળ

નથી, બન્ને સત્યને શોધે છે, અને બન્નેમાં એક સર્જકપ્રતિભાની આવશ્યકતા છે. જો કાંઇ ફેર હોય તો સત્યને શોધવાની રીતમાં છે. કલાકારને સૂર્યોદયમાં નીત નવીનતા લાગે છે; વૈજ્ઞાનિકને તેમ નથી થતું. મીસ એલિનોર હીપવેલે એક સરસ દલીલ કરી કે સામાન્ય માણસને શું જોઇએ છે તેની કોઈ કેમ તપાસ નથી રાખતું? પોતાની આસપાસ પણ એક જોવા જેવી દુનિયા છે તેવો રસ આમજનતામાં કેળવવો જોઇએ. નહીંતર કલાકારની કૃતિ તેઓ શું સમજવાના! સૌથી વધુ હૃદયસ્પર્શી વાત સંમેલનના પ્રમુખ ઓસ્ટ્રેલિયાના ડૉ. જરોમીર ઉર્ઝ્દિલે કહી. તેમણે પોતાના દેશના દાખલો આપી કહ્યું કે સમાજમાં જેઓ માનસિક અને શારીરિક રીતે અશક્ત છે તેમની સુરઝતી પ્રતિભાને બચાવવા કલાનો આશરો લેવો જોઇએ. તેમનામાં લઘુતા ગ્રંથિ હોવાથી તેમની પ્રતિભાનો વિકાસ રૂંધાય છે. પણ જો કલાદ્વારા તેમની સર્જનશક્તિને આવિષ્કારની તક મળે તો તેમનું આત્મબળ પુનઃ પ્રાપ્ત થશે જેમકે આંધળા માણસોના ગ્રાફિક ચિત્રોમાં એવું જોવા મળશે જે સામાન્ય અને દેખતા માણસના સર્જનમાં ન હોય. ખાસ કરીને માનસિક રોગના દરદીઓમા ચિત્રકલા ભારે મદદરૂપ બને છે. અંતમાં કલા દરેક મનુષ્ય માટે છે-પણ બધા જ મનુષ્યો કલાકાર નથી હોતા. ટેલિવિઝન, ફિલ્મો, સામયિકો દ્વારા લોકોનું ધોરણ ઊંચુ લાવવા માટે કલાકારોની સવિશેષ જરૂર છે, કેમકે આ બધા, Mass Media બહુજન પ્રચારનાં સાધનો છે. ઝેકોસ્લોવેકિયામાં તો એક ખડી કલા સમિતિનું એ જ કામ છે કે સામાન્ય જાહેરાતો તથા સમાજમાં રોજીંદી વપરાતી ચીજોની ડીઝાઇન તે પાસ કરે પછી જ ત્યાં જનતા સમક્ષ મૂકાય. આખી માનવ જાતને એક તંતુએ એક સાથે જોડનારી કલા જ છે કેમકે તેની ભાષાને સ્થળ-કાળનું બંધન નથી. જગતને ચિત્રોથી રજૂ કરવામાં આવે તો તેનો આનંદ ચીન, આફ્રિકા કે અમેરિકાના માનવોને એક સરખો જ થશે.

## પથ્થર કોણે ફેંક્યો?

વડાપ્રધાન ઇન્દિરા ગાંધી ઉપર ભુવનેશ્વર ખાતેની એક સભામાં પથ્થર ફેંક્યો જેને લીધે તેમને નાક પર ઇજા થઇ હોસ્પિટલમાં રહેવું પડયું. કલાપીની ચેલી પ્રખ્યાત પંક્તિઓ યાદ આવી જાય છે જેમાં એક પંખીની ઉપર ભુલભુલમાં પથરો ફેંકાય જાય પણ પછી ફેંકનારને પશ્ચાત્તાપ થાય છે; અને પાસે ઊભેલી નિર્દોષ ગાય સાથે પોતાને સરખાવી, અભય વચન આપતાં કહે છે.

'રે પંખીડા સુખથી ચણજો ગીત વા કાંઇ ગાજો!'

પરંતુ ઇન્દિરાબેનને કોઇએ આવું કહ્યું નહિ તેમજ ગુનેગાર વિદ્યાર્થી (?)એ માફી પણ માગી નહિ. આમાં કોઇ ગંભીર સવાલ ઊભો થતો હોય તો આજની ઊછરતી પેઢીની સંસ્કૃતિનો છે. બાલમંદિરમાં બાળક જાય છે અને 'પપ્પા' 'ડેડી' બોલતાં શીખે છે ત્યારે માબાપનો હરખ જાણે માતો નથી. તેઓ એમ માને છે કે બા અને બાપુને બદલે, આ શબ્દોથી, કેળવણીમાં અમેરિકાની લગોલગ પહોંચી ગયા છીએ. પછી આવે છે શાળાની કારકિર્દી. ત્યાં મોટે ભાગે શિક્ષકને બાળક તરફ જોવાની ફુરસદ નથી; તે મોટે ભાગે વર્ગ બહાર રખડે છે. જેમતેમ કરી મેટ્રિક પાસ થાય છે. પછી કોલેજમાં તે પોતાને કોઇ આઝાદ નેપોલિયન બોનાપાર્ટ માને છે. તેનું માનવું એવું છે કે સિનેમા જોઇને તેના છાકટાવેડાનું પ્રદર્શન છોકરીઓની હાજરીમાં થાય તે જ આધુનિકતા છે. તેના માબાપને તેની પ્રગતિ જોવાનો સમય નથી તેમ તેની બેશિસ્ત ભરી વર્તણુક અટકાવી શકતા નથી. પરિણામે આજની ઊછરતી પેઢીમાં ભારતીય સંસ્કૃતિના મૂળ તો નથી જ પણ બીજી કોઇ સંસ્કૃતિ તો હજુ તેનાથી ઘણી દૂર છે. અર્ધવિકસિત, અલ્પદગ્ધ, દિશાશૂન્ય યુવક-યુવતીઓ સમુદ્રમાં કાષ્ટના ટુકડા પેઠે ધ્યેયવિહોણા સમય વીતાવે છે. ઘણીવાર વિચાર કરતાં અક્કલ બહેર મારી જાય કે આપણી રાષ્ટ્રીય સરકારે જે ફીલ્મ સેન્સર બોર્ડ રચ્યું છે તેમાં કોઇ બુદ્ધિશાળી માણસો બેસે છે કે તરગાળા ભેગા કર્યા છે? તદ્દન હીન-હલકી કક્ષાનાં ચલચિત્રોને 'A' તથા 'U' સર્ટિફિકેટ આપતાં પહેલાં બોર્ડના

સભ્યોને પોતાની, અને દેશ પ્રત્યેની જવાબદારીનું ભાન છે? હોલીવૂડનાં ચલચિત્રોમાંથી આજનો યુવક–અથવા યુવતી ફેશન પરસ્ત બનવા મનસૂબો સેવે છે અને ચૂંટણી સભામાં પણ હાજરી આપવા જાય છે. લાલ, બાલ પાલ, કોણ હતા, તિલક, રાનડે, ગાંધીજીએ દેશ માટે શું કર્યું તેમાં તેને જરા રસ નથી. તેની પાસે પ્રશ્નો આ છેઃ વેસ્ટ ઇન્ડીઝનો કેપ્ટન સોબર્સ અંજૂ તરફ કેમ આકર્ષાયો! ફિલ્મી અભિનેતાઓ કેવો પોષાક પહેરે છે! અભિનેત્રીઓ બાથ માટે કયા સ્વીમીંગની સૂટની પસંદગી કરે છે? અને ફિલ્મ સંગીત! બાપરે! વિવિધ ભારતી વખતે દરોડો જોજો, અને દરરોજ બપોરે એકથી ત્રણ ભારતના ગામેગામની બપોરીની શાંતિમાં ખલેલ પાડતો રેડિયો નો બકવાટ કાનમાં જવા દેજો' આવો કોઇ બેજવાબદાર, આજની પેઢીનો પ્રતિનિધિ, વડાપ્રધાન તરફ પથ્થર ફેંકે તેથી શું થઇ ગયું? અગર તે પથ્થર ઇન્દિરા ગાંધીને ઇજા પહોંચાડે તેનું પણ કાંઇ મહત્વ નથી. પોક મૂકીને રડવાનું તો ત્યારે આવશે જ્યારે આવતી કાલના નાગરિક તરીકે દેશનું સુકાન તેના હાથમાં આવશે: ત્યારે નાવને કયાં હંકારી જશે?

## વિરલ શોધ

તાજેતરમાં સ્પેઇનની નેશનલ લાઇબ્રેરીમાંથી ૭૦ પાનાની અમૂલ્ય હસ્તપ્રત હાથ લાગી છે. આજથી બે સદીથી ગૂમ થએલી મનાતી, વિશ્વખ્યાત કલાકાર લિઓનાર્દ વીન્સીની નોંધો તેમજ ચિત્રો તેમાં સંગ્રહાયેલા છે, તેની શોધ વીસમી સદીની એક આશ્ચર્યકારક ઘટના ભવિષ્યના ઇતિહાસકારની કલમે ગણાશે. આ ચિત્રોનું મૂલ્ય આજે અનેકગણું વધી જાય છે કેમકે આજથી સાડાસો વર્ષ પહેલાં વિષય અને વસ્તુ પસંદ કરવામાં કલાકારની કેવી ભવિષ્યદષ્ટિ હતી તે જોતાં તેની પ્રતિભા માટે માન વધી જાય છે. 'મોના લીસા' અને 'ધી લાસ્ટ સપર' લિઓનાર્દની ચમત્કૃતિઓ છે જે આજે પણ કલાની દૃષ્ટિએ નિત્યનવીન લાગે છે. પરંતુ કહેવાય છે કે ચિત્રો કરતાં પણ આ કલાકારોની નોંધો વધુ કિંમતી છે. અને અનેક દૃષ્ટિએ તેનું મહત્ત્વ વિશ્વવ્યાપી બનવા સંભવ છે. આ નવી શોધને દુનિયા સમક્ષ મૂકતાં કદાચ થોડો સમય લાગશે પણ જ્યારે મૂકાશે ત્યારે ઇતિહાસનું સર્જન થશે.

## મતદારનો મિજાજ

ચોથી ચૂંટણીના પ્રારંભે વિદેશમાં પણ અમંગલ આગાહીઓ થઇ હતી. ભારતની લોકશાહીનો વિકાસ ઘણાને ખૂચે છે. કમનશીબે આપણો પુખ્તમતાધિકાર નિરક્ષર પ્રજાનો છે એ એક મોટી કરુણતા છે વળી રદબાતલ થતાં મતોની સંખ્યા ચોંકાવનારી છે એટલું જ નહિ મતદાન મથકે જે છબરડા વળે છે તે પણ અભ્યાસ માગી લે છે. ગામડાની નિરક્ષર જનતાને તો આ એક ફારસ જ હશે, કેમકે કોને મત આપવો, શું કામ આપવો, કેવી રીતે આપવો તેની કાંઇ જ અનાગમ તેને નથી છતાં મત તો અચૂક આપે છે. પછી સિક્કો, મતપત્રકને બદલે ટેબલ ઉપર મારે તો પણ તેને આત્મસંતોષ છે, છેલ્લી ચૂંટણીના પરિણામો આશ્ચર્યજનક આવશે એમ સહુને ખબર હતી છતાં ધુરંધરોના પરાજય તરફ ખેદ વ્યક્ત ન થાય તો અવિવેક ગણાય. કોંગ્રેસને ખબર હતી કે આમજનતાને પેટમાં કયાં દુઃખે છે. વળી જે અસંતુષ્ટ તત્ત્વો રિસાઇ બેઠા હતા તેમના તરફથી પણ દિલચાલ થશે જ એ સૌ જાણતું હતું ટિકિટોની વહેંચણી માટે પક્ષમાં મતભેદ હતો. એટલે જે કાંઇ બન્યું છે તેમાં આશ્ચર્યનું કોઇ તત્ત્વ નથી. સંકટમાં તો સહુએ એક થઇ જવાનું હોય છે. કેરળ અને મદ્રાસમાં વિરોધ પક્ષની સરકાર શું કરે છે તે પણ ધડો લેવા જેવી બાબત બનશે જ્યાં મિશ્ર સરકારો રચવાનો પ્રસંગ આવશે ત્યાં ચબરાકબુદ્ધિની જરૂર પડશે કેમકે હવે પછીના જનસંઘ અને સ્વતંત્રપક્ષની આવગણના થઈ શકશે નહિ જ્યાં સુધી ભાવની સપાટી નીચે આવે નહિ અને લોકોને ખોરાકની જરૂરિયાતોમાં હાલાકી ભોગવવી પડશે ત્યાં સુધી સત્તાધારી પક્ષને નિરાંત રહેશે નહિ. અત્યાર સુધીની ચૂંટણીમાં નહેરુ ધ્રુવતારક હતા. ચોથી ચૂંટણીથી મતદાર કેન્દ્રમાં આવ્યા છે. હવામાન વિષે જેમ વાયુશાસ્ત્રીઓની

આગાહી સાચી પડતી નથી તેમજ મતદારના વર્તન વિષે કંઈ કહી શકાતું નથી. તેનો મિજાજ એ લોકશાહીનો મિજાજ છે. તેને કેળવવો જ ઘટે.

## અણકથી વાર્તા

જનરલ કૌલની ' The Untold Story ' ના પ્રકાશને એક ચર્ચાસ્પદ મુદ્દો ઉભો કર્યો છે. સામાન્ય રીતે લશ્કરની નોકરીમાંથી નિવૃત્ત થએલા ઉચ્ચ અફસરો પાસે અનેક ખાનગી માહિતીઓ હોય છે. વળી તેમને અવારનવાર ઉચ્ચ કક્ષાએ કેબિનેટના પ્રધાનો અથવા વડાપ્રધાનને મળવાનું બને છે. ત્યારે થતી વાતચીતનો ભવિષ્યમાં ઉપયોગ થશે એવો ખ્યાલ કોઈને હોતો નથી. એટલે લશ્કરી દફતરો રજૂ કરી, પોતાની નિર્દોષતા અથવા નિષ્ફળતા સિદ્ધ કરવાનો કોઈ પાછળથી પ્રયાસ કરે તો તેમાં ઔચિત્ય વિષે શંકા થવાની જ. વળી આજ લેખકના વિધાનોને પડકાર ફેંકી શકે તેવા પ્રતિસ્પર્ધીઓ પણ લશ્કરની પાંખમાંથી મળવાના. આ બધા વિવાદોની અસર લશ્કરમાં, નીચેના અમલદારો તેમજ સૈનિકો ઉપર પડવાની. દેશના સંરક્ષણનો પ્રશ્ન હોય ત્યારે લોકશાહી બકવાદની છૂટ કેટલે અંશે હોઈ શકે? લશ્કરમાં પણ હિત મોખરે હોય છે તો આવી પડદા પાછળની વાતો જાહેરમાં કેટલે અંશે મૂકી શકાય, તેમજ તેના પ્રકાશનથી લોકશાહીની માંગ અને દેશને નુકસાન બન્ને થવાના હોય તો પસંદગી કોની કરવી? જે વાર્તા, કથા થતા સર્જાણી નથી તેનું ગાન શા માટે?

## કાબુલીવાલા

કાબુલીવાલા સાથે આપણો નાતો કેટલાં વર્ષોથી? રવિન્દ્રબાબુની મીની અને રહમ-કાબૂલેની શીખી ત્યારથી. આજે સૂકો મેવો અસલ મોંઘો બન્યો છે પણ અફઘાનીસ્તાને વર્ષોથી આપણી જરૂરિયાત પૂરી પાડી છે. આવા દેશના રાજા અહમદ ઝહીરશાહ ભારતની મુલાકાતે આવ્યા એટલે આ બધું યાદ આવે છે. રશિયાને કોઈ રાજાશાહી સાથે આત્મીય સંબંધ હોય તો અફઘાન રાજા સાથે. અને ઝહીરશાહના રાણી, કોઈ પર્દાનશીન ઓરત નથી: સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવતાં પાશ્ચાત્ય રહેણીકરણીનો સ્વીકાર કરતું આ રાજકુટુંબ મધ્યપૂર્વમાં નવીનતા છે. ભારત તેમજ રશિયા સાથે ઘનિષ્ઠ સંબંધો જાળવી રાખવામાં અફઘાનિસ્તાનની વિદેશનીતિની સફળતા છે કેમકે પાકિસ્તાન સાથે તેને ' પખ્તુનીસ્તાન ' ના પ્રશ્ને મનદુઃખ થયેલું છે અને આયાત-નિકાસના તેના માર્ગો તે દેશમાં થઈને જાય છે. ચોતરફ આરબ રાષ્ટ્રોના સમૂહ વચ્ચે, તેમજ એક તરફ શંકાશીલ પડોશી અને બીજી તરફ સામ્યવાદી મહાસત્તા વચ્ચે કાબુલીવાલાએ પોતાની જે પ્રતિમા ઊભી કરી છે તે તેના સ્વભાવની કુનેહબાજી ઉપરાંત તેના દરિયાદીલની પણ દ્યોતક છે.

## પરીક્ષા

નિકાસ ઉદ્યોગ આપણી આકરી પરીક્ષા કરે છે. રશિયાને આપણાં પગરખાં ગમે છે, અમેરિકાને ભારતની બીડીમાં નવીનતા લાગે છે; કોલ્હાપુરી ચંપલ પણ તેમને આકર્ષી ગયા, આપણી સાઈકલો, સીવવાના સંચા, ટેલિફોન તેમજ એન્જીનિયરીંગ સામાન પરદેશ જાય છે; પૂર્વ જર્મની અને ઝેકોસ્લોવેકિયા તેમજ યુગોસ્લેવિયા સાથે આયાત અને નિકાસની બાબતમાં આપણે પહેલ કરી છે. અણુશક્તિ માટે Heavy Water નો આપણી પાસે લગભગ ઈજારો છે, જાપાનને કાચું લોખંડ મોટા પ્રમાણમાં પૂરું પાડનાર કોઈ એક દેશ હોય તો ભારત છે રેલવેના વેગનો ઘણા દેશોને નિકાસ થાય છે તાજેતરમાં રશિયાએ એક લાખ વેક્યુમ ફ્લાસ્ક ( થર્મોસ) ની વરદી આપી છે એક રીતે આ બધી આપણા ઉદ્યોગની પરીક્ષા છે નિકાસ માટેનું બજાર મળી જાય એટલેથી પતી જતું નથી. આ બજારને ટકાવી રાખવું તેમજ અન્ય દેશોની હરીફાઈ સામે ટકી રહેવું એટલું જ મુશ્કેલ છે આ તેમજ કાપડની બાબતમાં આપણને કડવો અનુભવ થઈ ચૂક્યો છે. નાનકડું સિલોન આપણને ફાવી ગયું. કાપડમાં ચીન તથા પાકિસ્તાન આપણા ખરા હરીફો છે. ઉત્પાદનનું ધોરણ ઉચ્ચ કક્ષાએ ટકાવી રાખવું, નિકાસમાલની પડતર કિંમત વધે નહિ. તેમજ પરદેશી ઘરાકો ભારતના માલ તરફ આકર્ષણ રહે તે માટે સતત સાવધ રહેવું તે જ મોટી કસોટી છે. રશિયા, અમેરિકા, ઝેકોસ્લોવિકિયા જેવા સમર્થ અને સમૃદ્ધ રાષ્ટ્રો આપણી પાસેથી માલ મંગાવે ત્યારે સમજવું આપણી પરીક્ષા કરે છે.

# નીડર પત્રકાર

સુરેશચંદ્ર પંડિત

આઝાદી પછીથી ભારત માટે એક ખતરનાક પળો આવતી જતી હતી. હૈદ્રાબાદમાં રઝાકારોનો રાજ્યવ્યાપી દમનદૌર ચાલતો હતો. નિઝામે સાર્વભૌમ સત્તાધીશ બનવા માથું ઊંચક્યું હતું. દેશના કેંક દુશ્મનોનો એને સહારો હતો. નહોતો તેને સાથ રઝાકારો ધનથી, ભયથી અને પ્રલોભનોથી મેળવતા હતા.

સૌથી પહેલાં કાસીમ રઝવીએ હૈદ્રાબાદ પત્રકારોને પોતાના કરી લીધા. કેંકને મઝહબના નામે, કેંકને ભાવીની લાંબી આશાઓ આપીને, કેંકને અલગ 'હૈદ્રાબાદ' રાજ્ય પદવીઓનાં પ્રલોભને, કેંકને જાહેરખબરની લાલચે અને આટલાથીયે ન ડગનારાને રંગેલા કાગળના મોટા થોકડા ખિસ્સામાં સેરવીને.

પણ, એક જાળમાં નહોતો આવતો હૈદ્રાબાદનાં ઉર્દૂ દૈનિક 'ધમરોઝ'નો તંત્રી શોઈબુલ્લાખાન.

એનાં દૈનિકમાં એ રઝાકારોના જૂલમ અને ભારતની અખંડિતતા માટે ચોટદાર લખાણો છાપ્યે જતો હતો અને જનતા પર એની ઘેરી અસર પડતી હતી. એની કલમમાંથી સત્ય ટપકતું હતું.

'ધમરોઝ'ની કટારો રઝાકારોને શૂળની જેમ ખટકતી હતી ને એને ચૂપ કરવા કાસીમ રઝવીના મોકલ્યા થોડા રઝાકારો ખાન પાસે આવ્યા.

'ધમરોઝ'ની કચેરીમાં ખાને એમને આદરપૂર્વક બેસાડી કહ્યું :

'બોલો! શીદ આવવું થયું!'

'થોડું કહેવા.'

'કહો.'

'નિઝામ માટે શીદ અવળું લખો છો?'

'સત્ય લાગે તે બોલવાનો પત્રકારનો ધર્મ છે. સત્યને રુંધાતું જુએ ત્યાં પડકાર કરવાનો પત્રકારની શ્રેષ્ઠ ફરજ છે પછી એ નિઝામ હોય કે ભારતનો પ્રથમ પંક્તિનો આગેવાન હોય, પત્રકાર એટલે સત્યનો પૂજારી.'

'તમે મઝહબને ચાહો છો કે નહિ?'

'પે'લા, મારો મઝહબ દેશવાસી તરીકે, રાષ્ટ્રની અખંડિતતા જાળવવાનો. પહેલો હું દેશવાસી, પછી બીજું બધુંય.'

'તમે એક જ પત્રકાર છો કે બીજા છે?'

'હશે તે માહેનો હું નથી.'

'બધાએ મઝહબના નામે નિઝામ અને રઝાકારો માટે બોલવું બંધ કર્યું છે. અને તરફેણ શરૂ કરી છે'

'એ પત્રકારો નથી, કલમના વેપારીઓ છે. પત્રકાર જૂઠની બરદાસ ન કરી શકે, એની નજરે જે ધર્મ દેખાય તે સારુ ચૂપ એ ન રહી શકે, એનું નામ પત્રકાર. તમે મઝહબનાં નામે દેશવાસીઓ પર અમાનુષી ત્રાસ વેરો, દેશનાં દુશ્મન બનો, એવા મઝહબને મારો સહારો ન હોય એ જોઈ હું સળગી ઊઠું છું.'

'નિઝામ–દુનિયાના અવ્વલ નંબરના શ્રીમંત અને સત્તાધીશની કૃપા નથી ખપતી?'

'એટલે?'

'નિઝામ તમારા પર મહેર વરસાવવા માગે છે. ધન અમુક નહિ, જોઈએ એટલું માગી લ્યો.'

કહી રઝાકારોએ બે લાખ રૂપિયાની નોટોના બંડલ ટેબલ પર ખાનની સામે મૂક્યા.

'એ નોટો જલ્દી અહીંથી ઊઠાવી લ્યો. હું બીજાઓ માહેનો વાણીનો, કલમનો વ્યભિચારી નથી. મારા અંતરના અવાજને દાબી દઈ આ સવંચના કરનારો પાપી હું નથી કે તમારી નોટો લઈ તમને વેચાઈ જાઉં. પત્રકાર તો સત્યનો પૂજારી છે. એને કોઈ ધનની, કે સત્તાની લાલચ નહિ હમાં

પત્રકારો પ્રલોભનથી સિદ્ધાંતમાં બાંધછોડ કરી વેચાઈ જવા માંડશે, સત્તાધારીઓનાં ખોટા 'ગુણ-ગાન ગાઈ ભાટાઈ આચરશે, તે દિવસે દેશની દેશ-વાસીની કે દેશની સંસ્કૃતિની સુરક્ષા નહિ હોય – નોટો ઉઠાવી લો.'

'ખાનની સત્ય ભરપુર પાણીદાર વાણીએ શેહ ખાતા રઝાકારોએ, બે લાખ રૂપિયાની નોટોના બંડલ પાછા લઈ લીધા ને લેતાં લેતાં તોય બોલ્યા :

'ખાન ! ચાર લાખ લઈ લો, ઉપરથી જાહેરખબરોનો ગંજ આપશું. કૈંક તમારા સમાન ધંધાદારીઓએ આ સ્વીકારી લીધું છે. સૌ પૈસા માટે પત્રકાર બને છે. આ એક જાતનો કમાવાનો ધંધો જ છે.'

'એ ભાડખાયા મારેનો હું નહિ મારી જનેતાની કૂખ લાજે. સત્યને, ધર્મને, નિતિને નાણાં સારૂ વેચું તો જાહેરખબરની આવક અને તમારા ચાર લાખ રૂપિયા મારે મન ધૂળ સરખા છે, ભારત-વાસી પર તમારા છાના–છીપાડા જૂલમ, અને દેશદ્રોહી પ્રવૃતિને બીરદાવવા, શોષણનાં તમારાં પગલાંને શબ્દોની ફૂલગુથણીએ ગુંથી વધાવવા એ નાણાં સ્વીકારીશ તે દિવસે ખુદાનો મારા પર કોપ ઊતરશે.'

રઝાકારો એ વખતે તો ગયા.

અને 'ઇમરોઝ' બમણાં વેગથી રઝાકારોનાં દમનની – ત્રાસની અને અખંડ ભારતની ઘોષણા એની કટારોમાં કરતુ રહ્યું. પહાડનો બેટો ખાન, એના સિદ્ધાંતમાં હાલુથી ડુંગરમાળશો રહ્યો. 'ઇમ-રોઝ' નિઝામ માટે ધરતીકંપ શું બની રહ્યું.

કાસીમ રઝવીએ એજ દિવસની રાતે એક સભામાં કહ્યું : 'અમારી વિરૂદ્ધ હાથ ઊંચો કર-નારનો હાથ કાપી નાખવામાં આવશે.'

બેશક, આ બોલ, શોઈબુલ્લાખાન માટે બોલાયા હતા.

મિત્રોએ એને ચેતાવ્યો, જવાબમાં ખાને કહ્યું

'હું પઠાણનો બચ્ચો છું, મોતથી ડરતો નથી અને મરીને જીવવાનો મંત્ર તો ગાંધીજી સૌ દેશ-વાસીને શીખવી ગયા છે. અનેક કાસીમ આવે તો પણ ભારતની એકતા માટે કલમ ચલાવવી મૂકીશ નહિ. અધર્મ, અન્યાય, જૂઠ અને પ્રજાના મૂળભૂત હક્કો પર પડતી તરાપ સામે ચૂપ રહી શકું નહિ.'

નિઝામના રાક્ષસી બળ પાસે એ નિડર પત્રકાર ન ઝૂક્યો.

શોઇબના મા–બાપને ખબર થયા કે, એના બેટા માટે રઝાકારોનો પંજો લાંબો થયો છે. પણ શોઇબની નિર્ભયતાની, નિડરતાની અને વતનપર-સ્તીની વાતો સાંભળીને તો એ બેઉની છાતી ગજ ગજ ફૂલી ગઇ.

ખાનની ઓરત પણ, ખાવંદનું મન મોળું પડે, એવી વાત કયારેય પણ કાઢતાં નથી.

માને માનું હૈયું હાથ રહેતું નથી. શોઇબ એનું અગિયારમું સંતાન હતો. બાકીના દશ મૃત્યુના પંથે પરવાર્યા હતા. એના ખોળાનો ખૂંદ-નાર શોઇબ એક જ જીવંત બેટડો હતો.

'ઇમરોઝ'ની કચેરીમાંથી ઘેર આવતાં મા શોઇબના દેહ ફરતો ધ્રુજતો હાથ પસવારે છે અને જાય છે ત્યારે માથું સુંઘી રજા આપે છે ત્યારે બહાદુર ખાન બોલે છે.

'કેમ મા'

'કાંઈ નહિ બેટા !'

'ડર લાગે છે કાંઇ ?'

'ના.' કહી મા આંખો ઢાળી જાય છે.

'હું ધર્મ માર્ગેથી પાછો વળી, નિઝામના અધર્મ કાર્યની કદમબોસી કરૂં એવું તો ઇચ્છતા નથી ને ?'

'ના બેટા, તું તો સતનો પૂજારી, મારી કૂખ ઊજાળણહાર. તારા માટે એવું કેમ ઇચ્છું ?'

''તો હૈયે હામ રાખજે.'

'રાખું છું', ખુદા તારાં રખોપાં કરે.'

નિડર, નિર્ભીક ને લોક જાગૃતિની આહે પહોર આલમેલ પોકારતું અખબાર 'ઇમરોઝ' રઝાકારો માટે અસહ્ય બન્યું. ને ખાનને ખતમ કરી નાખવા નક્કી થયું.

એક દિવસ સાંજે 'ધમરોઝ'નો અંક તૈયાર કરી એ ઘેર પાછો ફરતો હતો. વણુથંભ્યા એના કદમ વાટ કાપતા જાય છે આગળ ને આગળ.

ઘર આવ્યું.

ત્યાં જ એક તલવાર ઝપકી ને એ એના જમણા ખભા પર પડી.

હાથ ખભામાંથી કપાઇ ભોંય પડયો. રઝાકારો તૂરત એને ઘેરી વળ્યા ને ધડ ધડ ધડ છીપરા છાપરી ત્રણ ગોળીઓ એનાં દેહ પર વરસી.

અવાજ થતા જ એના પત્ની ઘરમાથી દોડતા આવ્યાં. હત્યારા નાસી ગયા

પત્નીના દેહના ટેકે એ ઘરમા આવ્યા.

બિછાનામાં બેસાડી નજીક બેસી એમનાં પત્નીએ પૂછ્યું :

'તમે એ લોકોને જોયા'તા ?'

'હા, મારા માર્ગની બાજુમાં જ મેં એમને જોયા' તા '

'તમે જાણતા હતા કે, એ લોકો તમને મારવા જ આવ્યા છે ?'

'હા, પૂરેપૂરું જાણતો હતો, કે એ લોકો મારી હત્યા કરવા જ ઊભા છે.'

'તો પછી બૂમાબૂમ કરવી હતી ને ? લોકો ભેળા થઇ જાત.'

'હું, પઠાણ બચ્ચો બૂમો પાડું તો કાયર ન ગણાઉં ? જીવનરમા હું કોઇથી ડર્યો નથી. અસત્ય, અધર્મ ને અન્યાય સામે સામી છાતી એ ઝૂઝયો છું તે આવા વખતે મોતથી ડરી જીવની ચીસો નાખું ? કે જે મોત એકવાર અવશ્ય આવવાનું જ છે.'

જખમમાંથી લોહી વહેતું હતું. તેય જમાનમાંથી વીરતાની વાતો ટપકતી હતી અને આવા ખાવંદની ધણિયાણી હોવાના ગૌરવની આભા ખાનની પત્નીના મો પર પ્રસરી રહી.

મા બાપ આવ્યા, એને જોઇ સૂતો સૂતો બહાદુર ખાન બોલ્યો

'અમ્મા ! અબ્બાજાન ! મારા સારૂ જરાય દુઃખ લગાડશો નહિ. હું તો ધર્મ યુદ્ધનો યોદ્ધો હતો. યોદ્ધાઓનો ધર્મ લડતા લડતાં ખપી જવાનો. નાચીઝ જીંદગાનીના મોહમા લપેટાઇ ધર્મચ્યુત થવાનો નહિ. અમ્મા ! તારા બેટાને દુવા દે, મેં તો બીજાના ભલા સારું, જેટલું જીવન ખુદાએ દીધું તેટલું ખર્ચી નાખ્યું છે.'

માતા પિતાની આંખમાં આંસુની ધાર આવી. ને શોએબખાનના પત્ની હાથમા બંદૂક પકડી ઊભા થતા બોલ્યા : 'મારા ખાવંદને મારનારને મારી હું તેનું વેર લઇશ.'

ને સુને, મૃત્યુનાં આખરી શ્વાસ ગણતો ખાન બોલ્યો.

'રે....રે થોભી જા, ખામોશ પકડી જા, બધાના ખરાબ કાર્યોનો હિસાબ લેનાર ખુદા બેઠો છે. ત્યાં, આપણે બદલો લેનાર કોણ ? હિંસા એ પાપ છે, એવો મંત્ર હરેક પઠાણ બચ્ચાને ગાંધીજી શીખવી ગયા છે. એવી હિંસા આચરી મરી સક રનો આખરી પુણ્યમય માર્ગ પાપ ભર્યો કરીશ નહિ.'

પત્નીએ, પતિના બોલે બંદૂક કોરે મૂકી દીધી.

શોઇબુલ્લાખાન, દેશ ખાતર શહીદી વર્યા.

સલામ હજો એ શહાદતને, સલામ હજો એ નિડર પત્રકારત્વના ધર્મને, સલામ હજો એના નિષ્કામ અભિતાપને.

---

જાણીતા અંગ્રેજ નાટયકાર બર્નાર્ડ શૉને એક વાર ખૂબ જ જાજરમાન અભિનેત્રી પોતાને ખર્ચે સિનેમા જોવા લઇ ગઇ. તેને ખુશ કરવા શૉએ કહ્યું 'તું ખરેખર ખૂબ જ રૂપાળી દેખાય છે, હં !'

આ સાંભળી અભિનેત્રી મનમાં ખુશ થઇ, પણ તેણે આનંદ ખુલ્લો વ્યક્ત ન કરતા બોલી, તમે મને રૂપાળી કહી તેના બદલામા હું તમને રૂપાળા કહીશ એમ ન માનતા.'

શૉએ તરત જ ઉત્તર આપ્યો, 'ભલે મનથી મને સુંદર ન ગણતી, પણ મારી માફક મોંએ કહેવામા તારું શું જાય છે ?'

સ્પેનિશ કથા

# મુક્તિની રાહ

હિમનેજ

દસ હજાર ગુલામોના માલિક 'મૂરોના સરદાર' બોગાના મનમાં એક ગાંઠ બંધાઇ ગઈ હતી. વાત ગમે તેટલી સાધારણ હોય તો પણ જ્યાંસુધી એ વિશે મનમાં સમાધાન ન થાય ત્યાંસુધી એમને શાંતિ મળતી નહિ. સરદાર બોગા પોતાના સાસરે જઇ રહ્યા હતા. એ ત્યાં ખૂબ જ જલદી પહોંચી જવા માગતા હતા. જમાઇના આવવાના સમાચાર ત્રીજે દિવસે સાસરે પહોંચ્યા. પોતાની જાતિપ્રથા મુજબ એમણે પુત્રીને પતિના સ્વાગત માટે મોકલી આપી ગામની સીમમાં બંને જણ પોતપોતાનાં ગધેડાં પર બેઠાં બેઠા જ એક બીજાંને મળ્યા અને એકબીજાં સામે હાથ લંબાવીને પોતપોતાનો આનંદ વ્યક્ત કર્યો. પતિ-પત્નીની આ મુલાકાત દરમિયાન બંને ગધેડાં એકબીજાંની સામે આવ્યા અને સ્વભાવ-વશ બંને ગધેડાએ કાન હલાવ્યા, નાક ફૂલાવ્યાં અને ચુપચાપ એવી રીતે ઊભા રહી ગયા જાણે કોઇ પ્રશ્ન પૂછનાર ઉત્તરની અપેક્ષામા સાશંક થઇને ઊભો રહી ગયો હોય. આ દશ્ય જોઇને બોગાના મનમા ચિંતા જાગી ઊઠીને અને એ બેશુદ્ધ જેવા થઇને મનના ઊંડાણમા ડૂબકી મારવા લાગ્યા.

સાસરે જઇને બોગા પોતાના સસરાને મળ્યા પણ એના મનમા એક પ્રશ્ન વારંવાર ઊઠતો હતો : આ બંને ગધેડાં શું કરી રહ્યાં હતા? એ બંને અપરિચિત હોવા છતાએ ચિરપરિચિતની માફક એવી રીતે કેમ એકબીજાં સામે જોઇ રહ્યાં હતાં? બોગાને માટે સાસરાનું બધું આતિથ્ય નકામું બની ગયું અને જીવન કષ્ટદાયક થઇ ગયું.

સસરે જમાઇની ચિતાજનક સ્થિતિનું કારણ જાણીને સમગ્ર રાજ્યમાં ઢંઢેરો પિટાવ્યો કે જે કોઇ સરદારની શંકાનું સમાધાન કરશે એને એના વજન જેટલી અશરફિયાં આપવામાં આવશે. દુનિયાના ખૂણે ખૂણામાંથી ચિંતક-વિચારક,જ્ઞાની સાધુ અનેક પ્રકારના લોકો આવ્યા. પણ ગધેડાંની ભાષા સમજવાનું જ્ઞાન કોઇને નહોતું. સરદાર બોગા સંતાપથી આકુળ-વ્યાકુળ થઈ ગયા, કેમકે એના પ્રશ્નનો જવાબ કોઇની પાસે નહોતો.

એક સાંજે એક વૃદ્ધ ગુલામ ખૂબ અદબથી સરદારની પાસે આવ્યો અને નમીનમીને એણે કહેવા માડયું; 'અન્નદાતા, જમાઇરાજની પરેશાનીનું કારણ હું બતાવી શકું તેમ છું. રજા આપો તો કહું.'

અંધજન શું માગે? બે આંખે; એકદમ વૃદ્ધ ગુલામને બોગાની સામે ખડો કરી દેવામાં આવ્યો. ગુલામે કહ્યુંઃ 'માલિક, ઘણો સમય વીતી ગયો; ખુદા રહેમ કરે. માણસના જુલમોથી મુક્તિ મેળવવાના વિચારથી દુનિયાના તમામ ગધેડાંની એક સભા થઈ અને છેવટે એમ નક્કી થયું કે એક ગધેડાને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કરીને ખુદાના દરબારમાં મોકલવામાં આવે અને ખુદા પાસેથી ગધેડાની મુક્તિનું ફરમાન લઇ આવે. હજૂર એ પ્રતિનિધિ હજુ ખુદાની પાસેથી પાછો આવ્યો નથી. દુનિયાના સઘળાં ગધેડાં હજુ યે એના પાછા આવવાની રાહ જોઇ રહ્યાં છે, ક્યારે એ ગધેડો પાછો આવે અને ક્યારે એમને મુક્તિ મળે? આજ કારણ છે અન્નદાતા, કે જ્યારે અને જ્યાં પણ બે ગધેડાં મળે છે ત્યારે એકબીજાને ખુદાના ફરમાનની વાત પૂછ્યા વિના રહી શકતા નથી. એ પૂછે છે કે ભાઇ, અમારા નેતાના કંઇ ખબર આવ્યા છે? અને આ પ્રશ્નનો નકારાત્મક ઉત્તર સાંભળીને બંનેનાં હૃદયમાં સહાનુભૂતિ અને આત્મીયતા જાગી ઊઠે છે અને બંને જડવત ઊભા રહી જાય છે. ન જાણે કેટલાય વખતથી આમ થયા કરે છે પણ ગધેડાને હજુ પણ આશા છે, માલિક, કે એક દિવસ તો ખુદા એમના પર મહેરબાની કરશે અને એમના નેતા ફરમાન લઇને જરૂર પાછા આવશે.'

# ગાંધીજીની ચીવટ

કમલનયન બજાજ

સેવાગ્રામમાં ગાંધીજી ફરવા જઈ રહ્યા હતા. અન્ય આશ્રમવાસીઓની સાથે સાથે હું અને મારાં માતુશ્રી પણ તેમની સાથે જોડાયાં. ફરતી વખતે ચર્ચા કરવા માટે એમણે કોઈકને સમય આપ્યો હતો, તેની સાથે વાતચીત કરતા કરતા તેઓ આવી રહ્યા હતા. એવામાં રસ્તામાં તેમને પૂણીનો એક બહુ નાનો ટુકડો દેખાયો. ઈશારાથી તેમણે એ ઉપાડી લેવા કહ્યું. મને થયું કે હુ એ ટુકડો ઉપાડી લઉં, પણ એ ઉપાડવા હું આગળ ધપું એ પહેલાં જ બે છોકરીઓએ તેના પર ઝપટ મારી અને એકે એ ટુકડો ઉઠાવ્યો. મારા મનમાં વિચાર આવ્યો કે એ ટુકડો હું એમની પાસેથી માંગી લઉં, કારણ કે બાપુ કદાચ પાછળથી એ સંબંધી કંઈક પૂછપરછ કરશે, પણ વસ્તુ એટલી મામૂલી હતી કે મેં તેમની પાસેથી એ માંગ્યો નહી. ફરી આવ્યા પછી બાપુ જ્યારે રેંટિયો કાંતવા બેઠા, ત્યારે એમણે પૂણીના એ ટુકડાને સંભાર્યો. જે છોકરીએ એ ઉપાડયો હતો તેની શોધખોળ શરૂ થઈ. એ આવી. બાપુએ એની પાસે એ ટુકડો માગ્યો ત્યારે એણે કહ્યું કે, 'એ તો હું કચરાની પેટીમાં ફેંકી આવી છું.' બાપુ આ સાંભળી નાખુશ બન્યા અને કહ્યું : 'મેં એને ઉપાડી લેવા એ માટે કહ્યું હતું કે તું એને કચરાની ટોપલીમાં ફેંકી આવે?' છોકરીએ જવાબ આપ્યો, 'હું તો એને કચરો જાણી ઉપાડી લાવી. મને એમ કે રસ્તામાં કચરો પડયો છે એમ સમજી તમે મને એ ઉપાડવાનું કહ્યું હશે. એટલા માટે હું એને સાચવીને કચરાની પેટીમાં નાખી આવી.' બાપુએ પૂછયું, 'એ જગ્યાએ પૈસો પડયો હોત તો તે પણ શું ઉપાડીને કચરાની પેટીમાં ફેંકી આવત?' એણે જવાબ આપ્યો, 'ના.' બાપુ બોલ્યા, 'આ પણ પૈસો જ હતો. સાચું ધન શું છે એ તારે આશ્રમમાં રહીને જાણવું જોઈએ. જેણે એ પૂણીના ટુકડાને પૂરો કાંત્યા વિના ફેંકી દીધો એણે તો એ ધનને વેડફયું જ. મેં તને એ ઉપાડવાનું કહ્યું તોય તું એ ધનને ઓળખી શકી નહીં. હવે જા એને અહીં લઈ આવ.' શરમની મારી એ છોકરી બોલી, 'બાપુ! મારી ભૂલ થઈ ગઈ. હું તમારી વાતને બરાબર ન સમજી શકી. હવે એ ટુકડાને હું જાતે જ કાંતીશ. તમે એને માટે ખોટી ના થતા.' પણ બાપુ કયાં એમ માને તેવા હતા? એ તો એ ટુકડાને પોતે જ કાંતવા માટે મક્કમ હતા. એમણે એ છોકરીને પૂણીનો ટુકડો લઈ આવવા આગ્રહપૂર્વક કહ્યુ અને ઉપરથી ઠપકો આપ્યો, કે 'મને કેવી રીતે ખાતરી થાય કે ભવિષ્યમાં તું આવી ભૂલ નહીં કરે?' એમણે કહ્યું, 'ધન મહેનતથી પેદા થાય છે અને એ ધનનો સદુપયોગ કરવો એ આપણી ફરજ છે.' બિચારી છોકરી શરમાઈ ગઈ અને કચરાની પેટીમાંથી એ પેલી પૂણીનો ટુકડો શોધી લાવી. તેના પર થોડી માટી ને ઘાસ ચોટેલા હતાં. ફૂલીને થોડો પહોળો પણ થયો હતો. તેમ છતાં બાપુએ તો એને પૂરેપૂરી રીતે કાંતવાના ઉપયોગમાં લીધો. એમાંથી જે સૂતર કંતાયું તેનો રંગ કાળો હતો અને બીજા બધા સૂતરમાં એ જુદું તરી આવતું હતું. પણ એની પરવા ન કરતાં બાપુએ કહ્યું, 'આ સૂતર વણાયા પછી જ્યારે કાપડ ધોવાશે; ત્યારે આ માટી પણ તેમાંથી દૂર થઈ જશે.'

આવી આવી તો ઘણી વાતો છે. બીજી એક વાત કહું. કલકત્તાની વાત છે. જેલમાંથી છુટયા પછી કોંગ્રેસ કારોબારીના સભ્ય તરીકે એ સોદપુર–આશ્રમમાં રોકાયા હતા. જવાહરલાલજી તેમને મળવા આવવાના હતા.

આઝાદ હિંદ ફોજ સંબંધી તેમને બાપુ સાથે અગત્યની ચર્ચા કરવી હતી. એમનો આવવાનો સમય થઇ ગયો હતો, ઓળખાણપિછાણવાળાઓમાંથી એક કુટુંબના કેટલાક માણસો બાપુને મળવા આવ્યા હતા, એમાંથી એક છોકરો એ વખતે મૅટ્રિક કે કૉલેજની કોઇ પરીક્ષામાં સારા નંબરે પાસ થયો હતો. એની સાથે વાતચીત કરતાં બાપુએ જાણ્યું કે એ લોકો સાંજ સુધી આશ્રમમાં રહેવાના છે. એટલે પોતાની ટપાલમાંથી જેમાં માત્ર સૂચનાઓ જ આપવાની હતી એવા પત્રો જુદા તારવી એ છોકરાને આપ્યા અને એ સૂચનાઓ મોકલવા કહ્યું. પંડિતજી આ દરમ્યાન આવી ગયા હતા. છોકરો એ ટપાલ લઇ બહાર જતો રહ્યો. પંડિતજી સાથે વાતચીત પૂરી થયા પછી એ છોકરો પાછો આવ્યો અને તેણે એક બે લખેલા પત્રો બાપુને આપ્યા. બાપુએ પૂછ્યું, 'બસ આટલા જ લખ્યા? બાકીનાનું શું?' એણે જવાબ આપ્યો, 'બીજા બધા તો કલકત્તાના જ હતા. એટલે એ બધાને ટેલિફોનથી સૂચનાઓ આપી દીધી છે. માત્ર બહારગામના કાગળોના જ જવાબો લખ્યા છે.' બાપુએ કહ્યું: 'મેં તને ટેલિફોન કરવાનું ક્યાં કહ્યું હતું?' એણે જવાબ આપ્યો, 'માત્ર સૂચના જ આપવાની હતી, એટલે મેં વિચાર્યું કે ટેલિફોનથી તેમને જલદીથી ખબર પહોંચશે.' બાપુએ તેને મીઠા શબ્દોમાં ઠપકો આપતાં કહ્યું, 'ટેલિફોન કરવામાં જે માણસને જવાબ આપવાનો હતો તે મળે કે ના મળે એ જોખમ છે. બીજું, બીજા કોઇએ સંદેશો લીધો તો એને સંદેશો પહોંચાડવામાં કંઇક ભૂલ થવાનો સંભવ છે. તું સાંજ સુધી તો અહીં રોકાવાનો હતો. તારી પાસે વખત કંઇ ઓછો નહોતો. વળી તેં પોસ્ટકાર્ડ લખ્યાં હોત તો ત્રણ પૈસામાં કામ પતી જાત. ટેલિફોનમાં તો વધારે પૈસા થયા હશે. આ કાગળો તું લખી લાવ્યો છે તે પણ પોસ્ટકાર્ડ પર લખવા જોઇતા હતા. પણ એમાં તો મારી ભૂલ હતી કે તને પોસ્ટકાર્ડ પર લખવાનું કહેવાનું હું ભૂલી ગયો. પણ લખવાનો મજકૂર એટલો નાનો હતો અને વાત પણ એટલી સામાન્ય હતી કે તે પોતે વિચાર કર્યો હોત તો પોસ્ટકાર્ડ પર તે લખી શકત.' એ પછી બાપુ એ છોકરાને ભવિષ્યમાં એકેએક પાઇનો હિસાબ કેવી રીતે રાખવો જોઇએ અને નકામો ખર્ચ બિલકુલ ન થાય તેનું ધ્યાન કેટલી હદ સુધી રાખવું જોઇએ એ સમજાવવા લાગ્યા.

---

એક સંત કપડાં શીવીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. એક ગ્રાહક, જે એમની પાસે જ પોતાના કુટુંબનાં બધાં જ કપડાં શીવડાવતો હતો, તે સંતને સાચા ભેગા ખોટા પૈસા સરકાવી દેતો. આ ખોટા પૈસા છે એ જાણ્યા છતાં પણ સંત ચૂપચાપ એ સ્વીકારી લેતા.

એક દિવસ સંત પોતાના મિત્ર સાથીને દુકાન પર બેસાડીને બહારગામ ગયા. એ દરમિયાન પેલો લુચ્ચો ગ્રાહક પોતાના તૈયાર કપડાં લેવા આવ્યો અને હંમેશની જેમ ખોટા પૈસા આપ્યા. સંતના સાથીએ તે ખોટા પૈસા પાછા આપતાં કહ્યું, "અરે ભાઇ! આ તો ખોટા પૈસા છે. હું નહિ લઉં, બીજા આપો.' પેલા ગ્રાહકે બદલીને સાચા પૈસા કચવાતે મને આપ્યા.

બીજે દિવસે સંત બહારગામથી આવ્યા ત્યારે તેમના સાથીમિત્રે ખોટા પૈસાની વાત કરી. આ સાંભળી સંત બોલ્યા, "અરે ભાઇ, તમે એ ખોટા પૈસા શા માટે ન લીધા? એ મને હંમેશાં ખોટા પૈસા જ આપી જાય છે અને હું એ લઇ લઉં છું. જો હું એ ખોટા પૈસા ન લઉં તો તે બીજા કોઇને આપીને છેતરશે. હું નથી ઇચ્છતો કે તે બીજાને છેતરીને સમાજમાં બુરાઇ ફેલાવે."

—શ્યામમનોહર વ્યાસ

# લક્ષ્મીનો નિવાસ

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

વિશ્વજિત યજ્ઞમાં રાજા રઘુ પોતાના સર્વસ્વનું દાન આપી ચૂક્યા હતા. એવામાં એક દિવસે વરતંતુ નામના ઋષિનો કૌત્સ નામનો એક શિષ્ય રઘુ રાજાની પાસે આવ્યો. રઘુએ હાર્દિક ભાવપૂર્વક કૌત્સનું સંમાન કર્યું. પરંતુ કૌત્સે જોયું કે રાજા તો પોતાની બધી જ સંપત્તિ યજ્ઞમાં દાન કરી દઇને કેવળ દર્ભના આસન પર બેઠેલા છે. તેમનાં ખાવા-પીવાનાં પાત્રો પણ માટીનાં છે. પોતાના ગુરુને ગુરુદક્ષિણામાં આપવાનું પુષ્કળ ધન મેળવવા માટે જ કૌત્સ આ ચક્રવર્તી રાજા રઘુની પાસે આવ્યો હતો. પણ રઘુની આ સ્થિતિ જોઇ કૌત્સની બધી આશા પડી ભાંગી.

આમ છતાં પણ કૌત્સે કહ્યું: 'રાજન, સૂર્યની આગળ જેમ અંધરૂ રહી શકતું નથી, તેમ તમારા રાજ્યમાં કોઇને પણ દુઃખનો અનુભવ કરવો પડતો નથી. હું તમારી પાસે એક માગણી કરવા આવ્યો હતો. પરંતુ મને લાગે છે કે હુ ઘણો મોડો પડયો છું. તમે તમારું સર્વકંઇ બીજાઓને આપી દીધું છે, કેવળ હવે તો તમરું શરીર જ તમારી પાસે બાકી રહ્યુ છે. મારે મારા ગુરુજીને ગુરુદક્ષિણામા આપવા માટે ચૌદ કરોડ સોનામહોરો જોઇએ છે. પણ હવે મારી એ કામના તમારી પાસે સફળ થઇ શકે એવું નથી! એથી હું જાઉં છું. તમારું કલ્યાણ હો!'

પરંતુ રઘુએ કૌત્સને રોકીને અત્યંત નમ્રતાથી કહ્યું: 'મુનિવર! આપ અહીંથી નિરાશ થઇને કોઇ બીજાને દ્વાર જાઓ એ કેમ બની શકે? કૃપા કરીને આપ મારી યજ્ઞશાળામાં આવી ત્યાં થોડો વખત વિશ્રામ કરો. બે ત્રણ દિવસમા હું તમારી ગુરુદક્ષિણાની વ્યવસ્થા કરી દઇશ.'

રાજા રઘુ અકિંચન સ્થિતિમાં હતા છતાં તેમણે આપેલું આ આશ્વાસન સાંભળી કૌત્સ બહુ પ્રસન્ન થયો. આ બાજુ રાજા રઘુએ મનમાં વિચાર કર્યો કે મારા ખજાનામાં તો હવે ધન છે નહીં. આથી હું કુબેરની પાસે જાઉં અને તેને જીતીને મુનિની ગુરુદક્ષિણા માટે ધન લઇ આવું.

બીજે દિવસે સવારે રાજા રઘુ કુબેર પર ચઢાઇ લઇ જવા માટે તૈયાર થવા લાગ્યા. એ જ વખતે રાજ્યના ખજાનાના રક્ષકોએ આવીને ખબર આપી કે 'મહારાજ, ગઇ રાતમાં ખૂબ જ વાર સુધી ખજાનામાં સોનાની વૃષ્ટિ થયા કરી છે. ખજાનામાં એકઠો થયેલો સોનાનો ઢગલો જાણે સુમેરુ પર્વતનો એક મોટો ભાગ અહીં ઉઠાવી લાવવામાં આવ્યો હોય તેની જેમ ચળકી રહ્યો છે.'

રઘુએ એ બધું જ સોનું કૌત્સ ઋષિને ભેટ આપી દીધું. પરંતુ કૌત્સે કહ્યું: 'હું આટલું બધું સુવર્ણ લઇને શું કરીશ? મારે તો ગુરુદક્ષિણા ચૂકવવા જેટલું જ જોઇએ છે.' રઘુએ નમ્ર ભાવે હાથ જોડીને કહ્યું: 'મહાત્મન્! આ બધું ધન તો તમારા જ નિમિત્તનું છે. હુ એને કેવી રીતે રાખી શકું?'

આ રીતે ધન કોણે રાખવું એ મોટો જટિલ પ્રશ્ન બની ગયો. કૌત્સ પોતાની જરૂર કરતાં વધારે લેવા તૈયાર નહોતો, તેમ રાજા રઘુ પણ એ અપાર ધનરાશિને પોતાની પાસે રાખવા ચાહતા ન હતા. પૃથ્વી પર આ બે અલૌકિક વિભૂતિઓની વધુ ધન ન લેવાની સ્પર્ધા જોઇને નિરંતર ગતિમાન રહેનાર મહાકાલ પણ જાણે પોતાની ગતિ થંભાવીને ક્ષણવાર સ્તબ્ધ થઇ ગયો!

આ જોઇ આકાશમાંથી જયજયકાર થવા લાગ્યો. શેષશાયી વિષ્ણુની સાથે સ્વયં મહામાયા લક્ષ્મી પણ રઘુની યજ્ઞશાળામાં આવી અને પોતાની રમણીય આકૃતિથી કહેવા લાગી: 'રાજન્! આજથી તમે ત્રણે લોકની ધનસંપત્તિના અધિકારી બની ગયા છો. જે મનુષ્ય ત્યાગ કરીને ભોગવે છે, તેનો ખજાનો કદી હું ઓછો થવા નથી દેતી વળી જે અત્યંત દીન દશામાં પણ યજ્ઞને માટે-લોકોની જીવનરક્ષાને માટે પોતાની બધી સંપત્તિ અને સાધનો વાપરી નાખે છે અને પોતાની બધી શક્તિ અને પરાક્રમ એમાં જ લગાડે છે, એવા વિષ્ણુના પ્રતીકરૂપ માનવને-વિષ્ણુતુલ્ય પુરુષને છોડીને લક્ષ્મી બીજે ક્યાં જવાની છે?'

રાજધર્મ અને પ્રજાધર્મનાં આવાં ઉદાહરણો આપણા દેશને ક્યારે પ્રેરણા આપશે? બુદ્ધિથી લઈને ગાંધી સુધીની સંતોની પરંપરા પણ જો આપણી આ જડતાને ન ધોઈ શકી તો આગળની વાત તો ઈશ્વર જ જાણે.

બલિરાજા અસુરોનો પરમ ઐશ્વર્યશાળી રાજા હતો. તેના રાજ્યકાળમા પૃથ્વી ખેડયા વગર જ અન્ન-ધાન્ય આપતી હતી નદીઓનું પાણી કદી સૂકાતું ન હતું. જે દિશામા રાજા બલિ જતો હતો, ત દિશાને લોકો મસ્તક નમાવતાં હતા, પરંતુ થોડા સમય પછી દુર્દૈવે બલિ રાજાને રાષ્ટ્રભ્રષ્ટ કરી દીધો અને જીવનનો બાકીનો ભાગ તે અજ્ઞાતવાસમાં વિતાવવા લાગ્યો

આ સમયે એક દિવસ દેવોનો રાજા ઇંદ્ર બલિની પાસે આવ્યો બંનેનો વાર્તાલાપ થઈ રહ્યો હતો તે વખતે બલિના શરીરમાંથી પરમ તેજસ્વી સ્વરૂપવાળી લક્ષ્મી પ્રગટ થઈ અને ઈંદ્રને કહેવા લાગી:

'દેવરાજ! મારા ચાર ચરણ છે. જે રાષ્ટ્ર આ ચારે ચરણોને સ્થિર આધાર પર સ્થાપિત કરી શકે છે તેની અંદર હું સ્થાયીપણે નિવાસ કરું છું. બલિ મને સ્થિર આધાર ન આપી શક્યો. આથી મેં તેના રાજ્યનો ત્યાગ કરી દીધો છે. હવે હું તમારા રાષ્ટ્રમાં આવવા ઈચ્છું છું. કહો, મારા દરેક ચરણને તમે ક્યાં ક્યાં સ્થાપિત કરશો?'

ઇંદ્ર કહે: 'શુભે, આપનો પહેલો ચરણ આ પૃથ્વી પર મૂકો. એને અમે અમારા પ્રયત્નથી મનુષ્યમાત્રને માટે અન્નપૂર્ણા બનાવી દીધી છે અમારો એ નિત્યનો પુરુષાર્થ છે કે આ પૃથ્વી પર ઉત્પન્ન થયેલો કોઇ પણ માણસ કદી પણ અન્ન વિનાનો ન રહે. બીજો પગ આપ અમારા રાષ્ટ્રના આ જળભંડાર પર મૂકો નદીઓ અને સરોવરોનો આ જળભંડાર અમારી બુદ્ધિ અને બળથી સુનિયંત્રિત બનીને નહેરો વગેરેના રૂપે અમને અમૃતની પેઠે જીવનદાતા બની ગયો છે. એ જલરાશિને અમે ઇચ્છા પ્રમાણે ધાન્ય અને વનસ્પતિ ઉગાડવામાં ઉપયોગમાં લઇ શકીએ છીએ. ત્રીજો ચરણ આપ અગ્નિ પર મૂકો. એ અગ્નિ જ અમારા રાષ્ટ્રની માનવશક્તિનું પ્રતીક છે રાષ્ટ્રના ઉત્કર્ષમાં અમે એ અગ્નિનો પૂરેપૂરો યથાયોગ્ય ઉપયોગ કરીએ છીએ. અને આપનો ચોથો ચરણ આપ અમારી પ્રજા પર મૂકો એ પરાક્રમી, દાનશીલ અને સદાચારી છે'

ઈંદ્રના આ આમંત્રણથી લક્ષ્મી ગદ્ગદિત થઈને પોતાનો વરદ હસ્ત ઊંચો કરીને બોલી: 'દેવરાજ, હુ બલિના રાજ્યમાં કેવળ ત્રણ જ ચરણથી રહેતી હતી. મારા ચોથા ચરણને તેમાં આધાર ન હતો. આથી મારે ત્યાંથી નીકળી જવુ પડયું. જ્યારે કોઇ રાજ્યમાં પ્રજા સદાચાર ખોઈ બેસે છે, તો ત્યાંની પૃથ્વી, જળ કે અગ્નિ કોઈ પણ મને ત્યાં સ્થિર રાખી શકતાં નથી. હુ લોકશ્રી છું મને લોકોના ચારિત્ર્યનું સિંહાસન જોઇએ. વ્યક્તિવ્યક્તિના સદાચારી માનસમાં હું અચળ નિવાસ કરું છું'

# રાજયોગી

દેવેન્દ્રકુમાર કા. પંડિત

નીલા આભના છત્ર હેઠળ ડુંગરના સિંહાસને હાથમના બેરખાના મણકા ફેરવતા ગુરુ બેઠા છે. વૃક્ષોના છાયે શિષ્યો આજુબાજુ બેસી યોગના ગ્રંથોનું અધ્યયન કરી રહ્યા છે. ચોમેર શાંતિ છે. પવનની લહેરો સિવાય.

સામે સાંકડી પગદંડી પર માથે લાકડાનો ભારો ઉપાડી ધીરા ડગલે વધ્યા આવતા એક શિષ્યને ગુરુએ જોયો એની મૂખમુદ્રા વાંચીને મણકા ફેરવતો હાથ થીજી રહ્યો. આંખની પાંપણ નીચી ઢળી ને પાછી ઉઘડી એટલા વારમાં એણે કોઈક નિશ્ચય કરી સાદ દીધો.

'અરે કોઈ એક શિષ્ય ઉઠો તો ? ને સામે આવતા ભર્તુંહરિની સામે અથડાવ. એવું અથડાવ કે, માથા પરનો લાકડાનો ભારો બોય પડી જાય. ને તેનામાં ક્રોધ પેદા થાય. જોઈએ માળવાનું રાજ ને પીંગળા જેવી રૂપવતી ભાર્યા મૂકી આવનારમાં ક્રોધ કેવો છે ?'

'આજ્ઞા ગુરુદેવ!'

કહી, એક શિષ્ય ઉઠયો અને વધ્યા આવતા ભર્તુહરિની સાથે અફળાયો. એવું અફળાયો કે, લાકડાનો ભારો, બોજ પડી ગયો. ભર્તુંહરી પણ સમતુલા ગુમાવે તો પગદંડીની બેય બાજુની વખભર કંદરામાં પડી જઈ પ્રાણ ગુમાવે.

સામે બેઠા બેઠા ગુરુ આ દૃશ્ય જુએ છે. પગદંડીની બેય બાજુની વૃક્ષરાજી પર બેઠેલા વન-પંખીઓય ડાળે વળગી આ નીહાળ્યા કરે છે.

પણ, આ શું ? ભર્તુંહરીની આંખમાંતો હતું તેવું જ માધુર્ય વરસી રહ્યું છે. મો પર એ જ સ્મિત ટપકી રહ્યું છે. અથડાએલા શિષ્ય પર ન ક્રોધ કર્યો, ન કશો વાણીનો વ્યય કર્યો. મૂક પ્રસન્નતાથી શિષ્યને આગળ જવા દીધો. ને પડીથી મહામુસીબતે જાતે ભારો માથા પર ચડાવી આગળ પ્રયાણ આદર્યું કે, આ મહાન ઔદાર્ય પર, જીતેન્દ્રીયતા પર વન પંખીઓએ પ્રસન્નતાથી ટહુકી વન ગજાવ્યું. ગગનના ઘૂમ્મટમાં એ મધુરા ટહુકારના પડઘા ઉઠયા. ગુરુ પણ મલકી ઉઠયા. ને વિચાર્યું 'રાજયોગી બધી વાછનાથી પર છે. એને કોઈ સિદ્ધિનીય આકાંક્ષા જણાતી નથી. તોય એક વારસી કસોટી કરી લઉં.

ભારો ઠેકાણે મૂકી ગુરુને બે હાથે પ્રણિપાત કરી ભર્તુંહરી સમીપ બેઠા

જવાબમાં ભર્તુંહરીએ બે હાથ જોડીને કહ્યું: 'આજ્ઞા મહારાજ !'

'જાઓ ! બે વરસ મરુભૂમિનો પ્રવાસ કરી આવો.'

આ સાભળી અધ્યયનશીલ શિષ્યગણને થયુ: મરુભૂમિનો પ્રવાસ ! જ્યાં કોઈ તીર્થ નથી કોઈ સંત નથી તે ભોમકાનો હેતુવિહિન પ્રવાસ ?'

પણ રાજયોગીના હૈયે તો પ્રવાસનું કારણ જાણવાની-પૂછવાની ઇચ્છા જ ન જન્મી. એ તો એજ ક્ષણે, એજ સ્થળે ને એજ હાલતમાં ભિક્ષા થયાને ફરી ગુરુને વંદના કરતા બોલ્યા 'આ ચાલ્યો ગુરુવર્ય !'

ને બીજી જ ક્ષણે પ્રસ્થાન. એ જ પગદંડી પરથી એણે ડુંગર છોડયો. મરૂભોમની વિજન વાટે.

મરૂભૂમિ એટલે રેતીનો-રણ-પ્રદેશ. જ્યાં ઝાડ નહિ, પાણી નહિ, થાક ખાવા ઝાડનો છાંયોય નહિ. કોક ગામડાંઓ માર્ગે આવે છે ત્યાં ભિક્ષા માગવા જાય છે. ક્યાંક મળે છે તો ખાઈ લે છે. ક્યાંક મળતું નથી ને ચારચાર દિવસના કડાકા થાય છે. ને ભૂખ્યા પેટે ચાલતા ચાલતા જ્યાં ધરતી અંધાર પછેડો ઓઢી લે છે ત્યાં રાતવાસો રહી જાય છે.

વળી પ્રભાતે આગળ કદમ માંડે છે. ધગધગતી રેતમાં પગના તળિયા સડસડી જાય છે. આભમાથીયે એવી પ્રચંડ ગરમી પડે છે કે તરસ્યા મોમાં દારૂણ શોષ ઉઠે છે પણ ચહેરા પર એનું નિશાન સરખું નથી. ભર્તુંહરીનું અંતઃકરણ સુખ અને દુઃખ આ બેઉ ધર્મોથી સાવ નિર્લેપ બન્યું છે.

ખૂબ થાક્યા. રણનો પંથ ઘણો કાપ્યો. હવે તો અંગ પર એક વલ્કલ અને એક ઝોળી હતા તેય ફાટી ગયા.

વિચાર કર્યો : 'સાંધી લઉં. પણ, આ ઝાડ-પાન રહિત બળબળતી નિર્જન ભોમકામાં સોય-દોરો હોય ક્યાંથી ?'

પણ, ત્યાં જરા જ દૂર રેતમાં કોઈક વણઝારમાંથી પડી ગયેલ સોય તબકી. ભર્તૃહરીએ આ જોયું ને પડખે સુકાઇ ગયેલ એક ઝાડના રેષામાંથી દોરી બનાવી. મહાકાવ્યના છંદો રચનાર આત્મા સાંધવા તો બેઠા પણ સોયના નાકામાં દોરો જતો નથી. ફરી ફરી દોરાનો છેડો વણી સોયના નાકામાં નાખવા પ્રયાસ કર્યો, મહેનત પણ ઘણી કરી. પણ નકામું થયું.

ને મધ્યાન્હ ધખ્યા, આભ-ધરતીમાંથી જાણે અગ્નિ વરસવા માંડ્યો. રેતીનો હરેક કણ અગ્નિકણ સરખો બની ગયો.

ગુરુ, યોગ સિદ્ધિના બળે શિષ્યની પાછળ જ વહ્યા આવતા હતા. આટલી વિપદ સામે રાજયોગીની મહાસાગાર સમી શાંતિ નિહાળી હર્ષથી એમની છાતી ફાટફાટ થાય છે.

બીજી પળે ગુરુએ કશુંક વળી વિચાર્યું ને ત્યાં એક નાનું શું મીઠાં પાણીનું સરોવર અને એક વૃક્ષ યોગવિદ્યાથી સરજી, ગુરુ તેની છાંયામાં બેસી ગયા બરાબર ભર્તૃહરીના સામે જ.

સોયના નાકામાં ધાગો પરોવવાના નિષ્ફળ પ્રયાસોથી થાકી ભર્તૃહરીએ જેવું માથું ઊંચું કર્યું કે સામે વૃક્ષની છાંયામાં ગુરુ બેઠા છે. પાસે મીઠાં ટાઢા પાણીનું સરોવર હીલોળા લે છે.

ગુરુને જોતાં જ ભર્તૃહરીએ દૂરથી વંદના કરી. મંદ મર્મ ભર્યું સ્મિત વરસાવતા ગુરુએ કહ્યું.

'બેટા ભર્તૃહરી, હવે આ છાયામાં આવી જા.

'ગુરુદેવ ! આપની કૃપાથી આ હૃદયમાં, હવે તડકા અને છાયાનો ભેદ રહ્યો નથી.

ગુરુએ જે પ્રત્યુત્તરની આશા રાખી હતી, એ જ મળ્યો. એમના અંતરમાં હર્ષનો મહા ઉદધિ ઉછાળા લેવા માંડ્યો.

'બેટા ! હું તારા પર ખૂબ પ્રસન્ન થયો છું. કંઇક માંગ. સિદ્ધિ અમરતા, મોક્ષ પરમપદ. કંઇક માગ.'

ભર્તૃહરીને કંઇ જ માગવા ઇચ્છા ન હતી. કામ ક્રોધ, લોભ, મોહ આદી બધાનો જેનામાંથી લોપ થયો છે એને કાંઇ જ આકાંક્ષા રહી ન હતી. સામે ગુરુદેવનો આગ્રહ પણ એવો જ તીવ્ર હતો. એટલે માગ્યું:

'ગુરુદેવ ! આ સોયમાં દોરો પરોવાઇ જાય એ માગું છું. બસ, બીજું કાંઇ નહિ. નિસ્પૃહી ને મોહ રહિત ભર્તૃહરીના આ બોલે ત્યાં ન હતા તેય ક્યાંકથી આવી પંખીઓ મીઠું ટહુક્યા, શીળો સુગંધયુક્ત સમીર વાયો. બળબળતું રણ જાણે નંદનવનમાં પલટાઇ ગયું; પરમ શાંતિ છવાઇ ગઇ.

ગુરુએ ઊઠી શિષ્યને બાથમાં લીધા.

*

એક વાર કવિવર રવીન્દ્રનાથ ઠાકુર શ્રી અરવિંદના દર્શન કરવા ગયા. ગુરુદેવ અંદર ગયા ત્યારે હસતા હતા. બહાર આવ્યા ત્યારે તેમની આંખમાં આંસુ હતાં. કોઇએ પૂછ્યું : 'આમ કેમ ?' ગુરુદેવે જવાબ આપ્યો : 'શ્રી અરવિંદ મારા મિત્ર હતા. બંગભંગની લડતમાં અમે સાથે કામ કર્યું હતું એટલે અંદર જતી વખતે હું મિત્રને મળવાના આનંદમાં હતો. પણ અંદર જઇ મેં શ્રી અરવિંદનાં દર્શન કર્યાં, તેમના તપનું તેજ જોયું, લલાટ પર ભક્તિની ભવ્યતા જોઇ, તેમના શરીર ઉપર પ્રગટ થયેલી સુવર્ણમય દિવ્ય કાન્તિ જોઇ. મનુષ્ય પોતાનો આવો વિકાસ સાધી શકે છે એ જોઇ મારી આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં'

# જીવથી પણ વધુ મોંઘેરી–

સરોજકુમાર રાયચૌધરી

થોડાક મહિના પહેલાંની વાત છે.

તે દિવસે ગરમી પણ ખૂબ અસાધારણ પડી હતી. કલકત્તા શહેરના રસ્તાઓ ઉપરનો ડામર પણ પીગળી ગયો હતો. ચોરંગી સામેના મેદાનમાંનાં અને રસ્તાની બન્ને બાજુએ આવેલાં ઝાડોનાં પાંદડાંઓ નિર્જીવ વસ્તુની જેમ ડાળીઓ પર ઝૂલી રહ્યાં હતાં. હવાનું નામનિશાન નહોતું. આપણાં ગામડાંઓમાં આવી ભયંકર ગરમીના દિવસોમાં બપોરના વખતે રાજમાર્ગ ઉપર એક પણ માણસ ફરકતું દેખાય નહીં. કલકત્તા શહેરની બધી વાતો ન્યારી. રોટલો રળી ખાવાની ચિંતામાં આ શહેરમાં માણસને જાણે ઘડીભર પણ વિસામો–આરામ લેવાની ફુરસદ નહોતી. રાજમાર્ગે એક ટ્રામ પછી બીજી ટ્રામ અને એક મોટર પછી બીજી મોટરની હારમાળા ચાલીજ જતી હતી, અને ફૂટપાથ ઉપર એક માણસ પછી બીજા માણસનો પ્રવાહ ચાલી રહ્યો હતો–કીડી ઓનાં ટોળાની માફક.

હા, કીડીઓનાં ટોળાંઓની પેઠે જ તો વળી! કાંઇ નહીં તો મને તો એમ જ લાગ્યું–એટલાં ક્ષુદ્ર, એટલાં નજીવાં, એટલાં ધોંધલિયાં અને એટલાં જ ધનભૂખ્યાં. એમને જોતાં જ મનમાં દયા ઉપજે. ને વળી ન પણ ઊપજે. કાંઇ નહીં તો એમની તરફ જોતાં જોતાં, ભોં–ભોં–કરતાં જેઓ મોટરમાં એમની પાસેથી પસાર થઈ જાય એમના મનનો ભાવ તો આવો જ હશે.

ધરમતલા થઇને મોટરમાં જતાં જતાં મારા મનમાં તો એ જ વિચારો આવ્યા. એટલે કે દયા પણ ઊપજતી ને વળી ન પણ ઊપજતી. કેવી રીતે, કહું? પશુપક્ષીના સંગ્રહસ્થાન–ચીડિયાખાનામાં પાંજરામાં પૂરેલા ભૂખથી દૂબળા હાડપિંજર બનેલા વાઘને જોઇને જેવી મનમાં દયા આવે તેમ ઘણાં વર્ષો પહેલાં ચીડિયાખાનાના એક દૂબળા બનેલા મોટા વાઘને જોઈને મારા મનમાં જે દુઃખ થયું હતું, તેનું વર્ણન અત્રે થઇ શકે તેમ નથી. આવડાં મોટાં શક્તિશાળી પ્રાણીને ફક્ત ચાતુર્ય અને છળકપટના જોરે, આવી શોચનીય સ્થિતિમાં લાવી મૂકવામાં આવ્યું છે. એવો વિચાર આવતાં હું તે ઉંમરે ઉશ્કેરાઇ ગયો હતો. મેં મારી સાથેના મિત્રોને કહ્યું હતું કે, 'જો મારા હાથની વસ્તુ હોત તો હું હમણાં આ ક્ષણે જ આ પ્રાણીને પાંજરામાંથી છોડી મૂકત'

'બાબુજી!'

અમારી પાછળ જ એક ખાખી પાટલૂન પહેરેલો ને હાથમાં લાકડી પકડેલો માણસ ઊભો હતો. તે મારી ઉંમરનો તરુણ નહોતો. મારી આ વાત સાંભળી તેણે કહ્યું હતું, 'બાબુજી, એમ જો કરો તો આ બગીચામાંનું એક પણ માણસ જીવતું ઘેર જવા પામે નહીં, તમે પોતે પણ નહીં!'

'બાપ રે બાપ!'

ભયથી ધ્રૂજી ઊઠતાં મારાથી બોલી જવાયું: 'બાપરે બાપ! હું પણ જીવતો ન રહું–એમ? કેવી ભયંકર વાત!'

તે વખતે કોઈ જો મને એ પિંજરાની ચાવી હાથમાં આપીને કહેત કે, 'આ લ્યો ચાવી, ખોલી નાખો પાંજરું,' તો હું તેમ કરી શકત નહીં પણ એનો અર્થ એ પણ ન થાય કે, પાંજરામાં પુરાયેલા વાઘ ઉપર ઊપજેલી મારી દયા ઊડીને અલોપ થઇ ગઇ હતી.

ફુટપાથ ઉપર ચાલી જતી જનતાને જોઇને મારા મનમાં એવી જ જાતના વિચારો આવવા લાગ્યા. મને વિચારો આવ્યા કે, 'આ માણસ' જે આકાશમાંથી વીજળી પાસે નોકરીની માફક મનમાન્યું કામ કરાવે છે, જે કલકત્તામાં બેઠે બેઠે હજારો માઇલ દૂર બેઠેલાં માણસો સાથે વાત કરે છે. જળ, સ્થળ અને આકાશે જેની અબાધિત ગતિ આગળ શિર ઝુકાવ્યાં છે, આ એ જ માણસની જાત કે જે બે વખતનું ચાર કોળિયા અન્ન મેળવવા માટે આવી સખત ગરમી ને ખરે બપોરે અગ્નિ

વરસાવતા તાપમાં ક્યાં નથી જતો, ને શું નથી કરતો? કોણ કહેશે કે આ લોકો એમના જ જાતભાઈ છે કે જેમની પાસે હિમાલય જેવા પહાડોએ શિર ઝુકાવ્યાં છે, સમુદ્રે જેમને માટે માનપૂર્વક પોતાની વિશાળ છાતી ખુલ્લી મૂકી દીધી છે; સહારાનું મોટું-મસ રણ પણ જેના પગને તળિયે નાનું-ગાયની ખરી જેવડું બની ગયું છે—એ જ માણસની જાત હતી આ?'

નવાઈ જેવું નહીં? મનમાં દયા ન આવે? ને વળી નપણ આવે. એમને જોતાં મનમાં એવો ભાસ જ થાય કે, આ લોકો કીડીઓ કરતાં જરા પણ અંશમાં મોટાં છે, એમની તરફ શ્રદ્ધા-માન દેખાડવાં પડે; એમની વાત ધ્યાન દઈને સાંભળવી-વિચારવી પડે, એ પણ એક આશ્ચર્ય જ ને!

અથવા કદાચ નવાઈ ન પણ લાગે. ભઠ્ઠ બળતા બપોરના તાપમાં ધીમી ગતિએ મોટરમાં આવતાં આવતા વૈશાખ, મહિનાની 'લૂ'વાળી હવાથી શરીર જેમ થાકી જાય, તેમ આવા વિચારોથી મારું મન અકળામણ અનુભવી રહ્યું હતું. નવાઈ જેવું નથી; કારણ કે એલ્ગીન રોડના નાકાથી ચૌરંગી થઈને ધરમતલાને રસ્તે હું કેટલીયે વાર આવ્યો-ગયો હોઈશ; પણ આવી જાતના વિચારો મને ક્યારેય આવ્યા ન હોતાઃ ફક્ત તે દિવસે જ કેમ આવતા હતા; રામ જાણે!

મારી મોટર ચાલતી હતી વીજળી વેગે, હું પસાર થઈ રહ્યો હતો વિચિત્ર રૂપધારી જનતા તરફ જોતો જોતો, અચાનક એક મારવાનો ચુડુકુડુ ચુડુકુડુ કર્કશ શબ્દ કાને પડતાં હું ચમકી ઊઠયો. અણુચિંતવ્યો ધક્કો લાગતાં મેં ચકિત થઈને સામેની તરફ જોયું ને જે દશ્ય મારી નજરે પડ્યું, તેથી છાતીનું લોહી જ થીજી ગયું!

તમે કોઈ વખત કોઈને મોટર નીચે આવી જતો જોયો છે! અથવા તમે પોતે કોઈને મોટર તળે ચગદી-કચડી નાખ્યો છે! એક ગોળ ફીંડલાની જેમ વીંટાળેલો કોઈ માણસ જમીન ઉપરથી ઊંચે ઉછાળવામાં આવ્યો હોય, તેમ મોટરના એંજિન ઉપર પડયો ને પડયાની સાથે સાથે જ તે ત્યાંથી સરકીને નીચે પડી ગયો.

મારો ડ્રાઈવર જીવ બચાવવા માટે તેની ઝપાથી જ મોટર ચલાવી નાઠો. રાજી વળીને માણસો ભેગાં થઈ ગયાં. કેટલાક પેલા કચડાઈ ગયેલા માણસને ઘેરી વળ્યા. એથી વધુ ઉત્સાહી હતા તેઓ મારી મોટરની પાછળ પાછળ દોડયા. હું પણ જાણે ઉશ્કેરાઈ ગયો. સાચી વાત કહું તો હું જો ન હોત તો ડ્રાઈવર મોટર લઈને ક્યાં ચાલ્યો જાત તેનો કાંઈ પત્તો લાગત નહીં. બિચારો ટેક્સી ડ્રાઈવર! પોલીસ તેની મોટરનો નંબર ભલે નોંધી લે-ને ન્યાયની અદાલતમાં તેને ખડો કરી તેનું 'લાયસન્સ' ભલે ઝૂટવી લે, તેને દંડ કરે, જેલમાં મોકલે, જે થવાનું હોય તે ભલે થાઓ, 'પણ' તે તો આવતી કાલે ને! પણ બીજું કાંઈ નહીં તો આજ તેને નિષ્ઠુર જનતાના હૃદયહીન અત્યાચારના હાથથી તો મારે ઉગારવો જોઈએ ને?

પણ એટલા બધા વિચારો કરવાની તે વખતે મારા મનની સ્થિતિ નહોતી. મેં તેને એક રીતે કહો તો જોરજુલમથી એનો હાથ પકડી બળજબરીથી ઊભો રાખ્યો ને ટેક્સી પાછી ફેરવી. હું પાછો તે બનાવવાળા સ્થળે હાજર થયો. બિચારો તે વખતે બીકનો માર્યો થરથર ધ્રૂજતો હતો. વચમાં રસ્તામાં જ ઘણા યે માણસો ટેક્સીની પા-દાની (અં કૂટ રરપ) ઉપર ચડી ગયા ને તેને જે ઉત્તમ-મધ્યમ વાણી સંભળાવી તે શબ્દો શબ્દકોષમાં શોધ્યા જડે નહીં. હું તેમને પણ શાંત પાડવાનો તનતોડ પ્રયત્ન કરી રહ્યો હતો; પણ પોલીસ જો વેળાસર ન આવી પહોંચી હોત, તો વિફરેલી જનતાના હાથમાં ગરીબ બિચારા ડ્રાઈવરને હું કોઈ રીતે બચાવી ન શક્યો હોત તે વાત ચોક્કસ હતી.

પછી એ જ ટેક્સીમાં હું પેલા માણસને લઈ ગયો મેડિકલ કૉલેજ હૉસ્પિટલમાં.

એની ઉંમર કાંઈ બહુ મોટી નહોતી, ચાલીસ કે બહુ બહુ તો પચાસ. શરીર ઉપર એક અરધું, મેલું ખાદીનું પહેરણ હતું. આંખ અને ચહેરો

જોતાં તે સદ્‌ગૃહસ્થનો છોકરો છે એ બાબતમાં કાંઇ શંકા રહેતી નહોતી. બિચારના હાથ અને મોઢાં ઉપરના ખુલ્લા જખમોમાંથી લોહી વહેતું હતું. ડોક્ટરે જખમો બધા ધોઇ પ્રાથમિક ચિકિત્સા કરી; પણ એને પગમાં અને કમરમાં જ વધારે પછડાટી લાગી હતી, ઉપરથી જખમ થયો નહોતો; પણ ત્યાં સખત કળતર થતી હતી. મોટરનો પ્રથમ ધક્કો કમરમાં જ લાગ્યો હતો અને પગ ઉપર થઇને મોટરનું પૈડું ફરી ગયું હતું; એટલે માટે 'એક્સરે'નો ફોટો લેવાની જરૂર છે એમ ડોક્ટરનું કહેવું થયું. છતાં સાથે સાથે એમ પણ કહ્યું કે, અણધાર્યો આ અકસ્માત થવાથી દેહ કરતાં મન ઉપર જ વધુ અસર થઇ છે ને તેથી બેભાન થઇ ગયો છે.

બે ત્રણ કલાક પછી ને છોકરાએ એકવાર આંખો ઉઘાડી જોયું. ધીમે સાદે તેણે પાણી માંગ્યું.

આટલી વારે મને તેના તરફ સરખી રીતે જોવાનો વખત મળ્યો. મને એમ લાગ્યું કે, આ ચહેરો ક્યાંક જોયો છે, પણ ક્યાં જોયો હશે તે નક્કી કરી શકાયું નહિ.

નર્સે આવી એક ફીડિંગ બોટલમાંથી એને કાંઇક પાયું. ઘણું કરીને થોડુંક ગરમ દૂધ અથવા બ્રાન્ડી હશે. તે પેટમાં ગયા પછી એમ લાગ્યું કે, જાણે તેને કાંઇ સારૂ જણાય છે એકવાર આંખો ઉઘાડી ચોતરફ જોઇ લીધા પછી વળી આંખો બંધ દીધી ને બધી ઘટનાને યાદ કરવાનો પ્રયત્ન કરતો હોય એમ જણાયું.

ડોક્ટરે મારી પાસેથી આ બનાવનો ટૂંકો અહેવાલ લખી લીધો બની શકે તેટલી હદ સુધી ડ્રાઇવરને બચાવી મારે જે કહેવાનું હતું તે બધું કહ્યું તે પછી ડોક્ટર રોગીની પથારી આગળ તેના માથા પાસે આવીને ઊભા

છોકરાએ પગરવ સાંભળી આંખો ઊઘાડી. ધીરે હળવે સાદે તેણે પૂછ્યુ: 'હું શું હોસ્પિટલમાં છું?'

'હા.'

'મોટર નીચે આવી ગયો હતો કેમ?'

'હા.'

તે બીજું કાંઇ બોલ્યો નહીં. તેની વાતચીત સાંભળી મને લાગ્યું કે કાંઇ બહુ વધારે વાગ્યું નથી. જલદી સારો થઇ જશે.

ડોક્ટરે પૂછ્યુ: 'તમારૂં નામ શું છે ભાઇ?'

જરા વાર આનાકાની કર્યા પછી તે છોકરો બોલ્યો: 'ભુજંગધરરાય.'

ડોક્ટરે નામ લખી લીધું.

મને બરાબર મનમાં લાગ્યા કરતું કે આને હું ઓળખું છું ને એમ ધારતો હતો કે એનું નામ જાણવામાં આવતાં જરૂર હું તેને ઓળખી શકીશ, પણ નામ સાંભળી હું તો વધુ ગોટાળામાં પડી ગયો. એ નામના કોઈ માણસને હું ઓળખતો નહોતો, ત્યારે કદાચ મારી ભૂલ થતી હશે.

ડોક્ટરે પાછું પૂછ્યું: 'શું ધંધો કરો છો?'

'ધંધો કાંઇ નથી કરતો.'

'અહીં તમારા કોઇ સગાંસંબંધી છે?'

'ના'

'ક્યાં રહો છો? શું ઠેકાણું?'

એક મેસમા રહું છું,' કહી તેણે લોજનું નામઠામ ઠેકાણું આપ્યું.

આટલી વારે હવે તેની નજર મારા ઉપર પડી. નજર પડતાં જ તે જાણે ચમકી ઊઠયો! ભયભીત ચહેરે તે બોલ્યો: 'તમે?'

'હા, હું. મને ઓળખો છો તમે?'

જવાબમા તે છોકરાએ ફક્ત આંખો મીંચી દીધી.

ડોક્ટરે વિસ્મયપૂર્વક મને પૂછ્યું, 'તમે આને ઓળખો છો?'

ફિક્કું હસી હું બોલ્યો, 'એવું લાગે છે તો ખરૂં, જાણીતો માણસ લાગે છે.'

એકાએક પેલી બાજુથી ડોક્ટરને બોલાવવામાં આવતાં તેઓ મને ઉદ્દેશીને બોલ્યા, 'તમે જરા અહીં બેસજો, હું હમણાં જ પાછો આવું છું.'

ડૉક્ટર ચાલ્યા ગયા.

થોડીવાર પછી તેની માફી માગતો હોઉં તેવે સાદે હું બોલ્યો, 'તમારી આ સ્થિતિ માટે આડકતરી રીતે હું જવાબદાર છું.'

તે છોકરો તરત જ બોલી ઊઠ્યો, 'ના, ના. એમાં તમે શું કરો? દોષ મારા નસીબનો છે, હું જરા બે ધ્યાન થઈને રસ્તે ચાલતો હતો, એક ખાસ બાબતમાં...જવા દો એ વાત.'

મેં કહ્યું, 'હું પહેલાં તો તમને ઓળખી શક્યો નહીં; ને વળી મારા ખ્યાલ પ્રમાણે તમારું નામ તારાપદ તો નહીં?'

આટલા દુઃખમાં પણ તે છોકરો પરાણે જરા ફિક્કું હસ્યો ને કહ્યું, 'તમારો ખ્યાલ બરાબર છે!,

'પણ તમે તો અત્રે નામ કહ્યું...'

એક ઘેરો ઊંડો નિસાસો નાખી છોકરાએ આંખો મીંચી દીધી. ઘણું કરીને વધુ બોલતાં તેને દુઃખ થતું હશે.

હા, એનું નામ હતું તારાપદ તારાપદ વિશ્વાસ અથવા તારાપદ સરકાર. જે વર્તમાનપત્રની ઓફિસમાં હું નોકરી કરતો હતો તે છાપખાનાનો જ તે હતો કમ્પોઝીટર નોઆખલીનો રહીશ હતો. એક બે વર્ષ થયાં મેટ્રિક પાસ થયો હતો.

મને બરાબર યાદ છે. એક દિવસ ઓફિસનું કામ પુરું કરી હું ઘેર જવા માટે નીચે ઉતરતો હતો; ત્યાં અરધે દાદરે જોયું, તો પાંચ–છ છોકરા ખભા ઉપર એકેક બિસ્તરો લઈ ઉપર આવતા હતા સૌથી આગળ હતો આ તારાપદ

મને જોતાં જ તારાપદ બોલી ઊઠ્યો, 'શેઠ સાહેબ, અમારે રહેવા સૂવાનું ક્યાં છે.'

પૂરેપૂરા અપરિચિત આ પાંચ–છ છોકરાઓને મોઢે આવો સવાલ સાંભળી મને નવાઈ લાગી. એમની વાતચીત કરવાની ઢબ જોઈ હું સમજી શક્યો કે, આ લોકો સીધા જ પ્રાકૃત સ્થળમાંથી આવેલા છે.

મને ભારે કૌતુક થયું. મોઢું ભારેખમ રાખી હું બોલ્યો, 'હા, જોયું ને? તમારે રહેવા માટે શું થાય હવે?'

તારાપદ બોલ્યો 'આ જુઓ! આટલો રસ્તો પગે ચાલી આવી હવે અમે...'

'મેં પૂછ્યું, તમે કોણ, મને જરા કહો તો ખરા!'

'અમે અમરબાબુના દેશના છીએ.'

અમરબાબુ ખૂબ દેશવિખ્યાત માણસ હતા. ચારપાંચ લાખ રૂપિયા ભેગા કરી લીધા પછી હાલમાં તેઓ સમાજવાદી બન્યા હતા અને પોતાની ખુશીથી જ આ ટગુ મગુ ચાલતા ને બંધ થવાની અણી પર આવેલા છાપાનો ભાર ઉપાડી લઈ તેમણે અમારા ઉપર ઉપકાર કર્યો હતો. એમની કાર્યદક્ષતા વિશે અમને અથવા બહારના કોઈ પણ માણસને જરા પણ સંદેહ જેવું નહોતું. આ એક વર્ષના અરસામાં એમનાં વિનંતી ભરેલાં અસરકારક ભાષણોથી અમે એક પછી એક એમ એક સાથે નવ મહિનાનો પગાર છોડી દીધો હતો. બાકી ત્રણ માસનો પગાર તેઓ તરતમાં જ ચૂકવશે એમ કહેતા હતા. આ પ્રમાણે એક જ વર્ષમાં તેમણે કર્મચારીઓનો પગાર ચૂકવી દીધો હતો, કે જે સમાજવાદીઓ સિવાય કોઈ પણ કરી શકે તેમ નહોતું. હાલમાં તેમને એવો વિચાર આવ્યો હતો કે, સ્ટાફના દરેક દરેક માણસને પગાર પર રાખવા પોષાય તેમ નથી. ને ઘણું કરીને એટલા માટે જ દેશમાંથી આ છોકરાઓની ભરતી કરવી શરૂ કરી હતી ને તેનું આ પહેલું 'કન્સાઇન્મેન્ટ' હતું.

મને ચુપચુપ ઊભો રહેલો જોઈ તે છોકરાઓ બોલ્યાઃ 'વારુ, રહેવાની જગ્યાની વાત પછી થઈ રહેશે હાલ તુરત અમારા ખભા ઉપરના આ બિસ્તરા ક્યાં ઉતારીને રાખીએ તે તો કહો!'

મેં કહ્યુંઃ 'એક બે મારા માથા ઉપર ઉતારો ને બાકીના બધાય અમરબાબુના માથા ઉપર ઉતારો. એમનું માથું (મગજ) બહુ મોટું છે ત્યાં

જગ્યા જરૂર હશે જ!

હું વધુવાર ત્યાં ઊભો રહ્યો નહીં.

તે પછી એમની કાંઈ વધુ ખબર અંતર હું રાખી શક્યો નહોતો, વચ્ચે વચ્ચે કોઈ કોઈ વાર તેઓ રસ્તે ગલીએ મળી જતા, એટલું જ. એમનાં નામ જાણી લેવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો ન હતો.

મેં તારાપદને પૂછ્યું, 'મેં તમને હાલ ઘણા દિવસ થયા જોયા નથી.' તારાપદ જરા નારાજ થતાં બોલ્યો, 'એ બાબત વધુ વાત કરશો મા આપ.'

'તમે આપણા એ જ કારખાનામાં નોકરી કરો છો ને?'

'નોકરી!' તે છોકરાના હોઠને ખૂણે ઝાંખી મશ્કરીનું હાસ્ય ખેલી ગયું. કહ્યું, 'હા, વગર પગારે કામ કરીએ છીએ ખરા!'

'વગર પગારે એટલે?'

'એટલે કે બપોરે ચાર પૈસા અને સાંજે ચાર પૈસા, તે પણ એકી સાથે નહિ, બંને વાર માગવા પડે ત્યારે મળે...'

'હંઅ...'

'હા, ચાર કોળિયા અનાજ કાંઈ એમ સહેજમાં મળતું હશે બાપલા? બેય વાર પેટમાં નાસ્તો કરતાં પહેલાં શેઠની સામે જઈ હારબંધ ઊભા રહેવું પડે છે. તેઓ ડાબે હાથે બધાને એક એક આની ફેંકે, તે ઉપાડી લઈ પછી પાયસ હોટલ!'

હું ચુપચુપ બેસી રહ્યો.

તારાપદ ઉશ્કેરાટભર્યે સાદે બોલ્યો, 'પાયસ હોટલ જોઈ છે તમે? બે પૈસાના ભાત, એક પૈસાની દાળ અને એક પૈસાનું શાક. શેઠે કહ્યું કે, વચ્ચે વચ્ચે સ્વાદ બદલાવવો, એટલે કે કોઈવાર દાળને બદલે ઓસામણ, કોઈવાર વળી એક પૈસાની પૂરી કે ભજિયાં, એકાદ પૈસાના ગાંઠિયા, મોજથી ખાઈએ છીએ?'

'ત્યારે અહીં તો કહ્યું ને કે તમે મેસમાં રહો છો?'

'એ હું જૂઠું બોલ્યો છું!'

'ને તમારું નામ જે તમે કહ્યું?'

'એ પણ જૂઠું'

હું તો મોં ફાડીને જોઈ જ રહ્યો. આ છોકરાની ડાગળી ચસકી ગઈ છે કે શું? ચોરી કરી નથી, લબાડી કરી નથી, લૂંટ નથી કરી, કોઈનું ખિસ્સું પણ કાતર્યું નથી, મોટર નીચે આવી જવાથી હોસ્પિટલમાં આવ્યો છે ત્યાં આમ જૂઠું નામઠામ-ઠેકાણું આપવાની શી જરૂર?

તારાપદ એકાએક ઉશ્કેરાઈ જઈ બોલી ઊઠ્યોઃ 'તમે વિચાર કરતા હશો કે સારા માણસનો દીકરો આમ જૂઠું બોલી શું કરતો હશે, ખરું ને? સાહેબ મારા, જૂઠું બોલવાના શું કોડ થાય છે મને? સંજોગો અનુસાર લાચારીથી બોલવું પડે છે સમજ્યા!'

ઉશ્કેરાટમાં તારાપદ પથારીમાંથી બેઠો થવા થવા જતો હતો. મેં તેને તરત જ પાછો સુવડાવી દીધો ને કહ્યું, 'ઊઠજો મા, સૂતે સૂતે જ બોલો.'

'વારુ, સૂતે સૂતે કહું છું. જુઓ સાંભળો. મને ખબર મળ્યા કે સાધના પ્રેસમાં બે-ચાર કંપોઝીટરોની જરૂર છે. રજા તો અમને મળે શાની! તેથી મા માંદી છે, મારે એક વાર દેશમાં જવું પડશે એમ કહી અમરબાબુ પાસેથી સાત દિવસની રજા લીધી. આજ દિવસ સુધીમાં કુલ ચાર દિવસની ટ્રાયલ દીધી. હજુ પણ ૨-૩ દિવસ દેવી પડશે એમ મને કહેવામાં આવ્યું. ત્યાં તો આ આફત આવી પડી!' તારાપદે મોં કટાણું કર્યું.

મેં કહ્યું, 'તેમાં શું થયું? એટલા માટે ખોટું નામઠામ ઠેકાણું દેવાની શી જરૂર હતી?'

'ઉં! હું મારું ખરું નામઠામ ઠેકાણું કહું ને આ હોસ્પિટલવાળા ઓફિસમાં ખબર પહોંચાડે અથવા તો છાપામાં આ બધું છપાવે,

અમરબાબુને ખબર પડે કે ખોટું બોલી રજા લઈ હું એક બીજા છાપખાનામાં કામ મેળવવા પ્રયત્ન કરી રહ્યો છું, એટલે તમને બધાયને ખૂબ મજા પડે ખરું ને?'

આટલી વારે મને આ વાતનું ખરું રહસ્ય સમજાયું! મનમાં હસવું પણ આવ્યું. મેં કહ્યું, 'ઓહોહોહો! ભારી મોટી નોકરી ખરી ને! એટલા માટે આટલું બધું?'

તારાપદની આંખોમાંથી આગના તણખા ઝરવા લાગ્યા. વ્યંગભર્યે સાદે તે બોલ્યો, 'જી હા,! મહિનાના પોણાચાર રૂપિયા. પણ આજકાલ એટલું પણ કોણ આપે છે તે તો કહો. જેમ તેમ કરીને પેટ થીંગડાં મારી બે વાર ચાર કોળિયા ખાવાનું તો મળે છે નોકરી જાય તો તેના પણ વાખા થઈ પડે ને!'

'હા, એ વાત ખરી!'

તારાપદ બોલવા લાગ્યો, 'પણ મારી ગ્રહદશા ખરાબ છે. તમે સમજ્યા? તે દિવસ ફૂટપાથ ઉપર જ્યોતિષીને હાથ દેખાડયો હતો. તેણે કહ્યું હતું કે, શનિની દશા ચાલે છે. હજુ ત્રણ વર્ષ દુઃખમાં પસાર થશે. ત્રણ વર્ષ મારે કોઈ રીતે વિતાવી દેવા છે, સમજ્યા, તમે? તે પછી મા કાલિની કૃપાથી સારા દિવસો આવશે જ. તમે શું કહો છો?'

મારે કહેવાનું તો કાંઈ હતું જ નહીં. હું તેની દવાદારૂ અને સંભાળ લેવાનો પ્રબંધ કરી ગુપચુપ ચાલ્યો આવ્યો. હું મનમાં ને મનમાં એ જ વાતનો વિચાર કરતો હતો કે આ છોકરો મોતના મુખમાં તો આવી પડયો જ હતો. એક તસુનો ફેર પડયો હોત તો મરી જ જાત! હજુ પણ શું થાય, શું ન થાય, કાંઈ કહેવાય નહીં. આવી પરિસ્થિતિમાં પણ ભાન આવતાં વેંત જ તેને સૌથી પહેલો ખ્યાલ આવ્યો કે જીવને જોખમે–જીવથી પણ મોંઘેરી–નોકરીને પહેલી સંભાળવી પડશે, અમરબાબુને ખબર ન પડવી જોઈએ! [અનુ૦ કુ૦ ઉષા દેસાઈ]

---

# ઘડો અભડાશે

સોરઠનાં મહંત સીમરોળી ગામની આ વાત છે. ગામે હરિજનો માટે સાર્વજનિક કૂવો ખુલ્લો મુકયો હતો. હરિજન બહેનો તે કૂવે પાણી ભરવા આવે પણ સંકોચ સેવ્યા કરે. કૂવા પર એક વખત નહિં યુવાન, નહિ પ્રૌઢ એવા એક સવર્ણ બહેન કૂવાને ગરેડે પાણી સિંચે. બાજુના ગરેડે સમવયસ્ક હરિજન બહેન પાણી ભરવા આવ્યાં. ઘડાને ગળે ગાળિયો નાંખી તેઓ તો સંકોચથી ઊભા રહ્યા.

પાણી સિંચતા સવર્ણ બહેને કહ્યું, 'કેમ ઊભાં છો? સિંચોને પાણી.'

'તમારો ઘડો ઉપર આવી જાય એટલે સિંચુ. મારો ઘડો નાંખતાં તમારા ઘડા સાથે અથડાય તો તમારો ઘડો અભડાશે.'

'હવે તો બધું જયહિંદ થઈ ગયું છે, મારી બુન, બધો એકાકારોજ થઈ ગયો છે ને! તમે ય સિંચોને' ઉપર આવેલા ઘડાનું પાણી હાંડામાં ઠાલવતાં સવર્ણ બહેને મલકાતાં કહ્યું.

હસતા મોંએ સવર્ણ બહેનના બોલાયેલા આ બોલથી હરિજન બહેનનો સંકોચ ઓસરી ગયો અને તેણે પણ સવર્ણ બહેનની સાથોસાથ મલકતા મોંએ બાજુના ગરેડેથી કૂવામાં તેનો ઘડો વહેતો કર્યો.

'વિકાસ'

# અન્નદાતા

વાલજી ગોવિંદજી દેસાઇ

આકરે નામે દ્રાવિડ (તમિલ) પ્રદેશમાં એક ગામડું હતું, ત્યાં સુબ્બૈયર નામે બ્રાહ્મણ રહેતો હતો એને ખેતર બહુ હતાં, ને એ અન્નદાન બહુ કરતો. શ્રીરંગમ્ જનારા યાત્રાળુ આ ગામને પાદર થઇને જાય એનો એ સત્કાર કરે. સૌ અભ્યાગતને જમાડીને પછી પોતે જમે. ભૂખ્યો માણસ ગમે તે વર્ણનો હોય ને ગમે તેવે ટાણે આવે તો પણ તેને એ જમાડે.

આ બ્રાહ્મણનું ઘર એટલે જાણે ધર્મશાળા તથા ભોજનશાળા, ઘરમાં નોકર-ચાકર ન મળે. ઘરની સ્ત્રીઓજ રાંધે, પીરસે ને એઠવાડ કાઢે.

કે કેઓને પૂછ્યું, 'આમ તે કેટલો સમય ચાલશે?' તો બ્રાહ્મણ કહે, 'આ તો અમારો કુલધર્મ છે ને વંશપરંપરાએ શેતરી આવ્યો છે. દાન જ ધનમાત્રમાં પ્રધાન ધન છે. ભૂખ્યાને ભોજન આપવું તે ઉત્તમ દેવસેવા છે. ભગવાન એ કરવા દેશે ત્યાં લગી કરીશ '

એક વર્ષે દુકાળ પડયો એટલે બ્રાહ્મણને માથે સંકટ આવી પડયું તો ય એનું અન્નદાન તો ચાલુ જ રહ્યું. ખેતરમાં અન્ન જ ન પાક્યું, એટલે એણે ઘરની સ્ત્રીઓના ઘરેણા વેચી નાખ્યાં ને દાનસત્ર ચાલુ રાખ્યું.

દુકાળને કારણે રાજભાગ ભરવાનું એનાથી બન્યું નહી. એટલે એણે અંગ્રેજ સરકારના માણસને કહ્યું, 'મારાથી જમીનમહેસૂલ ભરાય એમ નથી તે તમારા ઉપરીને લખી નાખો. એને પછી જે કરવું હોય તે કરે મારી જમીન વેચવી હોય તો ભલે વેચી નાખે. જેવી ઇશ્વરેચ્છા '

બ્રાહ્મણના મિત્રોએ એને કહ્યું કે, 'થોડાક દિવસ અન્નદાન બંધ કરો ને એમ કરતાં પૈસા બચે તેમાં રાજભાગ ભરો. તો એણે જવાબ આપ્યો, 'ગરીબ માણસને મદદ કરવાનું આજ ખરું ટાણું છે. આજ હું દાન બંધ કરું તો પહેલા કરેલું દાન પાણીમાં જાય. ભૂખ્યાને હું ભૂખ્યા પાછા કાઢું એના કરતાં મરવું શું ખોટું? પૈસા ઉછીના લેવાય ને પછી ભરી દેવાય, પણ ધર્મ ન ચૂકાય.'

ગામના તલાટીએ ઉપરીને કાને વાત નાખી, એટલે મામલતદાર આંકરે આવ્યા ને બ્રાહ્મણની જમીનનું લીલામ કર્યું, પણ જમીનનો કોઇ ઘરાક થયો નહી. લોકો કહે: 'આ દાતાની જમીન આપણે વેચાતી રાખીએ તો આપણા ઘણુ નીકળી જાય.'

મામલતદારે અંગ્રેજ કલેક્ટરને રિપોર્ટ કર્યો, એટલે એ પણ આંકરે આવ્યો. એણે કેટલાક ગ્રામવાસીને પૂછી જોયું તો સૌએ બ્રાહ્મણનાં વખાણ જ કર્યા.

*

તે દિવસે રાત્રે બ્રાહ્મણ પોતાના ઘરની ઓસરીમા સૂતો હતો. ત્યાં અધી રાતે આવીથી કોઇએ 'સ્વામી' સાદ પાડી એટલે એ જાગી ગયો, ને જ્યાંથી સાદ આવ્યો હતો ત્યાં ગયો.

જે માણસે સાદ પાડી હતી એની પાસે જઇને બ્રાહ્મણે પૂછ્યુ 'ભાઇ તમારે શું જોઇએ? તમે કોણ છે.?

'હું એક ગરીબ પારિયા (ઢેડ) છું એક આઘું ગામડું છે ત્યાંથી મારે ગામ જતો હતો ત્યાં રાત પડી ગઇ. હું બહુ થાકી ગયો છું ને ભૂખ્યો છું, એટલે મને ખાવાનું આપો.'

'ઠીક છે. તમે ઘડીક અહીં ખમો ત્યાં હું આવું છુ'

બ્રાહ્મણના ઘરમાં એવી રીત હતી તે મોડી રાતે કોઇ આવી ચડે તો એને આપવા થાય એમ કરીને થોડુંક અન્ન ઢાંકી મુકવું. બ્રાહ્મણે ઘરનાં માણસને જમાડયા ને એક લાકડાના પચાલામાં રાંધેલ ચોખા ભરાવ્યા ને તેના ઉપર દાળશાકછાશના પડિયા મુકાવ્યા. આ બધું એણે અતિથિને આપ્યુ ને કહ્યું, 'આ ખાઓ ને તમારે ગામડે જાઓ પચાલું પાછું આપવાની કાંઇ જરૂર નથી. બને તો

કાલ પાછું દેજો નહીં તો તમે જ રાખી લેજો.'

'ભગવાન તમારા ભંડાર ભર્યા રાખે. તમને ધરમની રક્ષા,' એમ કહીને અતિથિ ચાલતો થયો.

બીજે દિવસે બ્રાહ્મણને કલેક્ટરે મળવા બોલાવ્યો હતો. એ તેની ઑફિસે પહોંચ્યો, એટલે કલેક્ટર કહે 'કેમ મોડા આવ્યા?'

'મને ક્ષમા કરો સાહેબ, મારે સવારે સ્નાન-સન્ધ્યા કરવાં હોય ને જમ્યા પહેલાં બીજાને જમાડવા હોય એટલે મોડું થયું.'

'તમારી પાસે રાજભાગ લેણો છે તે જાણો છો કે?'

'હાજી, પણ ખેતરમાં કાંઇ પાક્યું નહીં એટલે શું થાય?'

'તો પછી જાત્રાળુને જમાડો છો ક્યાંથી?'

'એટલા સારુ તો મારે સ્ત્રીઓનાં ઘરેણાં વેચવાં પડયાં છે.'

'ઘરેણાં શું કામ વેચવાં પડે? બીજાને જમાડો નહીં તો ન ચાલે?'

'ના, સાહેબ. એના કરતાં તો મરવાનું મને વધારે ગમે.'

'તમે લોકોને દીએ જમાડો કે રાતે પણ?'

'બેય ટાણાં. ભૂખ્યા જેવે ટાણે આવી ચડે એવે ટાણે એને જમાડું છું.'

'તમે બધી નાતના માણસોને જમાડો છે?'

'હા જી. મારે ઘેરથી કોઇ ભૂખ્યો જમ્યા વિના ન જાય.'

'પરિયાને પણ તમે જમાડો છે?'

'હા જી. બીજા જમી રહે પછી એને પણ જમાડું.'

'પારિયાને તમે કેટલી વાર જમાડ્યા છે?'

'એ તો કોણ જાણે, પણ ઠીક ઠીક વાર જમાડ્યા છે.'

'હમણાં હમણાં તમે કોઇ પારિયાને ખાવાનું આપ્યું છે?'

'હા જી, ગઇ કાલે જ એક જણ મધરાતે આવ્યો હતો, એને મેં ખાવાનું આપ્યું.'

'ઠીક છે. તમે તેને શું આપ્યું? એઠું-જુઠું કાંઇક દીધું હશે.'

'ના જી. રાત વખતના કોઇ આવી ચડે એના સારુ અમે ભાણું ઢાંકી રાખીએ છીએ. કાલે રાતે પણ પૂરું ભાણું જ આપ્યું.'

'પૂરું ભાણું? એના મોઢા આગળ પાન મૂકીને ખાવાનું પીરસ્યું?'

'ના ના. મેં એને લાકડાના પવાલામાં ચોખા આપ્યા ને પડિયાકાચલીમાં દાળશાક અને છાશ આપ્યાં.'

'જેને તમે જમાડયો તે પારિયાને તમે ઓળખો છો?'

'ના અંધારું હતું, એટલે કોણ છે તે કાંઇ કળાણું નહીં.'

'એને આપેલું પવાલું તમે મને બતાવશો?'

'એ હજુ પાછું નથી આપી ગયો.'

'તો પછી તમે એને જમાડયો એમ કેમ કરીને મનાય?'

'કોઇ માને, ન માને એમાં મારું શું જાય? મારો ભગવાન જાણે છે ને.'

'એ પવાલું પાછું નહીં આપે તો તમે શું કરશો?'

'એમાં કાંઇ મને ભારે ખોટ જાય એમ નથી બને તો જ પાછું આપવું એમ મેં એને કહ્યું છે.'

'ઠીક,' એમ કહીને કલેક્ટરે ટેબલ ઉપરથી ટેબલક્લોથ આઘું કર્યું તો ટેબલ નીચે, બ્રાહ્મણનું પવાલું પડયું હતું.

'આ પવાલું તમારું છે કે? જુઓ.'

બ્રાહ્મણ તો સ્તબ્ધ થઇ ગયો. 'અરે રાતે હરિજનને આપેલું પવાલું અહીં કલેક્ટરના ટેબલ નીચે ક્યાંથી આવી ગયું?'

કલેક્ટર કહે, 'કેમ બોલતા નથી? તમે રાતે જેને જમાડયો તે હું જ હતો, ને આ રહ્યું તમારું પવાલું. તમારા ઘરની રસોઇ મેં ચાખી. સરસ હતી. તમે સજ્જન છો. ભગવાન તમારું ભલું કરે.'

[શ્રી સ્વામીનાથ અય્યરના તામિલના રાજાજીએ કરેલા અંગ્રેજી ઉપરથી]

# રસિક કિસ્સો

જોન ગાલ્સવર્ધી

વકીલસાહેબે કહ્યુ, 'તે દિવસે મારા પિતાજીના જુના કાગળો ફેંદતાં આ છાપાના કતરણ મારે હાથ ચઢ્યાં. તારી ઇચ્છા હોય તો વાંચી સંભળાવુ.'

'સંભળાવો ત્યારે!' મિત્રે કહ્યું.

વકીલસાહેબ વાંચવુ શરૂ કર્યું, 'કાલે લંડનની પોલિસકોર્ટમાં એક ખાનદાન જેવા જણાતા, પરંતુ જૂનાપુરાણા કપડાં પહેરેલા માણસને કારણે સનસનાટી પ્રસરી ગઇ. એ માણસને ન્યાયાધીશસાહેબે કેટલાક સવાલ પૂછ્યા. અમે એ સવાલ-જવાબ તેઓના જ શબ્દોમા નીચે આપીએ છીએ–

'યોર વરશિપ! શું હુ એક સવાલ આપને પૂછી શકુ?'

'જરૂર'

'શું હું જીવતો છુ?'

'આ શું બકો છો? અહીંથી ચાલ્યા જાવ.'

'સાહેબ! હું પૂરેપૂરી ગંભીરતાથી વાત કરી રહ્યો છુ. આ વાત જાણવી મારે માટે ઘણી જરૂરી છે.'

'શુ તમે સંપૂર્ણ ભાનમા છો?'

'જી હા, સાહેબ! હુ સંપૂર્ણ ભાનમા છુ.'

'તો તમારો અહી આવવાનો અને મને આવો સવાલ, કરવાનો હેતુ શો?'

સાહેબ, હુ બેકાર છું.'

'તમારા પ્રશ્નને એની સાથે શું સંબંધ છે?'

'સાહેબ, વાત એમ છે કે હુ છેલ્લા બે મહિનાથી બેકાર છું, જેમા મારો કશો દોષ નથી. સાહેબ, આપે ખરેખર સાંભળ્યું જ હશે કે મારા જેવા હજારો માણસ આવી જ રીતે બેકાર છે'

'હું, આગળ કહો.'

'સાહેબ, મારો કોઇ પણ 'યુનિયન' સાથે સંબંધ નથી, કારણ આપ જાણો જ છો કે મારા સરખા બેકારોનું કોઇ 'યુનિયન' નથી.'

'હા, હા.'

'સાહેબ, છેલ્લાં ત્રણ અઠવાડિયાંથી મારી પાસે ખાવા-પીવાનું પણ કશું સાધન રહ્યું નથી. મેં કામ મેળવવાનો ભારે પ્રયત્ન કર્યો પણ તેમા મને જરાય સફળતા ન મળી.'

'શું તમે તમારા જિલ્લાની દુઃખનિવારણ સમિતિને જાણ ન કરી?'

'સાહેબ હું ત્યા પણ જઇ આવ્યો છું. ત્યાં ય જગા નથી!'

'શું તમારા મિત્રો કે સંબંધીઓ તમને મદદ કરતા નથી?'

'સાહેબ, એમાંના અડધા તો મારા જેવી જ દશામા છે ને બાકીના મારાથી ત્રાસી ગયા છે.'

'તો તમે...'

'તેઓ મને જે કંઇ આપી શકે એ બધું જ લઇને મે ખરચી નાખ્યું છે'

'તમારે પત્ની-બાળકો છે?'

'ના, સાહેબ!'

'ઠીક, તો 'પુઅર – લૉજ' (ગરીબો માટેનુ રહેઠાણ) તમારા જેવા માટે જ છે. તમને હક છે કે...'

'સાહેબ, એવી બે જગાએ હું રહી ચૂકયો છુ પણ ગઇ કાલે રાતે અમને કેટલાય જણને જગાના અભાવને કારણે ત્યાંથી ર

છે સાહેબ, હું ભૂખ્યો છું. શું મને કામ કરવાનો અધિકાર છે?'

'માત્ર 'પુઅરલોજ'ને આશ્રયે રહીને જ.'

'સાહેબ, એ તો મેં પહેલાં જ જણાવ્યું કે મને ગઈ કાલે રાતે ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો છે. શું હું કોઈને કામ આપવા માટે ન કહી શકું ?

'ના, મને અફસોસ છે'

'સાહેબ, મને ભોજનની અત્યંત આવશ્યકતા છે શું આપ મને સડક પર ભિક્ષા માગવાની રજા આપશો ?'

'ના, ના, તમને ખબર જ છે કે એવી રજા હું ન આપી શકું.'

'ભલે ! તો સાહેબ, હું ચોરી કરવી શરૂ કરું ?'

'તમારે અદાલતનો સમય બરબાદ નહિ કરવો જોઈએ.'

'પણ સાહેબ, હું ભૂખે મરી રહ્યો છું એ વાત મારે માટે ઘણી જ અગત્યની છે. શું આપ મને મારાં કોટ અને પાટલૂન વેચવાની રજા આપી શકશો ?' તેણે પોતાના કોટના બટન ખોલતા કહ્યું, જેની નીચે તેનું ખુલ્લું શરીર હતું, 'મારી પાસે આ સિવાય બીજું કશું નથી....'

'તમે બદમાસની પેઠે આમ તેમ ફરી નહિ શકો. હું તમને ગેરકાયદેસરનું કામ કરવાની રજા ન જ આપું.'

'ભલે, સાહેબ ! શું આપ મને રાતે બહાર કયાંય સૂઈ રહેવાની રજા આપશો, જેથી બદમાસીના ગુનાસર મને પકડવામા ન આવે ?'

'તમારા સઘળા સવાલનો એક જ જવાબ મારી પાસે છે, તે એ કે, તમને તમે સૂચવેલાં કામોમાંથી એક પણ કામ માટે રજા આપવા જેટલી સત્તા મારી પાસે નથી.'

'તો સાહેબ, હું શું કરું ? હું આપને ખરું જ કહું છું કે હુ કાયદામા રહેવા ઈચ્છું છું. શું આપ મને કોઈ એવી સલાહ આપી શકો કે વગર કશુ ખાધે જ હું જીવી શકું ?'

'હુ એવી સલાહ આપી શકતો નથી.'

'ઠીક, સાહેબ ! હવે હું આપને પૂછું છું કે, શુ કાયદાની નજરમાં હું ખરેખર જીવતો છુ.'

'આ એક એવો સવાલ છે જેનો જવાબ હુ આપી શકતો નથી. ખરી વાત તો એ છે કે, જો કાયદો તોડો તો તમે જીવતા છો, પણ મને ખાતરી છે કે તમે એમ નહિ કરો. મને તમારે માટે ખરેખર દિલગીરી થાય છે. તમે પેલી પેટીમાંથી એક શિલિંગ લઈ શકો છો. બીજો કેસ...'

વકીલસાહેબ વાચતાં થંભી ગયા.

તેમના મિત્રે કહ્યું, કિસ્સો ઘણો રસિક છે. સાચે જ, એ જમાનામાં અજબ હાલત હતી !

*

પક્ષીઓમા પુરુષ તેમ જ સ્ત્રી નિર્વાહના ધંધા જાણે છે, તેઓ પોતાનાં બચ્ચાંનું મમતાથી પાલન કરે છે અને તેમને ઘર બાંધતાં અને ખોરાક મેળવતાં શીખવે છે તેમના નિર્વાહની ચિંતા નથી હોતી. બાળકો, પક્ષીઓનો આ રિવાજ સંસારમાં કેટલો બધો સુખકારી છે ? દુન્યવી સુધારો આપણા કરતાં પક્ષીઓમાં વધારે થયો છે એમ શુ ન કહી શકાય ? તો પછી આપણે મનુષ્ય છીએ એટલા જ ખાતર બધા પ્રાણીઓમા શ્રેષ્ઠ છીએ એમ કહેવામા શો સાર ?

– ધર્માનંદ કોસંબી

# રમુજી પ્રસંગો

નરેન્દ્રકુમાર ચી. ચોકસી

આપણા લોકલાડીલા સ્વ. પંડિત જવાહરલાલ નહેરૂની ગુજરાતી વાણિયા પરની ટકોર વિષેની આ વાત છે. ૧૯૩૧ની સાલમાં શ્રી જવાહરલાલ નહેરૂ સિલોનની મુલાકાતે ગયેલ, ત્યાં તેમને માટે ખાસ નિમાયેલ સત્કાર સમિતિના મંત્રી શ્રી હિરાલાલ એમ. દેસાઈ (જેઓ તે સમયે સિંધિયા કંપનીના સિલોન ખાતેના મેનેજર હતા.) તેમની તહેનાતમાં હતા.

એક રાત્રે શ્રી નહેરુ શ્રી દેસાઇ અને બીજા હિન્દી મિત્રો સાથે ન્યુવેરા એલિયામાં એક રમણિય તળાવની પાસે જ આવેલી 'સુઈસ હોટેલ'ની આલિશાન અગાસીમાં બેસી જૂના સ્મરણો તાજા કરી રહ્યા હતા. વાતાવરણ આલ્હાદક હતું અને રાત્રીના ભોજન પછી મિજલસ બરાબર જામી હતી. શ્રી નહેરૂ ખુશ મિજાજમાં સત્યાગ્રહની લડતના તેમના અનુભવો વર્ણવી રહ્યા હતા. ૧૯૩૦નો સ્વાતંત્ર્ય-સંગ્રામ પાછો ખેંચી લેવામાં આવ્યો ત્યારે છુટા કરવામાં આવેલ મુંબઈ કોંગ્રેસના સ્વયંસેવકો તે વખતના બી. પી. સી. સી. ના પ્રમુખ શ્રી કે. એફ. નરીમાનને કેવી રીતે હેરાન કરી રહ્યા હતા, તે પ્રસંગ શ્રી નહેરૂએ તેમની જોરદાર ભાષામાં આબેહુબ વર્ણવ્યો. 'શ્રી નરીમાનની મોટર પર પત્થર ફેંકવા સુધીનું તોફાન આ ગુસ્સે થઈ ગયેલા સ્વયંસેવકોએ કર્યું. તેઓને કાબુમાં રાખવાનું કામ ખરેખર મુશ્કેલ બની ગયેલ. હું તે સમયે નજીકમાં જ હોઈ, તરત જ શ્રી નરીમાનની મદદે દોડી ગયો અને આ વિફરેલ સ્વયંસેવકોને મેં તેમના પાંચ પ્રતિનિધિઓ ચુંટી કાઢી તેમની મારફત પોતાની ફરિયાદો શાંતિથી રજુ કરવા જણાવ્યું.'

શ્રી નહેરૂ જાણે ખરેખર લડવા તૈયાર થતા હોય તેવી રીતે કફનીની બાંય ચડાવતાં આ પ્રસંગ સિલોનમાં યાદ કરતાં બોલ્યા: 'મેં તેઓને ધમકી આપતાં જણાવ્યું કે જો તમારે મારી મદદની જરૂર હોય તો ફક્ત આ એક જ રસ્તો તમારા માટે ખુલ્લો છે, પણ જો તમારે ગુંડાગીરી જ કરવી હોય, તો એ ન ભુલી જતા કે હું કોઇ એક બીકણ ગુજરાતી વાણિયો નથી.' ( I am not a coward Gujarati Bania)' આ વાક્ય પૂરું થતાની સાથે જ સામે શ્રી દેસાઇને જોતાં શ્રી નહેરૂને યાદ આવ્યુ કે શ્રી દેસાઇ પણ એક 'ગુજરાતી વાણિયા' હતા. એટલે તરત જ તેમણે હસતાં ઉમેર્યું, 'દેસાઇજી, ખરેખર દિલગીર છું' આ સાંભળી મિત્રોનો સમુદાય ખડખડાટ હસી પડયો.

શ્રી દેસાઈએ ખુશનુમા વાતાવરણમાં વધારો કરતાં જણાવ્યું: 'પંડિતજી, કંઇ વાંધો નહિ, છેવટ આપ પણ એક 'ગુજરાતી વાણિયા' (તેમનો નિર્દેશ મહાત્મા ગાંધીજી તરફ હતો) ના અનુયાયી છો અને મને ખાત્રી છે કે તેમને બીકણ કહેવાની તો આપ હિંમત નહિ જ કરો.'

ફરીને એકવાર ન્યુવેરા એલિયાના 'સુઇસ હોટેલ'ની અગાસી પર હાસ્યનું મોજું ફરી વળ્યુ.

*

પૂ. મહાત્મા ગાંધીજીના જીવનમાં કેટલાય રમૂજી પ્રસંગો બની ગયા છે છતાંય એક પ્રસંગ તો અણજાણ્યો જ રહ્યો છે. ૧૯૪૫ની સાલમાં જ્યારે નેતાજી શ્રી સુભાષ બોઝના જાપાનમાં થયેલ મૃત્યુનાં રહસ્ય વિષે દુનિયાભરમાં ચર્ચા ચાલી રહી હતી, તે સમયે ગાંધીજીનો મુકામ પુનાના 'નેચર કયોર કિલનિક'માં હતો. એક સવારે ત્યાં સન-

સનાટી ફેલાઇ ગઇ. નેતાજી સુભાષ બોઝ એકાએક ત્યાં મોટરમાં આવી પહોંચ્યા સડસડાટ મોટર ' ક્લિનિકના દરવાજા પાસે આવીને ઊભી રહી. બહાર ઉભેલ સ્વયંસેવકો નેતાજીને સામે આવેલ જોઇ, સ્તબ્ધ થઇ ગયા અને આંખો ચોળતા ફરી ફરીને જોવા લાગ્યા કે ' આ તે સ્વપ્ન છે કે સત્ય ' પણ હતા તો તે જ પ્રચંડકાય નેતાજી સૌની સામે સ્મિત વેરતા અંદર બેઠા હતા. ગાંધીજીને મળવા અગાઉથી સમય લીધા વિ ા કોઇ પણ આવે તો સ્વયંસેવકો કોઇને પણ અંદર દાખલ થવા દેતા ન હતા પણ આ તો નેતાજી સુભાષ! તરત જ તેઓએ ' ક્લિનિક 'ના દરવાજાનાં બારણાં ખોલી નાખ્યાં અને મોટરને છેક ગાંધીજીના ખંડ સુધી જવા દીધી.

' ક્લિનિક 'ની બહાર તો તે સમયમાં સી. આઇ ડી ના ગુપ્તચરો ફર્યા જ કરતા આમાંના બે માણસોએ તો નેતાજીને આગળથી જ ' ક્લિનિક ' તરફ આવતા જોયેલ અને તેમનો પીછો પકડેલ તેમને માટે તેમની કારકિર્દીની મોટામાં મોટી સિદ્ધિ મેળવવાની તક આવી લાગી હતી સ્વયંસેવકોની આવી વર્તણુક જોઇ, સી આઇ. ડી વાળાના હૃદયના ધબકારા ઓર વધી ગયા, અને તેઓએ ' ક્લિનિક 'ની અંદર દાખલ થવા પ્રયાસ કર્યો, પણ સ્વયંસેવકોએ તેમને બહાર જ અટકાવી રાખ્યા. તેઓ શ્વાસભેર તેમના હેડક્વાર્ટર્સ પર જઇ પહોંચ્યા, અને પોલીસની એક મોટી ટુકડી સાથે લાવી, તેમણે ' ક્લિનિક 'ના મકાનને ચારે બાજુથી ઘેરી લીધું.

અર્ધા કલાક પછી ગાંધીજી સાથે વાતચીત પતાવી, નેતાજી બહાર આવ્યા સ્વયંસેવકોએ હસ્તાક્ષર માટે પડાપડી કરી પણ તેઓ બહુ ઉતાવળમાં હોઇ, હસતાં હસતાં થોડી વાતો કરી, મોટર બહાર હંકારી ગયા. જેવી મોટર દરવાજાની બહાર નીકળી કે આખી પોલીસ પાર્ટી તેમની પછવાડે દોડી ગઈ... ' અંતે સુભાષ બોઝ આપણા હાથમાં ઝડપાઇ ગયા છે...સરકારી ઇનામ હવે હાથવેંતમાં જ છે, ' તેમ મનમાં બોલતા પોલીસ અમલદારો ઉત્સાહભેર પાસેને પાસે આવવા લાગ્યા. આ બધું સરઘસ પાછળ આવતું જોઇ નેતાજી હેબતાઇ ગયા. તેમણે મોટર થોભાવી અને તુરત જ પોલીસ ટુકડી તેમને ઘેરી વળી. આવેલો શિકાર હાથમાથી છટકી ન જાય તે માટે ,તેમણે નેતાજીને બુલંદ અવાજે જણાવ્યું, ' મિસ્ટર સુભાષ બોઝ! આપ હવે અમારા કબજા હેઠળ છો. '

' અરે તમે લોકો કેવી વાત કરો છો? હું સુભાષ બોઝ નહિ પણ તેમનો નાનો ભાઇ, શૈલેષ બોઝ છુ. ' પોલીસે નેતાજી ધારેલ વ્યક્તિ બોલી ઉઠી. અમલદારો અને બીજા સી આઈ. ડી ના નિષ્ણાતો પર તો જાણે વીજળી પડી તેઓ તો ત્યાં ને ત્યા બરફ જેવા ઠંડાગાર થઇ ગયા. વાત એમ બની હતી કે આ મહાશય બીજા કોઇ નહિ પણ શ્રી સુભાષ બોઝના નાના ભાઇ શૈલેષ બોઝ હતા તેમનો ચહેરો અને આકૃતિ પોતાના ભાઈ સુભાષ બોઝને આબેહુબ મળતા આવતા હતા

ગાંધીજીને જ્યારે સી આઇ. ડી.એ કરેલ છબરડાની ખબર પડી ત્યારે તેઓ ખડખડાટ હસી પડેલા અને પેલા સ્વયંસેવકો તો બિચારા શરમના માર્યા થોડા દિવસ ગાંધીજીને મુખ બતાવતાં પણ અચકાતા હતા.

# સન્માન કોનું?

*

વાર્તા સાંભળવી હોય તો રલાય પિટરને મુખેથી સાંભળો. શું વાર્તાને લડાવવાની તેની ઢબ. એ વાર્તા કરતો હોય ત્યારે નાનાં બાળકોથી માંડી બુઢ્ઢાઓ એક ધ્યાને સાંભળતા. અને વાર્તા દ્વારા એ જ્યારે ટુચ્ચા મશ્કરીના ફુવારા ઉડાડતો ત્યારે બધાં તેમાં તરબોળ થઇ જતા. ખાસ પ્રસંગો, સમારંભોમાં એને અચૂક આમંત્રણ મળતું અને પ્રસંગોને દિપાવતો.

એકવાર એના એક પૈસાદાર મિત્ર પોતાનાં લગ્ન સમારંભમા આમંત્રણ આપવા એને ઘેર આવ્યો.

'તમે મારા લગ્ન સમારંભમાં જરૂર આવશો. હું મારા કુટુંબના કેટલાક આગળ પડતા માણસોની સાથે ઓળખાણ કરાવીશ.'

'આભાર, જરૂર હું આવીશ. અને સમારંભમાં હાજર રહીશ.'

લગ્ન સમારંભ ઘણા મોટા પાયા યોજવામા આવ્યો હતો બધા આમંત્રિત અતિથિઓ સુંદર, સરસ પોષાક પહેરીને આવ્યાં હતાં. મકાનના આંગણાંના બગીચામાં મોટા મોટા ટેબલો પર જાત જતના શરબતો, ફળ, મીઠાઇ વગેરે ચીજો ગોઠવેલી હતી. સંગીત નૃત્ય અને મહેમાનોના આનંદથી બગીચાનું વાતાવરણ ગૂંજી ઊઠ્યું હતું.

મસ્ત રલાય પિટર પોતાની મસ્તીમાં ગંદા જૂનાં કપડાં પહેરીને જ લગ્ન સમારંભમાં આવ્યો. લોકોએ એને જોયો એટલે મોં મચકોડીને તેની મશ્કરી કરવા લાગ્યા. તેનો મિત્ર કે જેણે આમંત્રણ આપ્યું હતું તેણે પણ તેનો આદર સત્કાર કર્યો નહીં. અરે, બોલાવ્યો સરખો યે નહી.

'ઓહ! સાચું છે, આ પૈસાદાર લોકો અતિથિઓને એમના પોષાક જોઇને માન અને આવકાર આપે છે. એમનામાં માત્ર બુદ્ધિ કે ડહાપણ હોય તો એમનો તિરસ્કાર કરે છે—' રલાય પિટર એક બાજુ જરા વાર ઊભો રહીઆમ વિચારી રહ્યો.

થોડીવાર આમતેમ એકલા યે આંટા માર્યા અને કંઇક વિચાર આવતાં જ મનોમન હસીને પોતાને ઘરે ગયો. આંખ ઊઘડીને વળગે એવો ભભકાદાર પોષાક પહેરીને તરત પાછો સમારંભમા આવ્યો. જેઓ એ દાખલ થાય છે તેવા જ બધા મહેમાન ઊભા થઇ ગયા અને આવકાર આપવા લાગ્યા. ગામના આગેવાનો પણ ઊભા થઈ એને પોતાની પાસે બેસવા આગ્રહ કરવા લાગ્યા. બધા નાસ્તો કરતાં હતા. તેને માટે પણ તરત જ નાસ્તાની પ્લેટ હાજર થઇ.

"પિટર, આ શરબત અને મિઠાઇ લો." આ લો, તે લોના ચારેબાજુથી અવાજો આવવા લાગ્યા 'ગજબું મોટુ કરીને આ તમારા યુવાન મિત્ર દંપતીને શુભેચ્છા આપો.'

'આભાર, મારા યુવાન મિત્ર દંપતીનું જીવન ખૂબ આનંદથી પસાર થાઓ અને તેઓ ઘણાં બાળકોના માતા-પિતા બનો.'

આમ પોતાની શુભેચ્છા આપતા પિટરે શરબતથી ભરેલો ગ્લાસ હાથમાં લીધો અને પોતાના નવા નકોર પોષાક પર એ ઢોળી દીધો.

આ દૃશ્ય જોઇને આમંત્રિત ગૃહસ્થો આશ્ચર્ય ચકિત થઇ ગયા. અને બોલી ઊઠ્યા:

'અરે, પિટર, આ શું કરી રહ્યા છો?'

કશું જ કરતો નથી. મારા નવા પોષાકનું સન્માન કરું છું. તમે બધાએ આ પોષાકને આવકાર આપેલો મને થોડો આપેલો? તેથી તેને મીઠાં મધુરાં શરબતોનું પાન કરાવવું જ જોઇએ ને!'

આમંત્રિત ગૃહસ્થો અને પિટરના પેલા પૈસાદાર મિત્રને આ શબ્દો કેવા લાગ્યા હશે!

# અવલોકન

સાહેબ-બીબી-ગુલામ
લેખક : બિમલ મિત્ર;
અનુ : શ્રી. રમણિક મેઘાણી
ભાગ ૧-૨;
મૂલ્ય, રૂા. ૧૫-૫૦
પ્રકાશક : આર આર. શેઠ, મુંબઈ

બંગાળી નવલકથાનું આકર્ષણ ગુજરાતને ક્યાસુધી રહેશે તે કહેવું મુશ્કેલ છે. શરદબાબુ, બંકીમચન્દ્ર, કવિવર ટાગોર જેવી આજન્મ સાહિત્યવિભૂત કોઈપણ સાહિત્ય માટે આકર્ષણ જન્માવી શકે. પરંતુ આધુનિક નવલકથામાં બિમલ મિત્ર કે 'જરાસંધ' હજુ એ વારસો જાળવી રાખે છે. તેમના વિષે આ નવલકથાની શરૂઆતમાં જે ઓળખ આપવામા આવી છે તે ઉચિત છે: "સાહેબ-બીબી-ગુલામ ઘણાંની દૃષ્ટિએ વીસમી સદીની એક 'કલાસીક' નવલકથા છે જેમા બ્રિટિશરોના ૨૫૦ વર્ષના અમલ દરમિયાન ભારતીય સમાજે કરેલી ઉત્ક્રાંતિની કથા આલેખવામા આવી છે. બંગાળીમા એની ચૌદ આવૃત્તિ થઇ ચૂકી છે; ઉપરાન્ત એનો અનુવાદ હિન્દી, કન્નડ, ઉડિયામા પ્રગટ થઇ ચૂકયો છે. અંગ્રેજી અનુવાદ યુ. કે.મા પ્રગટ થવાની તૈયારીમાં છે એમની ત્રણ મહાન નવલકથાઓમા 'સા. બી. ગુ.' પહેલી છે. તે પછીની કૃતિ 'કોડિ દિયે કિનલામ'માં ૧૯૧૨ થી ૧૯૪૭ની પંદરમી ઓગષ્ટ સુધીના સમયનું અને ત્રીજી કૃતિ 'એકક દશક-શતક'મા ૧૫ ઓગષ્ટથી ૧૯૬૨ મા થયેલ ચીની આક્રમણ સુધીનું ચિત્ર રજૂ કરવામા આવ્યું છે."

વાર્તાનો મુખ્ય નાયક છે અતુલ ચક્રવર્તી; પરંતુ તે નામ બદલીને, ફઇબા ભુતનાથ રાખે છે. બંગાળના ગામડામાં જીવન ગાળતા તેને જીવનમા એક મનોરથ જાગે છે—એકવાર કલકત્તા જોવાનો. તેનો બચપણનો દોસ્ત નની પણ ત્યાં ગયો હોય છે. અને એક દિવસ ભૂતનાથ કલકત્તા આવી ચડે છે અને એ મહાનગરીના વૈભવશાળી ભભકામાં અને કોલાહલમાં, વનમાળી સરકાર લેઇનમાં આવી ચડે છે. જૂની ઓળખાણ હોય છે વ્રજરાખાબુની. તેને ઓટલો મળી જાય છે—પછી રોટલો મળે છે અને આમ તેનો જીવન પ્રવાસ શરૂ થાય છે, અને ચુડામણિ ચૌધરીની હવેલીમાં જીવનની અનેક લીલી-સૂકીનો તે અનુભવ કરે છે.

આ હવેલી પણ કોઇ સામાન્ય હવેલી નથી. તેનો ઇતિહાસ પણ કલકત્તાના ઇતિહાસ જેટલો જ પચરંગી અને પ્રાચીન છે. આ શહેરની પ્રથમ સ્થાપના થઈ અને અંગ્રેજ વેપારી જોબ ચાર્નોક સૌ પ્રથમ હુગલી નદીમાં તેનું વહાણ લંગારવા આવ્યો અને સુતાનુટિ નામે ઓળખાતા ઝૂંપડાના પડાવ જેવા ગામે તંબૂ ખોડયો અને કલકત્તા શહેરનો પાયો નાખ્યો; ત્યારપછી ફીરંગી વેપારીઓ આવ્યા; અંગ્રેજોએ તેમની પાસેથી કોઠી લીધી; ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો પ્રતિનિધિ શહેનશાહ ઔરંગઝેબના દરબારમા આવે છે અને વિલયમ મોરિસની પોતાના એજન્ટ તરીકે નિમણુંક કરે છે; પછી આવે છે મુર્શિદકુલિખા નવાબ સિરાજુદ્દૌલા; પ્લાસીનું યુદ્ધ; ત્યારબાદ અંગ્રેજ હાકેમોની હારમાળા—લોર્ડ કોર્નવોલિસ, લોર્ડ બેન્ટિંક, કર્ઝન, અર્લ મિન્ટો, લોર્ડ હાર્ડિન્જ. આ વાઇસરોયો બંગાળમા સ્ફોટક પરિસ્થિતિ નિહાળી તેના ભાગલા કરે છે અને રાજધાનીને કલકત્તાથી ખસેડી દિલ્હી લઇ જાય છે. જાહેરમત અને ક્રાંતિકારોની વિઘાતક પ્રવૃત્તિ ધ્યાનમાં લઇ, ભાગલા છેવટે રદ થાય છે

આની સાથોસાથ બંગાળી સમાજમાં પણ જમીનદાર કુટુંબોને ચડતી—પડતીના દિવસો આવે છે. ભૂતનાથ જે ચૌધરી કુટુંબમા આવી ચડે છે તે પણ રાજકીય વાતાવરણ સાથે ભુમિપતિ ચૌધરીથી શરૂ કરી તેના વંશજો સુવર્ણમણિ, વૈદુર્યમણિ, હિરણ્યમણિ, કૌસ્તુભમણિ અને છેલ્લા ચુડામણિના વંશજોની સાહ્યબી વચ્ચે ઘુમરીઓ લે છે. આ હવેલીમા શું નથી? બધું જ છે અથવા એક નાનકડું રજવાડું જેમાં દેઉઢી, બગીચો, ખજાનચીખાનું, નોબતખાનું, તોષાખાનું, ભિસ્તીખાનું,

નાચઘર, પૂજાઘર બધું જ છે. અહીં ચૌધરી કુટુંબની પરદાનશીન વહુઓ છે જેમણે પરણીને હવેલીમાં આવ્યા બાદ કદી બહાર પગ મૂકયો નથી, તો બીજી તરફ ચુનીદાસી અમે નન્નીબાઇ જેવી નગરવધૂઓને ત્યાં જ જીંદગીભર પડયાપથર્યા રહેતા ચૌધરી પુરુષવર્ગના સભ્યો છે. કૂતરાઓને રમાડતા નવબો જેવા કબૂતરને ઉડાડવાની રમત રમતા ભૈરવી બાબુ છે; તો વળી પતિને પરમેશ્વર માની, ચોવીશે કલાક જસોદાલાલની પૂજા કરતી પરમેશ્વરીભાભી છે. જગતમાં સહુને વશ કરી શકાય તેવો 'મોહિની સિદૂર'ના કારખાનેદાર સુવિનયબાબુ છે, તો વળી બે માસની જ વયે જેનું લગ્ન કરી નાખવામાં આવ્યું છે તે જવામયી અને જીવનસાથી બનવા ઇચ્છતા સુપવિત્ર બાબુ છે. હવેલીમાં સેંકડો નોકર ચાકરો છે ચૌધરીઓની ગાડી હંકારનો ઇબ્રાહીમ કોચમેન છે, દેઢીનો જમાદાર બ્રીજાસંગ છે; હવેલીના તમામ ઓરડાઓની ઘડિયાળોને ચાવી દેતો, નિયમિત રાખતો, અને તોપ ફૂટવાના અવાજ સાથે ફટ દઇને ખિસ્સામાંથી ઘડિયાળ કાઢી સેકન્ડનો પણ ક્યાસ કાઢનાર બદરીકા પ્રસાદ છે, પૈસાનો હિસાબ રાખનાર વિધુ સરકાર છે.

અતિ વિશાળ ફલક અને સેંકડો પાત્રોને આવરી લેતું કથાનું વસ્તુ ચિત્તાકર્ષક બની રહે છે. બિમલ મિત્રાએ ખૂબીથી વચ્ચે સ્વામી વિવેકાનંદને પણ મૂકી દીધા છે એટલું જ નહિ વેશ્યાગામી ચૌધરીઓ નાચમુજરા અને દરૂના મહેફિલો વચ્ચેથી પણ સમય કાઢીને જીવનની ગહન ફિલસૂફી એટલી સરલતાથી મૂકી દીધી છે કે વાચકને ખ્યાલ પણ નથી આવતો કે નન્નીબાઇના જલસામાંથી ઉપ-નિષદ્‌ના ઊંચા સ્તર ઉપર તે કયારે જઇ બેઠો! ઇતિહાસની વિગતોને વફાદાર રહીને પણ બંગાળનો સામાજીક ઢાંચો લેખકે એવી ખૂબીથી ઉપસાવ્યો છે કે સામાજીક અનિષ્ટોની ટીકા કર્યા સિવાય તેની કરુણતાની છાપ વાચકના મન પર જબરજસ્ત અસર કરી જાય છે. જેમકે પતિને ખુશ કરવા પરેશ્વરી દારુ પીધનું પણ સ્વીકારે છે, અને 'બજારુ સ્ત્રી' જેટલું કરે તે બધું કરવા તૈયાર થાય છે. પરંતુ એ લતમાં પડયા પછી છોડી શકતી નથી અને જ્યાં ત્યાંથી બાટલી લાવી આપવા બંસો તમજ ભૂતોને વારવાર કાકલૂદી કરે છે. અને તે પણ છુટુકબાબુએ દારૂની લત છોડી દીધી હોય છે ત્યારે. આવોજ કુરુઢિનો પ્રસંગ છે જવામયીના લગ્નનો. તે બાળકી હોય છે ત્યારે જ ભૂતનાથ સાથે તેનું લગ્ન થઇ ગયું હોય છે. પછી બંને કુટુંબો વિખૂટાં પડી જાય છે. જવા બ્રાહ્મો બની જાય છે અને મૃત્યુ સમયે તેના પિતા ઘટસ્ફોટ કરે છે ત્યારે સુપવિત્ર સાથે તેના સબંધો નાજુક હદે પહોંચી ગયા હોય છે. પરંતુ પતિવ્રતા સ્ત્રીનો આદર્શ છોડવા તે ના પાડે છે. જયારે ભૂતનાથને ખબર પડે છે કે તેની સાથે લગ્ન થયેલ વ્યકિત અતુલ ચક્રવર્તી પોતે જ છે ત્યારે તે રહસ્ય છૂપાવી રાખે છે એટલું જ નહિ જવાને છેલ્લો પત્ર લખી જાય છે કે અતુલનું મૃત્યુ થયુ છે – છેક બાળક અવસ્થાનો સંબંધ હવે બાધ આવે નહિ અને સુપવિત્ર સાથે તેણે લગ્ન કરી લેવું. જવામયીના પાત્રની કરૂણતા પરેશ્વરી ભાભી કરતાં કોઇ રીતે ઓછાં નથી. છેવટે, જમીન-દારીમાં કસ નહિ રહેવાથી ચૌધરીઓ કોયલાની ખાણો ખરીદે છે, તેમાં ખોટ જાય છે અને કુટુંબની પડતી શરૂ થાય છે. હવેલીમાંથી તેજ ઘટતું જાય શ્રી–ચાલી જાય છે અને પૈસા ધીરનાર નનીબાબુ જાખ્મો લાવે છે. દરમ્યાન ભૂતનાથ ઓવરસિયર થયો હોય છે. ભાઇઓ વચ્ચે હવેલીના ભાગલા પડે છે; નોકર ચાકરો અદશ્ય થાય છે. ભૂતનાથ સાથે ઘોડાગાડીમાં બહાર જતા પરેશ્વરીનું ખૂન થાય છે. છુટુકબાબુ મૃત્યુ પામે છે. ભૂતનાથને માર પડે છે જ્યારે સાજો થાય છે ત્યારે હવેલીમાં કોઇ હયાત નથી કલકત્તા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ રસ્તાને પહોળો કરવા, હવેલી પાડી નાખવાનો હુકમ કરે છે. અને એ ફરજ ઓવરસિયર ભૂતનાથબાબુ ઉપર આવી પડે છે. તેની ઇંટેઇંટની પડતી ખેપ, ભૂત-કાળની જાહોજલાલી તેની નજર સમક્ષ ખડી થાય છે

નવનકથાનો અંત કેવળ કરુણ નથી, આર્ય સંસ્કૃતિના કોઇ ઋષિ, કોઇ કલાકાર કે કોઇ બુદ્ધ

# અવલોકન

સાહેબ - બીબી - ગુલામ
લેખક : બિમલ મિત્ર;
અનુ : શ્રી. રમણિક મેઘાણી
ભાગ ૧-૨;
મૂલ્ય, રૂ. ૧૫-૫૦
પ્રકાશક : આર આર. શેઠ, મુંબઈ

બંગાળી નવલકથાનું આકર્ષણ ગુજરાતને ક્યાંસુધી રહેશે તે કહેવું મુશ્કેલ છે. શરદબાબુ, બંકીમચન્દ્ર, કવિવર ટાગોર જેવી આજન્મ સાહિત્યવિભૂતિ કોઈપણ સાહિત્ય માટે આકર્ષણ જન્માવી શકે. પરંતુ આધુનિક નવલકથામાં બિમલ મિત્ર કે 'જરાસંધ' હજુ એ વારસો જાળવી રાખે છે. તેમના વિષે આ નવલકથાની શરૂઆતમાં જે ઓળખ આપવામાં આવી છે તે ઉચિત છે: "સાહેબ - બીબી - ગુલામ ઘણાંની દૃષ્ટિએ વીસમી સદીની એક 'ક્લાસીક' નવલકથા છે જેમા બ્રિટિશરોના ૨૫૦ વર્ષના અમલ દરમિયાન ભારતીય સમાજે કરેલી ઉત્ક્રાંતિની કથા આલેખવામા આવી છે. બંગાળીમા એની ચૌદ આવૃત્તિ થઇ ચૂકી છે; ઉપરાંત એનો અનુવાદ હિન્દી, કન્નડ, ઉડિયામા પ્રગટ થઇ ચૂક્યો છે. અંગ્રેજી અનુવાદ યુ કેમા પ્રગટ થવાની તૈયારીમાં છે એમની ગણુ મહાન નવલકથાઓમા 'સા. બી. ગુ.' પહેલી છે. તે પછીની કૃતિ 'કડિ દિયે કિનલામ'માં ૧૯૧૨ થી ૧૯૪૭ની ૫ દરમી ઓગષ્ટ સુધીના સમયનું અને ત્રીજી કૃતિ 'એકક દશક-શતક'માં ૧૫ ઓગષ્ટથી ૧૯૬૬મા થયેલ ચીની આક્રમણ સુધીનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે."

વાર્તાનો મુખ્ય નાયક છે અતુલ ચક્રવર્તી; પરંતુ તે નામ બદલીને, રાખ્યા ભૂતનાથ રાખે છે. બંગાળના ગામડાંમાં જીવન ગાળતાં તેને જીવનમાં એક મનોરથ જાગે છે—એકવાર કલકત્તા જોવાનો. તેનો બચપણનો દોસ્ત નની પણ ત્યાં ગયો હોય છે. અને એક દિવસ ભૂતનાથ કલકત્તા આવી ચડે છે અને એ મહાનગરીના વૈભવશાળી મલકામાં અને કોલાહલમાં, વનમાળી સરકાર લેઇનમાં આવી ચડે છે. જૂની ઓળખાણ હોય છે વ્રજમાણુની. તેને ઓટલો મળી જાય છે – પછી રોટલો મળે છે અને આમ તેનો જીવન પ્રવાસ શરૂ થાય છે, અને ચુડામણિ ચૌધરીની હવેલીમાં જીવનની અનેક લીલી-સૂકીનો તે અનુભવ કરે છે.

આ હવેલી પણ કોઇ સામાન્ય હવેલી નથી. તેનો ઇતિહાસ પણ કલકત્તાના ઇતિહાસ જેટલો જ પચરંગી અને પ્રાચીન છે. આ શહેરની પ્રથમ સ્થાપના થઈ અને અંગ્રેજ વેપારી જોબ ચાર્નોક સૌ પ્રથમ હુગલી નદીમાં તેનું વહાણ લંગારવા આવ્યો અને સુતાનુટિ નામે ઓળખાતા ઝૂંપડાના પડાવ જેવા ગામે તંબૂ ખોડયો અને કલકત્તા શહેરનો પાયો નાખ્યો; ત્યારપછી ફીરંગી વેપારીઓ આવ્યા; અંગ્રેજોએ તેમની પાસેથી કાઢી લીધી; ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો પ્રતિનિધિ શહેનશાહ ઔરંગઝેબના દરબારમાં આવે છે અને વિલયમ મોરિસની પોતાના એજન્ટ તરીકે નિમણુંક કરે છે; પછી આવે છે મુર્શિદ-કુલિમાં નવાબ સિરાજુદ્દૌલા; પ્લાસીનું યુદ્ધ; ત્યારબાદ અંગ્રેજ હાકેમોની હારમાળા—લોર્ડ કોર્નવોલિસ, લોર્ડ બેન્ટિક, કર્ઝન, અર્લ મિન્ટો, લોર્ડ હાર્ડિન્જ. આ વાઇસરોયો બંગાળમા સ્ફોટક પરિસ્થિતિ નિહાળી તેના ભાગલા કરે છે અને રાજધાનીને કલકત્તાથી ખસેડી દિલ્હી લઇ જાય છે. જાહેરમત અને ક્રાંતિકારોની વિઘાતક પ્રવૃત્તિ ધ્યાનમાં લઇ, ભાગલા છેવટ રદ થાય છે

આની સાથેસાથ બંગાળી સમાજમાં પણ જમીનદાર કુટુંબોને ચડતી–પડતીના દિવસો આવે છે. ભૂતનાથ જે ચૌધરી કુટુંબમા આવી ચડે છે તે પણ રાજકીય વાતાવરણ સાથે ભૂમિપતિ ચૌધરીથી શરૂ કરી તેના વંશજો સુવર્ણમણિ, વૈદુર્યમણિ, હિરણ્યમણિ, કૌસ્તુભમણિ અને છેલ્લા ચુડામણિના વંશજોની સાહ્યબી વચ્ચે ઘુમરીઓ લે છે. આ હવેલીમા શું નથી? બધું જ છે અથવા એક નાનકડું રજવાડું જેમાં દોઢી, બગીચો, ખજાનચી-ખાનું, નોબતખાનું, તોષાખાનું, મિસ્ત્રીખાનું,

નાચઘર, પૂજાઘર બધું જ છે. અહીં ચૌધરી કુટુંબની પરદાનશીન વહુઓ છે જેમણે પરણીને હવેલીમાં આવ્યા બાદ કદી બહાર પગ મૂક્યો નથી, તો બીજી તરફ ચુનીદાસી અમે નન્નીબાઇ જેવી નગરવધૂઓને ત્યાં જ જીદગીભર પડયાપથર્યા રહેતા ચૌધરી પુરુષવર્ગના સભ્યો છે. કૂતરાઓને રમાડતો નવ બો જેવા કબૂતરને ઉડાડવાનો રમત રમતા શૈસવી બાબુ છે; તો વળી પતિને પરમેશ્વર માની, ચાવીશે કલાક જસેદ લાલની પૂજા કરતી પરમેશ્વરીભાભી છે. જગતમાં સહુને વશ કરી શકાય તેવા 'મોહિની સિંદૂર'ના કારખાનેદાર સુવિનયબાબુ છે, તો વળી બે માસની જ વયે જેનું લગ્ન કરી નાખવામાં આવ્યું છે તે જવામયી અને જીવનસાથી બનવા ઇચ્છતા સુપવિત્ર બાબુ છે. હવેલીમાં સેકડો નોકર ચાકરો છે ચૌધરીઓની ગાડી હંકારનો ઇબ્રાહીમ કોચમેન છે, દેઉડીનો જમાદાર બીજાસંગ છે; હવેલીના તમામ ઓરડાઓની ઘડિયાળોને ચાવી દેતો, નિયમિત રાખતો, અને તોપ ફૂટવાના અવાજ સાથે ફટ દઇને ખિસ્સામાંથી ઘડિયાળ કાઢી સેકન્ડનો પણ ક્યાસ કાઢનાર બદરીકા પ્રસાદ છે, પૈસાનો હિસાબ રાખનાર વિધુ સરકાર છે

અતિ વિશાળ ફલક અને સેકડો પાત્રોને આવરી લેતું કથાનું વસ્તુ ચિત્તાકર્ષક બની રહે છે. બિમલ મિત્રાએ ખૂબીથી વચ્ચે સ્વામી વિવેકાનંદને પણ મૂકી દીધા છે એટલું જ નહિ વેશ્યાગામી ચૌધરીઓના નાચમુજરા અને દરૂના મહેફિલો વચ્ચેથી પણ સમય કાઢીને જીવનની ગહન ફિલસૂફી એટલી સરલતાથી મૂકી દીધી છે કે વાચકને ખ્યાલ પણ નથી આવતો કે નન્નીબાઇના જલસામાંથી ઉપનિષદ્‌ના ઊંચા સ્તર ઉપર તે ક્યારે જઇ બેઠો! ઇતિહાસની વિગતોને વફાદાર રહીને પણ બંગાળના સામાજિક દૂષણો લેખકે એવી ખૂબીથી ઉપસાવ્યો છે કે સામાજિક બનિષ્ટોની ટીકા કર્યા સિવાય તેની કરુણતાની છાપ વાચકના મન પર જબરજસ્ત અસર કરી જાય છે. જેમકે પતિને ખુશ કરવા પરેશ્વરી દારુ પીવાનું પણ સ્વીકારે છે, અને બજારુ સ્ત્રી જેટલું કરે તે બધું કરવા તૈયાર થાય છે.

પરંતુ એ લતમાં પડયા પછી છોડી શકતી નથી અને જ્યાં ત્યાંથી બાટલી લાવી આપવા બંસો તમજ ભૂતોને વારવાર કાકલૂદી કરે છે. અને તે પણ છુટુક બાબુએ દારુની લત છોડી દીધી હોય છે ત્યારે. આવાજ કુરૂઢિનો પ્રસંગ છે જવામયીના લગ્નનો. તે બાળકી હોય છે ત્યારે જ ભૂતનાથ સાથે તેનું લગ્ન થઇ ગયું હોય છે. પછી બંને કુટુંબો વિખૂટાં પડી જાય છે, જવા બાલો બની જાય છે અને મૃત્યુ સમયે તેના પિતા ઘટસ્ફોટ કરે છે ત્યારે સુપવિત્ર સાથે તેઓ સબંધો નાજુક હદે પહોચી ગયા હોય છે. પરંતુ પતિવ્રતા સ્ત્રીનો આદર્શ છોડવા તે ના પાડે છે. જ્યારે ભૂતનાથને ખબર પડે છે કે તેની સાથે લગ્ન થયેલ વ્યક્તિ અતુલ ચક્રવર્તી પોતે જ છે ત્યારે તે રહસ્ય છૂપાવી રાખે છે એટલું જ નહિ જવાને છેલ્લો પત્ર લખી જાય છે કે અતુલનું મૃત્યુ થયુ છે – છેક બાળક અવસ્થાનો સંબંધ હવે બાધ આવે નહિ અને સુપવિત્ર સાથે તેણે લગ્ન કરી લેવું. જવામયીના પાત્રની કરુણતા પરેશ્વરી ભાભી કરતાં કોઇ રીતે ઓછાં નથી. છેવટે, જમીનદારીમાં કસ નહિ રહેવાથી ચૌધરીઓ કોલસાની ખાણો ખરીદે છે, તેમાં ખોટ જાય છે અને કુટુંબની પડતી શરૂ થાય છે. હવેલીમાંથી તેજ ઘટતું જાય શ્રી–ચાલી જાય છે અને પૈસા ધીરનાર નતીબાબુ જપ્તો લાવે છે. દરમ્યાન ભૂતનાથ ઓવરસિયર થયો હોય છે. ભાઇઓ વચ્ચે હવેલીના ભાગલા પડે છે, નોકર ચાકરો અદૃશ્ય થાય છે. ભૂતનાથ સાથે ઘોડાગાડીમાં બહાર જતા પરેશ્વરીનું ખૂન થાય છે. છુટુકબાબુ મૃત્યુ પામે છે. ભૂતનાથને માર પડે છે જ્યારે સાજો થાય છે ત્યારે હવેલીમાં કોઇ હયાત નથી કલકત્તા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ રસ્તાને પહોળા કરવા, હવેલી પાડી નાખવાનો હુકમ કરે છે. અને એ ફરજ ઓવરસિયર ભૂતનાથબાબુ ઉપર આવી પડે છે. તેની ઇંટેઇંટની પડની જોઇ, ભૂતકાળની જાહેરજલાલી તેની નજર સમક્ષ ખડી થાય છે.

નવલકથાનો અંત કેવળ કરુણ નથી. આર્ય સંસ્કૃતિના કોઇ ઋષિ, કોઇ કાલકવિ કે કોઇ બુદ્ધ

જાણે જીવનની નિરર્થકતાનો સંદેશ આપતા હોય તેવો કરુણાત્મક બન્યો છે ખોદકામ મજૂરો, એક માનવ હાડપિંજર ખંડેરમાંથી-ખોદકામમાંથી નીકળતા, વધુ આગળ કામ કરવા ના પાડે છે એક મજૂરને ઉજાગરા થયા હોય છે અને લોહી નીંગળતી હાલતમાં સુનમુન પડ્યો છે ભૂતનાથ જુએ છે – હાડપિંજર આખું છે પણ શરીર અસ્થાનના સુવર્ણ અલંકારો – કંદોરા હોય છે આખા ગળામાં તે એકજ હાડપીંજરને મુગ્ધભાવે જોઈ રહે છે પરેશની ભાભી ! પતિને પામવા છેલ્લા શ્વાસ સુધી મથામણ કરી પણ છેવટે મૃત્યુ દ્વારાજ સાર્થકતાને પામ્યાં !

બિમલ મિત્રની વાર્તા કહેવાની શૈલી પણ અનોખી ભૂતનાથના મનમા ઊઠતા તરંગો દ્વારા જ કથાનક શૈલીથી આખી વાર્તા બે ભાગમાં ખેંચી કાઢી છે છતાં રસ એટલો જળવાઈ રહે છે અને પ્રસંગોના મણકા એવા સંકળાઈ રહે છે કે નિરૂપણ ધારી ચોટ મારી જાય છે પાત્રોના મનમાં ચાલતા ગહનતમ સંઘર્ષોને પ્રગટ કરવા બેસી જેવા નોકરના પાત્રને પણ લેખક ભૂલતા નથી શ્રી રમણિક મેઘાણીનો અનુવાદ ગુજરાતને એક ગરવી અને સમર્થ નવલકથા આપી જાય છે અનુવાદ એટલો સહજ લાગે છે કે તે એક મૌલિક કૃતિ નથી એ ધ્યાન તો રહી રહીને જ આવે છે એમ પણ થાય છે કે ગુજરાતમાં આવી નવલકથા કોઈ ક્યારે લખશે ?

શિ.

*

ચાચાજીના જીવનપ્રસંગોમાંથી
લેખક વિમળાબહેન પટેલ,
પ્રકા૦ શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર,
ગાંધી માર્ગ અમદાવાદ
કિં૦ રૂપિયા ત્રણ, પૃ૦ ૧૬×૧૫૨

પૂ શ્રી. ગુરુદયાલ મલિકજીને સૌ કોઈ 'ચાચાજી'ના વહાલસોયા નામે ઓળખે છે તેઓશ્રી શાંતિનિકેતન સંસ્થામાં ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર સાથે વીસેક વર્ષ અધ્યાપક તરીકે રહ્યા હતા વળી તેઓ મહાત્મા ગાંધીજીના નિકટ સમાગમમાં આવ્યા હતા દીનબંધુ એન્ડ્રુઝ સાહેબ સાથે પણ તેમણે સેવાકાર્ય કર્યું છે તેઓશ્રી પોતે સરહદના છે, પરંતુ તેમનો પ્રેમળ આત્મા 'હદ'ને 'બેહદ' કરી ગયો છે, એટલે કે તેમણે હદના સંકુચિત સીમાડા ઓળંગી નીકળીને માનવપ્રેમની અસીમતામાં પોતાના આત્માને વિહરતો કર્યો છે તેથી જ ચાચાજી ગુજરાતીને ગુજરાતી લાગે સિંધીને સિંધી લાગે, બંગાળીને બંગાળી લાગે, સૌને ચાચાજી પોતાના જ લાગે

પૂ ચાચાજીના પ્રેમળ હૈયાનો પરિચય તો તેઓના પ્રત્યક્ષ સમાગમમાં આવનારને જ આવી શકે તેઓશ્રીના આત્માની સુવાસ તેમના સહાનુભૂતિભર્યા પ્રેમાળ સહવાસમાં પામી શકાય

શ્રી વિમળાબહેને આ પુસ્તકમાં પૂ ચાચાજીના જીવનમાંથી પ્રેરક પ્રસંગો સંગૃહીત કર્યા છે વિમળાબહેન આપણા સદ્‌ગત સાક્ષરશ્રી નરસિંહભાઈ પટેલના સુપુત્રી થાય પૂ ચાચાજી જ્યારે શાંતિનિકેતનમાં હતા તે જ વેળાએ નરસિંહભાઈ પણ અધ્યાપક તરીકે હતા એ વેળાએ વિમળાબહેન નાનકડાં હતાં એટલે નાનપણથી તેઓ ચાચાજીના પરિચયમાં આવ્યા હતા એ રીતે જોઈએ તો આ પ્રસંગો ચાચાજીના જીવનનાં અનેકવિધ પાસાઓને સમજવામાં અતિઉપયોગી થઈ પડે એમ છે શિક્ષકો અને વિદ્યાર્થીઓને આ પુસ્તક પ્રેરણાદાયી અવશ્ય થઈ પડશે આવું પ્રેરક પુસ્તક આપવા બદલ શ્રી વિમળાબહેન ધન્યવાદને પાત્ર છે

–મુકુલભાઈ કલાર્થી

બગદાદનો બાદશાહ એકવાર રસ્તામાંથી પસાર થઈ રહ્યો હતો તે વેળા તેને એક કાણો મનુષ્ય સામે મળ્યો બાદશાહને મજાક કરવાની ઇચ્છા થઈ આવી તેણે તે કાણા મનુષ્યને થોભાવી પૂછ્યું 'કેમ રે કાણિયા તને એક વસ્તુની જગ્યાએ બે વસ્તુ દેખાય છે એ વાત સાચી છે કે ?'

તે કાણા મનુષ્યે હાથ જોડી નમ્રપણે કહ્યું "હા મહારાજ ! એ વાત તદ્દન સાચી છે કારણ અત્યારે જ મને આપના બે પગની જગ્યાએ ચાર પગ હોય એવું દેખાય છે "

## વૈષ્ણવજન અંગેની માહિતી
### ફોર્મ નં. ૪
( નિયમ નં ૮ની રૂએ )

| | |
|---|---|
| ૧. પ્રકાશન સ્થળ... | સુરૂપ મુદ્રિકા, રેસકોર્ષ રોડ, રાજકોટ |
| ૨. પ્રસિદ્ધિ સમય .... | દર માસની ૧૨મી તારીખ |
| ૩, ૪. મુદ્રક અને પ્રકાશકનું નામ... | ધીરેન ગાંધી |
| રાષ્ટ્રીયતા.... | ભારતીય |
| સરનામુ... | રામકૃષ્ણનગર, રાજકોટ–૨ |
| ૫, તંત્રીનુ નામ... | નવીન ગાંધી |
| રાષ્ટ્રીયતા... | ભારતીય |
| સરનામું... | ૨. રામકૃષ્ણનગર, રાજકોટ–૨ |
| ૬. પત્રની માલિકી ધરાવનારનું નામ.... | રૂપાયતન |

હું ધીરેન ગાંધી જાહેર કરું છું કે, ઉપર દર્શાવેલ વિગતો મારી જાણકારી અને માન્યતા મુજબ ખરી છે.

તા. ૧૫ ફેબ્રુઆરી '૬૭

ધીરેન ગાંધી
પ્રકાશક

---





## રૂપાયતન પ્રકાશન

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ — | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં — | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |